## હરકિસન મહેતા એક ઘટના

હરકિસન મહેતા એ આધુનિક નવલકથાના ક્ષેત્રે માત્ર નામ નથી, એક ઘટના છે. નવલકથાની પ્રજાપ્રિયતા સાથે તેનાં રમણીયતાનાં સ્થાનોની માવજત એ એમની વિશેષતા છે. પ્રજાપ્રિય સાપ્તાહિકને નવાં શિખરો પર કઈ રીતે લઈ જઈ શકાય એમાં તંત્રી તરીકે હરકિસન મહેતાએ જે સૂઝ પ્રગટ કરી છે એ અસાધારણ છે.

'જગ્ગા ડાકુનાં વેરનાં વળામણાં'નાં ત્રણ ભાગ સાથે સત્યઘટનાત્મક નવલકથા ક્ષેત્રે તેમણે આરંભ કર્યો; એ પછીની તેમની યશસ્વી કૃતિઓમાં 'અમીરઅલી ઠગના પીળા રૂમાલની ગાંઠ', 'ચંબલ તારો અજંપો', 'પાપ પશ્ચાત્તાપ', 'તરસ્યો સંગમ', 'જોગ-સંજોગ', 'પ્રવાહ પલટાયો', 'સંસારી સાધુ', 'માણસ નામે ગુનેગાર', 'સંભવ અસંભવ', 'ભેદભરમ', 'દેવ-દાનવ' વગેરેનો સમાવેશ થાય છે.

તેમની ઘણી નવલકથાઓ પરથી ફિલ્મો અને ટી.વી. સિરિયલો બની છે. જે ખૂબજ લોકપ્રિય સાબિત થઈ છે.

'પીળા રૂમાલની ગાંઠ' પાકિસ્તાનમાં ગુજરાતી અને ઉર્દૂ બંને ભાષાઓમાં પ્રગટ થઈ છે. જ્યારે તેમની પ્રથમ નવલકથા 'જગ્ગા ડાકુ' મલયાલમ ભાષામાં પ્રકાશિત થઈ છે.

- હરીન્દ્ર દવે

# ચંબલ તારો અજંપો

(ભાગ ૧-૨-૩ સાથે)

ડાકુ માનસિંહ । ડાકુરાણી પૂતલીબાઈ । લાખન-રૂપો



હરકિસન મહેતા

પ્રવીણ પુસ્તક ભંડાર
લાભ ચૅમ્બર્સ, મ્યુ. કૉર્પો. સામે, રાજકોટ.
Website : www.pravinprakashan.com
E-mail : pravinprakashan@yahoo.com

CHAMBAL TARO AJAMPO (Part : 1-2-3 Combined)
(Gujarati Novel)
By : HARKISAN MEHTA
Published by : PRAVIN PRAKASHAN PVT. LTD., RAJKOT - 360 001

પ્રકાશક :
પ્રવીણ પ્રકાશન પ્રા. લિ.
લાભ ચેમ્બર્સ, મ્યુ. કૉર્પો. સામે,
ઢેબર રોડ, રાજકોટ.
ફોન : (૦૨૮૧) ૨૨૩૨૪૬૦ / ૨૨૩૪૬૦૨



આવૃત્તિ : ૧લી ૧૯૬૯
આવૃત્તિ : ૫મી ૧૯૮૨
આવૃત્તિ : ૬ઠ્ઠી ૧૯૯૦
આવૃત્તિ : ૭મી ૧૯૯૬
આવૃત્તિ : ૮મી ૨૦૦૨
આવૃત્તિ : ૯મી ૨૦૦૮
આવૃત્તિ : ૧૦મી ૨૦૧૪

ISBN : 978-81-7790-793-3

કિંમત : રૂા. ૫૦૦

મુદ્રક :
પ્રવીણ પ્રકાશન પ્રા. લિ.
વેરાવળ (શાપર),
જિલ્લો : રાજકોટ.

**અર્પણ**

ચંબલની

રઝળપાટના

સાથીઓ

**– વેણીભાઈ પુરોહિત**

અને

**એલ. એમ. પોમલને –**

# અજંપાનું આકર્ષણ

ચંબલની ધરતી પરથી ડાકુઓનો શ્રાપ ભુંસી નાખવાના સારા-નરસા પ્રયાસો નિષ્ફળ પુરવાર થયા અને શક્ય અશક્ય યોજનાઓ અભરાઈ પર ચડાવી દેવામાં આવી ત્યારે વિનોબા ભાવેએ હૃદય પરિવર્તનનો પ્રયોગ અજમાવ્યો. 1960ની આ વાત છે.

ચંબલની કોતરો જોવાની ઝંખના ત્યારથી જાગી હતી. એ પછી તરૂણકુમાર ભાદુરીનું 'અભિશપ્ત ચંબલ' (હિંદી) વાંચ્યું. અને ચંબલ માટે ઘેલછા જાગી છતાં પણ ચંબલ જવાનું અંજળ આટલું જલદી ન આવત જો એક ઠગ ભેટી ન ગયો હોત તો.

પાંચેક વર્ષ પહેલાં 'ચિત્રલેખા' કાર્યાલયમાં એક અજાણ્યો જુવાન આવ્યો : 'ગ્વાલિયરથી આવું છું, પત્રકાર છું, અને તાજેતરમાં જ ચંબલના ડાકુઓના એક વસમા અનુભવનો ભોગ બન્યો છું.'

આ રીતે પોતાની ઓળખાણ આપી. વધુમાં પોતે ડાકુઓ પર હિંદીમાં એક પુસ્તક લખ્યું હતું તેનો ઉલ્લેખ કર્યો અને પેલો જાત અનુભવ કહી સંભળાવ્યો. બહુ રસપ્રદ હતો એ કિસ્સો :

– ગ્વાલિયરથી એક બસમાં જઈ રહ્યો હતો ત્યાં રસ્તામાં ડાકુઓએ બસને આંતરી લીધી. ઉતારૂઓ સમસમી ગયા. બે કદાવર બંદૂકધારી ડાકુ અંદર આવ્યા, જેમની પાસે માલમત્તા હતી એમના હોશકોશ ઊડી ગયા. બેમાંથી એક ડાકુની નજર ફરતી ફરતી મારા પર મંડાણી, તેણે બીજાને કહ્યું : 'જો ત્યાં બેઠો.' અને બંને મારી પાસે આવ્યા. અખબારમાં ડાકુઓ વિષે મેં ઘણું લખ્યું હતું છતાં એમને છાતી સામે ઊભેલા જોયા ત્યારે પસીનો છૂટવા લાગ્યો. 'ખડે હો જાવ' એમ કહ્યું ત્યારે ઊભા થઈ જવાની તાકાત જ પગમાંથી ઓસરી જવા લાગી. આટલા ઉતારૂઓમાંથી મને એકલાને જ કેમ વીણી કાઢ્યો ?

ઊઠવામાં વાર થઈ એટલે એકે મારો કાઠલો પકડ્યો અને બીજાએ સખ્તાઈ વાપરી : 'નીચે ઊતરી જા, નહીંતર ઊંચકીને લઈ જવો પડશે.' બીજા ઉતારૂઓ ત્રાંસી આંખે મને દયાભરી નજરે જોતા હતા. કેટલાક મને સારી રીતે ઓળખતા પણ હતા. હું જોર કરીને ઊભો થઈ ગયો. હિંમત આવી ગઈ હોય તેમ પેલાને કહ્યું, 'મારો કાંઠલો છોડી દો, હું નીચે આવું છું.'

– જેવો હું નીચે ઊતર્યો કે એક ડાકુએ બસ ડ્રાઈવરને ફરમાન કર્યું : 'તુમ લોગ અબ જા સકતે હો, ભાગો જલદી !'

– મને મૂકીને બસ ચાલી ગઈ. હું જતી બસને જોઈ રહ્યો. બસના ઉતારૂઓ મને જોઈ રહ્યા. જાણે આખરી વાર મને જોઈ લેતા હોય એ રીતે !

– તમે લોકોએ મને શું કામ ઉતારી મૂક્યો, હવે મારું શું કરવાના છો ? એવા સવાલો પૂછવાનું મન થતું હતું પણ સુકાઈ ગયેલી જીભમાંથી શબ્દો ફૂટ્યા નહોતા. થોડીવારમાં મને સમજાઈ ગયું. એક ડાકુએ મારી આંખે રૂમાલ બાંધી દીધો. પછી મને ધક્કો મારીને કહે : 'ચાલ આગળ !'

– એ લોકો ઝડપથી ચાલતા હતા. મારી આંખે પટ્ટી બાંધી હતી અને મનમાં ભય કૂદકા

મારતો હતો. હું વારંવાર પાછળ રહી જતો ત્યારે મને પીઠ પર બંદૂકની નાળનો ઘોડો વાગતો : 'આમ ચાલીશ તો ચાર દિવસે ય મુકામ નહીં આવે.'

– મને ફડકો પડ્યો, શું એટલે બધે છેટે મને લઈ જવા માગે છે ? વાંકા-ચૂંકા ઊંચા રસ્તા પરથી અંદાજ આવી ગયો કે અમે કોતરોમાં જઈ રહ્યા છીએ. એક-બે વાર ઠેસ વાગવાથી હું ગબડી પડ્યો. મારા ચંપલની પટ્ટી તૂટી ગઈ એટલે એ ફેંકી દેવા પડ્યા. ઉઘાડા પગે ચાલવામાં પગે કાપા પડતા હતા. ધગતી રેતીના ડામથી તળિયામાં કાળી પીડા થતી હતી.

– બેચાર જગ્યાએ પોરો ખાવા મળ્યો, રસ્તામાં નદી આવી ત્યાં પાણી પીવા મળ્યું ત્યારે કાંઈક રાહત થઈ. પછી તો હિંમત કરીને બીડી પીવા માગી. મારું અપહરણ કરી જનારા ડાકુઓમાંથી કોઈએ દાદ ન આપી ત્યારે મેં તરકીબથી કહ્યું : 'તમે બીડીની તલપ નહીં છીપાવો તો મારાથી ચલાશે કેમ ?' આની અસર થઈ. મને બીડી પીવા મળી.

– આઠેક કલાકે મુકામ આવ્યો ત્યાં સુધીમાં હું થાકીને લોથ થઈ ગયો હતો. ભયથી મગજ બહેર મારી ગયું હતું. ધૂળ-પસીનાની ચીકાશ ચામડી પર બાઝી ગઈ હતી. આઠ કલાકના અંધાપા પછી આંખો પરથી પટ્ટી હઠાવી ત્યારે સામે ઊભેલા ડાકુઓની ધૂંધળી આકૃતિ દેખાઈ, બધું હાલક-ડોલક થતું લાગ્યું. થોડીવાર એવો ભાસ થયો જાણે સપનામાંથી જાગી રહ્યો હોઉં.

'જુવાન, છાપામાં તું ડાકુઓ વિષે મનફાવે તેમ લખે છે એટલે તને અહીં લાવવો પડ્યો.' બોલનારો સરદાર હોય એમ લાગ્યું. સામે ગુફા જેવું હતું એ એમનો અડ્ડો હશે, એવું મેં ધારી લીધું. સાંજ પડી હતી પણ અંધારું વધારે લાગતું હતું. હજુ સુધી સમજાયું નહોતું કે આ લોકો મારા શું હાલ કરવા માગે છે. મને ઉપાડી લાવીને બદલામાં મોટી રકમ મેળવવાની ગણતરી હોવાનો તો સંભવ જ નહોતો. ડાકુઓની વિરુદ્ધમાં મેં એવું તે શું લખ્યું છે કે એનો બદલો વાળવા મને અહીં લઈ આવ્યા !'

– બીજે દિવસે સવારે ખબર પડી કે હું ડાકુઓનો કેદી નહીં પણ મહેમાન છું ! મારી ખુશાલીનો પાર ન રહ્યો. પહેલાં તો માનવામાં ન આવ્યું. અહીં સુધી પગપાળા આવવામાં જે યાતના અને તંગદિલી અનુભવેલી તે હવે આનંદદાયક લાગવા માંડી.

– સાચે જ મહેમાનની જેમ મારી ખાતર-બરદાસ્ત કરવામાં આવી. વિદેશી દારૂની રાતે મહેફિલ થતી. એક રાતે તો નાચગાનનો જલસો પણ થયો. મારા તરફ ડાકુઓની આટલી બધી મહેરબાની કેમ ઊતરી તેની મને છેવટ લગી ખબર ન પડી, પણ તેમણે મને એમનાં હથિયારો દેખાડ્યાં, જે ધાડો અને ધિંગાણા વિષે અમે અગાઉ સમાચારો છાપ્યા હતા તેની ભીતરની સાચી હકીકતો કહી સંભળાવી. એના પરથી મેં અનુમાન કર્યું કે ડાકુઓને પણ પોતાના પ્રચારની જરૂર પડે છે !

– નવાઈની વાત તો એ છે કે ત્રણ દિવસ પછી મને માનભેર વિદાય કર્યો ત્યારે મારા અખબારના લવાજમ પેટે રોકડા રૂપિયા પણ ગણી આપ્યા. મેં પૂછ્યું કે કયા સરનામે પોસ્ટ કરવા, તો કહે, ફલાણા ગામના મંદિરમાં રોજ છાપું પહોંચતું કરજો. મેં પૈસા લેવાની ના પાડી તો સરદારે પરાણે મને વળગાડ્યા : 'અમે છાપાં મફત નથી વાંચતા !'

એ અજાણ્યા જુવાનનો જાતઅનુભવ સાંભળીને અમે મંત્રમુગ્ધ થઈ ગયા. તેણે પગના તળિયામાં પડી ગયેલાં ચાંઠાં દેખાડ્યાં : 'જુઓ હજુ પણ એનાં નિશાન રહ્યાં છે.'

તેણે બીજી પણ એક વાત કરી : 'સુનીલ દત્ત અને નરગિસ 'મુઝે જીને દો' ચિત્રના શુટિંગ માટે ચંબલ આવેલા ત્યારે મેં એમને ઘણી મદદ કરી હતી. સુનીલને ડાકુની જેમ ધોતિયું પહેરાવતાંય મેં શિખવેલું...' બીજી એક આશ્ચર્યજનક માહિતી એણે સંભળાવી : 'સુનીલ દત્ત 'મુઝે જીને દો'માં ડાકુરાણી પૂતળીની કથા સાંકળી લેવાના છે એ જાણીને પૂતલીની બહેન એકવાર તેને મલવા આવી હતી અને ધમકી આપી ગયેલી કે 'પૂતલીનું હીણું દેખાય એવું ફિલ્મમાં બતાવવા નહીં.' કેટલાક ડાકુઓએ ય તેને ચેતવણી આપી હતી : 'અમે ડાકુ પોલીસને તાબે થતા નથી માટે તમારી ફિલ્મના ડાકુને જો પોલીસને શરણે થતો દેખાડશો તો ખેર નહીં રહે...'

જુવાનની આ બધી વાતો આંજી નાખે એવી હતી પણ થોડા દિવસ પછી ખબર પડી કે હકીકતમાં એ કોઈ બનાવટી માણસ હતો ! ડાકુઓએ તેનું અપહરણ કર્યાની વાત એક લેખક જેટલી ચાલાકીથી ઉપજાવી કાઢેલી હતી અને આ બહાને પોતાની 'છાપ' પાડી પાંચ-પંદર રૂપિયા ઉછીના લઈ જતો અને પછી મોં દેખાડતો નહીં.

જે રોમાંચક અનુભવ સાંભળ્યો એ બનાવટી હતો એમ જાણ્યા પછી મને હસવું આવ્યું અને હળવો આઘાત પણ લાગ્યો, છતાં એક ફાયદો થયો. ચંબલ જોવાની ઝંખના તીવ્રત્તમ બની અને પેલાએ ઉપજાવી કાઢેલી ઘટના ચંબલ ગયા પછી મારા જેવાના જીવનમાં સાચે જ બની જાય એવી આશા સાથે અમે ચંબલની રઝળપાટ કરવા નીકળી પડ્યાં.

ઘણું ફર્યાં, ઘણાને મળ્યા, ઘણી ઘણી માહિતીઓ જાણવા મળી, છતાં કોઈ ડાકુનો મેળાપ ન થયો કે પોલીસ સાથેનું એમનું એક ધિંગાણું જોવા ન પામ્યા. એનો ભારે વસવસો રહી ગયો અમને.

એ બંને અનુભવ લેવા માટે ત્યાં બે-ત્રણ મહિના રહેવું જરૂરી હતું, જે એ વખતના સંજોગોમાં બની શક્યું નહીં.

ચંબલની રઝળપાટથી મને જે કંઈ સાંપડ્યું છે તે આ વાર્તામાં વણી લેવામાં આવ્યું છે. 'બીજ'માં મહિનાના ગાળે ક્રમશઃ પ્રગટ થતી હોવાથી વાર્તાના પ્રકરણોની રચના એ મુજબ કરી છે.

'બીજ'માં વાચકોએ હપ્તે હપ્તે રસથી વાંચી છે એટલે પુસ્તકરૂપે પણ અજંપાને આવકાર મળશે એવી શ્રદ્ધા છે.

**(પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના)**

તા. 14-5-1969

**– હરકિસન મહેતા**

*7, ગુરુકૃપા, ૬ ઠ્ઠો રસ્તો,*
*જૂહુ સ્કીમ, વીલેપાર્લે,*
*(વેસ્ટ) મુંબઈ - 56.*

# અજંપાનું અલ્પવિરામ

## (પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના)

ડાકુ માનસિંહથી શરૂ થયેલી 'ચંબલ તારો અજંપો'ની આ કથાનો પૂર્વાર્ધ અહીં ત્રીજા ભાગમાં, માનસિંહની જ પ્રેરણાથી ખુનખાર ડાકુ બનેલા લાખનસિંહ અને રૂપરામ શર્માના જીવન સાથે સમાપ્ત થાય છે.

1965માં ચંબલ પ્રદેશમાં જઈ આવીને આ કથા લખવાની શરૂઆત કરી ત્યારે કલ્પના નહોતી કે ત્રણ ભાગમાં માત્ર એના પૂર્વાર્ધનો જ સમાવેશ થઈ શકશે.

પલ્ટાતા સમય સાથે ચંબલની ડાકુ-સમસ્યાનો અંત આવી જશે એમ માનવું ભૂલ ભરેલું છે. તેને માટે માત્ર સરકાર કે પોલીસને જ જવાબદાર ગણવામાંય ભૂલ થાય છે. એક તો ચંબલની ભૌગોલિક પરિસ્થિતિ, ત્યાં વસતા લોકોની માનસિક પ્રવૃત્તિ, આર્થિક હાલત ઉપરાંત ડાકુગીરીથી દબાતી જનતા અને તેનો ગેરલાભ લેતા રાજકીય પક્ષના નેતાઓ પણ ઓછા જવાબદાર નથી.

કહેવાનો મતલબ એ છે કે ચંબલની ડાકુ-સમસ્યાનો અંત અત્યારે તો ક્યાંય દેખાતો નથી. એવી જ રીતે ચંબલના ડાકુની કથાનો પ્રવાહ પણ પુસ્તકના કેટલાક ભાગ સુધી વહેતો રહેશે તેનો અંદાજ આંકી શકાય એમ નથી.

લાખન અને રૂપા બાદ, 1960 પછીના ચંબલના ડાકુઓની કથા હવે પછી ઉત્તરાર્ધમાં આપવાનો ઇરાદો છે.

પણ એ પહેલાં ફરી એકવાર ચંબલની રઝળપાટ કરવા જવું પડશે, ખતમ થઈ ગયેલા ડાકુઓના સગાં-સાગરીતોને મળવું પડશે અને હયાત ડાકુઓનો સંપર્ક પણ સાધવો પડશે.

ત્યાં સુધી વાચકોને ધીરજ ધરવા વિનંતી.

**– હરકિસન મહેતા**

*7, ગુરુકૃપા, ૬ઠ્ઠો રસ્તો,*
*જૂહુ સ્કીમ, વીલેપાર્લે,*
*(વેસ્ટ) મુંબઈ - 56.*

## હરકિસન મહેતાના
## બેસ્ટ-સેલર પુસ્તકો

સર્જન-વિસર્જન
અંત આરંભ ૧-૨
લયપ્રલય ૧-૨-૩
મુક્તિબંધન ૧-૨
વંશ વારસ ૧-૨-૩
પીળા રૂમાલની ગાંઠ ૧-૨-૩
ડૉ. રોશનલાલ
જોગ-સંજોગ
ભેદ ભરમ
પ્રવાહ પલટાયો
સંસારી સાધુ
ભાગ્ય સૌભાગ્ય
ચંબલ તારો અજંપો ૧-૨-૩
જડ ચેતન ૧-૨
વેરનાં વળામણાં ૧-૨-૩
તરસ્યો સંગમ ૧-૨
શેષ-વિશેષ ૧-૨
સંભવ-અસંભવ
પાપ પશ્ચાત્તાપ
દેવ-દાનવ
માણસ નામે ગુનેગાર
સાગરને ખોળે ૩૨ દિવસ
સ્વીડન સોનાનું પીંજર
વાદ-સંવાદ
વેદના-સંવેદના
સીયામી જોડીયા

પ્રવીણ પ્રકાશન પ્રા. લિ.
લાભ ચેમ્બર્સ, મ્યુ. કૉર્પો. સામે, ઢેબર રોડ, રાજકોટ.
Website : www.pravinprakashan.com / E-mail : pravinprakashan@yahoo.com

# એક

તરસ તીવ્ર બની. તલપ ઉગ્ર થઈ.

ભીંડથી ઊપડેલી અમારી જીપ પુરવેગે જઈ રહી હતી. હોળી પછીના દિવસો, ફટાયા ફાગણનો નમતો પહોર, બદલાતી હવાની રૂખ, ડમરીઓ ચડાવતી લાલ ધૂળ અને મગજ પર સવાર થયેલ ચંબલ.

રાજસ્થાન, ઉત્તરપ્રદેશ અને મધ્યપ્રદેશને વીંધીને વહેતી ચંબલ... ધરતીની છાતી ચીરી પોતાનાં નિશાન કાયમ કરીને ધસમસતી ચંબલ... દર સેકન્ડે અગિયાર ફૂટ જેટલી જમીન 'ખાઈ' જતી ચંબલ...

'તમે બે-અઢી માઈલ છેટેથી કહી શકો કે હવે ચંબલ આવવાની છે.'

ભીંડના પોલીસ ઇન્સ્પેક્ટર શર્મા કહી રહ્યા હતા : 'હવે જોજો, એની કોતરો દેખાશે.'

આંખો સતેજ કરી મેં રસ્તાની બંને બાજુ જોવા માંડ્યું... અધીરાઈ અને ઉત્તેજનાથી દિલ ધબકતું હતું. શાપિત ચંબલની બદનામ કોતરો કેવી હશે ? લાલ માટીના નાના ટીંબા નજરે પડ્યા. પાંચ-દસ ફૂટ જેટલા ઊંચા હશે. નાના છોકરાઓ દરિયાકિનારે રેતીમાં એક જગ્યાએ ખાડો કરી તેની રેતીથી બાજુમાં ટેકરી બનાવે તેવા ખાડા-ટેકરાની જાણે હારમાળા જોઈ લ્યો. ચોમાસામાં ચંબલનાં પાણી અહીં સુધી ફૂંફાડા મારતાં પહોંચ્યાં હશે. માટી ખૂંદીને-ખોદીને કોતરો બનાવવાની રમત રમી ઓસરી ગયાં હશે. ચોમાસા અગાઉ અહીં કોઈનાં ખેતરો હશે. ચંબલના પૂરે એમને ધોઈ નાખી ત્યાં કોતરો સર્જી દીધી. ઉપજાઉ ખેતરો વેરાન કોતરો બની ગયાં, જ્યાં હળ ખેડી ન શકાય પણ બહારવટું ખેડાય !

'હજુ જેમજેમ નજદીક જઈશું તેમતેમ એ દસ, પંદર, પચીસ ફૂટ ઊંચી થતી જશે.' ઇન્સ્પેક્ટર શર્માનો અવાજ કાન પર અફળાયો, પણ આંખો તો મેં કોતરો પર જ ઠેરવી રાખી. તેઓ કહેતા હતા : 'અત્યારે તમને ચંબલનદીનાં પાણીની તરસ લાગી છે, પણ કાલે આપણે એની વિકરાળ કોતરોની વચ્ચેથી કોરેલી સડક પર જીપ લઈ જઈશું ત્યારે જોજો, પચાસ, સો, અરે, દોઢસો ફૂટ ઊંચી કોતરો અને એટલી ઊંડી ખાઈઓ બંને બાજુ દેખાશે.'

હું ચૂપ હતો એટલે શર્માજી અટક્યા. મેં કહ્યું : 'તમતમારે ચાલુ રાખો, હું સાંભળું છું. મારું ધ્યાન બહાર છે, પણ કાન છે તમારા તરફ.'

'કમબખ્ત આ કોતરો જ ડાકુ-સમસ્યાનું મૂળ છે. કોતરોમાં ઘૂસી ગયા પછી એમને કોઈની પરવા નથી રહેતી. અમારી જીપનું તેમાં કામ નહીં. પગપાળા પીછો કરીએ, પણ એની ભુલભુલામણી એવી દુર્ગમ છે કે આંખના પલકારામાં એ લોકો ગાયબ થઈ જાય. અમે બંદૂક પર હાથ ઘસતા રહી જઈએ.'

અને જીપની બ્રેક લાગી : 'લ્યો આવી ગઈ ચંબલ !' શર્મા કૂદકો મારી નીચે ઊતર્યા. લાલ માટી પર મેં પગ મૂક્યો ત્યારે રોમાંચક ઝણઝણાટી અનુભવી.

કિનારે ઊભા રહી બાવરી નજરને તેના વિશાળ પટ પર દોડાવી. બે કિનારા વચ્ચે બે ફર્લાંગ જેટલો પટ હશે. નીચે પહોંચવા માટે ખાસો એવો ઢાળ ઊતરવો પડે. પણ આવડા મોટા પટમાં પાતળા પ્રવાહે વહેતી ચંબલ કેવી દયામણી લાગતી હતી !

'જેને તમે લોકો વગોવો છો એ જ આ ચંબલ ?' મારાથી કહેવાઈ ગયું : 'કેવી ગરીબડી દેખાય છે !'

'એ તો એની ખૂબી છે !' શર્માજી હસી પડ્યા : 'ચોમાસામાં તમે એનું રૌદ્ર સ્વરૂપ જુઓ ત્યારે ખ્યાલ આવે. જાણે વીફરેલી વાઘણ જોઈ લો ! બેતમા, બેપરવા... ખોફનાક, ખતરનાક... બંને કાંઠા તોડીને આડેધડ ધસી જાય છે ત્યારે જે કંઈ આડે આવે એનો કચ્ચરઘાણ વાળી નાખે... એ નજરોનજર જુઓ પછી ચંબલની દયા ખાવાનું મન નહિ થાય.'

ધીમેધીમે પગ તેના પ્રવાહ તરફ વળ્યા. આવડા મોટા પટમાં નાનકડો પ્રવાહ સર્પાકારમાં વહેતો હતો. તેના કાંઠે પૂરી થતી હતી મધ્યપ્રદેશની હદ. બીજા કાંઠે ઉત્તરપ્રદેશ શરૂ થતું હતું. ચંબલ ઓળંગો એટલે મધ્યપ્રદેશમાંથી ઉત્તરપ્રદેશમાં આવી જાઓ. ત્યારે બે કાંઠાને જોડતા તોતિંગ પુલનું બાંધકામ શરૂ થયું હતું. એ પુલ તૈયાર થયા પછી બારે મહિના ચંબલ ઓળંગી શકાશે. ત્યાં સુધી તેના પટમાં એક છેડાથી બીજા છેડા સુધી જમીનમાં લાંબાં પાટિયાં જડીને બનાવેલા રસ્તા પરથી બસ અને બેલગાડીઓ આવ-જા કરે છે. ચોમાસામાં એ વ્યવહાર બંધ થઈ જાય છે. વરસાદ શરૂ થાય એ પહેલાં પાટિયાં કાઢી લેવાં પડે.

પશ્ચિમમાં સૂરજ વિદાય લેવાની તૈયારી કરતો હતો. સંધ્યાના રતુંબડા રંગોની બિછાત પર ગબડતો સૂરજનો લાલ ગોળો ક્ષિતિજની પેલે પાર ખાબકી જવાની તૈયારીમાં હતો. ચંબલમાં

ખળખળ વહેતાં પાણીમાં પગ રાખી હું થોડી વાર તેને જોતો રહ્યો. અચાનક યાદ આવ્યું : ક્યારની તરસ લાગી હતી. ચંબલનાં પાણીની... નીચા નમી બે હાથના ખોબામાં પાણી લીધું. એક ઘૂંટ, બે ઘૂંટ ત્યાં અનાયાસ પાણીના પ્રવાહમાં નજર ગઈ. આકાશના રંગો જાણે ચંબલના તળિયે બાઝી ગયા હતા. આછો ગુલાબી હવે લાલ ઘેરા રંગમાં પલટાઈ ગયેલો દેખાતો હતો. હું કંપી ઊઠ્યો – આ તો લોહીનો રંગ ! લોહીતરસી ચંબલ... ખોબામાંથી પાણી સરી ગયું. ક્ષિતિજમાં સૂરજ ડૂબી ગયો. ધીમેધીમે અંધારું ઊતરવા માંડ્યું. એ અંધકારમાં અજંપો હતો. સમસ્ત વાતાવરણ કંપી ઊઠ્યું એ અજંપાથી.

પોલીસ ઇન્સ્પેક્ટર શર્માની પાછળ યંત્રવત્ હું પાછો ફર્યો. કિનારાની ઊંચાઈએ ઊભીને એક વાર પાછળ નજર કરી. ચંબલનો પાતળો પ્રવાહ અંધારામાં એવો દેખાતો હતો, જાણે કોઈ બેચેન નારીના ગાલ પરથી દડતાં આંસુ.... શું ચંબલ રડતી હતી ?

અઠ્ઠાવીસ વરસ પહેલાં, માર્ચ મહિનાની આવી જ કોઈ ડૂબતી સાંજે રુક્મિણીના ગાલ પરથી આંસુ દડી ગયાં હતાં. અગિયાર વરસની વસમી જેલ કાપીને ઘેર આવેલો માનસિંહ સાંજ પડતાં ઘરનો ઉંબરો ઓળંગીને ચાલ્યો ગયો ત્યારે પણ અંધકાર તેની ત્રાડ સાંભળીને આવી જ રીતે કંપી ઊઠ્યો હતો : 'ખૂનનો બદલો ખૂન !'

*

૩જી માર્ચ, ૧૯૩૯ની સવારે આગ્રા જેલનો તોતિંગ દરવાજો ઊઘડ્યો. એક ઊંચો કદાવર ઇન્સાન બહાર આવ્યો. 'માનસિંહ, આશા રાખું છું કે ફરી આપણે અહીં નહિ મળીએ.' ગેટ સુધી વળાવવા આવેલા જેલરે તેના ભરાવદાર ખભા પર હાથ મૂકીને કહેલું.

માનસિંહના ઘઉંવર્ણા મુખ પર આછેરી મુસ્કાન તરવરી. મૂછો થોડી ફરકી. પાણીદાર આંખોથી તેણે જેલર સામે જોયું. ઊઘડતા હોઠમાંથી ઉપરનો એક દાંત ચમક્યો : 'ના, સા'બ, અહીં ફરી વાર આવવું નથી.'

'શાબાશ ! તારી પાસેથી એ જ ઉમ્મીદ રાખી હતી મેં.'

જેલરે પીઠ થાબડી. માનસિંહનાં કદમ ઊપડ્યાં. તોતિંગ ગેટ બંધ થવાનો અવાજ સંભળાયો. અગિયાર વરસ પછી કારાવાસની ગૂંગળાવનારી બંધિયાર ખોલીમાંથી એ પહેલી વાર શ્વાસ લેતો હતો – બહારની દુનિયાની ખુલ્લી હવાનો... એ હવા તેને ખુશબોદાર લાગી.

એક દાયકા પછી પહેલી વાર તેણે મુક્ત ધરતી પર પડતો પોતાનો પડછાયો દીઠો. સવારનો કુમળો તડકો કેવો હૂંફાળો લાગતો હતો !

દસ-બાર કદમ આગળ નીકળી ગયા પછી એ એકાએક ઊભો રહી ગયો. ડોક ફેરવીને જેલનો દરવાજો જોવાનું મન થઈ આવ્યું. એની ઊંચીઊંચી દીવાલો, કાળા લોખંડી સળિયા, દસશેરિયું મોટું તાળું. માનસિંહના હોઠ બિડાયા. ના, ફરીવાર આ બંધનમાં નથી જકડાવું. હવે

આ હાથોમાં લોઢાની જંજીરો ન જોઈએ. પગમાં વજનદાર બેડી નથી ઊંચકવી. તેને બદલે ખભે એક બંદૂક બસ છે. દોડવા માટે પગ મોકળા. બંદૂકની ટ્રિગર દાબવા માટે હાથની આંગળી છુટ્ટી !

અને આગ્રા જેલ નજરથી ઓઝલ થઈ ગઈ. હવે રસ્તા પર હરફર કરતા માણસો દેખાયા. બાજુમાંથી સડસડાટ સાઇકલ પસાર થઈ ગઈ. સામેથી આવતો ટાંગો દેખાયો. એક પુરુષ તેની સ્ત્રીના હાથ દબાવીને બેઠો હતો. સ્ત્રીનાં કાંડાં રંગબેરંગી ચૂડીઓથી મઢેલાં હતાં.

માનસિંહને રુક્મિણી યાદ આવી ગઈ. અગિયાર વરસ પછી તે ઘેર જતો હતો. પત્ની માટે બંગડી લેવાનું યાદ આવ્યું. ના, એક પટોળું પણ લઈશ અને પોતી-પોતાઓ માટે થોડાં રમકડાં - માટીનાં નહિ, રબ્બરનાં...

ખરીદીનું પોટલું ખભે નાખી ખેડા-રાઠોર તરફ જતી બળદ-ગાડીમાં ચડી બેઠો. 'કાં, રાઠોડ, કાળા પાણીમાંથી ક્યારે છૂટ્યા ?'

'અબઘડી.' માનસિંહે રસ્તાનાં ઝાડવાં જોતાં બૂઢા ગાડીવાનને જવાબ વાળ્યો હતો : 'છૂટીને જ આવું છું... પણ પટેલ, તમે પહેલાં તો ઓળખાણા નહિ. જલદી બુઢાપો આવી ગયો કાંઈ ?'

'કેટલાં વરસે બહાર આવ્યા, રાઠોડ ?'

'પંદર વરસ કાપવાનાં હતાં, પણ અગિયારમાં પતાવ્યું.'

'અંદર ગયા ત્યારે કેટલી ઉંમર હતી ?'

'બત્રીસની અને અત્યારે...' માનસિંહ અટકી ગયો. ગાડાવાળાનું કહેવું સમજાઈ ગયું. પોતે પણ તેંતાલીસે પહોંચ્યો હતો. જુવાનીનાં અગિયાર વરસ જેલ હડપ કરી ગઈ ! તેણે દાંત ભીંસ્યા : 'અને તલ્ફીરામ હજુ જીવે છે !'

બેલગાડીનાં પૈડાં ચીલા પાડતા જતા હતા. માનસિંહની આંખો તેના પર મંડાઈ. તલ્ફીરામ બ્રાહ્મણ સાથે માનસિંહના આખા ખાનદાને વેરનો જે ચીલો પાડ્યો હતો તે કદી ભૂંસાવાનો નહોતો. લોહીનાં ધાબાં એ ચીલાને સદાય તાજો રાખવાનાં.

'બેટા માનસિંહ, રાજપૂત ખાનદાનીની ઇજ્જત ભામટાના હથે લૂંટાવી ન જોઈએ. પેલા ભોલાસિંહે તલ્ફીરામનો આશરો લીધો છે. ભોલાને તેણે કચેરીએ જવા માટે ચડાવ્યો છે.'

એક બપોરે બિહારીસિંહે ત્રીસ વરસના જુવાન દીકરાને વિશ્વાસમાં લેતાં કહ્યું, ત્યારે માનસિંહ બાપ સામે તાકી રહ્યો. એમના ચહેરા પર ચિંતા તરવરતી હતી. માનસિંહ અને નવાબસિંહ જેવા બે જુવાનજોધ બેટાના બાપને આવી ચિંતા !

'બાપુ, તલ્ફીરામને નીચેજોણું કરવું છે ને ?' માનસિંહ ધીમા પણ મક્કમ અવાજે કહી રહ્યો હતો : 'તમે ફિકર ન કરશો. હું અને મોટા ભાઈ સંભાળી લેશું.'

માનસિંહ ઊઠ્યો. બાપ તેની પીઠ પર તાકી રહ્યા. માનસિંહના જન્મ પછી તેની કુંડળી બનાવનાર જ્યોતિષીની આગાહી બાપને યાદ આવી ગઈ : 'આ છોકરો નામ કાઢશે.'

બચપણમાં સીધાસાદા દેખાતા માનસિંહને જોઈને બાપને થયા કરતું : જોષી ખોટો પડવાનો... પરાક્રમનું કોઈ લક્ષણ એનામાં કળાતું નથી.

ત્યારે માનસિંહનેય બાપનાં લક્ષણ સારાં નહોતાં દેખાતાં. પાંચ વીઘા જમીનમાં ઘરના નિર્વાહ પૂરતું માંડમાંડ ઊપજતું હતું, છતાં બાપા રજવાડાના ઠાઠથી જીવે છે. ગામના ઠાકોર હોય એવો વટ પાડે છે. આ બધું ક્યાંથી ? દિવસેદિવસે બાપનાં ઇજ્જત, ધન-દોલત, માન-મોભો વધતાં જતાં હતાં.

અંધારામાં બાપુને કેટલાક માણસો છાનામાના મળવા આવતા. બંધબારણે એમની સાથે ગુફ્તેગો થતી. અજાણ માનસિંહ પૂછતો : 'ઘડીઘડી આપણે ઘેર રાતવરત આવે છે તેઓ કોણ છે ?'

દીકરાની શંકાશીલ નજરને તરછોડતાં બિહારીસિંહ કહેતા : 'બેટા, એ તો મારા યાર-દોસ્તો છે.'

બાપના એ યાર-દોસ્તો માનસિંહને બહુ સારા માણસ ન લાગ્યા. ખરાબ સંગત પ્રત્યે માનસિંહને પહેલેથી નફરત હતી. મોટો ભાઈ નવાબસિંહ ગામમાં રાજપૂતી છાપ પાડવા માટે તોફાનો કરતો ત્યારે નાનો માનસિંહ સાચા રાજપૂતની જેમ કોઈકની મદદે જઈ ચડતો. બ્રાહ્મણોને તે પોતાથી હલકા કે ઊતરતા નહોતો માનતો : એમની વિદ્યા માટે હંમેશાં આદર રાખતો. એ કહેતો : 'રાજપૂતો બહાદુર હોય તેમ બ્રાહ્મણો વિદ્વાન. દેશને બંનેની સરખી જરૂર પડવાની.'

જુવાન થયા પછી માનસિંહને બાપના ધંધાની જાણ થઈ ત્યારે દિલને ધક્કો લાગ્યો : દાણચોરો સાથે મારા બાપુ ધંધો કરે ? ચોરીનો માલ રફે-દફે કરે ?

બાપ-દીકરા વચ્ચે એક-બે વાર ચકમક ઝરી. બિહારીસિંહ દલીલ કરતા : 'તારું લોહી હજુ ગરમ છે. દાણચોરી તો ધંધો કહેવાય. નહીંતર આપણી પાંચ વીઘા ખેતીમાં આ ઠાઠમાઠ ક્યાંથી નભવાના હતા ?'

'આપણે એવા ઠાઠની શી જરૂર છે ?'

'તો શું ભીખ માગવા જવાશે ? રાજપૂત અને તેમાંય તોમાર ખાનદાનના રાજપૂતો સદાય આમ જ કરતા આવ્યા છે. લડીને, લૂંટીને કબજો લેવો એ તો ક્ષત્રિયોનો ધર્મ છે. આ ગામમાં લોકો મને રાજા જેવું માન આપે એ શું તને નથી ગમતું ?'

માનસિંહ ચૂપ થઈ જતો. તેને ખ્યાલ આવ્યો કે બાપુએ પોતાને પોલીસમાં જોડાવાની શું કામ મના કરી હતી. પોલીસ-ઉપરીએ એક વાર કહેલું : 'ઠાકોર, તમારા માનસિંહને પોલીસની તાલીમ આપવા દ્યો. પછી જુઓ, એક દિવસ મોટો અફસર બની જાય છે કે નહીં !' ત્યારે બિહારીસિંહ અકળાઈ ગયેલા : 'શું વાત કરો છો તમે ? રાજપૂતનો દીકરો પોલીસની ખાખી વરદી પહેરીને સલામો કરે ?'

દાણચોરીની કમાણી બિહારીસિંહ ધીરધાર કરવાના ઉપયોગમાં લેતા. ભારે વ્યાજે ખેડૂતોને પૈસા ધીરતા. વ્યાજ કે મુદ્દલ પાછું ન મળે તો જમીન, ખોરડું - જે કંઈ હોય તે ખૂંચવી લેતા. એમની ધાક પણ એવી બેસી ગયેલી કે કોઈ હરફ ઉચ્ચારી ન શકે. પણ આ ભોલાસિંહ આડો ચાલ્યો. બિહારીસિંહ તેનું મકાન પડાવી લેવા માગતા હતા. ભોલાએ ગામના બ્રાહ્મણ પુરોહિત તલ્ફીરામનું શરણ સાધ્યું : 'મને બચાવો ! ઠાકોર મારું ઘર આંચકી લેશે !'

તલ્ફીરામને બિહારીસિંહ પર ભારે દાઝ હતી. તેણે લાગ સાધ્યો : 'ભોલા, તું ગભરાઈશ નહીં. પૈસા ન ભરાય તો કોઈનું મકાન ન આંચકી લેવાય. એ રાજપૂત એના મનમાં સમજે છે શું ? તું કચેરીમાં ધા નાખ, હું તારી પડખે છું.'

બસ, થઈ રહ્યું. ગામની આગેવાની માટે બિહારીસિંહ અને તલ્ફીરામ મેદાને પડ્યા. બિહારીનો ગુસ્સો ભભૂકી ઊઠ્યો : 'ભોલો મારી સામે કચેરીએ ચડશે ? તો પછી બીજા કરજવાળા પણ એવું શીખી જશે. બહુ થયું હવે ! એ ભામટા તલ્ફીરામને ખો ભૂલાવી દઉં...'

પણ તલ્ફીરામ એમ ગાંજ્યો જાય એવો નહોતો. તે ધનવાન હતો, અમલદારો પર વગ ધરાવતો હતો. તેની પડખે ઊભા રહે એવા સગા પણ ઘણા હતા. માનસિંહ જો સાથ આપે તો સામનો થઈ શકે તેમ હતો.

સાંજે માનસિંહ પાછો ફર્યો : 'બાપુ, પોલીસમાં જઈ આવ્યો.' બિહારીસિંહ ચોંક્યા. માનસિંહ મલક્યો : 'બંદૂકના લાઇસન્સ માટે ગયો હતો. મારા અને મોટા ભાઈના નામનાં લાઇસન્સ મળી જશે. બે બંદૂકો ખરીદવાની તજવીજ કરો.'

બંને પક્ષે જોરદાર તૈયારી થવા માંડી. ખૂનખાર ઝપાઝપીનો ભય ગામ પર તોળાઈ રહ્યો. માનસિંહ ઇચ્છતો હતો કે બંદૂક વાપરવાની જરૂર નહિ પડે. આ તૈયારીની ખબર પડતાં જ બ્રાહ્મણ બીને તેના બાપના રસ્તામાંથી હઠી જશે.

પણ તલ્ફીરામ બળને બદલે કળ વાપરવા ગયો. બાજુના મહુવા ગામે ધાડ પડી ત્યારે તલ્ફીરામને લાગ મળી ગયો. પોલીસના કાન ભંભેર્યા : 'નક્કી આ ધાડમાં માનસિંહનો હાથ હતો. એટલા માટે તો બંદૂક લઈને ફરતો હતો મારો બેટો !'

માનસિંહને પોલીસનું તેડું આવ્યું. આરોપ સાંભળીને એ લાલપીળો થઈ ગયો : 'ધાડમાં મને સંડોવ્યો ? કોણે મારું નામ આપ્યું ?'

'તલ્ફીરામે...'

'એ ભામણના બચ્ચાની આવરદા પૂરી થઈ લાગે છે !' માનસિંહની આંખોમાંથી ક્રોધ વરસતો હતો : 'ધાડ પડી એ રાતે હું તમારા એક પોલીસને ઘેર બેઠો હતો. પૂછી જુઓ એને.'

માનસિંહ પરનો આક્ષેપ ખોટો ઠર્યો. પણ તલ્ફીરામ હવે માનસિંહનો કટ્ટર દુશ્મન બની ગયો : 'એના ખાનદાનને જડમૂળથી ઉખેડી ન નાખું તો હું માનસિંહ રાજપૂતનો બચ્ચો નહીં !'

બસ આ એક જ આક્ષેપે એક એવા મશહૂર બહારવટિયાને પેદા કર્યો, જેણે સોળસોળ વર્ષ લગી ચંબલની ધરતી પર કાળો કેર વર્તાવ્યો, હજારો પોલીસોને દિવસ-રાત અજંપો વેઠાવ્યો, કતલ, ધાડ, લૂંટના કિસ્સાઓના રેકૉર્ડની થપ્પીઓ સર્જાવી. આ એક જ આક્ષેપે રાજપૂતના લોહીને એવી આગ ચાંપી કે તેમાં ઘણું ભસ્મીભૂત થઈ ગયું. હજુ આજેય એ આગ પૂરી ઠરી નથી.

પહેલો ભડકો થયો ૩૦ જુલાઈ, ૧૯૨૮ની સાંજે.

નવાબિસંહ, માનસિંહ, બંને ભાઈઓનો એકએક બેટો દર્શનસિંહ અને યશવંતસિંહ, ઉપરાંત બીજા દસબાર સાથીઓ ભેગા થયા. બંદૂક ન વાપરવી એવું નક્કી થયું, જેથી પોલીસને જલદી શક ન પડે. લાઠી, છરા અને તલવારો લઈને તૈયાર થયા બધા.

તલ્ફીરામ આવી ઘડી માટે સદાય સાવચેત હેતો. તે એકલો ક્યાંય બહાર ન જતો. બેચાર સગા અને હથિયારધારી અંગરક્ષકો તેની પડખે રહેતા.

ચોમાસું મંડાઈ ચૂક્યું હતું. ઉનાળામાં રુક્ષ બનેલી ચંબલ ફરી પાછી રૂપગર્વિતા રંભાના રુઆબથી મદમાતી વહેતી જતી. જમીનનો સોદો કરવા બાજુના ગામે ગયેલ તલ્ફીરામ ગાડામાં પાછો ફરી રહ્યો હતો. ગાડાની આગળ ઘોડેસવાર દયાલસિંહ હતો – તલ્ફીરામનો વિશ્વાસુ અને વફાદાર અંગરક્ષક, કદાવર બાંધો, પહોળા ખભા, મોટી આંખો, કપાળ પર જૂના જખમનો લિસોટો. નામ દયાલસિંહ, પણ નિર્દય મિજાજના એ આદમીએ બે-ચાર કતલ તો કરી જ હશે. તલ્ફીરામની વગ અને દોલતથી તેને આંચ નહોતી આવી અને દયાલસિંહનાં બળ અને ધાકને કારણે તલ્ફીરામ નિર્ભય રહી શકતો.

ગાડામાં સાત-આઠ જણા બેઠા હતા. કીચડમાં ગાડાંનું એક પૈડું ખૂંપી ગયું. ચાર-પાંચ જણા હેઠે ઊતર્યા. તલ્ફીરામ અંદર જ બેસી રહ્યો.

પચાસ ગજ દૂર વડના એક ઝાડની આડશે માનસિંહ અને નવાબસિંહ માણસો સાથે રાહ જોતા ઊભા હતા. માનસિંહ, નવાબસિંહ અને દર્શનસિંહ ત્રણે ઘોડા પર હતા, બાકીના પગપાળા... તલ્ફીરામના શણગારેલા બળદને તેમણે ઓળખી કાઢ્યા.

'મોટા ભાઈ, ગાડું ખૂંપી ગયું દેખાય છે. આપણે અત્યારે જ ત્રાટકીએ તો...'

'પે'લાં આ લોકોને પગપાળા સરકી જવા દ્યો. એઓ ત્યાં પહોંચે પછી આપણે ઘોડા દોડાવીએ.' નવાબસિંહે સૂચન કર્યું.

માનસિંહે પોતાના મોટા પુત્ર યશવંતસિંહને સૌથી આગળ કર્યો. હજુ એને મૂછનો દોરો પણ નહોતો ફૂટ્યો. તેના હાથમાં કડિયાળી લાઠી હતી. એ લાઠીના દાવ આબાદ ખેલી શકતો. માથાં ફોડવાની તાલીમ આજે તેણે બતાવી દેવાની હતી. સૌથી આગળ ચાલતા દીકરાને જોઈ માનસિંહના દિલના ધબકારા વધી ગયા. જેમ પોતે બાપનો લાડકો હતો, તેમ યશવંત એનો લાડકો બેટો હતો. એને કંઈક થશે તો ?

આઠદસ આદમીઓનું ટોળું જોઈને ઘોડેસવાર દયાલસિંહ ટટ્ટાર થયો. તેણે બધાને ચેતવ્યા : 'કેટલાક લોકો આ તરફ આવી રહ્યા છે. રાજપૂતો લાગે છે. હાથમાં હથિયાર દેખાય છે.'

ગાડામાંથી હાથ લાગ્યાં તે હથિયાર લઈને બધા તૈયાર ઊભા. તલ્ફીરામને અંદર જ રહેવા દીધો : 'અમે આડા ઊભા છીએ, શેઠ ! તમારો વાળ પણ વાંકો નહીં થાય.'

દયાલસિંહે ભાલા પરની પકડ મજબૂત કરી. એની આંખોમાં લાલ ટશરો ફૂટી. એ બધામાંથી માનસિંહને ઓળખી કાઢવાની કોશિશ કરતો હતો. હવે ટોળી નજદીક આવી પહોંચી હતી. આઠે જણા થોડા છૂટાછવાયા થઈને આગળ વધતા હતા. તલ્ફીરામના માણસો એમની ચાલને ચકોર નજરે તાકી રહ્યા હતા. હાથ સળવળતા હતા. ખૂન તપવા માંડ્યું હતું. કોણ કોના પર પહેલો ઘા કરશે ?

'ઉતાવળા ન થશો.' દયાલસિંહે હાથ ઊંચો કર્યો : 'પહેલાં હું બેત્રણને ઢાળી દઈશ.' કહેતાં તેણે એક હાથે ઘોડાની લગામ ખેંચી, બીજા હાથે ભાલો ઉગામ્યો. સફેદ ઘોડો આગલા બે પગે ઝાડ થયો, એક હણેણાટી નાખી અને પછી દોટ મૂકી.

માનસિંહના સાથીઓ ચેત્યા. ધસી આવતા ઘોડાના માર્ગમાંથી ખસી ગયા. પણ દયાલસિંહે ઉગામેલા ભાલાની અણી એક આદમીના ખભામાં ઘોંચાઈ અને લોહિયાળ થઈને બહાર નીકળી. જોશમાં દોડતા ઘોડા પર દયાલસિંહ આગળ નીકળી ગયેલો. પાછા ફરીને બીજો ઘા કરવા માટે ખૂબ જોરથી લગામ ખેંચવી પડી. ઘોડો ઘૂમ્યો. દયાલસિંહે ફરી ભાલા પર પકડ જમાવીને ઉગામ્યો. તેની લોહિયાળ અણી ડૂબતા સૂરજનાં ત્રાંસાં કિરણોથી ચમકતી હતી. હવે દયાલે માનસિંહના છોકરા પર નજર ખોડી, જે હાથમાં લાઠી ઉગામી આગળ વધતો હતો. દયાલના ભાલાની અણીએ દોડ્યા જતા યશવંતની ગરદનનું નિશાન લીધું. ત્યાં તો પાછળથી કોઈની રાડ સંભળાઈ, 'યશવંત ! ખબરદાર...'

પવનવેગે ધસી આવતા ઘોડા પરથી માનસિંહે કરેલા પડકારે યશવંતસિંહને ચેતવ્યો. તે લાંછી ખાઈને તરી ગયો. દયાલસિંહનો ભાલો જમીનમાં ઊતરી ગયો. ભાલા પર ફરી પકડ લેવાનો તેને લાગ ન મળ્યો. પાછળ નાગી તલવાર સાથે માનસિંહ વાવાઝોડાની જેમ ધસી આવ્યો.

તેનો ઘા ચૂકવવા માટે દયાલ ગુલાંટ મારીને ઘોડા પરતી ઊથલી પડ્યો. માનસિંહની તલવારની અણી એના પડખામાં છરકો કરતી ગઈ. માનસિંહ ઘોડાને ઘુમાવી બીજો ઘા ઉગામે એટલી વારમાં કાબેલ દયાલે ભાલો હાથ કરી લીધો અને સામેથી ધસી આવતા માનસિંહ માટે તૈયાર થઈને ઊભો.

પહેલો ઘા ચૂકી ગયેલા માનસિંહે રૌદ્ર સ્વરૂપ ધારણ કર્યું. જોસપૂર્વક ઘોડાની લગામ ખેંચી. જડબાં ફાડીને ઘોડો થંભ્યો, પછી આગલા પગ અધ્ધર કરી ઊંચો થયો. એ જ વખતે દયાલ ભાલા સાથે માનસિંહ તરફ ધસ્યો. માનસિંહની તલવારનો ઘા ભાલાની લાઠી પર ઝીંકાયો અને એના બે કટકા થઈ ગયા. લાઠીનું ઠૂંઠું જ દયાલના હાથમાં રહ્યું... એ ભાગવા

માંડ્યો, પણ હવે માનસિંહ તેને છોડે ? ઘોડાને પાછળ દોડાવ્યો અને નજીક આવતાં જ દયાલના બાવડા પર તેની તલવાર વીંઝાઈ. ઘચાક કરતો તેનો જમણો હાથ ખભાથી છૂટો પડી દૂર ફેંકાઈ ગયો. લોહીનો ફુવારો ઊડ્યો.

પણ ઝનૂને ચડેલા દયાલે જાણે કંઈ જ થયું ન હોય તેમ ડાબે હાથે કમર પરથી ખંજર ખેંચ્યું અને તલવારનો બીજો ઘા ઉગામતા માનસિંહ પર ફેંક્યું. દયાલ આબાદ નિશાનબાજ હતો. દોડ્યા જતા માણસની પીઠ પર છેટેથી ખંજર ફેંકે તોય એ ઘા ખાલી ન જતો, પણ આ તો ડાબા હાથનો ઘા થયો. ખંજર ઘોડાની ગરદન પર ભોંકાયું. બીજી જ પળે માનસિંહની તલવાર તેની બોચી પર ત્રાટકી, ધબ કરતી ગરદનની આરપાર નીકળી ગઈ. માથું ધડથી અલગ થઈને દસ ડગલાં દૂર ઊડી પડ્યું. દયાલનું ધડ લોહી ઉડાડતું જમીન પર ખોડાઈ રહ્યું. એ જોઈને માનસિંહને વિસ્મય થયું. પગની લાત મારી તેણે ધડને જમીન પર પટકી પાડ્યું.

પસીનાથી રેબઝેબ થતું શરીર અને લાલચોળ લોહીથી ખરડાયેલી તલવાર સાથે હવે માનસિંહે જોયું તો દૂર ચારેક માણસો વચ્ચે ઝપાઝપી ચાલી રહી હતી. નીચે ઊતરીને ઘોડાની ડોકમાંથી તેણે ખંજર ખેંચ્યું ત્યારે ઘોડાએ ભયાનક હણેણાટી નાખી. લોહીથી ઘોડો લદબદ થઈ ગયો હતો, કેશવાળી ભીંજાઈ ગઈ હતી.

માનસિંહની નજર બેટા યશવંતસિંહને ખોજતી હતી. આ ખૂનખાર ઝપાઝપીમાં એ ઝડપાઈ તો નહિ ગયો હોય ને ? કેટલાક જમીન પર ઢળી પડેલા હતા, કેટલાક વેરવિખેર ઝનૂનપૂર્વક લડી રહ્યા હતા, ત્યાં લાઠી ઘુમાવતો યશવંત દેખાયો. પસીનાથી રેબઝેબ થઈ ગયેલું પહેરણ પીઠ પર ચીપકી ગયું હતું. તેની સામે એક પડછંદ માણસ મુઠ્ઠીમાં છરો પકડી યશવંતની ફરતી લાઠીને પકડવા બીજો હાથ લાંબો કરી નીચો નમીને નજીક સરકવા મથતો હતો. માનસિંહે દોટ મૂકી. તેના હાથમાં રહેલી લોહિયાળ તલવાર જોઈને પેલો ગભરાયો અને મુઠ્ઠીઓ વાળી નાઠો.

'શાબાશ, બેટા !' કહેતાં માનસિંહે તેની ભીની પીઠ થાબડી : 'લે આ તલવાર, તારી લાઠી મને આપ. ઘોડો જખમી થયો છે તેને લઈને હવે તાઉ સાથે રસ્તે પડી જાજે. હું તલ્ફીરામને પકડું છું.'

યશવંતસિંહ લોહીથી ખરડાયેલી તલવારને જોઈ રહ્યો : 'પણ, બાપુ, તમારે આની જરૂર પડશે.'

માનસિંહ બેલગાડી તરફ ધસી જતો કહેતો ગયો : 'મારી કમરે જમૈયો છે. એ ભામટાને એક ઝાટકે નથી મારવો. પહેલાં થોડો રિબાવીશ.'

બેલગાડીની છાજલી પર લાઠીનો ફટકો મારી તે ગર્જ્યો : 'તલ્ફીરામ ! બહાર નીકળ ! તારો કાળ આવ્યો છે !'

બળદ ભડક્યા. માનસિંહે સાવચેતીપૂર્વક ગાડામાં ડોકિયું કર્યું. અંદર કોઈ નહોતું. તેનું ખુન્નસ વધ્યું. ગાડા નીચે જોયું. એક માણસ ટૂંટિયું વાળી ધ્રૂજતો પડ્યો હતો. માનસિંહે તેને પગ પકડી જોરથી ખેંચ્યો. પેલો જમીન પર ઢસડાતો બહાર આવ્યો.

'ભાઈ-બાપા ! મને નહિ મારતા !'

દુશ્મન તલ્ફીરામને બદલે ગાડી હાંકનારને જોઈ માનસિંહ વીફર્યો. તેણે એની ગળચી પકડી : 'બોલ, ક્યાં ગયો તલ્ફો ?'

માનસિંહના લાલઘૂમ ડોળા જોતાં પેલો પગથી માથા લગી કાંપી ઊઠ્યો. થરથરતા હોઠ ફફડાવીને તેણે આંગળી ચીંધી. માનસિંહે એ તરફ જોયું. સફેદ ઘોડા પર તલ્ફીરામ નાસી છૂટતો હતો. તેણે હોઠ કરડ્યા. ગાડીવાનને ધક્કો મારી નીચે પછાડ્યો. તલ્ફીરામનો પીછો કરવાનું વિચારતો હતો ત્યાં તેણે જોયું : બીજી દિશાએથી મોટો ભાઈ નવાબસિંહ અને ભત્રીજો દર્શનસિંહ મારતા ઘોડે તલ્ફીરામ તરફ ધસી રહ્યા હતા. થોડેક છેટે યશવંતસિંહ પણ જખમી ઘોડા પર એમની પાછળ જતો હતો.

આટલે દૂર સુધી સંભળાવાનું નહોતું, છતાં તેણે રાડ પાડી : 'મોટા ભાઈ ! જોજો, એ છટકી ન જાય...' ચારેય ઘોડા અદશ્ય થઈ ગયા ત્યાં સુધી તે જોતો ઊભો રહ્યો. પછી એકાદને ઠેકાણે પાડવા તે બીજી બાજુ દોડ્યો.

પંદર-વીસ મિનિટ બાદ ધિંગાણું ખતમ થયું. તલ્ફીરામના બે અને પોતાનો એક સાથી એમ ત્રણ જણા વધેરાઈ ગયા હતા. ચાર-પાંચ બૂરી રીતે જખમી થઈને કીચડવાળી જમીન પર કણસતા પડ્યા હતા : 'આપણા માણસોને ઉપાડીને જલદી બેલગાડીમાં નાંખો. અહીંથી છટકી જઈએ.'

એક લાશ અને ત્રણ જખમીઓને લઈ બેલગાડી ગામ તરફ રવાના થઈ. માનસિંહ આગળ બેઠો હતો. એની નજર ગામની કેડી પર ખોડાઈ હતી. હમણાં નવાબસિંહ તલ્ફીરામની કતલ કરી પાછા ફરતા દેખાશે. જો એ કામ ઊકલી જાય તો નાસી જવાનો માનસિંહનો ઇરાદો હતો.

બેલગાડી જેવી મોડ પર વળી કે પુરવેગે આવતી પોલીસની જીપ બ્રેકના ચિત્કાર સાથે થંભી. બળદ બે ડગલાં પાછા હઠી ગયા. ફોજદાર સાથે ચાર બંદૂકધારી પોલીસે બેલગાડી ઘેરી લીધી. માનસિંહના લોહીથી ખરડાયેલાં કપડાં પર નજર નાખી ફોજદારે કહ્યું : 'માનસિંહ, જીપમાં બેસી જા.'

બે પોલીસને બેલગાડી સોંપી બનાવના સ્થળે જીપ દોડી ગઈ. માનસિંહે રસ્તામાં પૂછ્યું : 'તમને ખબર કોણે આપ્યા ?'

'તલ્ફીરામે.'

માનસિંહ ઠંડો પડી ગયો. તેણે દાંત કચકચાવ્યા : 'ભામટો છટકી ગયો ત્યારે !'

પોલીસે નવાબસિંહ, તેના તથા માનસિંહના દીકરાની ઘણી ખોજ કરી પણ પત્તો ન લાગ્યો. બે દિવસ રહીને ખબર આવ્યા કે ત્રણે જણા બહારવટે ચડી ગયા છે.

માનસિંહ અને તેના સાથીઓ પર ખટલો ચાલ્યો. તલ્ફીરામે છૂટા હાથે પૈસા ખર્ચ્યા. 'માનસિંહને ફાંસી થવી જોઈએ.' પણ તેની એ ઇચ્છા બર ન આવી. બિહારીસિંહે દીકરાને

ઓછી સજા થાય એ માટે ઘણી કોશિશો કરી. માનસિંહને બદલે નવાબસિંહ પર કતલનો આરોપ આવે તો નાનો ઊગરી જાય. મોટો બહારવટે ચડ્યો હતો એટલે એને સજા થઈ શકે તેમ નહોતી, પણ એમની ઇચ્છાય બર ન આવી. માનસિંહને પંદર વરસની સખત કેદ થઈ. બીજા સાથીઓને પાંચ-પાંચ વરસની પડી.

કાયદાના લાંબા હાથમાં પૈસા વેરી સાહેબોની ખુશામત કરીને બાપે દીકરાને ચાર વરસ વહેલો છુટકારો અપાવ્યો, છતાં માનસિંહના છૂટવાનો આનંદ છ મહિના પહેલાં બનેલી ગમખ્વાર ઘટનાએ છીનવી લીધો હતો. દસ વરસ સુધી બહારવટું ખેડનાર નવાબસિંહ, દર્શનસિંહ અને યશવંતસિંહ પોલીસની હડફેટે ચડી ગયા. ગોળીઓની રમઝટ ચાલી. માનસિંહનો જુવાનજોધ બેટો યશવંતસિંહ અને ભત્રીજો દર્શનસિંહ ગોળીએ વીંધાયા. નવાબસિંહના કુટુંબ પર પહેલો જબ્બર ફટકો પડ્યો, જેના એક જ ઝાટકે ત્રણ માણસો ઘરમાંથી ઓછા થઈ ગયા.

અગિયાર વરસ પછી ઘેર પાછો ફરતો માનસિંહ બેલગાડીના ચીલેચીલે ભૂતકાળની એ ઘટનાઓને તાજી કરતો ઉદાસ બેઠો હતો. માત્ર છ મહિના માટે પોતે મોડો છૂટ્યો, નહીંતર જુવાનજોધ દીકરા કે ભત્રીજાને પોલીસની ગોળી અડકી ન શકત. યશવંતસિંહનું ગોરું-ભોળું મુખ તેની નજર સામે તરવરી ઊઠ્યું. ઝળઝળિયાં આવી ગયાં માનસિંહની આંખોમાં... સાથે એક ડૂસકું પણ નીકળી ગયું.

ગાડાવાળાએ ચોંકીને પાછળ જોયું : માનસિંહ જેવા રાજપૂતની આંખોમાં આંસુ !

'ઠાકોર, મોતભેટ્યો બેટડો યાદ આવ્યો કે ?' પટેલનો અવાજ ઘોઘરો થઈ ગયો : 'પણ ગમે તેમ તો માનસિંહનું લોહી ને ! બાપલા ! છેવટ સુધી પોલીસને હંફાવ્યા એ જુવાને ! કહે છે કે પોઢી ગયા પછીય પોલીસ તેની પાસે જતાં બી'તી. લાશને ગોળીએ વીંધતા માંડમાંડ પોલીસો ફરક્યા હતા.'

બેટાની બહાદુરી સાંભળીને કયા રાજપૂતને પોરસ ન ચડે ? પણ હજુ તેંતાલીસ વરસનો બાપ અને પાંસઠ વરસનો દાદો જીવતા બેઠા હતા ત્યાં સત્તાવીસમે વરસે જુવાન દીકરો મોતને ભેટે એ કેમ સાંખી લેવાય ?

'નહિ, બેટા યશવંતસિંહ, તારા મોતનો બદલો લીધા વિના હું ઘરમાં રાત નહિ રોકાઉં. દુશ્મનોના લોહીથી હું તારું તર્પણ કરીશ, દીકરા !' માનસિંહ ખેડા-રાઠોર ગામનું પાદર જોઈને બબડ્યો.

માનસિંહ છૂટીને આવ્યો એ જાણીને તલ્ફીરામના ઘરમાં ખરા મધ્યાહ્ને પણ મધરાત જેવો સોપો પડી ગયો.

ગઢીમાં દાખલ થતાં જ માનસિંહની નજર ફળિયામાં પીપળના ઝાડ હેઠે રમતાં ચાર-પાંચ ભૂલકાંઓ પર પડી. પહેલી વાર તેણે પોતા-પોતીઓને જોયાં. તેના કારાવાસ દરમિયાન ત્રણ દીકરાઓની શાદી થઈ ગયેલી. પરણાવેલા દીકરા બાપ બનવા માંડ્યા. તેના સમાચાર દોઢ-

બે વરસે જેલમાં મળ્યા કરતા. સાતેક વરસના એક છોકરાને જોઈ માનસિંહને યશવંતસિંહની યાદ તાજી થઈ. નાનો હતો ત્યારે તે પણ આવી જ રીતે રમતો ને !

'માનસિંહ આવ્યો !' ખાટલા પર આડા પડેલા બિહારીસિંહ બેઠા થતાં મોટેથી બોલી ઊઠ્યા. ઘરમાંથી ત્રણ દીકરાઓ માનસિંહને આવતો જોઈ સામે આવ્યા. રુક્મિણી બારસાખ પર ઊભી, અગિયાર વરસ કેડે ઘેર આવતા પતિને જોઈ રહી. ત્રણે દીકરાની વહુઓ લાજના ઘૂમટામાંથી શ્વશુરને નીરખવા લાગી.

માનસિંહ મૂંગોમૂંગો બાપને પગે લાગ્યો. દીકરાઓ એને પગે લાગ્યા. પછી માનસિંહ રુક્મિણી સામે જઈને ઊભો. કાળા સાડલાના છેડાથી અર્ધા ઢંકાયેલા તેના મુખ પર શોકની છાયા હતી. આંખોમાં જુવાન બેટાના મોતનો ગમ હતો. લાંબા સમયે ઘેર આવતા ધણીનું સ્વાગત કરવા માટે હોઠ પર ખુશી ન ચમકી.

ખેસથી મોં પરનો પસીનો લૂછતો માનસિંહ અંદર ગયો. ત્રણે વહુઓ ખોળો પાથરીને પગે લાગી. રુક્મિણી પિત્તળના ચકચકતા લોટામાં પાણી લઈ આવી.

ઘરમાં છવાયેલી ઉદાસી માનસિંહને અકળાવી મૂકતી હતી. છોકરાઓ માટે લાવેલાં રમકડાં કે રુક્મિણી વડે લાવેલ ચૂડી-પટોળુંનું પોટલું ખોલતાં જીવ ન ચાલ્યો. વહુઓ માટે કંઈક લાવવાનું પોતે સાવ વીસરી ગયો હતો.

અકળામણ ઓછી કરવા તેણે પૂછ્યું : 'ઠાકુરાણી, બંને નાનકા ક્યાં ગયા છે ?'

'હોળી કરવા મોસાળ ગયા છે – ઉદીતપુરા.'

એ સમજી ગયો. યશવંતના શોકમાં આ વરસે ઘરમાં હોળીનો તહેવાર નહિ ઊજવાય. રુક્મિણીએ પહેરેલો કાળો સાડલો યાદ આપી રહ્યો હતો કે જુવાન દીકરાના મોતનો બદલો લેવાનો બાકી છે, ત્યાં લગી આ ગઢી પરથી શોકની છાયા નહિ વીખરાય.

પીરસાયેલા ભાણામાંથી બેચાર કોળિયા ખાઈ માનસિંહે લીમડાના ઝાડ નીચે ખાટલો ઢાળી થોડી ઊંઘ ખેંચી કાઢી. જાગ્યો ત્યારે સૂરજ ચંબલની ખીણમાં ઊતરી ગયો હતો. માનસિંહની લાલ આંખો જોતાં ખબર પડતી નહોતી કે ઊંઘના ઘેનની એ લાલાશ હતી કે છાનાછાના રડી લેવાની ?

'બાપુ !' માનસિંહે પૂછ્યું : 'યશવંતસિંહની છૂપી જગ્યાની પોલીસને બાતમી આપનારાઓનાં નામ શું કહ્યાં હતાં તમે ?'

'રતિરામ અને સોનપાલ.' બિહારીસિંહ દીકરાના સવાલનો હેતુ સમજી ગયા : 'દુશ્મન તુલ્ફીરામના દૂરના ભાણેજ થાય, તેના ટુકડા પર જીવનારા...'

'બસ તો...' માનસિંહ ઊભો થતાં બોલ્યો, 'પહેલાં એ બેનો ફેંસલો કરી દઉં, પછી તલ્ફીરામનો વારો.'

ત્રણે દીકરાઓને હાંક મારીને બોલાવ્યા. રુક્મિણી પણ બહાર આવી. પતિના મુખ પરનો નિર્ણય તેણે વાંચી લીધો હતો. છોકરાઓને ઘરમાંથી હથિયાર સાથે લઈ લેવાનું પતિએ કહ્યું એટલે બધું જ સમજાઈ ગયું. એ રાજપૂતાણીના દિલમાં પણ દીકરાની કતલના બદલાની આગ સળગતી હતી, છતાં તેના મોં પર કચવાટ ઊપસી આવ્યો.

'ઠાકુરાણી, યશવંતનો બદલો લઈને જ ઘેર પાછો આવીશ. ત્યાં લગી ખેતરે રહેશું અમે !'

રુક્મિણીના હોઠ ફફડ્યા : 'પણ ઠાકુર, બ્રહ્મહત્યાનું પાપ...'

માનસિંહે હોઠ કરડ્યા : 'પાપ-પુણ્યને વચ્ચે ન લાવશો, ઠાકુરાણી ! કમજાત દુશ્મનની જાત ન જોવાય. રામે બ્રાહ્મણ રાવણને માર્યો જ હતો ને ! એને પાપ ન ગણાય.'

બપોરે ઘેર આવેલો માનસિંહ ઢળતી સાંજના અંધારામાં ગઢીની બહાર નીકળી ગયો. પતિ અને ત્રણે પુત્રોની પીઠ પર નજર ખોડીને રુક્મિણી ઊભી રહી. ગરમગરમ આંસુ તેના ગાલ પરથી દડી ગયાં – ઉનાળામાં સુકાઈ ગયેલી ચંબલના પાતળા પ્રવાહ જેવી દેખાતી હતી આંસુની એ ધારા.



# બે

તલ્ફીરામે ડેલી ઉઘાડી અને ફળિયામાં પગ મૂકતાં જ હાંક મારી : 'દીવાટાણું થયું છતાં ઘરમાં અંધારું કેમ છે ?'

ઓટલા પર પડેલી ડોલમાંથી લોટે-લોટે પાણી લઈ હાથ-પગ-મોં ધોયાં, બેચાર કોગળા કર્યા. એટલી વારમાં ગોરાણીએ ફાનસ પેટાવીને ઓસરીમાં લટકાવી દીધું. તલ્ફીરામે ખાટલા પર મૂકેલો ખલતો ઉઠાવી ગોરાણીએ અંદર જઈ પટારામાં મૂકી દીધો. ખલતામાં હિસાબના ચોપડા વચ્ચે એક પિસ્તોલ પણ રહેતી. બાપ-દાદાઓ જે ખલતામાં સત્યનારાયણની પોથી લઈને કથા વાંચવા જતા એ ખલતામાં હવે તલ્ફીરામ ધીરધારના ચોપડા રાખી વ્યાજ વસૂલ કરવા પરગામની ખેપ કરતો. દસ વરસમાં વ્યાજ પેટે ઘણાં ખેતરો અને ઘરો એની માલિકીનાં થઈ ગયાં હતાં. પંડ પર બ્રાહ્મણની જનોઈ, કાન પર વાણિયાની કલમ અને દિમાગમાં જમીનદારનો રુઆબ એટલે ખેડા-રાઠોરનો તલ્ફીરામ !

'આજ રતિયો-સોનિયો કાં દેખાતા નથી - દી' આથમ્યે ઘરમાં આવી જવાનું કહ્યું છે તોય...'

તલ્ફીરામને વચ્ચેથી જ અટકાવતાં ગોરાણી બોલી ઊઠ્યાં : 'ના રે ના, ઘરમાં જ છે એ તો. બપોરે કેડે બહાર નીકળ્યા નથી, મેડીમાં ભરાઈ બેઠા છે તમારા કાળિયા-ધોળિયા ભાણા.'

ગોરાણી દાઢમાંથી બોલતાં હતાં એ સમજીને તલ્ફીરામે પૂછ્યું : 'કાં, કાંઈ ઝઘડો કરી આવ્યા છે કોઈની હારે ?'

મેડીનાં પગથિયાં ઊતરવાનો અવાજ સંભળાયો એટલે ગોરાણીએ જવાબ આપવાનું માંડી વાળ્યું. રતિરામ અને સોનપાલ ઊતરી ગયેલા ચહેરે મામા સામે હાજર થયા. આમ તો બેય

જોડિયા ભાઈ એટલે નાક-નકશો સરખાં. એ સિવાય બીજી કોઈ બાબતમાં જોડ ન મળે બે વચ્ચે. એક ધોળિયો અને બીજો કાળિયો. આ જોડિયા ભાઈઓને સાન અને વાનની સરખી વહેંચણી કરવાની ભગવાનને આળસ ચડી હશે તે એકને મુઠ્ઠી ભરીને સાન આપી અને બીજાને રૂડો વાન આપી દીધો. સોનપાલ અને રતિરામ નામ તો પછી પડ્યાં, પણ જન્મ્યા ત્યારથી કાળિયો-ધોળિયો કહેવાઈ ગયા. મા બેયને નાના મૂકીને પરલોક સિધાવી ગઈ હતી. આંખો મીંચી લેતાં પહેલાં દીકરાઓને કહેતી ગઈ : 'બેય સાથે જન્મ્યા છો તો સાથે સંપીને જીવજો. તમને મામાના હાથમાં સોંપતી જાઉં છું. એમનો બોલ ઉથાપશો નહિ.' ત્યારથી બંને ખેડા-રાઠોરના ભાણિયા બની ગયા. રતિરામ રૂપરૂપનો અંબાર, પણ મગજનો ખાલી અને બીકણ, જ્યારે સોનપાલ વાને કાળો, પણ બાહોશ ભારે. થોડું-ઘણું ભણાવીને બેયને મામાએ કામે લગાડી દીધા. સોનપાલ મામાનો હિસાબ-કિતાબ લખતો, રતિરામ મામીને ઘરકામમાં હાથ આપતો. મા મરી ગયાને પંદર વરસ થયાં છતાં બેય જોડિયા જુવાનો એની છેવટની શીખ અક્ષરશઃ પાળતા આવ્યા હતા. ક્યારેય જુદા ન પડે, પછી સવારે લોટે જવાનું હાય કે રાતે રામલીલા જોવા, કાળિયો-ધોળિયો સાથે જ દખાય ! સંજોગવશાત્ બેમાંથી કોઈ એકલું દેખાય તો ગામલોકોનેય અડવું લાગતું હોય તેમ પૂછે : 'અલ્યા, આજ ધોળિયો સાથે કાં નથી ?' કેટલાક મજાકમાં કહેતા : 'આ કાળિયો-ધોળિયો પરણવા પણ એક જ ઘોડે બેસીને જવાના જોજો ને !' ગામલોકોને માટે એ બંને રમકડાં જેવા બની ગયેલા.

'આમ સોગિયાં મોઢાં કરીને શું ઊભા છો મારી સામે ? ગામની કોઈ છોડીને અડપલું તો નથી કરી આવ્યા ને ?' મામા તાડૂક્યા.

'હોય, મામા !' સોનપાલ બોલી ઊઠ્યો : 'આ તો પેલો... બપોરે જેલમાંથી છૂટીને આવી ગયો એવા ખબર મળ્યા.'

'હત્તારિની ! તલ્ફીરામના ભાણા થઈને આમ મિયાંની મીંદડી થઈ ગયા ?' મામા રોષ-મિશ્રિત રમૂજ સાથે બોલ્યા : 'માનસિંહથી ડરી જઈએ તો ગામમાં રહેવાય નહિ. તલ્ફીરામની સામે પડવા ગયો તો અગિયાર વરસ હવા ખાઈ આવ્યો ને !'

ગામમાં દાખલ થતાં જ તલ્ફીરામને માનસિંહ છૂટીને આવ્યાના ખબર મળ્યા હતા. હળવો આંચકો અનુભવ્યો છતાં મોં પર લાપરવાહી રાખી તેણે ખબર આપનારને સંભળાવ્યું : 'એને કહી દ્યો કે હવે સીધા રસ્તે ચાલે. રાજપૂતાઈનો ફાંકો ન રાખે. બાપ-દાદાની તલવાર મ્યાનમાં ભલે કટાઈ જાય, ખેતરમાં હળ ચલાવીને જીવતાં શીખે.'

ગામની આગેવાની રાખવી હોય, દેવાદારો પાસેથી ચક્રવર્તી વ્યાજ લેવું હોય અને ગામ પર એકચક્રી સત્તા ભોગવવી હોય તો આવો દેખાવ કરવો પડે એ તલ્ફીરામ સારી રીતે સમજતો હતો. એટલે જ તેણે ભાણાઓને પણ માનસિંહથી ડરવા સામે ટપાર્યા. પછી વાત બદલવાના હેતુથી કહ્યું : 'આવતા વૈશાખમાં નેતારામનાં લગન લેવાનું નક્કી કરી આવ્યો છું વેવાઈ સાથે.'

ગોરાણીને દીકરાનાં લગનની વાતમાં રસ પડ્યો એટલે રાંધણિયામાંથી દોડી આવ્યાં. મામા-મામી હરખાતાં વાતોએ વળગ્યાં, પણ રતિરામ અને સોનપાલ કટાણું મોં રાખી અંદર-અંદર કંઈક ગુસપુસ કરતા હતા. થોડી વારે મામાના કાને રતિરામનો બોલ સંભળાઈ ગયો : 'તું કહે ને, સોનિયા ! કહી દે, કહી દે...'

'શું છે ?' મામાએ અણગમો દર્શાવીને સોનપાલને પૂછ્યું. એ શરમાઈ ગયો : 'મામા... મામા...' તેની જીભે લોચા વાળવા માંડ્યા : 'નેતારામના લગનની હારે અમારું પણ...'

'હા, હા, તમારું પણ ગોઠવાઈ જાશે.' મામા સમજી ગયા કે પરણવાની વાત સાંભળીને ભાણિયાનાં મોંમાં પાણી છૂટ્યાં છે. મામાનો દીકરો નેતારામ તેમના કરતાં ઉંમરમાં નાનો હતો છતાં પરણી જાય અને પોતે રહી જાય તે કેમ ચાલે ? તલ્ફીરામ જેવાના ભાણેજ આમ તો કુંવારા ન રહી જાય, પણ જોડિયા ભાઈઓ જોડે જ પરણવા માગતા હતા, આગળ-પાછળ નહિ. તેમાં રૂપાળા રતિરામને છોકરી પરણાવવા કોઈ તૈયાર થાય નહિ અને માએ આપેલી શિખામણ ઉથાપી સોનપાલથી એકલા પરણી શકાય નહીં. બધું જોડે જ કરવાની જીદ લઈ બેઠા હતા બંને.

'વેવાઈના ગામમાં એક ઘર મારા ધ્યાનમાં છે. એની બેય છોડિયું જવાન થઈ ગઈ છે.' મામા કહેતા હતા અને રતિરામ હોઠ પર જીભ ફેરવતો જતો હતો. 'મોટી ગોરી છે અને નાની શામળી. પસંદગી કરવામાં પાછા ઝઘડતા નહીં, નહીંતર પાછા લટકી રહેશો.'

'આપણે મોટી ચાલશે.' રતિરામે આદત મુજબ ભસી માર્યું : 'આમે તો હું મોટો છું ને ! જોડિયા ભલે, પણ પહેલો હું જન્મ્યો હતો.'

'મામા, તમે જ ન્યાય કરો, જોડિયા છોકરામાં જે પહેલો જન્મે એ નાનો કહેવાય ને ?' સોનપાલે દલીલ કરી : 'શાસ્ત્રમાં પણ એના દાખલા છે.'

'જ્યારે-ત્યારે તું શાસ્ત્રના દાખલા ટાંકવા બેસી જાય છે !' રતિરામ ચિડાઈને બોલ્યો : 'પણ હું તો ગોરી છોકરીને જ પરણવાનો, કહી દઉં છું !'

'પાછા બેય બાખડી પડ્યા ને !' મામા રોજની માફક વચ્ચે પડ્યા : 'સોનપાલ, તું સમજી જા. તમારા વિવાહ કરું તો મારે ગામલોકોના મેણાં સાંભળવા મટે અને આ રતિયો ગામની છોકરીની છેડતી કરીને મારી ફજતી કરતો અટકે.'

સોનપાલે મૂંગા રહી સંમતિ આપી એટલે રતિરામ લહેરમાં આવી ગયો. પણ મામાએ વચ્ચે એક કાંકરી નાંખી : 'રતિયા, પહેલેથી કહી દેવું સારું ! ધોળી છોડી એક આંખે જરા કાણી છે.'

'હેં !' કહેતાં રતિરામે કપાળ પર હાથ પછાડ્યો. મામા તથા સોનપાલ એનું રડમસ ચોખડું જોઈને હસી પડ્યા.

'પણ મામા !' સોનપાલ ફરી ગંભીર બન્યો : 'આ વિવાહ થાય ત્યાં લગી આપણે પેલા માનસિંહથી ચેતતા રહેવું પડશે.'

મામાની આંખો પહોળી થઈ.

'હા, મામા.' રતિરામે ટાપશી પૂરી : 'એને ખબર ન પડવી જોઈએ કે તેના દીકરાની છૂપી જગ્યાની બાતમી પોલીસને અમે આપી હતી.'

'હવે તમે મૂંગા મરશો ?' તલ્ફીરામનો ક્રોધ ભભૂકી ઊઠ્યો : 'દટાઈ ગયેલી વાતને ખોદવાનું દોઢડહાપણ શા માટે કરો છો ?'

અને મામીએ વાળુ માટે હાંક મારી.

*

ફાગણનો ઊનો વાયરો રાત્રિના સ્પર્શથી શીતળ બનતો જતો હતો. જુવાન બનવા થનગનતા કિશોરની જેમ સુદનો ચાંદો ખીલવા માટે ઉતાવળો થવા લાગ્યો હતો. વૃક્ષો ધીમાં-ધીમાં ડોલતાં હતાં અને દીવા ઝાંખાઝાંખા ટમટમતા હતા. માનસિંહ ખાટલા પર આંખો ઉઘાડી રાખી આડો પડ્યોપડ્યો અંધારામાં તાકી રહ્યો હતો.

'લ્યો, બાપુ !' કહેતા વચેટ દીકરા સૂબેદારસિંહે તેના હાથમાં હુક્કાની નળી ધરી. માનસિંહે ખામોશ રહીને જ નળીનો છેડો હોઠ વચ્ચે મૂક્યો. હુક્કો ગગડવા માંડ્યો. બે-ચાર દમ લીધા પછી સૂબેદારસિંહને પૂછ્યું : 'પેલા બે શું કરે છે ?'

'ખીચડી રાંધે છે.' દીકરાએ જવાબ આપીને સવાલ કર્યો : 'વાળુ કરીને આપણે ઊપડશું ને ?'

'માનસિંહે ચોકીને તેની સામે જોયું : 'ક્યાં ?'

સૂબેદારના હોઠ બિડાયા એમાં માનસિંહને જવાબ મળી ગયો. તેણે દીકરા સામે જોયું : 'કેમ, બહુ ઉતાવળ છે ભાઈની હત્યાનો બદલો લેવાની ?'

'તમારા છૂટવાની જ રાહ જોતા હતા અમે.' સૂબેદારના અવાજમાં કઠોરતા ભળવા લાગી : 'રસ્તામાં એ કાળિયા-ધોળિયાને જોઈને મગજમાં ખુન્નસ ચડી આવતું. હવે સબૂરી નથી રહેતી.'

'શાબાશ, બેટા !' માનસિંહ બેઠો થઈ ગયો. હુક્કાના એક-બે દમ ખેંચીને બોલ્યો : 'પણ એ બેયને ખતમ કરતાં પહેલાં મારે ખાતરી કરવી છે.'

'શેની ખાતરી, બાપુ ?'

'યશવંતસિંહની બાતમી ખરેખર તેમણે જ આપી હતી કે નહીં !'

માનસિંહની વાતથી સૂબેદાર ચોંક્યો. એટલે બાપે તરત જ ઉમેર્યું : 'બેટા, બદલાની આગ બહુ ભયાનક હોય છે. માણસને તે આંધળો-બહેરો બનાવી દે છે. એટલે છોકરાઓ પર હાથ ઉગામતા પહેલાં જાણી લેવું સારું.'

સૂબેદારસિંહ ગૂંચવાયો : 'પણ એ થોડા કહેવાના છે કે તેમણે બાતમી આપી હતી ?'

'એને માટે કોઈ રસ્તો કરવો પડશે. હું એના જ વિચારમાં હતો.' માનસિંહે ક્યાંય સુધી હુક્કો પીધા કર્યો. પછી અચાનક યાદ આવ્યું : 'એક કામ કર. પંડિત છાવરામના ભાઈ મુરારિરામને બોલાવી લાવ. કહેજે કે બાપુએ હમણાં જ તેડાવ્યા છે.'

સૂબેદારસિંહને કાંઈ સમજાયું નહીં, પણ બાપુ પાસે ખુલાસો માગવાની હિંમત ચાલી નહીં. આઠદસ ડગલાં આગળ વધ્યો હશે ત્યાં માનસિંહના બોલ કાને પડ્યા : 'જો, રૂપો ઘેર હોય તો તેનેય ભેગો લાવવાનું કહેજે.'

'એ હો...' કહેતો સૂબેદાર ખેતર ઓળંગી ગયો.

માનસિંહ ફરી ખાટલામાં આડો પડ્યો. અંધકારમાંથી એક દશ્ય આકાર લેતું તેની નજરે પડ્યું. પોતે આવી જ રીતે જેલની કોટડીમાં આડો પડેલો હતો. માથે ખુલ્લા આકાશને બદલે પથ્થરની છત તોળાતી હતી. હજુ હમણાં જ ચક્કી પીસવામાંથી પરવાર્યો હતો. બાવડાના સાંધા તૂટતા હતા. પેટમાં ભૂખ ભડકે બળતી હતી. રોટીને વાર હતી છતાં જેલનું તાળું ખખડ્યું. બેઠા થઈને તેણે નજર કરી. સંત્રી અંદર આવ્યો. તેના મુખ પર આછો ગભરાટ હતો.

'માનસિંહ, છાવરામ છેલ્લા શ્વાસ લઈ રહ્યો છે. તને મળવાની ઇચ્છા કરી છે.'

માનસિંહના પગની બેડી ખણખણી ઊઠી. ઓછી સજા ભોગવતા કેદીઓની બૅરેક તરફ તેના પગ વળ્યા. જેલરની મહેરબાનીથી અવારનવાર તેને છાવરામને મળવાનું બનતું હતું. થોડા દિવસ પહેલાં જ તેણે કહ્યું હતું : 'માનસિંહ, હું હવે ઝાઝા દિવસ નહિ કાઢું.' જ્યોતિષના જાણકાર છાવરામને પોતાના આયુષ્યના અંતની ઝાંખી થઈ ગઈ હોવી જોઈએ.

પંચાવન વરસનો છાવરામ છેલ્લાં ત્રણ વરસથી આગ્રાની જેલમાં સજા કાપતો હતો. બ્રાહ્મણ હોવા છતાં છાવરામે પોતાના રાજપૂત દુશ્મન માનસિંહના કુટુંબ સાથે સારાસારી રાખેલી એથી તલ્ફીરામને તેના પર દાઝ હતી. તેમાં એક દિવસ તલ્ફીરામને શું સૂઝ્યું કે છાવરામને કુંડળી જોવા બોલાવ્યો. આખા આગ્રા જિલ્લામાં છાવરામનું જ્યોતિષ વખણાય. એનું ભાખેલું ભાગ્યે જ ખોટું પડતું.. અકિંચન બ્રાહ્મણ છાવરામને દક્ષિણાનો લોભ ન મળે. હા, દુર્વાસા જેવો એનો ઉગ્ર મિજાજ સાચવવો પડે. નહીંતર છાવરામ ટીપણું ખોલે નહીં કે કુંડળીને હાથ લગાડે નહિ. જોષ જોવા જાય ત્યારે એના ઘરનું કંઈ ખાય-પીએ નહીં. દક્ષિણા આપવી હોય તો એને ઘેર સીધું-આટો પહોંચાડવાં પડે. વળતર સામે જોઈએ તો વિદ્યા રિસાઈ જાય એમ એ બ્રાહ્મણ માનતો.

તલ્ફીરામની કુંડળી જોઈને છાવરામ મૂંગો થઈ ગયો. તલ્ફીરામના દીકરા નેતારામની કુંડળી પર તેણે નજર નાખી લીધી : 'પુરોહિત, ફરી કોઈ વાર ભવિષ્ય ભાખીશ. આજે જીવે સખ નથી.'

તલ્ફીરામે આનો અવળો અર્થ કર્યો : 'છવામહારાજ, રાજપૂતને ઘેર તો ઊભાઊભા જોઈ આપો છો. મારે ત્યાંથી દક્ષિણા વધારે મળે તોય વાતમાં મોણ શેનું ઘાલો છો ?'

છાવરામ છંછેડાયો : 'દક્ષિણાની વાત ઉચ્ચારીને મારી વિદ્યાનું અપમાન કર્યું, પુરોહિત !'

'હવે જોઈ તમારી વિદ્યા ! મારી કુંડળીમાં સારું જોઈને તમારા જીવને અસુખ થવા માંડ્યું એમ કહો ને !' તલ્ફીરામે ઘણા વખતની દાઝ કાઢવા માંડી : 'પેલા બિહારીસિંહની ચડામણીમાં બ્રાહ્મણપણું પણ ખોઈ બેઠા. મારે તો તમારી પરીક્ષા કરવી હતી, બાકી ભવિષ્ય તો મેં ક્યારનું જાણી લીધું છે.'

પંડિત છાવરામ ક્રોધથી ધ્રૂજી ઊઠ્યો : 'મારી પરીક્ષા ! વિદ્યાની ઠેકડી ! અણગમતી વાત કહેતાં મારી જીભ અચકાતી હતી, પણ હવે વિદ્યાનું પારખું કરવું હોય તો સાંભળી લો.' જનોઈ હાથમાં રાખી તે બોલી ગયા : 'તારો ઘમંડ તને ભાન ભુલાવશે. તું કમોતે મરીશ. તારા ખાનદાનમાં કોઈ સુખેથી જીવશે નહિ અને શાંતિથી મરશે નહિ.'

કહેતાં છાવરામે બગલમાં ટીપણું દબાવી ચાલતી પકડી. ક્રોધથી એના આખા શરીરે પસીનો વળી ગયો હતો. તલ્ફીરામ એ સાંભળીને ઊભો ને ઊભો સળગી ગયો : 'જા-જા, ભામટા ! તારા શાપની મને કોઈ અસર નહિ થાય. હું જોઉં છું, હવે ગામમાં કેટલો વખત તારો પગ ટકી શકે છે !'

છાવરામનું ભવિષ્ય તો સાચું પડે ત્યારે ખરું, પણ તલ્ફીરામે તેની ધમકીને ખરી પાડી, વગ અને પૈસાના જોરે તેણે છાવરામને એક અપરાધમાં સિફતથી સંડોવી દીધો અને છાવરામને જિંદગીના આખરી દિવસો જેલના સળિયા પાછળ વિતાવવા પડ્યા.

આકરી સજાવાળા કેદીઓની કોટડીઓ વટાવી માનસિંહ ખુલ્લા ચોગાનમાં આવ્યો. સામે એક મોટો દરવાજો હતો. એમાં દાખલ થયા પછી ઓછી સજાવાળા કેદીઓની બૅરેક આવતી હતી. માનસિંહે જોયું કે સાંજની ગીનતી શરૂ થઈ ગઈ હતી. બૅરેકમાંથી બહાર નીકળી કેદીઓ લાઈનબંધ હાજરી પુરાવવા ઊભા હતા. જેલર હાથમાં રજિસ્ટર લઈ નંબર પોકારતા જતા હતા.

માનસિંહે છાવરામની બૅરેકમાં પ્રવેશ કર્યો. ઉઘાડા શરીરે લીંપેલી જમીન પર છાવરામ સૂતો હતો. એક કેદી બાજુમાં ઘીનો દીવો સળગતો રાખી રામનામ બોલતો હતો. ઉઘાડું મોં, બંધ આંખો અને મહાપરાણે શ્વાસ લેવાને કારણે હલતાં પાંસળાં... દેહના જીર્ણ પીંજરામાંથી ઊડી જવા માટે આતમપંખી તરફડતું હતું. માનસિંહ એના માથા પાસે બેસી ગયો. હળવે રહીને છાવરામનું માથું પોતાના સાથળ પર ટેકવ્યું. પંડિતે આંખો ઉઘાડી, જડબાંનાં હાડકાં હાલ્યાં : 'આવી ગયો, ઠાકુર ! બસ. હવે હું નિરાંતે પરલોક સિધાવીશ.' બોલતાં તેને હાંફ ચડી. માનસિંહે છાતી પર હાથ પસવાર્યો : 'પંડિત, પરલોકને હજી વાર છે.' એના ગળે ડૂમો ભરાઈ આવ્યો. આગળના બોલ એમાં અટવાઈ ગયા.

'ના, ઠાકુર, આત્મા હવે ખખડી ગયેલું ખોળિયું બદલવા ઉતાવળ કરે છે. ગામતરું કરતાં પહેલાં મારે તને કંઈક કહેવાનું છે. સાંભળી લે.'

માનસિંહે મન મક્કમ કરી છાવરામની ઊંડી ઊતરી ગયેલી આંખોમાં ડોકિયું કર્યું.

'જો, ઠાકુર, મારો જીવ બધામાંથી મુક્ત થયો છે. એકમાત્ર રૂપામાં માયા રહી ગઈ છે.'

એ અટક્યો. થોડો શ્વાસ લઈ લથડતા અવાજે કહ્યું : 'રૂપાને તને સોંપતો જાઉં છું. ચારે છોકરામાં એ નાનો છે. નાનપણમાં જ એની મા મરી ગઈ, એટલે એના પર હેત વધુ છે. તું એને તારા દીકરાની જેમ રાખજે.'

ખાંસીનું જોરદાર ઠસકું આવ્યું. માનસિંહે એની હાંફથી કાંપતી છાતી પર હાથ પસવાર્યો. પસીનાથી તેની હથેળી પલળી ગઈ. અંતિમ ઘડી નજદીક આવી રહી હતી : 'છાવરામ મહારાજ, તમે બેફિકર રહો. રૂપો આજથી મારો બેટો છે એમ માનજો.'

છાવરામની આંખોમાં ચમક આવી. હોઠ પર હાસ્ય ફરકી ગયું : 'વચન આપ – સોગંદ પર !'

'મહારાજ ! રાજપૂતનું વેણ વચન બરાબર ગણાય.' માનસિંહે છાવરામના હાથમાં જમણો હાથ આપી આંખો મીંચી સંકલ્પ કર્યો : 'છતાં લ્યો સોગંદ પર કહું છું, તમારા રૂપનારાયણનું હું બેટાની જેમ જતન કરીશ - મારા સ્વર્ગવાસી દીકરા યશવંતસિંહના સોગન !'

છાવરામની આંખો ભીની થઈ ગઈ. ગાલ પરથી હર્ષના આંસુ સરી પડ્યાં. હાથમાં લીધેલો માનસિંહનો હાથ દબાવી અહેસાન વ્યક્ત કર્યો. અચાનક કંઈક યાદ આવ્યું હોય તેમ માનસિંહની હથેળી ખુલ્લી કરી તેની રેખાઓ સામે તાકી રહ્યા. બંનેની નજર મળી. છાવરામના હોઠ ફફડ્યા :

'ઠાકુર, તેં ઘણી વાર તારું ભવિષ્ય જાણવા મારી સામે હાથ લંબાવ્યો છે...' કહીને શ્વાસ ખાવા રોકાયા. માનસિંહ જિજ્ઞાસાપૂર્વક તેને જોઈ રહ્યો. ધીમેધીમે તેઓ કહેવા લાગ્યા : 'તારા બાપુએ પણ મને તારી કુંડળી બતાવી હતી. મેં આજ સુધી મનમાં વાતને સંઘરી રાખી. હવે આખરી વખત આવી ગયો છે...'

ભારે ખાંસીનો હુમલો આવ્યો. આખું શરીર હચમચી ગયું. કદાચ હવે છાવરામ બોલી નહિ શકે. એનો જીવ ઊડી જવા માટે ઉતાવળો થતો જોઈને માનસિંહ અકળાયો. તેણે રામનામનું રટણ કરવા માંડ્યું. થોડો સમય વીત્યો. છાવરામે ફરી આંખો ખોલી.

'ઠાકુર... આ હાથમાં બેસુમાર હત્યાઓ લખાઈ છે...' માનસિંહ ધ્રૂજી ગયો. છાવરામે આગળ કહ્યું : 'માટે કહું છું, બને એટલું પુણ્ય કરતો રહેજે...'

છાવરામ આગળ ન કહી શક્યો. શરીરમાં તાણ આવી, એનો હાથ ભોંય પર પટકાયો, પગ સીધો થઈ ગયો, આંખો ઉઘાડી જ રહી ગઈ અને જીવ ઊડી ગયો. શરીર જંજીરમાં જકડાયેલું હતું, પણ જીવ મુક્તિ પામ્યો. માનસિંહે સાથળ પર ટેકવેલું તેનું માથું હળવેકથી નીચે રાખ્યું. તેનું હૈયું ભરાઈ આવ્યું, છતાં આંખોને ભીંજાવા ન દીધી. ધીમેથી ઊભા થઈ તેણે છાવરામના ચરણસ્પર્શ લીધા. એટલી વારમાં ગીનતીની વિધિ પતાવી કેદીઓ બૅરેકમાં પાછા ફરી ચૂક્યા હતા. રામધૂન શરૂ થઈ. મંજીરા કે કરતાલને બદલે હાથકડીની સાંકળ તેમાં સૂર પુરાવતી હતી.

છાવરામના મૃતદેહના પગની બેડીઓ તોડવા માટે જેલનો લુહાર આવ્યો. કેદીઓના રજિસ્ટરમાંથી એક નામ પર ચોકડી મુકાઈ, પણ એ પહેલાં વિધાતાએ પોતાના ચોપડામાં

માનસિંહના બહારવટાના ખાતામાં એક નામ લાલ અક્ષરોમાં લખી નાખ્યું – રૂપનારાયણ શર્મા... માનસિંહનો ચેલો, જેણે સંખ્યાબંધ હત્યાઓનો હિસાબ આપવા ભગવાનના દરબારમાં એક વાર હાજર થવું પડશે.

'રૂપનારાયણ હાજર થયો છે, બાપુ !'

આકાશમાં તાકીને ખેતર વચ્ચે ખાટલા પર પડેલો માનસિંહ ચોંક્યો. નજરમાંથી જેલનું દશ્ય ખંખેરતો બેઠો થયો. સૂબેદારસિંહની બાજુમાં ઊભેલા સોળેક વરસના રૂપાને જોયો. ચંદ્રના આછા અજવાળામાં તેનું ગોરું મુખ, ભૂરી આંખો, વાંકડિયા વાળ અને ભોળું સ્મિત જોતાં જ માનસિંહના દિલમાં લાગણીનો ઊભરો આવ્યો. 'રૂપા બેટા !' કહી તેને બાવડેથી નજીક ખેંચ્યો, પછી જોસથી છાતીસરસો ચાંપી તેના માથે ક્યાંય સુધી હેતાળ હાથ ફેરવ્યા કર્યો.

'બેટા, હવે હું આવી ગયો છું. કોઈ વાતે મૂંઝાતો નહીં. ત્રણે ભાઈઓ કેમ છે ? ભણવાનું કેમ ચાલે છે ?' ખબરઅંતર પૂછીને કહ્યું : 'બરાબર ભણજે. બાપની જેમ મોટો જ્યોતિષશાસ્ત્રી થજે. દેશમાં નામ કાઢજે. અમારા રાજપૂતના દીકરાઓ ભણવામાં ભલે ઢ રહે, પણ બ્રાહ્મણ તો ભણ્યો પૂજાય, નહિતર ભીખ માગતા ભામટા તરીકે ઓળખાય.'

રૂપનારાયણ મૂંગોમૂંગો સાંભળી રહ્યો હતો. માનસિંહની વહાલભરી હૂંફમાં તેણે બાપનું વાત્સલ્ય અનુભવ્યું. બાપ પણ તેને મોટો જ્યોતિષી બનવાનું કહેતા હતા.

થોડી વારે મુરારિરામ આવી પહોંચ્યો. રામ-રામ કરીને બેઠો : 'આવતાંવેંત યાદ કર્યો, ઠાકુર !'

'હા, જરા ગામનાં ખબરઅંતર જાણવાં હતાં. અગિયાર વરસે બહાર આવ્યો ને !' કહી માનસિંહે છોકરાઓને આઘાપાછા મોકલી દીધા. બંને એકલા પડ્યા પછી માનસિંહની મુખરેખા તંગ બની : 'મુરારિ, તારે મને બાતમી મેળવી આપવાની છે.'

'બોલો, ઠાકુર, તમારા માટે સેવક બધું કરી છૂટશે !'

'મારા ભાઈ-ભત્રીજા અને યશવંતસિંહની સંતાવાની જગ્યા પોલીસને ચીંધનાર તલ્ફીરામના ભાણેજો હતા ?'

'મને પણ એવું જ જાણવા મળ્યું છે, ઠાકુર !'

'પણ મારે એની ખાતરી કરવી છે. સાંભળેલી વાતને ભરોસે હું એ બે છોકરાઓની લાશ ઢાળવા નથી ઇચ્છતો.'

મુરારિ વિચારમાં પડી ગયો. પોતાના મોટા ભાઈ છાવરામ સામે તલ્ફીરામને અણબનાવ થયા પછી મુરારિ એનાથી દસ ડગલાં દૂર રહેતો. તેણે પોતાના અને છાવરામના કુટુંબનો ગુજારો કરવાનો હતો. તલ્ફીરામની હડફેટમાં આવવાનું તેને પાલવે તેમ નહોતું.

'શું વિચારમાં પડી ગયા, મુરારિ ?' માનસિંહે તેને સજાગ કર્યો.

'હું ઉપાય શોધતો હતો, ઠાકુર !' મુરારિએ આદત મુજબ બંને ખભા ઉલાળીને કહ્યું : 'એ કાળિયા-ધોળિયામાં રતિરામ મૂરખ છે. તેને ફોસલાવીને કદાચ વાત ઓકાવી શકાય.'

'એ તને ઠીક પડે તેમ કર. અમે તો બળથી કામ લેનારા. તારે જે કળથી કામ લેવું હોય તે લે.' માનસિંહે થોડામાં ઘણું કહી દીધું, પછી ઉમેર્યું : 'તું મને મળી ગયો એની કોઈને ખબર ન પડવા દેતો. વાત પાકી થાય એટલે ખેતરે આવીને મને જાણ કરી દેજે.' થોડી વાર એ અટક્યો, પછી ઘોઘરા અવાજે કહ્યું : 'જ્યાં સુધી એનો ફેંસલો નહીં થાય ત્યાં લગી ઘેર જવાનો નથી. ઠાકુરણે હજુય યશવન્તના શોકમાં કાળો સાડલો ઉતાર્યો નથી. યશવન્તની વિધવા એને માવતર છે એની આગળ ખરખરો કરવા પણ પછી જઈશું.'

મુરારિ બધું સમજી ગયો. રાજપૂતની આણથી એ પૂરો વાકેફ હતો. અગિયાર વરસે જેલમાંથી આવીને ઘરને બદલે ખેતરમાં પથારી કરનાર માનસિંહની ગંભીર મુખમુદ્રામાં જુવાન બેટાના મોતની વ્યથા સંતાયેલી હતી. મુરારિએ અણધારી જમણા હાથે ચપટી વગાડી : 'સૂઝી ગયું ! પાંચ દહાડા કેડે જ હોળી છે, ત્યારે લાગ સાધીને જાણી લઈશ. તમે ત્યાં લગી થોભી જાઓ.'

'ભલે.' માનસિંહે એટલું જ કહ્યું અને મુરારિ તેના ભત્રીજા રૂપનારાયણને લઈ અંધારામાં અલોપ થઈ ગયો.

*

ફાગણ સુદ પૂનમની સાંજ આથમી અને ગામના ચોકમાં હોળી પ્રગટી. રતિરામ જુવાનિયાના જૂથમાંથી સરકી ગયો. જોડિયા ભાઈ સોનપાલની નજર ચુકાવીને જતાં થોડો ક્ષોભ થયો પણ છૂટકો નહોતો. એ સાથે હોય તો મહાદેવના મંદિરે જઈને ભાંગ પિવાય નહિ. વરસમાં ત્રણ-ચાર વખત આ ચસકા ખાતર તેણે સોનપાલથી અલગ થવું પડતું. રતિરામને ભાંગ વિના ફાગ બોલવામાં મોજ આવતી નહિ અને ફાગ વિના હોળીનો લહાવો કેમ લેવાય ?

'આવી ગયો, રતિરામ !' મંદિરના આધેડ વયના પૂજારીએ પથરા ઉપર ભાંગ પીસતાં તેને આવકાર્યો : 'આજ તો સારી પેઠે ભાંગ લઢી છે. તબિયત તર થઈ જશે.'

ગામના છેવાડે આવેલા મંદિરની પછવાડે એક ઘોલકી હતી ત્યાં અવારનવાર આવા ચરસુડા ભેગા થઈ જતા. મામાને કોઈ કહી દે એવી બીકે રતિરામ મન થાય ત્યારે પૂજારીના કાનમાં ફૂંક મારી છાનોમાનો કેફ કરી આવતો. આજે તો પૂજારીએ જ સામે ચાલીને તેને નોતર્યો હતો. હા, એટલું કહેલું કે ત્રીજો જણ પણ ભળવાનો છે. બહાર કોઈને કહે એવો નથી.

'પેલો ત્રીજો કોઈ આવવાનો હતો ને ?' ભાંગ પીવાની શરૂઆત કરતાં રતિરામે પૂછી લીધું.

'આવશે હમણાં.' કહીને પૂજારી એક લોટી ગટગટાવી ગયા : 'વાહ ! શું ચીજ બની છે !'

ત્યાં 'જય ભોલાનાથ'નો સાદ આપતો મુરારિ આવી ચડ્યો. પૂજારીએ 'જય ભોલાનાથ' કહીને સામો જવાબ આપ્યો : 'આવી ગયો, મુરારિરામ ! તારી જ રાહ જોતા હતા. હજુ તો અમે ચખણી જ કરી છે.'

મુરારિને જોઈ રતિરામ ભડક્યો. મામાના વેરી છાવરામનો નાનો ભાઈ... એની ભેગા બેસીને ભાંગ કેમ પિવાય ? મામાને ખબર પડે તો બેવડી આફત. મુરારિ તેની આ ગડમથલ પામી ગયો. તેણે સિફતથી એના મનનો વહેમ ટાળ્યો : 'રતિરામ, તારા મામા અને મારા મોટા ભાઈને શત્રુવટ હતી તેમાં આપણે વળી શું ? લેવાદેવા વગરના મોટા ભાઈ માનસિંહના પડખે ચડી ગયા અને જેલમાં મૂઆ !'

માનસિંહનું નામ આવતાં રતિરામ ઔર ભડક્યો, પણ મુરારિએ એ તરફ ધ્યાન આપ્યા વિના ભાંગની લોટી ગટગટાવી ગયો. માનસિંહના નામથી જાગેલો ફડકો દૂર કરવા રતિરામે ત્રીજી લોટી ખાલી કરી ત્યારે મુરારિ બોલ્યો : 'રાજપૂતના જમાના ગયા. હવે તો બ્રાહ્મણનાં રાજ આવશે. જોજો ને, અંગ્રેજ સરકાર નેહરુને રાજ સોંપીને જાય છે કે નહીં !'

હવે રતિરામનો ભય ઓગળી ગયો. આ માણસની ચિંતા કરવા જેવું ન લાગ્યું. મુરારિ એટલી જ રાહ જોતો હતો. પહેરણના ખિસ્સામાંથી જૂનો ઢબ્બુ કાઢીને બોલ્યો : 'પૂજારી, આજે તો આપણે તાંબું ભેળવીને ભાંગ પીવી છે.'

રતિરામ તાંબાના ઢબ્બુને તાકી રહ્યો. તેણે ઘણાને બોલતા સાંભળેલા કે તાંબાનો પૈસો નાખીને ભાંગ પીએ તો બહુ ચડે. મુરારિએ નાખેલા દાવમાં એ ફસાયો : 'હા-હા, ભલે થઈ જાય.'

'છોકરા, તારું એ ગજું નહિ.' મુરારિએ વારવાનો દેખાવ કર્યો તેમ રતિરામને વધુ જોશ ચડ્યું : 'અરે, બહુ ચડશે તો બે ભૂંડી ગાળ વધુ બોલશું. હોળીની રંગત વધારે આવશે.'

થઈ રહ્યું. મુરારિને એ જ જોઈતું હતું. ધીમેધીમે તેણે રતિરામને મૂળ વાતને પાટે ચડાવવા માંડ્યો : 'અલ્યા, તારા મામાની ધાક બહુ ભારે હોં ! માનસિંહ જેલમાંથી છૂટીને આવ્યે પાંચ દિ' થઈ ગયા, પણ ગામને મોં બતાવવાની માનસિંહ હિંમત નથી કરતો.'

'એ તો એના દીકરાના મોતનો શોક પાળતો હશે.' પૂજારી વાતમાં ભળ્યા.

'કોના, પેલા યશવંતસિંહના શોકમાં ?' મુરારિ સિફતથી વાતને વાળતો જતો હતો : 'જેને પોલીસે ગોળીએ વીંધી નાખ્યો હતો એના શોકમાં ?'

મુરારિએ આમ બોલીને રતિરામનો ચહેરો ત્રાંસી નજરે જોઈ લીધો. એ કંઈક બોલવા માગતો હોય ત્યાં મૂંગો રહેવા મથતો હોય તેમ લાગ્યું. એકાદ લોટી પેટમાં ઠલવાયા પછી જીભ ઊઘડશે એમ માની મુરારિ થોડું થોભી ગયો.

'પૂજારી, ઘણાને ભાંગ એવી નવાઈની ચઢે કે મૂંગા-મંતર થઈ જાય,' કહીને મુરારિએ ચલાવ્યું : 'અલ્યા, રતિરામ, તું કેમ કંઈ બોલતો નથી ?'

'મને તો ભૂંડા બોલવાનું મન થાય છે.' કહીને રતિરામે બાફ્યું અને પછી ખડખડાટ હસી પડ્યો.

'પણ કહેવું પડે ! આજકાલ આપણી પોલીસ બહુ પાવરધી થઈ ગઈ છે.' મુરારિએ ફરી શરૂ કર્યું : 'કમાલ સગડ પકડી પાડ્યા એ ત્રણેના !'

રતિરામની જીભ વધુ સળવળતી થઈ.

'મેં તો સાંભળ્યું કે દિલ્હીની ખાસ છૂપી પોલીસની મદદ લીધી હતી આપણી પોલીસે...' મુરારિએ ધાપ મારી : 'એના વિના આવું કાબેલ કામ થાય નહિ.'

પોતાની કામગીરીનો જશ દિલ્હીની છૂપી પોલીસના નામે ચડે એ રતિરામ કેમ સાંખી લે ? એ તુચ્છકારભર્યું હસ્યો – પહેલાં ધીમે અને પછી ખડખડાટ.

'કેમ, એમાં હસવા જેવું શું કહ્યું, રતિરામ !' મુરારિની અધીરાઈ વધી ગઈ : 'કે પછી તને બરાબરની ચડી ગઈ ?'

'ભાંગ તો તમને ચડી છે, મુરારિ !' હવે એ બોલ્યો : 'છૂપી પોલીસની એસીતેસી...' ભૂંડાબોલી ગાળ દઈને આગળ વધ્યો : 'એ બાતમી આપનાર તો અમે હતા !'

અને મુરારિ તાજુબ થઈ ગયો. પછી તરત જ સાવધ બની સવાલ કર્યો : 'શું, યાર, તુંય ફેંક્યે રાખે છે ! તું તો જાણે એવી વાત કરે છે કે તેં ખુદ આ પરાક્રમ કર્યું હોય !'

રતિરામ થોડો તપ્યો, 'મને તમે શું માનો છો ? અમે બંને ભાઈઓએ હિંમત ન કરી હોત તો તમારી પોલીસ ચંબલની કોતરોમાં ભટક્યા કરતી હોત.'

'હોય નહિ, રતિરામ ! તું ગપ્પા મારતાં ક્યારથી શીખી ગયો ?' બહુ ટાઢકથી મુરારિ વાત કઢાવતો હતો : 'ગામમાં તો કોઈ એ જાણતું નથી.'

'ક્યાંથી જાણે ? મામાએ મનાઈ કરી છે.' એટલું બોલતાં જ જાણે રતિરામનો નશો એકાએક ઊતરી ગયો. મુરારિને થયું કે બાજી બગડી જશે, એટલે ભાંગ ચડી હોય તેમ તે જોરજોરથી હસવા લાગ્યો. પૂજારી તો ક્યારનોય ઊંઘમૂંધ ઘોરતો પડ્યો હતો. 'માળી આજ ભાંગ ભારે અસર કરી ગઈ !' કહેતો મુરારિ ત્યાંથી નીકળી ગયો. પહેલાં દેખાવ ખાતર લથડિયાં ખાતો અને પછી બે હાથની મુઠ્ઠીઓ વાળી ઝડપથી દોડતો ભાગ્યો – માનસિંહના ખેતર ભણી.

ગામના ચોકમાં લોકો પાણી છાંટી હોળીને ટાઢી પાડતા હતા ત્યારે મુરારિની બાતમી સાંભળી માનસિંહના હૈયામાં બદલાની આગ ભયાનક સ્વરૂપે ભભૂકી ચૂકી હતી.

*

હોળીની ત્રીજી રાતે ખેડા-રાઠોરના ચોકીદારે બારના ડંકા મારવા શરૂ કર્યા તેના પડઘા મેડી પર સવા મણ રૂની તળાઈમાં સૂતેલા તલ્ફીરામના કાન પર અફળાયા. આઠ-નવ-દસ-અગિયાર અને બાર... બારમે ડંકે એ સફાળો ઊઠી ગયો. સામે ગોરાણી ઘોરતાં પડ્યાં હતાં. શું રતિરામ અને સોનપાલ હજુ રામલીલા જોઈને પાછા નહીં ફર્યા હોય ? ગોરાણીને જગાડીને પૂછી લેવાને બદલે એ નીચે ઊતર્યો. જોયું તો બંનેની પથારી ખાલી હતી. અગિયાર સુધીમાં તો આવી જવા જોઈએ. કહીને ગયા'તા કે ખેલ પૂરો જોવા નહિ રોકાઈએ, વહેલા આવી જશું... કાળજું ફફડી ગયું તલ્ફીરામનું.

તે જાણતો હતો કે માનસિંહ તેના દીકરાની પોલીસને બાતમી આપનારને ગમે ત્યાંથી ગોતી કાઢશે, છતાં પણ તેણે ભાણેજોને ચેતવ્યા નહિ - અરે, એમની ભીતિને મજાકમાં ઉડાવી દીધી... પણ તરત જ તલ્ફીરામનો ઘમંડ ઉપર આવ્યો : એમાં ડરવાનું શું હતું ? એમ કોઈના પર હાથ ઉઠાવવો એ શું છોકરાના ખેલ છે ? કદાચ રામલીલાનો ખેલ જોવામાં મશગૂલ થઈ ગયા હશે.

ઉપર જઈને પથારીમાં પડ્યો તો ખરો, પણ તળાઈ હવે તેને કાંટાની જેમ ખૂંચતી હતી. ભીતર તેને વારેવારે ઠપકો આપતું હતું. પોતાનો સગો દીકરો નેતારામ મોડી રાત લગી ઘરમાં ન હોય તો પોતે આમ પથારીમાં પડ્યો રહે ? એકનો ડંકો થયો ત્યારે એ ધ્રૂજી ઊઠ્યો. ગોરાણીને જગાડ્યાં. પછવાડે રહેતા એના અંગરક્ષક જેવા આદમીને ઉઠાડ્યો. ફાનસ લઈને તલ્ફીરામ ભાણેજની શોધમાં નીકળી પડ્યો. પગલેપગલે ભયના ભણકારા કાળજાને આંટી જતા હતા.

ગામ-આખું જંપી ગયું હતું. રસ્તા સૂમસામ હતા. વચ્ચેવચ્ચે થાંભલા પર ખોડેલાં ફાનસ પણ ડરતાં હોય તેમ ધ્રૂજતાં પ્રકાશતાં હતાં. ગામના છેવાડે ઊભેલી ભૂત-આંબલીને આઘેથી જોઈ તલ્ફીરામ થંભી ગયો. સાથેના મજબૂત માણસે કહ્યું : 'કેમ રોકાઈ ગયા, શેઠ ?' પછી સમજી ગયો હોય તેમ કહ્યું : 'એ આંબલીને કારણ વગર લોકોએ બદનામ કરી છે. ભૂત કેવું ?'

ધબકતા કાળજે આંબલીવાળો રસ્તો વટાવ્યો. થોડેક આગળ એક નાળું આવતું હતું. હાથમાં ફાનસ લઈને આગળ જતો માણસ આંચકા સાથે અટકી ગયો. નાળાના ઢાળમાં તેણે કંઈક જોયું. તેણે ફાનસ જરા ઊંચું કર્યું. તલ્ફીરામની નજર પણ ત્યાં દોડી ગઈ. 'શેઠ, તમે અહીં જ ઊભા રહેજો, હું જોઈ આવું. કાંઈક ચળકતું લાગે છે.'

તલ્ફીરામના ટાંટિયા ધ્રૂજવા લાગ્યા. અંગરક્ષક ફાનસના અજવાળામાં વાંકો વળીને કંઈક જોતો હતો... ઝાટકા સાથે એ બે ડગલાં પાછળ હઠી ગયો. એના હાથમાં ટિંગાતું ફાનસ ચાડી ખાતું હલબલતું હતું. એનો અવાજ ફાટી ગયો : 'શેઠ, જલદી આવો !'

પગ ઘસડતો તલ્ફીરામ ઢાળ ઊતર્યો, પણ તે ઊભો ન રહી શક્યો. બંને જુવાન ભાણાઓની લોહીથી ખરડાયેલી લાશ જોઈને એમને તમ્મર આવી ગયાં. સાથેના માણસે ઉભડક બેસીને વારાફરતી બંનેનાં નાક પાસે હાથ રાખીને જોઈ લીધું. એણે ઊંડો નિસાસો નાખ્યો : 'ખેલ ખતમ... કાળિયો-ધોળિયો એકસાથે જ પરવાર્યા !'

રતિરામ-સોનપાલની કત્તલે ગામ-આખાને ઊંઘમાંથી ઢંઢોળ્યું. પોલીસ લાશનો કબજો લેતી હતી ત્યારે ટોળેટોળાં ત્યાં જોવા ઊમટ્યાં. અડખેપડખે ચિરનિદ્રામાં પોઢેલા જોડિયા ભાઈઓને જોઈ અરેરાટી નીકળી જતી. એ અરેરાટી સાથે દરેકના મનમાં માનસિંહનું નામ પણ ધબકતું હતું, છતાં કોઈ જબાનથી ઉચ્ચારવાની હિંમત કરતું નહોતું. તલ્ફીરામે હોશમાં આવીને ભીની આંખે પોલીસ સમક્ષ પહેલી વાત એ જ ઉચ્ચારી : 'આ પેલા માનસિંહનાં જ કામ ! પકડો એ સાલાને !'

એક આખી ટુકડી માનસિંહની ગઢીમાં ધસી ગઈ. બધાંને ઊંઘમાંથી ઉઠાડ્યાં, ઘરની

તલાશી લીધી, પણ માનસિંહ ન મળ્યો ! શક પાકો થયો. પોલીસ તો જાણતી જ હતી કે યશવંતસિંહની બાતમી તલ્ફીરામના ભાણેજોએ જ એમને આપી હતી, એટલે માનસિંહે એનો બદલો વાળ્યો. પણ માનસિંહને આ વાતની જાણ કેવી રીતે થઈ ? શું પોલીસમાંથી કોઈ ફૂટી ગયું હતું ?

ખરા બપોરે રતિરામ-સોનપાલની જોડે નીકળેલી નનામી જોઈને કોઈએ અફસોસ કર્યો : 'આ કાળિયા-ધોળિયાને આપણે મજાકમાં કહેતા કે બંને એક જ ઘોડે બેસીને પરણવા જવાના... પણ વિધિની ગતિ તો જુઓ, એક જ ઠાઠડીએ બંધાઈને બિચારા ચિતા પર ચડવા જઈ રહ્યા છે !'

સાંજ પહેલાં લોકો આભડીને હજુ તો ઘેર આવ્યા હતા ત્યાં એક ઘોડેસવાર ગામમાં દાખલ થયો. ઢોરનું ધણ લઈને પાછો ફરતો ભરવાડ તેને જોઈ એક બાજુ તરી ગયો. અચંબાથી એ તેને જોઈ જ રહ્યો : ઠાકુર માનસિંહ !

રસ્તા પર જતા-આવતા દરેકની આંખો એના પર ખોડાઈ ગઈ. માનસિંહ બેધડક આવતો હતો. તમાકુવાળાની દુકાન પાસે તેણે ઘોડો રોક્યો : 'ચાચા ! બે પૈસાની ગડાકુ આપો.' ઘોડા પર બેઠાં-બેઠાં જ તેણે બૂઢા તમાકુવાળાને કહ્યું અને બેવડિયું ગજવામાંથી કાઢ્યું.

બૂઢો બે-ચાર પળ ડઘાઈને તેને જોઈ રહ્યો, પછી તમાકુનું પડીકું આપવા અને પૈસા લેવા હાથ લંબાવ્યો : 'ઠાકુર, તમને કંઈ ખબર નથી લાગતી !'

'શેની ખબર, ચાચા !' માનસિંહે પડીકું ગજવામાં સેરવતાં અજાણ્યાની જેમ પૂછ્યું.

'રતિરામ-સોનપાલ ખતમ થઈ ગયા ! લાશ નાળા પાસેથી મળી આવી !' બૂઢાએ ખચકાતાં કહ્યું અને માનસિંહના ચહેરાના ભાવ વાંચવા આંખ ઝીણી કરી. આસપાસ બીજાઓ પણ ડોક ઊંચી કરીને માનસિંહને જોતા ઊભા હતા.

નીચલો હોઠ કરડીને માનસિંહે કહ્યું : 'એના મામાએ જ મરાવી નાખ્યા હશે બેયને... ભારે તર્કટી છે એ ભામણ.'

પોતાના બોલની શી અસર થાય છે તે જોવાની પરવા કર્યા વિના માનસિંહે ઘોડાની લગામ તાણી અને ત્યાંથી રવાના થયો – ગઢીના રસ્તે.

પણ ફોજદારે તેને વચ્ચેથી આંતર્યો : 'ઠાકુર, ચાલો, થાણે. ગઈ કાલે થયેલી બેવડી કતલ માટે તમારી સામે ફરિયાદ છે.'

માનસિંહ લાપરવાહીભર્યું હસ્યો : 'ફોજદારસા'બ, નકામી તકલીફ લીધી તમે. બાર વરસ પહેલાં મારી પર આવી જ રીતે ચોરીનું આળ નાખવામાં આવ્યું હતું, જે પાછળથી ખોટું ઠર્યું.'

'પણ તમારી તલ્ફીરામ સાથેની અદાવત જાણીતી છે, ઠાકુર !'

'એટલે જ તો કહું છું,' માનસિંહે જરાય અચકાયા વિના કહ્યું : 'અદાવતનો બદલો વાળવાનો ભામટાએ લાગ ગોતી કાઢ્યો છે.'

છતાં માનસિંહને થાણે જવું પડ્યું. અર્ધા કલાક પછી તલ્ફીરામ પણ ત્યાં દોડતો ગયો. ખરખરે આવેલા લોકોમાંથી ત્રણ-ચારને તે સાથે લાવ્યો હતો. પણ થાણાના દરવાજે પહોંચતાં જ માનસિંહને જોઈ રડીરડીને લાલચોળ થયેલી તેની આંખો ફાટી રહી. માનસિંહ ઘોડા પર સવાર થતો હતો. હવે તલ્ફીરામ તરફ તુચ્છકારભર્યું હસીને તેણે ઘોડાને એડી મારી. જડની જેમ તલ્ફીરામ અને તેના સાથવાળા માનસિંહના દોડતા ઘોડા તરફ તાકી રહ્યા. રડતો-કકળતો અને શાપ આપતો તલ્ફીરામ અંદર ગયો : 'ફોજદારસાહેબ, હું આ શું જોઉં છું ? એને તમે જવા કેમ દીધો ? શું તમે લોકો પણ એની શેહમાં આવી ગયા ?'

ફોજદારે ચૂપચાપ તલ્ફીરામ સામે એક કાગળ ધરી દીધો. તલ્ફીરામે એ જોયો. તેના દાંત ભીંસાયા. રોતલ અવાજે એ બરાડી ઊઠ્યો : 'નહીં ! નહીં ! આ બનાવટ છે ! તેણે જ મારા ભાણાની કતલ કરી છે ! હજુય તમે એને પકડી લો ! કહું છું, એને જવા ન દ્યો !'

'તલ્ફીરામ શેઠ, ખાલી શક પરથી કોઈને ગુનેગાર ન ઠરાવી શકાય.' ફોજદારે આશ્વાસન આપતાં કહ્યું : 'કાલ રાતે જ અમે માણસને આગ્રા દોડાવ્યો હતો. એ ત્યાંના પોલીસ-ઉપરીનો જવાબ લઈને હમણાં જ આવ્યો. સાહેબે લખ્યું છે, ગુનો થયો એ વખતે માનસિંહ આગ્રામાં જ હતો તેની ચોખ્ખી એલીબી (પુરાવો) છે.'

તલ્ફીરામનું મોઢું પડી ગયું. ફોજદારે સવાલ કર્યો : 'બીજા કોઈ પર શક છે તમને ?' છતાં તલ્ફીરામ કંઈ ન બોલ્યો.

'બનવાજોગ છે કે તમારી ધીરધારની લેણ-દેણમાં કોઈ ખેડૂત સાથે વાંધો પડ્યો હોય અને એણે તમારા ભાણાઓને...'

'નહીં-નહીં, એના સિવાય બીજું કોઈ આવું હત્યારું કામ ન કરે.'

'તો પછી અસલી અપરાધી ન મળે ત્યાં સુધી તમારે ધીરજ રાખવાની રહી, શેઠ !'

તલ્ફીરામ ચોધાર આંસુએ રડતો રહ્યો. ભાણેજોના મોતના શોક કરતાંય માનસિંહ ફસાયો નહિ એનો આઘાત એને વધુ લાગ્યો.

દિવસો વીતવા લાગ્યા. ગામલોકો કાળિયા-ધોળિયાની કતલને વીસરવા લાગ્યા. વધારામાં હિટલરે લડાઈ શરૂ કરી એટલે સૌની જીભે જર્મન-જાપાન રમવા માંડ્યાં. ધીમેધીમે તલ્ફીરામ પણ એમ માનવા લાગ્યો કે કદાચ તેના ભાણિયાની હત્યામાં માનસિંહનો હાથ નહિ હોય, નહીંતર તે આટલા વખત સુધી બીજું 'કંઈક' કર્યા વગર ન રહે. આખરે દુશ્મનાવટ તો એને પોતાની સાથે હતી, છતાં તેણે કોઈ હરકત કરવાની હિંમત નથી કરી. ભાણેજોના નામનું નાહી નાખીને હવે તે લડાઈને કારણે વધેલા વેપારમાં ગૂંથાવા લાગ્યો. હા, દીકરા નેતારામનાં લગ્ન તેને લોકલાજે એક વરસ આઘાં ઠેલવાં પડ્યાં એ જરા વસમું લાગ્યું એને.

પણ માનસિંહ કેમ કંઈ કરતો નહોતો ? તેના બાપ બિહારીસિંહે અનેક વાર આડકતરી રીતે યાદ અપાવ્યું હતું કે તલ્ફીરામ બહુ ફાટ્યો છે, પણ કોણ જાણે માનસિંહનું લોહી તપતું

નહોતું. રતિરામ અને સોનપાલની કતલ પછી ઘરનાં સૌએ રાહતનો દમ ખેંચ્યો હતો : હવે યશવંતસિંહના આત્માની સદ્‌ગતિ થશે... પણ માનસિંહ વધુ ને વધુ બેચેન બનવા લાગ્યો. યશવંતની વિધવાને કે એના દસ વરસના દીકરાને જોઈ એનો આત્મા કકળી ઊઠતો. રાજપૂતના લોખંડી હૃદયના એક ખૂણામાં માનવતાની જે કુમાશ હતી તે એને સતાવ્યા કરતી હતી, પોતાને તલ્ફીરામ સામે વેર થયું તેમાં એણે જુવાન દીકરા યશવંતને શું કામ મોતના માંડવે વળાવ્યો ? દીકરાની જુવાન બૈરીના કપાળેથી સૌભાગ્યનો ચાંદલો ભૂંસાડીને મેળવેલી ઇજ્જત માટે ગુમાન કરવા જેવું શું હતું ? એ બિચારીનો આખો અવતાર ઊના નિસાસાના બોજથી કચડાઈ જવાનો. પેલા દસ વરસના છોકરાને બાપના વાત્સલ્યથી વંચિત કરીને રાજપૂતની ખુમારીનો ધજાગરો ફરકાવવામાં શી મોટાઈ હતી ?

માનસિંહ મોટો ભાગ ઘરની બહાર વિતાવતો. બદલો લેવાઈ ગયા પછી પણ તેના જીવને જંપ નહોતો, કારણ કે તેના બદલામાં તેણે ઘણુંબધું ગુમાવી દીધું હતું. હવે માનસિંહ ચંબલની બેહડો(કોતરો)માં એકલો રઝળ્યા કરતો. પ્રચંડ વેગે ધસમસતી ચંબલ નદી અને ભૂતાવળ જેવી ભયાનક તેની ખીણો કદાચ પોતાનો અજંપો ઓછો કરશે. એ અટપટી વિકટ કેડીઓમાં માનસિંહ જિંદગીનો સાચો રાહ ઢૂંઢવા માટે પાગલની જેમ ભટક્યા કરતો. ક્યારેક તેને રાહત મળતી, પણ મોટા ભાગે એ વધુ બેચેન થઈને ઘેર પાછો ફરતો. બાપે માની લીધું કે હવે તલ્ફીરામ સામે વેર વાળવાનું માનસિંહનું ઝનૂન ઓસરી ગયું છે.

કદાચ વીતી જતા સમયની રાખ અદાવતના અંગારને બુઝાવી નાખત, પણ ભાભીના આકરા મહેણાએ રાખના એ પડને ફૂંક મારીને હઠાવી દીધું : ‘દેવર ! ભત્રીજા અને દીકરાના મોતનો બદલો તલ્ફીરામના ભાણેજોની કતલથી વળી ગયો... પણ તમારા મોટા ભાઈ જિંદગીભર કાળાપાણીની કેદ ભોગવે એ તમે કેમ સાંખી શકો છો ? કે પછી મારી દેરાણીની અને દીકરાઓની માયામાં તમારો જીવ ખૂંતી ગયો ?’

ઘણાંબધાં સગાંઓની વચ્ચે કહેવાયેલા આ વેણે માનસિંહનું કાળજું વીંધી નાખ્યું :·‘ભાભી, મારા મોટા ભાઈને જો કાળાપાણીમાંથી છોડાવી શકાય તેમ હોત તો હું જાનના બદલામાં એ સોદો કરી છૂટત.’

‘હું તમારા ભાઈને છોડાવવાનું નથી કહેતી, દેવર !’ ભાભીએ ઘણા વખતથી મનમાં દબાવી રાખેલું તે કહી દીધું : ‘એમને આવી આકરી સજા કરાવવા માટે તલ્ફીરામે છૂટા હાથે પૈસા વેર્યા હતા, નાણાં ખરચીને સાક્ષીઓ ઊભા કર્યા હતા એ કોનાથી છાનું છે ?’

ઘણી વાર લગી માનસિંહ ખામોશ રહ્યો, પણ તેનો ચહેરો કહેતો હતો કે ભીતરમાં કોઈ ભયાનક ઊથલપાથલ મચી .... આખરે તેણે એટલું જ કહ્યું : ‘તો લ્યો, ભાભી ! આજથી તમારી દેરાણીની માયા છોડી દીધી...’

બસ ત્યારથી માનસિંહે ઘરવાસ છોડી દીધો. ખેતર વચ્ચે ખાટલામાં સૂતો હોય ત્યાં

ભરઊંઘમાંથી ઝબકીને જાગી જતો. ચંબલની બેહડોમાંથી ફૂંકાતો પવન જાણે તેને સાદ પાડીને બોલાવી રહ્યો હતો : 'આવી જા, અહીં મારી ગોદમાં આવી જા. બધો જ સંતાપ શમી જશે.'

માનસિંહે તૈયારી કરવા માંડી. ૧૯૪૧નો જૂન મહિનો બેઠો. અણધાર્યો વરસાદ વહેલો પડ્યો એ વરસે. ચંબલ થનગની ઊઠી. તેનાં પહેલાં પૂરે માનસિંહને ઢંઢોળ્યો : 'તારા માટે સગવડ થઈ છે. ચાલ્યો આવ.'

બંદૂકો, કારતૂસો અને સાથીદારો એકઠાં કરી લીધાં હતાં. માત્ર દિવસ નક્કી કરવાનો બાકી હતો. ત્યાં માનસિંહના કાને એક ખબર અફળાયા : 'તલ્ફીરામના દીકરા નેતારામની વહુની અઘરણી છે.'

માનસિંહે દાંત ભીંસ્યા. તલ્ફીરામ એના એકના એક દીકરાના સંતાનનું મુખ જોવા હવે તલપાપડ બન્યો હશે. દાદા બનવાની અધીરાઈમાં હરખાતો હશે. ના, એને હું એ લહાવો લેવા નહીં દઉં ! પણ તલ્ફીરામને પકડવો ક્યાં ?

કુદરતે જ એ મોકો કરી આપ્યો. દર પૂનમની રાતે તલ્ફીરામ દેવીના મંદિરે પૂજા કરવા જતો. જેઠ સુદ પૂનમ આડે હવે ત્રણ જ દિવસ બાકી હતા. તલ્ફીરામના મોતનું ચોઘડિયું ગણાઈ ગયું.

જેઠ સુદ પૂનમની સાંજે માનસિંહ ત્રણ દીકરાને લઈને ઘેરથી નીકળ્યો. બાપુને પગે લાગ્યો. પોતી-પોતાઓનાં માથાં પર હાથ ફેરવ્યા. યશવંતના દીકરાને વહાલથી રમાડી લીધો. આ બધું જોતી ઊભેલી રુક્મિણીને એટલું જ કહ્યું : 'ઠાકુરણ, ખબર નથી હવે પાછો મેળાપ થાશે કે નહીં !' ગળગળા ન થઈ જવાય એટલા માટે તે જરા અટક્યો, પછી ગળું ખોંખારીને ઉમેર્યું : 'ત્રણ જુવાન બેટાઓને માથી વિખૂટા પાડવાના નિસાસા ભેગા લેતો જાઉં છું.'

'એ શું બોલ્યા, ઠાકુર !' રાજપૂતાણીએ જવાબ આપ્યો, 'લગનના માયરામાં તમારી સાથે સાત જન્મારાના સાત ફેરા ફરી છું. આપણો સંગાથ આ એક જનમમાં ક્યાં આટોપાઈ જવાનો છે ? તમે-તમારે ખુશીથી જાઓ.'

છાવરામના બેટા રૂપનારાયણને પણ છેલ્લી વાર મળી લેવા ઘેર બોલાવ્યો હતો. એના માથે હાથ મૂકીને કહ્યું : 'બેટા, જીવ કોચવાય ત્યારે મારી મા પાસે આવી જજે; અને કોઈ વાતે મૂંઝાતો નહીં.'

રૂપો હીબકાં ભરતો રડતો હતો. દીકરો અને ત્રણ જુવાન પૌત્રોને જતા જોઈને બિહારીસિંહનું હૈયું પણ કાબૂ ગુમાવી રહ્યું હતું, છતાં એણે મક્કમ મને ચારેયને વળાવ્યા.

આકાશની આરતી ઉતારતા થાળી જેવડા ચંદ્રને જોતો માનસિંહ એક ઝાડની ઓથે ઊભો હતો. દેવીના મંદિર તરફથી આવતા રસ્તા પર અવારનવાર એક આતુર નજર નાખી લેતો હતો. બંને ખભા ફરતા કારતુસના પટ્ટા વીંટાયેલા હતા. એક હાથમાં બંદૂક હતી, બીજો હાથ ઝાડના થડ પર ટેકવ્યો હતો. ત્રણ દીકરા અને ચાર સાથીદારોને થોડે દૂર વાડની આડશમાં ઊભા રાખ્યા હતા. માનસિંહ જાતે જ તલ્ફીરામ પર ઘા કરવાનો હતો.

બે કલાક પહેલાં તલ્ફીરામ તેના નોકર સાથે પૂજા કરવા ગયો છે તેવી ખબર મળ્યા પછી ઘણી વારે એ અહીં આવ્યો હતો. આવતા-જતા કોઈની નજરે ન પડી જવાય એની સાવધાની રાખેલી.

દૂરથી બે આદમીઓ આવતા નજરે પડ્યા. માનસિંહ ટટ્ટાર થઈ ગયો. ચાંદનીના તેજમાં મોટા પેટવાળો તલ્ફીરામ દૂરથી પણ બરાબર ઓળખાઈ જતો હતો. કપાળ પરની નસો ઊપસી આવી. માનસિંહ બબડ્યો : 'દરેક ડગલું એને કાળ તરફ ખેંચી લાવે છે !'

અદાવત વિસારે પડી ગઈ હતી એમ માની લઈ તલ્ફીરામ હવે એકાદ માણસને જ સાથે રાખતો. વધારામાં કમ્મરમાં પિસ્તોલ રહેતી એટલે બહુ ફિકર નહોતી. સાથે ચાલ્યા આવતા માણસના એક હાથમાં ડાંગ અને બીજા હાથમાં દેવીના પ્રસાદનો થાળ હતો. તલ્ફીરામ દેવી પાસે પ્રાર્થના કરીને આવ્યો હતો : 'માતાજી ! ઘરમાં પારણું બાંધવાના શુભ અવસરની કૃપા કરી છે, તો પહેલું સંતાન છોકરો હોય એટલી વધુ કૃપા કરજો !'

સાથે ચાલ્યા આવતા નોકરના માથા પર પાછળથી ફટકો પડ્યો. બંદૂકના કુંદાના પહેલા જોરદાર પ્રહારે જ તેને જમીન પર ઢાળી દીધો. પૂજાની થાળી ખણણણ કરતી ભોંય પર દડી ગઈ. તલ્ફીરામે પાછળ જોયું. ત્રણ-ચાર હથિયારધારીઓને જોઈ એના મોતિયા મરી ગયા. તેણે દોટ મૂકી. દોડતાંદોડતાં કમ્મર પરથી પિસ્તોલ કાઢવાની એ કોશિશ કરતો હતો. ત્યાં તો સામે કાળ જેવો માનસિંહ બંદૂકની નાળ તાકીને ઊભેલો દેખાયો. મોટા પેટ પરની ધોતિયાની ગાંઠ ઢીલી પડી ગઈ. માનસિંહની વિકરાળ મુખાકૃતિમાં તેને જમરાજનાં દર્શન થયાં.

'ભાગીને જાય છે ક્યાં, ભામટા ?' માનસિંહે દાંત ભીંસીને કહ્યું : 'હિસાબ ચૂકતે કરવાની ઘડી આવી પહોંચી છે.'

પિસ્તોલનો ઉપયોગ કરવાની તક માનસિંહે ન આપી. પગનું ઠેબું મારીને તેને દૂર ઉડાડી મૂકી ત્યારે મરણિયા તલ્ફીરામે આડી દોટ મૂકી. માનસિંહે બંદૂકનું નિશાન લીધું. ભાગતા તલ્ફીરામની ડોક પર ગોળી છોડવા બંદૂકનો ઘોડો દબાવે એ પહેલાં કંઈક બન્યું અને તલ્ફીરામ રાડ પાડતો જમીનમાં ખોડાઈ ગયો.

માનસિંહ દોડ્યો.. સાપ કરડ્યો હોય એ રીતે તલ્ફીરામ વળ ખાતો હતો. સાથીઓને થયું કે ઠાકુર હવે શેની રાહ જુએ છે ? તેને ધરબી કેમ નથી દેતા ? પણ માનસિંહે નજીક જઈને જોયું તો તલ્ફીરામના પગ કાદવમાં ખૂંચી ગયા હતા. જેમજેમ તે પગ બહાર કાઢવા જોર કરતો હતો તેમતેમ ઊંડો ઊતરતો હતો.

માનસિંહે અટ્ટહાસ્ય કર્યું. એ હાસ્યના પડઘાથી ખામોશ રાત કંપી ઊઠી. 'તલ્ફા ! આજે તો કુદરત પણ તને સાથ આપવા માગતી નથી !'

વરસાદના પાણીથી જામી ગયેલા કાદવના ઊંડાણમાં તલ્ફીરામ બૂરી રીતે સપડાઈ ગયો હતો. મગર તેનાં વિકરાળ જડબાંમાં માણસને ગળતો હોય તેમ કાદવ તલ્ફીરામને અંદર ખેંચી

રહ્યો હતો. તેની સ્થૂળ કાયા કમ્મર લગી ઊંડી ઊતરી ગઈ ત્યારે મોતના ભયથી તે તીણી ચીસ પાડી ઊઠ્યો. પસીનાથી રેબઝેબ થતું મુખ, હાંફતી છાતી, શ્વાસ ફૂંકતાં પહોળાં નાખોરાં, ઊનાં આંસુથી છલકાયેલી આંખો અને હવામાં બાચકા ભરવા ઊછળતા હાથ... તલ્ફીરામનો આ યાતનાભર્યાં તરફડાટ જોતો માનસિંહ હસતો હતો : 'ધરતી તને ગળી જવા માગે છે, તલ્ફા !'

માનસિંહના સાથીઓ પણ ત્યાં આવી પહોંચ્યા. આટલા બધાને એકસામટા જોઈને તલ્ફીરામ શરણાગતિ સ્વીકારતો હોય તેમ હાથ લાંબા કરી કાલાવાલા કરવા માંડ્યો : 'ઠાકુર ! મને બહાર કાઢ ! હું તારી ગાય થઈને રહીશ ! ગામની આગેવાની ભલે તારા બાપ પાસે રહે... અરે, હું આ ગામ છોડીને ચાલ્યો જઈશ, પણ મને જીવતો રહેવા દે, બાપલા...'

બોલતાંબોલતાં એ ડૂસકાં ભરતો હતો. આંસુથી આખો ચહેરો ખરડાઈ ગયો હતો. માનસિંહે દાંત ભીંસ્યા : 'તલ્ફા ! હવે બહુ મોડું થયું. મને જેલમાં મોકલીને તું હરખાતો હતો, મારો દીકરો અને ભત્રીજો પોલીસની ગોળીએ વીંધાયા તેની ખુશાલીમાં તેં નાત જમાડી હતી...' માનસિંહ અટક્યો. તેની આંખમાંથી અંગારા વરસવા લાગ્યા : 'અને મારા મોટા ભાઈને કાળાપાણીએ મોકલીને તેં સ્વર્ગના સુખનો અનુભવ કર્યો હતો, એ ભૂલી ન જા, તલ્ફા !'

'મારા ગુના માફ કરી દે, ઠાકુર ! મારી બધી જાયદાદ તને આપી દઉં, પણ મારો હાથ પકડ ! મને... મને... આ નરકમાંથી ડૂબતો બચાવી લે !'

તલ્ફીરામનાં આજીજી, કાલાવાલા, રુદન-આક્રંદથી વાતાવરણ ખળભળી ગયું. ખભા સુધી એ કાદવમાં ગરક થઈ ચૂક્યો હતો. એનાં એ આખરી તરફડિયાં જોઈને માનસિંહ બે ઘડી વિચલિત થઈ ગયો. બે ડગલાં આગળ ગયો; પથ્થર પર એક પગ મૂકીને ઊભો રહ્યો. તલ્ફીરામના જીવનમાં આશા જાગી. તેણે હાથ લંબાવ્યો : 'ઠાકુર, ઘરમાં જનમનાર પહેલા પોતરાનું કુમળું મોં જોવાની તક આપ ! તારો ઉપકાર હું જિંદગીભર નહિ ભૂલું !'

માનસિંહે બંદૂક ડાબા હાથમાં રાખી જમણો હાથ સહેજ લંબાવ્યો. તલ્ફીરામની આંખો તૃષ્ણાથી ચમકી ઊઠી : 'ઠાકુર... ઠાકુર...' કહેતો એ માનસિંહનો હાથ પકડવા માટે ફાંફાં મારવા લાગ્યો.

'ઠાકુર ! એના પર રહેમ ન કરશો.' બે-ત્રણ સાથીઓએ માનસિંહને ચેતવ્યો, છતાંય તેણે હાથ વધુ લંબાવ્યો. શું એના મનમાં દયા જાગી હતી ? કે પછી તે તલ્ફીરામને આમ કુદરતને હવાલે છોડી દેવા માગતો નહોતો, પણ પોતાના હાથે જ તેને ખતમ કરવો હતો ? કોને ખબર...

પણ તલ્ફીરામની આંગળીઓ માનસિંહના હાથને અડકી... એક મરણિયો પ્રયાસ કરીને તેણે દુશ્મન રાજપૂતનો હાથ મજબૂત રીતે પકડી લીધો. તલ્ફીરામની આંખો ભયાનક રીતે પહોળી થઈ. તેણે ઝાટકો મારીને માનસિંહને પોતાના તરફ ખેંચ્યો. માનસિંહનો એક પગ પથ્થર પરથી લપસીને કાદવમાં ગરક થઈ ગોઠણ સુધી ઊંડો ઊતરી ગયો. તલ્ફીરામનો ચહેરો વિકૃત બન્યો. એ પાગલની જેમ ખડખડાટ હસી પડ્યો અને બીજો હાથ લંબાવી માનસિંહને પોતાની સાથે કાદવમાં પછાડવા તેણે આખરી જોર અજમાવ્યું...

પણ માનસિંહ હવે ચેતી ગયો હતો. તેણે વિકરાળ સ્વરૂપ ધારણ કર્યું. સાવધ થઈને ડાબા હાથમાં પકડેલી બંદૂક આડી કરી. તલ્ફીરામ હાથનો ઝાટકો મારી બંદૂકની નાળને આઘી કરે એ પહેલાં તો ઘોડો દબાઈ ગયો. ધડાકા સાથે ગોળી તલ્ફીરામના લમણામાં પેસી ગઈ. તેનું ડાચું ફાટ્યું રહ્યું, ડોળા અધ્ધર ચડી ગયા, માનસિંહનો હાથ છૂટી ગયો અને બીજી જ પળે તલ્ફીરામનું જડ શરીર કાદવમાં સમાધિ લેતું ગરક થઈ ગયું. આ દશ્ય જીરવાતું ન હોય તેમ પૂનમના ચંદ્રે વાદળનો પાલવ ઓઢી લીધો.

સાથીઓએ માનસિંહને બહાર ખેંચી લીધો. બેચાર ક્ષણ કાદવની સપાટી પર થતા પરપોટા જોતો એ ઊભો રહ્યો, પછી તેના પર થૂંકીને ચાલતો થયો.

ખેડા-રાઠોરની સીમનાં ઝાડવાં પર એક વિહ્વળ દષ્ટિ નાખી માનસિંહે ગામ છોડ્યું. ચાર ઘોડા પર સવાર થયેલા આઠ જણા ત્રણ ગાઉનો પંથ કાપી ચંબલના કિનારે થોડું થોભ્યા. માનસિંહે કાદવવાળા પગ નદીમાં વહેતાં નીરમાં ઝબોળ્યા. ચાંદનીના પ્રકાશમાં ચંબલની સપાટી રૂપેરી દેખાતી હતી.

હાથ-મોં ધોઈ માનસિંહે ચંબલના પાણીથી તરસ છિપાવી. પછી ઊઠતાં પહેલાં જમણા હાથમાં આચમનરૂપે પાણી લીધું, આંખો મીંચી ગંભીરભાવે તેણે પ્રતિજ્ઞા લીધી : 'ચંબલ, આજથી હવે તારે આશરે છું. મારા બહારવટાની લાજ રાખજે. જિંદગીના આખરી શ્વાસ તારી ગોદમાં લઉં ત્યારે હાલરડું ગાઈને મને જંપાવી દેજે.'

અને ઇન્ડિયાનો રોબિનહૂડ બનવા માનસિંહ ચંબલની કોતરોમાં અદશ્ય થઈ ગયો.



# ત્રણ

બીજા દિવસે અમે ભીંડની ઉગમણી બાજુએ ચંબલની બદનામ બેહડો (કોતરો) જોવા નીકળ્યા. સવારના નવ વાગ્યા હતા, છતાં તડકો માથું ફાડી નાખે એવો જલદ હતો. ઇન્સ્પેક્ટર શર્માએ ત્રણ હથિયારબંધ પોલીસો સાથે લીધા હતા. મેં શંકા કરી, 'એમની જરૂર પડશે ?' શર્માજી હસ્યા : 'કદાચ પડે ખરી. ડાકુઓનો ભેટો થઈ જાય તો ?'

બહુ સ્વાભાવિકપણે તેઓ કહી રહ્યા હતા, છતાં મને એ મજાક જેવું લાગ્યું : 'ત્રણ સિપાઈ અને ચોથા તમે... ડાકુઓનો સામનો કેવી રીતે કરી શકો ?'

'ડાકુઓનો પીછો કરવાનો હોય તો ત્રણને બદલે ત્રીસ પણ ઓછા પડે.' શર્માએ ખુલાસો કર્યો : 'આ તો તમને ફરવા લઈ જઈએ છીએ એટલે સલામતી ખાતર બંદોબસ્ત કર્યો છે. અમારો નિયમ છે, પોલીસ-ઉપરીએ એકલા ન જવું. સાથે ઓછામાં ઓછા ત્રણ-ચાર પોલીસ હોવા જોઈએ.'

અમારા કાળજે આછો કંપ થયો. પોલીસની સાથે જવામાં સલામતી હતી, તેમ જોખમ પણ ખરું. ડાકુઓ અમને પોલીસના માણસ માની બેસે તો આવી બને. પણ ચંબલની કોતરોમાં ફરવું અને ડાકુઓથી ડરવું એ બંને વાત કેમ બને ?

પોણો માઈલ વટાવ્યો હશે ત્યાં જીપ ઊભી રહી. 'સામે ઝાડનાં ઝુંડ દેખાય છે ત્યાં વિનોબાજીએ કેમ્પ નાખ્યો હતો.' શર્માજી કહેતા હતા : 'ડાકુઓનો હૃદયપલટો કરવા માટે વિનોબાજીએ પદયાત્રા કરેલી એ તો તમને ખ્યાલમાં હશે.'

નાના છોકરાઓ કૂંડાળામાં ગોઠવાઈને રમતા હોય એવી રીતે લીમડાનાં ઝાડ ગોળાકારમા

ઊભાં હતાં. કડવા લીમડાની મીઠી છાયામાં અમે થોડું થોભ્યા. શર્મા સામે દૂર દેખાતા ગામ તરફ જોયા કરતા હતા. મને કુતૂહલ જાગ્યું એટલે મેં પૂછ્યું : 'એ કયું ગામ છે, ઇન્સ્પેક્ટર ?'

'ઉદીતપુરા ! માનસિંહની પત્ની રુક્મિણીનું પિયર... હમણાં તે અહીંયાં જ રહે છે.'

સાંભળીને મારું દિલ ઊછળ્યું : 'શું વાત કરો છો ? તો-તો મારે રુક્મિણીને મળવું છે.' મારી નજર એ ગામ પર ખોડાઈ રહી હતી. અનાયાસ એ વૃદ્ધાનું મુખ આંખો સમક્ષ ઊપસી આવ્યું. રાજા માનસિંહની રાજપૂતાણી અત્યારે કેવી દેખાતી હશે ? એની પાસેથી ઘણીબધી વાતો સાંભળવાની તાલાવેલી લાગી. સામેના ખેતરમાંથી એક જુવાન ચાલ્યો આવતો હતો. કદાચ પોલીસની જીપ જોઈને તેને કુતૂહલ થયું હશે.

'આ આવે રુક્મિણીનો ભત્રીજો. એને પૂછી લઈએ.' શર્માજીએ કહ્યું ત્યારે મનમાં આશા બળવત્તર બની. ચંબલની કોતરો જોવાનો ઉલ્લાસ બાજુએ મૂક્યો.

'અલ્યા, તારી ફઈબા ઘેર છે ?'

આઘાત લાગ્યો એનો જવાબ સાંભળીને : 'બુવા તો ખેડા-રાઠોર ગયાં છે. થોડા દી' પછી આવશે.'

રુક્મિણીનો મેળાપ ન થયો તેના વસવસાએ મનમાં કોતર કોરી દીધી છે. કોને ખબર હવે ક્યારે એવો મોકો મળશે ! અઢી-ત્રણ માઈલ છેટે ખળખળ વહેતી નદી આવી. ભર-ઉનાળામાંય એ કલરવ કરતી હતી એટલે અમને નવાઈ લાગી. પણ આ તો 'કુંવારી'નો કલરવ હતો ! પુરુષની પડખેપડખે ચાલતી યુવતીની જેમ કુંવારી નદી ચંબલની બાજુમાં વહે છે. ચંબલ નદી નહીં પણ નદ છે. કુંવારી ક્યારેક તો ચંબલની એટલી બધી લગોલગ આવી જાય છે કે આપણને ભ્રમ થાય, હમણાં જ આ નદી મહાનદમાં વિલોપન કરી તેને પરણી જશે. પણ ના, કદી નહીં મળી શકનારાં વિરહી પ્રેમીઓ જેવી એની દશા થાય છે. વળાંક પાસે કુંવારી સિફતથી વળી જાય છે. ચંબલની પુરુષપ્રકૃતિ આ અવગણના ખમી શકતી નથી. ઘણાય એમ માને છે કે હતાશ પ્રેમીની જેમ ચંબલ પાગલ બનીને દર વર્ષે વિનાકારણ વિનાશનું તાંડવ ખેલે છે. પેલી કુંવારીને જાણે રહીરહીને પોતાની ભૂલ સમજાઈ હોય તેમ કોઈ જગ્યાએ થીજી જાય છે. તે પાછી ફરી શકતી નથી અને આગળ વધીને સાગરમાં લુપ્ત થઈ જવાની તેને ઇચ્છા પણ જાગતી નથી. એટલે જ લોકોએ તેને કુંવારી નામ આપ્યું હશે.

તપતા સૂરજમાં કુંવારીના ચળકતા પાણીથી તરસ છિપાવી અમે ચંબલની કોતરોમાં પ્રવેશ કર્યો. જીપનાં પૈડાંમાં કચડાતી લાલ માટી પવનની ડમરીમાં ઊંચે ચડી નીચે પછડાતી હતી. ચારે તરફ નજર દોડાવો તો આ બધું જ વેરાન-વેરાન દેખાય. રસ્તા પણ ચઢાણ-ઉતરાણવાળા. ડાકુઓની રંજાડને કારણે જીપ માટે રસ્તા બનાવવા પડ્યા હતા. જે ધરતીને ખોળે પોતે વહેતી હતી એની કેવી દુર્દશા કરી હતી આ ચંબલે ! દૂરબીન માંડીને જોયું ત્યારે કોતરો ને અનંત કોતરો આટલે દૂરથી પણ ભયાનક ભાસવા લાગી. કાળના પ્રચંડ નિસાસા જેવા ઊનાઊના

વાયરા કોતરોમાંથી ધસી આવતા હતા. ધોળે દા'ડે બિહામણી લાગતી આ બેહડો રાતે તો કોણ જાણે કેવી ભયાનક બની જતી હશે !

અઢી-ત્રણ માઈલની એ રઝળપાટમાં ચંબલ વિશે જે વાંચ્યું-સાંભળ્યું હતું તે બધું તાજું થયું. જેવું ભયાનક ચંબલનું સ્વરૂપ આજે દેખાય છે તેવો જ ભયાનક ભૂતકાળ આ કોતરોમાં ધરબાયેલો પડ્યો છે. આઠસો વરસ પહેલાં પૃથ્વીરાજ ચૌહાણના કાળથી ત્યાંની ધરતી લોહી પીતી આવી છે. રાજપૂતોની આપસ-આપસની લડાઈઓમાં અહીં ઘણું લોહી રેડાયું છે. પૃથ્વીરાજે તેના હરીફ તોમારવંશીઓને દિલ્હીથી ભગાડ્યા ત્યારે એ બધા આ ભીંડ-મોરેનામાં છુપાઈને રહેતા, છતાં તોમારોએ દિલ્હી જીતવાની આશા છોડી નહોતી. થોડા વખતમાં ફરી શસ્ત્રસજ્જ થઈને પૃથ્વીરાજના સૈન્ય પર છાપો મારતા. ક્યારેક મરી ફીટતા, ક્યારેક પાછા હઠતા, છતાં જીદ ન છોડતા. એક તો રાજપૂતી ગરમ લોહી, બીજું ચંબલનું ઝનૂની પાણી અને ત્રીજું આશ્રય આપતી દુર્ગમ કોતરો. વર્ષો સુધી તલવારો ઊછળતી રહી, ધડ પડતાં ગયાં અને ચંબલની લોહીની પ્યાસ વધતી ગઈ.

પૃથ્વીરાજ ચૌહાણ ન રહ્યો, છતાં તોમાર રાજપૂતોનું દિલ્હી સામેનું બહારવટું ચાલુ જ રહ્યું. ધીમેધીમે એ બહારવટું ડાકુગીરી અને દાણચોરીમાં પલટાતું ગયું. એક પછી એક નામ ઇતિહાસના પાને ચડતાં ગયાં. ડોગર-બદરી, સુલ્તાના, દુલ્લા, બલવંતા, ઘુરગોલા, પંચમસિંહ, ચરની-મલ્લાહ, સુલ્તાનસિંહ... આવાં તો અનેક, યાદ ન રહે એવા અને એટલા ડાકુ સરદારો થઈ ગયા હશે.

અને ત્યાર પછી જાગ્યો માનસિંહ. બધાથી અનોખો અને ચડિયાતો. જેની ભયાનકતા અને ઉદારતાનો જોટો નહીં એવો માનસિંહ તલ્ફીરામની હત્યા કરીને આજ કોતરોમાં ઊતરી ગયો હતો. પૂનમના ચાંદની સાખે તેણે ચંબલનું પાણી પીધું હતું – અમર બનવા માટે.

*

'ફોજદારસાહેબ ! બારણાં ઉઘાડો... જલદી કરો, સાહેબ !'

'કોણ છે... કમબખ્ત અત્યારેય જંપવા નથી દેતા !' ફોજદાર તેમની સ્થૂળકાય પત્નીના પડખામાંથી આઘા ખસીને બરાડી ઊઠ્યા.

'હું છું, સાહેબ, નેતારામ... મારા બાપુ...' અને તે ગળગળો થઈ ગયો.

ધોતિયાને કમર પર વીંટાળતા ફોજદારે બારણાં ઉઘાડ્યાં. નેતારામના હોઠ કાંપતા હતા. તે અંદર ધસી આવ્યો. તેની સાથે એનો મુનીમ પણ હતો. બીજું કોઈ હોત તો ફોજદારે તતડાવીને 'થાણે રિપોર્ટ કરવા જાઓ' એમ કહી બારણાં બંધ કરી દીધાં હોત, પણ આ તો ગામના આગેવાનનો દીકરો. વારતહેવારે ફોજદારસાહેબને ઘેર ચીજ-વસ્તુઓ મોકલનાર મીઠું ઘરાક રહ્યું. તેમણે પ્રશ્નસૂચક નજરે નેતારામ તરફ જોયું.

'સાહેબ, બાપુ દેવીનાં દર્શને ગયા પછી પાછા જ નથી આવ્યા ! આટલું મોડું કદી નથી થતું !'

'એકલા જ ગયા છે ?' ફોજદાર જાણતા હતા કે તલ્ફીરામને પોતે જ અંગરક્ષક તરીકે એક માણસ આપ્યો હતો, છતાં પૂછ્યું.

'સાહેબ, સાથે માણસ હતો, પણ... એય પાછો નથી આવ્યો.'

ફોજદાર ઝપાટાબંધ પોશાક બદલતાં બબડ્યા : 'તો-તો નક્કી માનસિંહે જ તેમને આંતર્યા હશે.'

થાણેથી ત્રણ-ચાર સિપાઈઓને લઈ મંદિરના રસ્તે તલ્ફીરામની શોધમાં ટોળું નીકળી પડ્યું. નેતારામનો જીવ ફફડતો હતો. ફોજદારનો ચહેરો ધીમેધીમે તંગ થવા લાગ્યો. આકાશમાં વાદળ ઘેરાયાં હતાં. તેની પાછળ સંતાઈ ગયેલો પૂર્ણિમાનો ચાંદો વચ્ચે-વચ્ચે વાદળનો બુરખો ઊંચો કરી ધરતી પરનું છાનુમાનું ડોકિયું કરી લેતો હતો. બૅટરી લઈને આગળ ચાલતો સિપાઈ અચાનક થંભ્યો. બૅટરીના પ્રકાશનું કૂંડાળું ભીની માટી પર સ્થિર થઈ ગયું. ઘોડાની નાળનાં તાજાં નિશાન પર સૌની આંખો ચોંટી ગઈ.

ગતિમાં વેગ લાવી સૌ દોડ્યા. વચ્ચે-વચ્ચે માણસોનાં પગલાં પણ દેખાતાં હતાં. દૂર એક ખૂણામાં કંઈક પડેલું કળાયું. બધા દોડીને ત્યાં પહોંચી ગયા.

'આ તો ભોળાનાથ !' નેતારામ કકળી ઊઠ્યો. અંગરક્ષકના માથાના ઘાવ પર લોહી થીજી ગયું હતું. તેને બે જણા ઢંઢોળવા મંડ્યા. નેતારામ હાંફતાં પૂછવા લાગ્યો : 'ભોળા ! ભોળા ! બાપુ ક્યાં ગયા ? તને કોણે માર માર્યો ?'

થોડી વાર કણસીને ભોળાએ આંખો ઉઘાડી. બેઠા થઈને માથા પાછળના ઘા પર હાથ દબાવ્યો : 'નાના શેઠ ! જલદી કરો ! દુશ્મનો મોટા શેઠનો પીછો કરે છે !'

એ બિચારાને બેશુદ્ધ થયો ત્યારની ઘટના હજુ હમણાં જ બનતી હોય એવો ભ્રમ થયો હતો. 'કોણ હતા ?' ફોજદારે અધીરાઈ દાખવી. ભોળાનાથે યાદ કરી જોયું પણ કંઈ સૂઝ્યું નહિ : 'એ તો ખબર નથી. મને પાછળથી ફટકો માર્યો હતો. પણ ઘણા માણસો હોય એવું યાદ આવે છે.'

'જલદી કરો, ફોજદારસાહેબ, તેઓ મારા બાપુને ઉઠાવી ગયા લાગે છે ! એમની બૂરી વલે કરશે એ લોકો !' નેતારામ હવે આંસુને દબાવી શકતો નહોતો. ફોજદારને મનમાં સૂઝી ગયું કે તલ્ફીરામને ઉઠાવી જવાની કડાકૂટમાં માનસિંહ પડે નહીં. હવે તો એની લાશ જ શોધવાની રહે છે.

પંદર-વીસ મિનિટ આસપાસ ચક્કર માર્યાં. પગલાંના સગડ એમને વધારે ગૂંચવી નાખતા હતા. દરેક વખતે ફોજદાર કાદવના કળણ પાસે આવીને અટકી જતા. ત્યાં જમીન પર ઝપાઝપીનાં નિશાન દેખાતાં હતાં, પણ તલ્ફીરામ ક્યાં ? શું માનસિંહ સાચે જ એને ઉઠાવી ગયો હશે ? શું કામ ?

તાબડતોબ એક માણસને ઘોડા પર આગ્રા દોડાવ્યો : 'ઉપરી સાહેબને કહે કે તલ્ફીરામ શેઠ લાપતા છે. અમે માનસિંહને શોધીએ છીએ.'

નેતારામ ભાંગી પડવાની તૈયારીમાં હતો. તેને આશ્વાસન આપ્યું : 'તમે ઘેર જાઓ. હમણાં હોહા નહીં કરતા. હું માનસિંહની ગઢીએ જઈ પહોંચું છું.'

નેતારામ ત્યાં જ પોક મૂકીને રડી ઊઠ્યો. ફોજદાર સિપાઈઓને સાથે લઈ ઊપડ્યા. ગઢીનો દરવાજો ખખડાવ્યો. માનસિંહના બાપુ એની જ રાહમાં જાગતા પડ્યા હતા. જલદી હોંકારો ન દીધો : ફોજદારે જોરથી હાંક મારી : 'બિહારીસિંહ !'

ખડકી ઊઘડી : 'ઓહ, ફોજદારસા'બ ! અટાણે !'

'માનસિંહ છે ઘરમાં ?' ફોજદારે તકાદો કર્યો.

'ના, નથી. કંઈ કામ પડ્યું ?' સાવ અજાણ્યા થઈને બિહારીસિંહ પૂછતા હતા. ફોજદાર ગમ ખાઈને કહેવા લાગ્યા : 'તલ્ફીરામ લાપતા છે. તેના અંગરક્ષકને કોઈએ માર માર્યો. નેતારામે ફરિયાદ નોંધાવી છે. વહેમ માનસિંહ પર જાય છે. ક્યાં છે, માનસિંહ ?

'બહુ ઉતાવળમાં લાગો છો, ફોજદારસાહેબ !' બિહારીસિંહ ઠંડા કોઠે કહેતા હતા : 'માનસિંહ હમણાં ખેતરે સૂએ છે.'

એટલી વારમાં રુક્મિણી દેખાઈ. તલ્ફીરામના મોતનો સંદેશો મળી ગયો. ધણી અને દીકરાઓ છટકી ગયા તે પણ જાણી લીધું. નિરાંતનો શ્વાસ લીધો તેણે.

'છોકરાઓ ક્યાં છે ?' ફોજદારે ત્રાંસી નજરે રુક્મિણી તરફ જોઈ લીધું હતું.

'તેઓ પણ એમના બાપ જોડે ખેતરે જ સૂએ છે.' બિહારીસિંહ પહેલાં રુક્મિણીએ જ જવાબ આપી દીધો. ફોજદારે હાથ મસળ્યા, હોઠ કરડ્યા પણ તેઓ કંઈ કરી શકે તેમ નહોતા. ઘરની તલાશી લેવાનો કંઈ અર્થ નહોતો. બિહારીસિંહ સામે કતરાઈને બોલ્યા : 'મને હતું કે તમારો ઝઘડો શમી ગયો છે. બહુ ખોટું થયું.'

'ફોજદારસાહેબ !' રુક્મિણીએ ઝટ દઈને કહી નાખ્યું : 'તલ્ફીરામનો ખરખરો એને ઘેર જઈને કરજો. મારા યશવંતને તમારી પોલીસે વીંધી નાખ્યો ત્યારે અહીં ખરખરે આવ્યા હોત તો ટાણું સચવાત – અત્યારે નહીં.'

દાઢમાંથી બોલાતાં રુક્મિણીનાં આવાં વેણ ફોજદારને આંટી ગયાં. ગુસ્સામાં પગ પછાડતા તેઓ બહાર નીકળી ગયા. દાંત ભીંસીને તેઓ બબડ્યા : 'માનસિંહ, પોલીસની ધિંગી ફોજ સામે તું કેટલું ટકવાનો ? ભાગીભાગીને ક્યાં જઈશ ?

*

'ઠાકુર ! બેહડમાં ઊતરી જતાં પહેલાં થોડી ખાધાખોરાકી સાથે લેશું ?' આધેડ વયના શાગિર્દ બલવંતસિંહે માનસિંહને યાદ અપાવ્યું.

'બહુ ભૂખ લાગી છે કે બલવંત ? ખાધાખોરાકી કરતાંય યાદ કરવા જેવી મુખ્ય ચીજ તો બીજી છે.' માનસિંહે કંઈક ગણતરી કરીને કહ્યું : 'કારતૂસો, બંદૂકો અને ઘોડા વહેલી તકે

હાથ કરવાં જોઈએ. બાજુના સરહાઈ ગામમાં તારો કોઈ ઓળખીતો છે કે ?' પ્રશ્ન કરીને તરત જ ઉમેર્યું : 'પણ વિશ્વાસપાત્ર આદમી હોવો જોઈએ.'

'છે એક !' બલવંતને યાદ આવ્યું : 'નવાબસિંહ એનું નામ. દાણચોરીમાં સંડોવાયેલો રહે છે. કહો તો હું એને ચકાસી જોઉં.'

'અમે અહીં જ ધામા નાખીએ છીએ. હાથ આવે તો અહીંયાં પકડી લાવ. જોજે, અર્ધા કલાકથી વધુ વખત ન લાગે. દી ઊગ્યે આપણે બેહડમાં ભરાઈ જવાનું છે.'

બલવંતસિંહ અર્ધાને બદલે પોણા કલાકે આવ્યો, પણ સાથે નવાબસિંહને લઈ આવ્યો. માનસિંહના મોટા ભાઈનું નામ પણ નવાબસિંહ હતું એટલે તેણે તેને નવાબ કહેવાનું પસંદ કર્યું. થોડી વાર તે આ અજાણ્યા માણસને જાણી લેતો હોય તેમ જોયા કર્યું. નવાબને જાણ નહોતી કે તે માનસિંહ સામે ઊભો છે, છતાં એટલું પામી ગયો કે કોઈ જોરાવર માણસ સાથે કામ પાડવાનું હતું.

'તું માલ પૂરો પાડી શકીશ ? કારતૂસો અને બંદૂકો જોઈએ.' માનસિંહ તડફડમાં માનનારો હતો. તેની મોટીમોટી આંખો સામાને ઘડીમાં વશ કરી લેતી.

'માલ તો આપું, પણ બે દિવસ લાગે.' નવાબે કહ્યું : 'પૈસા રોકડા લઈને આવો અને લઈ જાઓ.'

'ભલે, પરમ દી' અંધારા કેડે અહીંયાં હાજર થઈ જજે. મને રોકડિયો વહેવાર જ પસંદ છે.' કહીને માનસિંહે ઉમેર્યું : 'અને બેઈમાનીની ગંધ આવે તો મારી બંદૂક પણ રોકડું જ પરખાવી દે છે – એમાંય ઉધાર નહીં રાખું હું.'

નવાબ અંદરથી સહેજ ધ્રૂજી ગયો, પણ ચહેરા પર દેખાવા ન દીધું. માનસિંહ સાથીઓને લઈને અટપટી બેહડોમાં અદશ્ય થઈ ગયો.

*

તલ્ફીરામનું શબ કાદવમાંથી કાઢતા હતા ત્યારે આખું ગામ જોવા ટોળે વળ્યું હતું. આગ્રાથી પોલીસ-ઉપરી ખુદ આવ્યા હતા. મધ્યાહ્ન લગી ઘણી શોધખોળ કરેલી. આસપાસનાં ગામનાં ખેતરો, ગરનાળાં, કૂવા-હવાડા જોઈ નાખ્યા, પણ પોલીસ ખાલી હાથે જ પાછી ફરતી. તડકામાં જ્યારે કાદવ સુકાઈ ગયો ત્યારે અંદર ગરક થઈ ગયેલા તલ્ફીરામના હાથનો એક પંજો ઉપર દેખાવા લાગ્યો હતો અને તેના પર કોઈનું ધ્યાન ખેંચાયું. સૌ તાજુબ થઈ ગયા : માનસિંહે તલ્ફીરામને ખતમ કરવાની આવી બેહૂદી રીત શું કામ અજમાવી હશે ? કે પછી તલ્ફીરામ નાસવા જતાં કાદવમાં ખૂંપી ગયો અને બહાર નીકળી નહિ શક્યો હોય ? શબને બહાર કાઢ્યું ત્યારે ફૂલીને ઢમઢોલ જેવું બની ગયું હતું. કાદવનું જાણે પૂતળું જ જોઈ લો. ચહેરા પરથી કાદવ લૂછ્યો તો ફાટેલા ડાચામાંય કાદવનો ડૂચો દેવાયેલો હતો ! કેવું કારમું મોત ! જોનારા અફસોસ કરતા હતા. વીંધાયેલા લમણા પર ધ્યાન ગયું ત્યારે જ ખબર પડી કે માનસિંહે બહુ બૂરી રીતે વેર

વાળ્યું હતું. બાપનો આવો દર્દનાક અંજામ જોઈ નેતારામ તો ત્યાં જ હોશ ખોઈને ઢળી પડ્યો હતો.

રાત્રે તલ્ફીરામના દેહને સ્મશાનમાં ભસ્મ કરીને ગામલોકો પાછા ફર્યા ત્યાં વાવડ આવ્યા : 'માનસિંહે આઠ ગાઉ છેટેના ગામના જમીનદારને ત્યાં સમીસાંજે ધાડ પાડી હતી. એ પહેલી ધાડનો માલ ઉઠાવી જતાં તેણે કહ્યું હતું : 'ખેડા-રાઠોરના નેતારામને જીવ વહાલો હોયતો ગામ છોડી હાલી નીકળવા કહેજો. પોલીસને રવાડે ચડ્યો છે તો પૂરા ખાનદાનને ઉખેડી નાખીશ !'

આગ્રાની પોલીસ સાબદી બની. શરૂઆતથી જ એને દાબી દેવો; પગ મજબૂત થાય તો પછી ઉખેડવો મુશ્કેલ થઈ પડશે. પોલીસ-ઉપરીએ આખી પલટનને કામે લગાડી દીધી. એકએક ગામ ખૂંદી વળો, પણ માનસિંહને જીવતો કે મરેલો હાજર કરો.

પોલીસ અને માનસિંહનો પહેલો ભેટો થયો ખેડા-રાઠોરથી થોડે છેટેની એક સીમમાં. સાંજ ઢળતી હતી. માનસિંહ કોઈ ગામ ભાંગીને ચંબલની કોતરોમાં ભરાઈ જવા માટે ટોળી સાથે આરામથી જઈ રહ્યો હતો. બધા પગપાળા જ જતા હતા. અચાનક માનસિંહે ઇશારત કરી : 'ઠહેરો...' તેને પોલીસની ગંધ આવી ગઈ હતી. પચાસ ગજ છેટે એક ઝાડના થડ પાછળ હિલચાલ થતી દેખાઈ. સન...ન...ન કરતી માનસિંહે ગોળી છોડી. ગોળીથી જ સામો જવાબ મળ્યો. બધાએ જે મળી તે આડશ લઈ સામનો શરૂ કરી દીધો. અર્ધા કલાક લગી ગોળીઓની રમઝટ ચાલી અને ત્યાં સૂરજ આથમી ગયો. થોડી વાર અંધારામાંય આડેધડ ગોળીઓ વીંઝાતી રહી, પણ કોઈનું કંઈ ન વળ્યું. પોલીસ આંખો ચોળતી રહી અને માનસિંહ તેના સાથીઓને લઈ કોતરોમાં ગાયબ થઈ ગયો.

પોલીસ પાછળ પડી છે એ જાણ્યા પછી માનસિંહ થોડો સાવધ અને વધારે ઝનૂની બનવા લાગ્યો. ટોળીમાં રોજ નવાનવા માણસોને ભરતી કરવા મંડ્યો. કારતૂસો અને બંદૂકો મોંમાગ્યાં દામ આપીને ખરીદવા મંડ્યો. એકાંતરે કોઈ ને કોઈ ધાડના ખબરથી પોલીસ તંગ બની ગઈ. છ મહિનામાં તો માનસિંહે આખા આગ્રા જિલ્લા પર તેના નામનો સિક્કો ઠોકી દીધો. જે ગામમાં જતો ત્યાં કહેતો : 'ખબરદાર જો કુત્તાઓને અમારા વાવડ આપ્યા છે તો...' પોલીસ માટે માનસિંહ કુત્તા જ શબ્દ વાપરતો : 'આખા ગામને તારાજ કરી દઈશ ! બાતમી આપનારને કુત્તાની મોતે મારી નાખીશ !' ગામલોકોની જબાન પર સજ્જડ તાળું લાગી જતું. માનસિંહની આંખે ચડી બરબાદી નોતરવાનું કોણ પસંદ કરે ?

સામે પોલીસે ગામેગામ ઢંઢેરો પિટાવ્યો : 'ડાકુ માનસિંહને આશરો આપનાર રાજનો અપરાધી ગણાશે, તેને કડક સજા કરવામાં આવશે અને માનસિંહને મરેલો કે જીવતો પકડી લાવનારને રૂપિયા અઢી હજારનું નગદ ઇનામ આપવામાં આવશે.'

અઢી હજાર... સાંભળીને ગામડાંના માણસોનાં મોંમાં પાણી વછૂટતાં – જિંદગીભરની કમાણી એક જ ઝાટકે હાથમાં આવી જાય તો ? પણ માનસિંહની તગતગતી બે આંખોનો ખ્યાલ

આવતાં જ મોઢાનું તાળવું સુકાઈ જતું : 'ના, બાપા ! અઢી હજાર લેવા જતાં જાન ખોઈ બેસવાનો સોદો મોંઘો પડી જાય...'

નાથુ ચમાર ગધેડાની પીઠ પર ઢોલ બાંધીને ગામેગામ ઢંઢેરો પીટતો ફરતો હતો. થાનકી ગામના ચોરા આગળ તેણે ઢોલ બજાવ્યો અને નાનુંમોટું સૌ ઘરમાંથી નીકળીને ભેગું થવા માંડ્યું. થોડી વારમાં તો ખાસ્સું ટોળું નાથુ ચમારને ઘેરીને એલાન સાંભળવા જમા થઈ ગયું. કેટલાક વટેમાર્ગુઓ ઊંટ પર પસાર થતા હતા તેઓ પણ તમાશો જોવા રોકાયા. ઢોલ પર દાંડી પિટાઈ રહી એટલે સાથેના સિપાઈએ કમ્મર પર બાંધેલી પતરાની ભૂંગળીમાંથી કાગળિયો કાઢી મોટા સાદે ફરમાન વાંચવાનું શરૂ કર્યું. તે અઢી હજારના ઇનામ આગળ પહોંચ્યો ત્યાં ગધાડેને કોઈ છોકરાએ અડપલું કર્યું. અને એ મૂંગા પ્રાણીએ પાછલો પગ ઉછાળીને પડખે ઊભેલા સિપાઈના પેટમાં જ લાત લગાવી દીધી. 'ઓ બાપ રે...' કહેતો સિપાઈ ભોંઠો પડીને પેટ ચોળવા લાગ્યો. ટોળાના માણસો આ કૌતુક જોઈને ખડખડાટ હસવા મંડ્યા. સિપાઈના બાજુમાં ઊભેલા એક બ્રાહ્મણથી આ ખમી શકાયું નહીં. ગધેડાને અડપલું કરનાર છોકરાને તેણે એક અડબોથ ઝીંકી દીધી.

આ જોઈને એક રાજપૂતનો મિજાજ ગયો : 'અલ્યા મેવારામ ! તું તલ્ફીરામનો ભત્રીજો છો એમાં માનસિંહની દાઝ આવડા છોકરા પર શાનો ઉતારે છે ?'

'અલ્યા, આ ગધેડો પણ એના કરતાં વધુ સમજદાર નીકળ્યો !' એક જણે મોઢું સંતાડીને પાછળથી ઠઠ્ઠા કરી : 'અઢી હજારના ઇનામને તેણેય લાત મારી દીધી !'

સિપાઈ બેવડ વળીને પેચુટી ચોળતો હતો, તેને આ જીભાજોડી સાંભળવાની સૂધ રહી નહોતી, પણ મેવારામ રાતોપીળો થઈ ગયો. તેણે પેલા રાજપૂતને છંછેડ્યો : 'રાજપૂત થઈને બડાઈ મારો છો, પણ પેલો બે કોડીનો માનસિંહ ગામ લૂંટી જાય છે ત્યારે તો મિયાંની મીંદડી થઈને ઘરમાં ભરાઈ જાઓ છો ! મૂછો મૂંડાવી નાખો તમારી : મેવારામને બોલવામાં ભાન ન રહ્યું : 'એ કરતાં તો અમે બ્રાહ્મણ બહાદુર નીકળ્યા. માનસિંહે ધમકી આપી છતાં નેતારામ ખેડા-રાઠોરમાં બેઠો છે ને !'

'એય ભામટા ! પોરસ કરવો રહેવા દે !' પેલા વટેમાર્ગુઓમાંથી એકે ત્રાડ નાખી.

સૌ આ અજાણ્યા આસામીને ચોંકીને જોવા લાગ્યા. તેના ખભા પર બંદૂક ઝૂલતી હતી અને આંખોમાં ક્રોધ ઘૂઘવતો હતો.

'માનસિંહને બે કોડીનો કહેવાની તારી હિંમત ! આ સિપાઈડાને પૂછી જો કે બે કોડીના ડાકુ માટે અઢી હજારનું ઇનામ શાનું કાઢ્યું છે ?'

મેવારામ ગેંગેફેંફે થઈ ગયો : 'અલ્યા, તું શાનો અમારા ગામમાં માથું મારે છે ? તારા રસ્તે પડ ને ! સાલા આજકાલ ગામેગામ માનસિંહના ખાંધિયા ઊગી નીકળ્યા છે !'

'જબાન સંભાળી, ભામટા !' કહીને પેલા વટેમાર્ગુએ બંદૂક તાણી. ત્યાં તો ટોળામાંથી એક ચીસ સંભળાઈ : 'અરે, આ તો ઠાકુર માનસિંહ પોતે છે !' મેવારામ બંદૂકની નાળ અને માનસિંહની

આગ વરસાવતી આંખો જોઈને ટોળામાંથી ભાગવા જતો હતો. પણ દસ ડગલાંથી વધારે જઈ ન શક્યો. માનસિંહે બંદૂકનો ઘોડો દબાવ્યો અને ગોળી મેવારામની ગરદન આરપાર નીકળી ગઈ. બંદૂકના ધડાકાથી ભડકેલો ગધેડો પીઠ પર ઢોલ સહિત ભુરાયો થઈને નાઠો. લોકોનું ટોળું હતપ્રભ થઈ ગયું. સ્ત્રીઓ ફટાફટ ઘરનાં બારણાં બંધ કરવા મંડી. નાથુ ચમાર અને સિપાઈ ટાંટિયા ધ્રુજાવતા માનસિંહના ક્રોધથી ઊગરી જવા હાથ જોડીને આજીજી કરતા હતા. માનસિંહના સાથી બલવંતે સિપાઈ સામે બંદૂક તાકી, પણ તે ઘોડો દબાવી ન શક્યો.

'સબૂર ! એ હથિયાર વિનાના માણસને મારવો નથી.' માનસિંહે તેને રોક્યો, પછી સિપાઈના હાથમાંથી ફરમાનનો કાગળ ઝૂંટવી લઈ તેનો ડૂચો કરી બંદૂકની નાળમાં ભરાવ્યો.

માનસિંહ શું કરે છે એ જોતા લોકો ગભરાટમાં ઊભા હતા. તેણે બંદૂકને આકાશ તરફ તાકી ભડાકો કર્યો. ફરમાનના કાગળિયાના ટુકડા હવામાં વીખરાઈ ગયા : 'જઈને તારા ઉપરીને કહેજે : માનસિંહને પકડવા માટે ઢોલ પીટવા રહેવા દ્યો. તાકાત હોય તો આમને-સામને આવી જાઓ. માનસિંહના માથા પરનું ઇનામ મેળવવા મથનારો કદી જીવતો નહીં રહે.'

મેવારામની લાશ જમીન પર પડી હતી, પણ કોઈ તેની પાસે ફરકવાની હિંમત નહોતું કરતું. સાવજ જેવો માનસિંહ સામે ઊભો હતો.

'કોણ છે આ ગામનો મુખી ?' માનસિંહે સવાલ કર્યો. સૌ એક-બીજાનાં મોં જોવા લાગ્યા. બધાને ધ્રાસકો પડ્યો. મુખી બ્રાહ્મણ હતો અને માનસિંહને બ્રાહ્મણ સાથે કટ્ટર દુશ્મની હતી. 'મારા સવાલનો જવાબ કાં ન મળે ?'

'ઠાકુર, સામે ચોરે બેઠા છે એ જ અમારા મુખી – ઉઘાડા શરીર પર જનોઈ દેખાય છે ને એ.'

મુખી શિવશંકર નીચું જોઈ ગયા. તેમના કાને માનસિંહની હાક પડી : 'અહીં આવો, મુખી.' મુખીના મોતિયા મરી ગયા. સાક્ષાત્ કાળ જેવા માનસિંહ પાસે જતી વખતે તેમને લાગ્યું કે મોતને ભેટવા જઈ રહ્યો છું.

મુખી પાંચ ડગલાં છેટે હાથ જોડીને ઊભા રહ્યા. નજર ઊંચી કરવાની મગદૂર ન ચાલી. પણ માનસિંહનો ઇરાદો જુદો નીકળ્યો. તેણે કમર પર બાંધેલી રૂપિયાની થેલી હથેળીમાં ખખડાવી : 'લ્યો, મુખી !' કહીને તેણે થેલી તેમની તરફ લંબાવી. મુખી શિવશંકરને વિશ્વાસ પડતો નહોતો. લોકો ચકિત થઈને આ દશ્ય જોઈ રહ્યા હતા : 'ગભરાઓ નહીં, મુખી ! માનસિંહને માત્ર તલ્ફીરામ બ્રાહ્મણ અને એના ખાનદાન સાથે જ વેર છે.' મુખીએ ધ્રૂજતા હાથના ખોબામાં થેલી લીધી.

'આ પૈસાથી ગામમાં નિશાળ ખોલજો.' માનસિંહે ધડાકો કર્યો : 'છોકરાઓને સૌથી પહેલાં ગણિત શીખવજો, જેથી તેમના બાપ-દાદાઓની માફક કરજ પર ખોટાં વ્યાજ ચૂકવવામાં આખી જિંદગી વેઠ કરવી ન પડે.'

માનસિંહ ઝપાટાબંધ ચાલ્યો ગયો – એક બ્રાહ્મણનો જાન લઈને અને બીજા બ્રાહ્મણના

હાથમાં દાન દઈને ! લોકો દિગ્મૂઢ જેવા દૂર પડેલી મેવારામની લાશ અને મુખીના હાથમાં રહેલી રૂપિયાની થેલીને વારાફરતી જોતા રહ્યા.

*

દાણચોરી કરતો નવાબ પોલીસની હડફેટે ચડી ગયો. ખૂબ માર પડ્યો ત્યારે તેણે કબૂલાતો કરવા માંડી. ફોજદાર કાગળિયાં કરતા હતા ત્યાં તેના મગજમાં એક ઝબકારો થયો : 'સા'બ તમે આ કાગળિયાં કરવાનું માંડી વાળો તો એની કિંમત ચૂકવવા તૈયાર છું !'

'બેવકૂફ !' ફોજદાર બરાડી ઊઠ્યા : 'મને લાંચની લાલચ આપે છે ?' બીજા બે માણસોની હાજરીમાં નવાબે આવી વાત કરી એટલે ફોજદારને વધુ ગુસ્સો કરવો પડ્યો. તેણે નવાબની છાતીમાં એક ઠોંસો લગાવી દીધો.

'સા'બ હું લાંચની વાત નથી કરતો. આપ પૂરું સાંભળો, પછી મને પીટવો હોય તેટલો પીટજો.' નવાબે ખુલાસો કર્યો.

'ત્યારે શેની વાત કરે છે ?'

આજુબાજુ બેઠેલા બે માણસોની હાજરી તરફ ઇશારો કરી નવાબ ચૂપ રહ્યો, એટલે ફોજદારે તેમને બહાર મોકલી દીધા : 'હં, હવે બોલ. મારી સાથે રમત રમવા જઈશ તો ચામડાં ઊતરડી નાખીશ.'

'સા'બ, તમારે માનસિંહને પકડવો છે ને ?' નવાબે આંખો ઝીણી કરીને જાણે કાનમાં કહેતો હોય એટલું ધીમેથી બોલ્યો : 'મારા પર આંખ-મિચામણાં કરો તો હું મદદ કરું.'

'નવાબિયા ! તું પોલીસખાતાની મજાક ઉડાવે છે કે ?' ફોજદારે બનાવટી ગુસ્સો ઉછાળ્યો : 'માનસિંહને પકડવામાં તું શું મદદ કરવાનો હતો ?'

'તો ભલે,' નવાબે બેફિકરાઈથી કહ્યું : 'આ તો તમે પૂછ્યું કે હું માલ કોને વેચતો હતો એનો મેં જવાબ આપ્યો.'

અને ફોજદાર ખુરસીમાંથી સડાક કરતા ઊભા થઈ ગયા. 'માનસિંહને તું શેનો માલ વેચતો હતો ?'

'કારતૂસો, બંદૂકો... જેની એને વારેઘડીએ જરૂરત પડે છે.' નવાબે મલકીને કહ્યું.

ફોજદાર પલળી ગયા. હમણાં-હમણાં ઉપરી સાહેબનું દબાણ વધતું જતું. જેના વિસ્તારમાં માનસિંહ ધાડ પાડે એ પોલીસ અફસરને માથે માછલાં ધોવાતાં હતાં. પાયરી ઉપરથી ઉતારી મૂકવાની ચેતવણીઓ મળવા લાગી હતી. માનસિંહને હાથ કરવાનો આવો લાગ એ કેમ જવા દે ? ફોજદારે ઑર્ડરલીને હાંક મારી : 'અલ્યા, બે કપ સારી ચા બનાવી લાવજે.'

નવાબ ખંધું હસ્યો. ઘણી વાર સુધી બંને વચ્ચે મસલત ચાલી. નવાબે જીદ પકડી હતી : 'મારા અપરાધ પહેલાં માફ કરો, પછી હું માનસિંહને તમારી જાળ સુધી ખેંચી લાવું છું કે નહીં તે જુઓ.'

'ભલે !' આખરે ફોજદારને નમતું જોખવું પડ્યું : 'હું ઉપરી સાહેબને ખાનગી સંદેશો પાઠવું છું, પણ ત્યાં સુધી તું અમારા કબજામાં જ રહીશ. તારાથી છટકી જવાશે નહીં.'

'તમારા કબજામાં ભલે રાખો, પણ પોલીસચોકીમાં નહીં.' નવાબે મગજમાં બધું ગોઠવી નાખ્યું હોય તેમ કહ્યું : 'માનસિંહને શંકા ન જવી જોઈએ કે મેં પોલીસ સાથે હાથ મિલાવ્યા છે. મને તમારે છૂટો રાખવો પડશે. જોઈએ તો સાદા વેશમાં તમારા એક માણસને મારા પર નજર રાખવા મોકલો.'

ફોજદારને એ ઉપાય ગમી ગયો.

*

ત્રીજી રાતે નવાબ જેની રાહ જોતો હતો એ આસામી અણધાર્યો આવી ચડ્યો : 'નવાબસિંહ, માલ જોઈએ છે.'

'બલવંત ! તમે તો ખાઈ-પીને પાછળ પડ્યા છો. આટલો બધો માલ ક્યાં નાખો છો ?' નવાબે ભાવ ખાધો.

'શું કરીએ ?' માનસિંહના માનીતા સાથીદારે કહ્યું. પણ આગળ બોલતાં પહેલાં નવાબને પૂછ્યું : 'તારે ઘેર હું આવ્યો ત્યારે કોણ બેઠું હતું ?'

નવાબ જરા ખચકાયો પણ મોં પર દેખાવા ન દીધું : 'એની ફિકર ન કર, બલવંતસિંહ, એ તો મારા મહેમાન છે. જયપુરથી આવ્યા છે. ભગત માણસ છે.'

'તો-તો ઠીક.' બલવંતે નિરાંતનો શ્વાસ લીધો : 'જાણે એમ છે કે માલની ખપત બહુ છે. ટોળીમાં નવા ચાલીસને ભરતી કર્યા છે. દરેકને કારતૂસનો એક હારડો તો ગળામાં પહેરવો પડે ને... પોલીસ પણ આદુ ખાઈને પાછળ પડી છે. ઠાકુર સાવચેત રહેવા માગે છે. બોલ, ક્યારે લેવા આવું ?'

નવાબ વિચારમાં પડી ગયો. માલ લેવા માટે માનસિંહ ખુદ આવે એવું કંઈક કરવું જોઈએ, નહીંતર બાજી ઊંધી વળી જાય.

'શું વિચારમાં પડી ગયો, નવાબ !' બલવંતે અધીરાઈથી પૂછ્યું.

'સારું થયું, મને એક ચીજ યાદ આવી.' નવાબે પાસો ફેંક્યો : 'એક જણ પાસે લશ્કરની ઑટોમૅટિક ગન આવી છે. ઠાકુરને કામ લાગે એવી છે. કહેતો હોય તો હું માલ આપવા આવું ત્યારે દેખાડવા લેતો આવું.'

બલવંત જલદી જવાબ ન આપી શક્યો એટલે નવાબે પાકું કરવા ઉમેર્યું : 'એવી એક ગન પાસે હોય તો પા કલાકમાં પોલીસની વીસ-પચીસ લાશ ઢળી જાય.'

'ભલે, હું ઠાકુરને વાત કરું છું.' બલવંતને ગનનો વિચાર ગમી ગયો : 'તો ક્યારે આપણે મળીએ છીએ ?'

'આજથી પાંચમા દિવસે !' નવાબે ગંભીર થઈને કહ્યું : 'પણ દિવસના ભાગમાં નહિ. પોલીસથી અમારે હમણાં સાવચેત રહેવું પડે છે. રાતે દસ વાગ્યે, ગોઝારી વાવ પાસે.' બલવંત જતો હતો ત્યારે નવાબે યાદ અપાવ્યું : 'પેલી ગન જોવા માટે ઠાકુરને જરૂર લેતો આવજે.'

બલવંત ચાલ્યો ગયો તે પછી નવાબ ખુશમિજાજમાં આવી ગયો : 'ગોઝારી વાવ માનસિંહ માટે ખરેખર ગોઝારી બનવાની.'

*

પણ એ પાંચ દિવસની વચ્ચે ખેડા-રાઠોરમાં એક અણધાર્યો બનાવ બની ગયો. માનસિંહે જેને દીકરો માન્યો હતો એ રૂપનારાયણ નિશાળે જવા માટે દફતર તૈયાર કરતો હતો ત્યાં ત્રણ સિપાઈઓ ઘરમાં દાખલ થયા : 'મુરારિરામ ક્યાં છે ?'

રૂપાને નવાઈ લાગી : 'પોલીસને કાકાનું શું કામ પડ્યું હશે ? તેણે કહ્યું : 'કાકા પૂજામાં બેઠા છે.'

'તો એને પૂજામાંથી ઉઠાડ.' એક સિપાઈએ તુમાખીથી કહ્યું.

'પણ અધૂરી પૂજામાંથી તેઓ ક્યારેય ઊઠતા નથી. તમે થોડું ખમી જાઓ ને. શું કામ છે એમનું ?' રૂપાથી પુછાઈ ગયું.

'કામ પૂછવાવાળો તું કોણ ? ફોજદારસાહેબે હાલ ને હાલ તેને થાણે હાજર થવા કહ્યું છે. બાકીની પૂજા ત્યાં પૂરી થશે.'

પૂજામાં બેઠેલા મુરારિને પોલીસ ધરાર ખેંચીને થાણે લઈ ગઈ. રૂપો અને તેનો મોટો ભાઈ કન્હાઈ કોચવાતા જીવે એ જોતા રહ્યા પણ કંઈ કરી શક્યા નહિ.

પોલીસથાણે પહોંચ્યો ત્યાં સુધીમાં મુરારિનો જીવ અધ્ધર ચડી ગયો હતો. ફોજદારે તેને જોઈને આંખો કાઢી. બાજુમાં બેઠેલા નેતારામને જોતાં જ મુરારિ કળી ગયો કે મામલો શો છે. તે હાથ જોડીને ઊભો રહ્યો – ગરીબ ગાય જેવો થઈને.

'કેમ વાર લાગી કંઈ ?' ફોજદારે તેની સામે જોયા વિના જ પૂછ્યું.

'સાહેબ, પૂજામાં બેઠો હતો ત્યાંથી ઉઠાડ્યો.'

'મને એમ કે ભાંગ વાટવા બેઠો હશે.' ફોજદાર દાઢમાંથી બોલ્યા. મુરારિને કંપારી વછૂટી ગઈ.

'સાહેબ, ભાંગ પીવાનું અમને ન પોસાય.'

'હા, બીજાને પિવડાવવાનું જ પોસાય, કેમ ?'

'સાહેબ, હું સમજ્યો નહીં. ગરીબ માણસની મજાક કરતા લાગો છો.'

'મુરારિ ! ગરીબાઈની કથા કરવા તેને નથી બોલાવ્યો.' ફોજદારે ઊભરો ઠાલવવા

માંડ્યો : 'બોલ, રતિરામને ભાંગ પિવડાવીને બાતમી તેં કઢાવી હતી ? માનસિંહને વહાલો થવા તું ગયો હતો ?'

'સા...હે...બ...' મુરારિની જીભે લોચા વળવા માંડ્યા. ફોજદારે ધાક બેસાડવા ટેબલ પર જોરથી હાથ પછાડ્યો : 'બ્રાહ્મણ થઈને ખોટું ન બોલીશ. શંકરના મંદિરના પૂજારીએ બધું જ કહી દીધું છે. તારા મોટા ભાઈ છાવરામની જેમ પાછલી જિંદગી જેલમાં ન પુરાવું હોય તો જલદી ભસી મર.'

મુરારિ ઝાઝું ટકી ન શક્યો : 'સાહેબ, માફ કરો ! મારી ભૂલ થઈ ગઈ ! તમારી ગાય છું ! બ્રાહ્મણ પર રહેમ કરો, બાપલા !' મુરારિનાં ચોધાર આંસુ જોઈને પથ્થરદિલ પીગળી જાય તેમ ફોજદાર ધાર્યા કરતાં જલદી રીઝી ગયા : 'જા, હવે પછી આવી બેવકૂફી નહીં કરતો.'

મુરારિના મોં પર ઉજાસ પથરાઈ ગયો. દુઃખનાં આંસુ હર્ષનાં આંસુ બનીને વહેવા માંડ્યાં. તેણે હાથ જોડ્યા, પગે પડ્યો અને હસતોહસતો બહાર જવા નીકળ્યો.

'આજે જરા થોભજે, મુરારિ !' ફોજદારને અચાનક યાદ આવ્યું હોય તેમ બોલ્યા : 'જરા મારા વતી દેવીના મંદિરે જઈ હાર ને શ્રીફળ ધરી આવજે ને ! આજકાલ કામમાંથી ફારેગ થવાતું નથી. તારા જેવા બ્રાહ્મણને હાથે દેવીને વહેલું પહોંચશે.'

'ખુશીથી, બાપલા ! હમણાં જઈ આવું છું.'

એ ગયો અને ફોજદારે નેતારામને ઇશારત કરી : 'જાઓ, હવે તમારું કામ પતાવો, તમારા માણસોને કહેજો કે નિર્જન જગ્યાએ જાય ત્યારે ઘા કરે. દેવીના મંદિરને બદલી સીધો ભગવાનના દરબારમાં પહોંચી જશે બિચારો !'

નેતારામે હળવેકથી ફોજદારના હાથમાં સોની નોટ સરકાવી દીધી.

*

સાંજે રૂપનારાયણ નિશાળેથી આવ્યો ત્યારે ઘરમાં સગાંવહાલાં એકઠાં થયાં હતાં. એનો જીવ ફફડી ગયો. જતાં જ સાંભળવા મળ્યું : 'તારા કાકાની કોઈએ કતલ કરી નાખી. મંદિરના રસ્તેથી એમની લાશ મળી... અત્યારે પોલીસચોકીમાં લાશ પડી છે.'

રૂપનારાયણની આંખમાંથી આંસુની જ આશા રાખી હતી બધાંએ, પણ તેને બદલે આગ વરસી એ ભૂરી આંખોમાંથી. દાંત ભીંસતો દફતર ઉંબરામાં ફગાવી એ ધસી ગયો પોલીસચોકીએ. હાંફતો-કાંપતો ફોજદારના પગમાં પડી ગયો : 'સાહેબ, મારા કાકાને કોણે માર્યો ?'

'એની તપાસ ચાલે છે. પત્તો લાગે ત્યારે આવજે.' ફોજદાર જાણે ચોરી જેવી સાધારણ બાબત હોય તેમ જવાબ આપતા હતા.

હવે રૂપો મનને વશમાં ન રાખી શક્યો. આંખમાંથી આંસુની ધાર વહેવા લાગી : 'પણ, સાહેબ, સવારે તો સિપાઈ એમને અહીં લઈ આવ્યા હતા !'

'એટલે ?' ફોજદારનો પિત્તો ઊછળ્યો : 'છોકરા, તું શું બોલે છે તેનું ભાન છે ? અહીંથી મંદિરે પૂજા કરવા ગયો પછી કોણ જાણે કોણે જૂની અદાવતનો બદલો લીધો.'

'સાહેબ, એક વાર મને અપરાધીનું નામ આપો, બસ પછી હું ફોડી લઈશ.' રૂપો રડતાં રડતાં કહેતો હતો.

પણ ફોજદારને તેના બોલમાં બગાવતની ગંધ આવી. પગ પકડીને બેઠેલા રૂપાના ડાચા પર એમના વજનદાર બૂટની લાત ફટકારી તેને દૂર ફગાવી દીધો : 'સાલા નિશાળે ભણતા છોકરાનેય તુમાખી આવી ગઈ છે કંઈ ! છાનોમાનો ઘેર જઈને કાકાની કાણ માંડ...'

રૂપાની હડપચીમાંથી લોહીની ટશરો ફૂટી નીકળી છતાં તે ફોજદારના પગે પડવા ધસી આવ્યો : 'સાહેબ, એક વાર મને કાકાનું મોં જોઈ લેવા દ્યો !' પણ તે નજીક આવે ત્યાં ફરી ફોજદારે બમણા જોરથી લાત ફટકારી : 'હવે જા-જા ! માનસિંહના ખોળે લીધેલ છોકરા ! તું શું મોઢું જોવાનો હતો...'

બીજી લાતે રૂપાને ત્રણ-ચાર ગડથોલિયાં ખવરાવી દીધાં. બાજુમાં ઊભેલા બે પોલીસને પણ આ છોકરાની દયા આવી ગઈ. ઊભો થઈ કપડાં ખંખેરતો રૂપો ફરી ફોજદાર તરફ નજર સુધ્ધાં નાખ્યા વિના ત્યાંથી ચાલ્યો ગયો.

કાકાની ચિતા જલાવી મધરાતે સ્મશાનેથી પાછા ફરીને ચારે જુવાન ભાઈઓ ગુમસૂમ બેઠા હતા. ભાઈઓનો એકનો એક આધાર ઝૂંટવાઈ ગયો હતો. રૂપો કલાકોથી ચૂપચાપ બધું જોયા કરતો હતો, પણ ભીતરમાં ભારે ઊથલપાથલ મચી હતી : 'કાલથી હું નિશાળે નહીં જાઉં.' ત્રણે ભાઈઓ તેની સામે જોઈ રહ્યા. કન્હાઈએ કહ્યું : 'પણ, રૂપા, અમે તારાથી મોટા છીએ. ઘરનો ખરચો ગમે તેમ કરીને રળી લાવશું. તારે ભણતર નથી છોડવાનું.'

'હા, બાપુ પણ કહેતા હતા, રૂપો મોટો થઈને નામ કાઢશે.' વચેટ ભાઈ લક્ષ્મીનારાયણે સૂર પુરાવ્યો.

'હું નામ કાઢવા માટે નિશાળ છોડવાનો છું.' રૂપાએ સૌને ચમકાવ્યા : 'સવાર પડતાં પહેલાં ગામ છોડીને નીકળી જવું છે.'

'ક્યાં ?' ત્રણે ભાઈઓ એકીસાથે પૂછી બેઠા.

'દાઉ પાસે.. મારે કાકાનો બદલો લેવો છે.' રૂપો એકાએક જાણે પીઢ માણસ બની ગયો. તેની રાતીચોળ આંખોમાં સંકલ્પના અંગારા તગતગતા હતા. ખામોશ રાત ધ્રૂજી ઊઠી. ત્રણે ભાઈઓ કંપી ઊઠ્યા. 'રૂપા, આપણું એ કામ નહીં. બ્રાહ્મણનો બેટો હત્યા ન કરી શકે – પાપમાં પડાય.'

'પરશુરામ પણ બ્રાહ્મણનો જ બેટો હતો ને ! તેણે બાપનું વેર વાળવા કુહાડીથી ઓછી હત્યા કરી હતી !' રૂપો ગર્જ્યો : 'તમે મને વારવો રહેવા દેજો. હિંમત હોય તો સાથ આપો ! મારો ઇરાદો મક્કમ છે.'

'પણ તું આવું કરીશ તો અમનેય પોલીસ સુખે જીવવા નહીં દે.' ત્રીજા ભાઈ દુલ્લાએ દલીલ કરી.

'તો તમે ગામ છોડીને ચાલ્યા જાઓ. હું તો કાલ સાંજ લગીમાં માનસિંહદાઉની પડખે બેઠો હોઈશ.'

'હુંય તારી સાથે આવીશ.' મોટા કન્હાઈએ હિંમત કરીને કહ્યું. પછી કોઈ કંઈ ન બોલ્યું.

સૂરજ પૂર્વ દિશામાં બહાર આવે એ પહેલાં રૂપો અને કન્હાઈ ઘરની બહાર નીકળી ગયા. રૂપાએ સામાનમાં જ્યોતિષવિદ્યાની થોડી ચોપડીઓ જ સાથે લીધી હતી. એ વિદ્યાના આધારે તેણે ત્યારે જોયું હોત તો અંદાજ આવી જાત કે તેના ગ્રહો બદલાઈ રહ્યા છે અને એ ખૂનખાર ડાકુ બનવા જઈ રહ્યો છે.

*

આગ્રા જિલ્લાના પોલીસ-ઉપરી માનસિંહને ફસાવવા માટે ગોઝારી વાવ પાસે જે રાતે જાળ બિછાવવાના હતા એ જ સાંજે રૂપનારાયણ શર્મા માનસિંહના ખોળામાં માથું મૂકી કાકાના મોત પર ધ્રુસકેધ્રુસકે રડતો હતો.

□

# ચાર

'રૂપા ! બસ કર હવે...' માનસિંહના અવાજમાં થોડી સખતાઈ આવી. ખોળામાં માથું રાખી હૈયાફાટ રુદન કરતા રૂપાની પીઠ પર તેણે હાથ ફેરવ્યો : 'મરદ બનવું હોય તો આંસુને પી જતાં શીખ, પીડાને સંઘરી રાખ.'

રૂપો રડતો હતો ત્યારે તેનો મોટો ભાઈ કન્હાઈ ઠાકુરને કાકા મુરારિરામના કમોતની વિગત કહી સંભળાવતો હતો. માનસિંહની આંખમાં ક્રોધ આળોટવા લાગ્યો : 'એમ વાત છે ત્યારે ! નેતારામે ફોજદાર મારફત જાણી લીધું કે તમારા કાકા મુરારિએ મને રતિરામ-સોનપાલની બાતમી આપી હતી... પછી મુરારિનું કાસળ કાઢી નાખ્યું.' માનસિંહનાં જડબાં ભીંસાયાં : 'રૂપા ! કન્હાઈ ! નેતારામને હું નહીં છોડું. પણ હજુ થોડો વખત લાગશે. મારે પોલીસ સામે બાથ ભીડવા પૂરતી સામગ્રી હાથ કરવાની છે, ત્યાં સુધી તમે બેય અહીં રહેજો.'

ઝાટકા સાથે રૂપાનું માથું માનસિંહના ખોળામાંથી ઊંચકાયું : 'દાઉ ? એ શું બોલ્યા ? અમે પાછા જવા માટે નથી આવ્યા.' તેની આંખનાં આંસુ વરાળ થઈને ઊડી ગયાં હોય એવી કોરીધાકોર બની ગઈ હતી : 'હવે તો બાપ જેવા તમે અને મા જેવી ચંબલ એમના આશરે જીવવું, એની છાયામાં મરવું.'

માનસિંહને એના બોલ પોલાદ જેવા વજનદાર લાગ્યા. તેણે રૂપાના વાંકડિયા વાળમાં આંગળાં પરોવીને કહ્યું : 'નહીં, બેટા રૂપા ! મારે તને આ રસ્તે નથી ચડાવવો. તારા બાપે એક શમણું પંપાળ્યું હતું તને જ્યોતિષવિદ્યામાં પારંગત બનાવવાનું. મરતી વખતે તેણે ભાળ મને સોંપી. બ્રાહ્મણના બેટાને હું બહારવટિયો નહીં બનવા દઉં.' માનસિંહના વેણમાં નિસાસો ફૂંકાતો હતો.

'પણ, દાઉ, હું હવે બ્રાહ્મણનો બેટો નથી રહ્યો. મારા માથા પર તો તમે હાથ મૂક્યો છે.' રૂપો થોડું અટક્યો : 'કાકાની હત્યાનો બદલો લેવાના શપથ લઈને અહીં આવ્યો છું. તમે મને પાછો વાળશો ?'

'તું જીદ ન કર, રૂપા ! નેતારામ સામે બદલો લેનાર હું બેઠો છું. તું ભણ, વિદ્યા શીખ.' માનસિંહે આજ્ઞા કરી ઉમેર્યું : 'તમે બે મારી સાથે જોડાશો તો શા બીજા બેના શું હાલ થશે ?'

'એનો રસ્તો અમે કરી લીધો છે.' રૂપાએ સમજાવ્યું : 'એ બંને અત્યારે ખેડા-રાઠોર છોડીને ચાલ્યા ગયા હશે – એમનાં નસીબ અજમાવવા...' માનસિંહને બોલવાની તક આપ્યા વગર રૂપાએ કહી દીધું : 'દાઉ, રસ્તામાં સામા મળેલા એક ઓળખીતાને કહી દીધું છે કે અમે બેહડ પકડવા જઈએ છીએ.'

રૂપાની મક્કમતા સામે માનસિંહને નમતું જોખવું પડ્યું : 'ભલે તો... બેય ભાઈઓ કાલથી બંદૂક ફોડતાં શીખી જાઓ, સૂબેદાર અને તહસીલદારને હું કહી દઉં છું.'

કોતરોમાં કોરાયેલી ગુફાના એક ખૂણે ત્રણે જણા બેઠા હતા ત્યાં બલવંતસિંહ આવ્યો : 'ઠાકુર, આપણે આજે જવાનું છે એ યાદ આપવા આવ્યો છું.'

માનસિંહ વિચારમાં પડી ગયો : 'બલવંત, તું જ પતાવી આવ ને ! આ છોકરાઓ હજુ હમણાં આવ્યા છે. આજે એમની સાથે વાતો કરવાનું મન થાય છે.'

'પણ, ઠાકુર, આજે એ નવી ચીજ દેખાડવાનો છે.' બલવંત રૂપા અને કન્હાઈની હાજરીને કારણે સંકેતમાં બોલતો હતો : 'તમારા વગર એ ચીજની ચકાસણી કોણ કરે ?'

'તું આ છોકરાઓને પરાયા ન ગણતો. એ આજથી આપણા ગિરોહમાં જોડાઈ ગયા છે.' માનસિંહે હસીને કહ્યું : 'ગોઝારી વાવે પહોંચતા બહુ વખત નહિ લાગે. નિરાંતે નીકળીશું.'

રૂપો ચોંક્યો. તે મૂંગો ન રહી શક્યો : 'દાઉ, ગોઝારી વાવે શું છે ?'

બલવંતને તેની આ ડખલ ખૂંચી, પણ માનસિંહે બેધડક કહ્યું : 'એક ઑટોમૅટિક ગન ખરીદવાની છે એટલે જવું છે. ગોઝારી વાવે મળવાનો વાયદો છે.'

'કોણે વાયદો આપ્યો છે, દાઉ ?' રૂપાએ અધીરાઈ વ્યક્ત કરી.

'તારે એ બધું જાણવાની શી પંચાત ?' બલવંત આકળો થઈને બોલી ઊઠ્યો ત્યારે માનસિંહે આંખો કાઢી તેને વાર્યો : 'નહીં, બલવન્ત, એને તું એમ ધમકાવ મા.' પછી રૂપાને કહ્યું : 'એક નવાબ પાસેથી અમે કારતૂસ-બંદૂકો ખરીદીએ છીએ. તે મળવા આવવાનો છે.'

રૂપો થોડી વાર મૂંગો રહ્યો. તે ઘડી દાઉ તરફ, તો ઘડી બલવન્ત સામે જોતો હતો. પછી હળવેકથી પૂછ્યું : 'દાઉ, તમને ખાતરી છે કે કોઈ દગો નથી રમતું ?'

'છોકરા, તારી જબાન સમાલ !' બલવંત બરાડી ઊઠ્યો : 'તેં હજુ તો પગ મૂક્યો ત્યાં અમારા વચ્ચે ફૂટ પડાવવા મંડ્યો ?'

રૂપો તેનો ક્રોધ નિહાળીને થથરી ગયો. માનસિંહે બલવંતને કંઈ કહેવાને બદલે રૂપાને જ પૂછ્યું : 'તું આ બધું શું કામ પૂછે છે ? બેટા, અમે રાજપૂતો વાતવાતમાં ઊકળી જઈએ, માટે બોલવામાં ધ્યાન રાખતો જા.'

'બેઅદબીની માફી ચાહું છું.' રૂપો દબાયેલા અવાજે બોલ્યો : 'પણ, દાઉ, સાંજે ગોઝારી વાવ પાસે અમે પોલીસની હિલચાલ જોઈ એટલે મારાથી પુછાઈ ગયું.'

અને માનસિંહ ટટ્ટાર થઈ ગયો. તેણે ધારદાર નજરે બલવંત સામે જોયું : 'જોયું ? તેં એને બોલતો રોક્યો હતો તો આપણે બેખબર રહેત ને ! હં, રૂપા, કહે, પોલીસની હિલચાલમાં તેં શું જોયું ?'

'અમે વાવ પાસે થોડો પોરો ખાવા બેઠા'તા. બે સિપાઈઓ આવીને અમને ધમકાવવા લાગ્યા : અહીં શું કરો છો ? કનહાઈએ કહ્યું કે પોરો ખાવા બેઠા છીએ, તો એકે આંખો કાઢી : ચાલ્યા જાઓ અહીંથી, બીજે જઈને બેસો, નહીંતર ચોકીમાં બેસાડી દઈશ. અમે પોલીસની આંખે ચડવા નહોતા માગતા. ત્યાંથી હઠી ગયા પણ દૂરથી છાનામાના જોતા હતા. થોડી વારે એક જીપ આવી. કોઈ મોટા સાહેબ જેવા તેમાંથી ઊતર્યા. આંગળી ચીંધીને બતાવતા હતા... કંઈક તૈયારી ચાલી રહી હતી.'

રૂપો બોલતો હતો અને માનસિંહના કપાળ પર કરચલીઓ પડતી હતી. તેની આંખો ચમકી ઊઠી : 'બલવંત, નવાબ મને ઊંડો માણસ લાગ્યો. આ ગન બતાવવાના બહાને મને જ બોલાવ્યો એની પાછળ કંઈ રમત હશે ?'

હવે બલવંતના દિમાગમાં બત્તી થઈ : 'ઠાકુર, હવે મને યાદ આવે છે. તેણે છૂટા પડતી વખતે મને ભાર દઈને કહેલું કે ઠાકુરને સાથે લાવવાનું ભૂલતો નહીં.'

'તો-તો નક્કી દગો છે !' માનસિંહે ચપટી વગાડી : 'પણ આપણે જવું તો છે જ. જો સાચું હશે તો ગદ્દાર નવાબને આજે જ જવાબ પરખાવી દઈશ.'

માનસિંહની આંખોમાં રૂપાએ પહેલી વાર આગના ભડકા જોયા.

*

ચંબલની ગોદમાં આવેલા સરહાઈ ગામમાં સોપો પડી ગયો. શિયાળાની ટાઢ અને સુસવાટા મારતા પવને ગામલોકોને વહેલા જંપાવી દીધા હતા. ધીમા સાદે હાલરડું ગાતી માની જેમ ચંબલ નદી અંધારામાં વાંકીચૂકી વહેતી હતી. રિસાઈ ગયેલા બાળકની જેમ ચાંદાએ ધરતી સામેથી મોં ફેરવી લીધું હતું.

આગ્રા જિલ્લાના પોલીસ-ઉપરી વિજયસિંહ વાવની પાળ આડેથી ડોકું કાઢી થોડીથોડી વારે કોતર તરફની કેડી પર નજર નાખીને જોઈ લેતા હતા. માનસિંહ એ દિશાએથી આવવાનો હતો. બધો બંદોબસ્ત થઈ ચૂક્યો હતો. સાઠ જેટલા સિપાઈઓને તેમણે ઠેકઠેકાણે ગોઠવી દીધા હતા. દસેક બંદૂકધારીઓને તો વાવની અંદર છુપાવી રાખ્યા હતા. કદાચ માનસિંહ તેની ટોળી

સાથેય આવી ચડે. કોતર બાજુનો એક રસ્તો ખુલ્લો રાખેલો, બાકી બધે જ જાપ્તો બેસાડ્યો હતો. રસ્તાની બંને બાજુએ ઊંચી ભેખડો હતી, એટલે સંતાવાની સગવડ સચવાઈ ગઈ.

પોલીસ-ઉપરીએ દરેકને આજ્ઞા કરેલી : 'માનસિંહ અને તેના સાથીઓ વાવની લગોલગ આવે ત્યાં લગી કોઈ જાતની હિલચાલ કરવી નહિ. એ બહુ પહોંચેલો માણસ છે. જરાસરખી ગંધ આવી ગઈ તો પાંચ-પંદરના જાન લઈને છટકી જઈ શકે એવી ચપળતા ધરાવે છે. જેવો તે વાવ પાસે આવે કે તેને ચુપકીદીથી ઘેરી લેવો. નાસી છૂટવા માટે એકેય રસ્તો ખુલ્લો ન રહેવો જોઈએ. અને મારા તરફથી હુકમ થાય પછી જ તમારે હથિયાર ચલાવવાં. પોલીસ-ઉપરીના મોંએ માનસિંહની બાહોશીનાં વખાણ સાંભળીને સિપાઈઓને નવાઈ લાગેલી, પણ તેમની વાત ખોટી નહોતી. અનેક વાર તે પોલીસને ચકમો આપીને છટકી ગયો હતો. એની આંખો એટલી સતેજ હતી કે પચાસ ગજ છેટે ઊભેલો માણસ દુશ્મન છે કે દોસ્ત તેની અટકળ કરી શકતો !

વિજયસિંહ માનતા હતા કે માનસિંહ બે-ચાર માણસો સાથે આવશે તો મામલો પાંચ મિનિટમાં પોતાના કાબૂમાં લઈ લેવાશે. કદાચ ગોળીય ચલાવવી ન પડે. વાવની પાળ આડે તેમની બાજુમાં ફોજદાર પણ લપાયા હતા. તેમનું દિલ ધડકધડક થતું હતું. આ કામમાં ફતેહ થાય તો જશ મળવાની આશા કૂદાકૂદ કરતી હતી, તો ઊંડેઊંડે માનસિંહનો ભય પણ દિલમાં દોડાદોડી કરતો હતો. માનસિંહ એમનાં ખાખી કપડાં જોઈને ગોળીઓ છોડવા માંડે તો સૌથી પહેલા સાહેબની સાથે પોતેય શહીદ થઈ જાય, પણ હવે બીજો કોઈ ઉપાય નહોતો. જેમજેમ ઘડી નજદીક આવતી હતી તેમતેમ તેઓ મનમાં ઈશ્વરને પ્રાર્થના કરવા લાગ્યા : માનસિંહ ન આવે તો સારું ! વચ્ચેવચ્ચે પોતાની જાતનેય ઠપકો આપતા હતા : આ બધું ગોઠવીને આઘા રહી તમાશો જોવો હતો, સામે ચાલીને બહાદુરી દેખાડવા ઉપરી સાહેબના પડખે ક્યાં ભરાયો ?

'તખુભા, હજુ લગી નવાબ કાં ન આવ્યો ?' ઉપરી સાહેબે સવાલ કર્યો ત્યારે વિચારમાંથી ઝબકી ગયા હોય તેમ ફોજદાર સહેજ ધ્રૂજી ઊઠ્યા : 'સાહેબ, આવવો જ જોઈએ.'

'છેલ્લી ઘડીએ ફસકી જાય એવો આદમી તો નથી ને ?'

ફોજદાર બિચારો ક્યાંથી કહે કે ખરે વખતે પોતે જ ફસકી જવાની હાલતમાં હતા ! જડબા પર બેઠેલા મચ્છરને મારવા જોરથી ગાલ પર પંજો ફટકાર્યો : 'સાલા મચ્છરનો ત્રાસ બહુ છે !'

તેણે મચ્છર પર ઉતારેલી દાઝ માટે પોલીસ-ઉપરીને હસવું આવ્યું. મહેણું મારવાનું મન થયું : ડાકુનો ત્રાસ ક્યાં ઓછો છે ? પણ તેના બદલે ફરીથી પૂછ્યું : 'નવાબને બરાબર સમજાવ્યું છે ને બધું ?'

'હા-હા, સાહેબ, તેની સાથે સાદા વેશમાં આપણો એક જણ છે ને... બપોર પહેલાં હું બધું પાકું કરી આવ્યો હતો. તેણે કારતૂસના પોટલાનો દેખાવ કરવા માટે એક કપડામાં પાણા બાંધીનેય તૈયાર રાખ્યા હતા. એ જાણે છે કે છેલ્લી ઘડીએ ફસકી જાય તો જેલખાનામાં જવું પડે. અને આપણો માણસ એને છટકવા દે એવો નથી.'

'તો પછી એ આવ્યો કેમ નહીં ?'

ફોજદાર પાસે એનો ઉત્તર નહોતો. વિજયસિંહ ઝડપથી વિચારવા લાગ્યા. કદાચ નવાબ આવ્યા પહેલાં માનસિંહ આવી પહોંચે તો શું કરવું ? પોતે નવાબના માણસ તરીકે પેશ થવું ? પ્રત્યેક પળ કીમતી હતી. કટોકટીની ઘડીએ હિંમત ન હારી જવાની હૈયાઉકલત ધરાવતા પોલીસ-ઉપરીએ તાબડતોબ ઉપાય શોધી કાઢ્યો. ત્વરાથી તેમણે ખમીશ ઉતારવા માંડ્યું. 'સાહેબ, આવી ટાઢમાં કપડાં કેમ ઉતારો છો ?' પણ વિજયસિંહે ન સાંભળ્યું કરી પાટલૂન પણ ઉતારી નાખ્યું ત્યારે ફોજદારને ટાઢ ચઢી ગઈ : 'કપડાં મેં ઉતાર્યાં તેમાં તમે શાના ધ્રૂજી ઊઠ્યા ?' ચડ્ડી અને ગંજીભર થયેલા પોલીસ-ઉપરી શું કરવા ધારે છે તે ફોજદારના મગજમાં ઊતર્યું નહીં : 'તખુભા, તમે ખમીશ-પાટલૂનમાં પાણા ભરી તેનું પોટલું વાળો.' એમ કહી વિજયસિંહે વાવ પાછળથી ડોક ઊંચી કરી રસ્તા પર જોઈ લીધું. એમની આંખો ઉત્તેજનાથી ચમકી ઊઠી. ઉઘાડા શરીરમાં એક ધ્રુજારી વ્યાપી ગઈ. સાઠ-સિત્તેર ગજ છેટેથી ઊંટની સવારી આવતી દેખાઈ. તેની ડોકમાં લટકતી ઘંટડીના રણકાએ ખામોશીને ધ્રુજાવી દીધી : 'જલદી કરો, તખુભા, માનસિંહ આવતો લાગે છે.' સાંભળીને ફોજદારના હાથ કંપવા લાગ્યા.

વિજયસિંહે પિસ્તોલ તૈયાર રાખી હતી : 'માનસિંહ સાથે બીજો એક માણસ પણ ઊંટ પર બેઠો લાગે છે. બે જ જણા છે.' ગોઠણભર બેઠા થઈ આંખો તાણીને તેઓ જોતા હતા. ફોજદારે પાણા ભરીને પોટકું તૈયાર કર્યું એટલે ઉપરીએ તેમાં પોતાની પિસ્તોલ સેરવી દીધી. હવે તખુભાએ પણ વાવની પાળ પર ડોકું કાઢીને જોવાની હિંમત કરી. ઊંટ ઝડપથી નજદીક આવતું હતું. એક સવારે હાથમાં ફાનસ પકડેલું, જે ઊંટની ખરબચડી ચાલને કારણે ઝૂલતું હતું. 'સાહેબ, એ પાસે આવે એટલે એમને ફૂંકી જ દ્યો !' ઊંટની ઘંટડીનો અવાજ સ્પષ્ટ સંભળાવા લાગ્યો.

વિજયસિંહે તેના ખભા પર ટાપલી મારી : 'શું બકો છો ? મારે માનસિંહને જીવતો ગિરફતાર કરવો છે... પણ બેમાંથી કોઈના ખભે બંદૂક કેમ નથી દેખાતી ? કદાચ કમરમાં પિસ્તોલ છુપાવી હશે...' વિજયસિંહે દાંત કચકચાવ્યા : 'કંઈ વાંધો નહીં, તખુભા ! તમે હમણાં અહીં જ લપાઈ રહેજો. હું નવાબના માણસ તરીકે વાવના ઓટા પર બેસી જઈશ.' પછી હોઠ કરડીને બોલ્યા : 'બેવકૂફ નવાબ ન આવ્યો !'

ઊંટ હવે દસ ગજના ફાંસલે આવી ચૂક્યું હતું. ડોલતા ફાનસના અજવાળામાં બંનેનાં મોં પર બાંધેલી બુકાની દેખાઈ. હવે ખાતરી થઈ ગઈ કે માનસિંહ જ આવ્યો છે. પાળ પાછળથી સરકીને વિજયસિંહ ખુલ્લામાં આવ્યા. તેમના એક હાથમાં પોટલું હતું અને બીજા હાથણાં બૅટરી. મગજની નસો તંગ થવા લાગી. આખા આગ્રા જિલ્લાને તંગ કરનાર માનસિંહનો ભેટો થવાનો હતો. ફોજદાર આવી રહેલા ભયને ન જોવા માગતા હોય તેમ ટૂંટિયું વાળીને બેસી ગયા.

વિજયસિંહને નવાઈ લાગી. ઊંટની પાછળ કંઈક ઘસડાતું હોય તેમ વિચિત્ર અવાજ આવતો હતો, પણ અત્યારે એનો વિચાર કરવાનો વખત નહોતો. તેમણે બંને સવારોને ઓળખવા પ્રયત્ન કર્યો, પણ ઊંટની લગામ ખેંચાઈ અને તે અચાનક થંભી ગયું. વિજયસિંહ સાવચેતીથી બે ડગલાં

આગળ વધ્યા ત્યાં પેલા સવારના એક હાથમાંથી ફાનસ નીચે પડી ગયું અને બીજા હાથમાંથી ઊંટની લગામ છૂટી ગઈ. આગળ બેઠેલો સવાર જરાય હિલચાલ કરતો નહોતો. કદાચ એ જ માનસિંહ હશે તેમ વિજયસિંહે માન્યું. અંધારામાં કંઈ જ કળાતું નહોતું.

બે-પાંચ પળ ગૂંગળાવનારી ખામોશી છવાઈ ગઈ. પોલીસ-ઉપરી મૂંઝાણા. સામેથી કોઈ સવાલ કેમ ન થયો ? તેમણે હાથનું પોટલું ઊંચું કર્યું, છતાં જવાબ ન મળ્યો. શું માનસિંહને વહેમ પડ્યો હશે ? તેમણે ઝડપથી પોટલામાંથી પિસ્તોલ હાથમાં લીધી. બૅટરી તૈયાર રાખીને ધીમેથી કહ્યું : ‘ઠાકુર, નીચે ઊતરો, માલ લઈ આવ્યો છું.’

પાછળ બેઠેલા સવારે પગની એડીથી ઊંટને નીચે બેસાડવાની હિલચાલ કરી, પણ વિજયસિંહની ધીરજ ન રહી. અંધારાનો લાભ લઈ એ પહેલો ઘા કરશે તો ? કદાચ તે અવાજ પારખી ગયો હશે. હું નવાબને બદલે બીજો કોઈ છું એની ખાતરી થતાં તે ગોળી ચલાવશે. પોલીસ-ઉપરીએ પિસ્તોલના ઘોડા પર આંગળી ટેકવી અને બીજા હાથમાં પકડેલી બૅટરીને આગળ ધરી તેની ચાંપ દાબી. અંધકારને ચીરતો રોશનીનો લિસોટો ઊંટના માથા પરથી પેલા બંને સવારના મોં પર અફળાયો. આગળ બેઠેલા સવારની ડોક ખભા પર લથડેલી હતી અને પાછળ બેઠેલો માણસ રોશનીથી ભડક્યો હોય તેમ બંને હાથ ઊંચા કરી જોરથી માથું હલાવવા માંડ્યો.

વિજયસિંહ બે કદમ પાછળ હઠી ગયા. ઊંટે નીચે બેસવા માટે જેવા પગ વાળ્યા કે એના ધક્કાથી પીઠ પર બેઠેલા બંને એકીસાથે નીચે ગબડી પડ્યા. આ ધબાકો સાંભળી પાળ પાછળ સંતાયેલા ફોજદારની છાતી ધડકવા લાગી. તેઓ રામનામ રટવા મંડ્યા, પણ વિજયસિંહ ઉલઝનમાં પડી ગયા. આવા બેહૂદા વર્તનનું તેમણે અનુમાન સુધ્ધાં નહોતું કર્યું. હવે ખુલ્લા પડ્યા વિના છૂટકો ન હતો. કદાચ માનસિંહ કોઈ ચાલ અજમાવતો હોય. તેઓ બંને કદાચ ઊંટની આડશ લઈને ગોળીબાર કરવા માગતા હોય.

‘ખબરદાર જો હિલચાલ કરી છે...’ વિજયસિંહે પડકાર કર્યો અને આસપાસ છુપાયેલા સિપાઈઓને સંકેત આપવા ચારે તરફ બૅટરીનો પ્રકાશ ફેંક્યો.

‘માનસિંહ ! તું ઘેરાઈ ચૂક્યો છે. જાન બચાવવો હોય તો શરણે થઈ જા !’ સત્તાવાહક અવાજે તેમણે કહ્યું.

વાવની અંદર અને આઘાપાછા સંતાયેલા સિપાઈઓ બંદૂક સાથે ધસી આવ્યા. ફોજદાર સૌની છેવાડે બહાર પડ્યા. નાખોરાં ફુલાવીને શ્વાસ લેતા ઊંટની પાછળ થોડી હિલચાલ થઈ. નીચા નમીને વિજયસિંહ ઊંટની લગોલગ સરક્યા. પછી ઊંટની ડોક નીચેથી બૅટરીની રોશની ફેંકી. એમનું ડાચું ફાટી ગયું. તેમણે ત્રાડ નાખી : ‘તખુભા !’

આ ત્રાડનો પડઘો એવો ભયાનક પડ્યો, જાણે ચંબલની કોતરો હીહી કરીને તેમની સામે અટ્ટહાસ્ય કરતી હોય. ફોજદાર હાંફળા-ફાંફળા દોડી આવ્યા. બૅટરીના પ્રકાશમાં તેમણે જે જોયું તે માનવા આંખો તૈયાર નહોતી : ‘અરે, આ તો નવાબ અને આપણો રામસંગ...’

સિપાઈઓની બંદૂકો ઝાટકા સાથે પાછી ખેંચાઈ ગઈ. પોલીસ-ઉપરી ફોજદારના હાથમાં બૅટરી પકડાવીને પેલા બંનેની નજદીક ગયા. નવાબના ફાટી ગયેલા ડોળા જોતાં જ એક હાયકારો નીકળી ગયો. રામસંગની આંખોમાં ભય અને ભોંઠપ તરવરતાં હતાં. હવે પોલીસ-ઉપરીને ખ્યાલ આવ્યો કે બંનેને એકબીજા સાથે કમરેથી કસોકસ બાંધેલા હતા. નવાબનાં કપડાં લોહીલુહાણ થયેલાં હતાં અને રામસંગના મોઢા પર બુકાની નીચે લૂગડાનો ડૂચો મારેલો હતો. માનસિંહ કેવી ક્રૂર મજાક કરી ગયો પોતાની સાથે !

એ બંનેને છોડ્યા એટલી વારમાં વિજયસિંહે ઝટપટ ખમીસ-પાટલૂન ચડાવી લીધાં. રામસંગના મોઢામાંથી ડૂચો કાઢ્યો ત્યારે એ બેસુમાર હાંફતો હતો. પોલીસ-ઉપરી, ફોજદાર અને સિપાઈઓને તે બાઘાની માફક જોઈ રહ્યો. નવાબની લાશ અર્ધી ઘટના તો સમજાવી દેતી હતી, પણ આ બધું કેમ બન્યું ?

રામસંગને આઘાતમાંથી બહાર આવતાં થોડો સમય લાગ્યો, ત્યારે વિજયસિંહનો રોષ ઊછળ્યો : ‘હવે મોંમાંથી ફાટ તો ખરો, શું થયું ?’ પોલીસઉપરી પોતાની બેઇજ્જતીથી ઉશ્કેરાઈ ગયા હતા.

‘સાહેબ, માનસિંહને ખબર પડી ગઈ કે આપણે તેને ફસાવવાના છીએ.’ રામસંગ હાંફતો-કાંપતો કહી રહ્યો હતો, પણ તેની જીભ સુકાઈ ગઈ હતી અને ગળું રૂંધાતું હતું : ‘મને એક પ્યાલું પાણી પિવડાવશો ?’

વિજયસિંહનો ખોફ આસમાને પહોંચ્યો. તેઓ કહેવા જતા હતા કે એક પ્યાલો શું કામ, આ વાવમાં છે એટલું બધું પાણી પિવડાવવા તને આખો જ અંદર ધકેલી દઉં... પણ વાત સાંભળ્યા વિના તેઓ આવું કહી કેવી રીતે શકે ?

રામસંગ વાવનાં પગથિયાં ઊતરી પાણી પી આવ્યો. હાથ-મોં ધોઈને થોડો સ્વસ્થ થયો પછી કહેવા મંડ્યો : ‘સાહેબ, દિ’ આથમ્યા કેડે માનસિંહ તેના ચાર-પાંચ આદમીઓને લઈને નવાબને ઘેર આવી ચડ્યો. અમે બંને ડઘાઈ ગયા, પણ દેખાવા ન દીધું. માનસિંહે સવાલ કર્યો : નવાબ, પેલી ઑટોમૅટિક ગન ક્યાં છે ? હું જોવા આવ્યો છું. નવાબે બહાનું કાઢ્યું : ઠાકુર, હજુ ગન તો મારે લેવા જવાની છે... પણ આપણે તો રાતે મળવાનું હતું ને – ગોઝારી વાવે ?

‘એટલી વારમાં માનસિંહના બે માણસોએ મને ઘેરી લીધો હતો. માનસિંહનો જવાબ સાંભળીને નવાબ હેબતાઈ ગયો : નવાબ, હમણાં જ એ ગન જોઈએ. જ્યાં હોય ત્યાંથી લઈ આવ. હું તારી સાથે આવું છું.

નવાબને થયું કે પોતે ફસાયો છે, છતાં તેણે બનાવટ ચાલુ રાખી : ઠાકુર, એમ ઊભાઊભા કેમ બને ? તમે ગોઝારી વાવે આવો, હું માલ લઈને પહોંચું છું ત્યાં...

ગોઝારી વાવ ! માનસિંહ ત્યારે દાંત કચકચાવીને બોલ્યો : નવાબ, ત્યાં પોલીસ મારી રાહ જોવાની છે અને ઑટોમૅટિક ગન મારે એટલે જ હમણાં જોઈએ છે.’

નવાબે અજાણ્યા થવા પ્રયાસ કર્યો : પોલીસ ! પોલીસને ક્યાંથી જાણ થઈ ? ત્યારે માનસિંહનો

ક્રોધ ભભૂકી ઊઠ્યો : બેઈમાન ! હજુ અજાણ્યો થાય છે ? અને માનસિંહના સાથીએ તેના માથા પર બંદૂકનો કુંદો ફટકારી તેને ઢાળી દીધો –'

'પછી શું થયું ?' પોલીસ-ઉપરીએ રામસંગને દબડાવતાં પૂછ્યું : 'તેં શું કર્યું ?'

'સા...હે...બ...! હું કાંઈ કરું એ પહેલાં તો મારા મોંમાં ડૂચો મારી, હાથપગ બાંધી મને ઘોડા પર નાખી દીધો. મારી આંખે પટ્ટી બાંધી દીધી હતી. પટ્ટી ખૂલી ત્યારે હું ચંબલની કોતરોમાં પડ્યો હતો અને માનસિંહ મારા કપાળ પર બંદૂકની નાળ ધરીને સામે ઊભો હતો.'

'અને તેં બધું કહી દીધું ?' વિજયસિંહ તાડૂક્યા. રામસંગ થરથરી ગયો. તેના ચહેરા પરથી પસીનો નીતરવા લાગ્યો : 'સાહેબ, શું કરું... મારી નજર સામે તેણે નવાબના પેટ સોંસરવી બે ગોળી ધરબી દીધી. નવાબની પીડાજનક એ આખરી ઘડી જોઈને મારી હિંમત ઓગળી ગઈ. મારે કહી દેવું પડ્યું...'

રામસંગની આંખમાંથી આંસુ વહેતાં ન હોત તો પોલીસઉપરીએ જરૂર એને બે-ત્રણ લાત ફટકારી દીધી હોત, છતાં તેમણે જે સવાલ કર્યો તે જબાનથી મારેલી લાત જેવો જ હતો : 'બેવકૂફ ! બધું ભસી માર્યા પછી ઊંટ પર આવી રીતે સવારી કરીને અહીં પધરામણી કરવાની શી જરૂર હતી ? અમે બે કલાકથી તંગ થઈને બેઠા હતા... સાલા, મેં ગોળી છોડી હોત તો અત્યારે તું જીવતો ન રહ્યો હોત !'

'સાહેબ, માનસિંહે મને નવાબ સાથે જકડીને બાંધી ઊંટ પર બેસાડ્યો અને કહ્યું, ગોઝારી વાવે પહોંચી જા. પાછું ફરીને એક વાર પણ જોયું છે તો ફૂંકી મારીશ ! અમે તારી પાછળ જ આવીએ છીએ.'

'પણ મૂરખના હજામ !' વિજયસિંહે હવે એક તમાચો ચોડીને કહ્યું : 'તારી પાછળ એ લોકો આવે છે કે નહીં એની ખાતરી તો કરવી હતી ?'

'સાહેબ, એ મારી પાછળ જ હતો. ઊંટની લગોલગ જ હતો. તમને કોઈનાં પગરખાંનો અવાજ નહોતો સંભળાતો ?'

ત્યારે વિજયસિંહને સમજાયું કે ઊંટની પાછળ કંઈક ઘસડાતું હતું. જોયું તો ઊંટની પૂંછડીએ દોરી સાથે બે પગરખાં બાંધ્યાં હતાં. બૅટરીના અજવાળામાં રામસંગે એ જોયાં અને પોતાની મૂર્ખાઈ પર અફસોસ કરતો બોલી ઊઠ્યો : 'સાહેબ, આ તો નવાબનાં જ પગરખાં છે !'

'હવે દોઢડહાપણ રહેવા દે અને એ કહે કે તને કેમ જીવતો રહેવા દીધો ?' વિજયસિંહને ક્યારનું આ માટે અચરજ થતું હતું.

'સાહેબ, એક તો મેં કબૂલાત કરી એટલે અને બીજું...' તે જરા થોથવાતો હતો, પણ પછી કહેવું જ પડ્યું : 'માનસિંહ નવાબની લાશ તમારી સામે પેશ કરીને સંદેશો પહોંચાડવા માગતો હતો કે...'

'કે...' પોલીસ-ઉપરીની નજરમાં આતુરતા ટિંગાઈ રહી હતી.

'તેણે કહ્યું છે : તારા ઉપરીને કહેજે, માનસિંહને પકડવો હોય તો મરદની જેમ સામો આવે, બીકણ શિકારીની જેમ જાળ બિછાવીને શિકાર કરવાનું છોડી દે...'

વિજયસિંહનું લોહી ઊકળી ગયું : 'માનસિંહને આટલો બધો ઘમંડ છે ? ભલે, તો હુંય એને બતાવી આપીશ !'

પણ પોલીસ-ઉપરીએ એ વખતે તો સાઠ પોલીસની પલટનને લઈ વીલા મોઢે જ પાછા ફરી જવું પડ્યું – નવાબની લાશને ચિતા ઉપર પોઢાડવા માટે !

*

મધરાતે માનસિંહ કોતરમાં પાછો ફર્યો ત્યારે રૂપો, કન્હાઈ, સૂબેદાર, તહસીલદાર વગેરે તેની રાહ જોતા જાગતા હતા. જતાંવેંત જ માનસિંહે રૂપાને અધ્ધર ઊંચકી લીધો. ખભા પર બેસાડી તેને જોરથી ગોળગોળ ફેરવ્યો. સૌ ડઘાઈ ગયા. માનસિંહ આજે બેહદ ખુશ દેખાતો હતો અને તેની બધી ખુશી જાણે રૂપા પર ઉછાળતો હતો.

'બેટા રૂપા ! ઈશ્વરે તને મારો જાન બચાવવા જ આજે અહીં મોકલ્યો. તારી વાત સાચી નીકળી. નવાબ પોલીસ સાથે મળી ગયો હતો. ગોઝારી વાવ પાસે પોલીસ ઘેરો ઘાલીને બેઠી હતી...' માનસિંહ એટલા જોરથી હસ્યો કે કોતરોમાંથી પડતા તેના પડઘાઓએ રાતની ખામોશીને થથરાવી દીધી : 'માનસિંહને બદલે નવાબની લાશ જોઈને પોલીસ-ઉપરીની છાતી બેસી ગઈ હશે, રૂપા !'

બસ ત્યારથી રૂપનારાયણ માનસિંહના જમણા હાથ જેવો બની ગયો. તેણે જાતે રૂપાને બંદૂક ચલાવતાં શીખવી દીધું. રૂપાને પણ ચાનક ચડી હતી. ધાડ પાડવામાં તે મોખરે રહેતો. બ્રાહ્મણનું લોહી વકર્યું હોય તેમ રૂપો બેફામ બનવા લાગ્યો. માનસિંહ સિવાય તે કોઈનું સાંભળતો નહીં. અરે, માનસિંહ પોતે રૂપાની રાય વિના કોઈ જોખમી કામ કરતો નહીં. હિંમત અને હિકમતમાં પાવરધો રૂપો જ્યોતિષનો પણ પારંગત થવા લાગ્યો. રાતે આકાશમાં નક્ષત્રો જોઈને એ ગણિત માંડતો. કોઈ વાર અચાનક તે માનસિંહને રોકતો : 'દાઉ, આજે આપણે ધાડ પાડવા નથી જવું. ગ્રહ સારા નથી.'

કોણ જાણે કેમ પણ માનસિંહને રૂપાની વિદ્યા પર અનહદ આસ્થા બેસી ગયેલી. બધી તૈયારી પડતી મૂકીને એ કહેતો : 'ભલે, આજે નહીં, ફરી કોઈ વાર તેનો વારો કાઢશું.'

રૂપા પરના માનસિંહનાં આવાં વિશ્વાસ અને વહાલ બલવંતને ખટકવા માંડ્યાં. પોતે માનસિંહનો નજીકનો રિશ્તેદાર અને જૂનો સાથીદાર હોવા છતાં છોકરડા જેવા રૂપાની પોતાના કરતાં વધુ ઇજ્જત થાય ? રૂપા અને બલવંત વચ્ચે ક્યારેક ચકમક ઝરતી ત્યારે માનસિંહ વચ્ચે પડતો : 'બલવંત, તમે બંને મારા જમણા-ડાબા હાથ જેવા છો. માણસના બે હાથ એકબીજા સાથે લડે તે કેવું બેહૂદું લાગે !' માનસિંહની આ સમજાવટ બંને વચ્ચે વિખવાદ થવા ન દેતી.

ગોઝારી વાવની ઘટના પછી માનસિંહે તેની ટોળીને મજબૂત કરવા માંડી. આજ નહીં તો

કાલ પોલીસ કોતરોમાં પણ તેનો પીછો કરવાની. ખેડા-રાઠોરથી સમાચાર આવ્યા, તેમાં નેતારામ હજુય ગામ છોડવા તૈયાર નથી એ જાણવા મળ્યું. કારણ કે પોલીસે તેને પૂરતું રક્ષણ આપ્યું હતું. બીજી બાજુ રૂપો નેતારામને ખતમ કરવા ઊંચો-નીચો થતો હતો. માનસિંહ તેને વારતો : 'રૂપા, અથરો નહિ થા. આપણે હજુ ઘણી તૈયારી કરવાની છે.'

ઠેકઠેકાણે માનસિંહે તેનાં આશ્રયસ્થાનો થાપવા માંડ્યાં. ગામેગામ બાતમીદારોને ઊભા કર્યા. પોલીસની પણ બાતમી મળતી રહે એવો બંદોબસ્ત ગોઠવ્યો. કારતૂસો, બંદૂકો પૂરી પાડનાર વિશ્વાસુ માણસો મળી ગયા. માનસિંહ ધીમેધીમે પોતાનું એક તંત્ર રચવા લાગ્યો. બહારવટું ખેડવું એ રાજ ચલાવવા કરતાં પણ વધુ કપરું કામ હતું. એમાં ગાફેલ રહેવાય નહિ – નરમ પડાય નહિ. અરે, લોકો પણ તેને રાજા માનસિંહ તરીકે ઓળખવા લાગ્યા. 'ડાકુ માનસિંહ' બોલવાની કોઈ હિંમત ન કરતું. કોઈ 'ડાકુ' કહીને ઓળખાવે તો આવી બને. તે ઠોકીઠોકીને કહેતો : 'હું ડાકુ નથી, બાગી છું. અન્યાય અને જુલમ સામે મેં બગાવત કરી છે.'

એક રીતે માનસિંહની વાત સાચી હતી. ધાડ પાડતો હોવા છતાં માનસિંહ ધર્મપરાયણ હતો. હત્યારો હોવા છતાં રોજ સવારે પૂજાપાઠ કરતો. રામાયણ તો સદાય સાથે રાખતો. લૂંટ કર્યા પછી તેમાંથી અમુક રકમ દાન કરવા જુદી કાઢતો. ગરીબની દીકરીઓના દહેજ કરતો. પરણીને આવતી જાન કદી લૂંટતો નહિ અને સામી મળતી સ્ત્રી સામે હાથ ઉગામવાની વાત તો બાજુએ રહી, નજર સુધ્ધાં ઊંચી ન કરતો. ગાય મળે તો એનો સ્પર્શ કરી હાથ આંખે અડાડતો. દૂરથી મંદિરની ધજા ફરકતી જુએ તો માનસિંહ ત્યાં પહોંચી જતો. મૂર્તિને નમન કરી દાનદક્ષિણા ધરી બેધડક ચાલ્યો જતો.

એટલે જ ગામના કવિ આલ્હા (દુહો) ગાતા :

*સબ પહર દુર્ગાપૂજા કરતા*
*ઔર રામાયણ કા કરતા પાઠ,*
*ગઉ બ્રાહ્મણ કી રક્ષા કરતા,*
*ત્રિયા બુઢે પે નહીં ડારતા હાથ !*

એક વાર આરતીટાણે માનસિંહ તેની ટોળી સાથે પસાર થતો હતો અને બટુકેશ્વર મંદિરની ઝાલર સાંભળી અર્ધા ફર્લાંગ છેટે માણસોને રોકી પોતે રૂપાને લઈ ગયો : 'ચાલ, શંકર ભગવાનનાં દર્શન કરી આવીએ.' રૂપો તો બ્રાહ્મણનો બેટો એટલે આસ્થાળુ હોય જ : 'ચાલો, દાઉ, આ બટુકેશ્વરનો ભારે મહિમા છે.'

'પણ, રૂપા, બંદૂક ક્યાં સાથે લીધી ? ભગવાન સમક્ષ બે પળ માથું નમાવીએ ત્યારે સંસારની કોઈ જંજાળ સાથે ન હોવી જોઈએ.' માનસિંહે હસીને કહ્યું : 'તને બ્રાહ્મણને આ સમજાવવું પડે ?'

રૂપાને દાઉના સાચા ભક્તિભાવ માટે માન ઊપજ્યું. તેણે શરમાઈને બંદૂક સાથીઓને

સોંપી દીધી. આરતી ચાલતી હતી ત્યાં બંને પહોંચી ગયા. મંદિર ગામથી બે-અઢી માઈલ છેટે આવેલું એટલે પાંચ-સાત શ્રદ્ધાળુ ભક્તો જ હાજર હતા. માનસિંહ હાથ જોડી આંખો મીંચીને આરતીમાં લીન થઈ ગયો. બેચાર માણસોનું ધ્યાન આ અજાણ્યા આદમી તરફ ખેંચાયું. રૂપો વિચારતો હતો કે ભગવાનની મૂર્તિ સમક્ષ દાઉ કેટલા નિર્ભય બની જાય છે ! અત્યારે કોઈ એમના પર ઘા કરે તો ? પણ કદાચ એમની આ નિર્ભયતા જ એમનું રક્ષણ કરતી હશે...

આધેડ વયનો પૂજારી આરતીની થાળી ધરીને સામે ઊભો ત્યારે પણ તેની આંખો મીંચેલી હતી : 'ભક્ત ! ભોલાનાથની પ્રસાદી લ્યો.' સાંભળીને સમાધિમાંથી બહાર આવતો હોય તેમ માનસિંહ ઝબકી ગયો. તેણે પ્રસન્નભાવે પૂજારી સામે જોયું. પૂજારીને ત્યારે કોઈએ કહ્યું હોત કે સામે ઊભો છે તે ડાકુ માનસિંહ પોતે છે તોપણ તે માનત નહીં, કારણ કે ત્યારે તેના ચહેરા પર ભક્તિભાવની સૌમ્યતા દીપી રહી હતી. માનસિંહે હસીને આરતીની જ્યોત પર હાથ ફેરવી એને આંખે લગાડી થાળીમાંથી પ્રસાદ લીધો અને પછી પહેરણના ખિસ્સામાં હાથ નાખી મુઠ્ઠી ભરીને રૂપિયા થાળીમાં ધરી દીધા. પૂજારીની આંખો ચાંદીના રૂપિયાની ઢગલી જોઈ ફાટી રહી : 'ભોલાનાથ તમારો ભંડાર ભરપૂર રાખે !'

ધીમેધીમે બધા વીખરાઈ ગયા. રૂપાએ જોયું કે દાઉ મંદિરોને બારીકાઈથી નીરખી રહ્યા હતા : 'દાઉ, હવે જશું ને ?' પણ તેણે સાંભળ્યું ન હોય તેમ કહ્યું : 'રૂપા, મંદિર એ ભગવાનનું ઘર કહેવાય છે. માણસ પોતાનું ઘર સમુંનમું કરાવે છે, પણ ભગવાનના ઘરના હાલ જો ! જાણે વરસોથી એને ચૂનોય ન દીધો હોય એવું ખંડેર જેવું લાગે છે !'

મંદિરનો પૂજારી આ સાંભળી ગયો : 'ભક્ત, તમારી વાત સાચી છે. આરતીની થાળીમાં તમે મુઠ્ઠી ભરીને રૂપિયા નાખ્યા ત્યારે જ મેં મનમાં સંકલ્પ કર્યો કે આ રકમ મંદિરના સમારકામમાં રોકીશ.'

માનસિંહ તેની સામે જોઈ રહ્યો. પૂજારીની મોટી કીકીઓમાં સચ્ચાઈ તરવરતી હતી. તેણે કમર પર બાંધેલી રૂપિયાની થેલી કાઢી તેના હાથમાં ધરી દીધી : 'મહારાજ આરતીના રૂપિયા તમારા માટે હતા. લ્યો, મંદિરનું સમારકામ આમાંથી કરાવી લેજો.'

પૂજારી ગળગળો થઈ ગયો : 'ભોલાનાથે મારી પ્રાર્થના સાંભળી લાગે છે ! હું રોજ એને કરગરું છું કે શિવશંકર ! કોઈ દાતાની આ જર્જરિત મંદિર પર નજર પડે એવું કરો...'

માનસિંહે તેને પૂરું બોલવા ન દીધું અને પૂછ્યું : 'મહારાજ, મેં સાંભળ્યું છે કે આ મંદિર ગામના ઠાકોરે ચણાવ્યું છે અને એના વારસદારો એની દેખભાળ કરે છે... તો પછી આવી હાલત કેમ ?'

'ભક્ત ! એ દિવસો ગયા...' પૂજારીએ નિસાસો નાખી કહ્યું : 'અત્યારના ઠાકોરબાપુને છેલ્લાં પાંચ વરસથી વીનવું છું મંદિરને ચૂનાવાટા કરાવવા માટે, પણ તેઓ હસી કાઢે છે : શંકર ભગવાન તો આવા ખંડેરમાં જ શોભે. એમને વળી શોભા શેની !'

માનસિંહને આંચકો લાગ્યો : 'તો પછી ગામના લોકો પૈસા ઉઘરાવીને શું કામ કંઈ નથી કરતા ?'

'બાપલા, મેં એય વિચારી જોયું, પણ ઠાકોરબાપુએ મનાઈ ફરમાવી. તેઓ કહે છે કે ગામલોકોના પૈસે મંદિર સમારાય તો એમના બાપદાદાની આબરૂને ધક્કો લાગે !'

માનસિંહને રોષ ચડ્યો : 'તારા ઠાકોરબાપુ કોઈ વાર ભગવાનની ખબર લેવા આવે છે ખરા ?'

રૂપાને આ વાતચીતનો કંટાળો આવતો હતો, પણ તેને પરાણે સાંભળવી પડી. પૂજારીએ કહ્યું : 'ઠાકોરબાપુ વરસમાં એક વાર આવે છે – કાર્તિક પૂર્ણિમાની સાંજે, મંદિરનો ઘંટ ચડાવવા...'

'મંદિરનો ઘંટ ચડાવવા આવે છે ?' માનસિંહને અચરજ થયું : 'અને છતાં આ ખંડેર જોઈને તેને કંઈ થતું નથી ?'

પૂજારી ખચકાયો. કહેવું કે નહીં તેનો ક્ષોભ થયો પણ કહેવાઈ ગયું : 'બાપદાદાનો એ નિયમ જાળવી રાખ્યો છે, પણ ઘંટ ચડાવતી વખતે તેમને આસપાસ જોવાની શુદ્ધિ નથી હોતી.' તે થોડુંક અટક્યો પછી ઉમેર્યું : 'ભરપૂર નશામાં હોય છે.'

રૂપો હવે ચોંક્યો : 'શું વાત કરો છો, પૂજારી ! ભગવાનની પૂજા કરવા આવે અને તે નશો કરીને ? તમે આ કેમ સાંખી લો છો ?'

રૂપાનો ગુસ્સો જોઈને પૂજારી થથરી ગયો. હાથ જોડીને કહેવા લાગ્યો : 'શું કરીએ, બાપલા ! રાજાને કોણ રોકી શકે ? કહે છે કે નશા વગર એમની સાંજ પડતી નથી. ગયા વરસનો જ દાખલો છે. મારા વૃદ્ધ પિતા તેમને આજીજી કરવા ગયા કે બાપુ કાર્તિક પૂર્ણિમાની એક સાંજ પૂરતું શરાબને હાથ ન લગાડો... તો જવાબમાં એમની જબાન કાપી નાખી...' પૂજારી રડી પડ્યો : 'હજુ બે મહિના અગાઉ જ તેઓ ગુજરી ગયા. જીભ તો કપાઈ ગઈ હતી, પણ મરતાંમરતાં એમની આંખો મને કહેતી ગઈ : દીકરા ! ગમે તે થાય છતાં શંકરની પજા છોડતો નહીં. આપણા બાપદાદાઓ વારસામાં જે સોંપી ગયા છે તેનું જતન કરજે.'

પૂજારી નીચું ઘાલીને આંસુ લૂછતો હતો. તેણે એ વખતે માનસિંહ સામે જોયું હોત તો થોડી વાર પહેલાંનો એનો સૌમ્ય ચહેરો રૌદ્ર બની ગયેલો દેખાત. તેની આંખોમાં ક્રોધ ફૂંફાડા મારતો હતો. દાંત ભીંસીને તે બબડ્યો : 'મંદિરના પૂજારીની જીભ વાઢી નાખા છતાં ગામના બધા મૂંગા રહ્યા ? બાયલાઓ !'

પૂજારી માનસિંહના અવાજનો જુસ્સો પારખી ગયો : 'ભાઈ-બાપલા, તમે બહાદુર છો એ સાચું, પણ બાવીસ ગામના ધણીની સામે કોણ બોલે ? ક્યાં ફરિયાદ કરે ?'

માનસિંહે મંદિરની છત પર લટકતો ઘંટ વગાડ્યો. તેનો રણકો શમી ગયા પછી કહ્યું : 'પૂજારી, આ કાર્તિક પૂનમે તમારા ઠાકોર બાપુ ઘંટ નહિ ચડાવી શકે... શંકર ભગવાનની સાક્ષીએ તમને વચન આપું છું.'

'હેં... ઠાકોરબાપુ ઘંટ નહિ ચડાવે ? તો કોણ...?' પૂજારીની જીભ સુકાઈ ગઈ.

'હું ચડાવીશ.' માનસિંહના બોલમાં ગરજતો મક્કમ નિર્ધાર પૂજારીને ધ્રુજાવી ગયો. 'તમે... તમે ઠાકુરબાપુને ઓળખતા નથી, એ... એ...'

'પૂજારી એમ કહો કે તમે મને ઓળખતા નથી. ઠાકુર માનસિંહ બાવીસ ગામના બાવીસ ધણીઓ સામે આવે તોય ડરતો નથી.'

માનસિંહનું નામ સાંભળતાં જ પૂજારીના પગ મંદિરની ભોંય પર જડાઈ ગયા અને આંખો માનસિંહને જોતી ડઘાઈ ગઈ. એ ગળગળો થઈને બોલતો હતો : 'ત...મે રાજા માનસિંહ મારા મંદિરે દર્શન કરવા આવ્યા ?'

પણ માનસિંહ વધું સાંભળવા રોકાયો નહિ : 'પૂનમે હું આરતીટાણે આવી પૂગીશ. હું આવવાનો છું એની કોઈને જાણ ન થાય એટલું યાદ રાખજો.'

'ભલે, બાપલા...' કહેતો પૂજારી માનસિંહની સાવજ જેવી ચાલને પ્રશંસાથી જોતો રહ્યો. પણ માનસિંહ દેખાતો બંધ થયા પછી તેને બાવીસ ગામના ધણીનો ખ્યાલ આવ્યો ત્યારે ઉઘાડા પંડ પરની જનોઈ સુધ્ધાં થથરી ઊઠી.

*

કાર્તિક પૂનમની બપોરથી બટુકેશ્વરના મંદિરના ચોગાનમાં માનવમેદની ઊભરાવા લાગી. આખું વરસ ઉજ્જડ જેવી રહેતી એ જગ્યા આ એક સાંજ માટે ભરચક થઈ જતી. શંકરનાં દર્શનનો મહિમા, મેળાની મોજનો લહાવો, માનતા માનવાનું નિમિત્ત કે પ્રસાદ ખાવાની લાલચ... કોઈ ને કોઈ કારણ આસપાસનાં ગામોનાં નાનાં-મોટાંને અહીં ખેંચી લાવતું. બાવીસ ગામનો ધણી મંદિરનો ઘંટ ચડાવે એ ખાતરેય આ બધાં ગામોના મહાજન મોવડીઓને હાજર રહેવું પડતું. દાંડિયારાસની રમઝટ બોલતી, મદારી અને ગોડબજાણિયા ખેલ કરતા, ક્યાંક 'એક કા ચાર'નો જુગાર રમાતો...

દર વરસ કરતાં આ વખતે મંદિરની શોભા વધારે દીપી ઊઠી હતી. હવામાં ફરફરીને ફાટી ગયેલી વર્ષોજૂની ધજા હવે બદલાઈ ગઈ હતી. આસોપાલવનાં તોરણ ઉપરાંત રાતાપીળા કાગળનાં ત્રિકોણિયાં પતાકડાં પવનમાં લહેરાતાં હતાં. પગથિયાં પર આરસની લાદી જડાઈ ગઈ હતી. કાળીમેશ દીવાલો પર ચૂનાનું શ્વેત આવરણ લીંપાયું હતું. મંદિરની સજાવટ જોઈને લોકો અંદરઅંદર વાતો કરતા હતા : 'ઠાકોરબાપુએ આ વરસે ખરચો કર્યો લાગે છે. મંદિરનો દેખાવ પલટાઈ ગયો.'

સૂરજ આથમણી મેર નમ્યો કે આરતીની ઝાલર રણકી. નોબત ગગડી. મેળો વીખરાયો. લોકો મંદિરની સામે બંને બાજુ કતારમાં ઊભા રહી ગયા. ઠાકોરબાપુની બગી જોઈને નાના-મોટા સૌ પાળેલાં પ્રાણીઓ જેવાં શાંત થઈ ગયાં. ભારે ધાક હતી બાપુની. મહાજન મોવડીઓ

કતારની આગલી હરોળમાં 'બાવીસ ગામના ધણીને ઘણી ખમ્મા' કરવા ઊભા રહી ગયા હતા. બાપુ બગીમાંથી ઊતર્યા - ના, એમને બે ખાંધિયાઓએ બાવડાં ઝાલીને ઉતાર્યા.

માથે બગલાની પાંખ જેવો ધોળો સાફો, પગમાં મખમલી મોજડી, બંધ ગળાનો જોધપુરી કોટ અને નીચે ચપોચપ ચોરણી. કમરમાં તલવાર હતી. આંખોમાં નશાનો ખુમાર હતો. પગ લથડતા હતા અને હોઠ ફફડતા હતા... આગમનની છડી પુકારવામાં આવી કે લોકોએ ઠાકોરબાપુનો જયજયકાર ગજાવ્યો. બાપુને પોરસ ચડ્યો. મૂછોને વળ દેવાનું મન થયું, પણ હાથ ઊંચકવાનું આળસ કહો કે અશક્તિ, તેમણે બંને બાજુ ચાલતા ખાંધિયાને આજ્ઞા કરી : 'જરા મૂછનો વળ ચડાવો...' બાપુની આ હાલત જોઈ કેટલાય લોકો મૂછમાં હસતા હતા, કેટલાક અંદરથી ઘૃણા કરતા હતા, પણ સૌની જીભના ટેરવે તો એમના નામનો જયજયકાર જ હતો. એક પડખે ચાલતા હજૂરિયાના હાથમાં મગરમચ્છની પૂંછડીનું હંટર હતું. બીજો હજૂરિયો હવામાં નેતરની સોટી વીંઝીને લોકોને બાપુથી આઘા રાખવાની ફરજ બજાવતો હતો. પાસેથી પસાર થતા બાપુને લોકો લળીલળીને નમન કરતા હતા. નમનમાં અધૂરપ રહે તો પીઠ પર નેતરની સોટી કે હંટર વીંઝાવાની ધાક રહેતી.

મંદિરનાં પગથિયાં પાસે પીતાંબરધારી પૂજારી હાથ જોડી ઊભા હતા. આ ટોળામાં તેની નજર કોઈકને શોધતી હતી. ઠાકુર માનસિંહ ક્યાંય દેખાતો નથી. સારું થયું... નહીંતર મંદિર સમક્ષ રક્તપાત થાત. ઠાકોરબાપુ નજીક આવતા હતા એટલે પૂજારીએ નમન કરવા શિર ઝુકાવ્યું. તેને ખબર ન પડી કે એ જ વખતે ટોળામાંથી રસ્તો કરી ઠાકુર માનસિંહ તેની લગોલગ આવીને ઊભો રહી ગયો હતો – બરાબર મંદિરનાં પગથિયાં પાસે, બાવીસ ગામોના ધણીનો રસ્તો રોકીને !

'અલ્યા, રસ્તા વચ્ચેથી હઠી જા ! જોતો નથી બાપુ પધારે છે ?' હંટરધારી હજૂરિયાએ તીખાશથી કહ્યું, છતાં માનસિંહ ખસ્યો નહીં. બીજા હજૂરિયાએ ત્રાડ નાખી : 'એય જડસુ ! ટટ્ટાર કેમ ઊભો છે ? બાપુને નમન કર !'

માનસિંહે આંખો ફાડી. બંને હજૂરિયા જરાક ખચકાયા. બાપુએ નશાના ભારથી અર્ધી બિડાયેલી આંખે, સામે ઊભેલા આદમી તરફ હાથ ઉછાળી બબડાટ કર્યો : 'હઠી જા, બેવકૂફ...' પણ માનસિંહ છાતી કાઢીને અડગ ઊભો જ રહ્યો ત્યારે બાપુનો પિત્તો ઊછળ્યો : 'સાલાને લગાવો હંટર...'

ત્યારે માનસિંહ પાછો હઠવાને બદલે બે ડગલાં આગળ વધ્યો : 'જબાન સમાલ, ઠાકોર !' સાંભળીને લોકોનાં મોંમાંથી હાયકારો નીકળી ગયો : બાવીસ ગામના ધણીને તુંકારે બોલાવનાર આ આદમીનું આવી બન્યું ! હવે એની લાશ જ ઢળવાની ! પૂજારી થરથર કાંપવા લાગ્યા. બાપુની પાછળ હથિયારધારી માણસો સાબદા બન્યા. માનસિંહની ત્રાડ સાંભળીને બાપુની અધખુલ્લી આંખો આખેઆખી ઊઘડી ગઈ. 'એ સાલાની જબાન ખેંચી કાઢો !' બાપુ ઉશ્કેરાઈને કહેવા લાગ્યા પણ હોઠમાંથી લાળ પડવા માંડી.

હજૂરિયાએ હંટર ઉગામ્યું : 'બેવકૂફ ! બાપુને નમવાને બદલે છાતી કાઢીને ઊભો છે ?' માનસિંહ વીફર્યો. તેની પાસે કોઈ હથિયાર નહોતું. તેણે હંટરનો ફટકો રોકવા હાથ આડો ધર્યો. ફડાક અવાજ કરતું હંટર તેના કાંડા પર વીંટળાઈ ગયું. માનસિંહે દાંત ભીંસી પેલાના હાથમાંથી હંટર ઝૂંટવી લીધું : 'ભગવાન સિવાય કોઈને હું નમતો નથી અને ગાળનો જવાબ હું લાતથી જ આપું છું.' કહી માનસિંહે હજૂરિયાના પેટમાં જોરદાર પાટુ ઝીંકી દીધું. પેલો રાડ પાડતો ગડથોલિયું ખાઈ ગયો. લોકોમાં હોહા મચી ગઈ.

માનસિંહની આંખો લાલઘૂમ થઈ ગઈ. પૂજારી હાથ જોડીને માનસિંહને વીનવવા લાગ્યો : 'ઠાકુર, ઘંટ ચડાવવાની ઘડી વીતી જાય છે, બાપલા ! ઝઘડવાનું રહેવા દ્યો. ભગવાનના ધામમાં મારામારી ન હોય.'

'ભગવાનનું ધામ...' માનસિંહે હોઠ કરડ્યા : 'પૂજારી, ભગવાનના ધામમાં આવા શરાબીને પગ મૂકવાની સુધ્ધાં મંજૂરી ન હોય, તેને બદલે આ નપાવટના હાથે મંદિરનો ઘંટ ચડે ?'

હવે ઠાકુરબાપુનો નશો ઊતરી ગયો. લોકો જીભ કાઢી ગયા. ઠાકોરબાપુને મોઢે તો શું, તેમની પીઠ પાછળ પણ કોઈ તેમને નપાવટ કહેવાની હિંમત ન કરી શકતું. પ્રજાની હાજરીમાં પોતાની આ બેઇજ્જતી થાય તે કેમ સાંખી લેવાય ? બાવીસ ગામના ધણીએ કમર પર બાંધેલી તલવાર મ્યાનમાંથી ખેંચવા મૂઠ પર હાથ મૂક્યો. તલવાર અર્ધી બહાર નીકળી હશે ત્યાં માનસિંહે તેના કાંડા પર હંટર ફટકાર્યું : 'ઠાકોર, હથિયારને મ્યાનમાં જ રહેવા દેજે. ઠાકુર માનસિંહ સામે હથિયાર ઉગામવા માટે તારે બીજો જન્મ લેવો પડશે, શરાબી !'

ઠાકુર માનસિંહનું નામ સાંભળતાં જ સન્નાટો છવાઈ ગયો. ઠાકોરના માણસોએ ઉગામેલાં હથિયાર અધ્ધર જ રહી ગયાં. બાપુ પોતે પણ ગમ ખાઈ ગયા. સામે ઊભેલા પડછંદ માનસિંહને જોઈ એમને ધ્રુજારી વ્યાપી ગઈ. છતાં માનસિંહ હથિયાર વગરનો હતો એટલે તેમણે વટ રાખવા પડકાર કર્યો : 'એલા બધા ઊભાઊભા શું જુઓ છો ટીપી નાખો એને !' એમ કહી પોતે બે માણસની આડશ લઈ સંતાઈ ગયા.

'જા... જા, બાયલા !' માનસિંહે હવામાં હંટર ફટકારીને અવાજ કર્યો, 'છાનોમાનો તારા મહેલભેગો થઈ જા ! શંકર ભગવાનની મર્યાદા આડી આવે છે, નહીંતર...' કહીને માનસિંહે ટોળા તરફ હાથ લંબાવ્યો : 'જોઈ લે, આ બધી બંદૂકો મૂંગી નહીં રહે.' ટોળામાંથી અનેક બંદૂકોની નાળ ઊંચી થયેલી દેખાઈ. માનસિંહના સાથીઓ ક્યારના ઉતાવળા થતા હતા. બધા વચ્ચેથી રૂપો બહાર આવી માનસિંહના પડખે ઊભો રહી ગયો. તેણે કતરાતી આંખે બાપુ સામે જોયું : 'શું વિચાર કરો છો, બાવીસ ગામોના ધણી ? જીવતા પાછા જવું છે કે...' તેણે બંદૂક તાકીને વાક્ય પૂરું કર્યું : 'એક ગોળીથી વધારે જરૂર નહીં પડે તારે !'

વીફરેલા રૂપાનું વિકરાળ સ્વરૂપ જોઈને બાપુના ટાંટિયા ધ્રૂજી ગયા. અહીં સુધી આવવા માટે તેમને બે માણસના ટેકાની જરૂર પડી હતી, પણ બંદૂકની નાળ જોઈને વગર ટેકે

મુઠ્ઠીઓ વાળીને દોડ્યા. માનસિંહે પડકાર કર્યો : 'ઊભા રહો ! ઠાકુર. હું ઘંટ ચડાવું એ જોઈને જ જજો...' પછી ટોળાને સંબોધીને ઉમેર્યું : 'તમે કોઈ ગભરાશો નહીં, ધરપત રાખજો. માનસિંહની હાજરીમાં તમારો કોઈનો વાળ વાંકો નહીં થાય !'

થોડાક શાહુકારો અને મહાજનો સિવાય બીજા લોકોને માનસિંહનો ડર નહોતો. ખરી રીતે જેનું નામ રોજ સંભળાતું, જેના બહારવટાનાં ગાણાં ગામેગામ ગવાતાં, જે ગરીબોના બેલી તરીકે છૂટે હાથે દાન દેતો એ માનસિંહને સાક્ષાત્ જોવાનો લહાવો મળ્યો એથી માણસો આનંદમાં આવી ગયા.

પૂજારીએ વિધિ શરૂ કરી અને માનસિંહે ભક્તિભાવે મંદિરની છત પર નવો-નકોર ઘંટ ચડાવ્યો. ઠાકુરબાપુ અને તેમના ખાંધિયાઓ રોતી સૂરતે આ દશ્ય નિહાળી રહ્યા હતા. લોકો ઉમંગમાં આવીને રાજા માનસિંહના નામનો જયજયકાર પોકારતા હતા ત્યાં તેણે હાથ ઊંચા કરીને સૌને રોક્યા : 'નહીં ! નહીં ! ભગવાનના મંદિરમાં માનવીનો જયજયકાર ન હોય. બોલો, જય ભોલાનાથ...'

માનસિંહ ક્યારે તેના સાથીઓને લઈ મેદનીમાંથી સરકી ગયો તેની કોઈને પણ જાણ થઈ નહીં. જતાંજતાં ઠાકોરને તે કહેતો ગયો : 'તમે બાવીસ ગામના ધણી હો તો ધણીની રીતે રૈયતનું જતન કરો...' પછી ઉમેર્યું : 'અને જુઓ, હવેથી દર વરસે કાર્તકી પૂનમે મંદિરે ઘંટ ચડાવવા હું જ આવીશ, સમજ્યા ?'

'ભલે, બાપા...' ઠાકોરબાપુએ કહ્યું અને માનસિંહ પલાયન થઈ ગયો.

*

ધીમેધીમે માનસિંહે તેના બહારવટાનો વિસ્તાર વધારવા માંડ્યો. આગ્રા જિલ્લાની બહાર ઉત્તર-પ્રદેશના બીજા જિલ્લાઓમાં અને ચંબલના કિનારે આવેલા રાજસ્થાન તથા મધ્યભારતના પ્રદેશોમાં હવે તેણે પગપેસારો કરવા માંડ્યો. બીજાં રાજ્યોએ ઉત્તરપ્રદેશને ફરિયાદ કરી : તમારો માનસિંહ અમારી હદમાં આવીને ધાડ પાડે છે. તેને રોકવાની તમારી જવાબદારી છે.

ઉત્તરપ્રદેશની પોલીસની ઇજ્જતનું દરરોજ ધોળે દહાડે લિલામ થવા લાગ્યું. રાજ્યના મોટામોટા પોલીસ અમલદારો ભેગા થયા. પોલીસખાતાને લાગેલું કલંક ભૂંસવા માટે યોજના ઘડાઈ – 'ઑપરેશન માનસિંહ...' કોઈ પણ ભોગે ગમે તેટલા ખરચે માનસિંહને ખતમ કરવાનો નિર્ધાર થયો. ચંબલની કોતરોમાં ઘૂસી ત્રણપાંખિયો ધસારો કરી માનસિંહને ઘેરી લેવાના નકશા તૈયાર થવા લાગ્યા. માનસિંહનો મુકામ ક્યાંક્યાં છે તેની ભાળ કાઢવા માટે છૂપી પોલીસના બાહોશ માણસોને રોકવામાં આવ્યા.

દરેક પોલીસ-ઉપરીના મગજમાં એક જ નાદ ઘૂમરી લેવા લાગ્યો : 'ઑપરેશન-માનસિં...'

□

# પાંચ

સન... સન... સન કરતી ઠંડી હવા ચંબલની ખીણમાં ફૂંફાડા મારતી ધસી આવતી હતી. ઘનઘોર અંધારાં કોતરોને વીંટળાઈ વળ્યાં હતાં. બટકાં ભરતી ટાઢને આઘી હડસેલવા માટે માનસિંહ તેના સાથીઓ હારે ભડભડ બળતી તાપણી સામે બેઠો હતો. અગ્નિની લાલપીળી જ્વાળા પવનની ઝાપટ સામે ટકી રહેવા થોડો વળ ખાઈને ફરી પાછી ટટ્ટાર થઈ જતી. માનસિંહના મનમાં આંટાફેરા કરતા વિચારોને અગ્નિનો પ્રકાશ ચહેરા પર ક્યારેક ઝબકાવી દેતો હતો. બાજુમાં બેઠેલા બલવંતે ખોંખારો ખાધો : 'ઠાકુર ! બહુ ઊંડા વિચારમાં પડી ગયા કાંઈ ?'

'રૂપો હજુ કેમ ન આવ્યો ?' માનસિંહે કેડી તરફ માંડેલી આંખોને ત્યાં જ ખોડી રાખી ઉચાટ વ્યક્ત કર્યો : 'હું એને ઘણી વાર ટોકું છું કે તું એકલા પંડે બહાર ન જા. પોલીસનો જાપ્તો વધતો જાય છે. ક્યારેક ઉપાધિમાં મુકાઈ જઈશ, પણ એ માનતો જ નથી...'

'ભારે હિંમતબાજ છે ને !' બલવંત દાઢમાંથી બોલ્યો. ઠાકોર રૂપાની આટલી બધી ફિકર રાખે તે એને ખટકતું હતું : 'એ એકલો પોલીસને પૂરો પડે એવો છે.' એમ કહ્યું તો ખરું, પણ મનોમન વિચારતો હતો કે વહેલો-મોડો તે ગોળીએ વીંધાવાની એ ઘડી જલદી આવે તો સારું એમ બલવંત વિચારતો હતો ત્યાં જ દૂરથી અંધારાં વીંધીને એક ઓળો આવતો કળાયો. માનસિંહની ડોક ટટ્ટાર થઈ : 'રૂપો જ આવે છે. ચિત્તા જેવી તેજ ચાલ બીજા કોઈની ન હોય.'

સાંભળીને બલવંતે હોઠ કરડ્યા. રૂપાની નિર્ભયતા અને ચપળતા માટે તેના મનમાં ઈર્ષા જાગી. આવાં ભયાનક અંધારામાં ખાવા ધાતી ભેંકાર કોતરો વચ્ચે કેવી લાપરવાહીથી તે ચાલ્યો આવતો હતો ! એટલે જ ઠાકુર તેના માટે આટલી મગરૂબી ધરાવે છે ને !

'આવ-આવ, રૂપા !' માનસિંહે ગરમ હથેળીથી ગાલ શેકતાં કહ્યું : 'તારી વાટ જ જોતા બેઠા છીએ.'

રૂપાએ માથે વીંટાળેલું ફાળિયું એક કોર ફગાવ્યું, ખભા પરથી બંદૂક નીચે ઉતારી માનસિંહના ચરણસ્પર્શ લઈ તેની બાજુમાં બેસી ગયો. 'દાઉ, મને આવતાં જરા વાર થઈ. આ ભેંકાર બેહડમાં એકલાએકલા હાલ્યા આવવાની ભારે મોજ આવે છે હોં !'

માનસિંહ મલક્યો. આગના અજવાળામાં રૂપાના ગોરા મુખ પર તાંબાની ઝાંય દીપતી હતી. ચંબલનાં હવાપાણીએ રૂપાને વહેલો જુવાન બનાવી દીધો હોય એવું તેને લાગ્યું. રૂપાના વાંસા પર હેતાળ હાથ ફેરવીને તેણે કહ્યું : 'શું ખબર લાવ્યો, રૂપા ? પાળેલા કુત્તાઓ આજકાલ કઈ બાજુ ફરી રહ્યા છે ?'

માનસિંહ પોલીસને મોટા ભાગે કુત્તા જ કહેતો. દિવસેદિવસે પોલીસ તરફની તેની નફરત વધતી જતી હતી. એ માનતો હતો કે પોલીસ ધનવાનોનું જ પડખું સેવે છે અને ગરીબોને રંજાડે છે.

'આખી પલટન ખીણમાં ઊતરી છે, દાઉ !' રૂપાએ તાપણીમાં એક લાકડું નાખીને કહ્યું : 'હું આઘેથી એને જોઈને હાલ્યો આવું છું.'

માનસિંહની આંખો પહોળી થઈ ગઈ, પણ રૂપાએ તેને ધરપત દીધી : 'ફિકર ન કરો. હજુ લગી તો એ ઊંધી દિશામાં જ ફાંફાં મારે છે. કાલે મળસકે પલટન ઓતરદી જવાની છે અને આપણે દખ્ખણમાં આગળ વધી જશું.' તેના મુખ પર ગૌરવની ઝલક પથરાઈ ગઈ. હસીને તેણે ઉમેર્યું : 'આપણા જ બાતમીદારે એમને ઊંધે રવાડે ચડાવ્યા છે.'

માનસિંહે નિરાંતનો દમ લીધો. થોડી વાર હુક્કો ગગડાવી તેણે પૂછ્યું : 'બીજા કંઈ ખબર ?'

'પેલા જેઠારામને પાંસરો કરવો પડશે.' રૂપાએ દાંત ભીંસીને કહ્યું : 'આપણા બાતમીદાર તિવારીની પાછળ પડ્યો છે એ બેવકૂફ... કહે છે કે માનસિંહના સગડ દેખાડ તો તને ન્યાલ કરી દઈએ. બહુ મોટી લાલચ આપી ગયો એને.'

'એ ભામટાના દી ભરાઈ ગયા લાગે છે, રૂપા !' માનસિંહની આંખો લાલ થઈ : 'એના ભાઈ મેવારામની જેમ એ પણ મોત માગે છે મારા હાથે !'

'ના, દાઉ ! તમારા હાથે નહીં.' રૂપાએ બંદૂકની નાળ પર આંગળી રમાડતાં કહ્યું : 'એ હિસાબ મારે પતાવવાનો છે. હું બધું નક્કી કરીને જ આવ્યો છું.' માનસિંહની જેમ બલવંત પણ રૂપા સામે જોઈ રહ્યો. રૂપો કહેતો હતો : 'તિવારીને મેં કહી દીધું, હવે જેઠારામ પૂછવા આવે તો પીગળી જવાનો દેખાવ કરજે અને એને ચાર દા'ડા કેડે તારે ઘેર એકલો આવવા કહેજે. બસ પછી હું એને જોઈ લઈશ.'

'નહીં રૂપા, તારે એકલા હાથે એવું જોખમ ખેડવાની જરૂર નથી. કદાચ તિવારી ફસકી જાય અને તને જ ફસાવી દે.'

'દાઉ, તમે મને વાતવાતમાં આમ વારો નહીં.' રૂપો જરા આવેશમાં બોલી તો ગયો, પણ પછી અવાજ ધીમો કર્યો : 'હું એને એવો રિબાવીને મારીશ કે માનસિંહના બાતમીદારને ફોડવાનું ફરી કોઈ નામ નહિ લે.'

રૂપાના અવાજમાં દઢ નિર્ધાર હતો. માનસિંહે મૌન સેવીને સંમતિ આપી. બલવંત મનોમન હરખાયો : આવી જ રીતે કોઈ વાર પોલીસના ઝપાટે ચડી જવાનો...

'દાઉ ! બીજી પણ એક વાત સાંભળી છે.' રૂપાએ બલવંત તરફ સહેજ કતરાઈને કહ્યું ત્યારે એ ચોંક્યો. માનસિંહે હુક્કાની નાળ મોંમાં રાખી. પહેલાં બલવંત સામે પછી રૂપા તરફ જોયું. રૂપો બોલતાં પહેલાં થોડો ખચકાયો : 'આપણા એક સાથી માટે ફરિયાદ આવી છે, સ્ત્રીઓને રંજાડવાની...'

સાંભળીને માનસિંહે દાંતમાં દબાવેલી હુક્કાની નળી આંચકા સાથે બહાર કાઢી : 'આપણો સાથી સ્ત્રીઓને રંજાડે !' તેનો અવાજ ઉગ્ર બન્યો. આ એક વાત એવી હતી જે માનસિંહ ક્યારેય સાંખી શકતો નથી. 'કોણે તને કહ્યું, રૂપા ?'

રૂપાની નજર નીચી ઢળી ગઈ : 'શિવપુરીના મુખીએ મને કહ્યું.' ત્યાં બલવંતના પેટમાં ફાળ પડી. તેણે મોં પર કળાવા ન દીધું. રૂપો કહેતો હતો : 'એક ગરીબ ખેડૂતની જુવાન બૈરીની આપણા સાથીએ ધોળા દા'ડે ઇજ્જત લૂંટી.'

'રૂપા !' માનસિંહે ત્રાડ નાખી : 'માનસિંહના નામને કોણે બટ્ટો લગાડ્યો ? બોલ જલદી, એનું નામ કહી દે !' માનસિંહે બંદૂક હાથમાં લીધી અને ચાલીસે સાથીઓનાં કાળજાં કંપી ઊઠ્યાં. આ અપરાધ માટે માનસિંહ કદી માફ નથી કરતો તે બધા સારી રીતે જાણતા હતા. સૌ અધ્ધર શ્વાસે રૂપાના હાલતા હોઠ તરફ તાકી રહ્યા હતા.

'દાઉ, મુખીને નામની ખબર નથી, પણ પેલી ઓરતે ખાતરી સાથે કહ્યું કે એ માનસિંહનો જ સાથી હતો. ગામ-આખામાં વાત ફેલાઈ ગઈ એટલે બાઈ ધણીનું ઘર છોડી પિયર ચાલી ગઈ.'

માનસિંહનો ચહેરો ક્રોધથી લાલઘૂમ થઈ ગયો, પણ બલવંત વચ્ચે બોલી ઊઠ્યો : 'રૂપા, શિવપુરીના મુખીએ નામ નથી આપ્યું એટલે જરૂર કંઈ તેની ચાલ હોવી જોઈએ. આલતુ-ફાલતુ માણસ કોઈની બૈરીની આબરૂ લૂંટી ગયો હોય અને પછી માનસિંહનો સાથી હતો એવું કહી તે આપણી વચ્ચે ફાટફૂટ પડાવવા માગતો હોય...'

રૂપો સમજી ગયો કે બલવંત પોતાનો બચાવ કરી રહ્યો છે. તેને ખાતરી હતી કે બલવંતે જ આ કાળું કામ કર્યું હતું. જાણી-કરીને તેણે એનું નામ નહોતું ઉચ્ચાર્યું. કદાચ દાઉ એમ માની લે કે પોતે બલવંત તરફના દ્વેષથી ખોટું આળ ચડાવી રહ્યો છે.

'બલવંત ! કદાચ તારું અનુમાન સાચું હોય અને ખોટું પણ હોય.' માનસિંહ હવે સ્વસ્થપણે કહેતો હતો : 'છતાં જો આપણી ગિરોહના કોઈ માણસે એ કર્યું હશે તો વહેલી-મોડી એને શિક્ષા થવાની જ...' માનસિંહના હોઠ ભિડાયા. બલવંત ધ્રૂજી ઊઠ્યો અને રૂપો મલક્યો.

'રૂપા-બલવંત ! પરમદા'ડે આપણે ધાડ પાડવાની છે એની તૈયારીમાં રહેજો.' માનસિંહે ઊઠતાંઊઠતાં કહ્યું : 'હવે આપણે ઊંઘ ખેંચી કાઢીએ. જે ચાર જણાનો ચોકી કરવાનો વારો હોય તેઓ જરા સાબદા રહે.'

*

'આખી વ્યૂહરચના ગોઠવાઈ ગઈ છે. આપણી ત્રણ પલટનો ધીમેધીમે માનસિંહના દળને ઘેરી રહી છે. આજથી પાંચમા કે છઠ્ઠા દિવસે એકાદી પલટનને તેનો ભેટો થવો જોઈએ.'

'ઑપરેશન-માનસિંહ'ની સરદારી જેમને સોંપાઈ હતી એ કૅપ્ટન શરમન આગ્રાની તેમની વડી કચેરીમાં ચારપાંચ પોલીસ અફસરો સાથે ગુફ્તેગુ કરતા હતા. ટેબલ પર એક નકશો પાથરેલો હતો. તેમાં ત્રણ ઠેકાણે લાલ ઝંડીવાળી ત્રણ ટાંકણીઓ ખોડેલી હતી. ચોથી ટાંચણી લીલી ઝંડીવાળી હતી એ બતાવી તેમણે કહ્યું : 'ખેડા-રાઠોરની આ દિશા આપણે માનસિંહ માટે મોકળી રાખીએ છીએ. આપણી છૂપી પોલીસ કરતાંય માનસિંહના બાતમીદારો મોટી સંખ્યામાં છે, એટલે પલટનની હિલચાલની તેને ખબર મળતી હશે. કદાચ તે પોલીસનો સામનો ટાળવા માટે ખેડા-રાઠોર બાજુ આવવાનું પસંદ કરે.'

શરમને અટકી સોનાના કેસમાંથી એક સિગારેટ ખેંચી, લાઈટર પેટાવી સિગારેટ જલાવી. બે-ત્રણ દમ લીધા પછી ઉમેર્યું : 'ત્યાં હું તેની રાહ જોતો હઈશ. મારે માનસિંહનું પાણી માપી જોવું છે.'

'કૅપ્ટનસાહેબ, તમે કમાલ જાળ બિછાવી છે ! ખેડા-રાઠોર માનસિંહની જન્મભૂમિ છે અને તમે ત્યાં જ તેની લાશ ઢાળી દેશો.' રાજસ્થાની પોલીસ-ઉપરીએ ખુશામત વેરી. તે હિન્દીમાં બોલતો હતો. કૅપ્ટન શરમન હિન્દી સમજી શકતા હતા પણ બોલવાનું ફાવતું નહોતું અને કોઈ હિન્દુસ્તાની ભેળસેળવાળી અંગ્રેજી બોલી પોતાની માતૃભાષાનું અપમાન કરે તે પોતે સાંખી શકતા નહીં, એટલે બીજાને હિન્દીમાં બોલવાની છૂટ આપતા.

અર્ધી સિગારેટ પિવાઈ રહ્યા પછી કૅપ્ટન શરમનને ખ્યાલ આવ્યો કે છત પરનો વીંઝણો થંભી ગયો હતો. વીંઝણો ખેંચતી દોરી પણ ઢીલી પડી ગઈ હતી. શરમન રૂમાલથી મોં પરનો પસીનો લૂછતાં બબડ્યા : 'દોરી ખેંચનારો ટાલિયો ઝોકું ખાઈ ગયો લાગે છે. તમારામાંથી કોઈ પાછળ જઈને એની ઊંઘ ખંખેરો ને...'

વીંઝણાની દોરી ગરેડી પરથી લાકડાના પાર્ટિશનમાં પાડેલા વીંધમાં થઈને બાજુના ઓરડામાં પડતી હતી, જ્યાં બેઠોબેઠો ટાલિયો રઘુવીર દોરી ખેંચી સાહેબને હવા નાખતો હતો. છેલ્લા એક મહિનાથી તેને આ નોકરી મળી હતી અને તેમાં પહેલી વાર એ વાંકમાં આવ્યો હતો. પોલીસ અફસરે પાછળ જઈને જોયું તો રઘુ હાથમાં દોરી પકડી બે ગોઠણ વચ્ચે માથું નાખી જંપી ગયો હતો. બૂટનો અવાજ સાંભળીને તેણે ઝબકીને માથું ઊંચક્યું. અફસરસાહેબને જોઈ તે પંખાની દોરી ખેંચતો ઊભો થઈ ગયો. ઊંધા હાથની થોટ મારીને અફસર બરાડ્યા : 'કામચોર ! દોરી ખેંચતાં ઊંઘી ગ્યો'તો ? મોટા સાહેબને ગરમી ચડી ગઈ !'

એક હાથે ગાલ પંપાળતો રઘુ જોરથી વીંઝણાની દોરી ખેંચવા લાગ્યો. અફસર ચાલ્યો ગયો પછી વધુ તુચ્છકારભર્યું હસીને બબડ્યો : 'થાપટ ભલે ખાધી, પણ બેટમજી, તમારી ચાલ તો જાણી લીધી ને !'

કૅપ્ટન શરમનને કલ્પના પણ ક્યાંથી હોય કે એમની કચેરીમાં દોરી ખેંચવાનું કામ કરનાર ટાલિયો માનસિંહનો બાતમીદાર હતો અને પોલીસખાતાના દોરીસંચાર પર કાન રાખવા માટે તેને ત્યાં મૂકવામાં આવ્યો હતો ! તેને જે જાણવાનું હતું તે જાણી લીધું. હવે માનસિંહના કાને એ વાત પહોંચાડવાની તાલાવેલી સાથે તે દોરી ખેંચતો હતો.

*

કપાસ લોઢવાના જિનનો ડેલો બંધ થવાનો વખત થઈ ગયો. ત્યારે કપાસભરેલી એક બેલગાડી અંદર ધસી આવી. કપાસના ઢગલા પર માનસિંહ અને રૂપો બેઠા હતા. ડેલાની બાજુમાં ઊંચા ઓટલા પર જિનના મારવાડી માલિક મોટા પેટને કારણે પહોળી પલાંઠી વાળી હિસાબ ગણવામાં ગૂંથાયા હતા. મુનીમ રૂપિયા ગણીને થેલીઓ હડફામાં મૂકતો હતો. બેલગાડી અંદર દાખલ થઈ એટલે શેઠ અને મુનીમ બંનેની ડોક એક સાથે ઊંચી થઈ. શેઠ બેલગાડીવાળાને ગાળો દેવા માટે હોઠ ફફડાવવા જતા હતા ત્યાં માનસિંહે પકડેલી બંદૂક પર એમની નજર ગઈ. એમના ફૂલેલા ગાલ ધ્રૂજવા લાગ્યા. રૂપો ગાડામાંથી કૂદીને સીધો શેઠની ગાદી પર બેસી ગયો : 'કેમ, શેઠ ! વેપાર કેવો ધમધોકાર ચાલે છે ?' રૂપાની ધારદાર નજર શેઠનું કાળજું વીંધી ગઈ. તેઓ ટૂંટિયું વાળીને બેસી ગયા. 'મુનીમ ! તમારો હિસાબ શું કહે છે ? રોકડ કેટલી તિજોરીમાં છે ?' રૂપાએ બંદૂકની નાળ મુનીમના જડબા સામે તાકી.

મુનીમના કાન પર ખોસેલી કલમ નીચે સરકી ગઈ. જાડા કાચનાં ચશ્માં પાછળની ચૂંચી આંખ વધારે ઝીણી થઈ. થોડી વાર રૂપાની બે-જોટાળી બંદૂક સામે અને થોડી વાર માનસિંહની આંખો સામે જોઈને તે ભીંત-સરસો બેસી ગયો. શેઠની ફાંદ પરનું ધોતિયું ઢીલું થઈ ગયું. શેઠ અને મુનીમે એકબીજાની સામે ત્રાંસી નજરે જોઈ લીધું. મુનીમ ઉભડક થતાં બોલ્યો : 'હું જરા એકી કરીને આવું...'

પણ એ અર્ધો ઊભો થયો ત્યાં રૂપાની બંદૂકનો ઠોંસો તેની છાતીમાં લાગ્યો : 'મુનીમ ! તને શેઠ હિસાબ રાખવાનો પગાર આપે છે, પોલીસને ખબર આપવા જવાનો નહીં. વગર મફતનો જાન ગુમાવી બેસીશ.' પછી બંદૂકની નાળથી ધક્કો મારીને ઉમેર્યું : 'અમને જોઈને એકી કરવાનું યાદ આવી ગયું, બેવકૂફ !'

એ જ વખતે માનસિંહના આઠદસ સાથીઓ અંદર દાખલ થયા. બલવંત પણ તેમાં સામેલ હતો. માનસિંહે ત્રાડ નાખી : 'શેઠિયા ! જે કંઈ રોકડ હોય તે હવાલે કરી દે... નહીંતર જિનને આગ લગાડીશ !'

મારવાડીએ મુનીમ સામે રોતી સૂરતે જોયું. મુનીમે હડફો ઉઘાડ્યો. કાંપતા હાથે એક

પછી એક થેલીઓ રૂપા સામે ધરવા માંડી. સાતેક થેલીઓ મૂકીને તેણે હડફો બંધ કર્યો એટલે માનસિંહે પૂછ્યું : 'કેટલા છે આમાં ?'

'ચાર હજાર છસો આઠ રૂપિયા...' મુનીમે થૂંક ગળે ઉતારતાં કહ્યું : 'નવ આના અને સાત પાઈ...'

'અરે આના-પાઈનું કોણ પૂછે છે તને ?' માનસિંહે રોષ ઉછાળ્યો : 'દસ હજારથી ઓછી રકમ લૂંટીને જાઉં તો આવા મોટા શેઠની આબરૂ લીધી કહેવાય.' પછી મારવાડી તરફ બંદૂક તાકીને કહ્યું : 'બીજા રૂપિયા ક્યાં છે ?'

હાથ જોડીને મારવાડી કરગર્યો : 'બાપલા, જુઠ્ઠું નહિ બોલું... આટલા જ આવ્યા છે આજે.'

માનસિંહે દાંત ભીંસ્યા : 'મને લાગે છે કે તને ચામડી કરતાં દમડી વધારે વહાલી છે.' બંદૂકના ઘોડા પર આંગળી રાખીને પૂછ્યું : 'પેઢીના ગલ્લામાં કેટલા છે ?'

મારવાડીની આંખો અધ્ધર ચડી ગઈ. મોંમાંથી લાળ ટપકાવતાં કહ્યું : 'પેઢીએ પચાસ-સાઠથી વધુ નહીં હાથ લાગે. શુકન પૂરતા ગલ્લામાં રાખીએ છીએ.'

'અને પેઢી નીચે ભોંયરું છે તેમાં શુકનના કેટલા હજાર છે ?' માનસિંહે ધારદાર નજરે જોઈને પૂછ્યું.

અને મારવાડીને થયું કે છાતી ધડકતી બંધ થઈ જશે. પેઢીના ભોંયરાની આને ક્યાંથી ખબર ? તેની જીભે લોચા વળતા હતા. માનસિંહની ધીરજ ન રહી : 'જા, બલવંત, જિનમાં જેટલું કપાસ છે તેને આગ ચાંપી દે. શેઠને હોળી જોવાની ઇચ્છા થઈ લાગે છે.'

બલવંતસિંહને અંદર જતો જોયો અને શેઠ સફાળા ઊભા થઈ ગયા. બંને હાથ કમર પરનું ધોતિયું પકડી રાખી આજીજી કરી : 'નહીં-નહીં, ભાઈસા'બ ! એને રોકો. હું પેઢીએથી તમને બધી રકમ આપી દઉં છું, પણ મારી ચાર પેઢીના ધંધાની હોળી ન કરતા...' એમ કહેતાં-કહેતાં તેઓ રડી પડ્યા.

ધોતિયાને કમર પર કસીને બાંધતા શેઠ નીચે ઊતર્યા. માનસિંહે પોતાની બંદૂક રૂપાને સોંપી : 'હું શેઠ સાથે પેઢીએ જાઉં છું. જો શેઠ કંઈ ચાલાકી કરશે તો હું એનો જાન લઈશ અને આ મુનીમ દોઢડહાપણ કરે તો તું જિન સળાગવી મૂકજે.' પછી રૂપાને નજીક બોલાવી કાનમાં કહ્યું : 'રકમ લઈને હું બારોબાર નદી ઓળંગીને આવી પહોંચું છું. તમે બધા અહીંથી ભાગી નીકળજો.'

'દાઉ, હું પણ તમારી સાથે આવું તો ? બે જણા હોઈશું તો ભય ઓછો.' રૂપાએ કહ્યું, પણ માનસિંહે ઇન્કાર કર્યો : 'મારવાડી હવે આનાકાની કર્યા વિના જ રકમ સોંપી દેશે. તારી જરૂર નથી. સાથીઓને લઈ ગામ બહાર નીકળી જજે.' પછી કમર પર હાથ દાબીને ઉમેર્યું : 'પિસ્તોલ સાથે રાખી જ છે.'

બે ઘોડાની બગીમાં શેઠ અને માનસિંહ પેઢીએ પહોંચ્યા. દીવાબત્તી ટાણું થઈ ગયું હતું. બજારમાં સોપો પડી ચૂક્યો હતો. શેઠ કાંપતા હાથે પેઢીનું તાળું ઉઘાડતા હતા ત્યારે માનસિંહે બગીવાળાને કહ્યું : 'તું અહીંથી જરાય ખસ્યો છે તો તારા શેઠને મૂઓ સમજજે !'

પેઢીના દરવાજા ઊઘડ્યા એટલે માનસિંહ ઝડપથી શેઠની પાછળ અંદર દાખલ થઈ ગયો. દરવાજાને અંદરથી સાંકળ લગાવ્યા પછી માનસિંહે કમરમાંથી પિસ્તોલ કાઢી : 'હજારીમલ, કંઈ પણ ચાલાકી કરી છે તો આ મોટી ફાંદ વીંધી નાખીશ !'

મારવાડીની ફાંદ ધ્રૂજવા લાગી : 'ભાઈસા'બ ! તું પિસ્તોલ આઘી રાખ ! જોઈએ તે લઈ જા, પણ મારો જાન ન લેતો !'

'તો જલદી કર. વખત નહીં વિતાવ.' માનસિંહે તેના પેટમાં પિસ્તોલની નળી ઘોંકાવી તેને આગળ હડસેલ્યો. હજારીમલે બીજા કમરામાં જવા પગ ઉપાડ્યા એટલે માનસિંહે તેનું બાવડું પકડી લીધું : 'ક્યાં જાય છે ? હજુય ચાલબાજી રમવાની ખ્વાહિશ રાખે છે ? ચાલ, આ ગાદી ઉપાડ. મને ખબર છે, ભોંયરાનો રસ્તો ગાદી નીચે છે.'

હજારીમલ છોભીલો પડી ગયો. માનસિંહે બધી બાતમી પહેલેથી જ મેળવી લીધી છે તેની ખાતરી થઈ ગઈ. વાંકા વળી બેઠકની ગાદીની ગડી કરતા શેઠ બબડ્યા : 'પિસ્તોલ જોઈને મગજ બહેર મારી ગયું.'

ગાદી નીચેની છીપર ખસેડવામાં માનસિંહે શેઠને હાથ આપ્યો. ભોંયરામાં ઘોર અંધકાર હતો. પેઢીના એક ખૂણામાં પડેલું ફાનસ માનસિંહે જોયું : 'ચાલ, પેટાવ જલદી.' મારવાડીએ યંત્રવત્ તેના હુકમની બજવણી કરી. પેટાવેલું ફાનસ હાથમાં ઝાલી રાખી માનસિંહે ભોંયરાની અંદર નજર નાખી. નીચે ઊતરવાની લાકડાની સીડી ગોઠવેલી જ હતી : 'હજારીમલ, ચાલ પહેલાં તું નીચે ઊતર.'

સ્થૂળ દેહ ભયથી ધ્રૂજતો હોવા છતાં શેઠ જાળવીજાળવીને સીડીનાં પગથિયાં ઊતરવા મંડ્યા. છેવટના પગથિયે તેમનો પગ લપસી ગયો. અંધારામાં તેઓ લથડિયું ખાઈ ગયા : 'આહ ! ઓહ... મારી કમર ભાંગી ગઈ !' એવો રોતલ અવાજ સાંભળીને માનસિંહ સડસડાટ નીચે ઊતર્યો. ફાનસના અજવાળામાં જોયું તો મારવાડી પડખું દબાવી ઊંહકારા કરતો પડ્યો હતો. નાનકડી ઓરડી જેવા ભોંયરામાં તેણે ઝડપથી નજર ફેરવી લીધી. એક ખૂણામાં તિજોરી દેખાઈ. ફાનસને છત પર ટિંગાતા એક સળિયામાં લટકાવી માનસિંહે શેઠ તરફ હાથ લંબાવ્યો : 'લાવ, તિજોરીની ચાવી કાઢ.'

હજારીમલે ઊંચું જોયા વિના કમરેથી ચાવી કાઢી માનસિંહને સોંપી દીધી : 'માનસિંહ, તિજોરીમાં બે-ત્રણ વિધવાઓની રકમ વ્યાજે લીધેલી પડી છે તે નહિ લેતા, બાપલા !'

'વિધવાઓના પૈસા વ્યાજે લીધા છે કે હજમ કર્યા છે ?' કહી તેની પીઠ પર પાટુ મારી માનસિંહ તિજોરી તરફ ગયો. તિજોરીનો તોતિંગ દરવાજો ઊઘડવાનો અવાજ સાંભળી

મારવાડીએ ત્રાંસી નજરે ત્યાં જોઈ લીધું. રૂપિયાની નોટોની થપ્પીઓ અને થેલીઓ જોઈને માનસિંહ આભો બની ગયો હતો : 'અલ્યા, આ તો મેં ધાર્યાં કરતાં વધારે દલ્લો ભરી રાખ્યો છે...'

સાંભળીને મારવાડીને પસીનો છૂટી ગયો. ગળામાં શોષ પડવા લાગ્યો. ઘડી-બે-ઘડીમાં પોતે લૂંટાઈ જશે, બરબાદ થઈ જશે એ ખ્યાલથી તેનું હૈયું ઝડપભેર ધબકવા લાગ્યું. માનસિંહે ચોરખાનામાં ચાવી ભરાવી ત્યારે મારવાડીની રહીસહી આશા પણ ઓસરી ગઈ. એ બધું જ લઈ જશે... એ આંચકાએ તેના દિમાગને સતેજ કર્યું. પોતે સીડીની નજદીક જ બેઠો હતો. માનસિંહ તેનાથી દસબાર ડગલાં છેટે હતો. જો પોતાનું વજનદાર શરીર સાથ આપે તો એક મરણિયો પ્રયાસ કરી શકાય. ચમડી તૂટે પણ દમડી ન છૂટે – મારવાડીની એ ખાસિયત જોર કરી ગઈ.

માનસિંહે ચોરખાનું ઉઘાડ્યું ત્યારે મારવાડી તેની નજર ચુકાવી સીડીનાં બે પગથિયાં ચડી ચૂક્યો હતો. જો તેનું ધ્યાન ગયું તો ફૂંકી મારશે એની મારવાડીને ખાતરી હતી. પણ હવે પીછેહઠ કરવાનો મોકો નહોતો. બસ, ચાર પગથિયાં જ ચડવાનાં હતાં. હિંમત એકઠી કરી સડસડાટ સીડીની ટોચે પહોંચી ગયો. ઉપર જઈને તે પેઢીની બહાર ધસી જવાનો વિચાર કરતો હતો ત્યાં તેને એક વિચાર આવ્યો. કોણ જાણે ક્યાંથી તેનામાં એટલું જોશ અને ઝનૂન પેદા થયું કે તેણે ઝડપથી સીડી ઉપર ખેંચી લીધી. અવાજ સાંભળીને માનસિંહ ભડક્યો. છલાંગ મારીને તે ધસી આવ્યો પણ મોડો પડ્યો. તેણે ઊંચે જોયું ત્યારે મારવાડીએ ભોંયરાના પ્રવેશ પર છીપર ઢાંકી દીધી હતી. દાંત કચકચાવીને તેણે ગંદી ગાળો દીધી, કમર પરથી ખેંચેલી પિસ્તોલ તેના હાથમાં જ ઠઠી રહી. મારવાડીએ પેઢીનાં બારણાં ઉઘાડ્યાં અને પછી વાસી દીધાં. તેનો અવાજ અંદર પુરાયેલા માનસિંહે સાંભળ્યો.

જિંદગીમાં પહેલી વાર માનસિંહે ગભરાટ અનુભવ્યો. ભોંયરાની છત તેના માથાથી ચાર-પાંચ ફૂટ ઊંચી હતી. દીવાલો પર જોરથી પાટું મારીને જોયું, તો એ પણ અડીખમ લાગી. બહાર નીકળવાનો બીજો કોઈ માર્ગ નહોતો. તેના શરીરે પસીનો છૂટવા લાગ્યો. મારવાડી તેને આબાદ ફસાવી ગયો હતો. જરૂર એ પોલીસને જાણ કરશે. થોડી વારમાં પેઢીને પોલીસ-પલટન ઘેરી લેશે. શું માનસિંહને આવી બૂરી રીતે પોલીસ-પલટન ઘેરી લેશે ? બૂરી રીતે પોલીસની ગોળીએથી વીંધાશે ? કુત્તાઓ તેને પીંખી નાખશે ! ના...ના... હજુ તો બદલો લેવાનો બાકી છે... નેતારામ જીવે છે. તેના સગાંઓ સલામત છે. પોતાને જીવવાની અત્યારે જ સૌથી વધુ જરૂર છે.

રૂપો અત્યારે મદદે આવી ચડે તો ? માનસિંહને એક આશા ઝબકી, પણ તે ક્ષણજીવી નીવડી. રૂપાને પોતે કહીને આવ્યો હતો કે હું બારોબાર આવીશ, તું સાથીઓને લઈને અહીંથી ભાગી છૂટજે... શું માનસિંહનો ખેલ ખતમ થવાની ઘડી આવી પહોંચી ?

*

હજારીમલે બગી પુરપાટ દોડાવી મૂકી. એમની વાત ફોજદારને ગળે ઊતરતી નહોતી. માનસિંહને ભોંયરામાં પૂરવાની આ મારવાડીની હિંમત ? જેને માટે પોલીસ પલટનો ચંબલની

કોતરો ખૂંદી રહી છે, ત્રણ-ત્રણ પ્રાંતોમાં જેની રાડ બોલે છે, જેને જીવતો કે મરેલો હાથ કરનાર નામ અને ઇનામ કમાઈ શકે તેમ છે એ માનસિંહ આવા એક મારવાડીના હાથે ફસાય ?

'વિચાર કરવાનો વખત નથી, ફોજદારસાહેબ !' હજારીમલ હાંફળા-ફાંફળા કહી રહ્યા હતા : 'સિંહ આબાદ ફસાયો છે. મોડું કરશો તો મારી મૂડી અને તમારો જશ હાથમાંથી છટકી જશે. ગમે તેમ તો એ માનસિંહ છે.'

'તમને બરાબર ખાતરી છે કે ભોંયરામાંથી બહાર નીકળવાનો બીજો કોઈ રસ્તો નથી ?' ફોજદારના કપાળે પસીનો બાઝઈ ગયો હતો : 'શું તમે છીપર બરાબર બંધ કરી છે ?'

'હા...હા...હા...' મારવાડી હવે ગિન્નાયો : 'પૂછપૂછ કરવાને બદલે પોલીસ-પલટન લઈને જાતે જ ખાતરી કરી લો... કે પછી માનસિંહનો સામનો કરતાં બીક લાગે છે, સાહેબ ?'

ફોજદારને ચાનક ચડી ગઈ. પંદર-વીસ મિનિટમાં ગામમાં હતા એટલા પોલીસોને ચોકીએ બોલાવી લીધા. બંદૂકો બહાર કાઢી અને એક માણસને આગ્રા પોલીસ અફસરને આ ખબર આપવા દોડાવ્યો. માનસિંહને ગિરફ્તાર કરવાનો જશ આ ગામને મળવાનો હશે, એ સિવાય આવો અકસ્માત બને નહીં.

વાત છાની રાખવાની હતી, છતાં ગામ-આખામાં ફેલાઈ ગઈ : 'હજારીમલની પેઢીમાં ડાકુ માનસિંહ પુરાયો છે !'

ફટાફટ ઘરનાં બારીબારણાં બંધ થવા માંડ્યાં. માનસિંહને બચાવવા તેની ટોળી આવશે તો ખૂનખાર ધિંગાણું ખેલાશે, બંદૂકો ગર્જી ઊઠશે, લાશો ઢળશે અને કાળો કેર વરતી જશે એની ફડક બધાના મનમાં બેસી ગઈ.

મારવાડીની પેઢીને પોલીસ-ટુકડીએ ઘેરી લીધા પછી ફોજદારે પેઢીનું તાળું ખોલાવ્યું. બંદૂકો તાકીને બધા ઊભા હતા. ભોંયરા પરની છીપર સલામત છે એ જોઈને ફોજદાર આગળ આવ્યા. હજારીમલના મોં પર ઉજાસ પથરાઈ ગયો : જિંદગીમાં પહેલી વાર તેણે આવી હિંમત કરી હતી અને તેનું પરિણામ હવે હાથવેંતમાં હતું.

જિનમાંથી ડાકુઓ રકમ લઈને નાસી ગયા હતા. એટલે માનસિંહની મદદે કોઈ આવી ચડે તેવી વકી નહોતી. કદાચ મોડેમોડે આવી ચડે તો બાજુનાં ગામોની પોલીસપાર્ટી તે પહેલાં આવી પહોંચશે એટલે એમને પણ પહોંચી વળાશે એવી ફોજદારે ગણતરી રાખેલી.

ચારચાર ભરેલી બંદૂકો ધરી રાખીને બે માણસોએ ભોંયરાની છીપર ખસેડી. દરેકની નસો તંગ બની ચૂકી હતી. માનસિંહ અંદરથી પિસ્તોલ ચલાવે તેની તૈયારી સાથે બધા ઊભા હતા. છીપર ખસી, પણ અંદરથી કોઈ હિલચાલ થઈ નહીં. ફોજદારની પહેલી ધારણા ખોટી પડી. માનસિંહ ભારે ચતુર હતો. તે એમ મોતના મોંમાં દોડ્યો નહિ આવે. કદાચ છેવટ લગી ઝઝૂમીને મરશે. માનસિંહને જીવતો હાથ કરવાનું કામ કઠિન જ નહીં, અશક્ય હતું.

'માનસિંહ ! તું ઘેરાઈ ગયો છે. હથિયાર હેઠાં મૂકી દે.' ફોજદારે અવાજ કર્યો. ભોંયરામાં

ગયેલા અવાજનો પડઘો જ તેમને પાછો સાંભળવા મળ્યો. હવે શું કરવું તેની વિમાસણમાં પડ્યા. ફરી તેમણે બૂમ પાડી : 'અમે પેઢીને સળગાવી દઈશું. તું જીવતો બળી મરીશ. તેને બદલે શરણે થઈ જા.'

'નહીં, સાહેબ, આગ નહીં લગાડતા !' માનસિંહને બદલે મારવાડીએ જવાબ આપ્યો : 'મારી બધી મૂડી તારાજ થઈ જશે !' ફોજદારે હજારીમલ સામે આંખો કાઢી, નાક પર આંગળી રાખી તેને ચૂપ રહેવા સમજાવ્યું. હજારીમલ સમજી ગયા કે આ તો માત્ર ધમકી હતી.

એકએક પળ તંગદિલી વધારતી જતી હતી. કોઈને ભોંયરામાં ધકેલવાની હિંમત ચાલતી નહોતી. જે જાય તે નક્કી ઠાર થવાનો... અને માનસિંહ ધમકીથી ડરીને બહાર નીકળવાનો નહીં. ફોજદારને હવે સમજાયું કે ધાર્યું હતું એટલું કામ સહેલું નથી. ગમે તેમ તો માનસિંહનો સામનો કરવાનો છે !

'તમે લોકો ચારે ખૂણે બંદૂકની નાળને અંદર રાખી ઘોડો દબાવો...' ધીમેથી ફોજદારે ફરમાન છોડ્યું. ચાર બંદૂકો એકીસાથે ગર્જી ઊઠી. તેના ધડાકાથી પેઢીનું મકાન હલબલી ગયું – જાણે ધરતીકંપ થયો. હજારીમલની છાતીમાંય તેનો જોરદાર આંચકો લાગ્યો. પણ અંદરથી ફાનસના ગોળાનો કાચ ફૂટવા સિવાય બીજો કોઈ અવાજ ન સંભળાયો. ભોંયરામાં અંધકાર છવાઈ ગયો.

ક્યાંય સુધી સંતાકૂકડીની રમત ચાલુ રહેત, જો એક માણસ દોડતો બૂમો પાડતો ત્યાં આવ્યો ન હોત તો. 'હજારીમલ શેઠ, દોડો-દોડો ! તમારા જિનને આગ લાગી છે. કપાસ ભડકે બળે છે...' તે હાંફતોહાંફતો ચિલ્લાતો હતો. બધા બાઘા બનીને તેને જોઈ રહ્યા. હજારીમલની છાતીનાં પાટિયાં ભીંસાવા લાગ્યાં. પેલા માણસે થોડો શ્વાસ ખાઈને કહ્યું : 'માનસિંહે આગ લગાડી... જતાં જતાં કહેતો ગયો કે મારવાડીને કહેજે, માનસિંહને ફસાવવાનો બદલો તને મળી ગયો.'

'હેં !' ફોજદાર પર જાણે વીજળી પડી : 'માનસિંહે આગ ચાંપી ! તો પછી ભોંયરામાં તેં કોને પૂર્યો હતો, હજારીમલ ?'

'હા, એ માનસિંહ જ હતો !' ચોધાર આંસુએ રડતા હજારીમલે કહ્યું : 'એ અંદર જ હોવો જોઈએ...' પછી મોટેથી પોક મૂકી, 'હું તો બધી બાજુથી લૂંટાઈ ગયો !'

ત્યારે એક સિપાઈનું ધ્યાન ગયું. બાજુના ઓરડાના છાપરામાં એક બાકોરું પડ્યું હતું. ફોજદાર ત્યાં ધસી ગયા. શું માનસિંહ અહીંથી છટકી ગયો હશે ? હવે તેમની ડોક પરથી પસીનાની ધાર થવા લાગી. ભોંયરામાં બૅટરી નાખીને બારીકાઈથી જોયું તો અનાજની ત્રણ ચાર ગૂણીઓની થપ્પી દેખાઈ. માનસિંહે તેના પર ચડીને ભોંયરાની છીપર ખસેડી હશે ? અને પોલીસનું ધ્યાન અહીં રોકી રાખવા માટે ભોંયરાને છીપરથી ઢાંકી દીધું હશે ? આવી ઉલઝનમાં હતા ત્યારે એક પોલીસે ચોખવટ કરી કે કોઈ માણસને તેણે પાછળના રસ્તે નાસી જતો જોયો હતો. 'મને એમ કે કોઈ માનસિંહનું નામ સાંભળીને તે બીકનો માર્યો દોડે છે.' તેનો આ બચાવ સાંભળી ભોંઠપથી ઉશ્કેરાયેલા ફોજદારે એક તમાચો ચોડી દીધો : 'ત્યારે આટલી વાર આપણે બધાએ તમાશો જ કર્યો ને...'

ત્યાર પછી આખું ગામ જિનમાં લાગેલી આગ જોવા ભેગું થયું. સૌનાં મોંએ એક જ વાત રમતી હતી : 'માનસિંહને કોઈ દૈવી શક્તિની બક્ષિસ છે. એ કદી પોલીસની ગોળીથી નહીં મરે.'

*

'દાઉ, અમને તો ફાળ પડી – કોઈ આફતમાં ફસાયા કે શું ?' રૂપો કહેતો હતો ત્યારે માનસિંહ નોટોની થકડીઓ, રોકડા રૂપિયાની થેલીઓ અને સોના-રૂપાનાં ઘરેણાંની પોટલી છોડતો હતો. લૂંટનો માલ જોઈને બધાની આંખો ફાટી રહી. 'દાઉ ! મારવાડી તો આપણે ધાર્યા કરતાંય વધુ માલદાર નીકળ્યો !' રૂપાએ કહ્યું. બલવંતે પોરસ કર્યો : 'આટલો બધો માલ ઊસરડી લાવવામાં વાર લાગે ને, રૂપા ! તું નકામી ફિકર કરતો હતો. માનસિંહને મારવાડી શું આફતમાં નાખવાનો હતો !'

'બલવંત, ફિકર કરવા જેવું જ બની ગયું.' માનસિંહે કહ્યું, 'માંડમાંડ જીવ બચાવીને છટક્યો છું. મારવાડી પાક્કો નીકળ્યો. મને ભોંયરામાં પૂરીને પોલીસપાર્ટીને બોલાવી આવ્યો.'

'હેં...' સૌ તાજુબ થઈ ગયા. માનસિંહે આખી ઘટના કહી સંભળાવી... છેલ્લે ઉમેર્યું : 'એ તો સારું થયું કે ભોંયરામાં અનાજની ગૂણીઓ પડી હતી. તેના આધારે છત સુધી પહોંચી શક્યો... નહીંતર આ માલને બદલે મારી લાશ જ તમારા હાથમાં આવત. કદાચ એ પણ ન આવત.'

થોડી વાર ચુપકીદી છવાઈ ગઈ. રૂપો ધ્રૂજી ઊઠ્યો. દાઉને કંઈ થયું હોત તો ? તેનાં જડબા સખત બન્યાં : 'એ મારવાડીના હું કટકા કરી નાંખીશ ! એની આ હિંમત ?'

'એનો બદલો મેં લઈ લીધો છે. અહીં આવતાં પહેલાં તેનું જિન સળગાવતો આવ્યો.' રૂપાના ખભા પર હાથ મૂકી ઉમેર્યું : 'તારી વાત સાચી પડી, રૂપા ! તું કહેતો હતો કે મારે બે મોટી ઘાત છે. આજે એકમાંથી તો હું હેમખેમ પાર ઊતર્યો.'

'એ ભલે, પણ હવે હું તમને આવા કામમાં એકલા ક્યારેય નહીં જવા દઉં.' રૂપો ગળગળો થઈને કહેતો હતો.

માનસિંહ હસ્યો : 'તું જ્યોતિષમાં માનનારો આવી વાત કરે છે ! જે માંડ્યું છે તે થઈને જ રહેવાનું છે, પછી સાથે હોઈએ કે જુદા...' વાત બદલતાં તેણે કહ્યું : 'મેં દુર્ગામાતાની માનતા માની છે. જીવ બચાવ્યો એટલે સૌથી પહેલાં આપણે એમનાં દર્શને જઈ આવીએ – કાલે સવારે.'

'અને કાલે રાત્રે મારે તલ્ફીરામના ભત્રીજા જેઠારામને ઠેકાણે પાડવાનો છે, દાઉ !' રૂપો ઝનૂનભેર બોલ્યો : 'તિવારીને ઘેર તે આપણી બાતમી લેવા આવવાનો છે ને !'

ચંબલની વાંકાચૂકી કોતરોમાં માનસિંહ અને તેના સાથીઓ ઊંડા ઊતરી ગયા.

*

તિવારી ઊંચા જીવે જેઠારામની રાહ જોતો હતો. તેના ઘરની પછવાડે જ ચંબલની ભયાનક ખીણો મોં ફાડીને ઊભી હતી. અંધકારમાં તે વધુ બિહામણી લાગતી હતી. કાચોપોચો માણસ જુએ તો છાતી બેસી જાય. ત્યાં રહેનારાઓ પણ અંધારામાં એ રસ્તે જવાની હિંમત ન કરે. ડાકુઓ કોણ જાણે એની ભયાનકતાને ઘોળીને પી ગયા હોય તેમ સડસડાટ ખીણો ખૂંદતા પોતાના મુકામે કેમ પહોંચી જતા હશે ! ધોળા દિવસેય પોલીસ રસ્તા ભૂલી જાય એવી ભુલભુલામણીમાં ડાકુઓ રાતે પણ પોતાનો માર્ગ કઈ રીતે પારખી જતા હશે તે એક વિકટ કોયડા જેવું છે.

બારણાંની સાંકળ ખખડી એટલે તિવારી સાવધ બન્યો. ઘરમાં એ એકલો જ હતો, 'ઉઘાડું છું...' કહી તેણે બે ઘૂંટડા પાણી પી લીધું. પછી ફાનસની વાટ ઝાંખી કરી બારણું ઉઘાડ્યું. સામે જેઠારામ મોં મલકાવતો ઊભો હતો. ઠંડા પવનની ઝાપટ સાથે તે અંદર ઘૂસી આવ્યો : 'બાપ રે ! બહાર તો ભારે ટાઢ પડે છે !' કહીને તેણે ખભા પરથી ધાબળો અળગો કર્યો, પછી કમરમાં વીંટેલી રૂપિયાની થેલી ખખડાવી : 'પૂરા સવાસો છે. ગણી જોજે.' નગદ રૂપિયાનો રણકો તિવારીને પિગળાવી ગયો, છતાં તેણે બારણાં બંધ કર્યાં નહીં. 'જેઠારામ, તને અહીં આવતાં કોઈ જોઈ ગયું તો નથી ને ?'

'અરે હોય ? એટલા માટે તો કામળો માથે ઓઢી લીધો હતો. તને ઉપાધિ થાય એવું શું કામ કરવું ?' પછી અધીરાઈ બતાવી : 'ચાલ, હવે કામ આટોપી લઈએ. જો આ રોકડા રૂપિયા સામે રોકડી બાતમી તારે આપવાની છે અને કામ પાર પાડ્યા પછી નેતારામને કહી વધુ બક્ષિસ અપાવી દઈશ.' તિવારી વાત પર પૂરું લક્ષ આપતો નથી એ જાણીને તેણે ટકોર કરી : 'અલ્યા, પણ તું હજુ બહાર શું જોયા કરે છે ?'

'જેઠારામ, મને ભય લાગે છે. કદાચ કોઈ તને આવતાં જોઈ ગયું હોય. કોને ખબર, મારા સિવાય આ ગામમાં માનસિંહના બીજા પણ બાતમીદારો હશે. હું બહાર ચક્કર મારીને ચોક્સાઈ કરી આવું.'

જેઠારામે સબૂરીથી કામ લેવાનું હતું એટલે જીદ કરવી પાલવે નહીં. જતાંજતાં તિવારીએ કહ્યું : 'જો, આ બારણું હું બહારથી વાસી દઉં છું અને પાછલા દરવાજેથી પાછો આવીશ. હું ત્રણ ટકોરા મારું એટલે બારણું ઉઘાડજે.'

'હા-હા, જલદી કર. ઠાલો ટાઢમાં ઠરવા જાય છે.' જેઠારામે અધીરાઈ બતાવી, પણ તિવારી બહાર નીકળી ગયો અને બારણાને સાંકળ ચડાવી દીધી. એ થોડો સમય જેઠારામે ભારે તંગદિલીમાં વિતાવ્યો. કૅપ્ટન શરમનને તે કહી આવ્યો હતો : 'સાહેબ, માનસિંહને હાથ કરવા માટે તમે ચંબલમાં ત્રણત્રણ પલટનો ઉતારી છે, પણ હું બાતમી લઈ આવું એ ઠેકાણે તમે પચાસ-સો પોલીસોને લઈને જાઓ, પછી જુઓ, માનસિંહ તો શું એની આખી ટોળી ઠાર થઈ જાય છે કે નહીં ! સાહેબ, તમારી ધમકીથી ન થનારાં કામ અમારા ધનથી આમ ચપટીમાં થઈ જાય...'

પાછલા દરવાજે ત્રણ ટકોરા પડ્યા અને જેઠારામ ટટ્ટાર થયો. બસ હવે માનસિંહનું ઠેકાણું તેની મુઠ્ઠીમાં આવી જશે. આનંદના આવેશ સાથે તેણે બારણાં ઉઘાડ્યાં : 'ખાતરી કરી લીધી ને, તિવારી ?' કહેવા તેણે મોં ઉઘાડ્યું, પણ આવનારે એના ઊઘડેલા મોઢામાં કપડાનો ડૂચો ઠાંસી દીધો : 'જેઠારામ ! તિવારી નહીં, પણ તારો કાળ આવ્યો છે !'

રૂપાને જોઈ જેઠારામ થરથર કાંપવા લાગ્યો. એ જ વખતે આગલો દરવાજો ઊઘડ્યો. જેઠારામને ઊગરી જવાની આશા જાગી. તેણે અંદર આવતા તિવારી સામે યાચનાભરી નજર રાખી... પણ તિવારીના આગમનથી રૂપો જરાય ખચકાયો નહીં : 'તિવારી, લઈ લે એના હાથમાંથી રૂપિયાની થેલી.' હવે જેઠારામને સમજાયું કે તિવારીએ જ તેને ફસાવવા માટે છટકું ગોઠવ્યું હતું. તેણે રૂપિયાની થેલીનો ઘા કરી દીધો. રૂપાએ જેઠારામના પહેરણનો કાંઠલો પકડ્યો અને બીજા હાથે તેની ડોકમાં લટકતો સોનાનો અછોડો ખેંચી કાઢ્યો.

'લે, તિવારી, આ પણ લઈ લે. તેની આંગળીઓમાં સોનાની વીંટી છે તેય ઉતારી લે.'

તિવારી ઝડપભેર રૂપાના ફરમાનનો અમલ કરવા મંડ્યો. રૂપાની આંખોમાંથી વછૂટતું ઝેર જોઈ જેઠારામને પસીનો છૂટ્યો. શ્વાસ લેવા માટે તેનાં નાખોરાં ફૂલી જતાં હતાં, ગળાની નસો ઊપસી આવી હતી. રૂપાના ખભે ભરાવેલી બંદૂકમાં તેને મોતનો દૂત દેખાયો.

જેઠારામને પાછલા બારણા તરફ ઢસરડી રૂપાએ કહ્યું : 'ચાલ, તારે માનસિંહનું ઠેકાણું જાણવું છે ને ! આગળ વધ.' જેઠારામ બે હાથ જોડી ધ્રૂજતો હતો, પણ રૂપાએ તેની સામે જોવાની દરકાર ન કરી. 'તિવારી, તને તારી વફાદારીનું ઇનામ મળી ગયું. હું આને લઈ જાઉં છું.' કહી તે જેઠારામને ઘસડતો બહાર લઈ ગયો.

બહાર ભયંકર અંધારામાં ચંબલની ભેંકાર કોતરો જોઈ જેઠારામના પગ જમીન સાથે જડાઈ ગયા. રૂપો તેની કેવી હાલત કરશે એ વિચારમાત્ર તેને નરકની પીડાનો અનુભવ કરાવતો હતો. માનસિંહ દુશ્મનને ઠાર કરે છે, જ્યારે રૂપો તો રહેંસીને મારે છે એ વાત જેઠારામ જાણતો હતો.

અર્ધા કલાકની કૂચ કરાવી રૂપો જેઠારામને ચંબલની વિકટ કોતરોમાં લઈ આવ્યો. મોઢામાં લૂગડાનો ડૂચો હોવાથી જેઠારામનો શ્વાસ રૂંધાતો હતો, પગ પાછા પડતા હતા અને રૂપો તેની પીઠ પર બંદૂકની નાળ દાબી પાછળપાછળ ચાલતો તલ્ફીરામના ખાનદાનની સાત પેઢીને ગલીચ ગાળો દેતો જતો હતો.

આખરે જેઠારામ ભાંગી પડ્યો. ચોધાર આંસુ સારતો તે રૂપાના પગે પડ્યો, માથું પટક્યું, પણ રૂપો પીગળ્યો નહીં. તેના વિકરાળ હાસ્યના પડઘાથી ચંબલની ખીણ ગર્જી ઊઠી : 'સાંભળ, જેઠારામ ! તારા મોતની ઘડીઓ પર અમારી કોતરો પણ હસે છે !' કહી તેણે જેઠારામના મોંમાંથી ડૂચો કાઢી લીધો. ફેફસાં ફુલાવી શ્વાસ લેતો જેઠારામ કરગર્યો : 'રૂપનારાયણ, મને માફ કરી દે ! હું બ્રાહ્મણ, તું પણ બ્રાહ્મણ છે...'

રૂપાએ એના ઉઘાડા મોંમાં બંદૂકની નાળ મૂકી : 'બેવકૂફ ! હવે યાદ આવ્યું કે હું બ્રાહ્મણ છું ? મારા કાકાની નિર્દય હત્યા કરતી વખતે બ્રાહ્મણનો નાતો ભુલાઈ ગયો હતો ?'

જેઠારામ બંદૂકની નાળથી બચવા જમીન પર ચત્તોપાટ સૂઈ ગયો. ધૂળમાં પગ ઘસતો, હાથપગ પછાડતો તે હીબકાં ભરતો હતો. તેની છાતી પર પગ મૂકીને રૂપાએ ત્રાડ નાખી : 'મૂંઝાઈશ નહીં, બંદૂકનો ઉપયોગ નથી કરવાનો...' આટલું સાંભળ્યું એટલે જેઠારામને જીવનની આશા જાગી, પણ રૂપાનો ઇરાદો જુદો હતો : 'તારા ખાતર અમારી એક કિંમતી કારતૂસ હું નહીં વેડફું.' કહી તેણે કમરમાં ભરાવેલું ખંજર બહાર કાઢ્યું. છાતી પર રૂપાનો જોરાવર પગ અને હાથમાં ઉગામેલું ધારદાર ખંજર... જેઠારામ જડ બની ગયો. મોતની સામે માનવી કેવો પામર, તુચ્છ અને રાંક બની જાય છે એ જોવાની રૂપાને મોજ પડતી હતી : 'જેઠા, જેટલી વધુ ચીસો પાડીશ એટલી રિબામણી વધુ થશે.' કહી રૂપાએ ખંજર ચલાવ્યું. માનવી મટીને એ હિંસક પશુ જેવો બની ગયો... કેવી ઘાતકી રીતે તેણે જેઠારામને માર્યો હશે એની કલ્પના તો મરનારના અવશેષો જોનારને જ આવી શકે.

ખંજરની અણીથી જેઠારામની આંખોના ડોળા બહાર કાઢ્યા. ચીસો પાડવા લાંબી થયેલી જીભ વાઢી નાખી, બંને ગાલ પર અર્ધો ઇંચ ઊંડી લાંબી લકીર ખેંચી, ગળાથી દૂંટી લગી કાપો કર્યો. રૂપાની નજર સામે તેના કાકા મુરારિરામની લાશ તરવરતી હતી, તેના ખુન્નસમાં જેઠારામની કાળી વેદના કે લાલ લોહીની કોઈ અસર રૂપાને રૂંવાડેય અડી નહીં.

જેઠારામની મરણચીસો શમી ગઈ. લોહીથી ખરડાયેલા હાથ પહોળા કરી રૂપો હી-હી-હી કરતો હસ્યો. આ ઘાતકી હત્યાએ તેના લોહીને વકરાવી દીધું. ભવિષ્યમાં રૂપો જે ભયાનક સ્વરૂપ ધારણ કરવાનો હતો તેની શરૂઆત થઈ ચૂકી.

જેઠારામની હત્યા કરીને રૂપા પાછો ફર્યો ત્યારે તેના હાલ-હવાલ જોઈને માનસિંહે પણ તાજુબી અનુભવી. વિકરાળ ચહેરો અને લોહીથી ખરડાયેલાં કપડાંમાં તે કેટલો ભયાનક લાગતો હતો ! જેઠારામની આંખો, નાક, કાન અને બીજાં અંગઉપાંગો માનસિંહ સામે ધરીને બોલ્યો : 'લ્યો, દાઉ, તલ્ફીરામના કુળનો એક આદમી ઓછો થયો. એની ચૂંથાયેલી લાશ જોઈને લોકો ધડો લેશે – માનસિંહ સામે દુશ્મની કરનારના આવા જ હાલ થવાના.'

માનસિંહ રૂપાને જોઈ રહ્યો. જેઠારામને તેણે કેટલો રિબાવીને માર્યો હશે તેનો અંદાજ આવી ગયો. દુશ્મનની હત્યાથી માનસિંહ રાજી થયો, પણ રૂપાને આટલી હદે જવાની શી જરૂર હતી ! છતાં માનસિંહે તેને ઠપકો ન આપ્યો, પીઠ થાબડીને શાબાશી આપી. 'ઠીક, ચાલ, હવે આપણે અહીંથી ભાગવાનું છે. પોલીસ-પલટન આપણને ત્રણે બાજુથી ઘેરી રહી છે. એક જ રસ્તો ખુલ્લો છે, ખેડા-રાઠોરનો.'

'દાઉ, કોણે બાતમી આપી ?' રૂપો ગંભીર બની ગયો. તે માનસિંહને ઘણી વાર કહેતો : 'આપણે બાતમીદાર પર વધુપડતો ભરોસો નહિ રાખવો. પોલીસ કોઈને ફોડે તો આપણને ગલત બાતમી આપી ફસાવી દે.'

'રૂપા ! તારો મતલબ હું સમજી ગયો.' માનસિંહે કહ્યું : 'આપણે ચાર જગ્યાએથી બાતમીની ખાતરી કરાવી લીધી છે. કુત્તાઓએ ત્રણ-પાંખિયો પેંતરો રચ્યો છે. બધા આપણાથી દસ-પંદર ગાઉ જેટલે પડાવ નાખીને પડ્યા છે.'

'તો પછી, દાઉ ! ખેડા-રાઠોરનો રસ્તો કેમ ખુલ્લો રાખ્યો ?' રૂપાએ શંકા વ્યક્ત કરી. બલવન્તને રૂપાની વધુપડતી ચાતુરી ન ગમી, પણ માનસિંહે તેને બોલવાનો મોકો ન આપ્યો : 'પહેલાં મને પણ એ માટે શંકા જાગેલી. પછી થયું કે આપણે ખેડા-રાઠોર જવાની હિંમત નહિ કરીએ એવી ગણતરીથી કૅપ્ટન શરમને ત્રણ દિશા ઘેરી હશે.'

'કદાચ એમ પણ બને.' રૂપાના અવાજમાં હજુય શંકા હતી : 'છતાં આપણે સાવચેતી રાખવી પડશે. કૅપ્ટન શરમન ભારે ખંધો અંગ્રેજ છે.'

આખી રાત માનસિંહની ટોળીને રઝળવું પડ્યું. લાંબો વિસામો લેવાનો અવકાશ નહોતો. અંધારામાં શક્ય એટલો વધુ પંથ કાપી લેવાનો હતો. સાવધાની ખાતર માનસિંહે ચાર ભાગમાં ટુકડીઓ વહેંચી લીધી. પાછળ પડેલી પોલીસ-પલટનથી બને તેટલા દૂર રહેવા માટે તેમણે આડભીડ રસ્તો લીધો હતો. વચ્ચેવચ્ચે ગામ આવતાં ત્યારે થોડો પોરો ખાઈને આગળ વધી જતા.

સવારનો હૂંફાળો તડકો પૃથ્વી પર રમવા નીકળ્યો ત્યારે માનસિંહ, બલવંત, રૂપો અને બીજા ચારેક સાથીઓ ગામના પાદરે આવેલા કૂવા પાસે રોકાયા. પનિહારીઓ બંદૂકધારી ટોળીને જોતાં જ સમજી ગઈ કે રાજા માનસિંહ આવે છે. સ્ત્રીઓને કદી માનસિંહનો ભય સતાવતો નહીં. એમને ખાતરી હતી કે એ આંખ ઊંચી કરીને પરસ્ત્રી સામે જોતો પણ નહીં. પનિહારીઓ કૂવાના થાળે એક બાજુ ખસી ગઈ. માનસિંહના એક સાથીએ કૂવામાંથી પાણી સીંચ્યું. બધાએ હાથ-મોં ધોઈ ખોબેખોબે પાણી પીધું. જાણે કોઈ વટેમાર્ગુઓ પાણી પીને જતા હોય તેમ માનસિંહ અને તેના સાથીઓ ચાલી નીકળ્યા. પચાસેક ડગલાં છેટે હશે ત્યાં માનસિંહને ખ્યાલ આવ્યો : 'રૂપા, બલવંત ક્યાં ?' બધાના પગ થંભી ગયા. રૂપાએ પાછા ફરીને જોયું અને કૂવા તરફ આંગળી ચીંધી કહ્યું : 'ત્યાં છે, જુઓ.'

માનસિંહે ગરદન ફેરવીને જોયું. તેની આંખોમાં ક્રોધની જ્વાળા ભભૂકી ઊઠી. બલવંત એક જુવાન પનિહારીની છેડતી કરતો હતો. એક હાથે સ્ત્રીનો પાલવ પકડી, બીજા હાથે તેનું બાવડું દબાવી તેને ખેંચવા જતો હતો. પેલી સ્ત્રીનું અંગેઅંગ કંપી રહ્યું હતું.

માનસિંહે ખભા પર ઝૂલતી બંદૂક ઉઠાવી જરા પણ વિચાર કરવા રોકાયા વિના બલવંતની ડોકનું નિશાન લીધું. ધડાકો થયો અને વીંધાયેલો બલવંત ચીસ નાખી જમીન પર ફસકી પડ્યો. પનિહારીના માથા પરથી મટકું પડી ગયું. બંદૂકના ધડાકાથી બધી પનિહારીઓ ગભરાઈ ગઈ. ઝાડ પરથી પંખીઓ ઊડી ગયાં. પણ માનસિંહ તો જાણે કંઈ જ ન બન્યું હોય તેમ ચાલી નીકળ્યો. તેના મુખ પરની તંગ રેખાઓ ધીમે ધીમે નરમ થતી હતી. તેણે એક વાર પાછું ફરીને બલવંતની લાશ તરફ જોવાની સુધ્ધાં પણ દરકાર ન કરી. જે જગ્યાએ ગોળી વાગી હતી તે

જીવલેણ જ નીવડવાની એની પાકી ખાતરી હતી. થોડાક છેટે ગયા પછી તેણે એટલું જ કહ્યું : ‘રૂપા, શિવપુરીના મુખીએ સાચું કહ્યું હતું : ‘બલવંત જ્યારે-જ્યારે બહાર જતો હતો ત્યારે તેની હવસ બેકાબૂ બની જતી. મને તેના પર વહેમ તો હતો, આજે ખાતરી થઈ ગઈ.’

બસ એથી વધુ તેણે ચર્ચા જ ન કરી.

બપોરે ખેડા-રાઠોરથી પચીસ ગાઉનો ફાંસલો આવ્યો ત્યારે માનસિંહે કહ્યું : ‘હવે આપણે વિસામો લઈએ. એકબે જણા થોડેક આઘે જઈને ખાતરી કરી આવે, જોખમ જેવું નથી ને... પછી સાંજકના આગળ વધીએ.’

તપાસ કરવા નીકળેલા બે સાથીઓને એકાદ કલાકમાં પાછા આવતા જોઈ માનસિંહ અને રૂપો સાબદા થયા : ‘જરૂર આગળ ભય જેવું છે... પણ એ બંને જણા કોને ઊંચકી લાવે છે ?’

‘અરે, આ તો આપણો ટાલિયો રઘુવીર !’ રૂપો રાડ પાડી ગયો : ‘તેનો પગ ઘવાયો લાગે છે. તમને એનો ક્યાં ભેટો થયો ?’

પેલા બેમાંના એકે બધી વાત કહી : ‘બે ગાઉ છેટે એ બેહોશ થઈને પડ્યો હતો. અમે તેને અહીં ઊંચકી લાવ્યા.’

‘જલદી કરો !’ માનસિંહે ફરમાન કર્યું : ‘પાણી છાંટીને તેને હોશમાં લાવો !’

માનસિંહે રઘુવીરના પગનો ઘાવ તપાસ્યો. ઘણું લોહી વહી ગયું હતું. ગોળી પિંડીમાં પેસી ગઈ હતી. રૂપાએ ખંજરથી ગોળી બહાર ખેંચી કાઢી. રઘુવીર ઊંહકારા કરતો ભાનમાં આવ્યો. માનસિંહ તેની આંખો ખૂલે એ અધીરાઈમાં બેઠો હતો. જરૂર કોઈ ગંભીર ઘટના બનવાની છે. એ જો હોશમાં આવ્યા પહેલાં જ ડૂકી ગયો તો ?

આખરે રઘુવીર ભાનમાં આવ્યો. આંખો સામે માનસિંહને જોઈ આટલી પીડા વચ્ચે પણ તેના હોઠ મલક્યા : ‘માનસિંહબાપુ ! આખરે હું પહોંચ્યો.’ તે હાંફતો હતો છતાં બોલવાનું રોકી શક્યો નહિ : ‘ખેડા-રાઠોરમાં તમને ફસાવવા માટે કૅપ્ટન શરમને જાળ બિછાવી છે. આજે રાતે તમારા પર અણધાર્યો હુમલો કરવાની ગણતરી છે. સંભાળજો.’

‘પણ તને ગોળી કોણે મારી ?’ માનસિંહ આ વિશ્વાસુ માણસની વફાદારી પર ગળગળો થઈ ગયો.

‘હું લપાતો તમને બાતમી આપવા આવતો હતો. શરમનસાહેબનો એક પોલીસ મને જોઈ ગયો. મને રોકવા પડકાર કર્યો, પણ હું નાઠો. પગમાં ગોળી વાગી, છતાં દોડ્યો... ખબર નથી કેટલા ગાઉ દોડ્યો છું !’

રઘુવીરની છાતી ભીંસાવા લાગી. માનસિંહે તેનો હાથ પોતાના બંને હાથમાં લીધો : ‘રઘુ, તેં મારો જાન બચાવવા આટલું બધું જોખમ ખેડ્યું ! તારાં બૈરી-છોકરાંઓનો પણ વિચાર ન કર્યો !’

પણ રઘુવીર જવાબ આપી ન શક્યો. તેનું ગળુ રૂંધાતું હતું. આંખો દ્વારા સંતોષપૂર્વક માનસિંહને જોતો રહ્યો, પછી એક ઝાટકો ખાઈ આંખો મીંચી દીધી.

પોતાના નાતીલા સાથી બલવંતને ઠાર કર્યા પછી એક વાર નજર ફેરવીને પણ તેને નહિ જોનાર કઠોર માનસિંહ રઘુવીરની લાશ પર આંસુ સારતો બેઠો હતો : આવા વફાદાર માનવીનું ઋણ પોતે કઈ રીતે અદા કરશે ?

રઘુની સળગતી ચિતા સામે માનસિંહ શોકમગ્ન ચહેરે બેઠો હતો ત્યારે રૂપાએ કહ્યું : 'દાઉ, હવે આપણે પાછા ફરી જઈએ. કૅપ્ટન શરમનની જાળમાં ફસાઈએ એ પહેલાં આપણને રઘુએ ચેતવી દીધા.'

'નહિ, રૂપા, પાછા નથી ફરવું. હવે તો કૅપ્ટન શરમનનું પાણી માપવું છે. એ આપણને ફસાવવા માગે છે, પણ આપણે એને પાઠ ભણાવીશું. પાંચ-સાત કુત્તાઓને ખતમ નહીં કરું ત્યાં લગી આ રઘુના આત્માની સદ્ગતિ નહીં થાય.'

રૂપો કંઈ બોલી શક્યો નહીં. માનસિંહ સામે ચાલીને ખતરનાક જોખમ ખેડવા તૈયાર થયો હતો.



## ૯

દિવસ આથમી ગયો. કૅપ્ટન શરમન એની જ રાહ જોતા હતા. આજે રાતે માનસિંહનો ભેટો અચૂક થવાનો, ધિંગાણું ખેલાશે, પાંચ-પંદર લાશો ઢળશે અને માનસિંહ જીવતો કે મૂઓ ગિરફતાર થશે... પણ પંખાની દોરી ખેંચનારો પેલો ટાલિયો બાજી બગાડી તો નહીં નાખે ને ? હું એને બેવકૂફ ધારતો હતો અને એ નીકળ્યો ચાલાક. સારું થયું કે પોલીસે એને ઠાર કર્યો – ના, ઠાર ક્યાં કર્યો ? ગોળીથી જખમી કર્યો હતો. તો પછી એની લાશ કેમ હાથ ન લાગી ? આ હિન્દુસ્તાની પોલીસો સાલા અધકચરા અને કામચોર છે ! જખમી કર્યા પછી છેવટ સુધી એનો પીછો કેમ ન કર્યો ? પાછા મારા બેટા કહે છે એ જખમી જઈ-જઈને કેટલેક જશે ? રાત લગીમાં તો કોઈ જંગલી જનાવર તેની લાશને ઠેકાણે પાડી દેશે ! અર્ધા પોલીસો ડાકુઓના નામથી ધ્રૂજે છે ! થોડાક તો અંદરખાનેથી માનસિંહને પૂજે છે ! નહિતર માનસિંહની શી મજાલ કે બબ્બે વરસ સુધી પોલીસ સામે ટકી શકે...

શરમનસાહેબે આવા તર્ક-વિતર્ક કરીને માંડ સાંજ પાડી. અંધારું થયા પહેલાં હિલચાલ કરવા માગતા નહોતા. રખે ને માનસિંહને કોઈ બાતમી આપી આવે અને તે પાછો ફરી જાય. અંધકાર ઘટ્ટ થયા પછી તેમણે બે ટુકડીઓ જુદાજુદા માર્ગે ખેડા-રાઠોર રવાના કરી. તેમને ફડક ફરમાન કરવામાં આવ્યું કે ગામની નજરે ચડ્યા વિના ચંબલ તરફ સરકી જવાનું.

રાતના નવના સુમારે ખેડા-રાઠોરથી પાંચ ગાઉ છેટે ચંબલના કિનારે કૅપ્ટન શરમને પોલીસોને પાંચ-પાંચના જૂથમાં જુદીજુદી પોઝિશનમાં ગોઠવી દીધા. એમને સૂચના આપવામાં આવી કે ગોળીબાર કરવાની કોઈએ અધીરાઈ ન કરવી. તેમને બને તેટલા નજદીક આવવા દેવા. નદી

ઓળંગીને આગળ વધે પછી જ એકીસાથે બધાએ બંદૂકો ચલાવવી. ખબરદાર જો કોઈએ પીછેહઠ કરી છે તો ! જાન ભલે જાય પણ પોલીસખાતાની આબરૂ ન જવી જોઈએ !

અંધારામાં લપાઈને કૅપ્ટન શરમન આતુરતાથી માનસિંહની ઇન્તેજારી કરતા બેઠા હતા. થોડીથોડી વારે ચંબલને સામે પાર આંખો ખેંચીને જોઈ લેતા : કંઈ હિલચાલ થાય છે ? ખળખળ વહેતી નદીના કલરવ સિવાય બીજું કંઈ સંભળાતું નથી. અંધારામાં ચમકતા પાણીના રૂપેરી પ્રવાહ સિવાય કશું દેખાતું નથી. તંગદિલી ખંખેરવા માટે સિગારેટ સળગાવવાનું મન થઈ આવતું, પણ જોર કરીને એ ઇચ્છાને દાબી દેતા. તેમણે જ મનાઈ ફરમાવી હતી : ખાનગીમાં સિગારેટ-બીડી પીવાની કોઈ મૂર્ખામી ન કરતા, નહિતર ડાકુઓને શંકા જશે.

એક કલાક તો અધ્ધર જીવે વિતાવ્યો, પણ પછી શરમનસાહેબની ધીરજ ખૂટવા લાગી. આમ આખી રાત તપ કરતા બેસી રહે અને ડાકુઓ આવે જ નહિ તો ? કદાચ તેઓ બે-ચાર ગાઉ છેટે પડાવ નાખીને પડ્યા હોય તો સવારના ચેતીને પાછા ચાલ્યા જાય. બનવાજોગ છે કે નદી ઓળંગતા પહેલાં એકબે જણાને ચોક્સાઈ કરવા મોકલે... તોય તેમની બાજી ઊંધી વળી જાય. એક વાત નક્કી હતી કે પોલીસ કે ડાકુઓ કોઈને પણ નદી પાર કરવા માટે હોડીનો ઉપયોગ કરવો જ પડશે. કેડ સુધીનાં પાણી હતાં. તેમાં ભીંજાતા અર્ધા ફર્લાંગનું અંતર કાપવાનું અનુકૂળ કે સલામત નહોતું. દિવસના ભાગમાં માલની હેરફેર કરતી મોટી હોડીઓ રાતે બંને કાંઠે પડી રહેતી. શરમનસાહેબે દૂરથી હોડીનું માપ કાઢી જોયું. એક હોડી ઓછામાં ઓછા દસ-બાર જણાનો ભાર વહી શકશે. ત્રણ ફેરામાં આખી ટુકડી સામે પાર પહોંચી શકે.

બીજો અર્ધો કલાક રાહ જોઈ લીધા પછી તેમણે વિચારને અમલમાં મૂક્યો. પહેલી ખેપમાં વીસ કસાયેલા પોલીસને ચૂંટી કાઢ્યા, પોતાના બે મદદનીશને સાથે લીધા અને બંને હોડીઓ સામા કાંઠા તરફ હંકારી. બહુ અવાજ ન થાય એટલે હોડીઓ ધીમા વેગે બાજુબાજુમાં આગળ વધતી હતી. શરમનસાહેબ જમણા હાથમાં પિસ્તોલ અને ડાબા હાથે બૅટરી પકડીને ઊભા હતા.

‘દાઉ ! તમારી ધારણા સાચી ઠરી. કુત્તાઓ થાકીને આ બાજુ આવતા લાગે છે.’ રૂપાએ માનસિંહને ખુશખબર આપ્યા : ‘બે હોડીઓ છે. પચીસ-ત્રીસ જણા હશે.’

‘બસ તો, હવે આપણે પરચો બતાવીએ.’ માનસિંહની આંખો અંધારામાં તગતગી : ‘રૂપા, તું જમણી બાજુએ રહે, હું વચ્ચેથી ગોળી છોડીશ. પહેલ મારે કરવાની. એમના તરફથી સામો ગોળીબાર થાય એટલે આપણે ત્રણે બાજુથી ઝીંકવા માંડશું.’

માનસિંહ ત્રણ કલાકથી આ ઘડી માટે પ્રતીક્ષા કરતો હતો. સામાન્ય નિયમ મુજબ ડાકુઓ પોલીસને છેતરીને પલાયન થઈ જવાનું પસંદ કરે છે. બની શકે ત્યાં લગી હડફેટમાં ન આવવું. ધિંગાણામાં સૌથી મોટી ખુવારી કારતૂસોની થાય, જેની ડાકુઓને મન ભારે કિંમત હોય છે. પણ આજે માનસિંહને શૂરાતન ચડ્યું, શરમનને હંફાવવાનું... ટાલિયા રઘુવીરના મોતે તેને છંછેડ્યો હતો. રઘુવીરની બાતમી સાચી ઠરી. પોલીસટુકડી તેને ફસાવવાની મુરાદ સાથે સાંજથી રાહ જોતી હોવી જોઈએ. જો બાતમી ન મળી હોત તો કેવી આફત ઊતરત !

કોતરની આડશે ઊભેલા માનસિંહે બંદૂકના ઘોડા પર આંગળી રાખી. નજદીક આવતી હોડી પર તેની નજર ઘોની જેમ ચોંટેલી હતી. પાંચ ગજ છેટે રૂપો દસ-પંદર સાથીઓની વચ્ચે હોડીનું નિશાન લઈને ગોઠણભેર બેઠો હતો. પોલીસનું નામ લેતાં જ જેનું લોહી તપી જતું હોય એ રૂપા માટે પોલીસને જોયા પછી શાંત રહેવું અસહ્ય થઈ પડ્યું. દાઉ ક્યારે વાર કરે તેની અધીરાઈથી તે આકુળવ્યાકુળ થતો હતો.

બંને હોડીઓ મઝધાર વટાવી ચૂકી છે તેનો અંદાજ આવતાં માનસિંહે ભડાકો કર્યો. તેના પડઘાથી સૂમસામ કોતરો હચમચી ઊઠી. માનસિંહની ગોળી હોડીનું નિશાન ચૂકી ગઈ, પણ આવા અણધાર્યા આક્રમણથી પોલીસટુકડી હેબતાઈ ગઈ. શરમને બૅટરીની ચાંપ દાબી, અંધારાને ચીરતો રોશનીનો લિસોટો સામા કાંઠા પર ફેંકાયો. શરમને પિસ્તોલના ઘોડા પર આંગળી ટેકવી રાખી હતી. પણ ઘોડો દબાય એ પહેલાં એ સન...ન...ન... કરતી ગોળી ધસી આવી. રૂપાએ બૅટરીના પ્રકાશમાં શરમનસાહેબનું નિશાન તાક્યું હતું. ધડાકા સાથે શરમનના હાથમાંથી બેટરી ઊડી પડી. જરાક માટે તેઓ બચી ગયા. ઝાટકા સાથે નીચું માથું કરી બેસી પડ્યા. હોડી ડગમગવા લાગી. એક પોલીસ ધીમી ચીસ નાખતો પાણીમાં ગબડ્યો. બે-ચાર પળમાં આ બધું બની ગયું. શરમને નવો પેંતરો રચવા માટે મગજને કામે લગાડ્યું, પણ એને માટે પૂરો અવકાશ મળ્યો નહીં. ત્રણ બાજુએથી એકીસાથે ધડાધડ ગોળીઓ છૂટવા લાગી. શરમને પિસ્તોલ ચલાવી. તેની સાથે બંને હોડીઓમાંથી બંદૂકો ગરજવા લાગી. પેલા કિનારા પર રહી ગયેલા પોલીસો શું કરવું એની વિમાસણમાં બંદૂક પકડીને બેસી રહ્યા.

હવે શરમનને સમજાયું કે ડાકુઓએ એમને આબાદ ઝડપી લીધા હતા. તેમને માટે અંધારામાં પણ હોડીઓ પર નિશાન લેવાનું આસાન હતું, જ્યારે પોતે ડાકુઓને જોઈ શકે તેમ નહોતા. કોતરોની આડશમાં તેઓ બધા સલામત હતા. એકીસાથે ત્રણ ગોળીઓ ધસી આવી. એકે હોડીમાં ગાબડું પાડ્યું, બીજી શરમનસાહેબની પાછળના એક પોલીસની ખોપરીમાં પેસી ગઈ અને ત્રીજીએ બીજી હોડીના એક પોલીસનો ખભો ચીરી નાખ્યો. હૃદયવિદારક ચીસો સંભળાઈ.

'પાણીમાં કૂદી પડો !' ફાટી ગયેલા અવાજે શરમને રાડ નાખી. જોકે એમના હુકમ પહેલાં જ ચારપાંચ પોલીસો જીવ બચાવવા હોડીમાંથી કૂદી ગયા હતા અને તેના ધક્કાથી હોડી ઊંધી પડવાની તૈયારીમાં જ હતી. ધુબાકા સંભળાયા. રૂપો આ લાગ પણ છોડવા માગતો નહોતો. હોડીમાંથી ઝંપલાવતા એક પોલીસને તેણે અધ્ધર જ ઝડપી લીધો. ગોળીના ઘાથી તે ગુલાંટ ખાતો, ચીસ પાડતો પાણીમાં ગરક થઈ ગયો. શરમન સિવાય બધા રઘવાયા બની ઊભાઊભા ભય અને ટાઢા પાણીથી ધ્રૂજવા લાગ્યા હતા. કમર સુધીના પાણીમાં ઊભા રહી શરમને પિસ્તોલ ગરજતી રાખી. રૂપો કોતરોની આડશ છોડીને બહાર આવ્યો. તેને એ જ અફસોસ થતો કે અંધારામાં શરમન ક્યાં છે તે કળી શકાતું નહોતું. પોલીસની પીછેહઠથી તેને ચાનક ચડી હતી. નદીના પટમાં સરકતો તે કાંઠા લગી આવી પહોંચ્યો. ત્યાં પડેલી હોડીની આડશ લઈ તેણે

બંદૂક ચાલુ કરી. શરમનના માથા પર હજુ સુધી સલામત રહેલી હૅટ અધ્ધર ઊડી. મોત માથા પરથી પસાર થઈ ગયું હોય એવો આંચકો તેમને લાગ્યો.

માનસિંહ પણ ચોંક્યો. રૂપો કાંઠે પહોંચી ગયો છે તે એને હવે ખ્યાલ આવ્યો. તેણે હાંક મારી : 'રૂપા ! પાછો ફરી જા !' રૂપાએ જાણે સાંભળ્યું ન હોય તેમ વધુ એક ગોળી સામી દિશામાં છોડી.

શરમન હવે સમજી ગયા કે કોઈ કિનારા સુધી આવીને ગોળીબાર કરે છે. તેમના દસેક જેટલા પોલીસ તો પાછા ફરી ગયા હતા. એક હોડી ઊંધી વળી ચૂકી હતી. પાછા ફરવું કે આગળ વધવું એ ગડમથલ તેમને અકળાવવા લાગી. પણ પીછેહઠ કરી અંગ્રેજ ખમીરને લજવવા કરતાં જાનનું જોખમ ખેડવા તેઓ તૈયાર થયા : 'જેટલા છો તેટલા પેલી હોડીમાં ચડી બેસો.' તેમના સત્તાવાહક અવાજનો અનાદર કરવાની કોઈની હિંમત ન ચાલી. કદાચ એમને ખબર પણ નહીં હોય કે શરમનસાહેબ શું કરવા ધારે છે.

થોડી વાર સન્નાટો છવાઈ ગયો. શી હિલચાલ થાય છે એ રૂપો અધીરાઈથી જોઈ રહ્યો હતો. માનસિંહે ફરી રૂપાને હાંક મારી, પણ રૂપો તેની જગ્યાએથી હઠ્યો નહીં. ત્યારે માનસિંહ બહાર આવ્યો. તે રૂપા પાસે પહોંચ્યો ત્યારે શરમન અને તેના પોલીસો હોડીમાં ચડી બેઠા હતા.

રૂપો નિશાન લેતો હતો ત્યાં માનસિંહે એને રોક્યો : 'ખમી જા. એ શું કરે છે તે જરા જોઈએ.'

'દાઉ, છટકી જવાની તૈયારી સિવાય એ લોકો શું કરવાના ?' પણ રૂપાની ધારણા ખોટી ઠરી. હોડી એમના તરફ આવતી હતી. રૂપો ગિન્નાયો. તેણે ઘોડો દાબ્યો. સન...ન...ન કરતી ગોળી હોડી પરથી પરથી પસાર થઈ ગઈ. તરત જ સામેથી શરમને તેનો જવાબ વાળ્યો. માનસિંહના કાન પાસેથી સર...ર કરતી ગોળી નીકળી ગઈ. તેના સાથીઓએ પાછળથી હોડી પર ઉપરાઉપર બાર કરવા માંડ્યા. હવે પોલીસ પણ ઝનૂને ભરાઈ હોય તેમ એકીસાથે બંદૂકો ચાલાવતી હતી. પાંચેક મિનિટ ગોળીઓની ઝડી વરસતી રહી. જખમી થનારાની ચીસો પણ તેમાં દબાઈ જતી હતી. અત્યાર સુધી સામે નિષ્ક્રિય ઊભેલી પોલીસટુકડીએ, રહી રહીને સાન આવી હોય તેમ ગોળીબાર શરૂ કર્યા. એટલે દૂરથી અંધારામાં કોઈ નિશાન લાગવાનું નહોતું છતાં આંધળો ગોળીબાર ચાલતો હતો.

શરમનની હોડી નજીક આવતી હતી. રૂપા અને માનસિંહે બે-ત્રણને જખમી કર્યા છતાં હોડીનો વેગ ધીમો પડ્યો નહીં. વીસ-પચીસ વાર જેટલું છેટું રહ્યું ત્યારે શરમનની રાડ સંભળાઈ : 'બહાર કૂદી પડો !' માનસિંહને નવાઈ લાગી : આ લોકો શું કરવા ધારે છે ? સમજ પડતી નથી.

'રૂપા, આપણે કોતર તરફ હઠી જઈએ. આ કુત્તાઓ કોઈ દાવ ખેલતા લાગે છે.' પણ રૂપાને ઉતાવળ નહોતી : 'દાઉ, તમને સરકી જાઓ, હું પછી આવું છું.'

થોડી વાર બંદૂકો ખામોશ બની ગઈ. માનસિંહે સાથીઓને એક તરફ ભેગા કરવા માંડ્યા. આ બાજુ શરમને તેના પોલીસોને હોડીની સાથે લઈ લીધા. ત્યાં પાણી ગોઠણ સુધીનાં જ હતાં. 'ચાલો, હવે ધીમે ધીમે હોડીને ધક્કા મારતા આગળ વધો.' શરમને હુકમ કર્યો, 'ભલે સામેથી ગોળીઓ છૂટે, કોઈ ખસ્યો છે તો હુંજ ફૂંકી મારીશ !'

જોખમી ચાલ ખેલી રહ્યા હતા શરમન. કોતરોમાં ડાકુની આખી ટોળી હતી અને પોતે દસબાર પોલીસોને લઈ સામે જતા હતા. રૂપાની આંખો ફાટી રહી. પોલીસની આ હિંમત ! દાઝે ભરાઈને તેણે ગોળીબાર કરવા માંડ્યા, પણ તેની ગોળીઓ હોડી સાથે અફળાઈને નાકામિયાબ બની જતી. માનસિંહ અને તેના સાથીઓએ પણ બંદૂકો ચલાવી, છતાં શરમનની કૂચ અટકી નહીં. ત્યારે તેણે રાડ નાખી : 'રૂપા ! પાછો ફરી જા !' આવા ફાટી ગયેલા અવાજે માનસિંહને રાડ પાડતો રૂપાએ કદી સાંભળ્યો નહોતો. તે ચેત્યો. શરમન જાન પર આવીને કાંઠે પહોંચી જશે તો સપાટ જમીન પટ પર તેનો મુકાબલો કરવો મુશ્કેલ થશે : કારતૂસના પટ્ટા પર ધ્યાન ગયું, ત્રણ-ચાર ટેટા જ તેની પાસે બચ્યા હતા.

શરમનની ટુકડી કિનારાથી દસેક વાર છેટે હતી ત્યારે રૂપો પાછળ સરકવા લાગ્યો. કોતર સુધી પહોંચવામાં તેણે ત્રીસ-ચાલીસ કદમનું જ અંતર ઓળંગવાનું હતું, છતાં પાછળથી હુમલો થાય તેની કાળજી રાખવાની હોવાથી તે ધીમેધીમે ગોઠણભેર સરકતો હતો. દસેક ડગલાં બાકી રહ્યાં ત્યારે શરમન અને તેના પોલીસો કિનારે આવી પહોંચ્યા : 'સાહેબ, પેલો ભાગે છે !' એક જણાએ આંગળી ચીંધી અને શરમને પિસ્તોલનો ઘોડો દબાવ્યો. રૂપો ઊભો થઈને કોતરની આડશ પકડવાની અણી પર હતો ત્યારે જ ગોળી તેની પિંડીમાં ધરબાઈ ગઈ. તે ઊથલી પડ્યો. માનસિંહ અને તેના સાથીઓની બંદૂકો શરમનની ટુકડી પર ગોળીઓ વરસાવવા લાગી. આંગળી ચીંધનાર પોલીસ ચીસ નાખતો નદીમાં ફેંકાયો. એક ગોળી શરમનના બાવડામાં ચીરો કરતી ગઈ. તેમના હાથમાંથી પિસ્તોલ ઊડી પડી. બીજા પોલીસો ઝડપથી કાંઠે પડેલી ત્રણ હોડીની આડશમાં લપાઈ ગયા. શરમન ભોંયસરસા થઈ રેંગતા-રેંગતા હોડીની ઓથે માંડ પહોંચ્યા. તેમના બાવડામાંથી લોહીની ધાર થતી હતી. જખમ પર તેમણે બીજા હાથનો પંજો જોરથી ભીંસી રાખ્યો : બંદૂકો ચાલુ રાખો !'

માનસિંહ રૂપા પાસે જઈ પહોંચ્યો : 'કેવુંક લાગ્યું, રૂપા !' તેના અવાજમાં આછો કંપ હતો. 'ખાસ વાગ્યું નથી. તમે મારી ફિકર ન કરો. એ કુત્તાઓની ખબર લઈ નાખવી છે !' કહેતો એ બેઠો થઈ બંદૂકમાં કારતૂસ ભરવા માંડ્યો. માનસિંહે જોયું કે રૂપાની પિંડી લોહીથી લથબથ થતી હતી. માથા પર વીંટેલું કપડું ખોલી તેણે રૂપાનો જખમ કસીને બાંધી દીધો. થોડી વારમાં કપડું લોહીથી ભીનું થઈ ગયું : 'ચાલો, નાસી છૂટો !' માનસિંહે રૂપાને ટેકો આપી ઊભો કર્યો. બીજા બે જણાએ રૂપાને ઊંચકવામાં મદદ કરી, પણ રૂપાએ તેમને આઘા હડસેલી દીધા : 'નહીં ! દાઉ ! આપણે ચુમાલીસ જણા છીએ. એ દસને ઠેકાણે પાડતાં વાર નહીં લાગે.'

'રૂપા !' માનસિંહે સખતાઈથી કહ્યું : 'હું કહું છું કે નાસી છૂટવું છે. તું જીદ નહીં કર.'

ગોળીઓ વરસતી હતી તેના ભડકાઓ વચ્ચે પણ માનસિંહનો સત્તાવાહક અવાજ ધારી અસર કરી ગયો. દાઉની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાની ઉદ્ધતાઈ રૂપાથી કેમ થાય ? કોચવાતા મને તેણે કહ્યું : 'નાસી છૂટીએ. શરમનને ફરી કોઈ વાર જોઈ લેશું.'

ખિસ્સામાંથી રૂમાલ કાઢી કૅપ્ટન શરમને બાવડાના જખમ પર વીંટી દીધો. ગોળીબાર રોકાવી તેમણે જોયું તો ડાકુઓ તરફની હિલચાલ શમી ગઈ હતી. તેમને અફસોસ થયો કે જો પોલીસની આખી ટુકડી આ કાંઠે હાજર હોત તો ડાકુઓને છટકવાનો મોકો ન મળત. છતાં તેઓ અર્ધે રસ્તેથી પાછા ફરી જવા તૈયાર નહોતા. હજુ માથે પોણી રાત બાકી છે. એ લોકો જરૂર ક્યાંક પોરો ખાવા રોકાશે.

'ચાર જણા બે હોડીઓ લઈને સામે કાંઠે જાઓ - જલદી...' તેમણે નિર્ણય કરી લીધો : 'આપણે કોતરોમાં ડાકુઓનો પીછો કરવો છે.'

અર્ધો-પોણો કલાક તેમાં વેડફાયો. ઘવાયેલો સિંહ વીફરે તે રીતે કૅપ્ટન શરમન ડાકુઓનો પીછો કરવા ભુરાયા થયા હતા. ઘનઘોર અંધારી રાત કે કોતરોના વિકટ રસ્તાઓએ તેમને ડગાવ્યા નહીં. પણ ચાર-પાંચ માઈલનો પંથ કાપ્યા પછી તેમને સમજાવા માંડ્યું કે તેઓ અંધારામાં આથડતા હતા. ભુલભુલામણી જેવા રસ્તા પર ઘણી વારે ફરીફરીને એકની એક જગ્યાએ પાછા આવતા હતા. ડાકુઓ કદાચ આસપાસના પચીસ-પચાસ ગજના ફાંસલે છુપાયા હોય તોપણ ખબર ન પડે. છતાં એક જ આશાને આધારે તેમણે રઝળપાટ ચાલુ જ રાખી. ત્રણ દિશામાં પોલીસ-ટુકડીઓના પડાવ હતા. તેમાંથી કોઈકની સાથે નાસી જતા માનસિંહની ટોળી હડફેટમાં આવી જાય.

કુદરતનો ફાંટાબાજ મિજાજ જોવો હોય તો ચંબલની કોતરોમાં પગપાળા ભટકી જુઓ. માઈલો સુધી ઊંચીનીચી, આડીઅવળી કોતરોમાં કોરાયેલી કેડીઓ પર ચાલ્યા જઈએ. પછી એકાએક સપાટ જમીન આવી ચડે. પા-અર્ધા માઈલના એ સપાટ પ્રદેશમાં ખેતી કરીને ગુજારો કરતાં બેચાર ઝૂંપડાં ઊભાં હોય, પણ પછી ફરી ઊંચી-નીચી ટેકરીઓ શરૂ થાય. કોઈ રડ્યું-ખડ્યું ઝૂંપડું ટેકરી પર હવા ખાતું દેખાય. ચંબલની કોતરોના બે પડોશીઓને ખબર-અંતર પૂછવા હોય તો અર્ધા ગાઉની મજલ કાપવી પડે !

જ્યાં ખેતી માટે પૂરતી જમીન ન હોય, જીવનનિર્વાહનું બીજું સાધન ન હોય તે પ્રજાનું જીવન કેટલું અસ્થિર હશે ! એટલે જ કહેવાય છે ને કે અહીં એક ઘરમાં ત્રણ દીકરા હોય તો એક ખેતી કરે, બીજો લશ્કરમાં જોડાય અને ત્રીજો ડાકુ બની જાય !

કૅપ્ટન શરમને મળસકા સુધી કૂચ જારી રાખી, પણ હાંફી જવા સિવાય કોઈ પરિણામ ન આવ્યું, ત્યારે ચારપાંચ ઝૂંપડાંની વસ્તીમાં પોરો ખાવા રોકાયા. અહીંના લોકોની તાસીર તેઓ જાણતા હતા. કોઈને પૂછો કે ડાકુઓ આ તરફથી નીકળ્યા છે, તો અજાણ્યા થઈ જાય. ઘણી વાર ડાકુની ટોળી ત્યાં વિસામો લેવા કે પાણી પીવા રોકાઈ હોય તોપણ બેધડક કહી દે : 'ના રે ! આ તરફ તો કોઈ ફરક્યું નથી.' ક્યારેક પોલીસને આંગળી ચીંધાડે : 'હા, થોડી વાર પહેલાં કેટલાક જણ જાગતા હતા.' એમનો પીછો લેવા જતાં ઊંધા રવાડે ચડી જવાનું જોખમ વધારે હતું.

છતાં કૅપ્ટન શરમનથી ઝૂંપડાના બારણે ખાટલા પર સૂતેલા બૂઢાને પૂછ્યા વિના રહી શકાયું નહીં : 'અલ્યા ડાકુઓને ભાળ્યા ?' ધારેલો જ જવાબ મળ્યો : 'ના રે બાપલા ! હું તો આખી રાત ઘોરતો હતો. તમે આવ્યા ત્યારે આંખ ઊઘડી.'

પણ શરમનની ચકોર નજરે તેનું જૂઠાણું પકડી પાડ્યું. એની આંખોમાં ઊંઘ નહોતી, ઉચાટ દેખાતો હતો. નજર ફરતીફરતી ધૂળમાં પડેલી તાજાં પગલાં પર ગઈ. બૂઢો જરૂર કંઈક છુપાવે છે. આરામ કરવાનું માંડી વાળી તેઓ આગળ વધવાનું વિચારતા હતા ત્યાં પેલાં પગલાંએ તેમને રોક્યા. પગનાં નિશાન ઝૂંપડા પાસે જ અટકી જતાં હતાં.

તાબડતોબ ઝૂંપડાને ઘેરી લીધું. એમની અટકળ સાચી ઠરી. માનસિંહના બે સાથીઓ અંદરથી ઝડપાયા. બીજા ઝૂંપડાની ઝડતી લીધી. તેમાં પણ બે જણ હાથ લાગ્યા. છતાં તેઓ માનસિંહના સાથી છે એમ પુરવાર કરવું કઠિન હતું, અને આખી ટોળીમાંથી આ ચાર જણા અલગ શી રીતે પડ્યા એ કોયડો મૂંઝવણભર્યો હતો. પેલાને ઘણા દબડાવ્યા, પણ 'માનસિંહને ઓળખે છે જ કોણ ?' એમ કહી કરગરવા લાગ્યા. 'બંદૂકના પરવાના છે ?' તેનો જવાબ નકારમાં મળ્યો એટલે ચારેયને ગિરફતાર કરી લીધા. પેલા બૂઢાને પણ સાથે ઉપાડ્યો.

વિખૂટા પડી ગયેલા ચાર સાથીઓ ગિરફતાર થઈ ગયાના ખબરે માનસિંહ અને રૂપાને હળવો આંચકો આપ્યો. એક વાતની ખાતરી હતી કે તેનો કોઈ સાથી પોલીસ પાસે સાચી ઓળખાણ નહીં જ આપે અને કોઈ જાતની કબૂલાત પણ નહીં કરે, છતાં પોલીસ પકડાયેલાઓને હેરાન કરવાની તક જતી નહીં કરે. સાચા-ખોટા સાક્ષીઓ ઊભા કરવાની કોશિશો થવાની જ. તાબડતોબ માનસિંહે ચારે બાજુ ધમકી વહેતી કરી દીધી : 'કોઈ પણ શખ્સ જુબાની કે ઓળખાણ આપવા જશે તેના આખા ખાનદાનને ખતમ કરી નાખીશ !'

પછી કોની મગદૂર છે કે માનસિંહની સામે પડે ? પોલીસે બહુ ફાંફાં માર્યાં, ધાકધમકી અને લાલચ આપી, પણ કોઈ અદાલતમાં પગ મૂકવા રાજી નહોતું : 'બાપલા, તમે બીજું જે કહો એ કરવા તૈયાર છીએ, પણ અમને આમાં ન સંડોવો !'

કૅપ્ટન શરમનના હાથ હેઠા પડ્યા. બે મહિનામાં એ ચારેયને છોડી દેવા પડ્યા. પોલીસની લાચારીની માનસિંહ અને રૂપાએ ઠેકડી ઉડાવી. લોકો છડેચોક બોલતા : 'આખા હિન્દુસ્તાન પર ભલે અંગ્રેજોનું રાજ હોય, પણ ચંબલનો રાજા તો માનસિંહ છે !'

*

સમય વીતતો હતો તેમ માનસિંહનું જોર વધતું જતું હતું. જાપાનમાં અણુબૉમ્બ પડ્યા અને બીજી લડાઈ બંધ થઈ, પણ માનસિંહે પોલીસ સામે લડવાનું ચાલુ રાખ્યું. નેતારામને ખતમ કરવા ધોળે દિવસે તે બેત્રણ વાર ટોળી લઈ ખેડા-રાઠોર ધસી ગયો હતો. તેનાં ખેતરોમાં કામ કરનારાઓને ચેતવવામાં આવ્યા કે હવે પછી નેતારામનાં ખેતરોમાં કોઈ પગ મૂકશે તે જીવતો નહિ રહે. બે વાર તો ફસલ સળગાવી દીધી. નેતારામની હવેલી પર અણધાર્યો હુમલો કરીને તેને ગભરાવ્યો. જોકે નેતારામ ન ઝપટે ચડ્યો, ન તો એણે ગામ છોડ્યું.

આગ્રાના સી. આઈ. ડી. ખાતામાં તાજો જ ભરતી થયેલો વિક્રમસિંહ કૅપ્ટન શરમન સામે અદબ વાળીને ઊભો હતો. આ ઊંચો, પાતળો અને દેખાવડો જુવાન સદાય હસતો દેખાતો, પણ આજે તેના ચહેરા પર શોકની છાયા ફરી વળી હતી. કૅપ્ટન શરમન હમદર્દીપૂર્વક તેને જોતા હતા : 'વિક્રમ, એમાં હું શું કરી શકું ? તારો બાપ મારામારીમાં હથિયાર સાથે પકડાયો છે. ઘણાબધાએ તેને ગોવિંદના માથામાં કુહાડી ફટકારતો જોયો છે. છડેચોક થયેલા અપરાધ પર હું કઈ રીતે ઢાંકપિછેડો કરી શકું ?'

વિક્રમનો ચહેરો રડમસ થઈ ગયો. શરમને સહાનુભૂતિ દર્શાવી : 'છતાં બાપને કારણે તારી કારકિર્દીને હાનિ નહીં પહોંચે એનો હું ખ્યાલ રાખીશ. મને તારા માટે ઘણી ઉમ્મીદ છે.'

'સાહેબ, એવો કોઈ રસ્તો નથી કે મારા બાપને બે-પાંચ વરસથી વધુ સજા ન થાય ? હું ગમે તે કરવા તૈયાર છું.' તે થોડું રોકાયો. પછી આવેશમાં બોલી ગયો : 'એટલા ખાતર કહેતા હો તો માનસિંહની ટોળીને પકડવા માટે હું જાનનું જોખમ ખેડવા તૈયાર છું.'

શરમન આંખો ફાડીને આશ્ચર્યથી તેને જોઈ રહ્યા. બાપને બચાવવા માટે દીકરો જાન આપવાનું જોખમ કરતા તૈયાર થયો છે ! પણ માનસિંહને ફસાવવાનું તે ધારે છે એટલું સહેલું નથી, છતાં તેને હતાશ ન કરતાં પૂછ્યું : 'માનસિંહની ટોળીને પકડવામાં તું શું કરી શકીશ ?'

'સાહેબ, મેં એક યોજના વિચારી રાખી છે.' વિક્રમ ઉત્સાહમાં આવી ગયો : 'હું માનસિંહની ટોળીમાં સામેલ થઈ જાઉં !'

'હેં !' શરમનને આંચકો લાગ્યો.

'હા, સાહેબ ! આપણામાંથી કોઈકે તો એ કરવું જ પડશે. તેનો પૂરો ભેદ જાણવો હોય તો ડાકુ બનવાનો દાવ ખેલવો પડશે.'

'પણ માનસિંહ કોઈ અજાણ્યાને ટોળીમાં સામેલ થવા શેનો દે ? જરાક વહેમ પડ્યો તો જાનથી જઈશ.' સાહેબે તેને ચકાસી જોયો.

'નહીં-નહીં, સાહેબ, હું બરાબર સાવધ રહીશ. ડાકુઓ સાથે ભળી જવા માટે મારી પાસે કારણ છે. મારા બાપુને પોલીસે ખોટી રીતે ખૂનમાં સંડોવ્યા છે, એટલે પોલીસ સામેની દાઝથી હું બહારવટે ચડું છું એમ તેને સમજાવી શકીશ.'

'પણ તું સી. આઈ. ડી. ખાતામાં છો તેની બાતમી માનસિંહને મળી ગઈ તો ?'

'એનો ઉકેલ પણ મેં વિચારી રાખ્યો છે. તમે મારા બાપુના અપરાધને કારણે મને નોકરીમાંથી લાત મારી છે એવી હવા ઊભી કરવી પડશે. પછી માનસિંહના મનમાં બધું જડબેસલાક બેસી જશે.'

ઘણી વાર લગી શરમનસાહેબ વિક્રમના પાતળા ગોરા મુખ સામે તાકી રહ્યા. આ છોકરો મોતના મોંમાં જવા તૈયાર થયો છે ! જોકે તેની હિંમત માટે દાદ આપ્યા વિના રહી ન શક્યા :

'વિક્રમ, હજુ તું ફરીથી વિચારી જો. હું પણ મગજને કામે લગાડું છું.' પછી હળવેકથી ઉમેર્યું : 'મને લાગે છે, તારી તરકીબ અજમાવવા જેવી તો છે જ.'

*

ચાર સાથીઓ એક જુવાનને ઠોંસા મારતા માનસિંહ સામે ઢસરડી લાવ્યા. તેની આંખો પર કપડું બાંધ્યું હતું : 'ઠાકુર, આ જુવાન બે-ત્રણ દિવસથી કોતરોમાં રખડતો ફરે છે. એને પૂછ્યું તો કહે કે માનસિંહની તલાશમાં છું.'

'તેની આંખો પરથી પટ્ટી હઠાવો.' માનસિંહે જુવાનના પહેરવેશ પરથી અનુમાન કર્યું કે કોઈ ભણેલોગણેલો માણસ લાગે છે. રૂપાની શંકાશીલ નજર સતેજ બની ગઈ હતી.

આંખો પરથી પટ્ટી હઠતાં થોડી વાર ઉજાશમાંથી આંખો ચૂંચી બની ગઈ હોય તેમ જુવાન માનસિંહ અને તેના સાથીઓ સામે બધાની જેમ જોવા લાગ્યો. બધા પરથી આંખો ફરતીફરતી માનસિંહ પર સ્થિર થઈ. મૂંગોમૂંગો તે એની મોટી મૂછો, પાણીદાર આંખો અને ભરાવદાર ચહેરો ધારીધારીને જોતો જ રહ્યો. રૂપાને આ ન ગમ્યું : 'એ છોકરા ! તને કોણે મોકલ્યો છે ?' ધારદાર અવાજે તેણે એ રીતે પૂછ્યું કે કાચોપોચો હોય તો ડરી જાય. રૂપા સામે તે લુખ્ખું હસ્યો. મને છોકરો કહે છે, પણ તું મારાથી નાનો છે – એવો ભાવ તેના ચહેરા પર ઘડી-બે-ઘડી માટે ચમકી ગયો.

'મને કોઈએ મોકલ્યો નથી.' તેણે જવાબ તો માનસિંહ સામે જોઈને જ આપ્યો : 'માનસિંહબાપુ, હું તમારી સાથે જોડાવા આવ્યો છું.' પછી તેણે પોતાના બાપની વીતકકથા ગળગળા સાદે કહી સંભળાવી, પણ જ્યારે તેણે કહ્યું કે પોલીસખાતાએ મને સી. આઈ. ડી.ની નોકરીમાંથી હાંકી કાઢ્યો છે, ત્યારે રૂપો વીફર્યો : 'બનાવટ ! પોલીસે જ તને મોકલ્યો છે !' એમ કહેતો તે તેના તરફ ધસી ગયો અને જડબા પર ઊંધા હાથની અડબોથ ચોડી દીધી.

ગાલ પંપાળતો એ માનસિંહની સામે આજીજીભરી દૃષ્ટિએ જોતો હતો : 'મારું નામ વિક્રમસિંહ છે. તમે મને ગમે તેટલો મારો, પણ હું હવે પાછો નહીં જાઉં. મારે પોલીસ સામે વેર લેવું છે. મારા બાપને થયેલા અન્યાયનો બદલો વાળવો છે.' તેની આંખમાંથી ખુન્નસની આગ ચમકી ઊઠી.

રૂપાએ ફરી તેને ઠમકોરવા હાથ ઉગામ્યો, પણ માનસિંહે ત્રાડ નાખી : 'નહીં, રૂપા, તેને મારવો નથી. હમણાં ભલે તે આપણી સાથે રહે. હું તેને સમજાવીને પાછો મોકલી દઈશ.'

રૂપાને એ ન રુચ્યું, પણ દાઉની આજ્ઞાને તાબે થવું પડ્યું.

□

# સાત

સી. આઈ. ડી. ખાતાનો જુવાન ડાકુઓની ટોળીમાં ભળી જાય ? તેના બાપે કોઈનું ખૂન કર્યું, પોલીસે બાપને ગિરફતાર કર્યો અને બદલો લેવા માટે નોકરીને લાત મારી ચંબલ પકડી ! રૂપાના મનમાં ગડ બેસતી નહોતી. વેરની આગ માણસને ગમે તેવો વસમો માર્ગ લેવા ફરજ પાડે છે તેનો રૂપાને અનુભવ હતો. પણ ભણેલો-ગણેલો જુવાન વિક્રમસિંહ આવી રીતે છેલ્લે પાટલે ન બેસે. રૂપાને શંકા રહેતી હતી. તો શું એને પોલીસે મોકલ્યો હશે ? ડાકુઓમાં ભળી જઈ બધી બાતમી જાણી લઈ અમને ફસાવી દેવા વિક્રમસિંહ આવ્યો હશે ?

વિક્રમ પામી ગયો કે રૂપાનો વિશ્વાસ મેળવવો કઠિન હતો. એ તેને ટોળીમાં રહેવા નહીં દે. ઘણી વાર રૂપો કતરાતી આંખે એને જોતો ત્યારે વિક્રમના પેટમાં ધગધગતું સીસું રેડાતું, છતાં રૂપા સામે તે મીઠું હસતો. રૂપાને દાઝ ચડતી : 'તારા પેટમાં પાપ હશે તો એ છાનું નહીં રહે. હું તારું પેટ ચીરી નાખીશ.'

વિક્રમની આંખોમાં ભય ડોકાઈ જતો. આ રૂપો પોતા કરતાંય નાનો છે, છતાં કેવો ક્રૂર, વિકરાળ અને માથાભારે છે ! તેનું મનોબળ ડગી જતું : શું કામ હાથે કરીને આ ઉપાધી વહોરી લીધી ? રૂપો તને કદી ફાવવા નહીં દે અને જીવતો પણ જવા નહીં દે !

ચાર દિવસમાં માનસિંહે વિક્રમની પૂરી બાતમી મેળવી લીધી. તેનો બાપ ખૂનના આરોપસર પકડાયો હતો એ વાત સાચી નીકળી. પોલીસખાતું વિક્રમસિંહ અલોપ થઈ ગયો તેથી અચંબામાં પડ્યું હતું. બાતમીદારે એમ જણાવ્યું કે કૅપ્ટન શરમનને શંકા ગઈ છે – વિક્રમ ડાકુઓ સાથે ભળી જશે અને પોલીસખાતા સામે વેર વાળશે. આટલી બાતમી વિક્રમસિંહ પર વિશ્વાસ મૂકવા માટે માનસિંહને પૂરતી લાગી : 'રૂપા, આપણે આ જુવાનની ભરતી કરી લઈએ.'

'દાઉ, પોલીસનો માણસ વિશ્વાસપાત્ર નથી હોતો. તમારે એને મદદ કરવી હોય તો કરો, પણ સાથે ન રાખો. કોઈ વાર ખતરનાક પુરવાર થશે.'

'રૂપા, એ એના બાપનો બદલો લેવા આવ્યો છે. એને જોયો ત્યારથી મને મારો મૃત બેટો યશવંત યાદ આવ્યા કરે છે. એ પણ એના બાપનો (મારો) બદલો લેવા બહારવટે ચડ્યો હતો અને ખપી ગયો.'

રૂપો દલીલ કરવા જતો હતો, માનસિંહે તેને રોક્યો : 'અને મને પણ થયું કે આવા ભણેલા જુવાનને શું કામ આ રસ્તે ચડાવવો ? તેને સમજાવી-પટાવીને પાછો વાળી દઉં. એના બાપને આપણે જેલમાંથી છોડાવી આપીએ, પણ...'

'પણ શું, દાઉ ?' રૂપાને થયું, માનસિંહ કદાચ માની જશે.

'હવે તેને પાછો મોકલવામાં એના જાનનું જ જોખમ છે. આવેશમાં તે એના દોસ્તારોને કહેતો આવ્યો છે કે હું ચંબલ પકડું છું, માનસિંહ સાથે ભળી જવાનો છું. એ પાછો જશે તો પોલીસ તેને વગર વાંકે સકંજામાં લઈ પરેશાન કરશે.'

બીજી કોઈ દલીલ ન સૂઝી ત્યારે રૂપાએ કહ્યું : 'તમને ખબર છે, એ આખો દિવસ ચોપડીમાં કંઈક લખતો રહે છે. જરૂર તે આપણી બાતમી ટપકાવતો હશે. પછી પોલીસને મોકલશે.'

'પણ એ ડાયરી રોજ મને સોંપી દે છે. તેની સાથે મેં એ શરત કરી છે.'

રૂપો હસી પડ્યો : 'દાઉ, તમને સોંપવાથી એને કોઈ નુકસાન નથી થવાનું, આપણામાંથી કોઈ અંગ્રેજી ભણેલું નથી. તે અંગ્રેજીમાં જ બધું લખે છે.'

'રૂપા, તારી જેમ મનેય ત્યારે શંકા ગઈ હતી, પણ તેણે મને સમજાવ્યું કે પરદેશના અખબાર માટે તે આપણી શૂરવીરતાની વાતો લખે છે. મને ઘણા સવાલો કર્યા : તમે શા માટે બહારવટે ચડેલા ? તમારા મનમાં શું-શું થયું ? રૂપા, પોલીસ આપણા માટે ભળતી-સળતી વાતો છપાવી આપણને બદનામ કરે છે તેને બદલે આપણી સાચી વાતો ક્યારેક, ભલે ને આપણી હયાતી પછી, લોકોને વાંચવા મળશે તો તેમાં આપણને શું નુકસાન થવાનું ?'

રૂપાના હાથ હેઠા પડ્યા. માનસિંહ જ્યારે કોઈના પર વિશ્વાસ મૂકે છે ત્યારે તેના વિરુદ્ધની વાત એમના ગળે ઉતારવી મુશ્કેલ બને છે તે રૂપો જાણતો હતો. માનસિંહે રૂપાના સંતોષ ખાતર પાછું કહ્યું પણ ખરું : 'હું એના પર એમ ભરોસો નહીં મૂકું. તેની પાસે બેએક હત્યાઓ કરાવીશ, પછી જ તેને આપણે વિશ્વાસુ સાથી બનવા દઈશું. પછી તને વાંધો છે ?'

રૂપાનો વાંધો તો ઊભો જ હતો, પણ તેણે એ વખતે નમતું જોખ્યું : 'ભલે, જેવી તમારી મરજી.'

*

વિક્રમ નિશાનબાજીમાં પાવરધો તો હતો જ. માનસિંહે તેને રાઈફલ આપી થોડાક નિશાન લેવા કહ્યું. ઊડતું પંખી પાડીને વિક્રમે તેની લાયકાત બતાવી આપી. 'છોકરા, તું તારું નિશાન

લઈ જાણે છે, પણ હજુ અમારા રૂપા જેવો કાબેલ નથી.' માનસિંહે શાબાશી આપવામાં કસર રાખી. વિક્રમ ચાલાક હતો : 'ઠાકુર, તમારા સંગાથમાં હું પણ પાવરધો થઈ જઈશ.'

માનસિંહે જોયું કે રૂપો વિક્રમ સામે કતરાતો હતો. થોડા જ દિવસમાં વિક્રમે તેના ચતુર સ્વભાવને કારણે એક રૂપા સિવાય ટોળીના બીજા ડાકુઓ સાથે દોસ્તી સાધી લીધી. બધા નવરા પડતા ત્યારે વિક્રમને ઘેરી લઈ ડાયરો જમાવતા. મોટા ભાગે રૂપા બહાર કોઈ કામે ગયો હોય ત્યારે આ મહેફિલ ભારે જામતી. વિક્રમ સી. આઈ. ડી. ખાતામાં કઈ રીતે તાલીમ અપાય છે તેના દાખલાઓ આપી વાતો કાઢતો. લંડનની સ્કૉટલૅન્ડ યાર્ડ પોલીસ કેવી બાહોશ છે અને અપરાધીઓને કેવી રીતે પકડી પાડે છે તે કહી સંભળાવતો. પોતાનાં ગામ-તાલુકાની બહાર કદી પગ ન મૂક્યો હોય એવા ગરીબીમાં ઊછરેલા અભણ ડાકુઓ દેશ-દેશાવરની વાતો રસથી સાંભળતા. આમ વિક્રમ બધાનો માનીતો થવા માંડ્યો.

એકલો પડતો ત્યારે ડાયરી લખતો, બાપનું શું થશે એનો વિચાર કરતો, તેના ગામમાં રહેતી રૂપાળી રાધાને યાદ કરતો, જેની સાથે તેની સગાઈ થવાની હતી... જો માનસિંહ અને તેના સાથીઓને ખતમ કરી શકાય તો એનો બાપ અપરાધમાંથી ઊગરી જાય, પોતાની વાહવાહ બોલાય, બઢતી મળે, શાદી થાય – આ બધા ખ્યાલો એ વાગોળતો.

માનસિંહ સાથે પહેલી ધાડ પાડવા જવાની ઘડીએ તેણે રોમાંચ અનુભવ્યો : 'ક્યાં ધાડ પાડવાની છે ?' એમ તેનાથી પુછાઈ ગયું. માનસિંહે આંખ કાઢી : 'તું નવો છો એટલે તને આ વખતે માફ કરી દઉં છું. ફરી ક્યારેય આવો સવાલ નહીં પૂછતો.'

વિક્રમ ચોંક્યો : શું માનસિંહને તેના પર શંકા છે ? પણ પછી સમજાયું કે તેની જેમ મોટા ભાગના સાથીઓ ધાડના સ્થળથી અજાણ હતા. તેને તાજુબી થઈ. એનો અર્થ તો એ કે માનસિંહ ક્યાં ધાડ પાડવાનો છે તેની એના સાથીઓને સુધ્ધાં અગાઉથી ખબર ન પડતી હોય તો પછી પોલીસને તો ક્યાંથી ગંધ આવી શકે ? રાતે જવાનું છે એ વાત છેક સાંજના કહેવામાં આવતી અને ત્યાર પછી કોઈ આઘું-પાછું થઈ શકતું નહીં.

મધરાત પહેલાં ટોળી ગામમાં પહોંચી ગઈ. વિક્રમનું હૃદય ધડકતું હતું – આનંદ, રોમાંચ અને આશંકાથી... પોતે પોલીસનો માણસ ડાકુઓ સાથે ધાડ પાડવા જાય એ કેવું બેહૂદું લાગતું હતું ! જુદાંજુદાં ઠેકાણે માનસિંહે માણસોને ગોઠવી દીધા. બે-ચાર ધડાકા કર્યા. વિક્રમ બે સાથીઓ જોડે એક ખોરડા પર બંદૂક પકડીને ગોઠવાયો હતો. માનસિંહ કોને ત્યાં ત્રાટકશે તેનો વિચાર કરતો તે હિલચાલ નિહાળતો હતો. બંદૂકના ધડાકા સાંભળી ગામમાં સોપો પડી ગયો. લોકો ફટાફટ બારી-બારણાં બંધ કરી ઘરમાં ભરાઈ ગયા. ઝપાઝપી થાય તો હડફેટમાં આવી જવાની સૌને બીક રહેતી. વિક્રમને વિચાર આવ્યો : ગામમાં એકેય પોલીસ નહીં હોય ? પણ પછી પોતે જ મનમાં જવાબ મેળવ્યો : બે-ચાર પોલીસ આટલા બધા ડાકુઓનો સામનો કરવાની હિંમત કેમ ખેડે ?

જે ખોરડા પર વિક્રમ બેઠો હતો તેમાં જ માનસિંહ અને રૂપો ઘૂસ્યા. તેમની સાથે માનસિંહનો દીકરો સૂબેદાર અને ચમાર પણ હતા. વિક્રમને નવાઈ લાગી. આ ચમારે માનસિંહનો આટલો બધો વિશ્વાસ કઈ રીતે મેળવી લીધો હશે ! રૂપો અને સૂબેદાર માનસિંહનાં પડખાં સાચવતા, જ્યારે ચમાર તેની પાછળ રહેતો. કદાચ કોઈ પાછળથી ઘા કરે તો સરદારને આંચ ન આવવી જોઈએ.

જેના ઘર પર ધાડ પાડી તે માલદાર આસામી હતો, તેની પાસે બંદૂક પણ હતી, છતાં તેણે માનસિંહનો સામનો શું કામ નહીં કર્યો હોય ? વિક્રમને વિચિત્ર લાગ્યું, પણ એક સાથીએ પાછળથી કહ્યું : 'દાઉ પર કોઈ ગોળી છોડવાની હિંમત નહિ કરે, કારણ કે માણસને પૈસા કરતાંય પોતાનો અને ઘરનાઓનો જાન વધુ વહાલો હોય છે. જે માનસિંહ કે તેના સાથી પર ઘા કરે, તેનું આખું ખાનદાન ખતમ થઈ જાય તે બધાં જાણે છે.'

માનસિંહે ધાડમાં નગદ રૂપિયા અને સોનુ-ચાંદી તો લીધાં. ઉપરાંત ગામમાં કોની પાસે બંદૂકો છે તેની એને બાતમી મળી હશે. જતાંજતાં તેણે સાત-આઠ બંદૂકો પણ પડાવી લીધી. વિક્રમને બીજી વિમાસણ એ થઈ કે આ બાતમી કોણ, ક્યારે અને ક્યાં આપી ગયું તેની કોઈને જાણ નહોતી ! શું રૂપો બહાર જઈને આ બધું બારોબાર પતાવી દેતો હશે ? બાતમીદારની સલામતી ખાતર માનસિંહ કેટલી ચીવટ લેતો હતો !

પણ વિક્રમની કસોટી થવાની બાકી હતી. લૂંટનો માલ લઈ ગામમાંથી બહાર નીકળતાં પહેલાં માનસિંહે બીજા સાથીદારોને કહ્યું : 'તમે બધા નીકળી જાઓ. વિક્રમ, તું રોકાજે.' સાંભળીને એનાં રૂંવાડાં ઊભાં થઈ ગયાં. 'કેમ, અલ્યા ગભરાઈ ગયો ?' માનસિંહે તેનો ભય પારખી ગયો હોય તેમ પૂછ્યું. રૂપો તેનો ગભરાટ જોઈને ખુશ થયો.

'આ ગામમાં પોલીસનો મુખબીર (બાતમીદાર) છે. એને તારે ઠાર કરવાનો છે.' માનસિંહે હુકમ કર્યો. વિક્રમનો બંદૂકવાળો હાથ કાંપવા લાગ્યો. પોતે પોલીસનો આદમી હત્યા કરે ? કેવું ધર્મસંકટ આવી પડ્યું ! રૂપો તેની સામે ખંધું હસતો હતો : 'કેમ, બાપનો બદલો લેવાની બડાઈ સુકાઈ ગઈ ?'

તેનો જવાબ આપતો હોય તેમ માનસિંહ તરફ વિક્રમ જોવા લાગ્યો : 'ઠાકુર... પણ મારે તો બદલો પોલીસ સામે લેવાનો છે.'

'કુત્તા(પોલીસ)નો બાતમીદાર પણ કુત્તો જ ગણાય.' દાંત ભીંસીને માનસિંહ બોલ્યો : 'આવી પોચી માટીનો હતો તો પછી શું કામ મારી પાસે આવ્યો ?'

'દાઉં, હું કહેતો નહોતો કે એ આપણી બાતમી મેળવવા આવ્યો છે ?' રૂપાએ લાગ જોઈને કહી દીધું. વિક્રમ બે ડગલાં પાછળ હઠી ગયો. રૂપાએ બંદૂક તાકી. ઝાડ નીચે પાંચે જણા ઊભા હતા. વિક્રમ ઝાડના થડની લગોલગ ઊભો રહી ગયો. એ જાણતો હતો કે માનસિંહની મંજૂરી વિના રૂપો બંદૂકનો ઘોડો નહિ દબાવે. છતાં ઘડી-બે-ઘડીમાં ફેંસલો કરવાનો હતો. તેને

બાપુ યાદ આવી ગયા. બઢતીનું સ્મરણ થયું અને જેની સાથે પરણવાનો ખ્યાલ હતો એ રાધા નજર સામે તરવરી... અને નિર્ણય કરી લીધો.

'ઠાકુર, રૂપાને કહો, તેની બંદૂક હટાવી લે. આમ વાતવાતમાં વહેમાયા ન કરે. હું હત્યા કરવા તૈયાર છું.'

આટલું કહેતાં તેના શરીરે પસીનો છૂટી ગયો. માનસિંહે રૂપા સામે જોયું. એ બંને મિત્ર-નજરથી વાતો કરી શકતા અને એકબીજાના મનનો ઇરાદો પામી જતા. રૂપાએ બંદૂક હઠાવી લીધી પછી વિક્રમ પાસે જઈને દાઢમાંથી બોલ્યો, 'ઊડતાં પંખી પાડનારને પસીનો આવી ગયો !'

'રૂપા !' માનસિંહે જરા સખતાઈથી કહ્યું : 'કામ વખતે મને મજાક પસંદ નથી. ચાલ, વિક્રમ, આગળ થા.'

રૂપો ખસિયાણો પડી ગયો. માનસિંહની તેના પર એવી ધાક હતી. વિક્રમને થયું કે બાતમીદારની હત્યા કરીને પણ પોતે માનસિંહને જીતી લેશે. પણ એ ઘડીએ તો તે તેમાંથી ઊગરી ગયો. ચમારને બાતમીદારની તલાશ કરવા મોકલેલો એ પાછો આવ્યો : 'બંદૂકના ધડાકા સાંભળીને એ નાસી ગયો લાગે છે... કદાચ પોલીસને જાણ કરવા ગયો હોય.'

માનસિંહ અને રૂપાના દાંત ભીંસાયા, પણ વિક્રમે ભારે રાહત અનુભવી. માનસિંહે ચાલતી પકડી : 'છટકીને એ ક્યાં જવાનો ? થોડા દી પછી વાત.'

મળસકા પહેલાં તો ટોળી ચંબલની કોતરોમાં ભરાઈ ગઈ. વિક્રમને જાણવાની ઉત્કંઠા હતી કે લૂંટમાં કેટલો માલ મળ્યો હશે, તેના ભાગલા કેવી રીતે પાડશે. પણ એ માટે તેણે બીજા દિવસની સાંજ લગી રાહ જોવી પડી. ત્યાં સુધી કોઈ સાગરીતે પૂછવાની ઇચ્છા કે હિંમત ન કરી. સૌ અટકળ કરતા રહ્યા. સવારે ઊઠીને વિક્રમને આગલી રાતની ધાડની ઘટના ડાયરીમાં ટપકાવી લેવાનું મન થયું. તેની ડાયરી માનસિંહ પાસે રહેતી. એ લેવા માટે ગયો. જઈને જોયું તો પૂર્વ દિશામાં મોં રાખી માનસિંહ પૂજામાં બેઠો હતો, રામાયણના પાઠ કરતો હતો ! વિક્રમે જે સાંભળ્યું હતું તે નજરોનજર નિહાળ્યું. દુશ્મનની હત્યા કરતાં જેનું રૂંવાડું ન ફરકતું, લૂંટી લેવામાં જેને થડકો ન થતો એ માનસિંહ કેવી તન્મયતાથી પ્રભુસ્મરણ કરવા બેઠો છે ! તેણે ધારીને જોયું, માનસિંહ પાસે કોઈ હથિયાર નહોતું. પોતે નજીક ગયો છતાં તે ધ્યાનભંગ ન થયો. એક કુવિચાર તેના મનમાં સળવળી ઊઠ્યો : એ આમ બેઠો છે ત્યાં જ તેને ફૂંકી મારું તો ? પણ તરત જ જાત પર ફિટકાર વરસાવ્યો. કપટ કરવા માટે પણ માણસે મોકો જોવો જોઈએ. જોકે એ જાણતો હતો કે માનસિંહને આમ મારી નાખીને પોતે બે ડગલાં પણ છટકી શકે નહિ. બીજા સાથીઓ તેને ત્યાં ને ત્યાં જ ધરબી નાખે. એ સોદો એને મોંઘો પડે. માત્ર માનસિંહને મારવાથી કામ પૂરું નહોતું થતું, તેના સાથીઓને પણ પકડવાના હતા.

સાંજે લૂંટના ભાગલા પડ્યા. ચારેક હજારની મત્તા હતી તેમાં અર્ધો ભાગ માનસિંહે રાખી લીધો ત્યારે વિક્રમની આંખો પહોળી થઈ. તેને થયું : માનસિંહ લોકો માટે ભલે ઉદાર હોય,

પણ સાથીઓને હિસ્સો આપવામાં મતલબી છે. બાકીના અર્ધા હિસ્સામાંથીય સૌને સરખે ભાગે વહેંચણી ન થઈ. તેમાં પણ જેમની પાસે પોતાની રાઈફલ હોય તેમને વધુ ભાગ અપાયો. કેટલાક તાજા ભરતી થયેલા એમને મહેનતાણું જ મળ્યું. માનસિંહે વિક્રમ સામે જોયું : 'તને આ ફેરા કંઈ જ નહિ મળે. તારી કમાણી એક હત્યા કર્યા પછી શરૂ થશે.'

વિક્રમે દેખાવ પૂરતો હળવો નિસાસો નાખ્યો, બાકી મનમાં તો એ બબડ્યો : પોલીસના ચોપડે મારો પગાર જમા થાય છે. મારે લૂંટની કમાણી ક્યાં જોઈએ છે ?... અને હત્યા કરવાનો ઇરાદો પણ નથી.

બધા પોતપોતાનો ભાગ અને કમાણી લઈ આઘાપાછા થયા પછી માનસિંહે તેને પૂછ્યું : 'શું વિચારમાં પડી ગયો, જવાન ? મને લાગે છે કે હું તારા વિચાર કરું છું તેમ તું મારા અંગે વિચારો કરતો રહે છે !'

'હેં !' પકડાઈ ગયો હોય તેમ વિક્રમ હેબતાયો : શું માનસિંહ માણસના મનના વિચારો વાંચી શકતો હશે ? કુદરતે આ માણસને કેટલી બધી શક્તિઓ બક્ષી છે ! થોથવાતી જીભે તે માંડમાંડ બોલ્યો : 'ઠાકુર, તમને મારા શું વિચાર આવે છે ?'

માનસિંહ ખડખડાટ હસી પડ્યો : 'ભણેલા માણસો ચતુર હોય છે એ વાત ક્યારેક સાચી લાગે છે. તેં જવાબ આપવાને બદલે સવાલ પૂછી લીધો.' વિક્રમ વધુ મૂંઝાયો છે એ જોઈને માનસિંહે ઉમેર્યું : 'હું તારા અંગે શું વિચારું છું તે જાણવું છે ? તો સાંભળ, તને ઘણી વાર થાય છે કે તું અહીં ફસાઈ ગયો છો. કાલે રાતે તને પોલીસના બાતમીદારની હત્યા કરવા કહ્યું ત્યારે તું કેવો ગભરાયો હતો ! એનું કારણ હું જાણું છું.'

વિક્રમનું મોં પડી ગયું. તેને લાગ્યું કે બિલાડી ઉંદરને રમાડે તેમ માનસિંહ તેને પજવવા માગે છે. કંઈ બફાઈ જશે એ બીકે તે મૂંગો જ રહ્યો. 'ભણેલા માણસો કોઈનો જાન લેતાં ડરે છે. એને એ લોકો હત્યારું કામ ગણે છે. પણ આ બધા એમની બુદ્ધિના જોરે ઘણી વાર ગરીબોને કેવા પાયમાલ કરતા હોય છે એનો કદી વિચાર કર્યો છે તેં ?' માનસિંહ આવેશમાં બોલ્યે જતો હતો અને વિક્રમ ઊચક જીવે સાંભળતો હતો. 'વિક્રમ, ભણેલાઓ આપસઆપસમાં એકબીજાને લડાવી મારવામાં એમનું ભણતર વાપરે છે, માણસનો વિશ્વાસ મેળવીને તેની સાથે બેઈમાની કરે છે.'

વિક્રમ એ વાક્ય પર ચોંક્યો. માનસિંહનો ચહેરો લાલઘૂમ થઈ ગયો હતો. તે થોડી વાર રોકાયો, પછી હળવું હસીને કહ્યું : 'હું બહુ બોલી ગયો અને મૂળ વાત ચૂકી ગયો. તને અમારા જેવા થતાં થોડો વખત લાગશે. ધીરેધીરે આ બધું કોઠે પડી જશે. પછી દુશ્મનનો જાન લેતા જીવ નહીં અચકાય.'

વિક્રમને ધરપત થઈ. તેનું અનુમાન ગલત નીકળ્યું. હવે બોલવામાં વાંધો નહોતો : 'ઠાકુર, તમારી વાત સાચી જ છે. હું તમારા વિચાર કરતો હતો. તમે ભાગલા પાડ્યા તે મને સમજાયું નહીં.'

'સીધું જ કહે ને કે મેં વધારે ભાગ લીધો છ !' માનસિંહ તેની સામે જોયા વિના કહેવા લાગ્યો : 'જો, તને સમજાવું. આ બધું તારી ડાયરીમાં ન લખતો. મેં જે અર્ધો ભાગ રાખ્યો છે તેનો ઉપયોગ મારા એકલા માટે નહીં થાય. ઘણી વાર સાથી કે બાતમીદાર ગિરફ્તાર થાય છે ત્યારે તેને છોડાવવા ખરચ કરવું પડે, પોલીસને રુશ્વત આપવી પડે, જામીનમાં પૈસા રોકાય, હથિયાર ખરીદવાનાં હોય... આ બધું મારા ભાગમાંથી વપરાય છે.'

વિક્રમ સાંભળીને છક થઈ ગયો. આ ડાકુ કેટલી બધી કુનેહ ધરાવે છે ! તેને પૂછવાનું મન થયું કે ઠાકુર, અત્યાર લગીમાં કેટલો દલ્લો તમે એકઠો કર્યો ? હથિયાર કોની પાસેથી ખરીદો છો...? પણ હિંમત ન ચાલી. ધીમેધીમે બધું સમજાઈ જશે.

*

માનસિંહ પોતાના (તોમાર) રાજપૂત ઠાકુરોની પડખે ઊભો રહેતો. મૈનપુરી જિલ્લાના ખાગરકા નગર ગામના એવા એક ઠાકુરની જમીન પટવારીએ લાંચ લઈને બીજાના નામે ચડાવી લીધી. ઠાકુરે માનસિંહ પાસે ધા નાખી : 'તમારી નજર સામે અમારી જમીન ઝૂંટવાઈ ગઈ. ઠાકુર ! પટવારી કહે છે તારે જવું હોય તો અદાલતે ચડ... પણ ઠાકુર, મને ત્યાં ઇન્સાફ નહીં મળે.'

વિક્રમ મૂંગોમૂંગો આ જોયા કરતો હતો : માનસિંહ તેને કઈ રીતે ઇન્સાફ અપાવે છે ? પણ ત્યારે માનસિંહે પેલા ઠાકુરને એટલું જ કહ્યું : 'તું જા, હું પટવારીને જોઈ લઈશ. જમીન આંચકી જનારનો હું જાન આંચકી લઈશ.'

એના ગયા પછી વિક્રમે માનસિંહને પૂછ્યું : 'ઠાકુર ! પટવારીનો જાન લેવાથી ઇન્સાફ કઈ રીતે થશે ?' રૂપાને આ દખલગીરી ખૂંચી : 'વિક્રમ, તું દાઉના ઇન્સાફ પર શક કરે છે ?' માનસિંહ વચ્ચે પડ્યો : 'રૂપા, એ શક નથી કરતો, સમજવા માગે છે અને હું તેને સમજવા માગું છું.' પછી વિક્રમને કહ્યું : 'તું એમ માને છે કે હું જોયા-જાણ્યા વિના પટવારીને સજા કરીશ ? નહિ. પહેલાં ખાતરી કરી લઈશ કે એ જમીન ઠાકુરની જ હતી, પછી પટવારીને કહેણ મોકલીશ કે જેની જમીન હતી તેને પાછી આપી દે, છતાં નહીં માને તો...' માનસિંહે બંદૂકની નાળ પર હાથ ફેરવ્યો જેનો અર્થ વિક્રમ સમજી ગયો.

'તો પછી, ઠાકુર, અદાલતો શા કામની ?' વિક્રમે દલીલ કરી. રૂપો ખિજાયો, પણ દાઉની બીકે મૂંગો રહ્યો. માનસિંહ તુચ્છકારભર્યું હસ્યો : 'છોકરા, તારા મગજમાંથી હજુ ભણતરની અસર ઓસરી નથી. અદાલતો કોણ ચલાવે છે ? સરકાર - અંગ્રેજો... જો અદાલતનો ઇન્સાફ સાચો ગણાતો હોત તો જેના નામનો આખું હિન્દુસ્તાન જયજયકાર બોલાવે છે એ મહાત્મા ગાંધીને જેલમાં શું કામ જવું પડે ? એમને પણ કાયદાનો ભંગ કરવો પડે છે - શું કામ ?'

'પણ, ઠાકુર, ઇન્સાફ માટે એ કોઈનો જાન નથી લેતા - ઊલટાના જાન આપવાનું કહે છે.'

'હા, એટલે તો તેઓ મહાત્મા કહેવાય છે અને હું...' માનસિંહ બોલવાનું પૂરું કરે એ પહેલાં વિક્રમે અધીરાઈથી કહી દીધું : 'ડાકુ !' માનસિંહ છંછેડાયો. 'ડાકુ નહીં !' કહેતાં તેનો જોરદાર પંજો વિક્રમના જડબા પર ઝીંકાયો : 'બાગી કહે બાગી !'

વિક્રમ લાલચોળ થયેલું જડબું પંપાળવા લાગ્યો. તેના માથામાં તમ્મર આવતાં હતાં. રૂપો ખુશ થયો. વિક્રમને તેની ભૂલ સમજાઈ. અગાઉ એક વાર ડાકુ શબ્દ વાપર્યો ત્યારે માનસિંહે તેને ચેતવ્યો હતો : ફરી કોઈ વાર આવી ભૂલ ન કરતો. ડાકુ અને બાગીમાં તફાવત છે તે સમજી લે.

વિક્રમ એ તમાચો દસ-બાર દિવસ લગી ભૂલી શક્યો નહીં પણ પેલા પટવારીની વાત વીસરી ગયેલો. એક સવારે ખાગરકા નગર પહોંચ્યા ત્યારે તેને યાદ આવ્યું કે માનસિંહ જમીનનો 'હિસાબ' પતાવવા બધાને અહીં લઈ આવ્યો છે. રૂપાએ આગ્રહ કર્યો : 'દાઉ, આપણે પટવારીને ઘેર જઈને જ હિસાબ ચૂકતે કરીએ.' પણ માનસિંહે ઘરથી બે ફર્લાંગ છેટે રાહ જોવાનું ઠરાવ્યું : 'ના, બૈરી-છોકરાંની નજર સામે તેને નથી મારવો. આપણે એને બહાર બોલાવીએ.'

પણ તેની જરૂર ન પડી. ઘરમાંથી પટવારી જ બહાર આવતો દેખાયો. તેના હાથમાં લોટો હતો. જંગલે જવા નીકળ્યો હશે. 'વિક્રમ, તેને હાંક મારીને આ તરફ બોલાવ.' માનસિંહે આજ્ઞા કરી. વિક્રમે સાદ દીધો. પટવારી ભડક્યો. તેણે આઠ-દસ બંદૂકધારીઓને ઝાડ નીચે ઊભેલા જોયા. એ સમજી ગયો કે માનસિંહ ધમકીનો અમલ કરવા આવ્યો છે. બે-ચાર પળ તે ધ્રૂજતો ઊભો રહ્યો. માનસિંહે વિક્રમને કહ્યું : 'કદાચ ગોળી ચલાવવી પડે તો મારે એ કામ કરવાનું છે.' સાભળીને વિક્રમને ધ્રાસકો પડ્યો.

પણ પટવારી પાસે આવવાને બદલે ઘર તરફ ભાગવા લાગ્યો. ભાગતાંભાગતાં એક વાર તેણે પાછળ જોયું અને માનસિંહે બંદૂકનો ઘોડો દબાવ્યો. સન...ન...ન કરતી ગોળી છૂટી. પટવારીના ઊંચા થયેલા ડાબા હાથ નીચે થઈને ગોળી છાતીમાં ત્રાંસી ભોંકાઈ ગઈ. જબ્બર ધક્કો લાગ્યો હોય તેમ પટવારી સમતુલા ગુમાવી બેઠો. તેના હાથમાંથી લોટો ઊડી પડ્યો. છાતી પર હાથ દાબ્યો અને આંખે અંધારાં આવ્યાં હોય તેમ પટવારી જમીન પર ફસકી પડ્યો. વિક્રમે આંખો પર આડો હાથ રાખી દીધો.

બધા પાછા ફરવા માટે પગ ઉપાડે છે, ત્યાં પટવારીના ઘરમાંથી સનન કરતી ગોળી ધસી આવી અને માનસિંહના પગની પાની પર લાગી. બધા ભડક્યા. રૂપાનું મગજ ફરી ગયું : 'દાઉ પર ગોળી ચલાવી કોણે ?' ત્યાં તો બીજી ગોળી આવી, જેને રૂપાએ આબાદ ચુકાવી. પછી તો હતા એટલા બધાએ સામે બંદૂકો બોલતી કરી. પટવારીના ઘર પર ગોળીઓની ઝડી વરસવા માંડી. ફાયર કરતાકરતા ધીમેધીમે ડાકુઓ આગળ ધપતા ગયા. સામેથી જવાબ મળવો બંધ થયો છતાંય બંદૂકો ચાલુ રાખી. કોણ જાણે કેટલીય કારતૂસો વેડફાઈ ગઈ. સૌથી પહેલો રૂપો પટવારીનાં ઘરમાં ઘૂસ્યો. જઈને જોયું તો ઉઘાડી બારી પાસે પટવારીનો જુવાન બેટો ચત્તોપાટ પડ્યો હતો. તેનું શરીર બંદૂકની ગોળીથી ચાળણી થઈ ગયેલું. તેની રાઈફલ દૂર ઊડી પડેલી. બહાર બાપની લાશ પડી હતી, ઘરમાં બેટાની... 'કુત્તા !' કહીને રૂપાએ તેની લાશને પાટુ મારી : 'દાઉ પર ગોળી ચલાવવાની તારી આ મજાલ ?'

વિક્રમને પટવારીના બેટા માટે અભિમાન જાગ્યું. તેણે બાપના મોતનો બદલો લેવા હિંમત

તો દેખાડી ! પણ આટલા બધા ધડાકા થયા છતાં ગામનું એક માણસ બહાર ફરક્યું નહિ. રૂપાનો ક્રોધ ઓસર્યો નહીં. પટવારીના દીકરાની લાશને ચાર જણાએ ઊંચકી લીધી. ચંબલની કોતરોમાં લઈ જઈને રૂપાએ તેની લાશને જે રીતે ચૂંથી નાખી એ જોઈને વિક્રમ ચાર રાત લગી ઊંઘી શક્યો નહીં. પોતાનો ભેદ જો ખુલ્લો પડી ગયો તો રૂપો તેની લાશની પણ આવી જ વલે કરશે એ વિચારથી તેને કમકમાં આવી ગયાં.

*

માનસિંહને હથિયાર કોણ પૂરાં પાડતું હતું તેનો ભેદ એના દીકરાથી પણ તે છાનો રાખતો. માનસિંહને ખુશ કરવા કેટલાક તો તેને હથિયારનું નજરાણું આપી જતા. તેનો એક બનાવ વિક્રમે નજરોનજર નિહાળ્યો ત્યારે તેણે જબરો આંચકો અનુભવ્યો. માનસિંહની નાતના એક ઠાકુર મળવા આવવાના હતા. આ જંગલમાં મુલાકાત ગોઠવાઈ. માનસિંહે તેના મુખ્ય સાથીઓને હાજર રાખેલા, જેમાં વિક્રમને પણ સામેલ કર્યો હતો. તેના સ્વાગતની તૈયારી જોતાં લાગ્યું કે કોઈ મહત્ત્વની વ્યક્તિ આવવાની હશે. વિક્રમ ખુશ થયો, કંઈક નવું જાણવા મળશે.

મહેમાનની સાથે એક જ માણસ આવ્યો હતો. વિક્રમ આડું મોં રાખીને બેઠો હતો, જેથી આવનાર પોતાને ઓળખી ન શકે. માનસિંહ અને મહેમાન વચ્ચે થોડી આડીઅવળી વાતો થઈ પછી માનસિંહે સવાલ કર્યો : 'તમારા પોલીસખાતાના શા ખબર છે ?' અને વિક્રમ ભડક્યો. જાણે ઝાટકો લાગ્યો હોય તેમ તેની ડોક ફરી. મહેમાનને ધારીધારીને જોઈ લીધા અને રૂંવાડાં ખડાં થઈ ગયાં : અરે આ તો પેલા પોલીસ અધિકારી ! તેઓ માનસિંહને છાનામાના મળવા આવ્યા - શું કામ ? બાતમી આપવા ? મોં ફેરવી લઈ કાન સરવા રાખી તેણે ધડકતા હૈયે સાંભળવા માંડ્યું :

'ઠાકુર ! પોલીસની હમણાં બહુ ફિકર કરવા જેવું નથી.' મહેમાન કહેતા હતા : 'અંગ્રેજ લોકો દેશને કારભાર સોંપીને જવાના છે એટલે શરમનસાહેબ બિસ્તરા બાંધવાની ઉપાધિમાં પડ્યા છે.' ધીમે રહીને તેમણે ઉમેર્યું : 'પણ પછી જરા સાંભળવું પડશે. આપણા દેશી અફસરો તેમનું પાણી બતાવવા માટે થોડું જોર અજમાવશે. એટલે જ તો નજરાણું આપવા આવ્યો છું.'

વિક્રમે ધીમેધીમે નજર ત્રાંસી કરીને જોયું. મહેમાને એક પેટી ઉઘાડી. તેમાંથી ટી. સી. એમ. ગન કાઢીને માનસિંહ સામે ધરી : 'તમારા માટે મેળવી છે. અને પેટીમાં હજારેક કારતૂસો પણ લાવ્યો છું.'

વિક્રમસિંહનું લોહી ઊકળી ઊઠ્યું. આ પોલીસ અધિકારી માનસિંહને નજરાણામાં ગન અને કારતૂસો આપે છે ! પોતે જાનને જોખમે ડાકુઓની બાતમી મેળવવા તેમની સાથે રહે છે, જ્યારે આ માણસ પોલીસખાતાનો પગાર ખાઈને બેઈમાની કરે છે... તેને થયું : માનસિંહ કરતાંય આ માણસ વધુ ગુનેગાર છે. એની જ ગન લઈને એને ઠાર કરી દઉં...

માનસિંહે નજરાણાના બદલામાં બક્ષિસ આપી - અગિયાર સોનામહોરોની ! વિક્રમને ભારે

આઘાત લાગ્યો. નજરાણું અને બક્ષિસ તો માત્ર કહેવાનાં જ હતાં. ખરી રીતે તો સોદો થયો હતો. હથિયારો વેચાયાં, સોનામહોરના બદલામાં ખરીદાયાં.

'આ કોઈ નવો માણસ લાગે છે ?' મહેમાનની નજર વિક્રમસિંહ પર પડી ત્યારે સહેજ ગભરાટ સાથે પૂછ્યું. માનસિંહે જવાબમાં કહ્યું : 'હા... સાહેબ ! એની ઓળખાણ કરાવવાની રહી ગઈ. એ તમારા જ ખાતાનો છે.' વિક્રમ અને મહેમાનની નજર ટકરાઈ. 'સી. આઈ. ડી. ખાતાનો છે. હવે તો અમારો થઈ ગયો !'

વિક્રમને ધરતીમાં સમાઈ જવાનું મન થઈ ગયું. પેલા મહેમાન ખુશ થતા હતા : 'સારું કર્યું, સુખી થશે.' પણ ખરી રીતે તેઓ ખુશ થયા નહોતા. છૂટા પડતી વખતે મહેમાને માનસિંહને એક બાજુ લઈ જઈ કાનમાં કંઈ ગુસપુસ કરી. વિક્રમને ફાળ પડી. કદાચ આ પોલીસ અધિકારીને જાણ હશે કે પોતે ડાકુઓમાં શા માટે ભળ્યો છે તે માનસિંહને કહી દેતો હશે. પડાવ પર પહોંચ્યા ત્યાં સુધી આખે રસ્તે માનસિંહ ચૂપ રહ્યો એટલે વિક્રમને પસીનો વળવા લાગ્યો. આજે તેનો અંજામ આવી જશે. બહુ બૂરી રીતે માનસિંહ અને રૂપો તેનું કાસળ કાઢી નાખશે.

વિક્રમને થયું : હવે અહીંથી જલદી છટકવાનો રસ્તો કરવો પડશે : પણ એવી તક મળવી જોઈએને ? કદાચ તક મળે તે પહેલાં માનસિંહ તેને વીંધી નાખશે. બે દિવસ બાદ પિનાહટ ગામનો એક બાતમીદાર માનસિંહને મળવા આવ્યો : 'ઠાકુર, પેલો બોહરી ફૂટી ગયો છે. હમણાં પોલીસવાળા સાથે ફરતો હોય છે.'

'એ સિવાય બીજો કોઈ પુરાવો છે ?' માનસિંહે ધારદાર સવાલ કર્યો.

'મારી વિરુદ્ધમાં પણ ચાડી ખાઈ આવ્યો છે. મને ફોજદારે બોલાવીને કહ્યું કે બોહરી મારામાં ભળી ગયો છે. તું પણ પોલીસને સાથ આપ, નહીંતર દુઃખી થઈ જઈશ.'

થોડી વાર માનસિંહ ચૂપ રહ્યો. તેના દિમાગમાં હલચલ મચી હતી. ફૂટી જનારને એ ક્યારેય માફ ન કરતો : 'જા, જઈને બોહરીને ખબર આપજે : બે દિવસ પછી ખેરાગઢની કોતરોમાં મને મળી જાય.'

વિક્રમ સાંભળીને ખુશ થયો. હવે છટકવાનો લાગ મળશે. પણ હજુ સુધી તેને બંદૂક સોંપવામાં આવી નહોતી. એના વગર નાસી છૂટવામાં જોખમ હતું. ખેરાગઢની કોતરોમાં પડાવ નાખ્યા પછી માનસિંહે વિક્રમને કહ્યું : 'લે આ બંદૂક, ઘણા વખતની તારી મુરાદ પૂરી કર.'

વિક્રમ ડઘાઈ ગયો. શું માનસિંહ તેના મનના વિચારો વાંચી ગયો ? પોતે બંદૂકની ઇચ્છા કરી હતી અને તેણે બંદૂક આપી, ઉપરથી કહે છે કે મુરાદ પૂરી કર ! બે દિવસમાં માનસિંહ તેની સાથે આટલું જ બોલ્યો હતો. બંદૂક હાથમાં તો લીધી, પણ એ હાથની ધ્રુજારી તે છુપાવી ન શક્યો : 'ઠાકુર, કઈ મુરાદ પૂરી કરવાની છે ?'

ત્યાં દૂરથી બોહરી આવતો દેખાયો. રૂપાએ બંદૂક સંભાળી, પણ માનસિંહે આડો હાથ ધર્યો : 'નહીં, રૂપા, એ કામ વિક્રમે કરવાનું છે.' પછી વિક્રમને કહ્યું : 'આ ચાલ્યો આવે છે તે આપણો બાતમીદાર હતો. પોલીસમાં ભળી ગયો. તારે એને ઠાર કરવાનો છે.'

દૂરથી આવતા એ માણસ તરફ વિક્રમે નજર નાખી. આ વખતે પોતે હત્યા નહીં કરે તો માનસિંહનો શક દૃઢ થશે. છતાં પોલીસને સાથ આપનારને ઠાર કરવા તેનું મન ના પાડતું હતું : 'ઠાકુર, તેને સફાઈનો એક મોકો તો આપો !'

'તું તારું દોઢડહાપણ ડોળ નહીં. હું કહું તેમ કર.' માનસિંહ તપી ગયો. રૂપાએ પણ ટાપશી પુરાવી : 'જ્યારે-ત્યારે બહાનાં કાઢીને ઊભો રહે છે ! ઉપાડ બંદૂક !'

લાચાર વિક્રમે બંદૂક સરખી કરી. 'નહીં, વિક્રમ, પેલા ઝાડ પાછળ ઊભો રહીને નિશાન લે. બોહરીને ખબર ન પડવી જોઈએ.'

વિક્રમ યંત્રવત્ ઊભો થયો. ઝાડના થડ પાછળ ગોઠવાયો. એક ક્ષણ માટે તેને થયું : બોહરીને બદલે માનસિંહનું નિશાન લેવું. પણ રૂપો અને માનસિંહ તેની સામે ટાંપીને બેઠા હતા. રૂપાની બિહામણી આંખો અને માનસિંહની વિકરાળ મુખમુદ્રા જોઈને તેની હિંમત ફસકી ગઈ. બોહરી પંદર ગજ છેટે હતો ત્યારે માનસિંહે હાથ ઊંચો કર્યો. બોહરીએ માન્યું કે માનસિંહ તેને આવકારે છે, પણ એ તો ગોળી ચલાવવાનો સંકેત હતો. ઘોડો દબાયો. બોહરી કંઈ સમજી શકે એ પહેલાં ગોળી તેની ગરદનમાં ધરબાઈ ગઈ. વિક્રમ આંખો મીંચી ગયો. તરફડતા બોહરીને તે જોઈ ન શક્યો. 'શાબાશ !' માનસિંહે દાદ આપી : 'આબાદ નિશાન લીધું !' પણ વિક્રમનો ચહેરો પસીનાથી રેબઝેબ થઈ ગયેલો. અપરાધીની જેમ તે નીચું જોઈ ગયો.

'પહેલી વાર જરાક દિલ દુભાય. ટેવાઈ ગયા પછી તો બંદૂક ચલાવવા હાથમાં ચળ ઊપડશે.'

બહુ વસમું લાગ્યું વિક્રમને. હત્યા કરવાની આદતનો વિચાર તે સહી શક્યો નહીં. મન ડંખતું હતું : 'તું અહીં ડાકુઓને ખતમ કરવાના ઇરાદાથી આવ્યો અને ઊંધા રસ્તે ચડી ગયો ! એ એક ગોળીથી માનસિંહની ગરદન વીંધી નાખી હોત તો ? ભલે તારો જાન જાત, પણ કેટલાના જાન ઊગરી જાત !'

વિક્રમે ડાયરીમાં પહેલી હત્યાની નોંધ કરી : બાપને ખૂનની સજામાંથી બચાવવા આવ્યો અને ખૂદ ખૂની બની ગયો !

કદાચ વિક્રમ અપરાધના એ બોજમાંથી કદી બહાર ન આવી શકત, પણ અણધાર્યું કંઈક બની ગયું. વિક્રમના મનનો ભાર હળવો થયો અને માનસિંહનો રોષ ભભૂકી ઊઠ્યો.

બોહરી નિર્દોષ હતો એવી પાછળથી જાણ થઈ. તે પોલીસ સાથે ભળી ગયાનો દેખાવ કરતો હતો - માનસિંહ માટે બાતમી મેળવવા માટે... અને જે માણસ તેની વિરુદ્ધ ચાડી ખાઈ ગયો તેને બોહરી સાથે અંગત અદાવત થઈ હતી એટલે માનસિંહના હાથે તેને મરાવી નાખ્યો : 'વિક્રમ, તારું કહ્યું ત્યારે માન્યું હોત તો બિચારા નિર્દોષને જાન બચી જાત. એને સફાઈનો મોકો આપ્યો હોત તો...' માનસિંહ પસ્તાવાથી પીડાતો હતો. તેણે આખો દિવસ ખાધા-પીધા વિના પૂજાપાઠ કર્યાં, અપરાધ માટે ભગવાનની ક્ષમા માગી.

વિક્રમને આશ્વાસન સાંપડ્યું. તેણે બોહરીની હત્યા કરીને પાપ ભલે વહોર્યું, સાથે એક

ફરજ પણ બજાવી. પોલીસમાં ભળી જઈ માનસિંહને બાતમી આપનારનો જાન લેવામાં કોઈ અપરાધ નહોતો. બીજો લાભ એ થયો કે માનસિંહને તેને માટે માન ઊપજ્યું. સફાઈનો મોકો આપવાની પોતાની દલીલ પાછળથી એને સાચી લાગી.

નિર્દોષ બાતમીદાર વિરુદ્ધ કાનભંભેરણી કરનાર પર માનસિંહે થોડા દિવસમાં જ બદલો લીધો. પોતાના હાથે જ તેને ઠાર કર્યો. વિક્રમ રાજી થયો : 'સારું થયું. માનસિંહના બે બાતમીદારો તો ખતમ થયા.'

એક મહિનો વીતી ગયો. વિક્રમ હવે ઊંચોનીચો થવા લાગ્યો. કોઈ પણ ભોગે શરમનસાહેબને જાણ કરવી જોઈએ કે તૈયાર રહે. હવે આઝાદીના દિવસો નજીક આવતા હતા. શરમનસાહેબ હિન્દુસ્તાન છોડી જશે તો ? કદાચ એમના સિવાય મારો આ ભેદ બીજું કોઈ જાણતું નહીં હોય. પાછળવાળા તો એનું નામ ડાકુઓમાં જ સામેલ કરી દેશે. તેના બાપને પછી છુટકારો પણ કોણ આપશે ? વિક્રમ અકળાઈ ઊઠ્યો.

માનસિંહ હમણાંહમણાં નેતારામને ખેધે પડ્યો હતો. બે વાર ખેડા-રાઠોરમાં છાપો મારી આવ્યો. નેતારામનાં ખેતરો અને હવેલીને ઘણું નુકસાન કર્યું, પણ ખુદ નેતારામ લાગમાં ન આવ્યો. એ પોલીસના જાપ્તામાં સલામત હતો. માનસિંહે ત્રીજી વાર છાપો મારતાં પહેલાં જાસાચિઠ્ઠી મોકલી : 'તું આઠ દિવસમાં ખેડા-રાઠોર છોડી નથી ગયો તો પાયમાલ થઈ જઈશ !'

પોલીસે નેતારામને ઘણો સમજાવ્યો : 'એની ધમકી પોકળ છે. એ અહીં સુધી પહોંચી જ નહીં શકે.' પણ નેતારામ ચોવીસ કલાકના આ ઉચાટથી ત્રાહિ પોકારી ગયો હતો. તેણે ગામ છોડવાનો ફેંસલો કરી લીધો. માનસિંહે અર્ધી જીતનું આશ્વાસન લીધું. હકીકતમાં તો તે નેતારામને ગામબહાર કાઢી બીજે ઝડપવા માગતો હતો, પણ નેતારામ પાકો નીકળ્યો. થોડો વખત તે ગામ છોડીને ઉત્તરપ્રદેશમાં દૂર ચાલ્યો ગયો, જ્યાં માનસિંહના હાથ પહોંચી ન શકે.

માનસિંહની ટોળી છમાંથી ચાલીસની કેમ થઈ તેની વિગતો વિક્રમે એકઠી કરી. મોટા ભાગના સાથીઓ બળ્યાઝળ્યા હતા. અન્યાયનો એકલા હાથે સામનો ન કરી શકવાથી લાચારીથી ડાકુ બની ગયેલા. પોલીસની દાદાગીરી પણ આ માટે જવાબદાર લાગી. વિક્રમે તાજા જ ભરતી થયેલા અઢાર વર્ષના નકસાને પૂછ્યું :

'અલ્યા, તેં આટલી નાની ઉંમરે ચંબલ કેમ પકડી ?'

બ્રાહ્મણ કુટુંબના નકસાની કથની ચાર લીટીમાં જ સાંભળવા મળી : 'પોલીસના બાતમીદારો એના બાપનું રાજ હોય તેમ દાદાગીરી કરતા. એક વાર વિનાકારણ મને બજાર વચ્ચે પીટ્યો. હું પોલીસચોકીમાં ફરિયાદ કરવા ગયો. મને મારનારનું જ્યારે મેં નામ આપ્યું ત્યારે ફરિયાદ નોંધવાને બદલે પોલીસો હસી પડ્યા : અલ્યા, એમાં ફરિયાદ કરવા આવ્યો ? એ માણસના હાથમાં ખજવાળ આવતી હશે એટલે તને ઠમઠોર્યો !... પછી એક સિપાઈએ બીભત્સ અદાથી મને સંભળાવ્યું : તું તો બચી ગયો. બાકી અંધારામાં એકલો મળ્યો હોત તો એ તારી બૂરી હાલત કરત ! આ

ગંદી મજાક હું પચાવી શક્યો નહીં. બસ એક વાર લાગ જોઈને પેલા માથાભારે બાતમીદારના માથામાં કુહાડી ફટકારી નાસી છૂટ્યો. ચંબલ પકડી લીધી. બસ આટલી-અમથી વાત છે !'

વિક્રમે નિસાસો નાખ્યો. ડાકુઓને ખતમ કરવા દોડાદોડ કરતી પોલીસ નવા ડાકુ પેદા ન થાય એ માટે કેમ કંઈ કરતી નહીં હોય ? આ નકસાને જો ન્યાય મળ્યો હોત, તેની ફરિયાદ સાંભળી હોત તો એ કદાચ ડાકુ ન બનત... વિક્રમે આજ સુધી અપરાધીઓના જ દોષ જોયા હતા, હવે ડાકુઓના સહવાસમાં તેને સિક્કાની બીજી બાજુ જોવા-જાણવા મળી.

માનસિંહની ટોળીમાં ભરતી થયેલો કલ્લો તો નકસાથી પણ બે વર્ષ નાનો હતો. સોળ વરસનો છોકરો, જેની મૂછના દોરા હજુ ફૂટતા હતા તે આવા ખતરનાક માર્ગે શું કામ ચડ્યો ? જે ડાકુઓના સગડ મેળવવા માટે પોલીસો બાતમીદાર ઊભા કરે છે એ બાતમીદારોના ત્રાસમાંથી જ ડાકુ પેદા થવાનો બીજો પુરાવો કલ્લો હતો. સુથારના આ દીકરાની ચાચીને કાશીરામ નામનો બાતમીદાર ઉઠાવી ગયો. સમાજમાં બેઆબરૂ થવા જેવું કલંક લાગ્યું કલ્લાના કુટુંબ પર... તેણે પોતાના ચાર-છ દોસ્તારોની મદદ માગી. બધાએ પોલીસને જાણ કરવા ભલામણ કરી. પણ કાશીરામ પર પોલીસના ચારે હાથ હતા. કાળજે ભોંકાય એવું મહેણું કલ્લાને સાંભળવું પડ્યું. 'હવે અભડાઈ ગયેલી ચાચીને પાછી લાવવા શું કામ લમણાઝીંક કરે છે ? ભલે ને મજા કરતી !'

કલ્લાને ઝાળ લાગી. ઘેર જઈને ભાઈને કહ્યું : 'તું આવે છે મારી સાથે ? કાશીરામનો હિસાબ ચૂકતે કરવા જવું છે...' દોઢ-બે વરસે મોટો એનો ભાઈ ના ન પાડી શક્યો. બંને ગયા કાશીરામની શોધમાં, પણ તેને બદલે એનો ભાઈ ભેટ્યો. એમને તો બદલો લેવો હતો. લોહી ઠંડું પડી જાય તે પહેલાં ઘા કરી લેવો એવા ઇરાદાથી બેય ભાઈઓએ ભેગા મળીને તેને ખતમ કરી નાખ્યો. જતાંજતાં પાછા કહેતા ગયા : 'અત્યારે તો ચંબલભેગા થઈએ છીએ, પણ કાશીરામના આખા ખાનદાનને ખતમ કરવાના સોગંદ માથે ચડાવતા જઈએ છીએ.'

વિક્રમે કલ્લાને સાંભળ્યો ત્યારે તેની પાણીદાર આંખોમાં આગ ભભૂકતી હતી. આ છોકરો ભવિષ્યમાં ભારે ઘાતકી થવાનો. વિક્રમે મનમાં નક્કી કર્યું કે શરમનસાહેબની આંખો ઉઘાડવી પડશે : 'તમારા પોલીસખાતા પર જરા દાબ રાખો, નહિતર એક દિવસ એવો આવશે, જ્યારે ચંબલની કોતરો ડાકુઓથી ઊભરાઈ જશે.'

એક વાર માનસિંહે ડાયરી લખતા વિક્રમને ચોંકાવ્યો : 'તારી ડાયરીનાં પાનાં ખૂટી જવા આવ્યાં. નવી મંગાવી દઉં ?'

માનસિંહ મજાક કરે છે કે શું ? વિક્રમ ઉલઝનમાં પડી ગયો. પણ ઠાકુરના ચહેરા પર હાસ્ય ફરકતું જોઈને તેને હિંમત આવી : 'નહીં, ઠાકુર, ઘણું લખાઈ ગયું. બીજી ડાયરીની જરૂર નહીં પડે.'

'કોઈ વાર તારે મને ડાયરીનું લખાણ વાંચી સંભળાવવું પડશે.' માનસિંહે એવી ઢબે કહ્યું જેમાં થોડી શંકા પણ વર્તાતી હતી.

'તમે કહો ત્યારે, ઠાકુર ! લ્યો હમણાં વંચાવું.' માનસિંહના મનની શંકા નિર્મૂળ કરવા વિક્રમે દેખાવ કર્યો.

'ના, અત્યારે નહીં. આપણે બેઉને કાલે બહાર જવાનું છે... ત્યારે વાત.'

'બેઉને' શબ્દ પર માનસિંહે ભાર મૂક્યો હતો. વિક્રમને એ ખટક્યો. શું માનસિંહ તેને એકલાને લઈ જવા માગે છે ? ક્યાં ? શું કામ ? માનસિંહ કાં તો એકલો જતો અથવા તેના અતિ વિશ્વાસુ સાથીને જ સાથે લઈ જતો. વિક્રમે નિર્ણય કરી લીધો. માનસિંહના મનમાં ગમે તે ગણતરી હોય, પોતે આ તકનો લાભ ઉઠાવશે. આખી રાત તે અજંપામાં આળોટ્યો. કદાચ ડાકુઓ સાથેની તેની છેલ્લી રાત હતી. માનસિંહને ગોળીએ દેવાનો મોકો મળશે ? પોતે છટકી જશે ? માનસિંહ તેને ક્યાં લઈ જવા માગે છે ?

સવારે પૂજાપાઠ કરીને માનસિંહે તેને બંદૂક અને કારતૂસનો પટ્ટો આપ્યો : 'ચાલ, આપણે ઊપડીએ.' વિક્રમના હોઠે આવી ગયું : ક્યાં ? પણ પૂછવાની હિંમત ન કરી. એવા સવાલ કરવાની મનાઈ હતી. ગળામાં કારતૂસનો પટ્ટો, એક ખભે બંદૂક અને બીજા ખભે કૅનવાસની પાણીની બૅગ નાખી બંને ચાલી નીકળ્યા. થોડેક આગળ જતાં વિક્રમને ડાયરી યાદ આવી. છટકી જવું હોય તો ડાયરી સાથે હોવી જોઈએ. 'ઠાકુર, ડાયરી લીધી ?' વિક્રમને પૂછ્યા પછી પસ્તાવો થયો. માનસિંહ ઝાટકા સાથે ઊભો રહી તેની સામે વેધક નજરે જોવા લાગ્યો. વિક્રમે ફેરવી તોળ્યું : 'તમે કહેતા હતા ને આપણે એકલા હશું ત્યારે વંચાવજે.'

માનસિંહ હસ્યો. બગલથેલામાંથી ડાયરી કાઢીને બતાવી : 'તારી જેમ હું પણ એની ચીવટ રાખું છું.'

વિક્રમ ભોંઠો પડી ચાલવા લાગ્યો. આટલા વખતથી તે ચંબલની કોતરોમાં રખડતો હોવા છતાં બધાય રસ્તા તેને સરખા લાગતા. એકલો હોય તો ભૂલો પડી જાય. તેણે એ પણ ધ્યાન રાખવાનું હતું. માનસિંહને ઠાર કરીને નાસી જવાનો માર્ગ નક્કી કરવો જોઈએ.

'બંદૂકમાં કારતૂસ ચડાવી રાખી છે ને ?' માનસિંહે અચાનક પ્રશ્ન કર્યો. વિક્રમ ચકરી ખાઈ ગયો. પોતે એને ઠાર કરવાનો વિચાર કર્યા કરે છે ત્યારે જ માનસિંહે આ કેમ યાદ કરાવ્યું હશે ? તેને હવે માનસિંહનું વર્તન રહસ્યમય લાગવા માંડ્યું, 'ઠાકુર, કેમ એમ પૂછ્યું ?'

'મેં તને બંદૂક ભરતો જોયો નહીં.' માનસિંહ ટાઢકથી કહી રહ્યો હતો : 'બંદૂક ક્યારેય ખાલી નહીં રાખવી. અચાનક ગમે ત્યારે ચલાવવી પડે.'

'ફિકર ન કરતા. બંદૂકમાં કારતૂસ ચડાવેલી છે.' વિક્રમે કહ્યું અને મનમાં બોલ્યો : 'અચાનક જ ચલાવવી છે અને તે તારા ઉપર જ !'

આમ તો પડખેપડખે જ બંને ચાલતા હતા. પડછંદ માનસિંહની બાજુમાં તે કેવો વામણો લાગતો હતો ! એક-બે વાર ચાલ ધીમી પડી જવાના કે એવા બહાને વિક્રમ સહેજ પાછળ રહી ગયો. માનસિંહ તરત જ ઊભો રહી પછવાડે જોઈ લેતો : 'કેમ, શું થયું ?' તેમ પૂછતો

ત્યારે વિક્રમ તેની ચપળતા અને સજાગતા પર તાજુબ થઈ ગયો. આની પીઠ પાછળ ઘા કરવાનું માન્યું હતું એટલું આસાન નથી તે વિક્રમને હવે સમજાયું. તેણે સાંભળ્યું હતું કે ઠાકુર પાછળ જોયા વિના પણ નિશાન લઈને પાછળવાળાને ઠાર કરી શકતો.

રસ્તામાં એક ઝૂંપડે શિરામણ કરવા રોકાવાનું થયું. ચંબલનો રાજા પોતાને આંગણે આવ્યો છે એવાં ગૌરવ મને માનભેર માનસિંહનું સ્વાગત થતું વિક્રમે જોયું. બાજરીના રોટલા અને ડુંગળીનું શિરામણ કરતા માનસિંહે પેલા ગરીબ યજમાનને તેનાં ખબરઅંતર પૂછ્યાં : 'અલ્યા, તારી છોડી એને સાસરે સુખી તો છે ને ?' ગરીબ યજમાને જવાબમાં પોરસ કર્યો : 'ઠાકુર, કન્યાદાનમાં તમારા આશીર્વાદ મળ્યા પછી સુખી જ હોય ને ! વિક્રમે ત્યારે જાણ્યું કે આ ગરીબ ખેડૂતની દીકરીનાં લગનમાં માનસિંહે ઘરેણાં ઘડાવી આપ્યાં હતાં.

સૂરજ માથે આવ્યો ત્યારે પચાસ-સાઠ ઝૂંપડાંવાળા એક નાનકડા ગામે પહોંચ્યા. 'ઠાકુર આવ્યા ! ઠાકુર આવ્યા !'ના પોકારો સંભળાયા. વિક્રમને નવાઈ લાગી. ધોળે દિવસે ખુલ્લે આમ માનસિંહ આ રીતે ગામમાં ફરી શકે ! એક ઝૂંપડામાં માનસિંહ સાથે તે દાખલ થયો. ગામના મુખી જેવા માણસે તેમનું સ્વાગત કર્યું. હાથ-મોં ધોઈને ખાટલા પર બંને બેઠા.

'કેમ મૂંગો બેઠો છે, વિક્રમસિંહ ?' માનસિંહે તેની પીઠમાં ધબ્બો માર્યો. માનસિંહનો હાથ ભારે હતો અને અણધાર્યો ધબ્બો પડ્યો, એમ બેવડી રીતે વિક્રમ ઓઝપાઈ ગયો. તેને ક્યારેક માનસિંહના વ્યવહારમાં હેત વરતાતું - બાપના જેવું હેત.

'ઠાકુર, તમને ગામમાં આવતા બધાએ દીઠા હતા...'

'છતાં મને ભય કેમ નથી લાગતો એથી વિસ્મય પામે છે ને ?' માનસિંહ લાડથી બોલ્યો : 'આ ગામના આપણે મહેમાન થયા. હવે આપણી સલામતીની જવાબદારી એમની છે. કેમ, મુખી ?' મુખીએ 'હા, બાપલા ! કહ્યું એટલે માનસિંહે આગળ ચલાવ્યું : 'આપણે અહીં છીએ ત્યાં લગી ગામમાં આવવા-જવાના બેય રસ્તા બબ્બે ગાઉ છેટે ચાર માણસો ચોકી કરવા બેસી રહેશે. કુત્તાઓ અણધાર્યા આવી જ ક્યાંથી શકે ?'

એમ ત્યારે, માનસિંહનો બંદોબસ્ત પાકો હતો. વિક્રમે ઝૂંપડાની પૂછવાડે ડોકાબારીમાં નજર નાખી તો ઊંડી ખીણ હતી. દૂરદૂર ચંબલ વહેતી હતી.

'મુખી, પેલાને ખબર પહોંચાડ્યા ?' માનસિંહે પૂછ્યું.

'હા, ઠાકુર, બપોર નમતાં એ આવી પૂગશે.' મુખીએ પણ નામઠામ પાડ્યા વિના જ જવાબ આપ્યો.

કોણ આવવાનું હશે ? ફરી વિક્રમ મૂંઝાણો : આજ જરૂર કંઈ અઘટિત બનવાનું છે – કાં તો મારા હાથે અથવા તો માનસિંહના હાથે... વહેલો તે પહેલો. બપોર નમતાં પહેલાં જો તક મળે તો બંદૂકનો ઘોડો દબાવી દેવો.

જમી-કરીને બંને ખાટલામાં આડા પડ્યા. માનસિંહ નિરાંતે ઊંઘતો હતો. વિક્રમ પડખાં

ફેરવતો અવારનવાર માનસિંહ સામે જોઈ લેતો. બંદૂક માનસિંહના હાથમાં જ હતી. ચકાસી જોવા એક વાર તે બેઠો થયો. ખાટલાની કાથીએ અવાજ કર્યો અને જોયું તો માનસિંહની આંખો ખૂલી ગઈ હતી. વિક્રમે બહાનું કાઢ્યું : 'એકી કરવી છે.' માનસિંહે બગાસું ખાતાં કહ્યું : 'પાછળ જઈ આવ.'

ના, માનસિંહને આમ તો નહીં જ મારી શકાય. એ પૂરેપૂરો સાવચેત છે. કદાચ તેને મારા પર વહેમ પણ હશે. મારી કોઈ હિલચાલ તેની નજર બહાર રહેતી નથી... વિક્રમે આવી કશ્મકશ જિંદગીમાં ક્યારેય અનુભવી નહોતી. પછી વિચાર્યું : પાછા ફરતી વખતે જ કંઈક કરીશ. જોઈએ, નમતા પહોરે કોણ આવે છે.

એ બેત્રણ કલાક તેણે અધ્ધર જીવે વિતાવ્યા. કદાચ આવનાર માણસ તેનો કાળ બનીને તો નહીં આવે ને ?

નમતી બપોરે મુખીએ માનસિંહને જગાડ્યો : 'ઠાકુર, પેલો આવી ગયો છે.' સાંભળીને વિક્રમ સડાક કરતો બેઠો થઈ ગયો. આંખો સતેજ બની. લમણાંની નસો તંગ થઈ. 'અંદર મોકલો.' માનસિંહે એટલું જ કહ્યું. તેના બોલવામાં ન તો કોઈ ઉશ્કેરાટ, ન અધીરાઈ.

એક દૂબળોપાતળો આદમી આવ્યો. પોતિયું, ઝભ્ભો, જાકીટ અને માથે ટોપી. મામલતદારની કચેરીના કારકુન જેવો વિક્રમને લાગ્યો. પણ તેનું અનુમાન ખોટું પડ્યું. પેલાએ ઠાકુરને હાથ જોડ્યા.

'આવો, માસ્તર, નિશાળ પાડીને આવ્યા નથી ને ?'

'નહીં, દાઉ, હમણાં નિશાળ સવારની છે, એટલે છોકરાઓની પરીક્ષા લઈને આવ્યો.'

ઓત્તારીની ! આ તો માસ્તર નીકળ્યો ! માનસિંહ એની રાહ જોતો હતો ? શું કામ ? વિક્રમ બારીકાઈથી તેને નિહાળતો હતો. હાથમાં એક જોળી હતી. તેમાંથી ત્રણ-ચાર ચીભડાં કાઢ્યાં : 'ભારે મીઠાં છે.' કહી તેણે ચીભડાં માનસિંહ પાસે ધર્યાં.

થોડી આડીઅવળી વાત કરી માનસિંહ મૂળ વાત પર આવ્યો : 'માસ્તર, અંગ્રેજી જાણો છો ને ? આજે અમારે તમારી પરીક્ષા લેવાની છે.' કહેતાં માનસિંહે ડાયરી કાઢી. વિક્રમ હેબતાયો. તે સમજી ગયો : માનસિંહ માસ્તરની નહીં, પણ તેની પરીક્ષા લેવા માગે છે.

'બેસો.' કહી માનસિંહે માસ્તર તરફ ડાયરી ફગાવી : 'અમારા આ ભણેલા સાથીએ એમાં શું લખ્યું છે તે વાંચી સંભળાવો.'

વિક્રમના પેટમાં સીસું રેડાયું. માનસિંહ આંધળો વિશ્વાસ મૂકી દે એવો નહોતો. તેને એકલાને અહીં સાથે શું કામ લઈ આવ્યો તેનું રહસ્ય હવે સમજાયું. વિક્રમ ટટ્ટાર થઈને બેઠો હતો. માસ્તરે ડાયરી ઉઘાડી ત્યારે માનસિંહ એકધ્યાનપણે બંદૂકની નાળ પર હાથ ફેરવતો બેઠો હતો.

ઘણી વાર લગી માસ્તરે વાંચી સંભળાવ્યું નહીં ત્યારે માનસિંહ જરા અકળાયો : 'કેમ, અક્ષર ઊકલતા નથી, માસ્તર ?'

'દાઉ, અક્ષર તો મોતીના દાણા જેવાં છે, પણ...'

'પણ શું ?' માનસિંહે વિક્રમ તરફ નજર રાખી માસ્તરને પૂછ્યું.

'પણ ભાષા ઊકલતી નથી.'

વિક્રમે 'હાશ' અનુભવી. હવે તેની હિંમત વધી. ખડખડાટ હસી પડ્યો. માનસિંહ કતરાયો, તેની જાણ થઈ ત્યારે અચાનક તેનું હસવું થંભી ગયું. ગુસ્તાખી માટે લજાતો હોય તેમ બોલ્યો : 'ઠાકુર, એ માસ્તરથી નહિ ઊકલે. લખાણ અંગ્રેજી છે, પણ શૉર્ટ-હૅન્ડમાં છે.'

માનસિંહને સમજાયું નહીં એટલે તેણે ચોખવટ કરી : 'ટૂંકી ભાષામાં લખીએ તેને શૉર્ટહૅન્ડ કહેવાય. એકબે શબ્દમાં જ આખું વાક્ય લખી શકાય. એ વિદ્યા બધાને નથી આવડતી.'

'તેં એવી ભાષામાં શું કામ લખ્યું ?' માનસિંહે અણગમો વ્યક્ત કર્યો. વિક્રમ આ સવાલ માટે તૈયાર જ હતો.

'ઠાકુર, કદાચ કોઈના હાથમાં ડાયરી જાય તો તે ઉકેલી ન શકે. ખાનગી હકીકતો બહાર ન પડી જાય. તમે મારા પર આટલો બધો ભરોસો મૂક્યો છે એટલે ચીવટ રાખવી જોઈએ ને !'

જવાબ માનસિંહને ગળે ઊતરી ગયો. વિક્રમ ખુશ થઈ ગયો. છતાં મનમાં નક્કી કર્યું કે દરેક પગલું સાવચેતીથી ભરવું. માનસિંહ ધાર્યા કરતાં પણ વધુ ચબરાક અને ચકોર છે.

એ દિવસ વિક્રમ માટે શુકનિયાળ નીવડ્યો. જે તકની તે રાહ જોતો હતો તે સામે આવી. માસ્તર ગયા બાદ મુખીએ પ્રસ્તવ મૂક્યો : 'ઠાકુર, અધિક માસ આવે છે. બટુકેશ્વર મહાદેવની આરતી દર શ્રાવણિયા સોમવારે તમારા હાથે જ થશે.'

'પણ વાત ખાનગી રાખજો.' માનસિંહે પ્રસ્તાવ સ્વીકારી લીધો. વિક્રમને પહેલી વાર માનસિંહના ચોક્કસ કાર્યક્રમની બાતમી અગાઉથી મળી. હવે એ પોલીસ-ઉપરી સુધી પહોંચાડવી કઈ રીતે ? તેનું દિમાગ ઝડપભેર કામે લાગી ગયું.

'શો વિચાર કરે છે, વિક્રમ ?' માનસિંહે તેને ઓચિંતો ઝડપ્યો. વિક્રમ હવે જોખમ ખેડવા તૈયાર થયો : 'દાઉ, અધિક માસ આવે છે, એટલે મને રાધા યાદ આવી ગઈ.'

'રાધા !' માનસિંહને રસ પડ્યો.

'મારી મંગેતર.' વિક્રમે પાસો ફેંક્યો : 'શંકરની ભક્ત છે. મારા તરફથી કોઈ ખબર નથી ગયા એટલે બિચારી આખો મહિનો નકોરડા ઉપવાસ કરશે. મને ચિંતા થાય છે.'

'તારે ખુશીખબર મોકલવા છે ?' માનસિંહ તેના મનની વાત પામી ગયો : 'તો એક પત્ર લખી નાખ.' પછી મુખીને કહ્યું : 'અલ્યા એને એક પત્તુ લાવી આપો.'

માનસિંહ હજુ પણ તેની પરીક્ષા કરતો હશે ? પોસ્ટકાર્ડમાં તે શું લખશે ? મગજ વધારે કસી જોયું. એક તરકીબ સૂઝી : 'ઠાકુર, પત્તું લખવું હોય તો મારે ટૂંકી ભાષામાં જ લખવું પડશે. વળી કોઈ વાંચી જાય તો ઉપાધિ થાય.'

'તે તારી મંગેતર પણ ટૂંકી ભાષા જાણે છે ?'

'હાસ્તો ! મારી પાસેથી થોડુંથોડું શીખી છે.'

વિક્રમ આનંદથી ફૂલ્યો સમાતો નહોતો. તેણે પોસ્ટકાર્ડ લખ્યું સાંકેતિક ભાષામાં : 'અધિક માસ શરૂ થાય છે. હું દર સોમવારે બટુકેશ્વર મહાદેવની આરતી વખતે તને યાદ કરીશ. શંકર ભગવાનની કૃપા હશે તો આપણો મેળાપ જલદી થશે.'

'શું લખ્યું, અલ્યા ?' માનસિંહે પત્તા સામે નજર ખોડી રાખી પૂછ્યું.

'મારી ફિકર ન કરતી.' વિક્રમ પોસ્ટકાર્ડ વાંચવાનો દેખાવ કરતો બોલતો હતો : 'શંકર ભગવાનની કૃપા થશે ત્યારે મેળાપ જરૂર થશે.' પછી વિક્રમે પોસ્ટકાર્ડ પર રાધાનું હિન્દીમાં જ સરનામું કર્યું, જેથી માનસિંહ વહેમાય નહીં. પોસ્ટકાર્ડ લઈને માનસિંહે પોતાના ખિસ્સામાં મૂકી દીધું ત્યારે વિક્રમ મૂંઝાણો : કદાચ પોસ્ટકાર્ડ પહોંચશે જ નહીં.

પણ માનસિંહ હજુ એક વધુ ખાતરી કરવા માગતો હતો. વિક્રમને ઝૂંપડા પાછળ ખુલ્લામાં લઈ જઈ તેણે એક ચીભડું ઉપાડ્યું. જમણા હાથની હથેળીમાં ચીભડું ખભા પાસે રાખી તેણે કહ્યું : 'મારે તારી નિશાનબાજીની કસોટી કરવી છે.' પોતે પંદર ગજ છેટે જઈને ઊભો રહ્યો : 'ચાલ જોઈએ, નિશાન લે. જોજે, ચીભડું જ ચિરાવું જોઈએ, મારો ખભો નહીં.'

વિક્રમ ફાટી આંખે માનસિંહને જોઈ રહ્યો. તેના માનવામાં ન આવ્યું. શું માનસિંહ તેને તક આપી રહ્યો છે કે ચકાસણી કરવા માગે છે ? બંદૂક પકડેલો હાથ કાંપવા લાગ્યો. 'ચાલ, નિશાન લે.' માનસિંહે તેને સાવધ કર્યો. વિક્રમને ઘડીક તો થયું, ચીભડાને બદલે માનસિંહની ખોપરીનું નિશાન લઈ લેવા દે. ફરી આવો મોકો નહીં મળે. પણ પછી ભય લાગ્યો. માનસિંહ કદાચ ખતમ થાય તો પોતેય ક્યાં જીવતો જઈ શકવાનો ? તેની લાશ ચંબલની કોતરોમાં જ ઢળી પડવાની. તેને બદલે માનસિંહને ટોળી સાથે ઝડપવાનો હવે મોકો મળ્યો છે. બટુકેશ્વર મહાદેવની આરતીટાણે શરમનસાહેબ આવી પહોંચે તો બેડો પાર થઈ જાય.

વિક્રમે બંદૂક ફગાવી દીધી : 'નહીં, ઠાકુર, મારા હાથ કાંપે છે. મારાથી એ નહીં થઈ શકે.' તેને હતું કે માનસિંહ કદાચ રોષે ભરાશે. નિશાન લેવા હુકમ કરશે. તેને બદલે ધીમાં ડગલે તે હસતો હસતો પાસે આવ્યો. નીચે પડેલી વિક્રમની બંદૂક ઉઠાવી, પછી તેની છાતી પર બંદૂકની નાળ ટેકવી કહ્યું : 'તારી કસોટી પૂરી થઈ. જેનું સ્મરણ કરવું હોય તે કરી લે. મારી ધારણા ખોટી પડી.'

વિક્રમના શરીરે પસીનો વળી ગયો. આટલું જલદી મોત સામે આવી જશે તે ધાર્યું નહોતું. માનસિંહની શી ધારણા ખોટી પડી ? એ તેને મારવા શું કામ તૈયાર થયો ? કંઈ સમજાયું નહીં. ધીમેધીમે માનસિંહ બેચાર ડગલાં પાછળ ખસ્યો... તેણે આંખો મીંચી બંદૂકનો ઘોડો દબાવ્યો ત્યારે વિક્રમ મનથી તો એ ક્ષણે જ મરી પરવાર્યો હતો.

ધડાકો થયો. માનસિંહે કેવું અટ્ટહાસ્ય કર્યું ! તેના પડઘા ચંબલની કોતરોમાં અફળાઈને

પાછા આવ્યા, પણ વિક્રમને આ પડઘા ક્યાંથી સંભળાયા ? તે હજુ કેમ ઊભો છે ? ના, ગોળી વાગી નથી. માનસિંહ નિશાન પણ ચૂક્યો નહોતો. 'કેવો ડરી ગયો !' તેણે વિક્રમની પીઠ પર ધબ્બો મારી કહ્યું : 'તારી બંદૂકમાં ખોટી કારતૂસ હતી. તારા પટ્ટામાં પણ બધી ખોટી કારતૂસ છે. મારે તારી પરીક્ષા લેવી હતી - તું એકલતાનો ગેરલાભ લઈ મારી સાથે દગો ખેલવા માગે છે કે નહીં !'

વિક્રમે ઊંડો શ્વાસ લીધો. હવે બધું સમજાઈ ગયું. સારું થયું તેણે માનસિંહને ઠાર કરવાની મૂર્ખાઈ ન કરી... નહીંતર ખોટી કારતૂસ તેનું પોગળ ઉઘાડું પાડી દેત. જે થયું તે સારું થયું, નહીંતર અત્યારે તેની લાશ ઢળી પડી હોત.

*

અધિક શ્રાવણના પહેલા સોમવારની નમતી બપોરે માનસિંહ સાથીઓને લઈ બટુકેશ્વર મહાદેવ તરફ રવાના થયો ત્યારે વિક્રમના દિલની ધડકન વધી ગઈ. રાધાને તેનો કાગળ પહોંચ્યો હશે ? તે એનો સંકેત સમજી હશે ? બાતમી શરમનસાહેબ સુધી પહોંચાડી શકી હશે ? સવાલના હથોડા ડગલે ને પગલે દિમાગ પર ઠોકાતા હતા. કદાચ કંઈ જ ન બને તો પોતે હવે માનસિંહ સાથે વધુ વખત રહેવાનું જોખમ નહીં જ ખેડે તેવો નિરધાર તેણે કરી લીધો. આરતીમાંથી પાછા ફરતાં પહેલાં છટકી જવાનો ઇરાદો કરી રાખ્યો. તેણે માનસિંહ પાસેથી ડાયરી લખવા લીધેલી તે પાછી પણ આપી નહોતી.

'રૂપા, આપણે જરા ઉતાવળ કરીએ. સંધ્યાટાણું થવા આવ્યું. મહાદેવની આરતી મોડી ન થવી જોઈએ.' માનસિંહે સાથીઓને સાબદા કર્યા. આજે તેણે સોમવાર પાળ્યો હતો.

મંદિર દોઢેક ગાઉ છેટે હતું ત્યાં બંદૂકનો ધડાકો સંભળાયો. આખી ટોળી ચોંકીને સ્થિર થઈ ગઈ. માનસિંહે રૂપા સામે જોયું. જે મળી તે આડશ લઈ બંદૂક તાણી બધા ગોઠવાઈ ગયા. રોમાંચ અને ભયથી વિક્રમ હચમચી ગયો. રૂપો કોપ્યો : 'દાઉ, કુત્તાઓ આપણી રાહ જોતા બેઠા લાગે છે !'

માનસિંહની આંખો લાલઘૂમ થઈ ગઈ : 'કોણે બાતમી આપી ?' સાંભળીને વિક્રમે ધ્રુજારી અનુભવી. 'પેલા મુખી સિવાય બીજું કોઈ જાણતું નથી અને તે બાતમી આપે નહીં. તેનો દીકરો આપણી જોડે છે.' માનસિંહના મગજમાં ઝબકારો થયો : 'આરતીનું નક્કી થયું ત્યારે વિક્રમ હાજર હતો.' કરડાકીથી તેણે વિક્રમ સામે જોયું, પણ તેને કંઈ પૂછવા જાય તે પહેલાં સામી દિશાએથી છૂટેલી ત્રણચાર ગોળીઓ માથા પરથી પસાર થઈ ગઈ. માનસિંહે ત્રાડ નાખી : 'બધા વેરવિખેર થઈ જાઓ ! કુત્તાઓ જ છે !

આ તકનો લાભ લઈ વિક્રમ માનસિંહની નજર સામેથી સરકી જઈ ધૂળના એક ટીંબા પાછળ લપાઈ ગયો. 'રૂપા ! પેલા વિક્રમ પર નજર રાખજે. મને હવે તેના પર વહેમ પડે છે.' માનસિંહે દાંત ભીંસ્યા. રૂપો વિક્રમને શોધવા થોડે દૂર હઠી ગયો. ડાકુઓએ પોલીસને ગોળીઓથી વળતો જવાબ આપવા માંડ્યો. ધિંગાણું મચી ગયું.

મહાદેવના મંદિરથી એક ગાઉ છેટે કૅપ્ટન શરમને પડાવ નાખ્યો હતો. મંદિરની પાછલી બાજુએ તો ચંબલ પુરવેગે વહેતી હતી એટલે માનસિંહ સામી બાજુએથી જ આવશે એમ ધારી તેમણે પોલીસ-પલટનને ગોઠવી રાખી હતી. પોતે થોડાક કાબેલ માણસો સાથે ઊંચા ભેખડ પરના ખંડેરમાં છુપાયા હતા. તેમણે યોજના એવી ઘડેલી કે ડાકુઓ ખંડેર વટાવી જાય પછી હુમલો કરવો. પણ તે ગણતરી કોઈએ બંદૂકનો ધડાકો કરી ઊંધી પાડી દીધી. શરમનને ખાતરી હતી કે પોલીસ આવી મૂર્ખાઈ ન કરે. જરૂર માનસિંહના કોઈ મળતિયાએ પોલીસની હાજરીની જાણ કરવા ધડાકો કર્યો હશે. ડાકુઓ ચેતીને આગળ વધતા અટકી ગયા ત્યારે શરમનને બાજી હાથમાંથી ઝૂંટવાઈ જતી લાગી. ટોળીને ઘેરી લેવાનું હવે નહીં બને, પણ વધુ મોડું કરે તો ડાકુઓ પાછળની કોતરોમાં છટકી શકે તેમ હતા એટલે શરમનને ગોળીબાર શરૂ કરવો પડ્યો.

માનસિંહ, રૂપો, ચમાર, માનસિંહનો દીકરો સૂબેદાર અને બીજા ચાલીસ જેટલા સાથીઓ પોલીસનો સામનો કરવા સલામત સ્થાને ગોઠવાઈ ગયા. અણધારી અથડામણ થાય ત્યારે માનસિંહ નાસી છૂટવાનું પસંદ કરતો નહીં. તેમા સપડાઈ જવાનો ભય હોય છે. જે બાજુએ નાસી જવાનો રસ્તો લે ત્યાં પોલીસપાર્ટી છુપાઈને બેઠી હોય તો બંને બાજુથી ભીંસમાં આવી જવાય.

આ તરફ ગોળીઓની રમઝટ બોલતી હતી ત્યારે મહાદેવના મંદિરે સંધ્યાની આરતીના ઢોલ બજવા માંડ્યા. આરતી ઉતારતો મુખી મહાદેવની પાસે માનસિંહના ક્ષેમકુશળ માટે મનમાં પ્રાર્થના કરતો હતો : 'હે ભોળાનાથ, તમારા ભક્તને આંચ ન આવવા દેતા.'

રૂપા અને વિક્રમ વચ્ચે સંતાકૂકડીની રમત શરૂ થઈ. વિક્રમ પામી ગયો કે પોતે રૂપાના નિશાનમાં આવ્યો તો એ હવે જીવતો નહીં છોડે. તે કેટલા વખતથી આ ઘડીની જ રાહ જોતો હતો ને ! બંને ભોંયસરસા સરકતા હતા. ઊંચા થવાની કોશિશ કરે તો પોલીસની ગોળી વીંધી નાખે. વચ્ચે રૂપાની નજરે એક સિપાઈ ચડી ગયો. તેણે ગોળી છોડી તેને ઠાર કર્યો. એટલી વારમાં વિક્રમ છેટે નીકળી ગયો.

અંધારાં ઊતરવા લાગ્યાં હતાં. માનસિંહ વીફર્યો હતો. સૂબેદાર નાસી જવા માટેનો રસ્તો વિચારતો હતો. રૂપો વિક્રમને હાથ કરવાની પેરવીમાં પડ્યો હતો. વચ્ચેવચ્ચે જખમીઓના ચિત્કારો સંભળાઈ જતા.

વિક્રમ હવે ખંડેરથી પંદર ગજ છેટે રહ્યો હતો. વચ્ચે ખુલ્લો રસ્તો હતો એ ઓળંગી નાખે તો પોલીસની છાવણીમાં સલામત પહોંચી જવાય એવું હતું. પણ આંધળા ગોળીબારમાં એ સાહસ કરવામાં જાનનું જોખમ દેખાયું એટલે તે થોભ્યો. અંધારામાં તેને પોલીસો પણ ઓળખી શકવાના નહોતા. તેને મન થયું : શરમનસાહેબને હાંક મારી સામે ચાલ્યો જાઉં, પણ એમ કરવા જાય તો ડાકુઓ તેને વીંધી નાખે, ઢીલ કરે તો રૂપો પકડી પાડે... વિક્રમ મૂંઝાણો. જિંદગી અને મોત વચ્ચેની એ ઘડી હતી.

અચાનક તેનું ધ્યાન ગયું કે માનસિંહે પોલીસ તરફ નિશાન લેવા માથું ઊંચું કર્યું છે એટલે

વિક્રમે એ તક ઝડપી લેવાની હિંમત કરી, બંદૂકનો ઘોડો દબાવી તેણે માનસિંહ પર વાર કર્યો. જરાક માટે માનસિંહનું માથું બચી ગયું. વિક્રમને અફસોસ થયો. હવે માનસિંહ ઝનૂને ચડ્યો. તે સમજી ગયો કે એ ગોળી પોલીસની નહોતી, ગદ્દાર વિક્રમ તરફથી આવેલી... તેણે ત્રણચાર ગોળીઓ વિક્રમ પર છોડી. રૂપો પણ વીફર્યો હતો. તેણે અંધારામાં વિક્રમ તરફ ગોળીબાર કરવા માંડ્યો. શરમનને નવાઈ લાગી : ડાકુઓ ત્યાં કોના પર ગોળીઓ છોડે છે ?

માનસિંહની એક ગોળી વિક્રમનો ખભો ચીરતી ગઈ. લોહી વહેવા માંડ્યું છતાં જખમ ઊંડો નહોતો. હવે વિક્રમને રસ્તો ઓળંગવા સિવાય બીજો કોઈ જ ઇલાજ નહોતો. ડાયરી બગલમાં દબાવી તેણે દોટ મૂકી. અર્ધો રસ્તો પસાર થઈ ગયો. પણ હાય રે કમનસીબી... ડાકુ માની શરમનસાહેબે જ એને વીંધી નાખ્યો ! કાળજું ચીરી નાખે એવી ચીસ પાડી વિક્રમ ઊંધમૂંધ ભોંયભેગો થઈ ગયો. ડાયરી તેના હાથમાંથી ઊછળી પડી. તેની ચીસ સાંભળી શરમનને ભાન થયું કે એમણે ભયાનક ભૂલ કરી નાખી છે - પોતાના જ માણસને ઠાર કર્યો ! કદાચ વિક્રમને બચાવી શકાશે એમ માની તેમણે તાબડતોબ ગોળીબાર થંભાવી દીધો, પણ તેઓ મોડા પડ્યા. વિક્રમની લાશ જ હાથમાં આવી.

ગોળીબાર બંધ થયા પછી માનસિંહ તેના સાથીઓને લઈ ક્યારે છટકી ગયો તે પણ ખબર ન પડી. શરમનસાહેબને હાથ લાગી માત્ર એક ડાયરી, જે વિક્રમના લોહીથી રગદોળાયેલી હતી. એક વફાદાર અને બહાદુર સાથીની હત્યાનો આઘાત શરમન સહી શક્યા નહીં. એ જ વખતે હાથમાંથી પિસ્તોલ મૂકી દીધી : વિક્રમની આ શહીદીની યાદમાં હવે પછી ક્યારેય પિસ્તોલ ઉપાડીશ નહીં.

વિક્રમને આપેલું વચન તેમણે પાળ્યું. એના બાપને ખૂનના અપરાધમાંથી છોડાવ્યો, વિક્રમની બહાદુરીના બદલામાં હજાર રૂપિયાનું ઇનામ પણ તેને અપાવ્યું. પણ બાપે જ્યારે જાણ્યું કે તેને છોડાવવા ખાતર જ દીકરો મોતના મોંમાં ગયો ત્યારે તેના આઘાતથી તેનું મગજ ચસકી ગયું. રાધા તો એ પહેલાં જ ઘાસલેટ છાંટીને મરી ચૂકી હતી – પોતાના પ્રિયતમને પરલોક મળવા ચાલી ગઈ હતી.

...અને ત્રણ અઠવાડિયાં બાદ હિન્દુસ્તાન આઝાદ થયું. માનસિંહ ખુલ્લેઆમ ખેડા-રાઠોડ પાછો ફર્યો. તેણે માન્યું હશે કે નવી સરકાર તેના ભયંકર અપરાધો માફ કરી દેશે, પણ એ તેની ભ્રમણા હતી.



# આઠ

દેશભરની જેલમાંથી ઘણા કેદીઓને આઝાદીની ખુશાલીરૂપે ભારત સરકારે માફી બક્ષી. કાળાપાણીની સજા ભોગવતા માનસિંહના મોટા ભાઈ નવાબસિંહને પણ તેનો લાભ મળ્યો. માનસિંહ ગઢીમાં દાખલ થયો ત્યાં જ રુક્મિણીએ ખુશખબર આપ્યા : 'જેઠજીનો છુટકારો થયો !'

'ગામ-આખામાં પતાસાં વહેંચો.' માનસિંહનો આનંદ ઊછળ્યો. પણ થોડી વારમાં ગળામાં ડૂમો ભરાઈ આવ્યો. 'મોટા ભાઈ આવીને પૂછશે, મારા અને તારા જુવાન બેટાના મોતનો બદલો હજુ પૂરો કેમ વાળ્યો નહીં ? દુશ્મન હજુ જીવે છે કેમ ? હું શો જવાબ આપીશ મોટા ભાઈને ?...'

રાજપૂતો ગમે તેટલા ખુવાર થયા, પણ મગજમાંથી ખુમારી ઓસરે નહીં. માનસિંહે તલ્ફીરામને, તેના ભત્રીજાઓ અને ભાણેજોને ખતમ કર્યા હતા, તોપણ તલ્ફીરામનો બેટો જીવે છે ત્યાં લગી દુશ્મનીનો હિસાબ ચૂકતે થયો ન ગણાય. નવાબસિંહની જેમ કદાચ માનસિંહના અપરાધોય સરકાર માફ કરી દેત તોપણ કોને ખબર, માનસિંહ ડાકુ મટી જાત કે કેમ ! કેટલીય હત્યાઓથી જેના હાથ રંગાયા હતા, કેટલીય લૂંટો જેના નામે ચડી ચૂકી હતી એ માનસિંહના દિમાગમાંથી દુશ્મની અને દાદાગીરી ક્યાંથી નીકળી શકે ?

બંને ભાઈઓ હૈયાં ભીંસીને ભેટ્યા. 'નાના ! તેં તો ભારે નામ કાઢ્યું... ઇલાકે-ઇલાકે તારી હાંક પડે છે. મેં તો કેદખાનામાં વરસો વેડફી નાખ્યાં.' નવાસસિંહની વધેલી દાઢીના ધોળા વાળ અવસ્થાની ચાડી ખાતા હતા. મોટા ભાઈના પડછંદ દેહ પર માનસિંહે ક્યાંય સુધી હાથ ફેરવ્યા કર્યો : 'મોટા ભાઈ, તમને જેલમાંથી ભગાડવા માટે વિચારો તો લાખ કર્યા, પણ કોઈ વાતે ત્યાં પહોંચાય એવું નહોતું. મારા હાથ હેઠા પડ્યા.'

'એમાં અફસોસ શાનો કરે છે ? માણસના હાથ ન પહોંચે ત્યાં ભગવાનના હાથ કામ કરી જાય છે. જો, તારી સામે આવીને ઊભો છું ને !' નવાબસિંહનું મુખ ધીમેધીમે કરડાકી ધારણ કરવા લાગ્યું : 'આપણા જુવાન બેટાઓનો બદલો લેવા નેતારામની તલાશ કરવી પડશે હવે.'

ધાર્યું હતું એ જ મોટા ભાઈએ કહ્યું, પણ જરા જુદી રીતે... માનસિંહે ધરપત આપી : 'થોડા દી' પોરો ખાઓ, અને નેતારામને ખતમ કરવાનું મારા પર છોડી.' પણ નવાબસિંહને એટલાથી સંતોષ થયો હોય એમ ન લાગ્યું ત્યારે તેણે ઉમેર્યું : 'પહેલાં આપણે ભરતને ધામધૂમથી પરણાવવો છે. યશવંતના બેટાની ધિંગી જાન કાઢવી છે, મોટા ભાઈ !'

હવે નવાબસિંહને ખ્યાલ આવ્યો કે ઘરમાં પોતાઓ જુવાન થઈ ચૂક્યા છે. દુશ્મની સાથે લગ્ન-વિવાહના વ્યવહારનો પણ હિસાબ-કિતાબ રાખવો પડે ને !

લૂંટની કમાણીમાંથી માનસિંહે ગઢીની રોનક બદલી નાખી. યશવંતસિંહના જુવાન દીકરા ભરતસિંહના લગનની જોરદાર તૈયારીઓ થવા લાગી. નવી સરકાર ઠરીઠામ થવામાં રોકાયેલી હતી. ડાકુઓને છંછેડવાની કે એ સમસ્યા હાથ ધરવાની કોઈને ફુરસદ નહોતી. માનસિંહ માનભેર ગઢીમાં રહેતો હતો, છતાં તેણે ટોળીને વિખેરી નહોતી. પોલીસખાતું કેવો વહેવાર કરે છે તે ચકાસી જોવાનું હતું ત્યાં સુધી ભરતસિંહને પરણાવવાનું કામ રંગેચંગે ઉકેલ્યું.

મઢીમાં મુલાકાતીઓ આવતા થયા. તેમાં છાનાછપના સરકારી અધિકારીઓ પણ આંટો આવી જતા. માનસિંહ પોલીસખાતાનું વલણ જાણવા દાણો દાબી જોતો. તેને ખાતરી થઈ કે ભરતસિંહના લગનમાં પોલીસનું કંઈ વિઘ્ન નહીં નડે.

જાણે કોઈ રાજકુંવરની શાદી હોય એવો ઠાઠમાઠ માનસિંહે કર્યો હતો. પાંચ ભપકાદાર મોટરો અને અંબાડીવાળા ત્રણ હાથીઓ બારાતને મોખરે હતા. સાજન-મહાજનમાં જાણીતા માણસોએ પણ લહાવો લીધો હતો. લગ્ન બાદ ખાણી-પીણી અને નાચગાનની દાવતમાં તહસીલદારો, જમીનદારો પોલીસખાતાના અધિકારીઓ અને સરકારી દાક્તરો સુધ્ધાં હતા. રાજાઓ-મહારાજાઓએ તેમની હાજરી પુરાવવા ખાસ માણસોને મોકલેલા. જાણે એ ભુલાઈ ગયું કે માનસિંહ ડાકુ છે અને અપરાધી છે. જેની ગિરફતારી માટે પાંચ હજારનું ઇનામ કાઢ્યું છે, જે પકડાય તો અદાલત તેને ફાંસીથી ઓછી સજા કરે નહીં એ માનસિંહે રાજાના રુઆબથી છડેચોક તેના પૌત્રને પરણાવ્યો અને તેમાં બીજાઓ પોરસ કરવા હાજર પણ રહ્યા... આવી હતી માનસિંહની ધાક !

પણ આ આંખમિચામણાં વધુ વખત ન ચાલ્યાં. ન માનસિંહ ઠરીઠામ થઈ શક્યો, ન તો તેની ખુમારી ટાઢી પડી. નવી સરકારને મહેણાં સાંભળવાં પોસાય તેમ નહોતું. જ્યાં રાજાઓના રાજ આંચકાઈ રહ્યાં હોય ત્યાં ડાકુગીરીથી રાજા બની બેઠેલો માનસિંહ કેમ મોજ કરી શકે ? માનસિંહના ડરથી ગામ છોડી ગયેલા નેતારામને શું કામ પાછો ન લાવવો ? સરકાર તેને એટલુંય રક્ષણ ન આપી શકે ?

બસ, ફરી પાછી ખટપટ શરૂ થઈ. માનસિંહને કેદખાનામાં ખેંચી જવાનો ઉત્સાહ ગરમ થવા માંડ્યો. પણ એક દસકો જેલની હવા ખાઈ આવેલો માનસિંહ ફરી હાથ-પગમાં બેડી પહેરવા તૈયાર નહોતો. જેલને તો તેણે ત્યારે જ છેલ્લી સલામ કરી દીધેલી. એને નવી સરકારની પરવા ક્યાં હતી ? ઉપરીઓ બદલાવાથી પોલીસની તાકાત થોડી વધી જવાની હતી ? ચંબલની દુર્ગમ કોતરોનો સલામત આશ્રય હતો, પછી ડર કોનો ?

'મોટા ભાઈ, ઘરનું સુખ હવે કઠવા લાગ્યું છે. તમે અને બાપુ બધાંની રખેવાળી કરજો. મારે તો ચંબલમાં લીલાલહેર છે.' માનસિંહને સરકારી હિલચાલની જાણ થઈ ત્યારે તેણે ઘર છોડતાં પહેલાં નવાબસિંહને કહેલું.

ત્યારે નવાબસિંહે જવાબ આપ્યો હતો : 'એટલે તું ભેખડોમાં ભટકતો રહે અને હું ગઢીમાં એશ કરું ? નહીં, માનસિંહ, બહારવટાનો સ્વાદ મારેય લેવો છે. બંદૂકના ઘોડા દબાવવાની આંગળીમાં ખજવાળ આવે છે.'

પણ માનસિંહે મોટા ભાઈને સમજાવી લીધા. મોટા ભાઈની પાછલી જિંદગી રઝળપાટમાં જાય એ તે ઇચ્છતો નહોતો. તેને બીજી પણ ફિકર હતી. નવાબસિંહની તાસીર રંગીલી હતી. ટોળીના બીજા સાથીઓને એનો ચેપ લાગે. મોટા ભાઈને દાબમાં રાખવા પડે તેય સારું નહીં : 'તમે થોડા ખમી જાઓ. નેતારામને ગામમાં પાછો લાવવાની વાતો ઊડે છે, ત્યારે તમે અહીં હો તો આપણી તાકાત તેની સામે તોળાયેલી રહે !'

અને માનસિંહના બહારવટાનો બીજો ભાગ - ઉત્તરાર્ધ શરૂ થયો. પહેલાં કરતાંય તેની રંજાડ વધવા લાગી. પોલીસખાતાને આળસ ખંખેરવાની ફરજ પડી. લખનૌમાં સરકારી અમલદારો મસલત કરવા એકઠા થયા. હંમેશને માટે ચંબલની કોતરોનું કલંક દેશના કપાળ પરથી મિટાવી દેવાની ધગશ જોર કરી ગઈ. પોલીસ જો કામિયાબ ન નીવડે તો મિલિટરીને કામ સોંપાશે, પણ ડાકુની દાદાગીરી સરકાર સાંખી નહીં લે. લોકોને જવાબ આપવાનો હતો. મત માગવા જવું પડે ત્યારે મોઢું શું દેખાડે ? જોઈએ તે સાધનસામગ્રીથી પોલીસને સજ્જ કરો, કોઈ પણ ભોગે ડાકુઓને ખતમ કરો.

માનસિંહની ગઢી પર પોલીસપહેરો લાગી ગયો. ચંબલના કિનારે પોલીસની આખી પલટન ઊતરી. ખેડા-રાઠોર પાસે માનસિંહ ફરકવો ન જોઈએ. નેતારામનો વાળ વાંકો થવો ન જોઈએ.

'રૂપા, હવે ખરાખરીનો ખેલ છે. સરકાર તાકાત અજમાવવા માગે છે.' માનસિંહે સાથીઓને સાબદા કર્યા.

'દાઉ, આપણને તો એમાં જ મજા આવે છે. આયખું તો જન્મ્યા ત્યારનું નિરાધાર થઈ ચૂક્યું છે. ખાટલામાં સૂતાંસૂતાં મરવું એ કરતાં ચંબલની રેતીમાં લાશ પડે તો મોત સુધર્યું ગણાય.' રૂપાએ એના મિજાજ મુજબ જવાબ આપ્યો.

બતમીદારોની દોડધામ વધવા લાગી : 'આ તરફથી પોલીસટુકડી આવે છે, પેલી બાજુએ

પડાવ નાખ્યો છે...' માનસિંહને વારંવાર ઠેકાણાં બદલવાં પડતા. ઉત્તરપ્રદેશમાં ભીંસ વધી ત્યારે એ મધ્યપ્રદેશમાં ઘૂસ્યો. ગ્વાલિયરમાં તેણે આશરો લીધો. ત્યાંનાં ગામો પર ત્રાટકવા માંડ્યો. સિંહ વીફરે તેમ માનસિંહ વીફર્યો. ગ્વાલિયરની પોલીસને ચોવીસે કલાકનો માથાનો દુખાવો શરૂ થયો.

અખબારોનાં પાનાં પર માનસિંહની લૂંટ અને હત્યાના અહેવાલો વધુ ને વધુ જગ્યા રોકતા થયા. ટીકાઓ વધવા માંડી : 'આપણી સરકાર, આપણી પોલીસ, આપણી મિલિટરી શું ઊંઘે છે ?'

આગ્રાના એડિશનલ પોલીસ સુપર સ્પિયર્સ ગેરીલા પોલીસની પાર્ટી લઈને ઊપડ્યા. ડાકુઓ સામે ડાકુની જ રીતે લડવાનો એમનો ઇરાદો હતો. ભીંડના પોલીસ-ઉપરી પાટિલ પણ બીજી બાજુથી બહાર પડ્યા : છટકીને એ જશે ક્યાં ?

૧૯૪૮માં ભીંડના માઘેર પાસે પહેલી અથડામણ થઈ. સરકાર કોઈ પણ ઘડીએ માનસિંહની ગિરફ્તારી કે મોતની ખબર સાંભળવાની તાલાવેલીમાં હતી. પણ માઘેરની અથડામણમાં માનસિંહ ગજબની હાથતાળી દઈ છટકી ગયો. સ્પિયર્સસાહેબ અને પાટિલભાઉ હાથ ઘસતા રહી ગયા.

હવે મધ્યપ્રદેશે પોતાની તાકાત અજમાવી જોઈ. ગ્વાલિયરના કર્નલ કમલસિંહની આગેવાની હેઠળ મિલિટરી ટુકડીએ માનસિંહનો પીછો પકડ્યો. દિવસ-રાત કૂચ થતી. ક્યાંક તો માનસિંહનો ભેટો થશે. માનસિંહની ઊંઘ હરામ થઈ ગઈ. એક રાત ચેનથી ક્યાંક રોકાઈ શકે નહીં. ધાડ પાડવામાંય વિઘ્નો આવતાં. ચોવીસે કલાકની રઝળપાટ ચાલતી, વારંવાર અથડામણ થતી, ખૂનખાર ધિંગાણાં ખેલાતાં. ડાકુઓને કારતૂસોની તંગી પડી જતી. માનસિંહ થોડો દબાયો. બે-ચાર મહિના તો એમ લાગ્યું કે માનસિંહનું જાણે અસ્તિત્વ જ નથી.

ના, માનસિંહ ડરી ગયો નહોતો. તે હાથ જોડીને બેસી રહેવામાં માનનારોય નહોતો. છ મહિનામાં તેણે ટોળીને મજબૂત કરી દીધી. હથિયાર-કારતૂસોનો જથ્થો ખડક્યો. નવી તાકાતથી લડવા માટેની તૈયારી કરી ફરી એ બહાર પડ્યો. તેને હવે નેતારામને ખતમ કરવાની તાલાવેલી લાગી હતી. કોણ જાણે ધિંગાણામાં પોતે ક્યારે ખપી જશે ! નેતારામને માર્યા વિના મરશે તો જીવની અવગતિ થશે. બીજી બાજુ નવાબસિંહ પણ ઘરમાં બેસીને કંટાળ્યો હતો. તેને વાંકમાં લેવા પોલીસની ખટપટો ચાલુ થઈ. નેતારામ તો પોલીસપહેરા હેઠળ સલામત હતો. છેવટે નવાબસિંહે ઘર છોડ્યું. એ નાના ભાઈ માનસિંહની સાથે જોડાઈ ગયો.

'દાઉ ! નેતારામનો છોકરો ને છોડી તેને મોસાળ ગયાં છે. બાતમીદાર જાણ કરી ગયો કે તેમને લેવા પોલીસનો આદમી જવાનો છે.' રૂપાએ એકશ્વાસે ખબર આપ્યા.

'રૂપા, પહેલાં બાપને ખતમ કરવો છે. એ માસૂમ છોકરાં પર...'

'માનસિંહ, એવી કમજોરી નહીં દેખાડ.' નવાબસિંહે તેને પૂરું બોલવા પણ ન દીધો : 'તારા અને મારા બેટાઓય ક્યાં ભાયડા હતા ? હજુ તો એમને મૂછના દોરા ફૂટ્યા હતા ત્યાં નેતારામની

પોલીસે ખતમ કરી દીધા. નેતારામ પોલીસ-પહેરા હેઠળ બડાઈ હાંકે છે કે માનસિંહ તો હવે થોડા દીનો મહેમાન છે. પછી એની ગઢીના પણ કેવા હાલ થાય છે તે જોજો !'

રૂપાને આટલું જ જોઈતું હતું. નવાબસિંહ આવ્યા પછી તેને સબળ ટેકો મળી ગયો : 'હા, દાઉ, તાઉ સાચું જ કહે છે. નેતારામે મારા ચાચાને પોલીસના હાથે મરાવી નાંખ્યો તેનો બદલો લેવાનો માંડ કરીને મોકો હાથ લાગ્યો છે.'

'તો ભલે...' માનસિંહે મન મક્કમ કર્યું : 'પહેલાં ડાળ કાપી નાખીએ, થડનો પછી વારો.'

મૈનપુરી જિલ્લાના કાનગલા ગામે પોલીસના બાતમીદાર રામસ્વરૂપને નેતારામનાં દીકરા-દીકરીને તેડવા મોકલેલો. વાત બહુ ખાનગી રાખવામાં આવેલી. નેતારામ પોતે તો બિચારો પોલીસપહેરામાં બંધાઈ ગયો હતો. સૂતાં-જાગતાં તેને માનસિંહનો હાઉ ડરાવ્યા કરતો, પણ છોકરાંને પોલીસપહેરા હેઠળ કેમ રખાય ? સાદા વેશમાં પોલીસના માણસો તેમને બહાર લઈ જતા. નિશાળમાં શિયાળાની છુટ્ટી પડી એટલે છોકરાંઓને મોસાળ મોકલેલાં.

સવારના રામસ્વરૂપ શેરીના કૂવા પર નાહતો હતો. બીજી બાજુ બૈરાંઓ વાસણ ઊટકતાં હતાં. 'હરિ ઓમ્... ગંગા... જમના...' કરતો રામસ્વરૂપ ઉઘાડા ડિલ પર ટાઢું પાણી રેડતો હતો ત્યાં અવાજ સંભળાયો : 'પોલીસ આવી છે !'

ટાઢા પાણીનો લોટો પકડેલો હાથ અધ્ધર રાખી રામસ્વરૂપે જોયું. તેના માન્યામાં આવતું નહોતું : પોલીસપાર્ટી શું કામ આવે ? ખાખી વરદીમાં બંદૂકધારીઓને જોઈ લોકો છેતરાયા હતા, પણ રામસ્વરૂપ દૂરથી માનસિંહને પિછાણી ગયો. ડાકુઓ ઘણી વાર પોલીસના પોશાકમાં ફરતા હતા એવી તેને જાણ હતી. 'અરે બાપ રે...' કહી લોટો ફગાવી તેણે કૂવાના થાળા પરથી કૂદકો માર્યો : 'ડાકુ છે ! ભાગો ! ભાગો !...'

વાસણ માંજતી સ્ત્રીઓ ભાગવા લાગી. શેરીમાં રમતાં છોકરાંઓ ઘરમાં લપાઈ ગયાં. રામસ્વરૂપ પાણી-નીતરતા ઉઘાડા ડિલે કાછડીભર નાસતો હતો. માનસિંહે તેને ઓળખી કાઢ્યો. સામેના ઘરની ખડકી લગી જ એ પહોંચ્યો ત્યાં માનસિંહની બંદૂક ગર્જી ઊઠી. રામસ્વરૂપની પીઠ વીંધાણી. ઘરના ઉંબરે જ તેનો દેહ ઢળી પડ્યો. થોડી વાર પહેલાં જ્યાં પાણીનાં ટીપાં નીતરતાં હતાં ત્યાંથી લોહીનો ફુવારો ઊડ્યો. માનસિંહ નજીક પહોંચ્યો ત્યારે રામસ્વરૂપના રામ રમી ગયા હતા.

બંદૂકના ધડાકો સાંભળીને ઘરનું બારણું બંધ કરવા કોઈ આવ્યું અને પાટુ મારી, 'દાઉ, નેતારામનાં છોકરાં અંદર જ છે' એમ કહી રૂપો ઉંબરો ઓળંગી ઘરમાં દાખલ થયો.

'ક્યાં છે નેતારામનો છોકરો ?' માનસિંહની ત્રાડ સાંભળી ખૂણામાં લપાઈ ગયેલાં બૈરાંઓ ધ્રૂજી ઊઠ્યાં. 'જલદી કહી દો ! નહીંતર ઘરમાં છે એટલાં બધાંય છોકરાંઓને ખતમ કરી નાખીશ !'

નેતારામની દશ વરસની છોકરી તેના ભાઈને બાઝીને ધ્રુસકેધ્રુસકે રડતી હતી : 'એને નહીં મારતા... મારા ભાઈને નહીં મારતા !'

માનસિંહ એ માસૂમ છોકરીનાં આંસુ જોઈ ન શક્યો. પણ હવે પાછા ફરાય તેમ નહોતું. રૂપો આગળ વધ્યો. છોકરીનું બાવડું ઝાલી તેને દૂર ફગાવી દીધી : 'નકામી તું વીંધાઈ જઈશ.'

માનસિંહે બંદૂક તાણી. આઠ વરસનો છોકરો ડઘાઈને ઊભો હતો. એની કોમળ આંખો ભયથી ફાટેલી હતી. બંને હાથ ઊંચા કરી તે ભાગ્યો. ભીંતમાં મોં છુપાવી હીબકાં ભરતો રડતો હતો. થોડી વાર માટે પીગળી ગયેલું માનસિંહનું દિલ ફરી નિષ્ઠુર બની ગયું. છોકરાએ મોં ફેરવી ન લીધું હોત તો કદાચ માનસિંહ બંદૂકનો ઘોડો દબાવી ન શક્યો હોત.

છતાં એ આંખો ઉઘાડી ન રાખી શક્યો. બંધ આંખે જ ઘોડો દબાવ્યો. એક તીણી ચીસ નીકળી... માનસિંહના કાળજે એ ખૂંપી ગઈ. નેતારામનો એ દીકરો ન હોત તો આવા માસૂમ છોકરાને વીંધી નાખવાની કદી તેની હિંમત ન ચાલત. દુશ્મનીએ તેને કેવો ઘાતકી બનાવી દીધો હતો ! નાના ભાઈની લાશને વળગી પડી દસ વરસની બહેને જે હૈયાફાટ રુદન કર્યું તે માનસિંહથી નં સહેવાયું. ભારે હૈયે તે બહાર નીકળી ગયો.

રૂપો હજુ ધરાયો નહોતો. કદાચ નેતારામની દીકરીને ખતમ કરવાનો તેનો ઇરાદો હશે. પણ માનસિંહે બહારથી ત્રાડ નાખી : 'રૂપા, જલદી પાછો ફર !' બોલતાંબોલતાં માનસિંહનું ગળું રૂંધાઈ ગયું હતું. ચંબલ પહોંચ્યો ત્યાં લગી તે કોઈની સાથે એક હરફ પણ બોલ્યો નહીં.

*

દીકરાના મોતના ખબરે નેતારામને હચમચાવી દીધો. તેનું હૈયું માનસિંહને શાપ આપવા લાગ્યું : 'તું પણ મારી જેમ દીકરાના વિયોગમાં ઝૂરીશ ! મારા માસૂમ બેટાની હાય તારા દીકરાઓને બરબાદ કરી નાખશે ! હે હત્યારા ! તને કુમળા છોકરાના મોતથી શું મળ્યું ?'

પોલીસની ઇજ્જત પર પણ આ ઘટનાએ કારમો ફટકો માર્યો. માનસિંહને ખતમ કરવા વધુ જોરદાર પ્રયાસો શરૂ થયા. તેના માથા પરનું ઇનામ બેવડાવી દેવાયું. હવે બીજો ઘા નેતારામ પર થશે એમાં કોઈ શંકા નહોતી. પોલીસના કડક પહેરા વચ્ચે પણ માનસિંહ જો નેતારામને ખતમ કરવામાં સફળ નીવડ્યો તો સરકારનાં નાક-કાન કપાઈ જવાનાં. નેતારામની સલામતીમાં જ હવે તો પોલીસખાતાની આબરૂ હતી.

માનસિંહ થોડા દિવસ ભારે બેચેન રહ્યો. ધીમેધીમે તેણે મનને મનાવી લીધું. તલ્ફીરામના પૂરા ખાનદાનને ખતમ કરવાના તેણે સોગંદ લીધા હતા, પછી નેતારામના દીકરાને મારવામાં શું ખોટું કર્યું ? તેને તો દુશ્મનના લોહીની તરસ હતી – એ લોહી જુવાનનું હોય કે પછી બાળકનું, એનાથી શો ફેર પડવાનો હતો ? હવે બસ નેતારામને ખતમ કરું એટલે દુશ્મનીનું મૂળ ઊખડી જાય ! પછી ભલે મોત આવે - વહેલું કે મોડું, તેનો અફસોસ નહીં થાય.

'રૂપા, નેતારામ ક્યારેય પોલીસપહેરામાંથી બહાર નહીં નીકળે. રાહ જોઈને બેસી રહીશું તો વરસો વીતી જશે. કંઈક ઉપાય અજમાવવો પડશે.' માનસિંહે તેની અધીરાઈ વ્યક્ત કરી.

'દાઉ, મને રજા આપો. હું પોલીસના જાપ્તા વચ્ચે તેને ઠાર કરી આવું.' આવું તો રૂપો અનેક વાર કહી ચૂક્યો હતો પણ માનસિંહને એ મંજૂર નહોતું. પોલીસ આવા કોઈ મોકાની રાહ જોતી હતી. જેમ શિકારી જંગલી જનાવરને લલચાવવા કોઈ લાચાર પ્રાણીને ઝાડ સાથે બાંધી રાખે અને તેનું ભક્ષણ કરવા આવનાર જંગલી પશુને ઠાર કરી નાખે, તેમ પોલીસ માનસિંહને નેતારામની લાલચે ફસાવવા માગતી હતી.

'રૂપા, મને લાગે છે કે આ કામ કોઈ બીજાને જ સોંપવું પડશે. જેને પોલીસ ઓળખતી ન હોય અને જે નેતારામ સુધી પહોંચી જાય તોપણ પોલીસને શંકા ન થાય.' માનસિંહ પહેલી વાર નેતારામને પોતાને હાથે જ ખતમ કરવાની જીદમાં નામતું જોખ્યું. રૂપાને આશ્ચર્ય થયું, પણ એક રીતે તેને એ ગમ્યુંય ખરું. દાઉ જોખમ ખેડે તે રૂપાને માન્ય નહોતું. પોતાના ઉસ્તાદને પોલીસ ફસાવી જાય તે વિચાર સુધ્ધાં રૂપો સાંખી શકતો નહીં.

'તો આ કામ કોને સોંપવું ?'

ઉલઝન વધતી જતી હતી. પોલીસ આદુ ખાઈને પાછળ પડી હતી. સમય હાથમાંથી સરકી રહ્યો હતો. આખરે માનસિંહે ડાકુઓની પંચાયત બોલાવી : 'નેતારામને મારવાનું જે કોઈ બીડું ઉઠાવે તેને રૂપિયા દસ હજાર આપવા તૈયાર છું.'

'દસ હજાર !' રકમ સાંભળીને ઘણાનાં મોં પહોળાં થયાં. માનસિંહ કોઈને ભરમાવવા માગતો નહોતો : 'પણ એટલું યાદ રાખજો કે આ કામ મોતને મુઠ્ઠીમાં રાખીને કરવું પડશે. નેતારામને પોલીસ એક ઘડી પણ રેઢો મૂકતી નથી. ત્યાં સુધી પહોંચવાનું પહેલું જોખમ છે. પહોંચ્યા પછી નેતારામની કતલ કરીને પાછા ફરવામાં એથીય વધારે જોખમ છે. દસ હજાર સામે આ મોતનો સોદો છે.'

ઘણા માથાભારે માણસો ત્યાં એકઠા થયા હતા. માનસિંહ જે કામ બીજાને સોંપે અને તેની આટલી મોટી રકમ ચૂકવવા તૈયાર થાય તે ખતરનાક જ હોય એવું બધાય સમજી ગયા હતા.

'ધારો કે નેતારામને મારનારો પોતે પણ મરીને આવે તો ?' એક જણે સવાલ કર્યો.

'તો શું દાઉને દસ હજાર રૂપિયા નહીં આપવા પડે એવું કહેવા માગે છે તું ?' રૂપો ગરમ થઈ ગયો.

'નહીં, રૂપા, એ સવાલ સાચો છે. તું એમા ગરમ ન થઈ જા.' માનસિંહે ખુલાસો કર્યો : 'કામ થયા પછી દસ હજારની રકમ તે જેને કહેશે તેને હું ચૂકવી આપવા તૈયાર છું.'

'તો હું તૈયાર છું.' એક મક્કમ અવાજ બહાર પડ્યો. સૌની નજર એક જુવાન પર ખોડાઈ ગઈ. માનસિંહે તેના ચહેરા પર નિર્ધાર વાંચી લીધો. તેને ખાતરી થઈ ગઈ કે આ આદમી કામ પાર પાડી શકશે.

'ટેકા ! તું હજુ નવોસવો છો, છતાં મને તારી તાકાત પર ભરોસો છે. બોલ, ક્યારે તું કામ માથે લે છે ?'

'ઠાકુર, કામ તો હું પાર પાડીશ, પણ જો જીવતો પાછો ન ફર્યો તો મારું બીજું એક કામ અધૂરું રહી જશે.' ટેકો થોડી વાર અટકીને બોલ્યો : 'મારી બહેનને ઠાકુર હાકિમસિંહે બળજબરીથી ઘરમાં બેસાડી છે. બહેનને તેના સકંજામાંથી છોડાવવા મેં ચંબલ પકડી. જેમ તમે નેતારામને આંબી શકતા નથી, તેમ હું મારા દુશ્મન સુધી પહોંચી શકતો નથી.'

માનસિંહે થોડી વાર વિચાર કરી લીધો. પાંચઓલીના ડાકુ ટેકાને દસ હજાર રૂપિયા કરતાંય તેની બહેનને છોડાવવાની વધુ અધીરાઈ હતી તે માનસિંહ સમજી ગયો : 'ભલે, ટેકા ! કોઈ સંજોગોમાં તું ગિરફતાર થયો કે જાનની બાજી ખેલી ગયો તો તારી બહેનને છોડાવવાનું મારા માથે. બદલાની રકમ પણ હું તેને આપી દઈશ, જા !'

'મને મદદ માટે તમારા બે માણસો આપવા પડશે.' ટેકાએ પ્રસ્તાવ મૂક્યો. માનસિંહે તેનો વિચાર કરી જ રાખ્યો હતો : 'ગજાધર બ્રાહ્મણ અને મારો સૂબેદારસિંહ તારી મદદમાં રહેશે. પણ એક વાતનું ધ્યાન રાખજે. સૂબેદારને ગામના સૌ ઓળખે છે. તેને છેવટના કામ માટે જરૂર પડે તો જ સાથે લેજે.'

માનસિંહે ટેકાની મદદમાં પોતાના બેટાને મોકલ્યો, જેથી એટલું આશ્વાસન મળે કે પોતે માત્ર પારકા માણસોને જ કામ સોંપ્યું નથી, પોતાનો દીકરોય તેમાં સામેલ છે.

ટેકાએ સૂબેદારને સાથે રાખ્યો, પણ તે માનસિંહના દીકરાને જોખમમાં મૂકવા માગતો નહોતો. ઘા કરતી વખતે ગજાધરને જ પાસે રાખવાનો તેનો ઇરાદો હતો.

નક્કી થયા મુજબ ત્રણે એક રાતે ઊપડ્યા. કામ તો ધોળે દિવસે જ થઈ શકે તેમ હતું. નેતારામ મોટે ભાગે પોલીસથાણાની હદમાં જ ભરાઈ રહેતો. બપોરનો વખત વિતાવવા ચોકીની લગોલગ આવેલી આશારામ મીઠાઈવાળાની દુકાને જઈને બેસતો, તે પણ ચાર વાગ્યા સુધી જ, કારણ કે માનસિંહના ભયથી ચાર વાગતાં બજારની બધી દુકાનો બંધ થઈ જતી. નેતારામ એ પહેલાં ચોકીની હદમાં ભરાઈ જતો. એક દિવસ માનસિંહ મરાશે, પછી પોતે ખુલ્લેઆમ જીવી શકશે એવી આશામાં તે આ સંતાપ વેઠી રહ્યો હતો – બિચારો !

ટેકો, સૂબેદાર અને ગજાધર બાજરાના ખેતરમાં છુપાયા. સૂરજ માથે આવ્યા પછી ટેકા અને ગજાધર વેશ બદલી બહાર પડ્યા. સાઇલેન્સરવાળી ઑટોમૅટિક ગન અને હાથબૉમ્બની પોટલી ટેકાએ માથે મૂકેલી. ગામડાગામના ખેડૂત મોટા ગામની બજારમાં લે-વેચ કરવા આવ્યા હોય એવો દેખાવ કરેલો.

'ગજાધર, નેતારામને ઓળખવામાં ભૂલ ન થાય હોં !' ટેકો ધીમા સાદે કહી રહ્યો હતો : 'નહીંતર એકને બદલે બીજાને મારી આવીશું તો જહેમત અને જાન બંને પાણીમાં જશે.'

'ના, ટેકા, એવું આંધળે બહેરું નહીં કુટાય. નેતારામ એના બાપ જેવો છે એમ બધા કહે છે. મેં એના બાપને ઘણી ફેરા જોયેલો. અમારો બ્રાહ્મણ ખરો ને !'

બંને બજારમાં પહોંચ્યા ત્યારે સાંજ પડવાને હજુ વાર હતી. પોલીસચોકી પાસેથી પસાર

થયા ત્યારે ટેકાએ સાવધાની ધારણ કરી. બાજુમાં જ મીઠાઈવાળાની દુકાન હતી. નેતારામ રોજ આવા ટાણે દુકાનમાં પાટિયે આવીને બેસતો. ટેકાએ ઉઘાડા ડિલે બેઠેલા એક માણસને જોયો. તેના પંડ પર જનોઈનો દોરો હતો એટલે બ્રાહ્મણ હોવાની ખાતરી થઈ. તેણે ગજાધર સામે જોયું. ગજાધર ત્રાંસી આંખે પેલાને પિછાણવાનો પ્રયત્ન કરતો હતો. નેતારામ આવો દૂબળો-પાતળો ન હોય. તેણે ટેકાને ઇશારત કરી : એ નથી લાગતો.

બંને આગળ નીકળી ગયા. ગજાધરનું અનુમાન સાચું હતું. મીઠાઈવાળાની દુકાને ત્યારે રામગોપાલ નામનો બીજો કોઈ માણસ બેઠેલો. અર્ધો-પોણો કલાક ખરીદીના બહાને બન્ને બજારમાં ઘૂમી વળ્યા પછી પાછા ફર્યા. મીઠાઈવાળાની દુકાન તરફ દૂરથી જોયું. રામગોપાલની જગ્યાએ હવે નેતારામ આવીને બેસી ગયો હતો. ગજાધરની આંખો ઉત્તેજનાથી ચમકી ઊઠી : 'ટેકા, હવે એ જ લાગે છે.'

પણ ટેકાને માટે 'લાગે છે' એટલું પૂરતું નહોતું, તેને ખાતરી કરવી હતી કે એ નેતારામ જ છે. નજદીકમાં બીડી-તમાકુવાળાની દુકાને થોડી તમાકુ લેવા ઊભા રહ્યા. વાતવાતમાં ટેકાએ દુકાનદારને પૂછી લીધું : 'નેતારામજી બેઠા લાગે છે...'

દુકાનદારને ખબર નહીં કે એના જવાબ પર એક માણસની જિંદગી તોળાઈ રહી હતી : 'હા-હા, નેતારામ જ છે.'

તમાકુનું પડીકું લઈ બંને સરક્યા : 'ગજાધર, હવે મામલો ખતમ કરવાનો છે. પછી તું જરાક ગામ ભણી દોટ મૂકજે, હું બીજોલી તરફ ભાગીશ. જોજે, કોઈ હડફેટમાં આવે તો પિસ્તોલ ચલાવવામાં વાર ન કરતો.'

'ભલે.' ગજાધરે કહ્યું, પણ ત્યારે એનું હૈયું એક ધબકારો ચૂકી ગયેલું : 'શું કંઈક અણધાર્યું બની જશે !'

મીઠાઈવાળાની દુકાને જઈને બંને ઊભા રહ્યા. ટેકાએ જરા પણ થોથવાયા વિના નેતારામને પૂછ્યું : 'પતાસાં છે ?' તેણે દેખાવ એવો કર્યો કે નેતારામને પોતે દુકાનદાર માને છે.

'હા-હા, છે ને !' નેતારામ પણ દુકાનદાર હોવાનો દેખાવ કરવા લાગ્યો.

'દશ શેર આપો.' ટેકાએ માથા પરની પોટલી નીચે ઉતારી, દશ શેર પતાસાં ભરવા પોટલીની ગાંઠ છોડવા લાગ્યો. મીઠાઈવાળો અંદર જલેબી ઉતારતો હશે, એટલે એને ક્યાં તકલીફ આપવી એમ વિચારી નેતારામે ત્રાજવાંના એક પલ્લામાં દસશેરિયો મૂક્યો. બીજા હાથે પતાસાંનો મૂઠો ભરવા જાય ત્યાં સુધીમાં ટેકાએ ગન બહાર કાઢી લીધી હતી : 'નેતારામ, આજે માનસિંહનું પલ્લું ભારે રહેવાનું છે.' કહી તેણે ગન ચલાવવા માંડી. એક કરતાં વધારે ગોળીની જરૂર નહોતી છતાં ત્રણ-ચાર ગોળી આડેધડ ધરબી દીધી. આખરી ચીસ પણ પાડી ન શક્યો. નેતારામ બેઠો હતો ત્યાં જ ઢળી પડ્યો. ત્રાજવાના એક પલ્લામાં દસ શેરનું વજન હતું અને બીજા પલ્લામાં નેતારામનું નિર્જીવ કાંડું...

હાહા મચી ગઈ. ટેકો અને ગજાધર નાઠા. બાજુમાં જ પોલીસચોકી હતી. નાસતા ગજાધરને જનાવરના દવાખાનાનો નોકર શ્રીકૃષ્ણ ભટકાયો. તેણે ગજાધરને ઝડપી લેવા હિંમત અજમાવી, પણ ગજાધરે પિસ્તોલનો ઘોડો દબાવ્યો અને ગોળી પેલાના કાંડામાં છરકો કરી ગઈ, છતાં તે પાછો ન હઠ્યો. ગજાધર આગળ અને તે પાછળ. તેને રોકવા ગજાધરે હાથબૉમ્બ ફેંક્યો, પણ ઉતાવળમાં તેની ચાંપ બરાબર ખેંચાઈ નહીં એટલે ઘા ખાલી ગયો. એ જ વખતે નૂરબેગ નામનો ડ્રાઇવર સામેથી આવતો હતો. તેણે ગજાધરના પેટમાં જોરદાર લાત મારી. એ ઊથલી પડ્યો. શોરબકોર સાંભળીને બીજા લોકો પણ દોડી આવ્યા હતા. ગજાધર સપડાઈ ગયો. ચોકીમાંથી બીજા પોલીસો અને એક ઉપરી સાહેબ દોડી આવ્યા. આ ઉપરી ગજાધરને ઓળખી ગયા. તેના હાથમાં પિસ્તોલ તૈયાર હતી. કોઈ કંઈ કહે તે પહેલાં જ ગજાધરની છાતી વીંધી નાખી. બધા હેબતાઈ ગયા. જીવતો પકડાયો તેને ખતમ શું કામ કર્યો ?

'એવાને ઠાર કરવામાં જ આપણી સલામતી છે. અદાલતમાં પુરાવા નથી મળતા ત્યારે છૂટી જાય અને આપણી બદનામી થાય તે વધારામાં.'

ખરી રીતે પોલીસ-ઉપરી ગજાધરનું મોં બંધ કરી દેવા માગતા હતા. તે જીવતો રહે તો પોતાની પોલ પણ બહાર પડી જાય ને !

બીજોલી તરફ દોડતા ટેકાના પણ એવા જ હાલ થયા. એક પોલીસ ખાલી લોટો લઈ દિશાએથી પાછો ફરતો હતો. તેણે ટેકાના હાથમાંથી ગન ઝૂંટવી લેવા કોશિશ કરી પણ તે પહેલાં ટેકાએ તેને ઠાર કરી દીધો. ત્યાં વિધારામ મલ્લાહ નામનો પોલીસનો બાતમીદાર આવી ચડ્યો. તેની પાસે બંદૂક હતી. એક ગોળીએ ટેકો ઠાર થયો.

*

માનસિંહ તેના બેય સાથી અને દીકરા સૂબેદારની રાહ જોતો હતો. ત્યાં ખબર આવ્યા કે પોલીસે એમને આંતરીને ઠાર કર્યા છે. માનસિંહને કાળજે ઘા લાગ્યો. શું સૂબેદાર પણ ખપી ગયો ? માનસિંહ શોકમાં ડૂબી ગયો : દીકરાને મોકલવાને બદલે પોતે જ ગયો હોત તો ?

'અરે, દાઉ ! જુઓ-જુઓ ! સુબેદાર આવે છે !' રૂપાએ રાડ પાડી અને માનસિંહની ગરદન ઝાટકા સાથે ઊંચી થઈ. સાચે જ સૂબેદાર આવતો હતો ! માનસિંહ આનંદના ઊભરાને રોકી ન શક્યો. ઊઠીને દોડ્યો સૂબેદાર સામે. બાપે દીકરાને છાતીમાં ભીંસી લીધો. 'મા દુર્ગા તારી રક્ષા કરે, બેટા !' કહી તેના ગાલ ચૂમી લીધા.

'બાપુ, નેતારામ ખતમ થયો, પણ... પણ...' સૂબેદાર અટક્યો.

'પણ શું, સૂબા ?'

'ટેકો અને ગજાધર પણ ખતમ થયા.'

માનસિંહે નિસાસો નાખ્યો. વર્ષો-પુરાણો દુશ્મન ખતમ થયો તેની ખુશાલી સાથે બે ડાકુઓના મોતનો ગમ પણ તેને જીરવવાનો આવ્યો !

'રૂપા, તપાસ કર, બંનેને મારવામાં કોનો હાથ છે. સાથીઓના મોતનો બદલો વહેલી તકે વાળવો પડશે.'

આમ દુશ્મન તો ખતમ થયો, પણ દુશ્મની ખતમ ન થઈ. હવે પોલીસ સામે માનસિંહનું ખુન્નસ વધ્યું. બીજી બાજુ નેતારામની હત્યાએ પોલીસને કલંક લગાડ્યું. ચંબલની સરહદનાં ત્રણે રાજ્યોના પોલીસ-ઉપરીઓ પર તાકીદનાં ફરમાન છૂટ્યાં : 'હવે હદ થાય છે ! કાં તો માનસિંહને ખતમ કરો, નહીંતર રાજીનામાં આપી ચાલતી પકડો. માનસિંહની હયાતી સરકારની ઇજ્જતનું લિલામ બની રહેશે.'

પોલીસે મરણિયા પ્રયાસ આદર્યા. માનસિંહને જંપીને બેસવા ન દેવાના કસમ ખાઈ નીકળ્યા હતા. માનસિંહે પણ સામે એવું જ જોર અજમાવ્યું. નેતારામ હવે ખતમ થયો હતો, મોતનું તેડું આવતું હોય તો ભલે આવે. પોલીસના ઘેરા તોડીને એની ટોળી પલાયન થઈ જતી. ભોમિયાઓ સાથે પોલીસ ચંબલની કોતરો ખૂંદવા લાગી. બેમાંથી કોણ વહેલું થાકે છે, કોણ પહેલાં હારે છે એની રસાકસી જાગી.

અને માનસિંહ એક વાર ભારે સકંજામાં સપડાયો. કુદરતે એની ક્રૂર મજાક ઉડાવી ત્યારે... રાજસ્થાનમાં એ ઘેરાયો હતો. ત્યારે જ બરોબર તેનો દીકરો ધમનસિંહ તાવમાં પટકાયો. દિવસ-રાતની રઝળપાટમાં દીકરાની હાલત કથળતી જતી હતી. એને કોઈ સલામત સ્થળે પહોંચાડવો જોઈએ. એક જ ઠેકાણું હતું અને તે ઉદીતપુરા – માનસિંહનું સાસરું. ત્યાં જવા માટે રાજસ્થાનની સરહદે આવેલી ચંબલ પાર કરવી પડે, પછી મધ્યપ્રદેશમાં દાખલ થવાય. પાછળ પોલીસ અને સામે જુવાન બેટાની બીમારી... બીજો કોઈ ઉપાય નહોતો.

'ચાલો, ધમનિયાને ઉદીતપુરા મૂકી આવીએ.' માનસિંહે સાથીઓને તૈયાર કર્યા. ધમનસિંહની લથડતી તબિયતે બધાને મૂંઝવ્યા હતા. તે કારણે વચ્ચેવચ્ચે ઘણા પોરા ખાવા પડતા. ઝડપ ધીમી પડી જતી.

'પણ, દાઉ, ચંબલમાં પાણી ઊંડાં છે અને આ બાજુ હવે કોઈ હોડીઓ રહેતી નથી ! રૂપાએ ચિંતા દેખાડી.

'આપણે પાણીમાં ઊતરીને નદી પાર કરશું.' માનસિંહનો નિર્ણય અફર રહ્યો : 'ગમે તેમ આ છોકરાને તેને મોસાળ પહોંચાડી દઈએ. ઇલાજ વગર એ...' તે વધુ બોલી ન શક્યો - કંઠ રૂંધાવા લાગ્યો.

ખભા સુધીના પાણીમાં બધા ઊતર્યા. તાવથી ધખતા ધમનિયાને ચાર જણાએ ખભે ઊંચક્યો હતો. એક તો કડકડતી ટાઢ અને ઉપરથી ઠંડો પવન ફૂંકાય. તેમાં ટાઢાબોળ પાણીમાં દોઢ ફર્લાંગનો નદીનો પટ વટાવવાનો. હિંમત કરીને બધા આગળ વધ્યા. કાંઠે પહોંચ્યા ત્યારે માનસિંહે મનમાં ઈશ્વરનો પાડ માન્યો : 'હાશ ! હવે વાંધો નહિ આવે.'

પણ હવે જ વાંધો આવવાનો હતો. મધ્યપ્રદેશની સરહદમાં દાખલ થઈ ભીંડ તરફ આગળ વધતા હતા ત્યાં રસ્તામાં બાતમીદારે ખબર આપ્યા : 'પોલીસટુકડી આ બાજુ આવી રહી છે.'

માનસિંહનું કાળજું ફફડી ઊઠ્યું. પોલીસનો તેને ડર નહોતો, ધિંગાણાની તેને પરવા નહોતી, પણ અત્યારે મામલો નાજુક હતો. જો આગળ વધીને પોલીસનો સામનો કરે તો રાજસ્થાનની પોલીસ ધડાકા સાંભળી પાછળથી ધસી આવે અને એમ બંને બાજુથી ભીંસમાં આવી જવાય. શું કરવું !

પાછા ફર્યા સિવાય છૂટકો નહોતો. ફરી ચંબલનાં પાણી પાર કરવાનાં... ધમનિયો હવે અર્ધબેહોશ બની ગયો હતો. બંને બાજુથી ભીંસમાં આવી જવાય. શું કરવું ?

મધ્યપ્રદેશના કિનારેથી રાજસ્થાનના કિનારે પહોંચ્યા તો ખરા, પણ અધવચાળે જ ધમનસિંહને આંચકીઓ આવવા લાગી. સામે કાંઠે રેતીના પટમાં લૂગડું પાથરી તેને સુવાડ્યો. ત્યારે લાચાર માનસિંહ દીકરાની આખર ઘડીઓ ગણી રહ્યો હતો. પ્યારા બેટાની આંખો ચકળવકળ થતી હતી, પણ વાચા બંધ થઈ ગયેલી. હોશ પણ હવે ગુમાવી રહ્યો હતો.

એ અંધારી રાત માનસિંહ કદી ભૂલ્યો ન હતો. દીકરાની આંખોમાં આંખ માંડી ત્યારે નેતારામનો પેલો માસૂમ છોકરો યાદ આવ્યો. તાકેલી બંદૂક જોઈને તેની આંખોમાં પણ આવા જ ભાવ ફરકતા હતા ને ત્યારે... શું કુદરત આજ તેનો બદલો લઈ રહી છે ?

દીકરાનો જાન બચાવવા માટે માનસિંહ બધું કરી છૂટવા તૈયાર હતો. અરે, પોતાનો પ્રાણ પણ આપી દેતાં અચકાત નહીં... પણ કુદરતને જે મંજૂર હતું તે થઈને રહ્યું. ધમનસિંહે ચંબલના કિનારે આખરી શ્વાસ છોડ્યા.

દીકરાના અગ્નિસંસ્કાર કરવાની પણ ત્યારે સગવડ નહોતી. ચિતાની જ્વાળા પોલીસને એંધાણ આપી દે એવી બીક હતી. થોડી વાર આંસુ સારી લીધા બાદ માનસિંહે જ રસ્તો ચીંધ્યો : 'એક ફાળિયા સાથે પથરા બાંધી તેની લાશને ચંબલમાં પધરાવી દે.'

ધ્રૂજતા હાથે માનસિંહે અને સૂબેદારસિંહે ધમનિયાની લાશને પાણીમાં મૂકી. ચંબલનાં ખળખળ વહેતાં પાણીમાં બંનેની આંખોમાંથી ખરતાં ખારાં આંસુઓ ભળી ગયાં.

'મા ચંબલ ! મારા લાડકા બેટાને તારે હવાલે કરું છું !'

બહુ વસમું લાગ્યું માનસિંહને... પોલીસ સામે તેનો કોપ ભભૂકી ઊઠ્યો : 'એ કુત્તાઓની હું ખેર નહીં રહેવા દઉં !'

પણ તેને ક્યાં ખબર હતી કે આથીય વસમો આઘાત હજુ જીરવવાનો બાકી છે !



## નવ

જુવાન બેટા ધમનિયાના મોત પછી માનસિંહને બુઢાપો વરતાવા લાગ્યો. હૃદયના જખમનો પુરાવો આપતા હોય એવા ચીરાઓ ભરાવદાર ચહેરા પર ચીતરાવા લાગ્યા. વિશાળ કપાળ પર કરચલીઓ પડવા માંડી. માથાના અને મૂછના વાળ સફેદાઈ ધારણ કરવામાં જાણે હરીફાઈએ ચડ્યા. પડછંદ દેહ કમર પર પહેલાંની જેમ હવે ટટ્ટાર રહી શકતો નથી. જાણે વાંસા પર જુવાન બેટાની લાશ ઊંચકીને ફરતો હોય તેમ પીઠ હવે ઝૂકેલી જ રહે છે.

ધરમધ્યાન, પૂજાપાઠ અને વ્રત-અપવાસ તરફ માનસિંહનો આત્મા ઢળતો હતો, છતાં દિલ-દિમાગમાં ભભૂકેલી વેરની આગ હજુ બુઝાતી નહોતી. બંદૂક લઈને બહાર પડતો ત્યારે સિંહ જેવો ઝનૂની દેખાતો માનસિંહ જ્યારે હાથમાં માળા લઈને પૂજામાં બેસી જતો કે દેવીનાં દર્શનમાં માથું ઝુકાવી ઊભો રહેતો ત્યારે કેવો નિર્લેપ દેખાતો ! જાણે જગતના રાગદ્વેષથી પર હોય અને સંસારનો મોહ ત્યજી દીધો હોય.

સૌથી મોટા બેટા યશવંતસિંહના મોતનો બદલો લેવા એ બહારવટે ચડ્યો. પછી આ અગિયાર વરસમાં તેણે ક્યારેય પાછું વળીને જોયું નહોતું. બેસુમાર હત્યાઓ થઈ, બેફામ લૂંટો કરી, ઘણાં ઘરો ઉજાડ્યાં, કેટલાયનાં ખાનદાન ખતમ કર્યાં, છૂટે હાથે દાન કર્યાં, ગરીબોને મદદ કરી, કૈંકની દીકરીઓ પરણાવી દીધી, ભાંગ્યાનો ભેરુ થઈ પડખે ઊભો રહ્યો... જાણે માનસિંહમાં એકીસાથે બે વ્યક્તિઓ વસતી હતી – એક વેર-તરસ્યો વિકરાળ હત્યારો, બીજો પરાક્રમી અને દયાળુ પુરુષ.

એ માનસિંહ હવે બીજો બેટો ગુમાવીને એકાએક વૃદ્ધ બની ગયો. તન કરતાંય મન ભાંગી

ગયું એનું... બાપનો જીવ કકળી ઊઠ્યો : હાય રે જિંદગી ! જુવાન બેટાઓને વળાવીને હું નામ કમાવા જીવી રહ્યો છું ? આમ તો એક પછી એક આખું કુટુંબ દીકરાવિહોણું થઈ જશે. એની માને કાળજે દીકરાઓનાં મોતના કેટલા જખમ હું કરવાનો છું ? સવાલો હવે બેહદ સતાવવા માંડ્યા છે. માનસિંહને જવાબ આપવાને બદલે એ પૂજાપાઠ અને માળામાં મન પરોવવા મથે છે. રાજા માનસિંહ ત્યારે બિચારો માનસિંહ બની જાય છે.

'દાઉ, શરીરને સુખ નથી કે ધમનના વિજોગની પીડા છે ?' રૂપાએ સગા બાપને પંપાળતો હોય તેમ હળવેકથી પૂછ્યું : 'હવે કામમાં જીવ લગાડો તો ગમ ઓછો થાય. મરદની જેમ જે મોતને ભેટ્યા એનો શોક ન હોય, દાઉ !'

'નહીં, રૂપા... બાપ બન્યા વિના દીકરાના વિજોગનો વલોપાત નહીં સમજાય.' માનસિંહ ભૂખરા આકાશ તરફ તાકીને ધીમેથી કહેતો હતો : 'ધમનિયો તો તાવમાં શેકાઈને મર્યો. અરે, હું એની દવા સુધ્ધાં ન કરાવી શક્યો ! એનો રોગ પણ પરખાવી ન શક્યો !'

રૂપાએ આ વલોપાત અનેક વાર સાંભળ્યો હતો. તેને ડર લાગતો હતો કે દાઉ મગજ પરનો કાબૂ ગુમાવી દેશે...

'દાઉ, બેચાર હત્યાઓ કરી નાખો એટલે મનનો શોક ઊભી પૂંછડીએ નાસી જશે. ઝેરનું ઓસડ ઝેર.'

માનસિંહે મણ-એકનો નિસાસો નાખ્યો : 'શું કામ આ બધું કહે છે, હું સમજું છું, રૂપા બેટા ! ફિકર ન રાખતો – તારો દાઉ એમ હિંમત હારી નહીં જાય. વખત આવશે તો જુવાનીના જોમને ફરી ઢંઢોળીશ અને દુશ્મનોની એવી જ બૂરી વલે કરીશ...'

ઝનૂનથી બોલવા જતાં તેને થોડો પોરો લેવો પડ્યો. રૂપાને ચાનક ચડી કે દાઉનો અસલી મિજાજ પાછો દેખાવા લાગ્યો... પણ માનસિંહને કંઈક જુદું જ કહેવું હતું :

'રૂપા, હવે બંદૂકને બદલે એકાદી ડાંગ બસ થઈ રહેશે. તું, સૂબેદાર, તહસીલદાર અને બીજા બધા છો પછી શું કામ બોજો રાખવો ?' પછી રૂપાના લેવાઈ ગયેલા મોં પર જોઈ અવાજમાં જુસ્સો લાવી બોલવા માંડ્યું : 'છેવટ સુધી બહારવટિયો જ રહેવાનો છું એ તને કહી દઉં. સિંહ બૂઢો થયા પછી પણ શિકાર કરવાનું નથી ભૂલી જતો.'

માનસિંહ તેના મનની પીડા બધાથી છાની રાખવા મથતો હતો. તેની અર્ધી-પોણી રાત નીંદર વિનાની વીતી જતી. ચંબલની કોતરોમાંથી ફૂંકાતો સુસવાટા મારતો પવન ભેંકાર રાતે એવો વિચિત્ર અવાજ કરતો, જાણે ભૂતડાં રોતાં હોય. માનસિંહને બંને હાથે કાન દાબી રાખીને સૂવું પડતું. ઊંઘમાં ક્યારેક ભૂતાવળો જોવા મળતી. તલ્ફીરામનો અંતઘડીએ દયા યાચતો ચહેરો, નેતારામનો માસૂમ બાળક તેની બંદૂક જોઈને મોં ફેરવી ગયેલો એ વખતનું ભયભીત નમણું મુખ... અને પોતાનો બેટો ધમનિયો, મરતી વખતે તેની આંખોમાં ગૂંગળાતી લાચારી, મોં પર ટળવળતી પીડા... માનસિંહને ઊંઘમાં આ બધું દેખાતું ત્યારે એ ઝબકી જતો, છાતી હાંફતી માલૂમ પડતી, ચહેરા પર પસીનાની ચીકાશ વળી જતી.

એટલે જ મનની શાંતિ માટે તેણે બંદૂક છોડી. ચંબલનાં પાણી ખોબામાં લઈને બબડતો : 'મા, હવે આ હાથે હત્યા ન થાય એવું કરજો !' રૂપો અને બંને જુવાન દીકરાઓ હતાશ ન થાય એટલા માટે માનસિંહે ટોળીની સરદારી ટકાવી રાખી હતી. ક્યારેક ત્રાડ નાખતો. કોઈને વઢી લેતો. પોલીસ કુત્તાઓને બેચાર ગાળ ભાંડી દેતો. ધાડ પાડવામાં આગળ જ રહેતો. સિંહ હવે બૂઢો થતો જતો હતો અને કદાચ કાયમને માટે તેણે હત્યા છોડી દીધી હોત... પણ બીજા વસમા આઘાતની ઘડી નજદીક આવી રહી હતી.

*

ધિંગાણામાં માનસિંહને હંફાવી શકાયો નહીં ત્યારે તેને ખતમ કરવા માટે હાથ લાગ્યા એવા બધા કીમિયાઓ સત્તાવાળા અજમાવવા લાગ્યા. તેની ટોળીમાં બે વરસથી સામેલ થયેલ જગન્નાથ ઠાકુર પોલીસની લાલચમાં આવી ગયો. દસ હજાર રોકડા અને એક ગામની ભેટ તેને મળે, બદલામાં તેણે પોલીસ સાથેના ધિંગાણા વખતે માનસિંહને જખમી કરી દેવાનો હતો.

જગન્નાથ ઠાકુર જાણતો હતો કે માનસિંહને મારવામાં સીધો ભાગ ભજવીને લાંબું જીવી શકાય નહીં. પોલીસને તેણે એ સાફસાફ કહી દીધું : 'સિંહને ઠાર કરવાનું તમે ફોડી લેજો, હું તો એને જખમી કરી તમારું કામ આસાન બનાવી દઉં.'

પોલીસ કબૂલ થઈ ત્યારે જગન્નાથે બીજી માગણી મૂકી : 'આ બદલો માનસિંહને જ ઘાયલ કરવા પૂરતો હોય તો આપણને મંજૂર નથી. ગોળી કદાચ એને બદલે રૂપાનેય વાગે કે એકાદ દીકરાનેય ઘાયલ કરી જાય. તમારે મને એવા જોખમનોય બદલો તો ચૂકવવો પડે.'

જગન્નાથને રાજી રાખવા પોલીસે સોદો મંજૂર રાખ્યો : 'તો દસ હજાર ન મળે. માનસિંહ સિવાય બીજાની રકમ આપણે નક્કી કરીએ; રૂપાના સાત હજાર, ઠાકુરના દીકરાના ચાર હજાર...' આવો સોદો નક્કી થયો.

જગન્નાથ ભારે ખંધો હતો. આઝાદી આવી ત્યારે બેચાર ગામડાંની તેની નાની એવી જાગીર લોકશાહીના પૂરમાં તણાઈ ગઈ. સાલિયાણું મળતું તેમાંથી ખિસ્સાખરચ પણ ન નીકળે. બાપદાદાની ઠાકુરાઈનો રુઆબ મગજમાં ભરેલો એટલે કોઈની ગુલામી કરીને જીવન-નિર્વાહ ચલાવવાનું ઠાકુરના મગજમાં ક્યાંથી ઊતરે ? એના કરતાં તો ચંબલ પકડી લેવી સારી, ઠાકુરપણું તો જાળવી શકાય ! અને જાતનો રાજપૂત હતો એટલે પછી માનસિંહ જેવા ડાકુને છોડીને બીજે શું કામ જવું ?

એ જગન્નાથ થોડાક હજાર રૂપિયા અને એકાદ ગામની લાલચે સોદો કરી બેઠો. પણ પાકો ખરો ને એટલે જવાબદારી એવી માથે લીધી જેમાં પોતે ક્યાંય વાંકમાં ન આવે. કામ પત્યા પછી પણ પોતાનું નામ બહાર ન પડે એવી તકેદારી રાખેલી. જેની સાથે સોદો થયો તેનું બદલાની રકમમાંથી કમિશન રાખેલું – જે કંઈ મળે એમાંથી ચાર આની તારો ભાગ.

ઓગણીસસો ચોપનનું ચોમાસું તેની લીલા સમાપ્ત કરવામાં હતું. ચંબલ છલોછલ વહેતી હતી. તેના ગાંડાતૂર પૂરે દસ વરસની માફક તારાજી સર્જી લીધી હતી. નવી કોતરો રચાઈ ગઈ હતી, જમીન ધોવાઈ ચૂકી હતી, જંગલો વધુ ગીચ બની ગયાં હતાં અને ખેતરો પાકથી લહેરાવા લાગ્યાં હતાં.

મહિનો-બે-મહિના મોડી પડેલી પોલીસની હિલચાલ ફરી પાછી જોર પકડવા લાગી. માનસિંહની ટોળી પણ વરસાદનો પોરો ખાઈ લીધા બાદ ધરતીનો પટ ખૂંદવા નીકળી પડી હતી. જગન્નાથસિંહના મગજમાં આંકડાઓ ઘૂમરી ખાતા હતા. માનસિંહના દસ હજાર, રૂપાના સાત અને સૂબેદાર-હસીલાના ચાર હજાર...

માનસિંહ એક મહત્ત્વની ધાડ પાડવા નીકળેલો. બપોર થવા આવેલી અને સાંજ સુધીમાં ત્યાં પહોંચી જવાનું હતું. રાતે કામ આટોપી સવાર સુધીમાં કોતરોમાં ઘૂસી જવાની ગણતરી રાખેલી. માનસિંહના મોટા ભાઈ નવાબસિંહને સાથે નહીં લાવેલા. હવે અવસ્થાને કારણે તેમનાથી બહુ રઝળપાટ થઈ શકતી નહીં, એટલે બે સાથીની રખેવાળીમાં તેમને મૂકીને બહાર નીકળતા.

ઉદીતપુરા જંગલમાંથી પસાર થતા હતા ત્યાં પોલીસની હાજરીની ગંધ આવી અને ડાકુઓ ઝાડના થડની આડશ પકડી લઈ સામનો કરવા તૈયાર થઈ ગયા. પોલીસ ચાર દિવસથી ઉદીતપુરાના જંગલમાં ઘેરા નાખીને બેઠી હતી. પંદર-વીસની ટુકડીઓમાં બેચાર ફર્લાંગને અંતરે પડાવ નાખીને ડાકુઓનો ઇંતેજાર કરતી રહેતી.

'રૂપા, આપણા બે સાથીઓ અહીં તલાશ કરી ગયા હતા, છતાં પોલીસની હાજરીની એમને ગંધ કાં ન આવી ?' માનસિંહને વહેમ પડ્યો કે કોઈએ ફૂટી જઈને એમની હિલચાલની બાતમી તો આપી દીધી નથી ને ?

'પોલીસની કોઈ ચાલ જરૂર છે, પણ અહીંથી આપણા નીકળવાની વાતની ત્રણચાર ખાસ માણસો સિવાય કોઈને છેવટ લગી જાણ થવા દીધી નથી.' રૂપો દૂરબીનથી સામી કોર દૂર સુધી તલાશ લઈ રહ્યો હતો : 'છતાં ફિકર ન કરો, દાઉ ! આ જંગલમાં પોલીસની આખી પલટન હોય તોય આપણે તેમને છક્કડ ખવડાવી શકીશું.'

જગન્નાથે એવી જગ્યા પકડી હતી જ્યાંથી માનસિંહ પર નિશાન લઈ શકાય. એ અધીરો થઈને બેઠો હતો – પોલીસ હજુ કેમ ગોળીબાર કરતી નથી ? તેને ફડકો પડ્યો : કદાચ જોરદાર ધિંગાણું થશે તો પોતે જ પોલીસની હડફેટમાં આવી જશે. આ વાત તેણે પહેલાં કેમ વિચારી નહીં ?

સન...ન...ન કરતી ગોળી વીંઝાણી, પણ પોલીસ બહુ છેટેથી ફાયર કરતી હતી એટલે ડાકુઓને ચેતવવા કે ઉશ્કેરવા સિવાય બીજું કોઈ પરિણામ આવ્યું નહીં. રૂપાએ ધડાધડ બે-જોટાળીને ગાજતી કરી : 'સાલ્લાઓ ! ઘણા વખતે સામા આવ્યા છો ! બેચારને સ્વર્ગે મોકલવાનું પુણ્ય કમાઈ લેવું છે આજે !'

બહુ છેટે હોવા છતાં બંને પક્ષે ધડાધડ ગોળીઓ છોડવા માંડી. થોડી વાર તો ભારે રમઝટ બોલી ગઈ. માનસિંહ હવે પોલીસની કેટલીક દેખાવ કરવાની આદતોથી વાકેફ થઈ ગયો હતો. ઘણી વાર આ રીતે ધિંગાણાનો માત્ર દેખાવ કરીને પાછી હઠી જતી પોલીસ બહાર એવો ગોકીરો કરતી કે કલાકો સુધી ડાકુઓ સાથે ધિંગાણું ચાલ્યું... બૂરી રીતે ડાકુઓ ફસાઈ ગયેલા, પણ માંડમાંડ જીવ બચાવીને નાઠા. માનસિંહ આપણી ગોળીથી મરવાનો નથી એવું જાણવા છતાં નકામું શા માટે જીવનું જોખમ ખેડવું ? સાધારણ પોલીસની આવી મનોવૃત્તિ રહેતી. કેટલાક કહેતા, 'ભલે ને બાપલા માનસિંહ લૂંટ ચલાવ્યા કરે. તેને હિસાબે તો સરકાર આપણા જેવાને ભરતી કરે છે અને રોજી મળે છે.'

જગન્નાથ સરકતો માનસિંહની ત્રાંસમાં ગોઠવાયો. દેખાવ એવો થવો જોઈએ કે પોલીસની ગોળી લાગી છે. માનસિંહની એક બાજુ રૂપો હતો અને બીજે પડખે તેનો બેટો તહસીલદાર ગોઠવાયેલો. જરૂર પડે તો બંને જણા માનસિંહને આડશ આપીને ઉગારી શકે એવી ગણતરી રાખેલી.

પોલીસ તરફથી ગોળીબાર ધીમો પડવા લાગ્યો ત્યારે જગન્નાથ અકળાયો. થોડી વારમાં બધું સંકેલાઈ જશે તો પોતે લાગ ગુમાવશે. અત્યારે જ કામ પતાવવું જોઈએ. માનસિંહ નિશાનમાં ન આવે તો રૂપો અને રૂપો ન આવે તો તહસીલ... પણ એક ગોળી તો ચલાવી જ નાંખવી. ત્રણમાંથી એકાદ ઘવાય તોપણ બદલો મળવાનો જ ને... પણ ઘવાય એ પૂરતું નહોતું. જખમ થવાને કારણે ડાકુઓને નાસવામાં રુકાવટ થાય, રુકાવટને કારણે પોલીસ તેમને હંફાવી શકે. આગળ બીજી ટુકડી સાથે હડફેટમાં આવે ત્યાં ધિંગાણું થાય. આમ માનસિંહ અને તેના સાથીઓ બધા જ નહીં તો આઠ-દસ તો ઝડપાય, ઘવાય કે મરાય જ...

કદાચ આમ ન થાય તોપણ ટોળીનો એક જોરદાર ડાકુ અપંગ બની જાય, નિષ્ક્રિય થઈ જાય એ પણ પોલીસને માટે નફાનો ધંધો હતો. જખમી સાથી ટોળી માટે બિનજરૂરી બોજ જેવો બની રહે છે. જગન્નાથને અત્યારે આવા બધા વિચારો આવતા હતા અને સમય હાથમાંથી સરકી જતો હતો.

'રૂપા, આપણે હવે મોરચો બદલીએ તો ?' પોલીસ ઠંડી પડી ગયેલી લાગી એટલે માનસિંહે કંટાળો દર્શાવ્યો : 'સાંજે તો ત્યાં પહોંચવાનું છે. પોલીસને વતાવવા કરતાં આડભીડમાં સરકી જઈએ. નકામી કારતૂસો વેડફાઈ જશે.'

મોરચો બદલવા માટે માનસિંહની લગોલગ આડો પડેલો તહસીલદાર બેઠો થવા જતો હતો ત્યાં એક ગોળી અણધારી વીંઝાઈ. મારનારે નિશાન પડખાનું લીધેલું, પણ હરફર થવાથી ગોળી પિંડી વીંધતી ગઈ. એક આછો ચિત્કાર નીકળી ગયો તહસીલના મોંમાંથી...

માનસિંહનો જીવ ફફડી ઊઠ્યો : 'તલ્લા બેટા, બહુ વાગ્યું તો નથી ને ?' તે સરકતો તેની પાસે ગયો. રૂપાને ખુન્નસ ચડી આવ્યું. ભૂંડાબોલી ગાળો સાથે દાંત ભીંસી તેણે સામેની બાજુએ ગોળીઓનો વરસાદ વરસાવવા માંડ્યો. સામેથી જવાબ ન મળ્યો ત્યારે તે ગોઠણભેર

આગળ ધસવા લાગ્યો. માનસિંહ તહસીલના જખમની માવજતમાં પડ્યો હતો. સૂબેદારે તેનું ધ્યાન ખેંચ્યું : 'બાપુ, રૂપાજી આગળ વધે છે !'

'રૂપા !' માનસિંહે અવાજ કર્યો. તે જાણતો હતો કે પોતાના બેટાને જરા જેટલો જખમ થાય તો રૂપો સાંખી ન શકતો. અત્યારે તે તહસીલના જખમનો બદલો લેવાના ઉશ્કેરાટથી ધસી રહ્યો હતો : 'પાછો ફર... રૂપા... તહસીલને ખાલી છરકો જ થયો છે.'

જગન્નાથે તહસીલ પર ગોળી છોડીને ઝડપથી બીજી જગ્યા પકડી લીધી હતી. તેને ફફડાટ થતો કે પોલીસવાળા થોડી વાર ગોળીઓ છોડે તો સારું, નહીંતર કોઈને શક જશે, આ ગોળી ક્યાંથી આવી ? તેણે રૂપાને પોલીસ તરફ જતો જોયો એટલે થયું કે જો પોલીસવાળા થોડીક હિંમત કરે તો રૂપો ઠાર થઈ શકે તેમ છે. કેવો બેધડક એ સામે જઈ રહ્યો છે !

પાંચસાત ગોળીઓ છોડી રૂપો હથેળીઓ મસળતો પાછો આવ્યો : 'કાયરો નાસી ગયા.' પછી તહસીલનો ઘા તપાસ્યો : 'બહુ વાગ્યું નથી. પણ દાઉ, હવે આપણે એને સાથે લઈ જઈએ.'

'પહેલાં એને સલામત ઠેકાણે પહોંચાડવાનો બંદોબસ્ત કરીને આપણે ઊપડશું.' માનસિંહ તહસીલના વાંસામાં હાથ ફેરવતો જતો હતો : 'બેટા, જીદ નહીં કરતો. બે દિવસ આરામ કરી લે. માણસ તને તારે મોસાળ મૂકી જશે. એ બહાને તારી મા પણ એક વાર મળવા ઉદીતપુરા આવી શકશે.'

તહસીલની પિંડીમાંથી ઘણું લોહી વહી ગયું હતું. કસકસાવીને કપડું બાંધ્યું છતાં દસ મિનિટમાં પાટો લોહીથી લથબથ થઈ ગયો. હજુ કોઈને ગંધ આવી નહોતી કે ગોળી ટોળીના એક માણસે મારી છે.

માનસિંહે રૂપો, સૂબેદાર અને બીજા સાથીઓને આગળ રવાના કર્યા : 'આગળના ગામે જઈને તમે બંદોબસ્ત કરો ત્યાં અમે તહસીલને ઉઠાવી લાવીએ છીએ. લુક્કા અને દમરૂ મારી સાથે રહેશે.'

લુક્કા એટલે લુકમાન પંડિત. એ બ્રાહ્મણ જુવાન રૂપા જેવો જ સાહસિક અને નીડર હતો. માનસિંહ માટે જાન આપી દે એવો એનો માનીતો અને દમરૂ પડછંદ કાયાવાળો, મગજનો ફાટેલો સાથી. એકલો બેત્રણને મસળી નાખે એટલી એનામાં તાકાત હતી.

દમરૂએ તહસીલને પીઠ પર બેસાડીને ઊંચકી લીધો. 'તું તો ઘોડા જેવો થઈ ગયો !' તેણે મજાક કરી. તહસીલે પીડાનો એક ઊંહકારો કરી કહ્યું : 'દમરૂ, તારા જેવા પહેલવાનને મારો ભાર શેનો લાગે ?' ધીમેધીમે ચારે જણા આગળ વધતા હતા.

બીજા સાથીઓની ભેગો ગયેલો જગન્નાથ વિચારતો હતો કે પોલીસ અને માનસિંહને જો ક્યાંક ભેટો થઈ જાય તો કામ આસાનીથી પાર પડી જાય. તેને હવે ભય લાગવા માંડ્યો કે માનસિંહ એના પર વહેમાશે તો જિંદગીથી હાથ ધોઈ નાખવા પડશે. જેટલો જલદી માનસિંહ ખતમ થાય તેટલી પોતાની સલામતી વધારે.

પણ માનસિંહ જખમી બેટાને લઈ બાજુના સલામત ગામે પહોંચી ગયો. ચમારનું એ ગામ હતું, એટલે ઘોડું તો ક્યાંયથી હાથ લાગેલું નહીં, પણ રૂપાએ ચાર ચમારોને તૈયાર રાખ્યા હતા. તહસીલને ખાટલામાં નાખી ચારેય જણાએ તેને ઊંચકી લીધો. હવે ઝડપથી આગળ વધી શકતા હતા. પછીના ગામમાંથી ઘોડી હાથ કરી ત્યારે સૂરજ નમવાની તૈયારીમાં હતો. માનસિંહને જખમી બેટાથી વિખૂટો પડવા દિલ માનતું નહોતું, છતાં આજે છૂટકો નહોતો. કદાચ કુદરતે જ આવી તરકીબ રચી હશે – બાપદીકરાને કાયમને માટે વિખૂટા પાડવાની...

ઘોડી પંર તહસીલ સાથે એક જુવાનને બેસાડ્યો. 'રણજિત, જોજે, એને સાચવીને મોસાળે પહોંચાડવાનો છે.' માનસિંહે છૂટા પડતાં પહેલાં ફરી પાછો ઉચાટ વ્યક્ત કર્યો.

'ઠાકુર, જીવથી વધુ જતન કરીશ નાના ઠાકુરનું.'

રાઈફલો, કારતૂસો, પાણીની થેલી અને બીજો સરંજામ સાથે છે એની ખાતરી કરી લીધા બાદ માનસિંહે ઘોડીને હંકારવા દીધી. ક્યાંય સુધી માનસિંહ તેને જોતો ઊભો રહ્યો હતો. ઘોડી નજરથી ઓઝલ થઈ ત્યારે એક ઊંડો ને ઊનો નિસાસો નીકળી ગયો : 'મા દુર્ગા, એનાં રખોપાં કરજે !'

*

તહસીલ રણજિતના ખભાને ટેકે ઘોડીની પીઠ પર ઝોકાં ખાતો હતો. પગની પીડા ભૂલી જવા તે આંખો મીંચીને પડ્યો હતો. તેને હડદોલા ન લાગે એટલા ખાતર રણજિત ઘોડીને ધીમી ચાલે હંકારતો હતો.

ભીંડવા રાક્ષસોના જંગલમાં દાખલ થયા એટલે રણજિતે નિરાંતનો દમ લીધો : 'નાના ઠાકુર, હવે ભય નથી. કલાકમાં જંગલ પાર કરી જશું !'

પણ પંદર મિનિટ નહીં થઈ હોય ત્યાં રણજિતને ઘોડીની લગામ ખેંચવી પડી. તહસીલ ઝબકી ગયો : 'કાં, શું થયું ?' રણજિતના ચહેરા પર ભય છવાતો જતો હતો : 'ઠાકુર, હેઠા ઊતરવું પડશે. મને પોલીસનો વહેમ પડે છે.'

અને તહસીલને ઝાટકો લાગ્યો. જાણે જખમ ભૂલી ગયો હોય તેમ ઘોડા પરથી છલાંગ મારી. ઘવાયેલા પગ પર ભાર આવ્યો ત્યારે રૂંવાડે-રૂંવાડે પીડાની આગ પ્રજ્વળી ઊઠી. 'હં... હં... ઠાકુર, જરા સંભાળો.'

'તું ઘોડીને છૂટી મેલી દે, પેલી બાજુ ભલે ચર્યા કરે. પોલીસને આપણી હાજરીનો વહેમ ન હોય તો અંધારું થતાં છટકી જઈશું.'

રણજિતે ઘોડીની પીઠ પરથી સામાન ઉતારી લીધો, પછી તેને છૂટી મૂકી. સરંજામ સાથે બંને જણા સાવધપણે એક ઉઘાડા નાળામાં લપાઈ ગયા. પણ તેમનો ભ્રમ ગલત નીકળ્યો. પોલીસની નજરે બંને ચડી ગયા હતા અને આ રીતે છાનામાના સરકી જવાની તેમની હિલચાલથી તેઓ વહેમાયા હતા. ત્રણ બાજુથી ઘેરી લઈને ધીમેધીમે પોલીસ તેમના તરફ આગળ વધતી હતી. ઝાડની ડાળીઓનો ખખડાટ તહસીલના કાળજામાં ભોંકાતો હતો : 'રણજિત, એ કુત્તાઓ આ

તરફ આવતા લાગે છે.' પછી સરંજામમાંથી બંદૂક ઊંચકતાં કહ્યું : 'આજે ભલે એમનો ખુરદો બોલી જાય !'

પણ પાંચ જ સેકન્ડમાં એનો જુસ્સો ઓસરી ગયો : 'અરે, આ... આ બંદૂક બીજી છે. અને કારતૂસ જુદા લીધા છે ઉતાવળમાં...' શ્વાસ જાણે તાળવે ચડી ગયો : 'તારી બંદૂકની કેટલી ગોળીઓ છે ?'

'ત્ર...ણ !' પેલાએ ધડકતા દિલે જવાબ આપ્યો : 'હવે !'

કુદરતે કેવી તરકીબ રચી દીધી ! પાસે સારામાં સારી બંદૂક હતી, કારતૂસો પણ હોવા છતાં બંને એકબીજા માટે નકામી હોવાથી છતે હથિયારે તહસીલ લાચાર બની ગયો ! રણજિતની ત્રણ જ ગોળીએ મુકાબલો શું કરવો ? ઘવાયેલી પિંડીમાંથી ચસકા ઊપડ્યા. કેવી બેવકૂફી કરી બેઠા બંને... ઘોડીને પણ છૂટી મૂકી દીધી. નહીંતર ગોળીબાર કરતાં નીકળી જવાની હિંમત થઈ શકત. ત્રણ ગોળી નાસી જવાની આડશ માટે કદાચ ઉપયોગી બને. બાકી સશસ્ત્ર પોલીસના ઘેરામાં નીકળીને છટકી જવા ત્રણ કારતૂસોય ઓછી પડે. બંને જણ કાન સરવા કરીને બેઠા. તેમને પોતાના જ દિલના ધબકારા સંભળાતા હતા.

નાળાની ધાર સુધી નજર ઊંચકીને રણજિતે જોયું : પોલીસ ખૂબ સાવધાનીથી જરા પણ અવાજ ન થાય તેમ આગળ વધતી હતી. રણજિતને આછી કંપારી છૂટી ગઈ : 'ઠાકુર ! ગોળી લગાવો ! દુશ્મનો આવી રહ્યા છે !'

તહસીલ લુખ્ખું હસ્યો : 'ત્રણ ગોળીથી સામનો કરવાનું આપણું ગજુ નથી, રણજિત ! હવે ઉપરવાળો જ ઉગારી શકે.'

તહસીલે ડોક ઊંચી કરીને જોયું, પોલીસ આગળ આવતી હતી, પણ તેનો ઉપરી દેખાતો નહોતો. તેને એક યુક્તિ સૂઝેલી કે ઉપરીને એક ગોળી ધરબી દઉં તો બીજા કદાચ નાસી છૂટે. 'પણ દાનતચોર ઉપરી શું કામ આગળ રહે ? મોતના મોંમાં તો પોલીસડાને જ ધકેલે ને ! તહસીલ દાંત ભીંસીને બબડ્યો.

રણજિત ઊંચોનીચો થતો હતો. તેને થયું કે બેસી રહેવા કરતાં એકાદી ગોળી ચલાવવી સારી, પણ તહસીલ જીદ કરીને બેઠેલો. પોલીસને ભગાડવા માટે તેણે પડકાર કર્યો : 'કુત્તાઓ ! પછા વળી જાવ ! નહીંતર એકએકને વીંધી નાખીશ !'

તેણે ધાર્યું હતું એ કરતાં પડકારની અવળી અસર પડી. ધડાધડ સામેથી ગોળીઓ વીંઝાવા લાગી. રણજિતે ફરી કહ્યું : 'ઠાકુર, બેએકને ઠાર કરી દ્યો એટલે ભાગી છૂટશે.' તેને બદલે તહસીલે બીજો પડકાર કર્યો. તેનો જવાબ ફરી ગોળીઓથી મળ્યો ત્યારે તહસીલ વીફર્યો. અત્યારે એક ગોળી સો ગોળીઓ કરતાં વધુ કીમતી હતી, એટલે મનને ખૂબ એકાગ્ર કરી તેણે નિશાન લીધું. સન...ન...ન... કરતી ગોળી એક પોલીસના પેડુમાં ખૂંપી ગઈ અને એ ઊથલી પડ્યો, તેના હાથમાંની બંદૂક દસેક ડગલાં દૂર – આ બંને તરફ ફેંકાઈ. પોલીસો આ હુમલાથી થોડા

હેબતાયા. તહસીલે અધીરાઈથી કહ્યું : 'જા, રણજિત, ઝડપથી પેલાની બંદૂક ઉઠાવી લે. એ હાથ લાગી જાય તો પછી જોર કરીએ.'

રણજિત જમીન પર ઘસડાતો, ઝાડની ઓથ લેતો આગળ વધતો હતો, પણ એ પહેલાં બીજા એક પોલીસે જમીનસરસા સરકીને બંદૂક ઝડપી લીધી. તહસીલનો ક્રોધ ઊછળ્યો. તેણે એ પોલીસને રોકવા બીજી ગોળી છોડી, પણ ઉતાવળમાં નિશાન ચૂકી જવાયું. છાતી ફાટી જાય તેવો નિસાસો નીકળી પડ્યો. બંદૂક તો ગુમાવી પણ પાસે હતી એ એક ગોળીય વેડફાઈ ગઈ. હવે એક જ ગોળી રહી હતી... માનસિંહના બેટાની કેવી કફોડી હાલત ! ન તો એ ઝઝૂમી શકતો હતો કે ન નાસી શકે તેમ હતો... હાય રે કિસ્મત !

કદાચ કુદરતને થોડીક રાહત આપવાની ઇચ્છા થઈ હશે એટલે સૂરજ ડૂબ્યો અને અંધારું પથરાવા લાગ્યું. હવે નિશાન લેવાનું ફાવે તેમ નહોતું અને પોલીસ એકદમ ધસારો કરીને આવવાનું જોખમ કરવા માગતી નહોતી.

'રણજિત, તું જા. આ એક ગોળી પર હું રાત વિતાવી કાઢીશ. બનતાં સુધી તો આ લોકો રાતે મને વતાવશે નહીં. એમને હજુ ખબર નથી કે આપણી પાસે કારતૂસ ખૂટી છે એટલે સવાર સુધી રાહ જોશે.' તહસીલ હાંફતો હતો : 'તું સરકી જા. જઈને બાપુને ખબર આપ. સવાર પહેલાં આવી પહોંચો તો હું ઊગરી જઈશ.'

'ના, તમને એકલા છોડીને મારાથી ન જવાય.' રણજિત હાથ જોડીને કહેવા લાગ્યો : 'તમને કાંઈક થયું તો ઠાકુર મારો જાન ખેંચી કાઢે. હવે અહીં તમારી સાથે જ મરવું છે.'

તહસીલ ઘણી કોશિશને અંતે તેને સમજાવી શક્યો : 'આમ હાથ જોડીને બેસી રહેવા કરતાં તું દોડતો જઈશ તો મને સાચી મદદ કરી ગણાશે !'

પેલો જવા તૈયાર થયો ત્યારે તેણે કહ્યું :

'અને જો આ વધારાની બંદૂક અને કારતૂસો સાથે લેતો જા. મને તો કામ આવવાની નથી.' પછી પાણીની થેલી પણ આપી : 'રસ્તામાં તારે વધારે જરૂર પડશે.'

રણજિત અંધારામાં સરકી ગયો. જંગલમાં અંધકાર વધતો જતો હતો. રાની જનાવરોના અવાજો વાતાવરણને વધુ ભયભીત બનાવતા હતા.

તહસીલના જખમી પગમાં પીડા ઊપડી. વધારામાં તરસથી ગળું સુકાતું હતું અને પાણી પણ મળે તેમ નહોતું... થયું કે કદાચ સવાર લગી નહીં ખેંચી શકું. છતાં માનસિંહનો બેટો હતો, છેવટ લગી લડવાનું શીખ્યો હતો. નહીંતર બાપનું નામ અને માનું દૂધ લાજે. માત્ર મનોબળના જોરે તેણે રાત ખેંચી કાઢી. ખભા પર બંદૂકનો કુંદો ટેકવી તેની નાળ નાળાની કિનાર પર ગોઠવી રાખી, જેથી પોલીસને થોડો ડર રહે... આવી હાલતમાં પરાણે જાગતાં અને ક્યારેક ઝોકાં ખાતાં તેણે રાત વિતાવી. વચ્ચેવચ્ચે પત્ની, બાળકો, મા, બાપુ, ભાઈ - બધાંને યાદ કરી લીધાં. કદાચ

અણધાર્યો પોલીસ હુમલો કરે અને મોત આવી ચડે તેની તૈયારી માટે ડોકમાં બાંધેલી તુલસીની માળા મોંમાં દબાવી રાખી.

આખરે સવાર પડી અને જિંદગીની બધી જ આશાઓ તહસીલે છોડી દીધી. કોઈ મદદ આવી શકી નહીં. પોલીસ એકીસાથે ગોળીઓ છોડી તેને ખતમ કરશે, છેલ્લા ઉપાય તરીકે તેણે હાકલ કરી : 'હું ઘવાયો છું. મારી કારતૂસ ખૂટી ગઈ છે. તમે આવીને પકડી લો.'

પણ પોલીસો ખડખડાટ હસી પડ્યા : 'ઠાકુર, અમને ફસાવ નહીં. હમણાં બીજી પલટન આવશે એટલે તને ઘેરી લેશું,' તહસીલે અર્ધો કલાક વિતાવીને ફરી પડકાર કર્યો : 'આ બંદૂકમાં છેલ્લી ગોળી છે. જો તમે મને જીવતો પકડવાનું વચન ન આપતા હો તો હું જાતે જ એ ગોળીને મારી છાતીમાં ધરબી દઉં છું.'

પોલીસ હવે ચેત્યા. કદાચ સાચું હશે. માનસિંહનો દીકરો આટલી વાર મૂંગો ન બેસી રહે. કદાચ બીજી મદદ આવી ચડે અને ધિંગાણું થાય એ કરતાં એને જીવતો પકડી લેવો તે વધુ લાભદાયક લાગ્યું. અર્ધો કલાક અંદરઅંદર મસલત કરી લીધા પછી આખરે પોલીસ-ઉપરી કબૂલ થયા : 'ભલે, તું તારા સરસામાનથી અગળો થઈ જા. અમે નજીક આવીએ ત્યાં સુધી કોઈ હિલચાલ નહીં કરતો. જરા પણ હાલ્યો છે તો ઠાર કરી દેશું !'

બસ, પંદર મિનિટમાં માનસિંહનો દીકરો તહસીલ આસાનીથી ગિરફતાર થઈ ગયો. પોલીસનો હર્ષ સમાતો નહોતો. તેમણે જોયું તો તેની બંદૂકમાં સાચે જ એક ગોળી બચી હતી. હાય રે કમનસીબી !

દીકરાની ગિરફતારીના ખબર સાંભળ્યા ત્યારે માનસિંહની રુવાંટીઓ સળગી ઊઠી. આંખોમાંથી ક્રોધ ફૂંફાડા મારવા લાગ્યો. હાથમાં પકડેલી ડાંગ ફગાવી દીધી : 'રૂપા, બંદૂક લાવ ! મારા દીકરાને ગિરફતાર કરનારાઓનું હું નામનિશાન નહીં રહેવા દઉં !'

માનસિંહને આટલા ક્રોધમાં અગાઉ ક્યારેય કોઈએ જોયો નહોતો. જાણે શંકરનું ત્રીજું લોચન ઊઘડ્યું હોય એવો ક્રોધ તેણે ઠાલવ્યો.



# દસ

તહસીલની ગિરફતારીએ માનસિંહના દિમાગને સળગાવી મૂક્યું, પણ દિલને ભાંગી નાખ્યું. વારંવાર એક વિચાર મનમાં ઘૂમરી લેતો હતો : 'તહસીલ જીવતો કેમ પકડાયો ?' દીકરાના મોત કરતાંય તેના જીવતા પકડવાનો આઘાત બહુ કારમો લાગ્યો માનસિંહને. 'એ લોકો એના પર ત્રાસ ગુજારશે. મારી સામેનું વેર તેના પર વાળશે... તહસીલ ! તેં આ શું કર્યું ? તારી બંદૂકમાં એક ગોળી તો હતી, બેટા !' પણ પછી તે આગળ વિચારી ન શક્યો.

રૂપો, સૂબેદાર અને માનસિંહના મોટા ભાઈ નવાબસિંહ પણ હતાશ થઈ ગયા. માનસિંહે ફરી બંદૂક ઉઠાવી તેથી રૂપો પહેલાં તો રાજી થયેલો. દાઉનો વૈરાગ ઓગળી ગયો, હવે ફરી પહેલાંની જેમ લૂંટફાટ અને કત્તલ કરવા માંડશે... પણ રૂપાએ જોયું કે માનસિંહની માનસિક હાલત કરુણાજનક બનતી જાય છે ત્યારે એને બહુ લાગી આવ્યું : 'દાઉ, આપણે આટલા બધા છીએ. બેએક ખપી જશું, પણ તહસીલને જેલમાં નહીં રહેવા દઈએ.'

માનસિંહ ત્યારે પરાણે ફિક્કું હસ્યો હતો. આવા વિચાર તો પોતે અનેક વાર વાગોળી લીધા હતા. તહસીલને કઈ જેલમાં ક્યાં રાખ્યો છે તે બાતમી પણ મંગાવી લીધી હતી, છતાં રૂપો કહે છે કે એ શક્ય નથી એની એમને ખાતરી થઈ ગઈ : 'મારા દીકરાને છોડાવવા માટે તમારામાંથી કોઈનો ભોગ લેવાનું હું કઈ રીતે વિચારું, રૂપા !' પછી કપાળ પરની કરચલીઓ ચડાવતાં ઉમેર્યું : 'ઈટાવા જેલ પાસેનાં ઝાડ પોલીસે કાપી નાખ્યાં છે એ તો આપણે જાણ્યું. પોલીસે પૂરેપૂરો જાપ્તો રાખશે. જો એ રીતે તહસીલને બચાવી શકાતો હોય તો હું અને સૂબેદાર જઈને જોખમ ખેડત.'

'એટલે તમે મને સૂબેદારથી જુદો ગણો છો, દાઉ ?' રૂપાને ઓછું આવ્યું હોય તેમ પૂછી બેઠો.

'તું સમજ્યો નહીં, રૂપા !' માનસિંહ બહુ ધીરેધીરે કહેતો હતો. તેનો અવાજ પણ જાણે હવે વૃદ્ધ બની ગયો હોય તેમ લાગ્યું : 'મારી પછી આ ટોળીની સરદારીનો ભાર તારા પર આવવાનો છે. માનસિંહ નહિ હોય ત્યારે પણ તું એ નામને ગાજતું રાખીશ એની મને ખાતરી છે. તને હું એવું જોખમ ખેડવા ન દઉં.'

પહેલી વાર માનસિંહે 'હું ન હોઉં તો' એવા બોલ ઉચ્ચાર્યા એથી રૂપાએ આંચકો અનુભવ્યો. શું દાઉને જિંદગીનો મોહ ઊતરી ગયો ? બહારવટાનું ઝનૂન ઓસરી ગયું ? ના-ના ! એમ નહીં થવા દઉં હું...

'દાઉ, તહસીલની ગિરફ્તારીથી પોલીસ ભલે નાચી ઊઠી, પણ એટલાથી એમનું કામ નહીં પૂરું થાય. અદાલતમાં મુકદ્દમો ચલાવવા માટે સાક્ષીઓની તો જરૂર પડશે ને ?' રૂપાએ દાંત ભીંસીને ઉમેર્યું, 'કોની મગદૂર છે, માનસિંહના બેટાની જુબાની આપવાની... એકએકને ખતમ કરશું આપણે.'

બસ, કાળો કેર વર્તાવ્યો માનસિંહ અને તેના સાથીઓએ. પોલીસ ફલાણાને સાક્ષી બનાવવા મનાવે છે એની જાણ થાય એટલી વાર... ત્રાટકી પડતા ડાકુઓ... પોલીસને બીજે દિવસે જાણ થતી કે પેલાની હત્યા થઈ ગઈ, હવે કોઈ બીજો સાક્ષી શોધવો પડશે. બંને પક્ષો જીદે ચડ્યા. પોલીસે તહસીલને ફાંસી અપાવવાની મમત પકડી અને માનસિંહ તેમની એ મુરાદને મસળી નાખવાના નિર્ધાર સાથે કતલો કરવા મંડી પડ્યો – એક, બે, ત્રણ, ચાર, પાંચ... પછી તો આંગળીના વેઢા ઓછા પડે એટલી હત્યાઓની હોળી ખેલાઈ.

માનસિંહ વારંવાર કહેતો : 'બાપની હયાતીમાં બેટો ફાંસીએ ચડે – માનસિંહનો બેટો ફાંસીએ ચડે ?' જાણે હમણાં રડી પડશે એવો અવાજ થઈ જતો : 'હું લાખો રૂપિયા વેરવા તૈયાર છું એને બચાવી લેવા માટે... પોલીસ એકના જાન પાછળ પડી છે તેની સામે મારે કેટલાના જાન લેવા પડે છે !'

પોલીસ ઉપાધિમાં આવી ચડી. રોજરોજ માનસિંહે કરેલી હત્યાથી પ્રજા કમકમાટી અનુભવતી. સત્તાસ્થાને બેઠેલાઓ ખફા થઈ ગયા : 'માનસિંહ શું અમરપટ્ટો લખાવીને આવ્યો છે કે આટઆટલી પોલીસ તેને ખતમ કરી શકતી નથી ?' માનસિંહને ફસાવવા માટે જાતજાતની યુક્તિઓ અજમાવાવા લાગી. ગામેગામ એવા માણસો ગોતી કાઢવામાં આવ્યા જે કપટ કરીને માનસિંહને ફસાવી શકે.

ઠાકુર માનસિંહનો જુસ્સો ટકાવી રાખવા માટે રૂપો એમને બીજાના ઝઘડામાં વચ્ચે નાખતો. દાઉ જે ન્યાય તોળે તેને બંને પક્ષ માથે ચડાવતા એ શિરસ્તો તેણે ચાલુ જ રહેવા દીધો. ગામના ઝઘડા માટે કોર્ટમાં જવાની જરૂર નથી, રાજા માનસિંહ ફેંસલો આપે એટલે તડફડ થઈ જાય. ધમ્મનસિંહના મૃત્યુ પછી માનસિંહે એ બોજો હળવો કરી નાખ્યો. એ કહેતો : 'રૂપા, પારકી પંચાતમાં હવે રસ નથી પડતો. એટલો વખત દુર્ગામાતાની પૂજામાં જાય તો મનને શાંતિ મળે.'

તહસીલની ગિરફતારી પછી મન વધુ અશાંત બન્યું. ઉપરાંત દીકરાને ફાંસી ન થાય એ માટે પણ દેવીને રીઝવવાના પ્રયાસ માનસિંહે આદરી દીધા હતા. હા, કોઈ બાતમી આપતું કે

તહસીલની વિરુદ્ધ ફલાણો જુબાની આપવાનો છે ત્યારે તેનું લોહી ધગી જતું, આંખો લાલ બનતી અને બુઢાપો જાણે વીસરાઈ જતો.

રૂપાએ એક દિવસ કહ્યું : 'દાઉ, મારા પેલા રિશ્તેદારના ગામેથી ચારપાંચ વાર કહેણ આવી ગયાં, તમે વચ્ચે નહીં પડો ત્યાં સુધી એમનો ઝઘડો મટશે નહીં. એક રાતનું તો કામ છે. એ લોકો કહે છે : ઠાકુર, જે કહે તે અમને મંજૂર છે. એ કોઈને અન્યાય નહીં કરે.'

ત્રણચાર વાર તો માનસિંહે ટાળી દીધું, પણ આ વખતે રૂપાએ જીદ પકડી. ત્યારે રૂપાને પણ કલ્પના ક્યાંથી હોય કે માનસિંહની બીજી ઘાત તેને એ માટે દબાણ કરાવે છે. આ વખતે માનસિંહ જમણા હાથ જેવા રૂપાને ના ન પાડી શક્યો.

'ભલે, એ ગામે આપણને ભારે સાથ આપ્યો છે. ત્યાંથી એક પણ શખ્સ તહસીલની વિરુદ્ધમાં સાક્ષી આપવા તૈયાર થયો નથી. એટલા ખાતર પણ હું આવીશ. આપણે સાંજકના પહોંચી જઈશું અને સવારે પાછા ફરી જઈશું.'

રૂપાના રિશ્તેદારના એ ગામમાં બે પક્ષો વચ્ચેના ઝઘડાની પતાવટ કરવા માટે માનસિંહ તેની ટોળી સાથે રાત રોકાયો હતો. સવારે ગામ છોડતાં પહેલાં રૂપાનો સગો રામદયાલ હાથ જોડતો સામે ઊભો રહ્યો : 'રૂપા પંડિત, તું ઠાકુરને મારા આંગણે લઈ આવ. આ ગરીબ બ્રાહ્મણનું દળદર ફીટી જશે. આખી જિંદગી પોરસ કરશું : રાજા માનસિંહનાં પગલાં અમારા ઉંબરે થયાં હતાં.'

રૂપાએ માનસિંહ સામે જોયું. માનસિંહે કહ્યું, 'તારો સગો છે. નહીં આવું તો કહેશે, માનસિંહે બ્રાહ્મણને ઘેર આવવાની ના કહી. ચાલ, એક આંટો મારી આવીએ, ઊભાઊભા પાછા ફરી જઈશું.'

'ધન ભાગ્ય, મારા બાપલા !' રામદયાલ હરખાતો આગળ થયો : 'તમને વધુ વાર નહીં રોકું. કેસરિયાં દૂધ કરી રાખ્યાં છે તે પિવાય ત્યાં લગી જ...'

ચારપાંચ જણા જ ગયા હતા. મહેમાનો માટે અગાઉથી જ ઓસરીમાં રજાઈ બિછાવેલા ખાટલા ઢળાઈ ગયા હતા. યજમાન દૂધના વાટકા લેવા અંદર ગયો ત્યારે માનસિંહે રૂપાને પૂછ્યું : 'આ તારો બહુ નજીકનો સગો થાય છે ?' ખબર નહિ તેણે આવો સવાલ કેમ પૂછ્યો. રૂપાને પણ એમાં કોઈ સંકેત લાગ્યો : 'દાઉ, એવું છે ને, ડાકુ તરીકે બદનામ થયા પછી ઘણાં સગાંવહાલાં ફૂટી નીકળ્યા છે. પોલીસ પૂછવા આવે તો કહેશે, અમારે ડાકુ સાથે કોઈ સગપણ નથી, હોય તો અમે એ નિભાવ્યું નથી; પણ કોઈની સાથે લડાઈ-ટંટો થાય ત્યારે ગળું ફાડીને પોકારતા કહે છે : ખબરદાર મારી સામે પડ્યા છો તો ! ફલાણો ડાકુ મારો રિશ્તેદાર થાય છે. તેને એક ઇશારો કરું એટલી જ વાર, તારું ધનોતપનોત નીકળી જશે !'

રૂપો મજાકમાં આમ કહી રહ્યો હતો, પણ માનસિંહને હસવું ન આવ્યું. રામદયાલ મહેમાનો માટે દૂધના મોટા વાટકા ભરીને લઈ આવ્યો અને પોતાને હાથે જ દરેકને આપવા લાગ્યો. સૌથી પહેલાં માનસિંહના હાથમાં કટોરો મૂક્યો. તેના હાથ કાંપતા હતા એ માનસિંહે જોયું એટલે રામદયાલ હસ્યો : 'ઠાકુર, મારો તો હરખ સમાતો નથી, તમે મારે આંગણે પધાર્યા...'

માનસિંહ અને રૂપાની નજર ટકરાઈ. કંઈક સંતલસ થઈ. 'લ્યો, બાપલા, દૂધ પીઓ.' એમ રામદયાલ કહે છે ત્યારે રૂપો તેના ચહેરા પરના હાવભાવનું બારીક અવલોકન કરતો હોય છે : 'પણ, દયાલજી, અમે કોઈના મહેમાન થઈએ ત્યારે યજમાન વિના એકલા કાંઈ ખાતા-પીતા નથી.'

'ભલે, તમે રાજી થતા હો તો, હુંય સાથ આપીશ.' કહી રામદયાલે હાંક મારી : 'છોકરા મારા માટે પણ એક કટોરો દૂધ લઈ આવજે ને.'

થોડી વારે આઠ વરસનો છોકરો દૂધનો વાટકો લઈ આવ્યો. તેને આવતાં વાર થઈ ત્યાં લગી રામદયાલ બહુ બેચેન રહ્યો તે રૂપાના ધ્યાન બહાર કેમ જાય ? કટોરો બંને હાથમાં રાખી રામદયાલે કહ્યું : 'લ્યો આ હુંય તમારી સાથે...' કહી વાટકો મોં તરફ ઊંચકવા જાય છે ત્યાં રૂપાએ રોક્યો : 'દયાલજી આ શું ? મહેમાન કરતાં તમારો કટોરો વધુ ભરેલો દેખાય છે.' મજાકના ઢંગમાં એ બોલ્યો હતો : 'પરોણાગતમાં એટલી કચાશ ગણાય. આપણા બ્રાહ્મણની આબરૂ જાય. તમારો કટોરો દાઉને આપી દો અને દાઉનો તમે લઈ લો.'

તેના છેલ્લા વાક્યમાં ન ઇચ્છવા છતાં સખતાઈ આવી ગઈ હતી. રામદયાલ ચકરી ખાઈ ગયો હોય તેમ આંખો ફાડીને રૂપા સામે અને માનસિંહના હાથમાં રહેલા દૂધના કટોરા સામે ડોક ઘુમાવવા લાગ્યો. માનસિંહે પોતાના હાથમાં રહેલો કટોરો તેના તરફ લંબાવ્યો. તેની નજર લાલાશ પકડી રહી હતી એ રામદયાલ જોઈ ગયો. ઠાકુરની સામે જોયા વિના જ તેણે હાથ લંબાવ્યો. આંગળાંની ધ્રુજારી છુપાવવાની કોશિશ સાથે તેણે દૂધનો કટોરો પકડ્યો. એ પળ-બે-પળ બધાના શ્વાસ ઘૂંટાયા. નજરો ચકળવકળ ફરતી રહી અને ત્યાં જ રામદયાલના ધ્રૂજતા હાથમાંથી દૂધનો કટોરો વછકી ગયો : 'અરે રામ ! આ શું થઈ ગયું...' તેના કપાળેથી પસીનો દડવા માંડ્યો. માનસિંહ અને રૂપાની ધારદાર નજર ખમી શકતો ન હોય તેમ તે ઊભો થઈને સામે ઉઘાડી ખડકીમાંથી છટકી જવા આગળ વધ્યો.

'ખબરદાર !' રૂપાએ ત્રાડ નાખીને બંદૂક તાણી : તેં બ્રાહ્મણની મહેમાનગતિને લજવી, રામદયાલ !' છતાંયે તે દોડવા લાગ્યો ત્યારે રૂપાનાં જડબાં ભીંસાયાં અને બંદૂકનો ઘોડો દબાયો : ધડાક કરતો રામદયાલ ઊથલી પડ્યો. ખડકીના ઉંબરે તેનો દેહ તરફડીને જડવત્ બની ગયો. માથું ડેલીની બહાર અને પગ ઉંબરાની અંદર એવી હાલતમાં તેની લાશને રાખીને ડાકુઓ બહાર નીકળી ગયા.

'જરાક ખમી જાઓ, દાઉ !' કહી કંઈક યાદ આવ્યું હોય તેમ રૂપો ખડકીમાં જઈ દૂધનો કટોરો બહાર લઈ આવ્યો. શેરીના એક કૂતરાના મોં પાસે દૂધ ધરી દીધું. તે પી ગયો છતાં તેને કંઈ અસર થતી ન દેખાઈ ત્યારે રૂપાએ કહ્યું : 'દાઉ, ખાલી તમારા જ કટોરામાં ઝેર ભેળવ્યું હતું.'

માનસિંહે નિસાસો નાખ્યો : 'ચાલો, એક ઘાત બાકી હતી એય ગઈ ગતાબોળ...' પછી કરડાકીથી ઉમેર્યું : 'પોલીસવાળા કુત્તાઓ તાકાત અજમાવીને થાક્યા એટલે હવે આવા હિચકારા દાવ ખેલે છે !'

'દાઉ, આપણે જલદી અહીંથી નીકળી જઈએ.' રૂપો ચેત્યો : 'કદાચ પોલીસને બાતમી મળી હશે કે આપણે આ ગામમાં રાતવાસો કર્યો છે.'

ડાકુઓ ઝડપભેર ગામ છોડી ગયા. પાદરે બીજા સાથીઓ રાહ જોતા ઊભા હતા તેમને માનસિંહે પૂછ્યું : 'અહીં પોલીસ કુત્તાઓની કોઈ હિલચાલ તમે જોઈ નથી ને ?' નકારમાં જવાબ મળ્યો ત્યારે માનસિંહે કહ્યું : 'ચાલો, આપણે ભાગી છૂટીએ.'

'ઠાકુર ! આપણે આટલા બધા છીએ પછી પોલીસનો ભય શાનો ?' જગન્નાથે દલીલ કરી : 'પોલીસનો સામનો કરવાની મજા આવશે.'

માનસિંહે તેની સામે કરડાકીથી આંખો કાઢી : 'ભારે શૂરાતન ચડી આવ્યું તને !' પછી ગુસ્સા સાથે કહ્યું : 'ચાલ, પગ ઉપાડવા માંડ.' છતાં જગન્નાથ બધાની પાછળ રહી ગયો.

ઘાંટી ગામ વટાવ્યું ત્યારે સૂરજ માથે આવ્યો હતો. માનસિંહે થોડો પોરો ખાવાનું વિચાર્યું. ઝાડ નીચે પડાવ નાખ્યો. ગામમાંથી બે સાથીદારો ખાવાનું લઈ આવ્યા. એ ખાઈપીને બધા છાયામાં આડા પડ્યા.

પોલીસ-પલટન માનસિંહની શોધમાં ગામેગામ રખડતી ફરતી હતી. રામદયાલના ગામમાં પહોંચ્યા ત્યાં ખબર પડી કે રામદયાલને ઠાર કરી માનસિંહ ટોળી સાથે પલાયન થઈ ગયો છે. પલટન કમાન્ડરે પોલીસોને હુકમ કર્યો : 'ઝડપ કરો ! એઓ બહુ આઘેરા નહીં ગયા હોય.'

બે રસ્તા ફંટાતા હતા ત્યાં કમાન્ડરને થોડી વાર થોભવું પડ્યું. કઈ તરફ આગળ વધવું એની વિમાસણ થઈ. એક પોલીસે ધ્યાન દોર્યું : 'આ તરફ કેટલાંક પગલાં દેખાય છે.' પણ પગલાં તો થોડે આગળ અટકી જતાં હતાં. પથરાળી જમીન પર બીજી કોઈ નિશાની શોધવા માટે તેણે ફાંફાં માર્યાં. અચાનક એમની આંખો ચમકી ઊઠી : 'મગફળીનાં ફોતરાંની એંધાણી પર આગળ વધો.'

કમાન્ડર સમજી ગયો કે જગન્નાથે જાણી-કરીને તેમને માટે આ સગડ રાખ્યા છે. ફોતરાંની એંધાણીએ પોલીસ-પલટન ઘાંટી ગામ સુધી પહોંચી, પણ ગામમાંથી કોઈએ 'ડાકુઓ અહીંથી પસાર થયા'ની વાતને ટેકો આપ્યો નહીં ત્યારે કમાન્ડર હતાશ થઈ ગયા. મહેનત નકામી ગઈ તેનો અફસોસ કરતા પાદરે ઊભા હતા. હવે પાછા ફરી જવું એવો ઇરાદો પણ કરી લીધો. ત્યાં સામેથી આઠદસ વરસનો એક છોકરો આવતો કળાયો. આદતના જોરે તેઓ પૂછી બેઠા : 'અલ્યા છોકરા ! તેં ડાકુઓને એ તરફ દીઠા ?'

કમાન્ડરની આ મૂર્ખાઈ પર પોલીસો મૂછમાં હસ્યા હતા. આવડા નાના છોકરાને પૂછીને એમને શું બાતમી મળવાની હતી ? ડૂબતો માણસ તરણું પકડે એવું બાલિશ પગલું હતું એ...

પણ પેલો છોકરો 'પોલીસસાહેબ'ની સખતાઈભરી પૃચ્છાથી હેબતાયો હોય કે તેમની રિવૉલ્વરથી ગભરાયો હોય – ગમે તેમ તેણે ભયભીત નજરે પોતે જે રસ્તેથી આવ્યો હતો ત્યાં આંગળી ચીંધી. કમાન્ડરે ઉત્સાહથી પૂછ્યું : 'તેં એમને ત્યાં જોયા ?'

ઉપરાઉપરી ઝટકા આપીને બે-ત્રણ વાર હકારમાં ડોક નમાવી છોકરો જાણે ભૂત જોયું હોય એવા ભય સાથે ત્યાંથી નાઠો. તેના માથાની ચોટલી હવામાં ફરફરતી જોઈને કેટલાક પોલીસો મોટેથી હસી પડ્યા, પણ કમાન્ડરને આવી કટોકટીની ઘડીએ તેમનું હસવું ન રુચ્યું : 'હરામખોરો, અત્યારે તમને તમાશો જોવાનું સૂઝે છે ! તમારા કાકાઓ (ડાકુઓ) હિલચાલ સાંભળીને છટકી જશે.'

ત્યારે પણ પોલીસોને સાહેબની એ સાવચેતી મૂર્ખાઈભરી ભાસી હતી : આવડા છોકરાને ડાકુઓની શું ગતાગમ હોય ? સાહેબને તો પંદર હજારના ઇનામનું ઘેલું લાગ્યું છે.

'જમીનસરસા આગળ વધો.' કમાન્ડરે હુકમ આપ્યો ત્યારે બધાએ તેનો અમલ કરવો પડ્યો, પણ મનમાં તો એમને ખીજ ચડી હતી : નકામા આપણી પાસે પેટ-ઘસરણી કરાવે છે... અને એ પણ ભૂખ્યા પેટે !

કમાન્ડર મક્કમ હતા. જગન્નાથને ફોડ્યાની જાણ પોલીસોને નહોતી એટલે તેઓ ભલે સુસ્ત રહે, પણ પોતે આ તક જતી કરવા માગતા નહોતા. લપાતા-છુપાતા બધા આગળ વધ્યા. સાઠ-સિત્તેર ગજના ફાંસલે ઝાડ નીચે વીસેક માણસોનો પડાવ જોયો. જોતાં જ કમાન્ડર ઉત્તેજનાથી હચમચી ઊઠ્યા. મહામહેનતે તેમણે અવાજ પર કાબૂ મેળવ્યો. અત્યંત હળવેકથી પોલીસોને કહ્યું : 'સબૂર ! જરાય અવાજ ન થવો જોઈએ. નિશાન લઈને બધા મારી સાથે જ ફાયર કરજો.'

બપોરનો સૂનકાર ધ્રૂજી ઊઠ્યો. ધડાધડ ગોળીઓ વરસવા માંડી. માનસિંહ, રૂપો, સૂબેદાર, લાખન અને ચમાર - બધાય ભડક્યા. સફાળા ઊભા થઈને હથિયારો સમાલી લીધાં. કમાન્ડરના અણધાર્યા હુમલાએ બે સાથીઓને ઉથલાવી મૂક્યા હતા. માનસિંહે ત્રાડ નાખી : 'કુત્તાઓને એક તસુ પણ આગળ વધવા નહીં દેતા !'

ધિંગાણું મચી ગયું. પેલો જગન્નાથ મલકાતો હતો. તે આવા લાગની જ રાહ જોતો હતો. તેણે દેખાવ ખાતર બંદૂક ચલાવી અને પોલીસના ગોળીબારની હડફેટે ન આવી જવાય તેની સાવચેતી રાખી બધાની પાછળ રહ્યો.

ડાકુઓ ઊંચાઈ પર હતા એટલે પોલીસના નિશાનનો ભોગ સહેલાઈથી બનતા હતા. જોતજોતાંમાં માનસિંહના પાંચ સાથીઓની લાશ ઢળી પડી. હવે માનસિંહ માટે નાસી છૂટવાનું પણ કઠિન બન્યું હતું. સાથીઓની લાશને ઢસડતા જવાનું હતું. પોલીસના હાથમાં કોઈની લાશ ન જવી જોઈએ એવો નિયમ તેણે રાખ્યો હતો. હવે તેમને બેવડી કામગીરી બજાવવાની હતી - પોલીસનો સામનો કરવાનો અને સાથીદારોની લાશને ખસેડતા પાછળ હઠતા જવાનું.

જગન્નાથને ખાતરી થઈ ગઈ કે માનસિંહ હવે બરાબર ફસયો છે. આવેશમાં તે બંદૂકના આંધળિયા બાર કરતો હતો. અચાનક એને ખ્યાલ આવ્યો કે પોતાનો કારતૂસનો જથ્થો ખૂટી ગયો છે. હવે શું કરવું ? તેણે વિચારી રાખ્યું હતું કે કટોકટીની ઘડીએ તે માનસિંહ કે રૂપાને ઠાર કરશે. અત્યારે એ મોકો હતો. પોતે પાછળની બાજુએ હતો એટલે કોઈને ગોળી વાગે તો બીજા બધાને ખબર પડી જાય. ગોળી પોલીસ તરફથી નથી આવી અને પોતે ઠાર થઈ જાય. અત્યાર સુધી તે અનુકૂળ મોકાની રાહ જોતો પોલીસ તરફ બંદૂક ચલાવ્યા કરતો હતો, પણ

હવે કારતૂસ ખતમ થઈ ગઈ. કદાચ એવો મોકો મળે તોય પોતે કંઈ કરી શકવાનો નહોતો. તેને બદલે જાન બચાવવા માટે આ અંધાધૂંધીનો લાભ લઈ છટકી જવું બહેતર હતું. માનસિંહને પોલીસના અણધાર્યા છાપા માટે શંકા જવાની. હમણાંહમણાં તે એની સામે શંકાશીલ નજરે જોતો હતો. હવે તેને ખાતરી થઈ જવાની. પોતે આ બધું જોખમ ખેડ્યું જિંદગી માણવા માટે અને જો જીવતો જ ન રહ્યો તો શા કામનું ?

રૂપાએ લાખનના કાનમાં ફૂંક મારી : 'તું જમણી તરફથી નીચે ઊતરી પોલીસ પર ગોળી વરસાવ. હું ડાબી બાજુએ જઉં છું.'

આ ચાલ કામિયાબ નીવડી. પોલીસ હેબતાયા. બેત્રણ ઘવાયેલા સાથીઓને જોઈ એમની હિંમત ઓગળવા લાગી. કમાન્ડરે હાકલો કરવા માંડી : 'ભલે જાન જાય, પણ કોઈ પીછેહઠ ન કરશો !'

છતાં પાણી ચડાવવાની એમની નેમ બર ન આવી. પોલીસ ધીમેધીમે પાછળ હઠવા લાગી. અને માનસિંહ તથા સૂબેદારે ઉપરથી બેસુમાર જોર અજમાવ્યું ત્યારે કમાન્ડરનો જુસ્સો પણ ઓસરવા લાગ્યો : 'પંદર હજારની લાલચમાં ક્યાંક જાન ગુમાવીશ. બૈરી વિધવા થશે. છોકરાં રખડી પડશે...' બંદૂકના આટલા બધા ધડાકા થતા હતા છતાં કોઈ મદદ આવી નહીં એ પણ એમને વસમું લાગ્યું.

પોલીસો પાછળ હટતા ગયા તેમ ડાકુઓએ ઉગ્રપણે હુમલો કરવા માંડ્યો. હથિયાર કરતાંય લડનારના મનની ખુમારી લડાઈ જીતવામાં મહત્ત્વનો ફાળો ભજવે છે. ડાકુઓ જાન પર ખેલી રહ્યા હતા, જ્યારે પોલીસો જાન બચાવીને ધિંગાણું ખેલતા હતા. બસ, આ તફાવત માનસિંહને ફળ્યો. સાથીઓની લાશ ઊંચકીને ધીમેધીમે ડાકુઓ ચંબલમાં સરકી ગયા.

કમાન્ડરે થોડી વાર એમનો પીછો કર્યો, પણ એ તો દેખાવ કરવા કે અમે ડાકુઓને ભગાડી મૂક્યા. ખરી રીતે પોતે હાંફી ગયા હતા, હારી ગયા હતા, પોલીસનો જુસ્સો ટકાવી શક્યા નહોતા.

ડાકુઓના પડાવવાળા સ્થળે જઈને જોયું તો એમની ઘણી સામગ્રી વેરવિખેર પડી હતી. ઠેરઠેર લોહીનાં ધાબાં હતાં. થોડી વાર પહેલાં લેવાયેલા ખાણાનો એઠવાડ, પાણીની મશકો અને બીજી સામગ્રી તેમના હાથમાં આવી. તેમાં એક કિંમતી ઘડિયાળ પણ હતી – પાછળથી જાણ થઈ કે એ ઘડિયાળ રૂપાની હતી.

આસમાન જ્યારે ગુલાબી રંગ પકડી રહ્યું હતું ત્યારે ચંબલની કોતરોમાં પાંચ ચિતાઓ ભડભડ બળતી હતી. માનસિંહ અને સાથીઓ સળગતી ચિતા સામે શોકમગ્ન ચહેરે બેઠા હતા. રૂપાને અફસોસ થતો હતો – પોતે દાઉને આગ્રહ કરીને એ ગામના ઝઘડાની પતાવટ માટે ખેંચી લાવ્યો, સવારે તેના રિશ્તેદારને ત્યાં દૂધ ઢોળાયું અને પછી આ ધિંગાણામાં પાંચ સાથીઓ ઢળી પડ્યા... આ બધું પોતાને વાંકે થયું એનો સંતાપ થતો હતો તેને.

એકાએક લાખને ધ્યાન ખેંચ્યું : 'આપણો એક સાથી ઓછો કેમ છે ?' દરેક તરફ નજર નાખીને લાખને ઉમેર્યું : 'પેલો જગન્નાથ કેમ દેખાતો નથી ?'

'એ ઘવાયો તો નહોતો ને ?' માનસિંહ ઊંડા વિચારમાં પડી ગયો.

'ના રે ના ! એ કારતૂસ ખૂટી ગઈ હતી એમ કહીને તે પાછળ ભરાઈ ગયેલો.'

'તો એ ગયો ક્યાં ?' આ સવાલ ભીંસાયેલા દાંત વચ્ચેથી પુછાયો હતો. માનસિંહની આંખો સળગતી ચિતાનો રંગ પકડવા લાગી : 'મને એનાં લક્ષણ સારાં નહોતાં દેખાતાં.'

'ત્યારે તો મારા મનની શંકા પાકી થઈ.' રૂપો હવે બોલ્યો : 'ઘવાયેલા તહસીલદારને પોલીસે ઘેરી લીધો ત્યારે જ મને વહેમ પડ્યો હતો. અત્યારે આપણી પાછળપાછળ પોલીસ આવી એથી ખાતરી થઈ કે નક્કી આપણામાંથી જ કોઈક ફૂટ્યું છે.'

'તો શું ધિંગાણાની ધમાલનો લાભ લઈને એ છટકી ગયો ?' લાખન બબડ્યો.

'છટકીને એ જશે ક્યાં ?' માનસિંહનો ચહેરો લાલચોળ થવા માંડ્યો : 'મારા તહસીલની ગિરફતારી અને આ પાંચ સાથીઓના મોતના બદલાની તેણે બહુ ભારે કિંમત ચૂકવી પડશે, રૂપા !'

જગન્નાથની તલાશ માટે બાતમીદારોને દોડાવ્યા. ક્યાંય પત્તો ન લાગ્યો. ઘણા દિવસે ખબર મળ્યા કે તેણે પોલીસનો આશરો લીધો છે. રૂપો આ ગદ્દારી જીરવી ન શક્યો, 'દાઉ ! હું પ્રતિજ્ઞા કરું છું કે ગમે ત્યાંથી એને જીવતો પકડીને ભૂંડા હાલે મોતને હવાલે કરીશ !'

થોડી વાર કોઈ કાંઈ ન બોલ્યું. લાખનસિંહના દિમાગમાં એક બીજો વિચાર ઘૂમરી લેતો હતો. રૂપો જેમ માનસિંહનો જમણો હાથ હતો, તેમ થોડા વખતમાં લાખન માનસિંહનો ડાબો હાથ બની ગયો હતો. કોઈ-કોઈ વાર રૂપા અને લાખન વચ્ચે મતભેદની ચકમક ઝરી જતી, પણ બંને માનસિંહની આમન્યા રાખતા. લાખને તેનો મનસૂબો વ્યક્ત કર્યો : 'ઠાકુર, તહસીલદારને ગિરફતાર કરનાર પોલીસ-ઉપરી કેમ આપણી નજરમાંથી છટકી ગયો ? રામગોપાલ સરકારની શાબાશી મેળવીને પોરસ કરતો ફરે છે કે માનસિંહના દીકરાને મેં જીવતો પકડ્યો છે !'

'તો એને પહેલાં ઠેકાણે લાવીએ.' માનસિંહ એટલું જ બોલ્યો અને લાખને યોજના ઘડવા માંડી. રામગોપાલની બદલી મથુરા જિલ્લાના ભદીરા ગામે થઈ હતી એ બાતમી મેળવ્યા પછી તેણે કહ્યું : 'ઠાકુર, આપણે પોલીસચોકીમાંથી તેને ઉઠાવી લાવીએ.'

*

સવારના અગિયાર-બારનો સમય હશે. ભદીરા ગામમાં એક લૉરી દાખલ થઈ. ખાખી વરદીમાં આટલા બધા બંદૂકધારીઓને જોઈ, ગામલોકો ગભરાટમાં ગુસપુસ કરવા લાગ્યા : 'આ તરફ ડાકુઓ આવ્યા લાગે છે. પોલીસ તેનો પીછો કરવા આવી છે.'

પોલીસચોકીએ લૉરી ઊભી રહી એટલે તેમાંથી એકીસાથે બધા કૂદી પડ્યા. ભદીરાના પોલીસ-ઉપરીએ તેની કચેરીની ઑફિસમાંથી ટુકડીને જોઈ એટલે તે સમજ્યો કે કોઈ મોટા સાહેબ

'રાઉન્ડ' પર નીકળ્યા છે. તે કપડાં ઠીકઠાક કરી ઊભો થઈને બહાર આવતો હતો ત્યાં એક પડછંદ માણસે આવીને પૂછ્યું : 'રામગોપાલ તું જ કે ?'

'હા, સાહેબ !' કહીને એ સલામ ભરવા જતો હતો, પણ તેને આ નવા ઉપરીની ઓળખાણ પડી નહીં. ત્યાં સામેથી તેના જડબા પર એક મુક્કો પડ્યો : 'માનસિંહના બેટાને ગિરફ્તાર તેં કર્યો ?'

પેલો બે ડગલાં દૂર જઈ પડ્યો. જડબું પંપાળતો મારનારની સામે આંખો ફાડીને ઓળખવા મથતો હતો ત્યાં સંભળાયું : 'હું દીકરાનો બદલો લેવા આવ્યો છું !'

'કો...ણ-' તેની જીભને લકવો લાગ્યો હોય તેમ તે માંડમાંડ એટલું જ બોલી શક્યો : 'મા...ન...સિંહ !'

'હા, માનસિંહ ! તારો કાળ !'

પોલીસના વેશમાં આવેલા ડાકુઓએ ચોકીને ઘેરી લીધી હતી. ચારછ પોલીસો ફરજ પર હતા તેમનાં હથિયાર ઝૂંટવી લઈ બંદૂકની અણીએ તેમને તાબે કરી લીધા. ચોકીના લૉકઅપ-રૂમ પર નજર પડતાં રૂપાને એક મજાક સૂઝી : 'આ સાલાઓને પણ અંદર પૂરી દો.'

અંદર પુરાયેલા પાંચછ ચોરને આ કૌતુક જોવાની મજા પડી. 'રાજા માનસિંહ ! અમને આમાંથી છોડાવો ને !' એક જણે આજીજી કરી. રૂપાને એ ગમ્યું. પોલીસને તેમણે અંદર ધકેલ્યો અને ચોરને બહાર કાઢ્યા. છતાં એકબે ડરપોક જેવા ચીભડાચોર અંદર જતા રહ્યા : 'બાપલા, થોડો વખત જેલની હવા ખાશું તો તબિયત સારી થશે. બહાર જઈને પણ ભૂખે જ મરવાનું છે ને ?'

પોલીસ-ઉપરી રામગોપાલ તો બેભાન થઈને બારણામાં જ પડ્યો હતો. માનસિંહે એક પાટુ મારીને ખાતરી કરી જોઈ કે ઢોંગ તો નથી કરતો ને ! પછી રૂપા-લાખનને કહ્યું : 'સાલાને લઈ લો સાથે... અને રિબાવીરિબાવીને મારશું.'

લાખન અને રૂપાએ રામગોપાલનો એકએક હાથ પકડી તેને ઢસરડ્યો : 'બેવકૂફ, સરકારના રોટલા ખાઈને વજનદાર થઈ ગયો છે !' રૂપાએ ખીજ કાઢી. માનસિંહે પડખામાં બીજી પાટુ મારી : 'એની ખાલ ઉતારી નાખવી છે આજે !'

ખરા બપોરે ગામથી થોડે છેટે રામગોપાલને લાખને રિબાવીરિબાવીને માર્યો ત્યારે તેની મરણચીસો ગામલોકોનાં હૈયાં ચીરી ગઈ હતી.

રામગોપાલે ઘણી કાકલૂદી કરી : 'હું તો તહસીલને તમને સોંપી દેવા માગતો હતો. સરકારના ઇનામ કરતાં તમે મને વધુ બક્ષિસ આપત, પણ મારો બીજો ઉપરી આવી પહોંચ્યો. મારું ન ચાલ્યું.'

'હવે લાળા ચાવવા રહેવા દે.' લાખને ક્રૂરપણે તેની બંને આંખો ફોડી નાંખી : 'ગામમાં તું પોરસ કરતો ફરતો હતો કે મેં માનસિંહના બેટાને ગિરફ્તાર કર્યો !' કહીને તેની જીભ વાઢી નાખી.

લાશના ટુકડેટુકડા કરીને બધા પાછા ફરતા હતા ત્યાં રસ્તામાં ખબર મળ્યા : 'તહસીલદારને અદાલતે ફાંસીની સજા ફરમાવી છે.'

માનસિંહનું દિલ મૂર્છા ખાઈ ગયું : 'મારી હયાતીમાં મારો બેટો ફાંસીએ ચડશે ?'

'દાઉ ! હજુ તો આ પહેલી કોરટનો ચુકાદો છે. રૂપાએ દિલાસો આપ્યો : 'આપણે મોટા વકીલો રોકીને ઉપલી કોરટમાં લડશું. તહસીલના હાથની રેખામાં આવરદા ઘણી લાંબી છે, દાઉ !'

રૂપાનું એ આશ્વાસન માનસિંહને લુખ્ખું લાગ્યું : 'નહીં, રૂપા ! હવે તારા જ્યોતિષ પરથી મારી શ્રદ્ધા ડરી ગઈ છે.'

રૂપો સમસમી ગયો. તહસીલને થયેલી ફાંસીની સજા સામે તેણે કાળો કેર વરતાવવા માંડ્યો. ધાડો, અપહરણો, કતલોથી સરકાર ત્રાહિ પોકારી ગઈ.

અને...

૧૯૫૪ના નવેમ્બરમાં મધ્યભારતના ગૃહપ્રધાન નરસિંહરાવ દીક્ષિતે તાકીદની પત્રકારપરિષદ બોલાવી. તેણે માનસિંહને ખતમ કરવાનું બીડું ઝડપ્યું :

'એક સાલમાં માનસિંહ જીવતો કે મરેલો નહીં પકડાય તો હું મારા હોદ્દાનું રાજીનામું આપી દઈશ.'

પત્રકારો ત્યારે છાનું હસ્યા હતા : 'આવી તો ઘણી આશાઓ અપાઈ ચૂકી છે ભૂતકાળમાં...' છતાં મોટા મથાળે માનસિંહને ખતમ કરવાની ગૃહપ્રધાનની એક સાલની મહેતલના સમાચાર અખબારોમાં ચમક્યા. વાંચીને લોકોએ માની લીધું : પ્રધાનસાહેબ ખુરસી ગુમાવશે.

નરસિંહરાવ દીક્ષિતને પણ બીડું ઝડપ્યા પછી મનમાં ગડમથલ થઈ હશે. પોલીસ અમલદારોને સાબદા કરી તેઓ કાશ્મીરની સફરે ઊપડી ગયા – મજા કરવા નહીં પણ અમરનાથનાં દર્શને. શંકર ભગવાન સામે શિર ઝુકાવીને તેમણે પ્રાર્થના કરી : 'હે ભોલાનાથ ! તારી યાત્રાના ફળરૂપે મારે બીજું કંઈ જ નથી જોઈતું. બસ, માનસિંહને ખતમ કરવાનો મને જશ અપાવ અને લોકોને એની રંજાડમાંથી બચાવ !'

એક સાલની મહેતલના ખબર સાંભળીને માનસિંહ ગુસ્સે ભરાયો નહોતો, તે ફિક્કું હસ્યો હતો. દુર્ગામાને તેની એટલી જ પ્રાર્થના હતી : 'મા, મને મારા જાનની પરવા નથી, પણ મારા બેટાને ફાંસીમાંથી ઉગારી લેજે !'

માનવીના હાથ હેઠા પડે છે ત્યારે આખરે તો તેણે દેવી-દેવતાનું શરણ સ્વીકારવું પડે છે. કોના નસીબમાં શું લખાયું છે એ ખાતરીપૂર્વક કોણ કહી શક્યું છે ?



# અગિયાર

માનસિંહના બેટા તહસીલદારને થયેલી ફાંસીની સજાને હાઈકૉર્ટે બહાલી આપી ત્યારે ભાંગી પડ્યો માનસિંહ : 'નહીં ! નહીં ! મારા બેટાને ફાંસીએ નહીં ચડવા દઉં !' બાપનું દિલ આક્રંદ કરી ઊઠ્યું. ચંબલની કોતરો તેના પડઘાથી ગાજી ઊઠી. રૂપો છળી ઊઠ્યો : દાઉ આ ઘા સહી નહીં શકે. તે છોભીલો પડી ગયો. હવે દિલાસો આપવા જબાન ઊપડતી નહોતી. પોતે ભવિષ્ય ભાખ્યું હતું : તહસીલની આવરદા લાંબી છે, એને આંચ નહીં આવે... દાઉને વારંવાર ખાતરી આપેલી, પણ એ ખોટી ઠરી. હવે કયા મોઢે એ ધરપત આપે !

દીકરાની ફાંસી કાયમ રહી એ ખબરે રુક્મિણીને કાળજે મોટી ચિરાડ પાડી દીધી : 'મારો તહસીલ ! બેટા...' એ રાજપૂતાણીની હૈયાફાટ રાડથી ખેડા-રાઠેરની ગઢીના કાંગરા જાણે હલી ઊઠ્યા : 'કોઈ તો મારા તહસીલને બચાવો...' માતૃત્વ પોકારી ઊઠ્યું. ઘરનાં બાળકો રડતી દાદીમાને વીંટળાઈ વળ્યાં : 'દાદી, તું રડ નહીં ! આપણા બાપુ (માનસિંહ) તહસીલચાચાને છોડાવી લાવશે. પોલીસ તો એનાથી બહુ ડરે છે.'

માસૂમ છોકરાઓના બાલિશ દિલાસાથી રુક્મિણીનું હૈયું વધારે વલોવાયું. તે એમને કેમ સમજાવે કે હવે પોલીસના કબજામાંથી કોઈ તહસીલને નહીં છોડાવી શકે ! પોલીસ એને જમરાજને હવાલે કર્યા વિના નહીં જંપે...

સગાંઓએ આશ્વાસન આપ્યું : 'હજુ એક ઉપાય બાકી છે. સરકારને રહેમ માટે અરજી કરો. ફાંસી માફ કરે, જનમટીપ આપે.'

'સરકારને અરજી ?' રુક્મિણીની આંખો લાલ થઈ : 'રહેમ માટે આજીજી ?' રાજપૂતાણીનું લોહી ઊકળી ઊઠ્યું : 'મારા ધણીના દુશ્મન સામે હું હાથ જોડું ? એમની લાચારી કરું ?'

પણ માના દિલે રાજપૂતાણીના મિજાજને ઠપકો આપ્યો : 'બેટાનો જીવ બચાવવા મા એટલી પણ કુરબાની નહીં આપે ? ભલે જેલમાં પણ દીકરો જીવતો હશે તો તને જીવવાનો સહારો મળી રહેશે. તેં એક પછી એક બેટાઓને બાપને રસ્તે વળાવ્યા. કોને ખબર, એમાંથી કોઈ તને જીવતા પાછા મળશે કે ?'

રુક્મિણીએ આંસુ લૂછી નાખ્યાં : 'તહસીલને ખાતર હું માથું ઝુકાવીશ, સરકારને હાથ જોડીશ. બેટા તહસીલ, તારી કુમળી ડોકમાં ફાંસીનો જાલિમ ગાળિયો ભીંસાય તે હું નહીં સહી શકું, નહીં જીરવી શકું.

...પણ સરકાર મારું સાંભળશે ? એની નજર તો તહસીલના બાપ પર છે. કહેશે કે દીકરાને બચાવવો હોય તો એના બાપને (માનસિંહને) શરણે કરી દે... તો ?'

રુક્મિણીને યાદ આવી ગયો એકાદ વરસ પહેલાંનો એ બનાવ. ત્યારે ભારતના ગૃહપ્રધાન કૈલાશનાથ કાત્જુ તેને મળવા આવ્યા હતા. રુક્મિણી ત્યારે પિયરમાં ઉદીતપુરા હતી. પોલીસની જીપો અને પ્રધાનની મોટરો ધૂળ ઉડાડતી ઘર પાસે ઊભી રહી. પોલીસની રંજાડથી બચવા માટે તો એ ખેડા-રાઠોરની ગઢી છોડીને ઉદીતપુરા આવેલી. ત્યાં અહીં પણ તેઓ આવ્યા. રુક્મિણીને ફાળ પડી : કંઈ બન્યું હશે ? મધ્યભારતના ગૃહપ્રધાન મનોરસિંહ મહેતાએ ઓળખાણ કરાવી : 'કાત્જુસાહેબ આવ્યા છે – ભારતના ગૃહપ્રધાન.'

રુક્મિણી શંકાશીલ નજરે તેમને જોઈ રહી. તેના ભાઈએ સમજાય એ રીતે ઓળખાણ આપી : 'એ પોલીસપ્રધાન છે.'

અને રાજપૂતાણીની આંખોએ કરડાકી ધારણ કરી. એક ઝાટકા સાથે તેણે મોં ફેરવી લીધું. મનોરસિંહને એ ન ગમ્યું. પ્રધાનસાહેબ સામે ચાલીને ઘેર આવે તેમની સાથે આવો વ્યવહાર ? પણ કાત્જુએ ફિક્કું હસીને ધીમેથી કહ્યું : 'આપણે એની લાગણીનો વિચાર કરવો જોઈએ. ગમે તેમ તો હું પોલીસપ્રધાન છું. પોલીસ સામે તેને દ્વેષ હોય એ સમજી શકાય છે.'

રુક્મિણીને કાત્જુસાહેબના શબ્દોએ અચંબામાં નાખી દીધી. મોટા દિલનો માણસ પોતાને આંગણે આવ્યો છે. તેની સાથે રાજપૂતને છાજે એવો વહેવાર કરવો ઘટે, આંગણે આવેલાને આમ તરછોડી ન દેવાય.

ઢાળેલા ખાટલા તરફ ઇશારત કરીને રુક્મિણીએ મહેમાનોને કહ્યું : 'આપ બેસો, હું હમણાં આવી.'

કૈલાસનથ કાત્જુને તેનું આ પરિવર્તન ગમ્યું. પણ રુક્મિણી અંદર કેમ ચાલી ગઈ ? એમનું સ્વાગત કરવા કંઈ લેવા ગઈ હશે ? પણ એ કામ તો ઘરનાં બીજાંઓ સંભાળી રહ્યાં હતાં.

રુક્મિણી કંઈક શોધતી હતી, હાંફળીહાંફળી કબાટ ફેંદતી હતી. ઘણા વખત પહેલાં તેણે એક અરજી કરી રાખેલી. માનસિંહને સરકાર માફ કરી દે તો એ ડાકુગીરી છોડી દે. આપણી

સરકાર સામે એ બહારવટું ખેડવા રાજી નથી. જો સરકાર રાજી હોય તો બાકીની જિંદગી ઘરનાંઓ સાથે શાંતિથી વિતાવે.

આ અરજી તેણે લખાવી ખરી પણ મોકલી નહીં. કદાચ પોતાના ધણીને આવું પગલું નહીં ગમે એવી દહેશત હશે, કદાચ સરકાર આવી અરજી સામે ધ્યાન આપતી નથી એવી પણ શંકા હશે. લખેલી અરજી પડી રહી. આજે કૈલાસનાથ કાત્જુ આંગણે આવ્યા ત્યારે અચાનક તેની યાદ આવી. કદાચ રૂબરૂ તેની અસર પડશે. કોને ખબર, કુદરતે એટલા માટે જ તેમને અહીં મોકલ્યા હશે...

અરજીનો કાગળ લઈને રુક્મિણી મહેમાનો સામે આવી. કાત્જુ જવાની ઉતાવળમાં હતા એટલે ઊભા થઈ ગયેલા. અરજીનો કાગળ રુક્મિણીએ તેમના હાથમાં મૂક્યો અને આશાભરી નજરે ગૃહપ્રધાનના ચહેરા સામે તાકી રહી. ચારપાંચ મિનિટ ખામોશી છવાઈ ગઈ.

બંને પ્રધાનોએ અંદરઅંદર વાત કરી. પછી કાત્જુ બોલ્યા : 'તું તારા ધણીને શરણે થઈ જવા સમજાવ.'

'તો આપ એની સામે કામ નહીં ચલાવો ને ?' કેટલી અધીરાઈથી રુક્મિણી પૂછી બેઠી હતી !

'એ તો કેમ બને ?' કાત્જુનો ચહેરો સખતાઈ ધારણ કરવા લાગ્યો : 'એના જેવા બદનામ ડાકુને સરકાર છોડી નહીં શકે.'

'બદનામ ડાકુ !' રુક્મિણીની ભ્રમરો વંકાઈ. રાજપૂતી મિજાજ રંગ પકડવા લાગ્યો : 'જઈને આખા ઇલાકામાં પૂછી જુઓ ! કોઈ પણ માણસ ઠાકુરને બદનામ તરીકે ઓળખાવે તો હું એમને વિનાશરતે આપની સામે હાજર કરીને સોંપી દઉં !'

'સરકાર માનસિંહને ઓળખે છે. એનાં કુકર્મો પોલીસના ચોપડે ચીતરાયાં છે. એને પસ્તાવો થતો હોય તો શરણે થઈ જાય. સરકાર કાયદેસર થશે એટલું કરશે.' પછી પ્રધાનસાહેબે ધમકી ઉચ્ચારી : 'નહીંતર એ ઝાઝું ખેંચવાનો નથી. બેહાલ મોતે મરશે.'

માનસિંહની ઔરતને આજ પહેલાં આવું કોઈએ સંભળાવ્યું નહોતું. લોકો માનસિંહની વહુ તરીકે એની અદબ રાખતા. કોઈએ માનસિંહનું બૂરું બોલવાની હિંમત નહોતી કરી... ત્યારે આ પ્રધાન મારે ઘેર આવીને મને ધમકાવે છે ! મોતનો ડારો આપે છે ! રુક્મિણીનો ચહેરો ગુસ્સાથી રાતોચોળ થઈ ગયો.

'તમે મોતની ધમકી કોને આપો છો ?' સિંહણની જેમ તે ગર્જી ઊઠી : 'જાઓ, તમારાથી થાય તે કરી લેજો ! મારા ઘરમાં આવીને મારા ઠાકુરનું વાંકું બોલો છો...' તેની આંખોમાં ક્રોધ ફૂંફાડા મારતો હતો. પ્રધાનસાહેબના હાથમાંથી અરજીનો કાગળ ઝૂંટવી લઈ તેમની સામે જ એના ટુકડેટુકડા કરી નાખ્યા. પછી હાંફતી છાતીએ લાંબો હાથ કરી ઉઘાડી ખડકી તરફ આંગળી ચીંધી : 'જાઓ તમે...'

એ પ્રસંગ આજે રુક્મિણીની આંખો સામે તરવરી ઊઠ્યો. તેણે પ્રધાનસાહેબનું હડહડતું અપમાન કર્યું હતું. હવે તહસીલદાર માટે રહેમ માગવા સરકાર પાસે કેમ જવાય ? ભાંગી પડેલી રુક્મિણીએ આંખો મીંચીને હાથ જોડ્યા : 'ભગવાન ! હવે તો તારા હાથની વાત છે – તહસીલને જિવાડવો કે મારવો !'

*

પોલીસની તડામાર તૈયારીઓ ચાલતી હતી. કોઈ પણ ભોગે માનસિંહને ખતમ કરવાનો હતો. પ્રધાનની એક સાલની મહેતલના દિવસો કપાવા લાગ્યા હતા. પ્રધાનસાહેબને રાજીનામું આપવું પડે એના જેવી નામોશી બીજી કઈ કહેવાય ? ડાકુઓને ખતમ કરવા માટે થર્ડ સ્પેશિઅલ આર્મ્ડ ફોર્સીસ પલટન તૈયાર કરવામાં આવી, જે ક્રેક કંપની તરીકે ઓળખાતી હતી. ચૂંટીચૂંટીને પહાડી અને ગોરખા સૈનિકો તેમાં લીધા અને તાલીમ અપાઈ.

ચંબલના રસ્તાઓ સીલ કર્યા. માનસિંહની ટોળી સાથે અથડામણો થવા લાગી. ચાનપુરા, બિઉવાડી, બેગુલારી - ઠેકઠેકાણે ભેટો થઈ જતો હતો પોલીસનો... છતાં માનસિંહ પકડાયો નહોતો, ઘવાયો નહોતો કે લાગમાં આવતો નહોતો. લગાતાર સંતાકૂકડી રમાવા લાગી.

'માનસિંહે હવે બંદૂક છોડી દીધી છે...' બહાર વાતો વહેતી થઈ : 'દીકરાની ફાંસીની સજાએ તેની કમર ભાંગી નાખી છે. હવે તેને બુઢાપો આંખે ચડી જાય છે.'

વાત સાચી હતી. માનસિંહે બંદૂક છોડીને ડાંગ લીધી હતી. કાંડાની નસો હવે ઊપસી આવી હતી. કપાળ પર કરચલીઓ વધુ પડવા લાગી હતી. અર્ધી રાત અજંપામાં વીતતી. વહેલી સવારે આંખો મિચાતી : 'રૂપા, પોલીસની મહેતલ ભલે ખોટી ઠરે, પણ ઉપરવાળો મહેતલ મોકલે છે. મારો સમય પાકી ગયો છે..'

માનસિંહને શું તેના અંજામની આગાહી મળી ગઈ હશે ? સમય પાકી ગયો છે એમ કહેતી વખતે તેને ખ્યાલ પણ નહીં હોય કે ધાર્યા કરતાં વહેલો પાકી જવાનો છે... કિરતારનું તેડું અણધાર્યું જ આવવાનું છે !

'પણ, રૂપા, મારી આંખો મિચાઈ જાય એ પહેલાં જગન્નાથને ગમે તે રીતે એની બેઈમાનીની સજા કરવી છે.' માનસિંહને આ કાંટો શૂળની જેમ ભોંકાતો હતો. તેની ગદ્દારીએ તહસીલને ગિરફ્તાર કરાવ્યો હતો. એ ચેનથી કેમ જીવી શકે ?

'દાઉ, હું એની જ વેતરણમાં છું.' રૂપાને ભય લાગ્યો : દાઉને આ વસવસો રહી ન જાય. એનું જ્યોતિષ કહી રહ્યું હતું કે રાજા માનસિંહની આવરદા હવે ખૂટવા આવી છે. એ પહેલાં જગન્નાથને તેમની નજર સામે ખતમ કરવો જોઈએ : 'મેં એના પર ચાંપતી નજર રાખી છે. આપણો એક બાતમીદાર ચોવીસ કલાક એનો પહેલો ભરે છે.' પછી તેણે દાંત કચકચાવ્યા : 'પણ એ બાયલો પોલીસના જાપ્તાની બહાર નીકળતો નથી.'

'જોજો, એ પહેલાં ક્યાંક મારો જીવ ખોળિયામાંથી બહાર નીકળી ન જાય.' માનસિંહે ઠંડો નિસાસો નાખ્યો.

રૂપાને હાડોહાડ લાગી ગયા એ શબ્દો. બસ, તેના દિમાગમાં જગન્નાથ ઘૂમવા લાગ્યો. ખુન્નસ ચડી આવ્યું : 'જાનના જોખમે પણ હું એને ઠેકાણે પાડી દઈશ !' તે જુસ્સામાં બોલી ગયો હતો.

જગન્નાથને માથે કાળ ભમવા લાગ્યો. એને બંધિયાર જીવન ખટકતું હતું. માનસિંહની બેઈમાનીના બદલામાં તેને જમીન અને રોકડ મળી, પણ એથી શું વળ્યું ? ચોવીસે કલાક તે પોલીસના પડખામાં ભરાઈ રહેતો. આ તો જેલ જેવી જિંદગી થઈ ગઈ. બહાર લોકો મજા કરે અને પોતે છતે પૈસે કંઈ ભોગવી શકતો નથી ! ક્યારેક એ રડી પડતો : માનસિંહની દુશ્મની કરવામાં આવી સજા વેઠવી પડશે તેનો મને પહેલાં કેમ ખ્યાલ ન આવ્યો ?

આ ગમ ભૂલવા માટે દિવસરાત શરાબના નશામાં પડ્યો રહેતો.

ગામમાં એક સગાને ઘેર લગન હતાં તેની કંકોત્રી આવી ત્યારે છંછેડાયો : 'મારા બેટા મારી મજાક ઉડાવવા મને અહીં કંકોત્રી મોકલે છે ! જાણે કે હું બહાર નહીં નીકળી શકું... પછી હું લગનમાં નહીં જાઉં એટલે મારા નામની મજાક ઉડાવશે : જોયું ને, એ ધરાર ન આવ્યો ! ક્યાંથી આવે ? એનો બાપ માનસિંહ એની છાતી પર બેઠો છે...'

'ના... ના... હું એમને મજાક કરવાનો મોકો નહીં આપું.' જગન્નાથ બબડ્યો : છાનોમાનો લગનમાં હાજર થઈને બધાને ભડકાવી દઈશ. બે કલાકમાં પાછો આવીશ. માનસિંહને ખબર નહીં પડે.'

એ નિમંત્રણ તો લગનનું હતું, પણ મોતનું પુરવાર થયું. રૂપો તેની આવી એક જ ગલતીની રાહમાં ટાંપીને બેઠો હતો.

ઘણા વખતે જગન્નાથ આજ બનીઠનીને બહાર જઈ રહ્યો હતો. પોલીસવાળાને તેણે કહ્યું : 'હું બે કલાકમાં જ પાછો ફરી જઈશ. ભયનો માર્યો અંદર ભરાઈ રહ્યો છું. હવે જોઉં તો ખરો !'

'તારી રખેવાળી માટે બે હથિયારબંધ માણસો સાથે મોકલીએ ?'

'ના. તો-તો મારું ઠાકુરપણું લાજે અને હું કોઈની નજરે ન ચડતો હોઉં તો ય ચડી જાઉં.'

'ભલે, જેવી તારી મરજી.'

પણ મરજી તો કુદરતની હતી. જગન્નાથને તેની ભૂમિ પોકારતી હતી, કાળ બોલાવતો હતો.

કાનમાં અત્તરનાં પૂમડાં ભરાવ્યાં ત્યારે જમણા હાથના પોંચા પર અત્તર લગાવેલું એની મહેક માણતો જગન્નાથ ગામમાં દાખલ થયો. મૂછને વળ દેતો એ લોકોને બતાવતો હતો : બંદા એમ ડાકુથી ડરી જાય એવા નથી !

પણ આ સામેથી મારતે ઘોડે કોણ આવી રહ્યું છે ? એક હાથમાં તણાયેલી બંદૂક સાથે એ કેટલા વેગથી ધસી આવે છે... જગન્નાથની મૂછનો વળ ઊતરવા લાગ્યો. પોંચા પર લગાવેલું અત્તર પસીના સાથે રેલાઈ ગયું. તબડાક... તબડાક... ઘોડાની નાળ તેના કાનના પરદા તોડી

નાખશે એવી બીક લાગી. ચેતીને પાછો ભાગવા જાય તો ત્રણ બાજુ ત્રણ બંદૂકધારીઓ નાળ લાંબી કરીને હસતા ઊભા હતા ! બધા રસ્તા બંધ થઈ ચૂક્યા ત્યારે જગન્નાથની છાતી ભીંસાવા લાવી ચક્કર આવવા માંડ્યાં. જમીન પર તેનું શરીર ઢળી પડવાની તૈયારીમાં હતું ત્યાં પાછળથી મારતે ઘોડે આવતા રૂપાએ તેનો કાંઠલો ઝાલી લીધો : 'કુત્તા !'

ધક્કા સાથે જગન્નાથ દૂર ફેંકાઈ ગયો. પાંચ-દસ ગજ છેટે હાંફતો ઘોડો ઊભો રહ્યો એટલે રૂપો કૂદ્યો. દોડતા આવીને તેણે ચત્તાપાટ પડેલાં જગન્નાથની છાતી પર પગ મૂક્યો : 'બેઈમાન ! તારી ઘડીઓ ભરાઈ ચૂકી છે !'

જગન્નાથ થથરતો હતો. તેનો ચહેરો પીળો પડી ગયો. દયા યાચતી આંખે તેણે રૂપા સામે હાથ જોડવા પ્રયાસ કર્યો. રૂપાએ તેના જડબા પર ખાસડાં સોતા પગનું પાટું માર્યું. ગાલ ચિરાઈ ગયો અને ત્યાંથી લોહી ફૂટી નીકળ્યું.

અત્યાર સુધીમાં દુકાનો બધી બંધ થઈ ગઈ હતી. લોકો બારી-બારણાંની તિરાડોમાંથી જગન્નાથનો અંજામ નિહાળી રહ્યા હતા.

'સાલાને દોરડાથી બાંધો !'

રૂપાની ક્રૂરતાથી જગન્નાથ વાકેફ હતો. એ તેને રિબાવીરિબાવીને મારશે... જગન્નાથને જીભ કચરીને મરી જવાનું મન થયું... પણ અત્યારે જીભ સુધ્ધાં મોંની બખોલમાં બેવડ વળી ગઈ હતી અને દાંતની બત્રીસી ભિડાઈ હતી.

કસકસાવીને બાંધ્યા પછી રૂપો ઘોડા પર બેઠો. માણસોને ઇશારત કરીને આગળ કર્યા. એ લોકો ઘણા છેટે નીકળ્યા પછી તેણે ઘોડાની લગામ ખેંચી. બે પગે ઝાડ થઈને ઘોડાએ દોટ મૂકી. પાછળ જગન્નાથ ઘસડાતો જતો હતો - અફળાતો-કુટાતો, ચિત્કાર કરતો... લોકો એ ભયાનક દૃશ્ય જોઈ ન શક્યા. તેમને આંખો મીંચી જવી પડી.

રૂપાએ માનસિંહ સામે જગન્નાથને પેશ કર્યો ત્યારે તેનું એક પણ અંગ લોહીથી ખરડાયા વિના રહ્યું નહોતું. બરડાની ચામડી ઊખડી ગયેલી અને માથામાંથી લોહીની ધાર વહી રહી હતી.

તેને જોઈને માનસિંહની આંખોમાં રાતા દોરા ફૂટી નીકળ્યા : 'નીચ... બેઈમાન... કુત્તા...' એકએક ગાળ સાથે અધમૂઆ જગન્નાથ પર લાઠી પડવા લાગી. બે હાથે લાઠી પકડી ઝનૂનપૂર્વક માનસિંહ ફટકારતો રહ્યો. જગન્નાથની ખોપરીના કાચલાં થઈ ગયાં તેનું પણ એને ભાન ન રહ્યું. ચંબલની કોતરોમાં જગન્નાથની મરણચીસો થીજી ગઈ.

જગન્નાથની હત્યાએ પોલીસને હેબતાવી દીધી. માનસિંહની નજર આટલી ચાંપતી છે ! પેલો ગામમાં દાખલ થયો ત્યારે એની ટોળી રાહ જોતી ઊભી હતી એ વિસ્મય એમને બહુ વસમું લાગ્યું... હવે કોઈ માનસિંહની વિરુદ્ધ બાતમી આપવાની હામ નહીં ભીડે. પોલીસે જ હિંમત કરીને તેની સાથે બાથ ભીડવી પડશે.

*

એ ત્રણ મહિના ચંબલના કિનારા ગોળીઓથી ધમધમતા જ રહ્યા. ચારે તરફ પોલીસ પલટન દિવસરાત ઘૂમવા લાગી.

માનસિંહ તેના સાથીઓને લઈ નાસતો જ રહ્યો. લાગ મળતો ત્યારે ધાડ પાડી લઈ પોલીસને તમાચો મારી જતો. હવે 'મરું કાં મારું'ના ઝનૂને આવી ગયા બંને પક્ષો.

૨૪મી ઑગસ્ટ, ૧૯૫૫નો સૂરજ નમતો હતો. ચંબલ નદીનું જોબન તોફાને ચડ્યું હતું. ઠેરઠેર પોલીસ પલટનો પડાવ નાખીને પડી હતી. વાયરલેસથી ખબરની આપ-લે થતી રહેતી : ક્યાંય માનસિંહની ભાળ મળે !

અને વાયરલેસ પર એક અવાજ સંભળાયો : 'માનસિંહની ટોળી લાવાન ગામ તરફ ગઈ છે. બાતમી ખાતરીપૂર્વકની છે. તેને ઘેરો...'

કૅપ્ટન ચોફલેના સ્નાયુઓ તંગ થઈ ગયા. અગાઉ પણ માનસિંહની બાતમી આવી હતી, ઘણી વાર તેનો પીછો થયો હતો... પણ પોલીસ મોડી પડતી. ચોફલે મોડા પડવા માગતા નહોતા : જલદી કરો...' તેમણે હુકમ આપ્યો. પલટન ઊપડી ભીંડ તરફ.

ભીંડથી સાડાચાર માઈલ છેટે લાવાન ગામ... પલટન ત્યાં પહોંચી. પણ હાય રે ! માનસિંહ ત્યાંથી પસાર થઈ ચૂક્યો હતો.

'ક્યાં ગયો ?'

પૂર્વ દિશા તરફ એક આંગળી ચીંધાણી.

પણ ચોફલે વિચારમાં પડી ગયા. જો પૂર્વ દિશા તરફ આખી પલટન દોડી જાય અને માનસિંહ ઉત્તરમાં ગયો હોય તો ભોંઠા પડવું પડે. આવું ઘણી વાર બનતું. બાતમી આપનાર પોલીસને ઊંધા રવાડે ચડાવી દેતા. રાત પડી ગઈ હતી એટલે ત્યાં પડાવ નાંખ્યો. વહેલી સવારે તેણે તરકીબ અજમાવી. ચાર ભાગમાં પલટન વહેંચાઈ ગઈ. એકને પૂર્વ દિશામાં દોડાવી, બીજી ત્રણ ટુકડીને એકએક દિશા સોંપી દીધી : 'એ છટકી ન જવો જોઈએ.'

૨૫મી ઑગસ્ટનો સૂરજ પૂર્વમાં માથું ઊંચકતો હતો ત્યારે માનસિંહને ખબર નહીં હોય કે આજે તેની જિંદગીનો સૂરજ આથમી જવાનો છે.

રૂપાએ કહ્યું હતું : 'દાઉ, આજનો દિવસ સારો નથી. ગ્રહો ખરાબ છે. હમણાં બે દિવસ ક્યાંક ભરાઈ રહીએ.'

માનસિંહ ફિક્કું હસ્યો હતો : 'હવે ગ્રહોના ભરોસે જીવવું નથી, રૂપા ! મોતને જો મરજી હોય તો ભલે ભેટી જાય.'

એસ. પી. ગોપાલ સહાય અને જમાદાર બનવારીસિંહની ટુકડી ઊગતા સૂરજને નિહાળતી આગે બઢતી હતી. જુસ્સો એવો હતો કે જાણે પૂર્વ દિશાનો છેડો ન આવે ત્યાં લગી બસ ચાલતા જ રહેવું...

બપોર નમવા લાગી તોપણ ભીની પોચી માટી પર પોલીસના વજનદાર બૂટનાં પગલાં થંભ્યાં નહીં. બીચપુરી વટાવ્યું. કાકરાનપુરા પણ આવ્યું. હવે ક્યાં લગી ચાલવું છે ?

હજુ થોડું વધારે ચાલી નાખીએ.

ગામમાંથી પસાર થયા. પૂછપરછ થઈ : 'માનસિંહ ટોળી સાથે અહીંથી પસાર થયો ?'

ગામના એક હજામે પૂર્વ તરફ આંગળી ચીંધી. સૂરજ પશ્ચિમ તરફ ઢળતો હતો, પણ રસ્તો પૂર્વનો જ બધા દેખાડતા હતા. આગળ, હજુ આગળ...

વજનદાર બૂટ સાથે કાદવ ચોંટવાથી તેનો ભાર વધી ગયો હતો. કસાયેલા સિપાઈઓ પણ હવે હાંફવા લાગ્યા હતા. પૂર્વનો આ રસ્તો હવે ખતમ થાય તો સારું – માનસિંહ ભલે ખતમ થાય કે ન થાય.

ધીરજ ખૂટવા લાગી. ધીરજનું પરિણામ આવવાનું હોય છે ત્યારે જ ઘણી વાર ધીરજ ખૂટવા લાગે છે. ચારે તરફ હરિયાળી પથરાયેલી હતી. ખેતરોમાં જુવારનાં ડૂંડાં બપોરની ગરમ હવામાં ડોલતાં હતાં. ધરતીની ભીનાશને સૂરજ પી રહ્યો હતો.

પલટનના સિપાઈઓની પિંડીઓ પરથી પસીનો દડી જવા લાગ્યો. ઉપરીએ મનના વિચારને જબાન પર દેડવ્યો : 'હવે બસો-અઢીસો ગજ છે. એટલા ખાતર શું કામ બાકી રાખવું ? પછી ચંબલની કોતરો શરૂ થશે, ત્યાંથી પાછા ફરી જઈશું...'

પણ આજે ખાલી હાથે પાછા ફરવાનું નહોતું. દસપંદર ગજ વટાવ્યા પછી ઉપરીના પગ થંભી ગયા. ઊંચાણ પર ઝાડને છાંયે કોણ લોકો બેઠા છે ? વટેમાર્ગુઓ હશે ? કદાચ વટેમાર્ગુ માનીને તેઓ આગળ વધ્યા હોત, પણ પીપળાના થડ પર ટેકવેલી બંદૂક દેખાણી અને તેઓ ચોંક્યા.

'ઠહરો...' બહુ ધીમો છતાં ધ્રૂજતો અવાજ બહાર પડ્યો. બધી આંખો પૂર્વ તરફ ઊંચકાઈને પહોળી થઈ. પંદર-વીસ આદમીઓ ઝાડની છાયામાં આડા પડ્યા હતા. વટેમાર્ગુઓ વિસામો લેતા હોય તેવા દેખાતા હતા... પણ એસ. પી. ગોપાલ સહાયને થડે ટેકવેલી પેલી બંદૂકે ઇશારત કરી હતી. તેમણે હુકમ આપ્યો : "ખબરદાર, જરા પણ અવાજ ન થાય. બધા પેટભર આડા થઈ જાઓ.'

ભય અને ઉત્તેજના સાથે બધાએ હુકમ માથે ચડાવ્યો. છેવટ લગી ડાકુઓ અસાવધ રહેવા જોઈએ. નિશાન સાધી શકાય એટલું અંતર હજુ કાપવાનું હતું. ફાયર કરતાં પહેલાં ખાતરી થવી જોઈએ કે એ ડાકુઓ જ છે. પોલીસની ત્રણ ટુકડીઓ થઈ ગઈ. બધા જમીન પર પેટભર રેંગતા આગળ વધતા હતા - બહુ સાવચેતીથી, ભારે સાવધાનીથી... ઝાડી-ઝાંખરાંનો ખખડાટ ન થવો જોઈએ.

દોઢસો ગજ... સવાસો ગજ... સો ગજ ! હજુ થોડા આગળ... બને તેટલા આગળ...

માનસિંહ, રૂપો, સૂબેદાર - બધા તંદ્રામાં હતા. હમણા બહુ દોડધામ થતી. દિવસ-રાત રઝળપાટ કરવી પડતી. આગલી રાતથી નાસતા ફરતા હતા. થોડો આરામ કરી, સાંજકના કોતરોમાં ઘૂસી જવાનું નક્કી થયેલું. ધોમધખતા તાપમાં ઝાડનો છાંયો કેવો મીઠો લાગતો હતો !

માનસિંહના અંગરક્ષક જેવા સાથી ચમારે પડખું ફેરવ્યું. અમસ્તી જ આંખો ઊઘડી ગઈ હતી, પણ નજર જ્યારે ખાખી કપડાં પર પડી ત્યારે સડાક કરતો બેઠો થઈ ગયો : 'કુત્તા, પોલીસ ! સમાલો !'

પોલીસને અટકી જવું પડ્યુ. ગોપાલ સહાય હવે ધીરજ રાખી શકે તેમ નહોતા. ટ્રિગર પર અધીરી બનેલી આંગળી દબાઈ સન... ન... ન કરતી ગોળી ચમારના ખભા પાસેથી નીકળી ગઈ.

ત્યાં સુધીમાં તો ડાકુઓએ સાવચેત થઈને હથિયાર ઉપાડી લીધાં હતાં. રૂપા અને સૂબેદારે એકીસાથે ઘોડા દબાવ્યા. માનસિંહે ઝાડના થડ પાછળથી ડોકિયું કર્યું. સન... ન... ન કરતી ગોળી આવી અને પડખા પાસેથી પસાર થઈ ગઈ.

સિંહ વીફરે તેમ માનસિંહ વીફર્યો. હાથમાં પકડેલી ડાંગ ફગાવી અને સૂબેદારની બંદૂક છીનવી લીધી. પોલીસ-પલટનમાંથી ગોવિન્દ બહાદુર થાપા જોશમાં ને જોશમાં ઘણો આગળ ધસી ગયો. ફક્ત પચાસ ગજના અંતરે આવી ગયો હતો. આ ઠીંગણા ગુરખા સૈનિકની ઝીણી આંખોએ બધાથી અલગ પડતા પડછંદ ડાકુને જોઈ લીધો. તેની સફેદ મૂછ પરખાઈ ગઈ. એ બરાડ્યો : 'બૂઢા માનસિંહ !'

...પણ એ પહેલાં ગોપાલ સહાયની એક ગોળી માનસિંહના પગમાં છરકો કરી ગઈ હતી. ચમાર માનસિંહને આડશ આપીને ગોળીઓ ચલાવતો ઊભો હતો. માનસિંહે સૂબેદારની બંદૂક લઈને ચમારને આડશેથી આઘો ધકેલ્યો : 'નહીં, ચમાર ! મને લડી લેવા દે. ફરી આવો અવસર નહીં મળે. કુત્તાઓને ઢાળી દેવા છે.'

સૌથી આગળ ધસી આવેલા ખાખી કપડાંવાળા ગોવિન્દ બહાદુર થાપાનું તેણે નિશાન લીધું. બરાબર એ જ વખતે થાપાની ઝીણી થયેલી કીકીમાં સફેદ મૂછ અને મોટા કપાળવાળો માનસિંહ કેદ થયો હતો. બે બંદૂકના ઘોડા લગભગ એકીવખતે જ દબાવાયા. ગોવિન્દ બહાદુર થાપા ઊથલી પડ્યો, ત્યારે ઊંચાણ પર રાજા માનસિંહ પણ ઢળી પડ્યો હતો.

માનસિંહ સમજી ગયો કે મોતનું તેડું આવી ચૂક્યું છે. આંખો સામે અંધારાં ઘેરાવા લાગ્યાં. ધરતી, ટેકરીઓ, ઝાડો - બધું હાલકડોલક દેખાવા માંડ્યું. છાતી પરથી ગરમ લોહી વહી જતું હતું. આખરી શ્વાસ ઘૂંટાવા લાગ્યો હતો. નસો તૂટવા માંડી હતી. જબાન સહેજ સળવળી. હોઠ જરાસરખા ફફડ્યા : દુર્ગામા ! અને બીજી જ પળે ડોક લથડી ગઈ.

જાણે આભ તૂટી પડ્યું. રૂપો ત્રાડ પાડી ઊઠ્યો : 'દાઉ !'

પણ ચંબલનો સિંહ હવે ગર્જી શકવાનો નહોતો. રૂપો આ જીરવી ન શક્યો. સૂબેદાર બાપના

દેહ પાસે ઊભો રહી ઝનૂનથી બંદૂક ચલાવતો હતો. હવે રૂપો વીફર્યો. દાંત ભીંસીને પડકાર કર્યો : 'એક-એકને ખતમ કરી નાખીશ !'

બેસુમાર ગોળીઓ વરસી. ધરતી ધણધણી ઊઠી. માનસિંહ પડ્યો એથી પોલીસની હિંમત વધી. ગોપાલ સહાયે પડકાર કર્યો : 'થોડાક પાછળના ભાગમાં જઈ પહોંચો. એમને નાસી જવાનો મોકો ન મળે.'

જમાદાર બનવારીસિંહે ચમારની ગરદનનું નિશાન લીધું. ધડામ કરતો એ ગડથોલિયું ખાઈ ગયો. બરાબર માનસિંહની પડખે જ ઢગલો થઈને પડ્યો. જેની રખેવાળી કાજે આજ લગી જીવતો રહ્યો હતો એ પ્યારા સરદારની બાજુમાં જ આજે તે ચિરનિદ્રામાં પોઢી ગયો.

'રૂપા ! તમે પોલીસને સમાલો. હું બાપુના દેહને ખસેડું છું.' સૂબેદારને માનસિંહના મૃતદેહની ફિકર થવા લાગી. બાપના મોત પર રોવાનો આ મોકો નહોતો, એની લાશ માટે મરી ફીટવાની ઘડી હતી. કોઈ પણ ભોગે રાજા માનસિંહનો મૃતદેહ પોલીસના હાથમાં ન જવો જોઈએ. અંતિમ સંસ્કાર દીકરાના હાથે ન થાય તો જીવને સદ્‌ગતિ ન સાંપડે.

રૂપો અને બીજા સાથીઓ ધડાધડ બંદૂક ચલાવતા હતા ત્યારે સૂબેદાર બાપની લાશને ખસેડવામાં રોકાયો. વચ્ચેવચ્ચે તે ફાયર કરી લેતો. પોલીસ-ઉપરી તેનો આ પેંતરો પામી ગયા : 'જોજો, માનસિંહની લાશ આપણા હાથમાં આવવી જ જોઈએ. માનસિંહને ખતમ કર્યાની સાબિતી લઈને જ જવું છે.'

બાપની લાશને ઢસડવાનું સૂબેદારને અજુગતું લાગ્યું હશે. તેણે ઇરાદો બદલ્યો. બંદૂક ખભે નાખીને માનસિંહનો પડછંદ દેહ બંને હાથે ઊંચક્યો. એ વજનદાર કાયાને ઊંચકતાં તેને હાંફ ચડી, છતાં જોર અજમાવ્યું. વરસતી ગોળીઓને એ વીસરી ગયો. જાણે બાપના મૃતદેહને ચિતા પર ચડાવવા જઈ રહ્યો હોય એવી ભાવના સાથે તે પાછળ ધસવા લાગ્યો. બહુ પરિશ્રમ પડતો હતો, છતાં તેણે ડગલાં ભર્યાં બે... ત્રણ... ચાર... અને બનવારીસિંહની નજરે તેને પકડી પાડ્યો : 'એ ભાગે છે...' એટલું કહી તેણે ગોળી ચલાવી. સૂબેદારનો ખભો વીંધાઈ ગયો. એક તો બંને હાથમાં વજન હતું, તેમાં પાછળથી ગોળીનો ધક્કો લાગ્યો. પગ જમીન પર સાબૂત રહી શક્યા નહીં. હાથ ખોટા પડી જવા લાગ્યા હતા, છતાં બાપુના મૃતદેહને તેણે છોડ્યો નહીં. મૂળમાંથી વૃક્ષ ઊખડી પડે તેમ સૂબેદાર માસિંહની લાશ-સોતો ગબડી પડ્યો. કમનસીબે ઢોળાવ તરફ પડ્યો એટલે નીચે ગબડવા માંડ્યો. છતાં બાપની લાશ છોડી નહીં. થોડે સુધી દડીને એક ઝાડની આડશે બંને કાયા અટકી ગઈ. બાપની છાતી પર સૂબેદારે પ્રાણ છોડ્યા – જાણે બાપદીકરો એકબીજાને ભેટ્યા હોય તેમ ઉપરાઉપરી બે શબ પડ્યાં હતાં. થોડેક જ દૂર સૂબેદારની બંદૂક પડી હતી.

'અરે, ભગવાન ! આજે આ શું થવા બેઠું છે !' રૂપો એ દૃશ્ય જોઈ ન શકતો હોય તેમ આંખો આડે બંને હાથ દાબી દીધા : 'બાપ જેવા દાઉ ગયા, પછી ભાઈ જેવો સૂબેદાર...'

'નહીં ! નહીં ! આમ નહીં ચાલે !' રૂપો બેબાકળો થઈ ગયો. 'કારતૂસોનો ખુરદો બોલાવી દો પણ પોલીસને પાછા હટાવો !' એવી બૂમ પાડતો રૂપો માનસિંહ અને સૂબેદારની લાશ તરફ ધસવા લાગ્યો. પંદર-વીસ ગજ છેટે નીચાણમાં લાશો પડી હતી. હવે ધિંગાણું આ બે લાશો પર ખેલવાનું હતું.

સૂરજ આથમવાની તૈયારીમાં હતો. રૂપો કોઈ પણ ભોગે દાઉ અને સૂબેદારની લાશોને છોડવાનો નહોતો. ખૂનખાર ધિંગાણું શરૂ થયું. આંધળો ગોળીબાર ચાલ્યો. બંને પક્ષો જીદે ચડ્યા... કોઈ નમતું જોખવા તૈયાર નહોતું. પચાસ મિનિટ બેફામ ગોળીઓ વરસી. આજ પહેલાં ચંબલની ધરતી પર ગોળીઓની આવી વર્ષા ક્યારેય થઈ નહોતી. રૂપો માનસિંહની લાશને ધીરેધીરે ઉપર ખસેડવા જહેમત કરતો રહ્યો, પણ વચ્ચેવચ્ચે તેને અટકી જવું પડતું. ઘણી બંદૂકો તેનું નિશાન લઈને ગરજતી હતી. એક-બે ઘા તો તેણે આબાદ ચૂકવ્યા. તેજસિંહ અને દમરૂ રૂપાને સાથ આપવા ગયા.

હવે અંધારું થઈ ચૂક્યું હતું. સામેવાળાની બંદૂકની નાળ સુધ્ધાં દેખાતી નહોતી. રૂપાએ પડકાર કર્યો : 'પાછા વળી જાઓ કુત્તાઓ !' પણ જવાબમાં પોલીસ તરફથી આંધળો ગોળીબાર થયો.

રૂપાને હજીય આશા હતી કે અંધારું વધશે પછી પોલીસ આગળ નહીં વધે, નિશાન લેવામાં નહીં ફાવે અને હારીને પાછી ફરી જશે... પણ એ આશા પર પાણી ફરી વળ્યું.

'કુત્તાની મદદે બીજી ટુકડી આવી પહોંચી છે.' એક સાથીએ સાબદા કર્યા ત્યારે રૂપો ભાંગી પડ્યો : 'ખલાસ ! હવે હાથ હેઠા પડ્યા. લાશને ખાતર બધા મોત-ભેગા થઈશું તો બદલો કોણ લેશે ?' દાઉ અને સૂબેદારના મોતનું વેર તેના દિમાગમાં ઘૂમરી લેવા માંડ્યું.

ઘણી ઇચ્છા હતી કે દાઉના બેજાન સીના પર માથું મૂકીને મોકળા મને રડી લેવું... દિલ ખાલી કરી નાખવું... પણ હવે એટલોય વખત રહ્યો નહોતો. આઘેથી જ માનસિંહના શબને અંધારામાં હાથ જોડી રૂપાએ પ્રણામ કર્યા : 'મને માફ કરજો, દાઉ ! હું તમારા અંતિમ સંસ્કાર ન કરી શક્યો !' આંખોમાંથી આંસુની ધાર વહેવા લાગી.

ત્રણે લાશો પર અંતિમ દૃષ્ટિ ફેંકીને રૂપો સાથીઓને લઈ પાછો ફરી ગયો. ક્રૂર રૂપો એ ઘડીથી અતિ ક્રૂર બની ગયો. દાઉનું વેર વાળવાના ખ્યાલે તેને વકરાવી લીધો.

*

ગૃહપ્રધાન નરસિંહરાવ દીક્ષિતે રાતે દસ વાગ્યે તાત્કાલિક પ્રેસ કૉન્ફરન્સ બોલાવી. એમનો ચહેરો ખુશીથી ચમકતો હતો. 'મારી પ્રતિજ્ઞા આજ પૂરી થઈ છે. માનસિંહ ખતમ થયો.' પછી ધીમેથી ઉમેર્યું : 'તેની સાથે એનો દીકરો સૂબેદારસિંહ પણ.'

અખબારી પ્રતિનિધિઓ પર જાણે બૉમ્બ ફેંકાયો : 'બને નહીં ! હોય નહીં !...' સવાલોની ઝડી વરસી : 'ક્યારે ? કેવી રીતે ? કોના હાથે ? અને કયા સ્થળે ?'

બધી વિગત નોંધી લીધા પછી કોઈએ પૂછ્યું : 'પોલીસના હાથે મરાયેલો ડાકુ માનસિંહ જ છે એની ખાતરી શી ?' સન્નાટો છવાઈ ગયો. પૂછનારની શંકા વાજબી હતી. અગાઉ પણ માનસિંહ મરાયાની અફવાઓ છપાઈ ચૂકી હતી ત્યારે છાપનારાઓ ભોંઠા પડેલા, ખોટા ખબર છાપવા માટે બદનામ થયેલા.

'તમને ખાતરી થઈ જશે.' ગૃહપ્રધાને દૃઢતાથી કહ્યું : 'માનસિંહની પત્ની રુક્મિણી જ એની ખાતરી આપશે.'

પોલીસની જીપ ઉદીતપુરા પહોંચી. રુક્મિણીને એ રાતે નીંદર આવતી નહોતી. સવારથી જીવ ચૂંથાતો હતો. અમંગળ શંકાથી દિલ રહેંસાઈ રહ્યું હતું – કદાચ તહસીલને ફાંસીમાંથી મુક્ત કરવા માટે મોકલેલી અરજી નામંજૂર રહી હશે ?

આ અવાજ શાનો ? રુક્મિણી સફાળી બેઠી થઈ ગઈ. હવે કાયા લથડી હતી. બુઢાપો વરતાતો હતો. ધણી અને દીકરાઓની સતત જુદાઈએ જિંદગી પર એકલતાનો બોજ લાદી દીધો હતો.

'બહેન, પોલીસ-ઉપરી આવ્યા છે !' ભાઈએ રુક્મિણીને ખબર આપ્યા અને જીવને ધ્રાસકો પડ્યો, 'શું કામ ?'

'લાશને ઓળખવાની છે.' પોલીસ-ઉપરીએ ગરદન ઝૂકેલી રાખીને કહ્યું.

'લાશ !' કાળજા પર જાણે કકડતું તેલ રેડાયું : 'કોની લાશ ?'

'એ તો અમને ખબર નથી.' પોલીસે સાવધાની રાખી. માનસિંહ કે સૂબેદારનું નામ સાંભળે તો આઘાતથી જ ત્યાં ભાગી પડે. પછી તેને ગ્વાલિયર સુધી લઈ જવી મુશ્કેલ પડે. સવાર પહેલાં આની પાકી ખાતરી કરી લેવી જરૂરી હતી. 'અમને તો ઉપરથી હુકમ આપ્યો છે, આપને ગ્વાલિયર લઈ જવાનો.'

રુક્મિણી ભાઈની સાથે પોલીસની જીપમાં બેઠી. ગ્વાલિયર સુધીની સફર દરમિયાન તે એક અક્ષર પણ બોલી નહીં. મન પર અજબ કાબૂ રાખ્યો : ના, આ પોલીસ સામે તો હું ભાંગી નહીં પડું. રાજપૂતાણી છું ને !

આખરે એ અમંગળ ઘડી સામે આવી. માનસિંહની લાશ સામે પડી હતી, સફેદ ચાદરથી ઢાંકી હતી. રુક્મિણીનો કાંપતો હાથ છાતી પર દબાયેલો હતો. આંખોના ડોળા હમણાં બહાર આવી પડશે એટલા બધા ફાટી ગયા. ચહેરા પરથી કપડું ખસેડવા માટે પોલીસ નીચો નમ્યો ત્યારે હૃદય ધબકવાનું ભૂલી ગયું. મોં ઉઘાડું થયું ત્યારે રુક્મિણીએ પછાડ ખાધી : 'ઠાકુર !'

હૃદય ચિરાઈ જાય એવું આક્રંદ... જોનારની આંખો છલકાઈ જાય એવું રુદન... મરનાર માનસિંહ જ છે એની આથી વધારે ખાતરી શી હોય ? હસતું મોં, સફેદ મૂછો, ત્રણચાર દિવસથી વધી ગયેલી દાઢી, કપાળમાં પડેલી બે કરચલી અને નિર્જીવ આંખોમાંય ચમકતું તેજ - આવી મુખમુદ્રા તો સિંહની જ હોય – માનવમાં જે સિંહની જેમ જીવ્યો અને મર્યો એ માનસિંહની જ હોય.

જેનું પડખું સેવવાનું પોતાને ભાગ્યે જ મળતું, જેની સાથેના એક રાતના મેળાપ પછી રાતોની રાતો જુદાઈમાં ઝૂરવું પડતું એ ધણીના મુખને રુક્મિણીએ છાતીસરસું દબાવ્યું. આખરી મેળાપ હતો એ. કાયમની જુદાઈ હતી હવે. આંસુ થંભી ગયાં. ઝાટકા સાથે જમણો હાથ કપાળે ગયો. માનસિંહની નિર્જીવ કીકીઓ સામે જ રુક્મિણીએ કપાળનો ચાંદલો ભૂંસી નાખ્યો. કાંડાની લીલી ચૂડીઓ ખંડિત કરી દીધી. આ એ જ ચૂડીઓ હતી જે માનસિંહે બહારવટે ચડતાં પહેલાં લાવી આપી હતી. તેના અનેક ટુકડા રુક્મિણીના વૈધવ્યની ચાડી ખાતા આસપાસ વેરાઈ ગયા.

'હજી બીજી લાશ ઓળખવાની છે.' જાણે પડ્યા પર પાટુ લાગી હોય તેમ રુક્મિણી ચોંકી ગઈ : 'બીજી લાશ ?'

કહેનારની ગળચી દાબી દેવાનું મન થયું : 'અરે નિર્દયો ! તમે એક ઔરતને એકીસાથે બબ્બે ઘાવ મારવા તૈયાર થયા છો !'

પણ સૂબેદારની લાશને જોઈ લીધા પછી રુક્મિણીએ આંસુ ન સાર્યાં : 'બેટો બાપની લાશ ખાતર ફના થઈ ગયો...' અને ગળે ડૂમો બાઝી ગયો.

જ્યારે રુક્મિણીને બંને લાશો સામેથી દૂર લઈ જવાની વાત આવી. ત્યારે એની આંખોમાં કરડાકી આવી : 'હું લાશને સાથે જ લઈ જઈશ.'

'એ નહીં બને. લાશ નહીં આપવાનો હુકમ છે.'

હૃદય કકળી ઊઠ્યું : અરે, જાલિમો, બાપ-દીકરાના અંતિમ સંસ્કાર પણ અમને નહીં કરવા દ્યો ? મડદાં સાથેય વેર વાળવા બેઠા છો ? ઘણી આજીજી કરી. રાજા માનસિંહની રાજપૂતાણીએ ચોધાર આંસુ સાર્યાં, અમલદારોને પગે પડી : 'ઘેર એમના પોતાઓ છે. એમના મોંમાં અગ્નિ મૂકવા દ્યો. બીજું હું તમારી પાસે કાંઈ નથી માગતી !'

પણ એનું કોણ માને ? શું કામ માને ?

કોરા કપાળે, અડવા હાથે, જખમી દિલે અને ભાંગેલા પગે રુક્મિણીને ચાલ્યા જવું પડ્યું. જતાંજતાં એ એટલું જ બોલી : 'ઠાકુર, બીજા જનમમાં પણ તમારું જ પડખું સેવવા મળે એ માટે બાકીની જિંદગી ભગવાન શંકરને પ્રાર્થના કરતી રહીશ !'

*

ગ્વાલિયરનું એ કૅમ્પ મેદાન... લોકોની ભારે ભીડ જામી છે. માનવમહેરામણ ઊભરાયો છે. ના, જવાહરલાલ નેહરુનું ભાષણ નથી. લોકો સાંભળવા આવ્યા નથી, જોવા આવ્યા છે. જેના વિષે ખૂબખૂબ સાંભળ્યું હતું તેને જીવતો ન જોઈ શક્યા, પણ એના મૃતદેહનાં 'દર્શન' કરવાનો તો લહાવો લઈએ !

કદાચ પોલીસ લોકોને ખાતરી કરાવવા માગતી હશે કે માનસિંહ સાચે જ મરાયો છે. કદાચ એમણે હાંસલ કરેલી સિદ્ધિનું પ્રદર્શન પણ કરવા માગતા હોય. એકએક પોલીસ અમલદાર

આજે જમીનથી બે વેંત ઊંચો છાતી ફુલાવીને ઊભો હતો : આખરે અમે માનસિંહને ખતમ કર્યો. ગર્વ કરવાનો એમને હક્ક હતો.

એક ઊભા ખાટલા સાથે માનસિંહના મૃતદેહને બાંધીને ઊભો રાખવામાં આવ્યો હતો. લોકો તેને દૂરથી જોઈ શકે એટલા ખાતર ઊંચાઈ પર રાખવામાં આવ્યો હતો. ઝાંખા લીલા રંગનું ચોકડીવાળું ખમીસ, ગળામાં તુલસીની માળા, પડછંદ કાયા, આંજી નાખે એવી મુખમુદ્રા.

આ ચંબલનો સિંહ... રાજા માનસિંહ ! ૨૧ સાલ સુધી જેણે પોલીસને હંફાવી, અગિયારસોથી વધારે ધાડો પાડી, એકસો-પંચાસી જેટલી કતલો કરી, છેલ્લા એક વરસમાં જ એંસી જેટલાં ધિંગાણાં ખેલ્યાં, જેમાં બે ડઝન જેટલા પોલીસની હત્યા કરી અને સવા ડઝન જેટલા સાથીઓ ગુમાવ્યા. જેને ખતમ કરવા માટે પોલીસને લાખો રૂપિયાનું આંધણ થયું અને જેણે કરોડો રૂપિયાની લૂંટ કરી એ માનસિંહને જોઈ લોકો આટલા બધા ગળગળા કેમ થઈ જાય છે ? કેટલાકની તો આંખો ભીની થઈ છે. શું લોકોનું આ ગાંડપણ હતું ? બહારવટિયાની બહાદુરીની ધજા ફરકાવવાની પછાત મનોદશા હતી ?

એમ તો કેમ કહેવાય ? માનસિંહના મૃતદેહને જોવા આવેલામાંથી ઘણાય એવી દીકરીના ગરીબ બાપ હતા, જેમને માનસિંહ તરફથી દહેજ ન મળ્યું હોત તો કન્યા કુંવારી રહી જાત. એવા માનવીઓ હતા જેઓ માનસિંહે બંધાવેલી નિશાળમાં ભણ્યા હતા. એવા વટેમાર્ગુઓ હતા જેમણે ક્યારેક માનસિંહે બંધાવેલી ધરમશાળામાં રાતવાસો કર્યો હતો. માનસિંહના મોત પર ખુશ થવા એમનું મન કેમ હા પાડે ? એમને તો અફસોસ થતો હતો - ચંબલનો બેટડો માનસિંહ મરાયો !

એક જ ઘડીએ થયેલી બે વિધવાઓ પોતપોતાના ઘરમાં માથું ઝુકાવીને બેઠી હતી : એક રુક્મિણી અને બીજી ગોવિન્દ બહાદુર થાપાની ઔરત. એમની તો દુનિયા લૂંટાઈ ચૂકી હતી. બંનેને એકસરખું આશ્વાસન અપાઈ રહ્યું : 'બહાદુરના મોતે મર્યો તમારે ધણી !'

ચંબલના કેટલાય વેરાન વિસ્તારનાં છૂટાંછવાયાં ઝૂંપડાંઓમાં માનસિંહના મોતના સમાચાર ત્યારે પહોંચ્યા પણ નહીં હોય. રાતે કોઈ મા તેના બાળકને સુવડાવવા માટે કદાચ હાલરડું પણ ગાતી હશે :

*આજા રે નિંદિયા આ...જા...*
*દ્વાર ખડા માનસિંહ રા...જા...*

એ બિચારીને ક્યાં ખબર છે કે રાજા માનસિંહ ખુદ આજે ચિરનિદ્રામાં પોઢી ગયો છે - ઈશ્વરના દ્વારે જઈને ઊભો છે !

એ અંધારી રાતે ચંબલ ચોધાર આંસુએ રડતી હતી. મા તેના બેટાના મોત પર રુએ તેમ કોતરો સાથે માથાં પછાડીને તે રોતી હતી.

અને એના કિનારે એકલો-અટૂલો એક આદમી પણ રડતો હતો, બાપના મોત પર નહોતો રડ્યો એટલું રોતો હતો. માનસિંહ તેને બાપ કરતાંય વિશેષ હતો. જેના સાથ વગર પોતે બ્રાહ્મણના એક ગરીબ છોકરા રૂપા પંડિતમાંથી ભયાનક ડાકુ રૂપા મહારાજ ન બની શક્યો હોત તે આજે માનસિંહને સાથ છૂટી ગયો એના ગમમાં તે વલોવાતો હતો.

'દાઉ ! આનો બદલો લઈશ !' એટલું જ બોલ્યો હતો ત્યારે.

પોલીસ માનતી હતી કે માનસિંહ મરાયો. હવે ચંબલ પરથી ડાકુનો શાપ ધોવાઈ ગયો. આપણા ઉજાગરાનો અંત આવ્યો. દિવસ-રાતની રઝળપાટ હવે બંધ થઈ...

...પણ એ કેવો ભયાનક ભ્રમ હતો તેની એમને થોડા વખતમાં જ જાણ થઈ ગઈ !

ડાકુ સુલ્તાના, ડાકુરાણી પૂતલી, લાખનસિંહ, ડાકુ અમૃતલાલ અને માનસિંહનું વેર લેવા વકરેલો રૂપો - એ બધા જ ચમ્બલના અજંપાનો પડઘો પાડવા હજુ જીવતા હતા.

**(પ્રથમ ભાગ સમાપ્ત)**



# એક

ગ્વાલિયરના એ જ કૅમ્પ મેદાન પાસે હું ઊભો હતો, જ્યાં દસ વરસ પહેલાં ડાકુ માનસિંહના શબને જોવા માટે લોકોની ઠઠ જામી હતી. આજે હવે એ મેદાન મટીને એસ. ટી. બસનું મથક બની ગયું છે. બસોની આવનજાવનને વિસારી પાડી હું એ ઝાડ તરફ જોતો હતો, જેની છાયામાં માનસિંહના શબને ખાટલા સાથે બાંધી લોકોને જોવા માટે રાખવામાં આવ્યું હતું. દસ વરસ પહેલાંની એ ઘટનાને સિગારેટની ધૂમ્રસેરમાં તાદશ કરવા મથતો હતો ત્યારે મારો બીજો હાથ પૅન્ટના ખિસ્સામાં રાખેલા એક કાગળ પર ફરતો હતો.

માનસિંહના મોતથી ચંબલનો અજંપો ટળી જશે એમ માનનારા પોલીસ અધિકારીઓને કેવું ભોંઠા પડવા જેવું થયું ! માનસિંહના મોતથી ચંબલની ભુલભુલામણી જેવી કોતરો થોડી નાશ પામવાની હતી ? જમાનાઓથી જેની લોહીની તરસ વધુ ને વધુ ઉગ્ર બનતી જાય છે એ ચંબલ નદીનો શાપ માનસિંહની હત્યાથી થોડો ટળી જવાનો હતો ?

અનાયાસ ખિસ્સામાંથી પેલો કાગળ બહાર કાઢીને મેં જોયો. ગ્વાલિયરના પોલીસ-ઉપરીએ આપેલી એ યાદી કેટલી લાંબી હતી ! એકવીસ ટોળીનાં નામ તેમાં લખેલાં હતાં. જે રાજસ્થાન, મધ્યપ્રદેશ અને ઉત્તરપ્રદેશના વિસ્તારને રંજાડતી હતી. ટુકડીના સરદારના નામથી ઓળખાતી એ દરેક ટોળીમાં ત્રીસથી ચાલીસ ડાકુઓ હશે એવો પોલીસનો અંદાજ હતો અને એમની પાસે કેવા પ્રકારનાં હથિયારો છે તેની પણ નોંધ કરેલી. આ તો પોલીસના દફતરમાં ચડી ચૂકેલી 'એનલિસ્ટેટ ગૅંગ'ની વાત થઈ. એ સિવાય નાની-મોટી હરકતો કરનાર ડાકુઓ તો કોણ જાણે કેટલા હશે ! પોલીસ પાસે પણ તેનો હિસાબકિતાબ નહીં હોય !

માનસિંહના મોત પછી ડાકુગીરી ચાલુ રહી, છતાંય માનસિંહે ઊભી કરેલી ડાકુની 'પ્રતિષ્ઠા' તો એની સાથે જ ચાલી ગઈ. ૧૯૫૫ પછી કોઈ ડાકુ એવો પાક્યો નથી જેને માનસિંહ જેવું માન મળ્યું હોય, જેને લોકોનો પ્રેમ સાંપડ્યો હોય. માનસિંહની જેમ કોઈના દુહા રચાયા નહીં. કોઈ માએ માનસિંહ સિવાય બીજાનાં હાલરડાં પણ ગાયાં નહીં.

કારણ કે માનસિંહ ડાકુ નહીં પણ બાગીની જેમ વર્ત્યો હતો. ગરીબોને તેણે રંજાડ્યા નહોતા, સ્ત્રીઓ તરફ ઊંચી આંખ કરીને જોયું નહોતું, ધનને તેણે અંગત એશ-આરામ માટે વાપર્યું નહોતું, છેવટ સુધી ધર્મની આસ્થા છોડી નહોતી. અરે, મરતાંમરતાં પણ તેની જબાન પર દુર્ગામાનું નામ રહ્યું હતું. આવા માનસિંહનો જોટો ક્યાંથી જડે ?

આવા વિચારો વાગોળતો હતો ત્યાં મારા સાથીદારે કહ્યું : 'ચાલો, આપણી બસ ઊપડે છે.'ત્યારે મારે રાજા માનસિંહના વિચાર ખંખેરી નાખવા પડ્યા. મુરેના જતી બસમાં અમે બેઠા. ધૂળ ઉડાડતી બસ વચ્ચે વચ્ચે આંચકા આપતી દોડ્યે જતી હતી મુરેના તરફ... ડાકુરાણી પૂતલીના ગામ ભણી.

પૂતલીબાઈ !

કેવું આકર્ષક નામ છે ! એ નામની આગળ ડાકુરાણીનું બિરુદ કેવી રીતે લાગ્યું ? અનેક મહેફિલોની રોનક બની જનારું એ નામ અનેકોના મોત સાથે ક્યાંથી સંકળાયું ?

મુરેનાની મજલ હજુ લાંબી હતી, છતાં મુરેના જિલ્લાના બરબાઈ ગામમાં મન પહોંચી ગયું.

ગામની એક સાંકડી શેરી... શેરીના છેડે એક નાનકડું ઘર... ઘરના ઉંબરે બેઠેલી એક બૂઢી... નામ એનું અસગરીબાઈ.

જાત ? તવાયફને કોઈ જાત નથી હોતી.

કામ ? તવાયફને એક જ કામ હોય છે – મરદોનાં દિલ બહેલાવીને પેટનો ગુજારો કરવાનું.

અસગરીબાઈનો એક જમાનો હતો. તેનાં રૂપ, યૌવન અને કંઠે લોકો પર કામણ કર્યાં હતાં.

*'સાંવરિયા રે મત મારો નજરિયાં...'*

અસગરીબાઈ આ ઠૂમરી ગાતી ત્યારે સાંભળનારાઓનાં દિલ ઘૂમરીએ ચડતાં.

એ અસગરીબાઈ હવે વીતી ગયેલા જમાનાનાં સંભારણાંને વાગોળતી ઘરના ઉંબરે બેઠી છે. ચહેરા પરની કરચલીઓ દિલના જખમની ચાડી ખાય છે. જેના બોલ પર વાહવાહ થતી એના નિસાસા સાંભળનારું પણ આજે કોઈ નથી.

'દાદીમા ! શું વિચાર કરો છો ?' બાર-તેર વરસની પોતીએ અસગરીને ઢંઢોળી ત્યારે તેની વૃદ્ધ આંખો જુવાનીના ઉંબરે ઊભેલી છોકરીને નિહાળવા લાગી.

'બેટી તન્નો ! વિચાર કરવા સિવાય હવે બીજું શું કરવાનું છે ?' એક વધુ નિસાસો બહાર પડ્યો : 'મારી આંખોમાં થોડું તેજ છે ત્યાં લગીમાં તું મોટી થઈ જા. બસ એ જ એક મુરાદ રહી છે હવે...'

દાદીમા આવું વારંવાર કહેતાં અને તન્નો એ સાંભળી લેતી. કંઈ બોલતી નહીં પણ તેને તેની મા જરૂર યાદ્ આવી જતી - એ મા કે જેને લોકો ડાકુરાણી કહેતા, હત્યારી તરીકે યાદ કરતા. બહાર નીકળતી ત્યારે આંગળી ચીંધીને ગામલોક અજાણ્યાને ઓળખાણ આપતા : 'જો, પેલી જાય છે તે પૂતલીની દીકરી.'

તન્નો ત્યારે ગરદન ઊંચી કરીને જોતી, જાણે કહેતી હોય : 'હા-હું પૂતલીની બેટી છું... તમે એને ડાકુરાણી તરીકે યાદ રાખી છે, પણ મને એ મારી મા તરીકે જ યાદ રહી છે.'

તન્નો ઘરમાં ચાલી ગઈ એટલે અસગરીબાઈ ફરી વિચારોની કડી મેળવવામાં ગૂંથાઈ ગઈ - એ પૂતલીના વિચારો કે જે પોતાની અને તન્નો વચ્ચેની કડી હતી.

પૂતલી પણ બાર-તેર વર્ષની હતી ત્યારે પોતે તેને લઈને આ ગામમાં ફરી વસવાટ કરવા આવેલી. સાથે પૂતલીથી બે વરસ નાની તારા પણ હતી. આંખની બે કીકીઓ જેવી પોતાની આ બે દીકરીઓમાં મોટી માનાં પગલેપગલે નાચ-ગાનમાં દિલચસ્પી લેતી, જ્યારે નાનીને એનો અણગમો હતો.

અસગરી વારંવાર કહેતી : 'પૂતલી મારા ઘરાનાને જીવતો રાખશે. મારું કામ એ ઉપાડી લેશે.'

એક વાર ઘરમાં રિયાજ ચાલતો હતો. તબલાંની થાપી પર સગરીનાં ઘૂંઘરુ રણઝણતાં હતાં. સારંગીની ધૂન પર કંઠનાં કામણ રેલાતાં હતાં. ત્યાં અચાનક એના પગમાં મોચ આવી. નૃત્ય થંભ્યું, સાજિંદાઓના હાથ અટક્યા. સાજ મૂંગા બની ગયા.

પૂતલી સામે જ બેઠી હતી. નાની દીકરી તારા માના પગની સારવારમાં પડી ગઈ. પૂતલીની નજર ખામોશ ઘૂંઘરુ પર પડી. પગમાં ઝણઝણાટી જાગી ઊઠી. બીજી જ મિનિટે એ ઘૂંઘરુ પૂતલીના પગમાં વીંટળાઈ ગયાં. સાજિંદાઓ સમજી ગયા. સંગીત સળવળી ઊઠ્યું. પૂતલીના કંઠે અધૂરું ગીત ઉપાડી લીધું. પગ સ્ફૂર્તિથી ફરવા લાગ્યા :

*'સાંવરિયા રે મત મારો નજરિયાં...'*

બિછાનામાં આડે પડખે થયેલી અસગરીના દિલને ખુશીનો ઝાટકો લાગ્યો. માએ દીકરીને દાદ આપી : 'વાહવાહ !'

એ દાદનો પડઘો બીજી રાતની મહેફિલમાં સેંકડો જબાનોએ ઝીલી લીધો : 'ક્યા નાચતી હૈ ! ક્યા ગાતી હૈ ! યાર, યે પૂતલી તો હમારા હોશ લૂટ જાયેગી !'

બસ ત્યારથી પૂતલીનું નામ લોકોનાં દિલમાં જખમ કરી ગયું.

પૂતલી વિનાની મહેફિલ અધૂરી ગણાતી. જમીનદારને ત્યાં શાદી હોય, બોલાવો પૂતલીને. મોટા ઘેર દીકરો જન્મ્યો હોય તો ખુશાલી મનાવવા માટે પૂતલીની હાજરી જોઈએ. હોળીનો ગુલાલ પૂતલીનાં ગીતો વગર ફિક્કો લાગે. પોલીસ અફસરો પણ પૂતલીની મહેફિલમાં સામેલ થવાનું ન ચૂકે. અસગરીબાઈ બેટીની વધતી જતી શોહરત પર વારી જતી. 'મારા દિલના ટુકડાને કોઈની બદનજર ન લાગે !' એવી દુવા ખુદા પાસે માગતી.

પણ એક જણની નજર પૂતલી પર લાગી ચૂકી હતી. એ જેવીતેવી કાચી-પોચી નહોતી. માથાભારે ડાકુ સુલ્તાનાની આગ વરસાવતી નજર પૂતલીના જોબન પર પડી. ઔરતને કદી દાદ નહીં દેનારો સુલ્તાના પૂતલી પર મોહી પડ્યો. એક-બે મહેફિલમાં તેનો નાચ જોયા પછી પૂતલી એના દિમાગ પર છવાઈ ગઈ : 'નહીં ! નહીં ! પૂતલી હવે બીજા કોઈ સામે નહીં નાચે. મારી નજરમાં, મારા દિલમાં એ કાયમને માટે નાચતી રહેશે.'

ધૌલપુર રિયાસતના જમીનદારને ત્યાં શાદી હતી. પૂતલીને તેડું આવ્યું. અસગરીબાઈનો હરખ સમાતો નહોતો : 'મોટામોટા જમીનદારો ત્યાં હાજર હશે. બેટી, તારાં કદમોમાં નોટોનો ઢગલો થઈ જશે. બસ મહેફિલ એવી જમાવજે...'

થયું પણ એમ જ. પૂતલીના કંઠના જાદુએ રાતને વધુ જોબનવંતી બનાવી. તેનાં ઘૂંઘરુએ વાતાવરણને મદહોશી બક્ષી. 'વાહવાહ ! સુભાનઅલ્લા !'ની દાદ સાથે નોટો વેરાવા લાગી. જમીનદારો વચ્ચે ચડસાચડસી થવા માંડી.

*'પિયા બિના નાહી આવત ચૈન...'*

પૂતલી મસ્તીમાં ઝૂમતી-નાચતી-ગાતી હતી. રાતના બે વાગી ચૂક્યા હતા, છતાં કોઈ મહેફિલ છોડવા તૈયાર નહોતું. પેટ્રોમૅક્સની બત્તીઓ ઝાંખી પડી તોપણ મહેફિલનો રંગ ઝંખવાયો નહીં.

ધડ... ધડ... ધડ...

બંદૂક ગર્જી ઊઠી. ત્રણે પેટ્રોમૅક્સ આંધળી થઈ ગઈ. અંધકાર છવાઈ ગયો. ઘૂંઘરુ મૂંગાં થઈ ગયાં. સાજિંદા સાજ ફગાવીને આઘાપાછા થવા માંડ્યા. શોર મચી ગયો : 'ડાકુ ! ડાકુ ! ભાગો ! ભાગો !' હાંફતી-કાંપતી પૂતલી ત્યાં જ બેસી પડી. અસગરીબાઈ અંધારામાં પણ રૂપિયાની નોટોને સમાલવા મથતી હતી. જમીનદારો છૂ થઈ ગયા હતા.

દસબાર ગજ છેટેથી સુલ્તાના ધસી આવ્યો. પૂતલીનાં ઘૂંઘરુ અંધારામાં ચમકતાં હતાં. સુલ્તાનાની બંદૂકની નાળ એ ઘૂંઘરુને અડકી. ગરમ નાળનો સ્પર્શ પૂતલીની પાનીને દઝાડી ગયો. તેણે ચીસ પાડવા મોં ફાડ્યું અને સુલ્તાનાનો પોલાદી પંજો ઊઘડેલા મોં પર દબાવ્યો. પૂતલીની થરથરતી કાયા પર બીજો હાથ ફર્યો. અને બીજી જ ઘડીએ તે એના બંને હાથમાં ઊંચકાઈ ગઈ.

દૂરથી ઘોડાના ડાબલા સંભળાયા. ડાકુઓ ચાલ્યા ગયાનો ખ્યાલ મળ્યો, છતાં પણ કોઈ પોતાની જગ્યાએથી હટવા તૈયાર ન થયું. રોકેલા શ્વાસને છૂટો કરવાની હિંમત ન ચાલી.

પાંચ... દસ... પંદર મિનિટ અંધકાર જ રહ્યો. ખામોશી તૂટી નહીં. ડાકુઓ શું લૂંટી ગયા હશે ?

બત્તીઓ થઈ ત્યારે બધું એમનું એમ હતું, જાણે કંઈ જ લૂંટાયું નથી, પણ...

મહેફિલની રોશની ક્યાં ગઈ ? પૂતલી કેમ દેખાતી નથી ?

અસગરીને હવે યાદ આવ્યું : વચ્ચે ત્રણ વાર પૂતલીનાં ઘૂંઘરુ રણક્યાં હતાં. એ ક્યાંય સંતાઈ ગઈ હશે ! પછી બીજી જ પળે કાળજું ફાટફાટ થવા લાગ્યું. તેણે ચીસ પાડી :

'સુલ્તાના પૂતલીને ઉઠાવી ગયો... હું લૂંટાઈ ગઈ ! કોઈ મારી બેટીને એ જાલિમના પંજામાંથી છોડાવો...'

અને એ બેહોશ થઈ ગઈ.

*

'નહીં ! નહીં ! નહીં !' પૂતલીએ સુલ્તાનાને દૂર રાખવા ઘણી કોશિશ કરી : 'ચાહે તો મારા બદલામાં હજાર-બે-હજાર માગી લે, પણ પ્યારની વાત છોડી દે !'

'હા... હા... હા...' સુલ્તાના ખડખડાટ હસી પડ્યો. ચંબલની કોતરોએ તેના પડઘા પાડ્યા.

'પ્યારી ! રૂપિયા તો સુલ્તાના ચાહે તેટલા લૂંટી શકે છે. મારે તો તારો પ્યાર જોઈએ છે. દિવસ-રાતની આ રઝળપાટમાં સુંવાળો સંગાથ જોઈએ છે.'

પૂતળી ધ્રૂજી ઊઠી. સુલ્તાનાની માગણીમાં મક્કમતા દેખાઈ. તેને ઘર યાદ આવ્યું. મા અને બહેન સાંભર્યાં.

'સુલ્તાના !' પહેલી વાર પૂતલીએ તેનું નામ ઉચાર્યું : 'સંગાથ માટે તને બીજી કોઈ ઓરત ન મળી ?... હું તો તવાયફ છું. એક જ આદમીના સંગાથની અમને આદત નથી હોતી.'

તેના પાતળા હોઠમાંથી શબ્દો ફૂલની જેમ ખરતા હતા. એ હોઠ જોયા ત્યારથી સુલ્તાનાની તરસ તીવ્ર બની હતી. પૂતલીની વાત સાંભળીને તે પહેલાં તો હસ્યો, પછી જોશમાં આવીને બોલી ગયો : 'છોકરી ! વાદવિવાદ મને પસંદ નથી. અનેક ખૂબસૂરત ઓરતો સુલ્તાનાને દિલ દેવા થનગનતી હતી, પણ બંદાને આજ સુધી મહોબ્બતના નામ સામે નફરત રહી. લૂંટફાટમાંથી એવી ફુરસદ ક્યાં મળે ? હું માનતો હતો કે પ્યાર-બ્યાર તો ફુરસદવાળા માણસોનું કામ છે. પણ... તને જોઈ અને દિલ ફરી બેઠું ! દિમાગ બળવો કરી બેઠું !'

પૂતલી મૂંગી જ રહી. સુલ્તાના પાસેથી તેને હજુ પૂરો જવાબ મળ્યો નહોતો.

'હવે રહી તવાયફની વાત... તું તવાયફ છો તો હું ડાકુ છું. બંને સમાજનાં દુશ્મન ! એટલે જ કહું છું કે આપણો સંગાથ કાયમી બની શકશે. પૂતલી, ખુદાના કસમ ! હું તને દિલની રાણી બનાવીને રાખીશ...'

એક પુરુષ, માથાભારે મરદ તેના પ્યારની માગણી કરતો હતો. ધારે તો બળજબરી કરીને પોતાને તાબે કરી શકે તેમ હતો. પૂતલીને તેના અવાજમાં લાગણીની સચ્ચાઈ સંભળાઈ. તે

વિચારમાં પડી ગઈ : શું કરવું ? શું કહેવું ? પહેલો વિચાર એ આવ્યો કે થોડા દિવસ આનું દિલ બહેલાવી મોકો મળે ત્યારે છટકી જવું.

'હું તો ઉલઝનમાં પડી ગઈ છું, સુલ્તાના !' તેણે અવાજમાં નરમાશ લાવી કહ્યું : 'ત્યાં મારાં ઘરવાળાં પર શું વીતતું હશે ? મારી મા આ આઘાત જીરવી નહીં શકે.'

'પૂતલી, તેનો ઇલાજ મેં કરી લીધો છે.' સુલ્તાનાનો ઉત્સાહ વધી ગયો : 'તારે ઘેર માણસને મોકલીને ખબર આપ્યા છે કે તું સલામત છો. તારી ઇચ્છા વિરુદ્ધ કાંઈ જ નહીં થાય.'

પૂતલી પીગળી ગઈ : 'તો ભલે, મારી ઇચ્છા જાણવા માટે તારે થોડી સબૂરી રાખવી પડશે.'

'સબૂરી !' સુલ્તાના તેના જોબન પર મીટ માંડીને બોલ્યો : 'જો, પૂતલી, વધુ ઇન્તેજાર ન કરાવતી. દિલ હવે હાથમાં નથી રહેતું.'

સુલ્તાનાને રાહ ન જોવી પડી. એક અઠવાડિયામાં પૂતલી તેના લોખંડી બાહુપાશમાં સમાઈ ગઈ. એ ડાકુનો કદાવર સીનો, મજબૂત હાથો અને ગરમગરમ શ્વાસોએ પૂતલીની નાજુક કાયામાં ઉત્તેજનાનાં તોફાન જગાવ્યાં.

'બસ, પૂતલી, હવે તું મારી થઈ ગઈ – મારા એકલાની જ થઈ ગઈ.' વારંવાર સુલ્તાના તેને લાડથી કહેતો. પૌરુષના એવા અહંથી પૂતલી વાકેફ હતી, છતાં તેના મનથી તે હજુ માનતી નહોતી કે પોતે કાયમને માટે સુલ્તાનાની બની ચૂકી છે. દરેક મરદ શરૂઆત આમ જ કરે છે. ધીમેધીમે પ્યારનાં પૂર ઓસરવા લાગે છે. અંતે આપોઆપ લગામ છૂટી જાય છે.

પૂતલીના સહવાસમાં સુલ્તાના એશ કરવા લાગ્યો. ડાકુના અડ્ડામાં હવે સેન્ટ, પાઉડર અને લિપસ્ટિક આવવા માંડ્યાં. બીજા બધાને દેશી દારૂ મળતો, ત્યારે સુલ્તાના પૂતલી સાથે વિલાયતી શરાબની મોજ માણતો. દરેક સાથી પૂતલીની ઇજ્જત કરતો, એનો બોલ માથે ઉઠાવતો. પણ સુલ્તાનાના જમણા હાથ જેવો બાબુ લોહારી ખાનગીમાં પૂતલીના જોબનના ખ્વાબ સેવવા મંડ્યો : આજે ભલે એ સુલ્તાનાનું પડખું સેવે, પણ કાલે તેને હું મારી બનાવ્યા વિના નહીં છોડું...

એવી કાલની તે રાહ જોવા લાગ્યો.

લૂંટ-ધાડ અને કતલની વાતથી પૂતલીનું માસૂમ દિલ શરૂઆતમાં કંપારી અનુભવતું. તે સુલ્તાના સાથે જવાને બદલે અડ્ડામાં રહેવાનું પસંદ કરતી.

બાબુ લોહારીએ એક વાર મોકો સાધ્યો. બીમારીનું બહાનું કાઢી એ સુલ્તાના સાથે ધાડ પાડવા ન ગયો. અડ્ડા પર પોતે, પૂતલી અને પૂતલીની હિફાજત માટે રાખેલા બીજા બે સાથીઓ એમ ચાર જણ રહ્યાં. પૂતલી જાણતી હતી કે બાબુ તેના તરફ અવારનવાર લોલુપ નજરે જોઈ લે છે. ક્યારેક તેને તડપાવવામાં પૂતલીને મજા આવતી. એમાં તેના રૂપનું અભિમાન પોષાતું. પોતાની જુવાનીનો તાપ આ જુવાન જીરવી નથી શકતો એ ખ્યાલથી તેને ગમ્મત થતી. છતાં

તેને ખાતરી હતી કે બાબુ અમુક હદ વટાવી નહીં શકે, કારણ કે સુલ્તાનાની ધાકથી તેનો દરેક સાથી ધ્રૂજતો.

પૂતલી સાથે એકાંત મેળવવા માટે બાબુએ બે સાથીઓને શરાબમાં ડૂલ કરી દીધા. પછી લથડતી ચાલે 'પિયા બિન નાહીં આવત ચૈન...' એમ લલકારતો પૂતલીના સૂવાના કમરા તરફ ઊપડ્યો. મોટી ગુફામાં દરવાજા વગરના કેટલાક કમરા હતા. પૂતલી ખાટલા પર આડી પડેલી. હવાબારી જેવા બાકોરા પાસે બાબુ રોકાયો. ડોકિયું કરીને અંદર જોઈ લીધું. પૂતલી કોઈ વિચારમાં ખોવાયેલી હોય તેમ છત તરફ તાકીને એક પગનો અંગૂઠો હલાવતી પડી હતી. ટૂંકા ઘેરદાર ઘાઘરાનાં આભલાં ચાંદરડાંની જેમ ઝગમગતાં હતાં. ગોરીગોરી પિંડી અને શ્વાસની સાથે ઊંચુંનીચું થતું પૂતલીનું જોબન બાબુ લોહારીના રૂંવેરૂંવે આગ પ્રગટાવી ગયું. નશાની અસરમાં સુલ્તાનાની ધાક વિસારે પાડી તે આગળ વધ્યો. લથડતા પગ પૂતલીના કમરા તરફ વળ્યા : 'પિયા બિન નાહીં...' ગણગણતો તે પૂતલીની સામે જઈને ઊભો.

ઝાટકા સાથે પૂતલી બેઠી થઈ ગઈ.

'બાબુ !' તેની આંખો અંગારા બની ગઈ : 'અહીં કેમ આવ્યો ?'

બાબુએ તેના ચહેરા પરથી નજર હઠાવી લીધી. પગ સહેજ પાછા હઠી ગયા. કપાળ પર પસીનાનાં બુંદ ફૂટી નીકળ્યાં.

'પૂતલી, એકલાંએકલાં બેચેની લાગતી હતી. થયું કે તું પણ એકલી જ છે... જરા બેચેની દૂર કરીએ.' કહીને આગળ વધ્યો : 'પૂતલી, એક ગાણું સંભળાવ ને !'

'તારી જબાનને લગામમાં રાખ, બાબુ !' પૂતલીએ ત્રાડ નાખી, 'હું તારા સરદારની માશૂક છું. જા અહીંથી...'

'માશૂક !' બાબુએ લાળા ચાવવા માંડ્યા : 'પૂતલી, તું હજુ સુલ્તાનાને ઓળખતી નથી.'

'અને, બાબુ, તેં મને પૂરી ઓળખી નથી.'

'ઓળખવા તો આવ્યો છું.' બાબુએ નરમાશ ધારણ કરી : 'હું તારી બેચેની સમજું છું. તને ઘર યાદ આવે છે એ જાણું છું. ચાહતી હો તો હું મદદ કરવા તૈયાર છું.'

'શેની મદદ ?' પૂતલીને બાબુની કમજોરી માટે દયા આવતી હોય તેમ આસ્તેથી પૂછ્યું.

'તારે નાસી જવું હોય તો...' બાબુ પણ નજીક હળવેકથી બોલ્યો : 'હું તને ઘેર પહોંચાડી દઉં.'

પૂતલી થોડી વાર તેને જોઈ રહી. સુલ્તાનાએ તો આને શીખવ્યું નહીં હોય ? કદાચ એ રીતે મારા મનની વાત જાણી લેવા માગતો હોય.

'તારા સરદારની ગદ્દારી કરી મને મદદ કરવા તૈયાર થયો છે ?' પૂતલીએ તેનું પારખું કરવા પૂછ્યું.

'મને તારા માટે હમદર્દી જાગી. સુલ્તાના ક્યાં જાણવાનો કે મેં તને ભગાડી છે ?'

'બદલામાં તારે શું જોઈએ ?'

બાબુ તેનો સવાલ સાંભળીને ડઘાઈ ગયો. તે પૂતલીના ચહેરાના ભાવ વાંચવા મથ્યો, પણ સમજાયું નહીં કે ખરેખર આ ઓરતના દિલમાં શું રમી રહ્યું છે. હવે સંભાળીને જવાબ આપવાનો હતો.

'બદલામાં ? તારી હમદર્દી...' તે પ્યાર ન બોલી શક્યો. એવી ઉતાવળ કરવામાં જોખમ લાગ્યું, સુલ્તાનાનો ભય પણ લાગ્યો. ધીરે રહીને એટલું જ કહ્યું : 'ક્યારેક તારે ઘેર આવું તો મહેમાનનવાજી કરજે, એકાદું દર્દીલું ગાણું સંભળાવજે, મતવાલો નાચ દેખાડજે અને દિલ બહેલાવજે, બસ...'

હા... હા... કરતી પૂતલી ખડખડાટ હસી પડી. બાબુ ઉલઝનમાં પડ્યો. ઘણી વારે પૂતલીનું હસવું રોકાયું : 'જા, બાબુ, જા ! મને અહીં લહેર છે. મારે નાસી જવાની શી જરૂર...' પછી ખાટલામાં લેટી જઈને ઉમેર્યું : 'હું તો તારી મજાક કરતી હતી.'

'મજાક !' બાબુને ભોંઠા પડવા જેવું લાગ્યું. એ ફસકી પડ્યો. 'ત્યારે તું એમ માને છે કે હું સાચું કહેતો હતો ? હુંય તારી મજાક કરતો હતો... તારું મન માપતો હતો.'

'ફરી વાર એવી બેવકૂફી ન કરતો, બાબુ !' પૂતલીએ તીખાશથી કહ્યું : 'તવાયફનું મન માપનારા ખુદ મપાઈ જાય છે, સમજ્યો ?'

'એ તો વખત આવ્યે ખબર પડશે.' કહીને બાબુ હાથ મસળતો ચાલ્યો ગયો. એ વખતે તો વાત ત્યાંથી જ અટકી ગઈ.

પછી પૂતલી ક્યારેક સુલ્તાના સાથે ધાડ પાડવા જવા લાગી, પણ એનો જીવ એમાંય લાગતો નહીં. ગીત-સંગીત અને નાચની મહેફિલના ભણકારા વાગ્યા કરતા. ઘર યાદ આવી જતું. સુલ્તાના સાથે એકાન્તમાં હોય ત્યારે આ બધું થોડી વાર માટે વીસરી જતી, પણ લૂંટ-ફાટ અને માર-ધાડમાં તેને દિલચસ્પી લાગી નહીં.

એકબે વાર તેણે સુલ્તાનાને સમજાવી જોયું : 'હવે ઘેર જવા દે. મા અને બહેનને મળવા માટે દિલ તલસે છે. જલદી પાછી ફરી જઈશ.'

પણ સુલ્તાનાની તરસ હજુ છીપી નહોતી. કદાચ તેને પૂતલી પર પૂરો ભરોસો પડ્યો નહીં હોય : 'રાણી, તારા વિનાની જિંદગી વેરાન લાગશે. હજુ બેચાર મહિના જવા દે, પછી હું જ તને ઘેર મૂકી દઈશ.'

પૂતલી ત્યારે થોડી હતાશ થતી, થોડી ખુશી પણ અનુભવતી – આ માથાભારે મરદ પોતાનો વિયોગ સહન કરી શકતો નથી એ ખ્યાલ તેનું દિલ બહેલાવી જતો. જીદ કરવામાં સાર નહોતો. એ જાણતી હતી એટલે સબૂરી પકડીને બેસી રહી.

ત્રણ, ચાર અને પાંચ મહિના વીતી ગયા. અને ધારેલી ઘડી આવી પહોંચી. પૂતલી સુલ્તાનાના મજબૂત સીના પર માથું ટેકવી પડી હતી. સુલ્તાના શરાબની પ્યાલી તેના હોઠે અડાડતો. એક ઘૂંટ એ પીતી, બીજો ઘૂંટ પોતે પીતો. વચ્ચેવચ્ચે પ્યાલી આઘી રહેતી અને ભીના હોઠ નજીક આવતા.

પૂતલી અચાનક ઊઠી. તેને ગભરામણ થવા માંડી. ઊબકા આવ્યા. ઊલટીમાં શરાબ બહાર ઠલવાઈ ગયો. સુલ્તાના તેની પીઠ પંપાળવા લાગ્યો : 'શું થયું ? શરાબની જાતમાં બનાવટ તો નથી ને ?'

શ્વાસ ખાતી પૂતલીએ તેની સામે તીરછી નજરે જોયું. સુલ્તાનાના ચહેરા પરનો ગભરાટ જોઈને તેને ગમ્મત થઈ : 'ગભરાઈ ગયો ? જે થવાનું હતું તે થયું. હવે મારાથી અહીં નહીં રહેવાય !'

'શું કહે છે તું, પૂતલી ?' સુલ્તાનાએ તેનું બાવડું દબાવ્યું : 'હજુ તું ઘર ભૂલી નથી. મારી બની નથી ?'

'હવે બાકી શું રહ્યું ?' પૂતલીએ નીચી નજર કરી : 'તારી તો હતી જ... હવે તારા બચ્ચાની મા પણ બનવાની !'

'હેં !' સુલ્તાનાના હાથમાંથી પ્યાલી નીચે પછડાઈ : 'સાચું કહે છે, પૂતલી ?'

પૂતલીએ તેના મુખ પરના ભાવ નીરખ્યા. સમજી ગઈ કે બાપ થવાની ખુશીથી ચહેરો ચમકી રહ્યો છે, છતાં બનાવટ કરતી બોલી : 'કેમ, આઘાત લાગ્યો ? પ્યારનું પરિણામ વસમું લાગે છે ?'

'અરે, મારી રાણી !' ડાકુ સુલ્તાનાએ તેને બંને હાથે ઊંચકીને ખાટલામાં સુવાડી : 'હું બાપ થવાનો છું એ સમાચારથી દિલ ઊછળવા લાગ્યું છે ! એમ થાય છે કે તને અધ્ધર ઉછાળું !' કહીને ફરી તેને ઊંચકવા લાગ્યો.

પૂતલી એની ખુશાલી પર હરખાતી હતી : 'હાં... હાં... હાં... મને ઉછાળવાની મૂર્ખાઈ ન કરીશ !' પછી તેની છાતી પર મુક્કીઓ મારતી કહેવા લાગી : 'બુધ્ધુ ! હવે મારે બહુ સંભાળવું પડશે. પાંચ મહિના ખમી જા. તારા બચ્ચાને ઉછાળજે.'

'બાપ રે બાપ ! પાંચ મહિના ?' સુલ્તાનાએ અધીરાઈ દર્શાવી.

'હા, એટલો વખત આપણે જુદાં રહેવું પડશે. મારે જલદી અહીંથી જવું પડશે.'

સુલ્તાનાને આંચકો લાગ્યો. એ વિચારમાં પડી ગયો. શું પૂતલી તેની સાથે કોઈ રમત રમે છે ? છટકી જવા માટે બહાનું બતાવે છે ? પૂતલી તેની શંકા પામી ગઈ હોય તેમ બોલી ઊઠી : 'બાપ થવું છે અને જુદાઈ સહેવી નથી એ કેમ ચાલે ? મારાથી હવે રઝળપાટ ન થાય. છેલ્લી ઘડીએ કોઈ બૈરું-માણસ પાસે જોઈએ. આદમીને આમાં સૂઝ ન પડે.'

થોડા દિવસ તો સુલ્તાના ઉલ્ઝનમાં રહ્યો. દિવસ-રાત મનમાં બાપ થવાના ખ્યાલ આંટાફેરા કરી જતા, પણ શંકાનો કાંટો ક્યારેક ઉઝરડા કરી જતો : 'પૂતલી ખોટું તો નહીં બોલતી હોય ?'

ધીમેધીમે તેને ખાતરી થવા માંડી. પૂતલીનો જીવ વારંવાર ચૂંથાતો, ઊબકા અને ઊલટી પણ વધી ગયાં. શંકાનું કારણ રહ્યું નહીં ત્યારે સુલ્તાનાએ ધરપત અનુભવી : હવે કાયમને માટે પૂતલી તેની થઈ ચૂકી છે ! છતાં તેને સમજાવી : 'તું ઘેર જવા અધીરી થઈ છો, પણ ત્યાંથી તને જાકારો મળશે એનો વિચાર કર્યો ? ડાકુ સાથે રહી આવેલી ઓરતને સમાજ સંઘરતો નથી. નકામી શું કામ દુઃખી થવા જાય છે ?'

'સમાજની મને પરવા નથી.' પૂતલીએ જુસ્સાભેર કહી દીધું : 'મારે હવે સમાજના આધારની ક્યાં જરૂરત છે ? અને ઘેરથી મને કદી જાકારો નહીં મળે, સુલ્તાના ! તમે મરદો માની મમતાને નહીં સમજી શકો. મને જોતાંવેંત જ મા ખુશીની મારી પાગલ બની જશે.' તેનો અવાજ લાગણીથી ભીંજાઈ ગયો.

'પણ તારી મા જાણશે કે તારા પેટમાં મારું બીજ છે ત્યારે ?' સુલ્તાના પૂછી બેઠો.

'ત્યારે એ તારી જેમ જ દાદીમા થવાના ખ્યાલમાં ઘેલી બની જશે.'

હવે સુલ્તાના પાસે કોઈ દલીલ રહી નહીં.

'તો ભલે, ખુશીથી જા... અને આપણા પ્યારની નિશાનીને લઈને જલદીજલદી પાછી ફરજે.'

અને સુલ્તાના પૂતલીને બરબાઈ ગામના પાદર સુધી વળાવી આવ્યો. વારેવારે પાછળ ફરીને પૂતલી સુલ્તાનાને જોઈ લેતી હતી, છતાં સુલ્તાનાને ઉચાટ થયેલો : 'એ હવે પાછી આવશે ?'

*

બૂઢી અસગરીને એ સાંજ બરાબર યાદ રહી ગઈ છે. ચૌદ વરસ વીતી ગયાં હતાં. હજુ બધું એવું ને એવું તાજું છે. આવી જ રીતે તે ઉંબરે બેઠી હતી. શરીરે બુઢાપો વળગ્યો નહોતો. આંખોમાં ઝાંખપ આવી નહોતી. દિલમાંથી ઉમ્મીદ ઓસરી નહોતી : બાવીસ વરસની બેટી જરૂર પાછી આવશે. છેલ્લા પાંચ મહિનાથી અસગરીએ એક જ રટણ લઈને ઉંબરે બેસી જતી - સવાર, બપોર, સાંજ !

પોલીસમાં ફરિયાદ નોંધાવી પણ દાદ ન મળી. ડાકુ તવાયફની બેટીને ઉઠાવી ગયો, એમાં સમાજનું શું બગડી જવાનું ? નાચગાનની થોડી મહેફિલો ઓછી થશે એ જ કે બીજું કંઈ ? ભલે સુલ્તાના થોડા દિવસ એના નાચગાનમાં રચ્યોપચ્યો રહે - લોકોની એટલી રંજાડ ઓછી થશે, અમને પોલીસને એટલી રાહત મળશે.

ડાકુ તરફથી જ્યારે કહેણ આવ્યું કે તારી બેટી સુલ્તાનાની મહેમાન બની છે, સલામત છે ત્યારે અસગરીને પણ ધરપત થઈ હતી. પણ મહિના-બે-મહિના બાદ ફરી ઉચાટ થવા લાગ્યો : પૂતલી આવી કેમ નહીં ? પાંચ પાંચ મહિના લગી મહેમાન બનાવીને રાખી હશે ?

'અરે, આ કોણ આવે છે ?' સંધ્યાના ઝાંખા અજવાળામાં ચાલી આવતી દીકરીને જોઈ મા સડાક કરતી ઊભી થઈ ગઈ હતી : 'પૂતલી જ છે. એ ઠસ્સો, એ ચાલ અને એવી મસ્તી બીજા કોઈનાં ના હોય...'

'અરે, તારા ! જો તો, કોણ આવે છે ! જલદી બહાર આવ.' 'રસોઈ કરતી નાની દીકરીને સાદ પાડીને તેણે બોલાવી ત્યારે હૈયામાં હરખ ઘૂઘવતો હતો.

છેલ્લાં આઠદસ પગલાં પૂતલીએ દોડીને ઓળંગ્યા અને ઉંબરા પાસે માને ભેટી પડી.

'આવી ગઈ, બેટી...'

પછી પૂતલી અને તારા એકબીજીને વળગી પડી. અસગરીએ આજુબાજુ જોઈને પૂછ્યું : 'એકલી જ આવી છો, બેટી ! સાથે કોઈ નથી ?'

'એકલી નથી, મા ! સાથે કંઈક લઈ પણ આવી છું.' પૂતલી માને વાત કહેવા અધીરી બની હતી. પછી આવેશને જાળવી લીધો : 'મા, નિરાંતે બધી વાત કરું છું.'

મા અને બહેન પૂતલીની વાતો સાંભળતાં ધરાતી નહોતી. ડાકુઓ સાથે પાંચ મહિના વિતાવેલી જિંદગીનું રોમાંચક બયાન કરવામાં પૂતલીને પણ પોરસ ચડતો હતો. જમી-પરવારી બિછાનામાં પડવાની તૈયારી થતી હતી ત્યારે મા પૂછ્યા વગર રહી શકી નહીં : 'બેટી, તું કહેતી હતી સાથે કંઈક લાવી છો... પણ એ તો તેં બતાવ્યું નહીં ?'

પૂતલી ચોંકીને માની સામે જોઈ રહી. અસગરીબાઈની આંખોમાં દોલતની આશા ચમકતી દેખાઈ. પૂતલીને તેમાં કાંઈ અજુગતું ન લાગ્યું. પોતે પાંચ મહિના બહાર રહી એ અરસામાં માને ગુજારા માટે ફરી નાચ-ગાનનો સહારો લેવો પડ્યો હતો, છતાં પહેલાં જેવું વળતર તેને મળતું નહીં. આવક ઓછી પડતી એટલે ગુજારા માટે થોડું કરજ પણ ચડી ગયેલું. ડાકુ પાસેથી પાછી ફરેલી બેટી દલ્લો લઈને આવે તેમ મા માની લે એ પૂતલીને સ્વાભાવિક લાગ્યું... પણ પોતે તો સુલ્તાનાના પ્યારની નિશાની લઈને આવી હતી. એ જ એને મન સૌથી મોટી મિલકત હતી. માને આ વાત કઈ રીતે કહેવી તેની ગડમથલમાં એ પડી ગઈ.

'પૂતલી, સામાનમાં તું કંઈ લાવી નથી, શરીર ઉપર પણ કોઈ ઘરેણાં દેખાતાં નથી, તો સુલ્તાનાની ભેટ તે ક્યાં છુપાવી છે ?'

પૂતલી નીચું જોઈ ગઈ. પેટમાં ફરકતા બચ્ચાના ખ્યાલે મુખ પર લજ્જા છવાઈ ગઈ. હોઠ સહેજ મરક્યા. કહેવા માટે જીભ સળવળી, ત્યાં...

ખડકીની સાંકળ જોરથી ખખડી.

મા-દીકરી સામસામે જોઈ રહી. અસગરીએ તારાને કહ્યું : 'જા તો, બેટી, કોણ આવ્યું છે, જો ને ?'

એક મિનિટના એ ગાળામાં પૂતલીની જીભ ઊપડી નહીં અને તારાએ આવીને કહ્યું : 'પોલીસ આવી છે...' ત્યારે મા-દીકરી બંનેને એકસરખો ઝાટકો લાગ્યો. ડોક મરડીને જોયું તો ગામના

ફોજદાર કમરાના દરવાજે ઊભા હતા. પૂતલીને રસભરી નજરે એક વાર જોઈ લઈ ખંધું હસ્યા : 'આવી ગઈ, પૂતલી ?'

'હા, હમણાં જ આવી.' અસગરીએ ઊભા થઈને તેમને બેસાડ્યા, 'આવો ને, સાહેબ !'

'હમણાં આવી ?' ફોજદારે કટાક્ષમાં કહ્યું : 'મેં તો સાંભળ્યું કે સાંજની આવી ગઈ.' ફોજદારના અવાજમાં સત્તાનો રણકો સંભળાયો. પૂતલી સાવધ બની : 'સાહેબ, પાંચ મહિના બાદ આવી એટલે માને તો એમ જ લાગે ને કે હમણાં આવી.'

'પાંચ મહિનામાં તારું રૂપ ઔર ખીલી ગયું... પૂતલી ! સુલ્તાનાએ ભારે મહેમાનનવાજી કરી લાગે છે !' ફોજદાર વિકૃતપણે મલક્યા.

'મહેમાનનવાજી !' પૂતલીએ માને બોલવા ન દેવા ઉતાવળે કહી દીધું : 'ડાકુના સકંજામાંથી જીવતી રહી એટલી ખુદાની રહેમ ગણો.'

'આવી છતાં પોલીસને મોં પણ ન બતાવ્યું ?' ફોજદારે રુઆબ છાંટવાની શરૂઆત કરી દીધી.

પૂતલીએ ચાલાકી વાપરી : 'મને શું ખબર કે આપને મારું મોં જોવાની આટલી બધી અધીરાઈ હશે ?'

પણ એની અવળી અસર થઈ : 'અચ્છા, તો સુલ્તાનાએ તને જબાન ચલાવતાં પણ શીખવી દીધું !' અસગરી અને તારા ગભરાઈ ગઈ. ફોજદારે ઊભા થતાં કહ્યું : 'ચાલ મારી સાથે પોલીસચોકીએ...

'પોલીસચોકીએ ?' અસગરી ગભરાટ સાથે પૂછી બેઠી : 'ત્યાં એનું શું કામ છે ? એણે શું અપરાધ કર્યો છે ?'

'અપરાધ ભલે ને સુલ્તાનાએ કર્યો,' ફોજદારે બંદૂકની નાળ પૂતલીના પેટ તરફ તાકીને કહ્યું : 'પણ આના પેટમાંથી એના અપરાધની વાત જાણવા મળશે ને !'

પૂતલી ધ્રૂજી ઊઠી. હવે તેને સમજાયું કે પાછા ફરવામાં તેણે અજુગતું કર્યું છે, છતાં હિંમતથી કહ્યું : 'સાહેબ, હું તમને અહીં જ બધી વાત કહું છું – બેસો.'

'ના, પૂતલી ! તારે ચોકીમાં બયાન આપવા આવવું પડશે.' ફોજદારે સખતાઈથી કહ્યું : 'થોડા દિવસ રહેવું પણ પડશે.'

પૂતલી ચોંકી. તારા અને અસગરીની આંખો પહોળી થઈ. પણ સત્તા સામે કોઈનું કાંઈ ચાલતું નથી. પૂતલીને ફોજદારની આગળ થવું પડ્યું. જતાંજતાં માને કહેતી ગઈ : 'તમે ફિકર કરશો નહીં. મને કોઈ કાંઈ કરવાનું નથી. બયાન આપીને હું જલદી આવું છું.'

પોલીસ સાથે જતી દીકરીને જોઈ અસગરીએ પહેલાં નિસાસો નાખ્યો અને પછી રોષ વ્યક્ત કર્યો : 'પાંચ મહિનાથી પોલીસમાં તેને છોડાવવાની હિંમત નહોતી અને હવે હેમખેમ આવી ત્યારે સત્તાનો ફાંકો બતાવવા દોડ્યા આવ્યા !'

પછી પેલું યાદ આવ્યું એટલે અફસોસ પણ કર્યો : 'પૂતલી ડાકુ પાસેથી શું લાવી એ તો કહ્યું નહીં... પોલીસ ઝડપી લેશે તો ઉપાધિ થશે.'

મુરેના જિલ્લાના પોલીસ-ઉપરી દીપસિંહ પાસે પૂતલીને લઈ જવામાં આવી.

'બોલ, છોકરી, પોલીસને તું સહાય કરવા માગે છે કે નહીં ?' પૂતલીએ લખાવેલું બયાન તેઓ વાંચી ગયા હતા, પણ તેમાંથી સુલ્તાનાની કોઈ બાતમી સાંપડી નહીં, એટલે સમજાવટ શરૂ કરી : 'ડાકુ સુલ્તાના સાથે પાંચ મહિના રહી આવી તેમાં તો તને એની ઘણી માહિતી મળી હશે. તું એનો અડ્ડો પણ જાણતી હોઈશ.'

'સાહેબ, મેં કેટલીક વાર કહ્યું કે મને આંખે પટ્ટી બાંધીને તેઓ બહાર લઈ જતા. બાકીનો સમય અંધારા કમરામાં પૂરી રાખતા.'

'હું એ માનું નહીં... સુલ્તાના કોઈ મતલબ વિના તને ઉઠાવી જાય નહીં અને કારણ વિના છોડી મૂકે નહીં.'

'મતલબ ! મરદોની મતલબ તમે ઓરતની જીભે સાંભળીને ખુશ થશો કે ? મારાં નાચ-ગાનથી એ એનું દિલ બહેલાવતો. એને હતું કે બેપાંચ હજાર આપી મારી મા મને છોડાવશે, પણ અમારું ગજું ક્યાં ? છેવટે કંટાળીને મને છોડી મૂકી.'

પૂતલી બહુ સ્વાભાવિક ઢંગથી કહેતી હતી. સુલ્તાના માટે બેચાર વખત 'બદમાશ', 'ઘાતકી' એવા બોલ પણ તેણે કહી નાખ્યા, છતાં ઉપરી સાહેબને સંતોષ થયો નહીં : ગમે તેમ તો તવાયફ છે, અભિનયમાં પારવધી હોય જ ને !

'જો, પૂતલી, સુલ્તાના લોકોને બેસુમાર ત્રાસ આપે છે. આજે તને ઉઠાવી ગયો, કાલે કોઈ સારા ઘરની છોકરીને ઉપાડી જાય. લૂંટ, ધાડ અને ખૂન તો અનેક કરી ચૂક્યો છે. તેના માથા પર પાંચ હજારનું ઇનામ છે.' પછી લાલચનો બીજો ટુકડો નાખ્યો : 'અને તેની સામે બદલો લેવાની પણ તને તક છે.'

પણ પૂતલી મક્કમ રહી. તેણે અભિનય ચાલુ રાખ્યો : 'મને આ બધી ગતાગમ ક્યાંથી હોય ? નહીંતર પહેલેથી ચોક્સાઈ રાખત ને.'

બે અઠવાડિયાં સુધી તેને અટકમાં રાખી, છતાં પૂતલી એકની બે ન થઈ ત્યારે એને ઘેર જવા દીધી : 'તું ઘેર જઈ શકે છે, પણ તારે ગામબહાર પગ નથી મૂકવાનો એટલું યાદ રાખજે.'

'પણ, સાહેબ, મારે નાચ-ગાન માટે જવાનું હોય ત્યારે ?' પૂતલીએ ચતુરાઈથી પૂછી લીધું : 'એના પર તો અમારા બધાનો ગુજારો ચાલે છે.'

'ત્યારે અમને પૂછીને જવું.'

'ભલે, સાહેબ.' કહી પૂતલીએ છુટકારાનો દમ લીધો.

*

ચારપાંચ મહિને પ્રસૂતિમાંથી પણ છુટકારો મળ્યો. પૂતલીને દીકરી અવતરી. સુલ્તાના ડાકુની બેટીની એ મા બની !

'બેટી, સુવાવડ તો હેમખેમ પતી, પણ હવે જ ખરી ફિકર છે.' અસગરીએ જ્યારથી જાણ્યું કે પૂતલીના પેટમાં સુલ્તાનાનું સંતાન છે ત્યારથી તેને ઉચાટ જાગ્યો હતો : 'પોલીસને વહેમ પડ્યા વગર નહીં રહે અને તને એ તંગ કર્યા જ કરશે.'

'મા, એ બધું મારા પર છોડી દે. એમને હું પહોંચી વળીશ.' પૂતલી માને ધરપત આપતી હતી : 'પહેલાં મને ખાટલામાંથી ઊઠવા દે.'

પૂતલી મનમાં તો સમજતી હતી કે સુલ્તાના ગમે ત્યારે આવીને તેને ઉઠાવી જશે, પણ માને એવો આઘાત આપવાની હિંમત ન ચાલી. સુલ્તાનાને પોતે સમજાવી લેશે : 'છોકરી વરસ-બે-વરસની ન થાય ત્યાં લગી મને અહીં જ નિરાંતે જીવવા દે. પછી કાયમને માટે તારી સાથે જ છું ને !'

પણ પૂતલીની મનની મનમાં જ રહી ગઈ.

પોલીસ-ઉપરીએ તેને છોડી ત્યારે એમની ગણતરી એવી હતી કે જરૂર પૂતલીને મળવા સુલ્તાના આવશે અથવા તે એને મળવા છાનીમાની ઘેરથી નીકળશે. સાદા વેશમાં સિપાઈઓને પૂતલીના ઘર પર પહેરો ભરવા ગોઠવી દીધેલા. પાંચપાંચ મહિના ધીરજ રાખી છતાં પૂતલી ગામ બહાર તો શું ઘર બહાર સુધ્ધાં દેખાઈ નહીં. નાચ-ગાનની મહેફિલમાં તેની મા અસગરી જ જવા લાગી હતી. પોલીસ-ઉપરી દીપસિંહ નિરાશ થઈને પૂતલીના નામ પર ચોકડી મારવાની તૈયારીમાં હતા ત્યાં ખબર આવ્યા કે પૂતલી મા બની છે. દીપસિંહના મનમાં ગડ બેસી ગઈ. તેણે મહિનાઓ ગણી જોયા : 'જરૂર એ સંતાન સુલ્તાનાનું હોવું જ જોઈએ. હવે સુલ્તાના આપણી જાળમાં ફસાયા વિના નહીં રહે. બોલાવો પૂતલીને.'

ફરી પરેશાની શરૂ થઈ. પૂતલી જેટલી અડગ રહી એટલી પોલીસની સખતાઈ વધી ગઈ : 'બતાવી દે ડાકુનો પત્તો... નહીંતર તારી મા-બહેન અને બેટીને પણ જેલમાં ગોંધી દેશું !'

'એમણે તમારું શું બગાડ્યું છે ?' પૂતલી આજીજી કરતી. ક્યારેક નફ્ફટ થઈને કહી પણ દેતી : 'આટલી બધી પોલીસ એક ડાકુને પકડી શકતી નથી એની ખીજ મારી જેવી ઓરત પર કાં ઉતારો છો ? મને છોડાવવા તો આવ્યા નહીં અને હવે રંજાડો છો ?'

જવાબમાં પૂતલીની પીઠ પર પોલીસની લાત પડી : 'સાલી તલાયફ... રંડી ! અમારી સાથે જીભાજોડી કરે છે ?'

પૂતલીને સમાજ પર તિરસ્કાર આવ્યો. કોઈ તેની મદદે આવતું નથી, બચાવ કરતું નથી. આના કરતાં તો ચંબલની કોતરોમાં પોતે વધુ સુખી હતી. એશ-આરામ કરતી અને બધા પર હુકમ ચલાવતી. જોઈતી ચીજ ઘડીભરમાં હાજર થઈ જતી. અહીં આવીને હવાલાતની મારપીટ ખાવી પડી, ગાળો સાંભળવી પડી અપમાનો અને ઇલ્જામો સહેવાં પડ્યાં...

ફોજદાર રાજારામે તેને પોતાને ઘેર નજરકેદ રાખી હતી. તે એની સામે લોલુપ નજરે જોતો ત્યારે પૂતલીને બાબુ લોહારી યાદ આવતો. એકબે વાર રાજારામે પૂતલીને વશ કરવા પ્રયત્ન કર્યો, પણ પૂતલીએ તેને ધમકી આપીને વાર્યો : 'એ પગલું ભરવું રહેવા દેજો. સુલ્તાનાને ખબર પડી તો મને અને તમને બેયને મોતભેગાં કરી દેશે.'

'એમ ત્યારે, સીધું કહી દે ને કે તું સુલ્તાનાની રખાત છો !' ફોજદાર ધમકીથી થોડો ડરી જતો. રખાત શબ્દ સાંભળીને પૂતલી છંછેડાઈ જતી : 'મને રખાત કહે છે ?... હું એની દીકરીની મા છું !'

ફોજદારને હસવું આવ્યું : 'તવાયફ બચ્ચાને મા જ હોય છે, બાપ નહીં, બેવકૂફ !' પછી તેને સમજાવતો : 'પૂતલી, તને અહીં એકલું ન ગમતું હોય તો તારી બહેનને બોલાવી લે. સથવારો રહેશે.'

પૂતલી દાંત ન ભીંસતી. હવે ફોજદારની દાનત તેની બહેન પર લાગી છે તે ન સમજે એટલી કાચી પૂતલી નહોતી. તેને કહેવાનું મન થયું : 'બદમાશો, જાહેરમાં અમને તવાયફ અને રંડી કહીને વગોવો છો અને ખાનગીમાં પાછા પ્યાર કરવા વલખાં મારો છો !' પણ પૂતલી આવું કહીને બાજી બગાડવા માગતી નહોતી. મરદોને કેમ બેવકૂફ બનાવવા તેનો કસબ એને વારસામાં મળ્યો હતો. ધીમેધીમે તેણે ફોજદારને ફોસલાવવાની ચાલ માંડી : 'મને થોડા દિવસ વિચાર કરી લેવા દ્યો. સુલ્તાના જેવા ડાકુને ખાતર જિંદગી આમ બરબાદ નથી કરવી. કદાચ હું તમને સહાયરૂપ થઈશ.'

'શાબાશ ! આખરે તારી સાન ઠેકાણે આવી.' ફોજદાર ખુશ થયા. પૂતલીને એટલું જ જોઈતું હતું. તેના પરથી જાપ્તો ઓછો થયો. એક રાતે ફોજદારને અચાનક ગામબહાર જવાનું થયું અને પૂતલી લાગ જોઈને છટકી.

આખી રાત નાસતી રહી. ચંબલોની કોતરો ખૂંદતી રહી ત્યારે સુલ્તાનાનો ભેટો થયો. જતાંવેંત જ તે એને વળગી પડી. હાંફતી, કાંપતી અને રોતી કહેવા લાગી : 'સુલ્તાના ! માંડ-માંડ અહીં પહોંચી છું ! તારો પ્યાર મને અહીં ખેંચી લાવ્યો...'

'પણ તું એકલી કેમ આવી, પૂતલી ? મારી બચ્ચી ક્યાં ?' સુલ્તાના અધ્ધર જીવે પૂછતો હતો : 'મહિનાઓથી હું એનું મોં જોવા તલસું છું. ઘણી વાર તારે ઘેર આવવાની કોશિશ કરી, પણ પોલીસનો જાપ્તો દેખાતો. દીકરીના અને તારા જાનની ફિકરમાં પાછો ફરી જતો. પછી ખબર પડી કે તું પોલીસના જાપ્તામાં છો...'

'હા, ત્યાંથી જ છટકીને આવી છું. આપણી બેટી એની દાદીમા પાસે સલામત છે.'

સુલ્તાનાએ પૂતલીની વાત માની લીધી, પણ બાબુ લોહારીને હવે પૂતલી પર બદલો વાળવાનો લાગ મળ્યો. તેણે કાનભંભેરણી શરૂ કરી : 'સરદાર, પૂતલી પોલીસ સાથે મળી નહીં ગઈ હોય એની ખાતરી શું ? આપણા બધાના જાન જોખમમાં મૂકશે આ ઓરત !'

'જબાન સંભાલ !' સુલ્તાના તાડૂકી ઊઠ્યો : 'પૂતલી મારી ઓરત છે એ જો ફરી ભૂલી જઈશ તો ઠાર થઈ જઈશ !'

બાબુ લોહારીને ફરી અપમાનનો ઘૂંટડો ગળી જવો પડ્યો, પણ ચાર-પાંચ દિવસ બાદ એને સારો મોકો મળ્યો. અણધારી રીતે પોલીસટુકડીનો સુલ્તાનાની ટોળી સાથે ભેટો થયો. ગોળીઓ ચાલી. બે પોલીસો મરાયા, એકાદ ડાકુ પણ ઘવાયો. સુલ્તાના તેની ટોળી સાથે આબાદ રીતે છટકી ગયો, છતાં બાબુ લોહરીની શંકા તેને સતાવવા લાગી : 'સરદાર, પોલીસને આપણી હિલચાલની જાણ ક્યાંથી થઈ ? જરૂર પૂતલીનો તેમાં હાથ હોવો જોઈએ.'

સુલ્તાના વિચારમાં પડી ગયો : ખાતરી કઈ રીતે કરવી ? પૂતલીની આંખોમાં ક્યારેય કપટ દેખાયું નહીં. પણ પછી પાછું યાદ આવતું : તવાયફ છે, ભલું પૂછવું...

આખરે શંકાનું સમાધાન કરવા માટે તેણે એક રસ્તો શોધ્યો. પૂતલીને શું કામ ડાકુ ન બનાવી દેવી ? પછી તે ક્યારેય પાછા ફરવાનું નામ લઈ નહીં શકે. પોલીસના નામથી પણ ડરતી રહેશે. જિંદગીભર પોતાનો સાથ નહીં છોડી શકે.

બસ, ઇરાદો પાકો થયો.

બીજે દિવસે એક ધાડ પાડીને ટોળી પાછી ફરતી હતી. પૂતલીને સાથે જ રાખી હતી. એક ગામ વટાવીને જે છેલ્લો માણસ મળ્યો તેને સુલ્તાનાએ ઝડપી લીધો : 'ચાલો, એને સાથે ઉઠાવી લો.'

બિચારો ! એને શી ખબર કે મોત એને ઉઠાવી જવા આવ્યું છે !

થોડે છેટે જઈને એક ઝાડ સાથે એ આદમીને બાંધવામાં આવ્યો. પેલો કરગરતો હતો : 'હું ગરીબ માણસ છું ! મારી પાસે કાંઈ નથી ! શું કામ મને...'

'મૂંગો મર, બેવકૂફ !' સુલ્તાનાએ તેને ધમકાવ્યો : 'તારી પાસે જાન છે એ કંઈ ઓછું છે ?'

પેલાની છાતી બેસવા લાગી. સુલ્તાનાએ પૂતલીને કહ્યું : 'રાણી, આ તારો શિકાર છે. લે બંદૂક !'

પૂતલીને આંચકો લાગ્યો. બે-ત્રણ દિવસથી તે નિશાનબાજી શીખતી હતી, પણ એ તો સુલ્તાનાનું મન રાખવા માટે. જીવતા માણસ પર ગોળી ચલાવવાનો તેને વિચાર પણ નહોતો આવ્યો.

'સુલ્તાના ! એનો જાન શું કામ લેવો છે ?'

'એ પોલીસનો બાતમીદાર છે.' સુલ્તાનાએ જુઠ્ઠાણું ચલાવ્યું. પેલો માણસ ચિલ્લાયો : 'નહીં ! નહીં ! હું બેકસૂર છું ! મને પોલીસ સાથે કોઈ લેવા-દેવા નથી !' પછી પૂતલીને હાથ જોડી કહેવા લાગ્યો : 'બહેન-દીકરી, હું તારે પગે પડું ! ભગવાનના સોગંદ ખાઉં... મારો કોઈ વાંક-ગનો નથી !' તેની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં : 'મારા નાના-નાના છોકરાઓ... મારી બૈરી રખડી પડશે !'

પૂતલી તેનાં આંસુ ન જોઈ શકી. બંદૂક પકડેલો હાથ ધ્રૂજી ઊઠ્યો. તેણે દયામણા ચહેરે સુલ્તાના સામે જોયું. ત્યાં બાબુ લોહારીએ મહેણું માર્યું : 'બંદૂક ચલાવવાની એની હિંમત નથી. અથવા તો કતલ કરીને એ પોલીસના ચોપડામાં નામ લખાવવા માગતી નહીં હોય...'

પૂતલી બાબુ સામે કતરાણી. સુલ્તાનાએ આ વખતે બાબુને વારવાને બદલે પૂતલીને જ કહ્યું : 'પૂતલી ! મારા દરેક સાથીના નામે ઓછામાં ઓછી એક કતલ તો હોય જ છે, ત્યારે તું તો ટોળીના સરદારની બીબી બની છો. નિયમનું પાલન કરવું જ પડશે.'

'પણ આવા નિરાધાર બેકસૂર આદમીને મારવાથી શું લાભ ? થોડા દિવસમાં નિશાનબાજીમાં પાવરધી થઈ જઈશ પછી કોઈ પોલીસને જ ઠાર કરીશ.'

પણ પૂતલીની આવી દલીલે સુલ્તાનાને ઉશ્કેરી મૂક્યો. સાથીઓની નજર સામે તેની બેઇજ્જતી થતી લાગી. તેના હુકમના અમલમાં ક્યારેય પળવારનો વિલંબ થતો નહીં. તેણે સત્તાવાહક સ્વરે કહ્યું : 'પૂતલી ! હું દસ ગણું ત્યાં સુધીમાં મારી સામે આની લાશ દેખાવી જોઈએ. આ મારો ફેંસલો છે.'

પૂતલીએ હોઠ કરડ્યા, બાબુ સામે આંખો કાઢી, પછી હાથમાં પકડેલી બંદૂક સીધી કરી. સામે ઊભેલો માણસ તેણે મનમાં જુદો જ કલ્પી લીધો. જાણે ઝાડ સાથે બાબુ બંધાયો હોય તેમ તેણે નિશાન લીધું. ફક્ત ત્રણ જ ફૂટના અંતરેથી તેણે પેલાની ખેપરી વીંધી નાખી. ફટાક કરતો એક અવાજ થયો. એક ચીસ સંભળાઈ. એ ચીસમાં છુપાયેલી કોઈ ઓરત અને બાળકની ચીસ પણ સંભળાવાનો પૂતલીને ભ્રમ થયો. પંખીઓ પાંખો ફફડાવી ઊડી ગયાં. પૂતલીએ આંખો ઉઘાડી ત્યારે ઝાડ સાથે બાંધેલા માણસની ડોક ઢળી પડી હતી. ફાટેલી ખોપરીમાંથી લોહીનો ફુવારો ઊડેલો તેના છાંટા પૂતલીનાં કપડાંને પણ ખરડી ગયાં.

'શાબાશ !' સુલ્તાનાએ તેની પીઠ થાબડી : 'બસ, હવે મને નિરાંત થઈ.'

પૂતલી મૂંગી જ રહી. એ ધડાકો, એ ચીસ, દયામણી આંખો, કાલાવાલા પૂતલીના દિમાગમાં દિવસો સુધી પડઘા પાડતાં રહ્યાં.

એ એક જ કતલે પૂતલીને બદલી નાખી. તેની જિંદગી ફંટાઈ ગઈ. ઓરત હોવા છતાં પૂતલી આટલી ઘાતકી બનવાની છે એવું કોણે ધાર્યું હતું ? ખુદ સુલ્તાનાની આંખો ફાટી રહે એટલી હદે પૂતલી વકરી જવાની હતી.

આ તો હજુ શરૂઆત હતી.



## બે

ડાકુ સુલ્તાનાને ખાતરી થઈ ગઈ કે પૂતલી હવે કાયમને માટે પોતાની બની ચૂકી છે. પહેલાં પ્યાર થયો, પછી સંતાન થયું અને હવે પૂતલીના હાથે એક હત્યા પણ થઈ ચૂકી... સમાજમાં પાછા ફરવા માટેના દરવાજા બંધ થઈ ગયા. એ ક્યાં જવાની ?

પુરુષનો એક સ્વભાવ છે - સ્ત્રી સદા પોતાના જ કબજામાં રહેવી જોઈએ, માત્ર તનથી નહીં, મનથી પણ...

સુલ્તાના હવે ખુશ રહેતો. ચોવીસ કલાક પૂતલીનો સંગાથ મળવા લાગ્યો. તેને નિશાનબાજી શીખવવા માટે સુલ્તાના પોતાના પડખામાં લઈ કહેતો : 'રાણી, જેના પર નિશાન લેવાનું હોય તેના સિવાયની કોઈ પણ ચીજ કીકીમાં દેખાવી ન જોઈએ.' પછી એક ગરમ ચુંબન ચોડીને ઉમેર્યું : 'જેમ તારી નજરમાં મારા સિવાય બીજું કોઈ દેખાતું નથી એમ જ.'

પૂતલીએ હોઠ કરડ્યા. મનમાં તે બબડી : 'મારી નજરમાં એક બીજી વ્યક્તિ પણ છે... તારો સાથીદાર બાબુ લોહારી. જ્યાં સુધી તેના પર બંદૂકનું નિશાન નહીં તાકું ત્યાં લગી નજરમાં એ શૂળની જેમ ભોંકાતો રહેશે...'

'શું વિચારમાં પડી ગઈ, પૂતલી !' સુલ્તાનાએ તેને બંને બાહુમાં ભીંસી. પૂતલીએ વાત ટાળવા માટે પાછળ નજર કરીને કહ્યું : 'બાબુ આપણને જુએ છે. છોડી દે મને.'

'ભલે ને જોતો... તું મારી છે એ જોઈને એને જલવા દે.'

'પણ એને જોઈને હું જલી જાઉં છું.' પૂતલીએ નફરત સાથે કહ્યું : 'બાબુ તો ચોખ્ખું

કહે છે કે પૂતલી એક દિવસ તને દગો દઈને ખતમ કરી નાખશે. અત્યારે પણ એટલા માટે મારા પર નજર રાખતો ઊભો છે.'

'પૂતલી, એવી વાત ખોટી નથી.' સુલ્તાનાએ બંદૂકની નાળ તેના લીસા ગાલ પર ફેરવતાં કહ્યું : 'તારા રૂપે મને ક્યારનો ખતમ કરી દીધો છે. હવે બાકી શું રહ્યું ?'

ત્યારે દૂર ઊભેલો બાબુ મનમાં વિચારતો હતો કે સુલ્તાનાને કઈ રીતે ખતમ કરવો ? એ સિવાય વીજળી જેવી આ પૂતલીનો સંગ નહીં સાંપડે. વિચાર તો કર્યો, પણ પછી પોતે જ ધ્રૂજી ઊઠ્યો. સુલ્તાનાને ખતમ કરવાનું કામ લોઢાના ચણા ચાવવા જેવું હતું. જો એને વહેમ જાય તો દાંત ખાટા કરી નાખે. પૂતલીને વશ કરવાના વિચારોથી તેની નીંદર હરામ થઈ ગઈ હતી. એની મારકણી આંખો ચોવીસે કલાક તેને પરેશાન કરતી. એક વાર એના જોબનની હૂંફ મળી જાય તો જનમારો સફળ થઈ જાય... એટલા ખાતર તે ગમે તેવું કપટ કરવા તૈયાર હતો.

ટોળીમાં જમાતદીન નામનો સાથી સુલ્તાનાનો સૌથી વિશ્વાસપાત્ર ગણાતો. ખાવા-પીવાની કોઈ પણ ચીજ પહેલાં જનાતદીન ચાખી લેતો પછી જ સુલ્તાના તેને હાથ લગાડતો. એક વાર સુલ્તાનાને ઝેર આપીને ખતમ કરવાનો પોલીસવાળાએ અખતરો કરી જોયો, પણ છેલ્લી ઘડીએ બાજી ઊંધી વળી ગઈ. માંસમાં ભેળવેલું ઝેર જમાતદીન પારખી ગયો, અને સુલ્તાનાની નજર સામે તેણે એ માંસ કૂતરાને ખવડાવી જોયું, ત્યારે કૂતરો ઢળી પડ્યો હતો. જેના પર શક ગયો તેને સુલ્તનાએ કૂતરાના મોતે માર્યો હતો. બસ, ત્યારથી જમાતદીન સુલ્તાનાનો અંગરક્ષક બની ગયો. પૂતલી આવ્યા પછી પણ જમાતદીનનો એ હક્ક જળવાઈ રહ્યો. ત્યારે બાબુએ તેને એક વાર ચકાસી જોવા કહ્યું : 'જમાત ! આ છોકરીના અંગેઅંગમાં જોબનનું ઝેર ભળ્યું છે. આપણા સરદારના જાનનું જોખમ છે.'

'બાબુ, મને છોકરી ઝેરીલી લાગતી નથી.' જમાતદીને ટાઢકથી જવાબ આપ્યો : 'હું માણસની નજરના ઝેરને પણ પારખી જાઉં એવો છું.'

'પણ એ તવાયફ છે. દિલની વાત નજરમાં દેખાવા ન દેવામાં બડી પારવધી છે.'

'કદાચ હોય, તોપણ સુલ્તાનાને મારવાથી એને શું ફાયદો ?' જમાતદીને ધારદાર નજરે બાબુના મનને પારખવા પૂછ્યું : 'હવે તો એ સરદારની બીબી બની ચૂકી.'

'બીબી ! રંડી કદી કોઈની બીબી બની છે ?' બાબુએ નફરત વ્યક્ત કરી. પછી જાત પર કાબૂ મેળવી લઈને ઉમેર્યું : 'ઘણી વાર આવી ઓરતને ફાયદો ન થતો હોય તોપણ મરદને પોતાના પંજામાં રમાડતી રહે છે. હવે તો એને સુલ્તાના લૂંટમાંથી આપણા જેટલો જ ભાગ આપવાનો છે.'

જમાતદીન ખડખડાટ હસ્યો : 'યાર, તું નકામો જલે છે. લૂંટનો માલ ક્યાં આપણા બાપનો હોય છે ?' અને વાત ત્યાંથી જ કાપી નાખી.

*

પૂતલી ઘણી વાર સુલ્તાનાને કહેતી : 'મને તારા ભૂતકાળનાં પરાક્રમો સંભળાવ... તને હું પૂરેપૂરો ઓળખવા માગું છું.'

'કોઈક વાર કહીશ.' એમ કહીને સુલ્તાના વાત ટાળી દેતો, પણ પૂતલીએ જીદ કરી : 'નહીં, મારે તો આજે જ સાંભળવું છે. આપણી બેટી મોટી થશે ત્યારે એને હું એના ડાકુ બાપની વાત બહુ રસથી સંભળાવીશ.'

અંધારી રાત હતી. વૈશાખના વાયરા ચંબલની કોતરો વીંધીને સૂ... સૂ... કરતા ફૂંકાતા હતા. પૂતલી સુલ્તાનાના પડખામાં ભરાઈને તેની છાતી પર હાથ ફેરવતી હતી. સુલ્તાના પવનની સિસોટી સાંભળતો પોતાના ભૂતકાળને સંભારવામાં ગૂંથાયો.

પછી બહુ ધીમેથી જાણે પોતાને જ સંભળાવતો હોય એવી રીતે તેણે એક દાયકા પહેલાંની વાત ઉચ્ચારી. પૂતલીએ કાન સરવા રાખી સાંભળવા માંડ્યું :

"ત્યારે હું લશ્કરમાં હતો. સાલ મને યાદ નથી રહેતી. ઊછળતી જવાની હતી. પડછંદ શરીરમાં વીજળીની આગ હતી અને તોફાની પવન જેવી તાકાત હતી. મારો મજબૂત સીનો જોઈને ઉપરી અફસરોને પણ ઈર્ષા થતી. ઊઘડતી કળી જેવી કોઈ છોકરીને પ્યાર કરવાના એ દિવસોમાં મને બંદૂકથી પ્યાર થઈ ગયો. લશ્કરમાં ન જોડાયો હોત તો કદાચ ડાકુ પણ ન બન્યો હોત અને આજે તું મારા પડખામાં સૂતીય ન હોત...

મારા સુખંડ ગામના બેચાર જવાનો ફોજમાં ભરતી થયા હતા, તેમની પાછળપાછળ હુંય જોડાઈ ગયો. બાપની જમીન ખેડવામાં સુસ્તી આવતી. નિશાળનાં પગથિયાં તો બહુ વહેલો ઊતરી ચૂક્યો હતો. દફતરમાં પાટીને બદલે ગલોલ રાખતો અને પેનના કાંકરાને બદલે સાચા કાંકરા ખિસ્સામાં ભરી રાખતો. એક વાર પાટિયા પર માસ્તર કાંઈક લખતા હતા અને મારે એ વાંચી બતાવવાનું હતું. મને દાઝ ચડી. દફતરમાંથી ગલોલ કાઢી, ખિસ્સામાંથી કાંકરો કાઢીને ગલોલ પર ચડાવ્યો અને પાટિયા પર અક્ષરો માંડતા માસ્તરના જમણા હાથનું નિશાન લીધું. બરાબર પોંચા પર કાંકરો અંટાયો. રાડ પાડીને તેમણે પાછળ જોયું : 'કોણ છે એ હરામખોર...' અને હું બારીમાંથી કૂદીને નાસી ગયો. નિશાળનો મારો એ છેલ્લો જ દિવસ હતો.

એ નિશાનબાજી લશ્કરમાં મને બહુ મદદરૂપ થઈ પડી. ઉપરીઓ શાબાશી આપતા : 'સુલ્તાનસિંહ, થોડુંક ભણ્યો હોત તો આવી નિશાનબાજીથી તું મોટો સાહેબ બની ગયો હોત...' હું હસીને કહેતો : 'સાહેબ, વધુ ભણ્યો હોત તો આ નિશાનબાજી ભૂલી ગયો હોત.'

ફોજમાં નવા ભરતી થનારાઓને નિશાનબાજી શીખવવાનું કામ મને સોંપાયું. પાંચ-છ વરસ આમ ફૂંકી માર્યાં. લશ્કરની કવાયત અને ખોરાકથી શરીર ફાટફાટ થતું હતું. જવાનીની તરસ વધવા લાગી હતી. ત્યાં બાપુનો ખત આવ્યો : રજા લઈને ઘેર આવી જા. હવે ઘરમાં વહુ લાવવા માટે તારી મા ઉતાવળી થઈ છે...

મને પણ ઓરતના સંગની તાલાવેલી જાગી ચૂકી હતી. મજબૂત સીનામાં કોઈ નાજુક

જુવતીને ભીડવાના ખ્યાલ સતાવવા માંડ્યા હતા. ફોજમાંથી મહિનાની છુટ્ટી લઈને ઘેર આવ્યો. ત્યારે ક્યાં ખબર હતી કે કાયમને માટે ઘર છોડવા આવ્યો હતો !

ફોજની ખાખી વરદીમાં ખભે બંદૂક ભેરવીને ગામમાં આંટો મારવા નીકળતો ત્યારે ગામલોકોની આંખો મારા પર મંડાઈ રહેતી. લોકો પોરસ કરતા : ગામનું નામ ઉજાળશે આ આદમી... સાંભળીને હું મૂછોને તાવ દેતો. જે માસ્તરને ગલોલ આંટેલી તેની ખબર લેવા ગયો. બિચારા બીમાર હતા. તેમના જમણા પોંચા પર મારી નિશાની હજુય જળવાઈ રહી હતી. મને ઓળખી ન શક્યા. બંને આંખે મોતિયાની છારી બાઝી ગયેલી. મેં એમનો જમણો હાથ મારા હાથમાં લઈ ઓળખાણ આપી : 'તમારો તોફાની નિશાળિયો છું.' તેઓ ગળગળા થઈ ગયા : 'કોણ સુલ્તાના... સુલ્તાનસિંહ ?' કહેતાં કહેતાં એમની પાંપણો ભીંજાઈ ગઈ હતી : 'નિશાળિયા મોટા થઈને માસ્તરને ભૂલી જાય છે, પણ તું તો મારી ખબર કાઢવા આવ્યો... સાંભળ્યું છે કે ફોજમાં ઘણો આગળ વધી ગયો !'

એમની સાથે ઘણીબધી વાતો કરી અને નીકળતી વખતે પાંચની નોટ દવાની બાટલી નીચે દબાવી દીધી. જતાંજતાં મનમાં નક્કી કરી રાખેલું કે સગાઈના પેંડા માસ્તરસાહેબને જરૂર મોકલીશ. પણ એવો અવસર આવ્યો જ નહીં.

ઘર તરફ જતો હતો ત્યારે એક ખેતરમાં કોઈ પોલીસ હવાલદારને ગરીબ ખેડૂત પર રુઆબ કરતો જોયો. હવાલદાર બીજા ગામનો હતો. એ તરફથી નીકળ્યો હતો અને ખેડૂત પાસે સરભરા કરાવવા રોકાઈ ગયો. તેના નસીબમાં ખેડૂત ગરીબ મળ્યો. બિચારા પાસે હવાલદારની સરભરા કરવાની ત્રેવડ નહોતી. પણ હવાલદારને તેમાં પોતાનું અપમાન લાગ્યું : 'સાલા, અમારી પરોણાગત કરતી વખતે ગરીબ થઈ જાઓ છો !' પછી ખેડૂતની રૂપાળી અને તંદુરસ્ત બૈરી પર નજર નાખીને ઉમેર્યું : 'તારી ઓરતના અંગ પર તો ક્યાંય ગરીબી કળાતી નથી. પહેલાં તારે ત્યાં એક ટંક રોકાવાનો વિચાર હતો, પણ હવે તો રાત અહીંયાં જ ગાળવી છે. જા, ગામમાં જઈને શરાબનો બંદોબસ્ત કરી આવ.'

ખેડૂત હાથ જોડીને કરગરતો હતો : 'બાપલા, ઘરમાં છોકરું માંદું છે ! એની દવા લાવવાના પૈસા નથી તો તમારા માટે દારૂ ક્યાંથી લાવું...'

અને તેના જડબા પર હવાલદારે થોટ ઝીંકી દીધી.

બરાબર એ જ વખતે હું ત્યાંથી પસાર થતો હતો. છલાંગ મારતો ખેતરમાં પહોંચી ગયો. હવાલદાર મારો ફોજી લેબાશ જોઈને જરા ખંચકાયો. મને જોઈને ખેડૂતને હિંમત આવી. તેણે મને બધી વાત સંભળાવી. મારો પિત્તો ઊછળ્યો. મેં હવાલદારને ધમકાવ્યો : 'તમે કયા હક્કથી એના પર તમારી સરભરાનો ભાર લાદો છો ?'

એને આ અપમાન હાડોહાડ લાગી ગયું. રાતોપીળો થઈને બરાડ્યો : 'ફોજી કપડાં પહેર્યાં છે એટલે પોલીસના કામમાં દખલ કરવા આવ્યો ? લેફ્ટ-રાઈટ અને ક્વિક માર્ચની કસરત કરવાથી વધારે તમને શું આવડે ?'

એણે બોલવાનું પૂરું કર્યું અને મેં ઉપાડીને તેના જડબા પર મુક્કો ઝીંકી દીધો. ફોજનો માણસ હંમેશાં પોતાને પોલીસથી ચડિયાતો માનતો હોય છે, એનું મેં તેને ભાન કરાવ્યું. અણધાર્યા હુમલાથી તે ઓઝપાઈ ગયો. જડબા પર હાથ દબાવ્યો ત્યારે હોઠ પર લોહી ફૂટી નીકળતું દેખાયું. મારી આંખોમાંથી આગ ઝરતી હતી છતાં પેલા ખેડૂત સામે પોતાનો વટ રાખવા એણે કહ્યું : ‘મારી આ બેઇજ્જતીનો તારે બદલો ચૂકવવો પડશે.’ જવાબમાં મેં તેને લાત મારીને પછાડી દીધો. બે ગડથોલિયાં ખાઈને કપડાં ખંખેરતો તે ઊભો થયો. ત્યાં સુધીમાં મેં ખભા પરથી બંદૂક ઉતારીને તૈયાર રાખી. બંદૂકની નાળ પર એને યમરાજ દેખાઈ ગયા અને એ ઊભી પૂંછડીએ નાઠો. એકબે વાર પાછળ ફરીને તેણે જોઈ લીધું કે હું ગોળી ચલાવતો નથી ને ! પણ એ હદે જવાનો મારો ઇરાદો જ નહોતો. ખેડૂત અને તેની બૈરી મારે પગે પડી ગયાં. મને પરાણે ઘરમાં લઈ જઈને જમાડ્યો. એમનો લૂખો રોટલો મને ત્યારે બહુ મીઠો લાગ્યો હતો.’’

આટલું કહીને સુલ્તાના અટક્યો. તેને થયું કે પૂતલીની આંખો નીંદરમાં ઘેરાઈ ગઈ. હળવેકથી એનો હાથ પોતાની છાતી પરથી ઊંચકવા ગયો અને પૂતલી બોલી : ‘પછી ?’

‘અરે તું જાગે છે ?’ સુલ્તાનાએ તેનો હાથ દાબ્યો : ‘મને એમ કે તું ઊંઘી ગઈ. હજુ આગળ સાંભળવું છે ?’

‘હવે તો શરૂ થાય છે. સાંભળતાં-સાંભળતાં હું તારા ભૂતકાળમાં ઊતરી ગઈ હતી - નીંદરમાં નહીં.’

અને સુલ્તાનાએ વાત આગળ વધારી :

‘‘હવાલદારવાળો કિસ્સો તો હું બે દિવસમાં વીસરી ગયો પણ પોલીસે બરાબર યાદ રાખ્યો હતો. મને ગામના ફોજદારનું તેડું આવ્યું. એ તેડામાં તુમાખી હતી : ‘સાહેબે તને સલામ કરવા બોલાવ્યો છે.’ એ સાંભળી મારો પિત્તો ગયો. મેં સંદેશો લાવનારને સંભળાવી દીધું : ‘જા, સાહેબને કહેજે કે ફોજનો આદમી તમારા જેવા ફોજદારને સલામ કરતો નથી. મારું કામ હોય તો પોતે અહીં આવે.’

ફોજદારને ચાટી ગઈ. પેલા હવાલદારની શિકાયત તેને સાચી લાગી. બે દિવસમાં તેણે વેર લીધું. ગામમાં એક ચોરી થઈ – ખરી રીતે તો પોલીસે જ ચોરી કરાવી અને એનું આળ મારા પર નાખ્યું. જેને ત્યાં ચોરી થઈ હતી એણે ઘણો વિરોધ કર્યો : ‘સુલ્તાના પર મને રતીભાર વહેમ નથી. એવું કામ એ ન કરે.’ પણ ફોજદારે ચોરી થયા પહેલાં જ આરોપી નક્કી કરી રાખ્યો હતો એટલે કોઈનું શું ચાલે ? તેમણે સત્તાવાહક અવાજે સંભળાવ્યું : ‘અમારી પાસે પુરાવા છે. સુલ્તાનાએ એની સગાઈના ખરચ માટે ચોરી કરી છે. હવે હાથકડી સાથે તેની સગાઈ થશે.’

ફોજદાર મારે ઘેર આવ્યા. બાપુ ભડક્યા : ‘નહીં, તમારી કાંઈ ભૂલ થતી હશે, ફોજદારસાહેબ ! સુલ્તાના એવું ન કરે. ફોજનો માણસ છે. અમારા ખાનદાન ઘરનો તો વિચાર

કરો !' પણ ફોજદારને બદલો લેવો હતો, વિચાર કરવો ન હતો. હું ખભે બંદૂક રાખી બહાર આવ્યો : 'બાપુ, તમે એની પાસે આજીજી શું કામ કરો છો ? મને ચોરીના ઇલ્જામમાં સંડોવવાનું કાવતરું કરીને એઓ આવ્યા છે, પણ એમને હું ફાવવા નહીં દઉં.'

ફોજદારે મારી સામે કરડાકીથી જોયું. મેં પણ એવી જ વેધક નજરે તેને જવાબ આપ્યો. તેણે પોલીસને હુકમ કર્યો : 'પહેરાવી દ્યો એને હાથકડી. ફોજનો રુઆબ ઊતરી જશે.' નજદીક આવતા પોલીસ સામે મેં દાંત ભીંસ્યા. એ અર્ધે જ અટકી ગયો. ફોજદાર વધુ ભુરાયા થયા. તેની પાસેથી હાથકડી ઝૂંટવી લઈ મારી તરફ આગળ વધ્યા. હું એની જ રાહ જોતો હતો. મારા કાંડામાં ઝણઝણાટી પ્રસરી ગઈ. જેવા તેઓ લગોલગ આવ્યા કે જમણા હાથનો મુક્કો તેમના કાન પર વીંઝ્યો. હાડકું તૂટવાનો અવાજ થયો. ફોજદારને તમ્મર આવી ગયાં ! પણ મારો ગુસ્સો હજુ પૂરો ઊતર્યો નહોતો. તેના પેટમાં ડાબા પગનું જોરદાર પાટુ લગાવી દીધું. એક હાથ નાક પર અને બીજો હાથ પેટમાં દબાવતા તેઓ ચત્તાપાટ જઈ પડ્યા. પોલીસ બાઘો બનીને ઘડી મારી સામે તો ઘડી ફોજદારની હાલત તરફ જોતો હતો. મેં બંદૂક હાથમાં પકડીને પડકાર કર્યો : 'ખબરદાર જો બેમાંથી કોઈ હલ્યા-ચાલ્યા છો તો !' પછી દૂર ઊડી પડેલી હાથકડી લઈને પોલીસને સોંપી : 'લે, તારા સાહેબને આ પહેરાવી દે.' બાપુએ મને વાર્યો : 'બેટા, તું આ શું કરે છે ?' મેં એમને વચ્ચે ન પડવા માટે જરા જોરથી ત્રાડ નાખીને કહ્યું : 'તમે મૂંગામૂંગા જોયા કરો. મને ઉશ્કેરશો તો આ લબાડને ઠાર કરી દઈશ !'

આજુબાજુના લોકો એકઠા થઈ ગયા. ફોજદારની દાદાગીરીથી બધા ત્રાસેલા હતા, એટલે એને કોઈ માથાનો મળ્યો એ જોઈને તેઓ રાજી થતા હતા. મેં પોલીસની સામે નાળ તાકીને કહ્યું : 'હું દસ ગણું, એટલી વારમાં એના કાંડામાં હાથકડી પડવી જોઈએ, નહીંતર... તમારી બંનેની છાતીમાં ગોળી પેસી જશે !'

એક ! બે... ત્રણ ! ચાર ! પાં...ચ ! છ... હજુ છ ગણતો હતો ત્યાં પોલીસ રોતલ મોં કરી ફોજદાર પર નમ્યો. ફોજદારે મારી સામે આંખો કાઢવા જોર કર્યું, પણ નાક ખેંચાયું તેની પીડાથી ઊંહકારો નીકળી ગયો. તેમના કમરપટ્ટામાં પિસ્તોલ હતી છતાં એમનામાં હિંમત નહોતી રહી. તેમણે અપરાધીની અદાથી બન્ને હાથ લાંબા ધરી દીધા અને પોલીસે હાથકડી પહેરાવી દીધી.

'હવે ફોજદારને આગળ કરી તેને પોલીસચોકીએ લઈ જા.' બધાની આંખો ફાટી રહી. આવો તમાશો ક્યારેય કોઈએ જોયો નહોતો. મારા બાપુ ભયથી ધ્રૂજતા હતા : 'બેટા, તું આટલી હદે જઈને પોલીસ સાથે વેર બાંધી લેવાનું જોખમ શું કામ કરે છે ? ફોજની તારી નોકરીનો તો વિચાર કર !' પણ મેં બધો વિચાર કરી લીધો હતો. ફોજને સલામ કરી ચૂક્યો હતો. મારો રસ્તો પણ નક્કી થઈ ગયો હતો. ફોજદારની કમરમાંથી પિસ્તોલ ખેંચી લઈ મેં તેને લાત મારી કહ્યું : 'ઊભો થા !'

એ ગરીબ ગાયની જેમ ઊભો થયો અને માથું નીચું કરી ચાલવા લાગ્યો. તમાશો જોવા

ભેગા થયેલા છોકરાઓને મેં તેમની પછવાડે દોડાવ્યા : 'એનો હુરિયો બોલાવતા જજો. ગામના લોકોને આવો ખેલ કદી જોવા નહીં મળે. સુલ્તાનાને ભલે બધા યાદ કરતા રહે.'

હાથકડીની ચાવી મેં રાખી લીધી હતી. એ ટોળું ગામ તરફ ગયું અને હું બાપુનો ઘોડો લઈ ગામબહાર નીકળી ગયો – ડાકુ બનવા માટે.''

સુલ્તાના શ્વાસ ખાવા રોકાયો, એટલે પૂતલીએ આંખો ખોલી તેની સામે જોયું. અંધારામાં તેની કીકીઓ આગળ જાણવાની ઉત્સુકતાથી તગતગતી હતી. સુલ્તાના થોડી વાર ખામોશ રહ્યો. ત્યાર પછીની જીવનકથાની કડીઓ જોડતો તે આગળ વધ્યો :

''એ અરસામાં ઉત્તરપ્રદેશમાં ડાકુ હરગોવિંદ, મહારાજસિંહ અને માયારામની ભારે ધાક હતી. રાજસ્થાન અને મધ્યપ્રદેશમાં માનસિંહ રમઝટ બોલાવતો હતો, ત્યારે ઉત્તરપ્રદેશની પોલીસને આ ત્રિપુટીની ટોળી રંજાડતી હતી. પહેલાં મને માનસિંહ સાથે જોડાવાનો વિચાર આવ્યો. પણ ત્યાં સુધી પહોંચવું મુશ્કેલ હતું. મારાથી વધુ વખત થોભાય એવુંય નહોતું. હરગોવિંદની ટોળીને હથિયાર પૂરાં પાડનારો એક બ્રાહ્મણ મને યાદ આવ્યો. લશ્કરમાંથી ચોરાતાં હથિયારો મોટા ભાગે ડાકુઓ પાસે જ પહોંચતાં હોય છે. એ બ્રાહ્મણને મેં સાધ્યો અને હરગોવિંદ ડાકુએ મને જોતાંવેંત જ પોતાની ટોળીમાં ભરતી કરી લીધો. ત્યાં પણ નવા ભરતી થનારાઓને નિશાનબાજીની તાલીમ આપવાનું કામ મારા માથે આવ્યું.

એક વરસમાં હું બધાનો માનીતો થઈ ગયો. ફોજની તાલીમનો મેં લૂંટવામાં ઉપયોગ કરવા માંડ્યો. અમે પોલીસને બહુ હંફાવી. ત્યારે પોલીસે આખી ટોળીને ખતમ કરવાનું કાવતરું ગોઠવ્યું...

અમારી ટોળીએ ભીંડ જિલ્લાના અરૌલી ગામે પડાવ નાખ્યો હતો. ડાકુ હરગોવિંદનું એ મોસાળ હતું. હરગોવિંદના મામાને ત્યાંથી અમારું ખાણું આવતું. પોલીસના મળતિયાએ તેમાં ઝેર ભેળવી દીધું. માયારામ ખાવાનો ભારે શોખીન. ખાધા પછી તેને તરત સૂવા જોઈએ.

ખાઈ-પીને અમે ગપાટા હાંકતા હતા. મારાયામ ઘસઘસાટ ઊંઘતો હતો. ત્યાં શંકર નામનો અમારો બાતમીદાર હાંફતોહાંફતો આવ્યો : 'તમે ખાણું લીધું ?' એના ચહેરા પરનો ગભરાટ જોઈને અમે ચોંક્યા : 'કેમ, પોલીસ આ તરફ આવે છે ?' હરગોવિંદે પૂછ્યું. પણ શંકરે એક ખૂણામાં પડેલાં એઠાં વાસણ પર નજર નાખી અને એ બધું સમજી ગયો. દિલમાં પીડા ઊપડી હોય તેમ છાતી દબાવતો બોલી ઊઠ્યો : 'પોલીસે દગો કર્યો છે ! તમારા ખાણામાં ઝેર ભેળવ્યું છે !'

અને અમે બધા જડ જેવા થઈ ગયા. હવે યાદ આવ્યું કે ખાણું લીધા પછી એકબે જણાએ માથું ફરવાની ફરિયાદ કરી હતી, પણ હરગોવિંદના મોસાળથી આવેલા ખાણામાં કંઈ હોવાની શંકા કેમ થાય ? તાબડતોબ બધાએ ઊલટી કરવા માંડી. એકએક લોટો મીઠાનું પાણી પી ગયા હતા એટલે ખાધેલું બધું બહાર નીકળવા લાગ્યું. પણ ઊંઘતા માયારામને ઝેર ચડી ચૂક્યું હતું. ખૂબ ઢંઢોળીને જગાડ્યો, ઊલટીય કરાવી, છતાં કાંઈ વળ્યું નહીં.

ત્રણ દિવસ લગી એ બહુ બૂરી રીતે રિબાયો, તરફડ્યો, ચિલ્લાયો, પણ એને બચાવવામાં અમે કામિયાબ ન થયા. માયારામની ચિતા સળગાવતી વખતે હરગોવિંદ અને મહારાજસિંહે પ્રતિજ્ઞા કરી : 'હવે જ્યાંજ્યાં પોલીસ-કુત્તાઓનો ભેટો થશે ત્યાં અમે એને જીવતા નહીં છોડીએ !'

માયારામનું વેર લેવા તૂફાનની જેમ અમારી ટોળીએ કેર વરતાવવા માંડ્યો. પહેલાં પોલીસની હડફેટમાં ન આવવાની અમારી કોશિશ રહેતી, પણ હવે ધિંગાણાની કોઈ તક જતી ન કરતા. જિગરજાન યાર માયારામના મોતે હરગોવિંદ અને મહારાજસિંહની નીંદર હરામ કરી દીધી. દિવસ-રાત બેય બેચેન રહેતા.

અને એક દિવસ પોલીસ સાથે ખૂનખાર ધિંગાણું ખેલાયું. હરગોવિંદ અને મહારાજનું ઝનૂન હાથ ન રહ્યું. નાસી છૂટવાની તક હતી છતાં જીદ કરી : આજે કાં અમે નહીં, કાં એકેય પોલીસ જીવતો જાય નહીં... કલાકો સુધી ઝઝૂમ્યા. કેટલાક પોલીસોને ઢાળી લીધા. કારતૂસોનો ખુરદો બોલી ગયો. કદાચ પોલીસોની લાશનો જબ્બર ખડકલો થાત, પણ બીજી બાજુએ એક ટુકડી મદદે આવી ચડી. અમે એક પછી એક ઝાડીઓમાં સરકી ગયા. અંધારામાં કાંઈ કળાતું નહોતું.

ટોળીના માણસોનાં માથાં ગણ્યાં ત્યારે બે મોવડીઓ જ ન દેખાયા. એક સાથીએ કહ્યું કે 'હવે તેઓ નહીં આવે – ખપી ગયા હશે...'

વાત સાચી નીકળી. પોલીસની ગોળીઓ ઝીલતાં હરગોવિંદ અને મહારાજસિંહ છેવટ લગી સામનો કર્યો અને આખરી શ્વાસ સુધી મારતાં-મારતાં ખુદ મરી પરવાર્યા...'

આટલું કહીને સુલ્તાના અટક્યો. પૂતલી પણ ચૂપચાપ પડી રહી. થોડી વારે ફરી કથા આગળ વધી : ''ત્યાર પછીની મારી જિંદગી જાણીતી છે. ટોળીના સરદાર તરીકે પસંદગી મારા પર ઊતરી સૌથી પહેલું કામ મેં ટોળીમાં ચુનંદા સાથીઓની ભરતી કરવાનું કર્યું. આ બાબુ લોહારી, પેલો કલ્યાણ પહાડ, લચ્છી પંડિત, શ્રીપાલ ધોબી એ બધાને વીણીવીણીને ગોતી કાઢ્યા. ટોળીમાં મારા વફાદાર સાથીઓની સંખ્યા મોટી હોવી જોઈએ, તેથી નવા માણસોની ભરતી હું જ કરતો.. અને એમણે હજુય મારો સાથ છોડ્યો નથી.

ત્યાર પછી મારા ગામના પેલા ફોજદાર પર વેર વાળવાનું કામ હાથમાં લીધું. એની ત્યારે બાનમૌર ગામમાં બદલી થઈ હતી. ગામના પાદરે પહોંચી અમે બનાવટી ખબર મોકલ્યા કે કેટલાક બદમાશોએ પાદરે પડાવ નાખ્યો છે. ફોજદાર થોડાક પોલીસને લઈ બહાદુરી બતાવવા દોડ્યો આવ્યો.

પહેલાં મારા સાથીઓને દબડાવ્યા પછી મારી પાસે આવ્યો. મને જોઈને એની આંખો ફાટી રહી. મેં મૂછને વળ દેતાં પૂછ્યું : 'ઓળખાણ પડે છે ને ?' પણ એના ચહેરા પર પરસેવાના રેલા દડવા માંડ્યા. એના પોલીસોને ગંધ આવી ગઈ હતી એટલે તેઓ તો આઘેથી જ પોબારા ગણી ગયા. મારે એમને વતાવવા નહોતા. જેનું કામ હતું એ સામે આવીને ઊભો હતો.

મેં બંદૂક ઉઠાવી અને તેણે કમ્મરમાંથી પિસ્તોલ કાઢી. પણ એ મોડો પડ્યો. સન...ન...ન કરતી ગોળી એના કપાળમાં ઊતરી ગઈ. ખોપરી ફાટી અને લોહીના ફુવારા સાથે એ નીચે ફસડાઈ પડ્યો. બાનમૌર ગામ-આખું ધોળા દિવસે ઘરનાં બારણાં બંધ કરી અંદર પુરાઈ રહ્યું. ફોજદારની લાશ પર ગીધડાં ઊડતાં જોઈને મારા જીવને ટાઢક થઈ.

ત્યાર પછી ખાણામાં ઝેર ભેળવનાર પોલીસના મળતિયાનો વારો હતો. હરગોવિંદ અને મહારાજસિંહ હયાત હતા, ત્યાં લગી એ માણસ ક્યારેય પોલીસના જાપ્તા બહાર હઠ્યો ન હતો. હવે એને હાથ કરી શકાશે એમ માની અમે ઊપડ્યા.

પણ અમારા પહોંચતાં પહેલાં તે ગાયબ થઈ ગયો. તેને બદલે તેનો ભાઈ મળ્યો. એનું નામ પણ મારા જેવું – સુલ્તાના હતું. ઘોડા પર એ જતો હતો ત્યારે તેને અમે હડફેટમાં લીધો. પણ, પૂતલી ! આટલાં વરસની ડાકુગીરીમાં મેં એટલી ક્રૂરતાથી કોઈને માર્યો નથી. એ સાંભળીને તું બાકીની રાત ઊંઘી નહીં શકે...''

પણ પૂતલીને એ ટકોર ખટકી. સુલ્તાનાની છાતી પર મુક્કી મારીને બોલી : 'તું મને એવી કમજોર માને છે ? તારામાં એ ઘટનાને ફરી યાદ કરવાની તાકાત હોય તો કહી સંભળાવ !'

'એમ !' સુલ્તાનાએ તેનો કાન ખેંચ્યો : 'એટલો બધો રુઆબ છે તને... તો સાંભળ -

એ ગદ્દારનો ભાઈ હતો એટલા ગુનાસર મેં તેના પર જે અત્યાચાર કર્યો છે એ જોઈને મારા સાથીઓના પણ પસીના છૂટી ગયા હતા. ઝેરનો ભોગ બનેલા માયારામને યાદ કરી કરીને મેં તેના પર એક પછી એક યાતના વરસાવી. પહેલાં તો એનાં નાક-કાન વીંધ્યાં - સોયથી નહીં, સુયાથી. એ ચીસ પાડતો રહ્યો અને સુયો એની ચામડીમાં ભોંકાતો ગયો. એણે હાથ જોડીને પોતાને ગોળીએ ઉડાવી દેવા કાલાવાલા કર્યા, પણ મારે એને એમ મારવો નહોતો. હું બીજાઓને સબક શિખવાડવા માગતો હતો અને મારા સાથીઓને પણ દેખાડવા ઇચ્છતો હતો કે સુલ્તાના કેવો ઘાતકી છે, ગદ્દારની એ કેવી બૂરી વલે કરી શકે છે... વીંધાયેલાં નાક-કાનમાં દોરા પરોવી અને તેનો બીજો છેડો મેં મારા હાથમાં રાખ્યો. અમે બધા ઘોડા પર આગળ વધતા અને તે અમારી પાછળપાછળ દોડતો આવતો. વચ્ચેવચ્ચે હું ઝાટકા સાથે દોરી ખેંચતો ત્યારે એ કાળી ચીસ પાડી જતો. હું મોટેથી હસતો. દરેક ઝાટકે એનાં નાક-કાનમાંથી લોહીની ધાર થતી. ભૂખ્યો-તરસ્યો એ પાછળ ખેંચાતો આવતો. છેવટે થાકી ગયો ત્યારે ધૂળમાં ઢસડાવા લાગ્યો. નાક-કાનનાં વીંધ ફાટી ગયાં અને દોરી છૂટી ત્યારે લોહિયાળાં એ નાક-કાન મેં કાપી નાખ્યાં.

એવી હાલતમાં બીજા બે દિવસ તેને રિબાવ્યો. ત્રીજા દિવસે એક આંખ કાઢી, ચોથા દિવસે બીજી કાઢી, છતાં એ કમબખ્ત મર્યો નહીં. એનો તરફડાટ, એની યાતનાઓ, એની મરણચીસો હજુ ય હું ભૂલ્યો નથી. છેવટે એના અધમૂઆ શરીરને દોરડાથી બાંધી એ જીવ્યો ત્યાં લગી ઘોડાની પાછળ એને ઢસડતો રહ્યો.

આખરે એનો પ્રાણ ઊડી ગયો. પીડા ખતમ થઈ ત્યારે એના જ ગામ વચ્ચે એની લાશ

લઈ જઈને મેં પડકાર કર્યો : પોલીસવાળાને કહેજો, સુલ્તાનાએ આના આવા હાલ કર્યા છે. બસ, ત્યારથી હું પોલીસના ચોપડામાં ઘાતકી ડાકુ તરીકે ઓળખાતો થઈ ગયો...

વાત પૂરી થઈ. પૂતલી ઘણી વાર સુધી મૂંગી રહી. સુલ્તાનાની છાતી પરથી એણે હાથ ખેસવી લીધો હતો. તેને કદાચ થયું હશે કે સુલ્તાનાએ પોતાને બિવડાવવા માટે વધારીને વાત કીધી, પોતા ઉપર ધાક પાડવા આવો ચિતાર આપ્યો, છતાં મનમાં તેણે ફેંસલો કરી લીધો : સુલ્તાના, એક દિવસ હું તને બતાવી આપીશ કે પૂતલી તારાથી ઓછી ઘાતકી નથી. અત્યારે તો મારા દિલમાં માની મમતા છે. ધીમેધીમે મમતાનું એ ઝરણું સુકાઈ જવા દે, પછી જોજે...

પણ પૂતલીમાં આ પલટો આવે એ પહેલાં એક વાર બેટીને મળી લેવાની, તેને રમાડી લેવાની ઇચ્છા તેને જાગી ગઈ.



# ત્રણ

રજાઈ ગામે સુલ્તાનાની ટોળીએ પડાવ નાખ્યો ત્યાં અચાનક રાડ સંભળાઈ : 'પોલીસ આવી રહી છે !' બધાએ ભડકીને હથિયાર સંભાળ્યા. સુલ્તાનાએ પૂતલીને સમજાવ્યું : 'તું એક કોર રહેજે. પોલીસ સાથેનું તારા માટે આ પહેલું ધિંગાણું છે.'

પૂતલીને આ ન ગમ્યું. સુલ્તાના હજુ પોતાનો ઓરત જેવી કાયર સમજે છે ! પણ અત્યારે જીદ કરવાનો અવસર નહોતો. ધનાધન ગોળીઓ છૂટવા માંડી. ડાકુઓ આડશ લઈને પોલીસનો સામનો કરતા હતા. પૂતલી એક ઝાડના થડ પાછળ લપાઈને બધું જોવા લાગી. ધિંગાણું બહુ જામ્યું નહીં, પણ તેમાં સુલ્તાનાનો અંગરક્ષક જમાતદીન મરાયો. પોતાના સરદારને આડશ આપવા માટે તેણે છાતીમાં ગોળી ઝીલી લીધી. આ અણધાર્યા ફટકાથી ડાકુઓ વેરવિખેર થઈ સલામત સ્થળે પાછા હઠવા માંડ્યા. સુલ્તાના જમાતદીનની લાશને ખેંચી જવામાં રોકાયો. એ બધી ધાંધલમાં પૂતલી ભુલાઈ ગઈ. એને એક વાર બાબુ લાહોરી પર ગોળી છોડવાની ઇચ્છા થઈ, પણ પછી ઇરાદો બદલી નાખ્યો. ધિંગાણામાં બાબુ મરાય તો એનો જશ પોલીસને મળે... સુલ્તાના પોતાના પર ખોફે ભરાય એવી બીક પણ એને લાગી.

ડાકુઓ પાછા હઠવા લાગ્યા ત્યારે પોલીસ જોરમાં આવી ગઈ. ધીમેધીમે ટુકડી આગળ વધતી ગઈ. પૂતલી ગભરાણી. તે હવે એકલી પડી ગઈ હતી. હવે શું કરવું ? નાસવા જાય તો પોલીસની ગોળીએ વીંધાઈ જાય, સામનો કરવાનું ગજું નહોતું. આખરે તે ઝાડ પર ચડી ગઈ. સાંજ નમતી હતી, કદાચ અંધારામાં પોલીસની નજર નહીં પડે અને પાછળથી પોતે છટકી જઈ શકશે એવી તેની ગણતરી હશે.

પણ ગણતરી ઊંધી વળી ગઈ. પોલીસનો બાતમીદાર રામસ્વરૂપ તેને જોઈ ગયો. બંદૂક તાકીને પડકાર કર્યો : 'એલા હેઠો ઊતર, નહીંતર ઠાર થઈ જઈશ !' પુરુષના પોશાકમાં પૂતલીને પોલીસ ઓળખી શકી નહીં હોય.

પણ ઝાડ પરથી કૂદકો મારતી વખતે પૂતલીના માથેથી સાફો ઊડી પડ્યો અને તેના લાંબા વાળ ચાડી ખાઈ ગયા : 'અરે, આ તો પૂતલી છે !'

'આખરે તું અમારા હાથમાં સપડાઈ ખરી !' ઉપરીએ તેનો હાથ પકડી લીધો. પૂતલીએ ચાલાકી અજમાવી : 'સાહેબ, હું આવો મોકો જ ગોતતી હતી. સુલ્તાના મને એની નજરથી દૂર થવા દેતો નહોતો. આજે લાગ મળી ગયો. અંધાધૂધીનો લાભ લઈ ઝાડ પર ચડી ગઈ.'

'તો પછી ફોજદારને ઘેરથી નાસી જઈને શું કામ સુલ્તાના સાથે ફરી જોડાઈ હતી ?'

જવાબ પૂતલી પાસે તૈયાર હતો : 'સુલ્તાનાએ મને ધમકી આપેલી કે જો હું તેની પાસે પાછી ન આવું તો એ મારાં ઘરનાંઓને ઠાર કરી દેશે.'

'એમ !' પોલીસ-ઉપરીને વાત ગળે ન ઊતરી : 'તો હવે તને સુલ્તાનાની ધમકી નહીં નડે ?'

'ના, હું આ જિલ્લો છોડીને દૂરદૂર ચાલી જઈશ – મારી મા, બહેન અને દીકરી સાથે.'

પણ પોલીસ પૂતલીને ક્યાંય જવા દેવા માગતી નહોતી. દીકરીને રમાડવા ખાતર મમતામાં ખેંચાઈને તે આવી તો ખરી, પણ ફસાઈ પડી. અદાલતના ધક્કા શરૂ થયા. ચારસો-ચારસો રૂપિયાની બે જામીનગીરી અપાઈ ત્યારે ઘેર જઈ શકી.

'પૂતલી ! તેં આ શું કર્યું ?' અસગરીબાઈએ હમદર્દી સાથે ઠપકો આપ્યો : 'ત્યાં ગઈ તો પછી પાછી શું કામ આવી ? પોલીસની રંજાડનો એક વાર આપણને અનુભવ થઈ ચૂક્યો છે.'

'શું કરું, મા !' પૂતલીએ મજબૂરી દર્શાવી : 'જેમ મારા વિના તને ચેન નહોતું પડતું, તેમ તન્નોનું મોં જોવા માટે હું વારંવાર બાવરી બની જતી.'

'બેટી, હું જાણું છું – મમતા ઓરતને મજબૂર બનાવે છે.' અસગરી મનોમન કહેતી હોય તેમ બોલી : 'પણ તારે હવે બેમાંથી એક રાહ પસંદ કરી લેવો પડશે. સુલ્તાનાનો સંગ જોઈતો હોય તો દીકરીની માયા મૂકવી પડશે.'

પૂતલીએ દસ મહિનાની બાળકીને છાતીએ દાબી દીધી ત્યારે છાતીમાં મમતાનું તોફાન જાગી ઊઠ્યું. ચૂમીઓથી તેણે તન્નોને ગૂંગળાવી દીધી : 'મારી બચ્ચી... બેટી... તારી મા કેવી ક્રૂર છે ! તને માનું દૂધ પણ ન મળ્યું...' આવેશથી તે રડતી-કકળતી હતી.

'મા, તું આ માસૂમની માયા મૂકી દેવાનું મને કહે તો એ કેમ થાય ?' પછી નરમ પડીને પૂછી બેઠી : 'મારી જ જગ્યાએ તું હોય તો શું કરે ?'

અસગરી હેબતાઈ ગઈ. તવાયફ માને દીકરી કેવો સવાલ પૂછી બેઠી ! બધું જાણતી હોવા છતાં એ માની જબાનેથી સાંભળવા માગે છે ! ના, પોતે એનો જવાબ નહીં જ આપે... એમ મનને મક્કમ કરતી હતી ત્યાં પૂતલીએ કાકલૂદીભર્યા સ્વરે ફરી પૂછ્યું : 'કહે ને, મા, તારા જવાબમાં કદાચ મારી ઉલઝનનો ઉકેલ મળી આવે.'

અસગરીએ પૂતલીના હાથમાંથી છોકરીને લઈ લીધી : 'સાંભળ, સામે ઊભેલી તારી આ માની જિંદગીમાં ડોકિયું કરીને વિચારી જો, એણે કોની માયા રાખી ? - મહોબ્બત કરનાર મરદોની કે પેટનાં જણ્યાંની ? દીકરી, આપણા પેશામાં પુરુષ તો માત્ર આવતો-જતો માણસ ગણાય. વખત આવ્યે તેનો સંગ છોડી દેવો પડે.'

'બસ, મા, સમજી ગઈ બધું.' પૂતલીએ જાણે ફેંસલો કરી લીધો હોય તેમ કહી દીધું : 'મારા માટે પણ સુલ્તાના એક એવો મરદ બની રહેશે. સારું થયું હું પાછી આવી. હવે પાછી નહીં જાઉં, મા !'

પૂતલીએ કહી તો દીધું, પણ એની જિંદગી હવે પોતાના હાથમાં રહી નહોતી. કઠપૂતલીની જેમ ત્રણચાર દોરીઓ તેના મનને નચાવતી હતી. તન્નોને પડખામાં સુવાડીને તેનું નિર્દોષ મોં જોયા કરતી ત્યારે સુલ્તાના સાંભરી આવતો. સુલ્તાનાનું પડખું સેવતી હતી ત્યારે પોતે આવી જ રીતે સુલ્તાનાને કેવી નીરખ્યા કરતી ! ત્યારે સુલ્તાનામાં તેને તન્નોની અણસાર દેખાતી. હવે તન્નોના ચહેરામહોરામાં તે સુલ્તાનાને શોધવા મથ્યા કરતી. મન પણ કેવું પાગલ છે ! માયા સહેવાતી નથી, છોડાતીય નથી...

સમય જતાં પૂતલી કદાચ સુલ્તાનાની મહોબ્બતને વિસારે પાડી દેત, પણ પોલીસ તેને વારંવાર સુલ્તાનાની યાદ અપાવવા આવી ચડતી. પૂતલીને પણ અવારનવાર પોલીસચોકીએ જવું પડતું. પોલીસે બીજી એક ચાતુરી કરેલી. પૂતલી પોતાની મા સાથે રહેતી હોવા છતાં તે નાચ-ગાનના જલસામાં સામેલ થઈ ન શકતી. જમીનદારો અને શ્રીમંતોને તાકીદ કરવામાં આવી હતી કે પૂતલીને તમે મહેફિલમાં બોલાવશો તો પોલીસની આંખે ચડી જશો. બીજી પણ એક અફવા વહેતી થયેલી : પૂતલી સુલ્તાનાની રખાત થઈને પાછી આવી છે. એને નાચવા બોલાવશે તેનું સુલ્તાના કાસળ કાઢી નાખશે...

આમ પૂતલી ઘેર આવી તોપણ નાચ-ગાનનો તેનો શોખ મૂરઝાવા માંડ્યો. પોતાના કારણે મા અને બહેનનેય પોલીસ પરેશાન કરતી. વારેવારે એક જ પ્રસ્તાવ મુકાતો : 'સુલ્તાનાને હાથ કરવામાં અમારે પૂતલીની મદદ જોઈએ. બદલામાં એના બધા ગુના માફ કરીશું. સુલ્તાનાને માથે ઇનામ છે તેમાંથી ભાગ આપીશું...'

'ઇનામની લાલચ અમને ન આપશો.' અસગરીએ હાથ જોડીને કહ્યું, 'અમે તવાયફનો ધંધો જરૂર કરીએ છીએ, પણ ઈમાનદારી રાખીને.'

'અસગરીબાઈ ! ઈમાનદારીનું ગાણું અમારે સાંભળવું નથી. હા કે ના-નો જવાબ કહી

દે. દીકરી વહાલી હોય, આ જિલ્લામાં સુખેથી રહેવું હોય, પોલીસચોકીનાં ચક્કર કાપવાં બંધ કરવાં હોય અને આવી રહેલા બુઢાપામાં ધૂળ પડવા દેવી ન હોય તો...'

'તો સુલ્તાનાનો પત્તો બતાવી દે, એમ જ ને ?' પૂતલી કમરામાંથી ધસી આવી હતી : 'મારી અને સુલ્તાનાની વચ્ચે માને શું કામ પરેશાન કરો છો ?' તેનો ચહેરો લાલચોળ થઈ ગયો : 'તમારે ધાર્યું જ કરવું હોય તો ભલે, હું તૈયાર છું.' પછી બે પળ ખમીને પૂછ્યું : 'બોલો, શું કરવાનું છે મારે ?'

પોલીસ-ઉપરી છક્કડ ખાઈ ગયો. વિશ્વાસ ન આવ્યો હોય તેમ ઝીણી આંખો કરી પૂતલીના હાવભાવ નીરખવા લાગ્યો. આ છોકરી કોઈ ચાલબાજી તો નથી રમતી ને ? અગાઉ પણ એક વાર બનાવી ગઈ હતી.

'પૂતલી, તું બહાદુર છો, આ કામ કરી આપીશ એની મને હવે શંકા પણ નથી, છતાં...'

'છતાં ખાતરી નથી તમને...' પૂતલીએ ધારદાર વાત કહી દીધી.

'ખાતરી તારે કરાવી આપવાની છે.' ઉપરીએ પણ ધારદાર હથિયાર અજમાવ્યું : 'તારા હાથે એક હત્યા થઈ ચૂકી છે – સુલ્તાનાએ તારી પાસે એ ક઼તલ કરાવી છે.

અસગરીબાઈ ચોંકી ઊઠી. તેણે દીકરી સામે જોયું. પૂતલીએ ઇન્કાર ન કર્યો ત્યારે એ ધ્રૂજી ઊઠી. શું આ વાત તેણે તેનાથી છાની રાખી ? ધારી અસર થઈ તેના ઉત્સાહમાં પોલીસ-ઉપરીએ ઉમેર્યું : 'પૂતલી, એક નિર્દોષ માણસની હત્યાની સજા શું હોય છે એ તું જાણતી હોઈશ. આ આરોપ અમે હજુ સુધી દફ્તરમાં ચડાવ્યો નથી.'

'કારણ કે તમે એ આરોપ પુરવાર કરી શકો તેમ નથી.' પૂતલી હસીને બોલી, છતાં પોલીસને આ વાતની જાણ કેવી રીતે થઈ તેના આંચકામાંથી હજુ એ બહાર આવી નહોતી.

'ન કરેલા ગુનાઓ પણ પોલીસ પુરવાર કરી શકે છે, પૂતલી !' ઉપરીએ ખંધાઈપૂર્વક કહ્યું : 'ત્યારે તું તો ગુનો કરી ચૂકી છો !'

'મૂળ વાત તમે વીસરી ગયા, સાહેબ !' પૂતલીએ સાવધાની રાખીને કહ્યું : 'તમારું કામ મારે કઈ રીતે કરી આપવાનું છે ?'

પોલીસ-ઉપરી ખુશ થયો. હથિયાર નિશાન પર લાગ્યું હતું. હવે પૂતલી સુલ્તાનાને પકડાવી દેવા આતુર બની છે !

'તારે બાતમીદાર બનવાનું છે.' તેને સમજાવવામાં આવી : 'સુલ્તાનાને ફરી વિશ્વાસમાં લઈ, તેની હિલચાલ પર નજર રાખી, પોલીસને બાતમી પહોંચાડી દેવાની.' પછી ઉમેર્યું : 'અમારે એકલા સુલ્તાનાને નહીં, આખી ટોળીને ખતમ કરવી છે.'

'પણ સુલ્તાનાને મારા પર વિશ્વાસ બેસે ત્યાં લગી તમારે વાટ જોવી પડશે. મહોબ્બતની જાળ બિછાવવામાં થોડો સમય લાગે છે.'

'એ માટે અમે તૈયાર છીએ. પણ જો મહિના-એકમાં તારા તરફથી બાતમી નહીં મળે તો...'

'તો શું ?' પૂતલી પૂછી બેઠી...

'તો અમે માની લેશું કે તેં ફરી અમારી સાથે ગદ્દારી કરી છે.' પોલીસ-ઉપરીના અવાજમાં સત્તા રણકી : 'અને તેનો અંજામ તારી આ મા-બહેન અને બેટીને વેઠવો પડશે !'

ફરી પાછી ધમકી ! પૂતલીએ દાંતમાં હોઠ દબાવ્યો અને ફેંસલો કરી લીધો : 'મને મંજૂર છે.'

ફરી ચંબલની કોતરો ખૂંદવા નીકળી પડી પૂતલી ! રૌદ્ર સ્વરૂપે વહેતી ચંબલ નદીને જોઈને તેનું હૈયું પોકારી ઊઠ્યું : 'નારી પણ આવી વિનાશક બની શકે છે એ મારે સમાજને બતાવી આપવું છે. ધમકી આપનાર પોલીસનેય પરચો દેખાડી આપવો છે. માતૃત્વની આ લોકોએ ગળચી દાબી દીધી એનો બદલો હું વ્યાજ સાથે - ચક્રવર્તી વ્યાજ સાથે વસૂલ કરીશ...' પછી ચમ્બલનાં પાણી ખોબેખોબે પીને બોલી : 'મા ચંબલ ! તારો અજંપો હવે મારો બની ગયો છે. તારી જેમ મને પણ હવે લોહીની પ્યાસ જાગી છે. વિનાશ સર્જીને હુંય તરસ છિપાવીશ.'

હોડીમાં બેસીને પૂતલીએ ચંબલ પાર કરી. તેની પાસે પોલીસના બાતમીદારનો પરવાનો હતો. એ તેને સાથે રાખવો પડ્યો હતો – પોલીસના માણસો રસ્તામાં રુકાવટ ઊભી ન કરે એટલા ખાતર.

પૂતલી ચાલાક હતી. એ જાણતી હતી કે પોલીસ છાનીછાની તેનું પગેરું લેવાની જ... પોતે સુલ્તાના પાસે પહોંચે એ સાથે જ ટોળીને ઘેરી લેવાનું કાવતરું ગોઠવી રાખ્યું હશે. પોલીસ-ઉપરીએ તેના હાથે થયેલી હત્યાની વાત ઉચ્ચારીને એમ માની લીધું કે પૂતલી દબાઈ જશે, પણ એની અસર અવળી થઈ હતી. પૂતલીએ મક્કમ નિરધાર કરી લીધો : 'ગમે તેમ કરીને સુલ્તાના પાસે પહોંચી જાઉં અને આ એક હત્યાના આધારે હત્યાઓની પરંપરા સર્જી દઉં !'

પૂતલી પોલીસને પોતાના સગડ આપવા માગતી નહોતી. સુલ્તાના સુધી પહોંચતાં પહેલાં તેણે થોડી રઝળપાટ કરી, ખાતરી કરી લીધી કે એનો પીછો કોણ કરે છે. પછી એક રાતે સુલ્તાનાના એક આશ્રયદાતાને ત્યાં સૂતી હતી ત્યાંથી છટકી ગઈ. વેશપલટો કરીને છટકી ગઈ. પીછો કરનારા રાજારામ હાથ ઘસતો રહી ગયો : 'સાલી આબાદ છક્કડ ખવડાવી ગઈ !'

'એ કોણ આવે છે... પૂતલી !' દૂરથી પુરુષના પોશાકમાં પોતાના એક બાતમીદાર સાથે આવતી પૂતલીને જોઈને ટોળીના એક ડાકુએ અવાજ કર્યો. સુલ્તાના હાથમાં શરાબનો પ્યાલો લઈને ઝાડ નીચે સહેજ આડો પડ્યો હતો. પૂતલીનું નામ સાંભળતાં જ હાથને આંચકો લાગ્યો અને પ્યાલો આડો થઈ જતાં શરાબ નીચે ઢળી ગયો. પૂતલી ! દિલના ધબકારા વધી ગયા. પૂતલી ! આંખોની ચમક ધારદાર બની. પૂતલી... સુલ્તાનાની રગેરગ તણાવા માંડી. ત્રણ અક્ષરનું એ નામ કેવો જાદુ કરી ગયું !

'બાબુ ! હું નહોતો કહેતો એ પાછી આવશે, જરૂર આવશે...' સુલ્તાના ઊઠ્યો અને દોડીને

ઢોળાવ ઊતરવા લાગ્યો. બાબુની આંખોમાંથી ઝેર વરસવા લાગ્યું : 'સરદાર ! અધીરા ન થાઓ. પહેલાં પૂતલીની પરીક્ષા કરવી પડશે. રામ જેવાએ પણ દુશ્મન પાસેથી પાછી ફરેલી સતીની પરીક્ષા કરી હતી, ત્યારે આપણે તો ડાકુ છીએ અને એ તવાયફ... કોને ખબર પોલીસ સાથે સંતલસ કરીનેય આવી હોય !'

સુલ્તાનાને બાબુનાં વેણ આકરાં લાગ્યાં. બંદૂકથી તેને ફૂંકી મારવાનું ખુન્નસ ભરાઈ આવ્યું, પણ ભીતરમાં રહેલા પુરુષે બાબુની દલીલને દાદ આપી :

'હા, ઓરતનો આવો ગાંડો ભરોસો ન કર. તારી સાથે આખી ટોળી ખુવાર થઈ જશે. એમની હિફાજતનો વિચાર કર.'

અટકી જવું પડ્યું સુલ્તાનાને.

પણ પૂતલી તેને જોઈને શ્વાસભેર-હોંશભેર ધસી આવતી હતી. જાણે ગાંડીતૂર નદી સાગરમાં સમાઈ જવા અધીરી બની હોય તેવી મસ્તીથી તે દોડતી હતી.

પચીસ, વીસ, પંદર અને દસ ડગલાંનું છેટું રહ્યું, ત્યાં ઠોકર લાગી અને પૂતલી ગબડી પડી. સુલ્તાના સાથેના મેળાપમાં રુકાવટ નાખનાર એ પથ્થર ઉપર પૂતલીને ખીજ ચડી. છોલાયેલા ગોઠણ પર હાથ રાખીને તેણે સુલ્તાના સામે માદક નજરે જોયું. પણ આ શું ? સુલ્તાના કરડાકીભર્યા ચહેરે હજુ ત્યાં જ કેમ ખોડાઈ રહ્યો છે ! પૂતલીએ ઇચ્છા રાખી હતી, ધારી જ લીધું હતું કે એ દોડતો આવશે અને બંને ખભા દબાવી તેને ઊંચકી લેશે : 'પ્યારી ! તું પાછી આવી ગઈ ! - કહીને તેને બાહુપાશમાં ભીડી દેશે.'

તેને બદલે ખડકની જેમ એ ઊભો જ રહ્યો. જાણે એની હાલત પર હસતો હોય અને મનમાં કહેતો હોય : 'આવી ! આખરે આવવું પડ્યું ને ? ગદ્દારીને આ દુનિયામાં કોઈ સંઘરતું નથી...'

પૂતલી કપડાં ખંખેરતી ઊભી થઈ. તેનો સાફો દૂર ફેંકાઈ ગયેલો એ ઉઠાવવાની ઇચ્છા રહી નહીં. બે-ચાર મિનિટ ઊભી જ રહી. સુલ્તાના પાસે આવે, આવીને તેને પ્યારથી બોલાવે એવી ઝંખના સાથે તેની સામે જોતી રહી.

ત્યારે સુલ્તાનાની પડખે બીજો એક જણ પણ તેની કીકીઓમાં ઊપસી આવ્યો : બાબુ ! પૂતલીએ આંખમાં કણું પડ્યું હોય તેમ એકબે વાર આંગળીથી આંખો ચોળી, પણ બાબુ તો વધારે ખટક્યો, કારણ કે તે ખંધું હસતો સુલ્તાનાના કાનમાં ઝેર રેડતો હતો : 'ઉસ્તાદ, સાવધાનીથી કામ લેવું પડશે. હવે એ જીવતી પાછી ન જવી જોઈએ.'

પૂતલીનો ચહેરો લાલચોળ થઈ ગયો. મક્કમ પગલે તે સામે આવી : 'પાછા જવું હોત તો આવત જ શું કામ, બાબુ ?'

'તું અમસ્તી નથી આવી, પોલીસની મોકલી આવી છો !'

સુલ્તાનાએ હાથ ઊંચો કરી બાબુને જબાન ચલાવતાં રોક્યો. 'તું શું કામ આવી છો એ

મારે નથી જાણવું.' સુલ્તાના પરાણે કર્કશ થતો હોય તેમ બોલ્યો : 'શું કામ નાસી ગઈ હતી એ પહેલાં કહેવું પડશે.'

પૂતલીને આંચકો લાગ્યો. આ એ જ માણસ છે જે મારા વિના જીવી ન શકવાનું કહીને મારી સાથે પ્યાર કરતો હતો, જેણે મારા પડખે રાતોની રાતો ગુજારી છે, મારા યૌવનને મનફાવે તેમ ભોગવ્યું છે અને જેનાથી હું એક બચ્ચીની મા બની છું એ માણસ મને છાતીએ લગાડવાને બદલે બે ફૂટ આઘો રહીને આવતાંવેંત ઊલટતપાસ લેવા મંડ્યો !

પૂતલીને થયું, કહીં દઉં આને કે ''ગઈ'તી મારી મરજીથી અને આવી છું... મારી મરજીએ...'' પણ બાબુની હાજરી ખટકતી હતી. આ બેવકૂફ પ્યાર અને તકરારમાં વચ્ચે આવે છે !

'જવાબ નથી તારી પાસે, પૂતલી ?' સુલ્તાનાએ ત્રાડ નાખી : 'કે પછી બાબુની શંકા સાચી છે ?'

'શંકા... શંકા !' પૂતલીનો પિત્તો ઊછળ્યો : 'હા, પોલીસે મને મોકલી છે.' કહીને તેણે છાતીમાં છુપાવી રાખેલો બાતમીદારનો પરવાનો કાઢીને ફેંક્યો : 'આ છે એની સાબિતી.'

ફરફર ઊડતું પીળું પતાકડું સુલ્તાનાના પગ પાસે પડ્યું, પણ સુલ્તાના તે માટે વાંકો ન વળ્યો, પૂતલી સામે જોતો રહ્યો. પૂતલી પર પોતે નકામો વહેમ લાવ્યો એવો ભાવ તેના મુખ પર આવ્યો. નહીંતર પૂતલીનો ચહેરો આટલો લાલચોળ ન હોત. અપરાધની એક રેખાય ત્યાં ઊપસી નહોતી.

'પોલીસનો જ પરવાનો છે.' ઉત્સાહભેર પતાકડું નીચેથી ઉઠાવી લઈ બાબુએ સુલ્તાનની આંખ સામે ધર્યું : 'પાછી નફફટની જેમ પુરાવો પણ આપે છે !'

સુલ્તાનાની નજર પતાડા પર પડી. પોલીસનો સિક્કો તેમાં છપાયેલો દેખાયો. જાણે આંખોમાં કોઈએ મરચાંની ભૂકી નાખી હોય તેમ એ છળી પડ્યો. ખૂન ધગવા લાગ્યું, ચહેરો વિકરાળ બની ગયો. કાંડાંમાં ખુન્નસ ચડવા માંડ્યું. હાથમાં પકડેલું પતાકડું મસળી નાંખીને પૂતલીની ગળચી દાબી દેવાના ઝનૂન સાથે તેણે નજર ઊંચકી... પણ પૂતલી તો જરાય ડગ્યા વિના, થથર્યા વિના તેની સામે તાકીને ઊભી જ રહી. જાણે પડકારતી હોય : થાય તે કરી લે... જેને પ્યાર કર્યો છે, તેના પર અત્યાચાર પણ કરી લે, ડાકુ !

'બસ, પૂતલીની આ લાપરવાહી પર જ સુલ્તાના પાગલ હતો. નથી એ આંસુ સારતી, નથી બચાવ કરતી.

'પૂતલી, તારે કંઈ કહેવું નથી ?' અવાજ નરમ પડી ગયો સુલ્તાનાનો.

'હું તારી બંદૂક બોલે એની રાહ જોતી હતી.' હાડોહાડ લાગે એવું મહેણું માર્યું તેણે.

'એ પહેલાં તારી ગદ્દારીનો તારે હિસાબ આપવો પડશે.' બાબુની અધીરાઈ ઝાલી ન રહી.

'તું ચૂપ રહે, બાબુ !' પૂતલીએ તેનું મોં તોડી લીધું : 'અમારી વાતમાં દોઢડાહ્યો ન થા.'

'પૂતલી, એ મારો વફાદાર સાથી છે.' સુલ્તાનાએ બાબુનું ઉપરાણું લીધું : 'ટોળી છોડીને એ ચાલ્યો જાય તો અમે એનેય ફૂંકી મારીએ. બેવફાઈની આ એક જ સજા છે.'

'અને વફાદારીની પણ એ જ સજા છે !' પૂતલીના શબ્દો દાંત વચ્ચે કચડાઈને બહાર આવ્યા : 'આ તારા વફાદાર કહેવાતા સાથીને પૂછી જો, પોલીસના બાતમીદાર થવાથી મને શું મળવાનું છે ?'

'સુલ્તાનાના માથા પરનું ઇનામ અને પોલીસની રહેમનજર.' બાબુ મૂંગો ન રહી શક્યો.

પૂતલીએ દાંત ભીસ્યા : 'મને ઇનામની ભૂખ હોત તો સુલ્તાના અત્યાર સુધી જીવતો ન રહ્યો હોત; અને પોલીસની રહેમનજરની પરવા કરી હોત તો અહીં આવ્યા વિના જ એ બધાને મારા જોબનથી વશ કરી લેત.'

'પૂતલી !' ત્રાડ પાડી ઊઠ્યો સુલ્તાના : 'મારી બની ગયા પછી પણ તું આવું બોલી શકે છે !'

'તને યાદ અપાવવા બોલવું પડ્યું કે હું તારી છું અને તારી જ રહેવા અહીં આવી છું.' પૂતલીએ બાબુ સામે કતરાતી નજર રાખી, 'તારી જ' શબ્દ પર વધુ પડતો ભાર મૂક્યો હતો. પછી ગળગળી થઈને બોલી : 'પેટના જણ્યાની માયા મૂકીને તારો સંગાથ લેવા આવી છું અને તું હજુ મારી વફાદારીનાં ચૂંથણાં ચૂંથવા ઊભો છે – તારા આ વફાદાર સાથીની કાનભંભેરણીએ તારું દિમાગ ભરમાવી દીધું એટલે ?'

બાબુ કાંઈ કહેવા જતો હતો, પણ સુલ્તાનાની નજરમાં પ્યારનું આંજણ અંજાવા લાગ્યું હતું. ધીમેધીમે તે નજીક આવ્યો, પૂતલીનો હાથ પકડીને કહ્યું : 'પહેલાં અડ્ડામાં ચાલ, નિરાંતે ખુલાસો કરજે.' પછી બાપના વાત્સલ્યનો રણકો થયો : 'આપણી તન્નો કેમ છે ?'

પૂતલીએ વિજયના ગૌરવભેર બાબુ સામે જોઈ લીધું, હસી લીધું અને હળવેકથી કહ્યું : 'તન્નોના ખબર પણ પછી સંભળાવીશ - આપણે એકલાં પડશું ત્યારે.'

જાણે થપાટ લાગી હોય તેમ બાબુએ મોં ફેરવી લીધું. સુલ્તાનાની કમજોરી પર પૂતલીએ જીત મેળવી હતી. પોતાનો ઘા ખાલી ગયો. હવે પૂતલી ભલે રહે, પણ સુલ્તાના ખતમ થાય એવો ઘાટ ઘડવો પડશે. એ એક જ આખરી ઉપાય હતો – પૂતલીના જોબનને મસળવાનો.

*

સુલ્તાના ચાર દિવસમાં ઢીલો પડી ગયો – ઘેલો બની ગયો, પણ પૂતલી હજુય અક્કડ રહેતી, અતડી રહેતી.

'મારી રાણી ! તારી વાત સાંભળ્યા પછી હવે મને કોઈ શંકા રહી નથી. મારે ખાતર તારે ઘણું સહન કરવું પડ્યું. તને પરેશાન કરનાર એકએક પોલીસ-કુત્તાને હું ફૂંકી મારીશ.'

'ના, એ કામ મારે કરવું છે.' પૂતલી ઝનૂનથી બોલી ગઈ : 'આજ સુધી તો સુલ્તાનાએ

તેમને રંજાડ્યા હતા, હવે પૂતલીની રંજાડ પણ ભલે જોઈ લે એ નીચ હરામજાદાઓ !' બંદૂકની નાળને ગાલ પર ટેકવીને ઉમેર્યું : 'પહેલો શિકાર રાજારામ બનશે.'

'તું તો બધુ નક્કી કરીને આવી લાગે છે !'

'સુલ્તાના ! તેં પૂતલીનું એક રૂપ જોયું, હવે બીજું સ્વરૂપ જોવા મળશે – વીફરેલી નારીનું સ્વરૂપ !'

'મારી સામે પણ વીફરવાની કે !' મજાકમાં જ પૂછ્યું હતું તેણે, પણ પૂતલી હજુ જુસ્સામાં હતી : 'ફરી વાર વહેમનું ઝેર તારી આંખોમાં દેખાશે તો કદાચ તારી સામે પણ વીફરીશ, હવે જિંદગીનો જુગાર ખેલી લેવા માગું છું – બધું જ હારી ન જાઉં ત્યાં લગી...'

એક અફર નિર્ધારથી પૂતલીનો ચહેરો ચમકતો હતો. સુલ્તાનાએ ત્યારે તો માની લીધું કે આ ક્ષણિક આવેશ છે. મારા બીજા બચ્ચાની મા બનશે એટલે બધું ભૂલી જશે.

પણ ચોથે દિવસે એક જમીનદારને ત્યાં ધાડ પાડવા ડાકુની ટોળી ઊપડતી હતી ત્યારે પૂતલીએ કહ્યું : 'હું સાથે આવું છું.'

'તારી જરૂર નથી, પૂતલી !' સુલ્તાનાએ તેને સમજાવી : 'કામ જરા જોખમી છે.'

'એટલે જ મારે આવવું છે.' પૂતલી મક્કમપણે પોતાના ઇરાદાને વળગી રહી : 'જોખમથી હું ટેવાઈ જવા માગું છું.'

સુલ્તાના પછી ઇન્કાર કરી શક્યો નહીં.

ખરા બપોરે જમીનદારની હવેલીને ડાકુઓએ ઘેરી લીધી. દરવાજા પર ચોકીદાર હતો એને માથા પર બંદૂકનો ફટકો મારી મૂંગો કરી દીધો. હવેલીનો નોકર સુલ્તાનાને જોઈને ધ્રૂજવા લાગ્યો.

'ક્યાં છે તારો માલિક ?' બંદૂકની નાળથી તેના પેટ પર ગલગલિયાં કરીને સુલ્તાનાએ પૂછ્યું. 'નોકરની પોતડી કમર પરથી ઊતરવા માંડી એટલે બેબાકળા થઈને તેણે પોતડી સંભાળતાં કહ્યું : 'ઉપર છે. સૂ...તા છે.'

'ત્યારે મારે એની ઊંઘ ઉડાડવી પડશે.' સુલ્તાના તેને હડસેલો મારી મેડી તરફ આગળ વધ્યો : 'બાબુ, તું નીચે રહેજે. પૂતલી, તું મારી સાથે ચાલ.'

ઉપરના કમરાને પાટુ મારી સુલ્તાનાએ ઊંઘતા જમીનદારને જગાડ્યો. જમીનદાર જુવાનસિંહની ધોળી મૂછો ધ્રૂજવા લાગી. દીવાલની બાજુમાં પડેલી વિદેશી શરાબની બૉટલ પર સુલ્તાનાની નજર ગઈ. પહેલાં એ ઉઠાવી પછી જમીનદાર સામે ખંધું હસીને કહ્યું : 'સાલા ! વિદેશી માલ વાપરે છે !' કહીને બાટલી ગટગટાવવા મંડ્યો. શરાબના રેલા ગાલ પરથી દડીને ગળા સુધી પહોંચી ગયા. પા બાટલી રહી ત્યારે અચાનક યાદ આવ્યું હોય તેમ તે અટક્યો : 'લે, પૂતલી, બાકીનો તું પી જા.'

'પૂ...ત...લી !' ક્યારનો તેને ઓળખવા મથતો જમીનદાર બબડ્યો : 'જે નાચતી-ગાતી હતી એ...' પણ તે પૂરું કરે એ પહેલાં સુલ્તાનાએ ઊંધા હાથની અડબોથ લગાવી દીધી : 'બેવકૂફ ! હવે એ સુલ્તાનાની રાણી છે !'

જમીનદારના ગાલ પર સુલ્તાનાની અંગૂઠીએ છરકો કર્યો. ત્યાંથી લોહી ફૂટી નીકળ્યું. ધ્રૂજતા હાથે તેણે ગાલ પંપાળ્યો. પછી લોહીથી ખરડાયેલી આંગળીનું ટેરવું જોવા લાગ્યો.

'ચાલ, ઊભો થા અને તિજોરી ખાલી કરી આપ.'

પૂતલી શરાબની બૉટલ હોઠે માંડવા જતી હતી ત્યાં નીચેની કોઈ સ્ત્રીની ચીસ સંભળાઈ. એ ચીસમાં રહેલી ધ્રુજારી પૂતલીને સ્ત્રીની લૂંટાતી આબરૂનો સંકેત કરી ગઈ. જમીનદાર કાંપવા લાગ્યો : 'સુલ્તાના, તું ચાહે તે લૂંટી જા, પણ બૈરાંઓની આબરૂ સલામત રહેવા દેજે ! તારા સાથીને રોકી દે !' તેની જીભ લોચા વાળતી હતી : 'મારી જુવાન બેટીની હજી હમણાં જ સગાઈ થઈ છે – એનો ભવ બગડશે ! તારા સાથીઓ બગાડશે !'

'હું નીચે જાઉં છું.' પૂતલી સુલ્તાનાની સંમતિની રાહ જોયા વિના એક હાથમાં બંદૂક અને બીજા હાથમાં શરાબની બૉટલ લઈને મેડી ઊતરી ગઈ. પેલી ચીસ હવે ગૂંગળાઈ ગઈ હોય તેમ માત્ર વચ્ચેવચ્ચે ઊંહકારા સંભળાતા હતા.

બે કમરા વટાવીને ત્રીજામાં દાખલ થતાં જ પૂતલી સડાક બની ગઈ. બાબુ લોહારી જમીનદારની જુવાન બેટીને પલંગમાં હડસેલી તેના પર કૂદી જતો દેખાયો. બાબુનો એક હાથ પેલી છોકરીના મોં પર ભીંસાયો હતો. બીજો હાથ તેની જુવાનીને લૂંટવામાં રોકાયેલો હતો : 'આજ તારી કોરી કાયાને વટલાવ્યા વિના નહીં રહું !'

'બા...બુ !' પૂતલીએ તેને ચોંકાવ્યો. બાબુએ ખંચકાઈને પાછળ જોયું : 'પૂતલી ? તું અહીં શું કામ આવી ?'

'જાનવરને શિકાર કરતો જોવા !' શરાબની બૉટલમાંથી બે ઘૂંટ ગળે ઉતારી એ હસી. પેલી છોકરીએ સ્ત્રીનો અવાજ સાંભળી રાહત અનુભવી હતી, પણ પુરુષના પોશાકમાં, શરાબની બૉટલ લઈને આવેલી અને નફ્ફટની જેમ તેને ઊભી રહેલી જોઈ ત્યારે મદદની આશા ઓસરી ગઈ.

'પૂતલી, તેણે દાગીના ઉતારવાની ના પાડી એટલે બળજબરી કરવી પડે છે.' બાબુએ બચાવ કરવા ખાતર કહ્યું : 'તું ઉપર જા, સુલ્તાના એકલો રહે તેમાં જોખમ છે.'

'સુલ્તાનાની મને વધારે ફિકર છે.' પૂતલી ધીમેધીમે નજીક આવી. શરાબની થોડી અસર તેના ચહેરા પર દેખાતી હતી : 'મેં પહાડાને ઉપર મોકલ્યો છે.' પછી બાબુના ખભા પર બૉટલ અફળાવીને પૂછ્યું : 'બાબુ, ઓરતો દાગીના ક્યાં પહેરે છે એની તને ખબર નથી લાગતી.'

બાબુ ભોંઠો પડી ગયો. આ કમબખ્ત અત્યારે ક્યાં વચ્ચે આવી ? હવસથી એનો ચહેરો વિકૃત બની ગયો હતો. કાંડાંની નસો ઊપસી આવેલી હતી. શરીર પસીનાથી રેબઝેબ થઈ ચૂક્યું

હતું. ઘડીક તો તેને થયું કે જમીનદારની બેટીને છોડીને આ પૂતલીને લાગમાં લઉં, પણ સુલ્તાનાનો ડર આડે આવ્યો. છોકરીના મોં પરથી તેનો હાથ જરા હઠી ગયો ત્યારે પેલી ગૂંગળાયેલા શ્વાસે બોલી ગઈ : 'બહેન, મારી ઇજ્જત બચાવી લે... મારા બધા દાગીના ઉતારી આપવા હું પહેલેથી જ તૈયાર હતી.'

પૂતલીએ જાણે તેનું સાંભળ્યું ન હોય તેમ બાટલીમાં વધેલો શરાબ ગટગટાવી ગઈ, પછી છોકરી સામે હસી : 'સારા ઘરની બહેન-દીકરીઓ તરફ મને હમદર્દી નથી.'

પેલી છોકરીના ફાટેલા મોંમાંથી હાયકારો નીકળી ગયો : આ તે ઓરત છે કે...

'હું તવાયફ હતી, હવે ડાકુ બની છું. આજ લગી સમાજની સારા ઘરની ઓરતોએ મને વગોવી છે. હવે એમની બેઇજ્જતીમાં મને લિજ્જત પડે છે.'

બાબુને પૂતલીના આ બોલમાં શરાબની ગંધ લાગી, છતાં એ ખુશ થયો : 'તો પૂતલી, તારી નજર સામે હું એની બેઇજ્જતી કરું છું.' કહીને તે ફરી પેલી છોકરી પર ધસી ગયો.

'નહીં, બાબુ, તને સુલ્તાના ઉપર બોલાવે છે.' પૂતલીએ સખતાઈથી કહ્યું : 'કામને વખતે મોજ કરવાની મનાઈ છે.' બાબુ ગિન્નાયો. એ તેને કહેવા જતો હતો : 'મનાઈ ફરમાવનારી તું કોણ ?' પણ પૂતલીની કરડાકીભરી નજરે કહી દીધું : 'હું સુલ્તાનાની રાણી, તારા સરદારની ઓરત છું એ ભૂલી ન જતો.'

બાબુ ઢીલો પડી ગયો. હવસનો નશો ગાયબ થઈ ગયો. સુલ્તાનાનું નામ પડ્યું અને તે ભાગ્યો. એક વાર પોતે હુકમ ઉઠાવવામાં મોડો પડેલો ત્યારે સુલ્તાનાએ તેને ઢીબી નાખ્યો હતો. રોષે ભરાયેલો સુલ્તાના તેને કાળ જેવો ભયાનક લાગતો.

બાબુ ગયો એટલે પૂતલીએ પેલી છોકરીને પૂછ્યું : 'તારી મા ક્યાં છે ?'

જમીનદારની બેટીએ ધ્રૂજતી આંગળી ચીંધી : 'બાજુના કમરામાં મોંએ ડૂચો મારીને તેને પૂરી દીધી છે.'

પૂતલીએ એ કમરાનું બારણું ઉઘાડ્યું. જમીનદારની પ્રૌઢ ઓરત જમીન પર બેહોશ પડી હતી. દીકરીની ઇજ્જત લૂંટાવાની વાત એ બિચારી જીરવી નહીં શકી હોય.

'તારી માને ભાનમાં લાવ. પાણી છાંટ.' પૂતલીએ હુકમ કર્યો અને પેલી મા પાસે દોડી ગઈ. તેના મોંમાંથી ડૂચો કાઢ્યો, પાણી છાંટ્યું : 'મા ! મા ! હું સલામત છું.' કહીને તે એને બાઝી પડી.

માએ આંચકા સાથે આંખો ખોલી. દીકરીના ચહેરા પર વાંચી લીધું કે ઇજ્જત લૂંટાતી રહી ગઈ છે. તેને છાતીએ ચાંપી દીધી. 'બેટી...' આંસુભરી આંખે તેણે પૂતલી સામે જોયું. પૂતલી ખડખડાટ હસી - બેફામપણે હસી.

જમીનદારની પુત્રીએ માના કાનમાં કાંઈક કહ્યું. સાંભળીને મા ઊભી થઈ, હાથ જોડ્યા : 'બહેન, તું આજે ન હોત તો અમારું બધું લૂંટાઈ જાત !'

'હા... હા... હા...' શરાબની બૉટલને હવામાં હલાવતી પૂતલી હસી પડી : 'હું પણ લૂંટવા જ આવી છું ને !' પછી દાંત ભીંસીને બોલી : 'મરદ હોત તો તમારી ઇજ્જત પણ લૂંટત.'

મા-દીકરી ધ્રૂજી ઊઠી. એક સ્ત્રી આવું બોલતી હતી ! મેડીનાં પગથિયાં ઊતરવાના અવાજ સંભળાયા એટલે પૂતલીએ હાથમાં પકડેલી બૉટલ ભીંત સાથે અફળાવી. વચ્ચેથી બૉટલ તૂટી ગઈ. કાચના ટુકડા નીચે વેરાયા. શરાબની દુર્ગંધ કમરામાં છંટાઈ ગઈ. પૂતલીએ બૉટલનું મોં હજુ હાથમાં જ પકડી રાખ્યું હતું. તૂટેલા છેડાના અણીદાર કાચ પર નજર રાખીને એ હસી - ક્રૂરપણે હસી : 'તમારી બેઇજ્જતી કરવા માટે આ હથિયાર વાપરીશ.'

મા-દીકરી ભીંત-લગોલગ થઈ ગઈ. બૉટલનો તૂટેલો તીક્ષ્ણ કાચ જાણે આંખોમાં ભોંકાતો હોય તેમ થરથર ધ્રૂજવા લાગી. માએ ઝટપટ ડોક, નાક, કાન અને કાંડાં પરથી ઘરેણા ઉતારવા માંડ્યાં. પૂતલી હસતીહસતી નજદીક આવતી જતી હતી. તેની કીકીઓમાં ક્રૂરતા આળોટતી હતી, ચહેરા પર વિકૃત ભાવો આંટાફેરા કરતા હતા.

'પૂતલી ! શું કરે છે અહીં ?' પાછળથી સુલ્તાનાએ હાંક મારી : 'ચાલ, હવે નીકળી જવાનું છે !'

પૂતલીએ પાછળ જોયું. સુલ્તાના અને બાબુ અધીરાઈ સાથે દરવાજે ઊભા હતા.

'આવું છું.' નિરાંતે તેણે કહ્યું : 'એક કામ પતાવી દઉં...' મા-દીકરીએ ઉતારેલાં ઘરેણાં ઊંચકી લેવાના બહાને તે સાવ પાસે ગઈ અને પછી જમણા હાથમાં પકડેલી ભાંગેલી બૉટલના અણીદાર કાચ વડે જુવાન છોકરીના ગાલ પર લિસોટો કર્યો.

'આ...હ !' છોકરીએ તીણી ચીસ નાખી. માએ બંને કાન પર હાથ દાબી દીધા. પૂતલીની આંખોમાં રાક્ષસી ચમક આવી. છોકરીના ગાલ પર ઊંડો છરકો પડ્યો હતો. તેમાંથી લોહી વહેવા માંડ્યું. પીડા સહન થતી ન હોય તેમ તે ગાલ દાબીને તે મોં ફેરવી ગઈ. ટપટપ લોહી નીચે ટપકવા લાગ્યું.

સુલ્તાનાની આંખો ફાટી રહી. બાબુનો ચહેરો ફિક્કો પડી ગયો : પૂતલી આટલી કઠોર થઈ શકે છે !

જાણે કાંઈ જ ન બન્યું હોય તેમ એ હસતીહસતી પાછી ફરી : 'એના રૂપને એક કલંકની જરૂર હતી. હવે જિંદગીભર મને યાદ કરશે – જ્યારે આયનામાં જોશે ત્યારે તેને હું યાદ આવ્યા વિના નહીં રહું...'

સુલ્તાના ખામોશ રહ્યો. પૂતલી એમની આગળ થઈ ગઈ : 'ચાલો હવે.'

આમ પૂતલીની ઘાતકી કારકિર્દીની શરૂઆત થઈ ગઈ.

પોલીસે પૂતલીને એક મહિનાની મહેતલ આપી હતી તે પૂરી થવા આવી. પૂતલી જે રીતે રાજારામ બાતમીદારને છક્કડ ખવડાવીને સુલ્તાના પાસે પહોંચી ગઈ એ જોતાં પોલીસ-ઉપરીને પૂતલીના સહકારની શંકા થવી જોઈતી હતી. પણ હતાશ થવાને બદલે માણસ દલીલ વડે પોતાના

મનને છેતરવાનું પસંદ કરતો હોય છે તેમ પોલીસ-ઉપરીએ માની લીધું કે પૂતલી સુલ્તાનાને વિશ્વાસ સંપાદન કરીને પોલીસનું કામ જરૂર કરશે. આખરે તો એ એક મા છે. ઘર અને દીકરીની માયા તેને ગદ્દારી કરવાની ફરજ પાડશે. આવા તરંગના આધારે તેણે રાજારામને પૂતલી પાસેથી બાતમી મેળવવા નક્કી કરેલી જગ્યાએ બરાબર ઓગણત્રીસમા દિવસે મોકલી આપ્યો : 'રાજારામ, આનો જશ તારા હાથમાં લખાયો હશે. પૂતલીએ અમાસની સાંજે આવવાનું કહ્યું હતું. તું એક દિવસ વહેલો પહોંચી જા અને જરૂર પડે તો એક દિવસ વધુ વાટ જોજે, પણ ખાલી હાથે પાછો નહીં આવતો.'

રાજારામ ખુશ થતો ગયો હતો.

આ તરફ પૂતલીએ સુલ્તાના પાસે જીદ લીધી : 'મારે વાયદો પૂરો કરવાનો છે – રાજારામને મળવાનો.'

'નહીં, પૂતલી ! તું પોલીસના સકંજામાં ફસાઈ જવાની.' સુલ્તાનાએ આનાકાની કરી : 'તેને બદલે બાબુ જઈને રાજારામને ખતમ કરી આવશે.'

'મારું વેર મારા હાથે જ હું લેવાની !' પૂતલીએ મક્કમ નિર્ધાર કર્યો : 'અને તે પણ એકલી જ જઈને.'

'તું વાતવાતમાં જીદ નહીં કર, પૂતલી !' સુલ્તાના જરાક ખફા થતો બોલ્યો : 'ટોળીનો સરદાર હું છું. તું આમ વારેવારે મારી આમન્યા ઉથાપીશ તો મારો મોભો નહીં રહે સાથીઓ પર...'

'સુલ્તાના !' પૂતલીના અવાજમાં હેત ભળ્યું : 'તું મને કાયમ તારી પાસે રાખવા માગે છે ?'

'હજુ તને શંકા છે ?'

'ના, મને શંકા નથી, પણ હું તારી શંકા ટાળવા માગું છું.' પૂતલીએ સુલ્તાનાને વચ્ચે બોલવા ન દીધો : 'પાછા ફરવા માટેના મારા રસ્તા હું બંધ કરવા માગું છું.'

'કઈ રીતે ?'

'રાજારામની હત્યા કરીને – પોલીસની દુશ્મન બનીને.'

જવાબમાં સુલ્તાનાએ તેના હોઠ પર પોતાના હોઠ ચાંપી દીધા : 'ભારે ચાલાક છો તું... પુરુષો પાસેથી કામ કઢાવતાં તને સારું આવડે છે.' પછી એક શરત રજૂ કરી : 'ભલે રાજારામની હત્યા તારે હાથે જ કરજે, પણ આપણી ટોળી પચાસ-સો વાર છેટે રહેશે ખરી - તારી હિફાજત માટે.'

'હિફાજત માટે કે... હું રાજારામ સાથે છટકી ન જાઉં તેની ચોકી કરવા ?' 'પૂતલીએ આંખ મિચકારીને પૂછ્યું.

સુલ્તાના હસ્યો : 'તું હવે ક્યારેય છટકી નહીં શકે, પૂતલી ! મેં તને મારા દિલમાં જકડી લીધી છે, પ્યારના દોરથી બંધાઈ ગઈ છો તું...'

અને પૂતલી બંદૂક સાફ કરવા લાગી.

ગામના મુખીને ત્યાં રાજારામ પૂતલીની રાહ જોતો બેઠો હતો. અમાસની સાંજ આથમી ગઈ છતાં પૂતલી ન આવી એટલે તે જમણા હાથની હથેળીમાં તાકવા લાગ્યો : 'આમાં કોઈ જશરેખા દેખાતી નથી !' ખરી રીતે તેણે ત્યારે આવરદાની રેખા જોવાની જરૂર હતી.

ઘોડાના ડાબલા સંભળાયા અને ચોંકીને તે દરવાજે દોડ્યો. ધૂળ ઉડાડતી પૂતલી આવી રહી હતી. રાજારામે પિસ્તોલ કમરમાં છુપાવી દીધી, પછી હથેળીમાં વળેલો પસીનો લૂછી નાખ્યો.

પુરુષના પોશાકમાં અગાઉ પણ પૂતલીને જોઈ હતી, છતાં આજે એ આટલી બધી જુદી કેમ દેખાય છે ? એના ચહેરા પરની કુમાશ તરડાઈ ગઈ હતી. આંખોમાં આળોટનારી માદકતાની જગ્યા માર્દવે લીધી હતી. હોઠ હસ્યા ત્યારે તેમાંથી ક્રૂરતા છંટાઈ હતી.

'શું વિચારમાં પડી ગયો, રાજારામ !' પૂતલીએ ઘોડા પરથી કૂદીને પૂછ્યું : 'હું આવી તે હજુ માનવામાં આવતું નથી ?'

રાજારામ સાવધ બન્યો : 'તું આવી એ તો દેખાય છે, પણ બદલાઈને આવી છો.'

'બદલાઈને ?' પૂતલીના ચહેરા પર જરા વાર માટે પલટો આવી ગયો, પણ ઝડપથી સ્વસ્થ થઈને તે હસવા લાગી : 'ઉપરથી બદલાઈ છું, અંદરથી તો એવી ને એવી જ છું.'

'ચાલ, અંદર આવ.' રાજારામે અધીરાઈ દર્શાવી : 'બપોરનો તારી રાહ જોઉં છું.'

પૂતલી કોઈ જોખમ લેવા નહોતી માગતી. નીકળતી વખતે બાબુએ મહેણું માર્યું હતું એ યાદ આવી ગયું : 'મરદની ચાલ ચાલવા જાય છે, પણ કઢંગી હાલતમાં સપડાઈ જઈશ.'

'નહીં, રાજારામ, આપણે અહીંથી નીકળી જવું પડશે.' પૂતલીએ ચહેરા પર બાવરાપણું લાવીને કહ્યું : 'હું સુલ્તાનાને બનાવીને માંડ નીકળી છું.' એમ કહીને ભયવિહ્વળ નજરે આજુબાજુ જોવા લાગી : 'એ કોઈનો ભરોસો કરે એવો માણસ નથી. મારી પાછળ કોઈને મોકલ્યો હોય તો...'

રાજારામનેય ધ્રુજારી આવી ગઈ : 'અહીંથી કેટલે છેટે એનો પડાવ છે ?'

'કહું છું હું તને, બધી જ બાતમી આપું છું. પહેલાં અહીંથી નીકળી જઈએ.'

રાજારામ વિચારમાં પડી ગયો : પૂતલી કોઈ દગો તો નહીં રમે ? પણ દગો રમવા માટે આ રીતે શું કામ આવે ? છતાં તેણે સલામતી ખાતર કહ્યું : 'આપણે ઉગમણી બાજુએ જઈએ. ત્યાં આપણો એક વિશ્વાસુ માણસ છે. તેને ઘેર કોઈ હરકત નહીં આવે.'

'ઉગમણી બાજુ !' પૂતલીએ તેના મનના ભાવ વાંચી લીધા હોય તેમ ચમકી. ઘડીક તો થયું કે આ બધી કડાકૂટમાં પડવા કરતાં રાજારામને અહીં જ ધરબી દઉં અને સુલ્તાના પાસે

ચાલી જઉં... પણ તેણે બધાને કહ્યું હતું, રાજારામને હું તમારા પર સૌની નજર સામે ખતમ કરીશ... તેનો ઇરાદો પોતાની ક્રૂરતા દેખાડવાનો હતો. કેટલી બેરહેમીથી પોતે માણસને મારી શકે છે તે સુલ્તાનાને બતાવવું હતું – બાબુને પુરવાર કરી આપવું હતું.

'જો, રાજારામ, મારે અર્ધા કલાકમાં પાછા ફરી જવાનું છે. આપણે અહીંથી માઈલ છેટે નદીકાંઠે જઈને ગુફ્તેગુ કરી લઈએ. મેં બાતમી આપી છે એવો વહેમ ન પડવો જોઈએ સુલ્તાનાને.'

રાજારામ આનાકાનીમાં પડ્યો હતો એટલે પૂતલી ઘોડા પર ચડી બેઠી : 'મને લાગે છે કે તું ડરપોક છે, મારા પર તને ભરોસો નથી. જઈને તારા ઉપરીને કહી દેજે, પૂતલી પોતાનો વાયદો પૂરો કરવા આવી હતી, પણ તારી બેવકૂફીએ તેને પાછી કાઢી.'

રાજારામ ઉશ્કેરાઈ ગયો. તેના હાથ કમર તરફ વળ્યો, પણ તરત જ યાદ આવ્યું કે પૂતલીને ઠાર કરવાથી તેને શું મળવાનું છે ? ઊલટાની પોલીસ-ઉપરીની ખફગી વહોરી લેવી પડશે. ચતુરાઈથી તેણે પૂતલીને રોકી : 'ઊભી રહે, તારી વાત મને મંજૂર છે. મને ઘોડા પર બેસાડી દે. આપણે નદીકાંઠે જઈએ.'

પૂતલી ખુશ થઈ. પોતાનો અભિનય કામિયાબ નીવડ્યો. આખરે રાજારામ જાળમાં ફસાઈ ગયો.

ઘોડા પર પૂતલીની પાછળ બેસવાનો લહાવો રાજારામને રોમાંચક લાગ્યો. પૂતલીના ખભા પર રાખેલો હાથ ધીમેધીમે તેણે કમર સુધી સરકાવ્યો : 'પૂતલી, સુલ્તાનાને ખતમ કરવાનો જશ આપણને બંનેને મળશે.'

પૂતલીએ ઘોડાને એડી મારી અને લગામને ઝાટકો મારવાને બહાને રાજારામના પડખામાં કોણીનો ઠોંસો પણ લગાવી દીધો.

ઘેરાતી રાત, સૂમસામ રસ્તો અને ઘોડા પર પૂતલીનો સંગાથ... રાજારામની દાનત બગડવા માંડી. પણ અધીરાઈ પર અંકુશ મૂકવો જરૂરી હતો. પહેલાં બાતમી મેળવી લઉં, પછી પૂતલીના જોબનની ખબર લઈશ. તે મનમાં ઘોડા ઘડવા લાગ્યો.

નદીનો પટ આવ્યો. ઘોડાની ચાલ ધીમી પડી. પાણી આવ્યું છતાં પૂતલીએ ઘોડાને રોક્યો નહીં. રાજારામ પૂછે તે પહેલાં જ કહી દીધું : 'સામે કાંઠે જઈએ. ત્યાં ઝાડીઓની ઓથ છે.'

રાજારામને એ વધુ ગમ્યું : 'પૂતલીનું પણ મન પીગળવા લાગ્યું છે.' તેને પેલી ઝાડીઓમાં હવે સ્વર્ગ દેખાવા માંડ્યું. વૃત્તિઓ ફૂંફાડા મારવા લાગી.

અને કાંઠો ઓળંગીને પૂતલીએ ઘોડાની લગામ ખેંચી કૂદકો માર્યો. પછી રાજારામ ઘોડા પરથી ઊતર્યો. પૂતલીના ચહેરા પર ઘાતકીપણું ઊપસવા લાગ્યું હતું પણ રાજારામને અંધારામાં એ કળાયું નહીં. ઘોડાને ઝાડના થડ સાથે બાંધી પૂતલીએ અંધકારમાં નજર ઘુમાવી. અગાઉથી નક્કી થયા મુજબ પચાસેક ગજ છેટે જલતી મશાલ દેખાણી. પૂતલીએ ખભા પરથી બંદૂક ઉતારી. અચાનક રાજારામ સૂમસામ અંધકાર તરફ જોવા ગયો અને તેની નજર મશાલ પર પડી. એક...

બે... ત્રણ... આ શું ? મશાલ ત્રણે દિશામાં દેખાવા લાગી. મશાલ પકડનારાઓ ઝાડનાં થડ પાછળ લપાયા હતા. રાજારામને આંખે અંધારાં આવવા લાગ્યાં. તેણે પૂતલી સામે જોયું. એ વિકૃતપણે હસતી ઊભી હતી.

'રાજારામ ! અંધારું કેવું લાગે છે ?' દાંત પીસીને તેણે એવી રીતે પૂછ્યું કે રાજારામને પસીનો છૂટી ગયો.

'પોલીસના કુત્તા ! તારે બાતમી જોઈએ છે ?' પૂતલીએ બંદૂકની નાળ સીધી કરી : 'અંધારામાં તારે મારો સંગ કરવો હતો ને ?'

રાજારામ થરથરતો પાછળ હઠવા લાગ્યો.

'એ બેવકૂફ ! ભાગવાની કોશિશ નહીં કરતો !' પૂતલી ખડખડાટ હસવા લાગી. અંધકારમાં એ અટ્ટહાસ્ય કેવું ભયાનક - કેવું વિકરાળ લાગતું હતું !

'પૂ... ત... લી !' રાજારામની જબાન પર શબ્દો ગોઠવાતા નહોતા : 'તેં... મને દ...ગો...'

'દગો !' પૂતલી ફરી ઝેરીલું હસી : 'દગો કરીને તો તમે સુલ્તાનાને ફસાવવા માગતા હતા. મરદપણું બતાવવાને બદલે મારી જેવી ઓરતને ધમકાવીને તમે મને ખતમ કરવાની પેરવી કરી ! પણ, રાજારામ ! હું તારી મરદાઈની નિશાની જ નહીં રહેવા દઉં !'

રાજારામના સાથળની નસો તણાવા લાગી. પૂતલી તેને બૂરી રીતે રિબાવીને મારશે એ ખ્યાલથી તેને કમકમાં આવવા લાગ્યાં.

'અહીં આવ ! નજદીક આવ !'

સત્તાવાહક અવાજે પૂતલીએ કહ્યું ત્યારે ધ્રૂજતો-કાંપતો રાજારામ આજુબાજુ જોતો નજદીક સરકવા લાગ્યો.

પેલી મશાલો પણ ધીમેધીમે સામે આવતી જતી હતી.

બે ફૂટનું છેટું રહ્યું ત્યારે પૂતલીએ તેના પેટ પર બંદૂકની નાળ ટેકવીને કહ્યું : 'ચાલ, ઉતાર કપડાં !'

પથ્થરની જેમ જડ થઈ ગયો રાજારામ. આ ઓરત તેની કેવી વલે કરવા માગે છે !

'ઉતાર કપડાં ! માએ જણ્યો એવો થઈ જા !'

રાજારામનો હાથ કમર પર ગયો અને તેના દિમાગમાં ઝબકારો થયો. આટલો વખત પોતે પિસ્તોલ કેમ ભૂલી ગયો હતો ? પાયજામાના પટ્ટા પર હાથ ફેરવતો હતો. એ જ વખતે પૂતલી નજીક આવતી મશાલો તરફ હાથ ઊંચો કરવા રોકાઈ. રાજારાને મોકો મળી ગયો. ઝાટકા સાથે એક હાથે કમરમાંથી પિસ્તોલ કાઢી અને બીજા હાથે પૂતલીની બંદૂકની નાળ પકડી લીધી.

'પૂતલી !' કહીને એણે તેને ચોંકાવી અને પિસ્તોલની નળી પૂતલીની છાતી પર ધરી દીધી. ધ્રૂજી ઊઠી પૂતલી. બંદૂકવાળા હાથ પર જોર અજમાવવા ગઈ, પણ રાજારામ હવે જુસ્સામાં આવી ચૂક્યો હતો : 'છાતી વીંધાઈ જશે, પૂતલી ! બંદૂક છોડી દે... છોડી દે, કહું છું...'

પૂતલીનો હાથ ઢીલો પડી ગયો. બંદૂક નીચે પડી ગઈ. રાજારામે તેનું કાંડું પકડી લીધું. 'હવે તારો વારો છે, પૂતલી !' કહીને તે પૂતલીની પીઠ પાછળ આવી ગયો. એક હાથે પિસ્તોલ પૂતલીના વાંસા પર ધરી અને બીજા હાથે બંદૂક નીચેથી લીધી : 'પૂતલી, તું મારા પંજામાં સપડાઈ ચૂકી છે !'

પૂતલીનો હાથ તેણે વધુ જોરથી મરડ્યો. એક આછી ચીસ નીકળી ગઈ પૂતલીના મોંમાંથી. સામે આવતી મશાલો ધ્રૂજતી દેખાઈ.

'પૂતલી ! એમને કહી દે, ત્યાં રોકાઈ જાય !' કાંડા પર વધુ ભીંસ આપીને તેણે હુકમ કર્યો.

પૂતલીની આંખોમાં પાણી ધસી આવ્યાં. બધી કઠોરતા, વિકરાળતા અને ક્રૂરતા અલોપ થઈ ગઈ હોય તેમ તે ધ્રૂજવા માંડી.

'કહી દે, નહીંતર ફૂંકી મારું છું !'

અને પૂતલીએ સુકાયેલા ગળે સાદ દીધો : 'સુલ્તાના ! આગળ ન વધશો. મારો જાન વહાલો હોય તો ગોળી ન ચલાવતા...'

મશાલો નીચે ફેંકાઈ ગઈ. રાજારામ થોડો ગભરાયો. અંધારામાં કોઈક પાછળથી ઘા કરશે એવો ભય લાગ્યો. તેણે પૂતલીને કહ્યું : 'એ લોકોને કહે કે પોલીસ નજીકમાં જ છે, આગળ વધશે તો ફસાઈ જશે.'

પૂતલીના દાંત ભીંસાયા. તેણે મગજને સ્વસ્થ રાખીને બેપાંચ પળમાં વિચારી લીધું કે રાજારામ આમ શા માટે કહે છે ! જરૂર તેને ડર લાગ્યો છે. પોલીસ છે એમ કહીને તે ડાકુઓને ભગાડવા માગે છે.

તેણેય ચાલાકી અજમાવી. સુલ્તાનાને હાંક મારીને પોલીસનો ડારો આપ્યો, પછી રાજારામને કેમ ફસાવવો તેની ચાલ વિચારવા માંડી.

રાજારામ પોતાની રીતે ચાલ રમતો હતો. પૂતલીને સાથે રાખી ધીમેધીમે પાછળ હઠતાં-હઠતાં ઝાડ સાથે બાંધેલા ઘોડા સુધી એ પહોંચવા માગતો હતો. ઘોડો હાથ આવે એટલે પૂતલીને ઠાર કરી નાસી છૂટવાની તેની ગણતરી હતી.

'હવે હળવેહળવે પાછળ હઠતી જા, પૂતલી !'

'તું શું કરવા માંગે છે. રાજારામ !' પૂતલીએ તેનો પેંતરો સમજવા પૂછ્યું.

'તું મારું જે કરવા માગતી હતી એ હવે હું તારું કરીશ...' રાજારામ વધુ જોરથી હાથ મરડતો તેને પાછળ ખેંચતો જતો હતો. પૂતલીને વિચાર આવ્યો કે પગ ઊંચકવાને બહાને પાછળથી પાટુ મારીને રાજારામને પછાડી દઉં... પણ એવો લાગ મળે તેમ નહોતો. રાજારામ તેની લગોલગ ચાલતો હતો. મોત હવે પૂતલીને દસબાર ડગલાં જેટલું દૂર લાગ્યું.

રાજારામને છુટકારો પણ દસબાર ડગલાં જ છેટો દેખાયો. કારણ કે એ બંને હવે ઘોડાની નજદીક આવી પહોંચ્યાં હતાં. પણ ત્યાં અચાનક રાજારામને લથડિયું આવ્યું.

પાછલા પગે ચાલતાં પાછળના ખાડાનું ધ્યાન ન રહ્યું. એક હાથે પૂતલીને પકડી હતી, બીજા હાથમાં પિસ્તોલ હતી. મનમાં થડકો હતો, સામેની દિશામાં નજર ખોડેલી હતી ત્યારે એક પગ ખાડામાં ગયો અને તે સમતોલપણું ગુમાવી બેઠો. રાજારામ ખાડામાં જઈ પડ્યો, પૂતલીનો હાથ છૂટી ગયો. તે ગડથોલિયું ખાતી બાજુમાં જઈ પડી.

પથ્થર પર નાળિયેર ફૂટે એવો અવાજ સંભળાયો. રાજારામનાં એક ધીમી ચીસ પણ અંધારી રાતને ચીરતી ગઈ. પડતી વખતે રાજારામના ખભેથી પૂતલીની બંદૂક ઊડી પડવાનો અવાજ પણ આવ્યો હતો. પૂતલી બે-ચાર પળ જમીન સરસી સૂઈ રહી. જ્યારે ખાતરી થઈ કે રાજારામ ઊઠ્યો નથી ત્યારે તે જમીન પર આળોટતી અંધારામાં પોતાની બંદૂક હાથ કરવા ફાંફાં મારવા લાગી. રાજારામ કોઈ પણ ઘડીએ બેઠો થઈ પિસ્તોલનો ઘોડો દબાવે એવો થડકો દિલમાં આળોટતો હતો. પાંચ...દસ મિનિટની એ ખોજમાં તે મનથી બે-પાંચ વાર મારી ચૂકી હશે - ગોળી છૂટી, વાગી અને જીવ ઊડી ગયો... પણ કુદરત તેને જિવાડવા માગતી હતી, નહીંતર છેલ્લી ઘડીએ અણધાર્યો ખાડો આવે અને રાજારામના સકંજામાંથી પોતે છટકી કેમ શકે ?

પૂતલીના હાથમાં બંદૂક આવી અને જીવવાનો જુસ્સો જોર કરી ગયો. હવે રાજારામનું મોત પોતાની મુઠ્ઠીમાં આવી ગયું હોય તેવું લાગ્યું. પેલા ખાડા પર નજર રાખીને તેણે ખાતરી કરી લીધી - કોઈ હિલચાલ કળાતી નહોતી. પાછળ જોઈ લીધું - સુલ્તાના કે તેના સાથીઓ કેમ કળાતા નથી ? શું પોતાને રાજારામની દયા પર છોડી છટકી ગયા હશે ? અંધારામાં કોઈ પેંતરો રચતા હશે ? તેને બચાવવાની ઉલઝનમાં પડ્યા હશે ?

પણ અત્યારે આ બધા વિચાર શું કામ કરવા ? જીવ બચ્યો છે અને રાજારામ ખાડામાં પડ્યો છે તેનો લાભ ઉઠાવી કામ પતાવી દે પૂતલી !

બસ, અંતરના આ અવાજે પૂતલીનું ઝનૂન વધારી દીધું. પહેલાં સાવચેતીથી, પછી મક્કમપણે તે રાજારામ તરફ સરકી ગઈ. બંદૂકના ઘોડા પર આંગળી તૈયાર રાખી હતી – અચાનક જરૂર પડે તો બાર કરી શકાય.

પણ એવી જરૂર પડી નહીં. રાજારામ માથા પર જોરદાર ચોટ લાગી હતી. તેણે એક-બે વાર ઊઠવા પ્રયત્ન કર્યો પણ શરીરમાં એટલી તાકાત રહી નહોતી.

પૂતલી નજીક જઈને થોડી વાર થંભી ગઈ. અંધારામાં બરાબર દેખાતું નહોતું. તેને રહી-રહીને ભય લાગ્યો. રાજારામ કદાચ હાથમાં પિસ્તોલ રાખીને ચૂપચાપ પડ્યો હોય અને તેની રાહ જોતો હોય તો ?

એટલે છેલ્લાં ત્રણચાર ડગલાં તે જમીન પર સૂઈને રેંગતી આગળ વધવા લાગી. ખાડાની લગોલગ પહોંચીને પહેલાં તેણે હાથ લંબાવ્યો. અંધારામાં હાથ ફરતોફરતો રાજારામના માથા

પર અટકી ગયો. ગરમ પ્રવાહીના સ્પર્શે તેને થથરાવી દીધી. ઝાટકા સાથે હાથ પાછો ખેંચી લીધો. ઘા પર પૂતલીના હાથનો સ્પર્શ થયો ત્યારે રાજારામે એક ઊંહકારો કર્યો : 'પાણી !' એવો અવાજ ઊંડી ગુફામાંથી આવતો હોય તેમ પૂતલીના કાને પડ્યો.

પૂતલીએ બંદૂકની નાળ રાજારામના માથા પર ટેકવી ત્યારે એનો ઇરાદો ઘોડો દબાવવાનો હતો, પણ એક રાક્ષસી વિચાર મગજમાં ખદબદી ઊઠ્યો : એને રિબાવીને જ ખતમ કરવો છે અને તે પણ સુલ્તાના, બાબુ અને તેના સાથીઓની નજર સામે !

'સુલ્તા...ના !' પૂતલીએ અવાજ દીધો. તેમાં ઉત્તેજના અને અધીરાઈનો રણકો હતો : 'આવી જાઓ... હવે રસ્તો સાફ છે !'

અંધારામાં તાકીને તે જોવા લાગી. થોડી વાર તો બધું જ સૂમસામ વરતાયું. એક ફડકો પડ્યો : શું ખરેખર તેઓ ભાગી ગયા છે ? બીજો સાદ દીધો : 'આવી જાઓ...' આ વખતે થોડો રોષ પણ ભળેલો હતો.

શું સુલ્તાનાને એની વાતમાં વિશ્વાસ નથીં પડ્યો હોય ? રાજારામે પોલીસની હાજરીની ધમકી આપી તે સાચી માનીને છટકી ગયા હશે ? તેના દાંત ભીંસાયા. મરદોની બેવકૂફી પર, વહેમીલી વિચારસરણી પર નફરત જાગી...

ત્યાં એક મશાલ ઝબકી ઊઠી. ઝાડની આડશે ઊભી રહીને કોઈએ પૂતલીના જવાબમાં મશાલ દેખાડી હતી. થોડી વારે અવાજ પણ આવ્યો : 'પૂતલી ! રાજારામ છટકી ગયો ?'

સુલ્તાનાનો અવાજ પારખી ગઈ પૂતલી. તેણે સામો પડકાર કર્યો : 'નહીં ! તેને મેં ફસાવ્યો છે. જલદી આવ, સુલ્તાના !'

છતાં સુલ્તાના ઝાડ પાછળથી હઠ્યો નહીં એટલે પૂતલીનો પિત્તો ઊછળ્યો. કદાચ તેને ગંધ આવી હશે કે રાજારામ સાથે મળીને હું તેને પકડાવી દેવાની કોઈ ચાલબાજી રમી રહી છું...

'સુલ્તાના ! આખરી વાર કહું છું, આવી જા !'

એ અવાજમાં ધમકી અને તુમાખી હતી. સુલ્તાના મશાલ પકડી જમીન પર રેંગતો આવવા લાગ્યો. જ્યારે મશાલના અજવાળામાં તેણે પૂતલીને બંદૂક સાથે જોઈ ત્યારે વિશ્વાસ બેઠો હોય તેમ ઊભો થઈ ઝપડથી દોડી આવ્યો.

નજીક જઈને પૂતલીના પરસેવાથી રેબઝેબ લાલચોળ ચહેરા સામે જોયું, પછી ખાડામાં અર્ધબેહોશીમાં પડેલા રાજારામના લોહીથી ખરડાયેલા ચહેરા પર નજર કરી. રાજારામના લમણામાં અણીદાર પથ્થર લાગ્યો હોય તેવો ઘા દેખાયો. પૂતલી અને સુલ્તાનાની નજર મળી. મશાલને બાજુએ રાખી દઈ સુલ્તાનાએ પૂતલીને બાહુપાશમાં ભીડી દીધી : 'પૂતલી... મેં તો કેવી અમંગલ કલ્પનાઓ કરી હતી ! આ... નીચ તારા કેવા હાલહવાલ કરત, કોને ખબર...' કહીને પ્યારથી પૂતલીના પસીનાવાળા મુખને ચુંબનોથી વધારે ભીનું કરી દીધું.

'સુલ્તાના... આ ખાડાએ છેલ્લી ઘડીએ મને ઉગારી લીધી.' પછી તેનાથી છૂટી પડીને પૂછ્યું : 'પણ આપણા સાથીઓ ક્યાં ?'

સુલ્તાનાએ મશાલ ઉપાડી : 'બધાને મેં વેરવિખેર કરી દીધા છે. રાજારામ તને ઘોડા પર ઉપાડી નાસી જશે એવો ભય હતો એટલે ચારે રસ્તે માણસોને દોડાવ્યા. અમને પોલીસની હાજરીનો વહેમ હતો...'

'હવે બોલાવ એ બધાને.' પૂતલીએ અધીરાઈથી કહ્યું : 'ત્યાર પછી રાજારામનો હિસાબ હું ચૂકતે કરીશ.' તેનો ચહેરો ફરી વિકરાળ બની ગયો.

એક-એક કરતા બધા સાથીઓ આવવા લાગ્યા. મશાલો પકડીને બધા ખાડા ફરતા ગોળાકારમાં ગોઠવાઈ ગયા પછી પૂતલીએ સુલ્તાનાના હાથમાંથી મશાલ લીધી. એક ધારદાર નજર બાબુ સામે નાખી. બાબુ પૂતલીને સલામત જોઈને હેબત ખાઈ ગયો હતો. હવે પૂતલી શું કરે છે એ જોવા સૌની આંખો સતેજ થઈ.

મશાલ લઈને પૂતલી રાજારામ પાસે ગઈ. તેને હોશમાં લાવવા માટે ઉઘાડા મોંમાં પાણી રેડ્યું. આંખો ઉઘાડીને રાજારામ ચારે તરફ જોવા લાગ્યો. પછી પૂતલી સામે ભયવિહ્વળ નજર સ્થિર કરી. પૂતલીના મુખ પર રાક્ષસી સ્મિત ફરક્યું : 'કેમ, આખરે ફસાયો ને ?'

રાજારામે બે હાથ જોડ્યા, પણ પૂતલી હવે પીગળવાની નહોતી. તેણે હોઠ ભીડીને મશાલ નીચી કરી. રાજારામની આંખો પહોળી થઈ. શરીરમાં કંપારી વછૂટી ગઈ : 'પૂતલી... સુલ્તાના... મને માફ કરો !'

પણ પૂતલીએ સળગતી મશાલ તેના પેડુ પર ચાંપી દીધી. ભયાનક ચીસ નાંખી રાજારામે : 'ઓ બાપ રે... મરી ગયો...' તેના કપડામાં ભડકો થયો. જોર કરીને તે ઊંધો થયો તો પૂતલીએ પાછળ મશાલ ચાંપી. ફરી કાળી ચીસ સંભળાઈ.

સુલ્તાના, બાબુ અને બીજા ડાકુઓ પૂતલીની આ રાક્ષસી રમત જોઈને ડઘાઈ ગયા. ત્રણ-ચાર વાર પૂતલીએ જુદાંજુદાં અંગો પર મશાલ ચાંપી અને સૂમસામ રાત રાજારામની હૃદય ચીરી નાખે એવી ચીસોથી ધ્રૂજી ઊઠી, ત્યારે સુલ્તાનાથી જીરવાયું નહીં. સૌથી વધુ ઘાતકી ગણાતો સુલ્તાના ઓરતના હાથે થતો આ અત્યાચાર વધુ વાર ખમી ન શક્યો. તેણે બંદૂકનો ઘોડો દબાવ્યો અને રાજારામની ખોપરીના ચૂરા બોલાવી દીધા.

પૂતલી ધડાકાથી ધ્રૂજી ગઈ. પછી સુલ્તાના સામે કરડાકીથી જોયું : મારા શિકારમાં તેં ડખલ કેમ કરી ? - એવો ભાવ તેના ચહેરા પર ઊપસી આવ્યો. સુલ્તાનાએ બંદૂક ખભે ભરાવી જવાબ આપવાની રીતે કહ્યું : 'તેની ચીસો સાંભળીને પોલીસ આવી ચડે તો ફસાઈ જઈએ, પૂતલી !'

દાંત ભીંસીને પૂતલીએ મશાલ રાજારામની લાશ પર ફેંકી દીધી. તેનાં કપડાં પરસેવાથી રેબઝેબ થઈ ગયા હતા – બધાની સામે વિજયનું સ્મિત ફેંકતી પૂતલી ઘોડા પર સવાર થઈ ગઈ.

હવે સુલ્તાના જેટલી જ ધાક પૂતલીની વરતાવા લાગી. મોતના ભય સામે લાપરવા બનેલી પૂતલી સુલ્તાના સાથે ખભા મિલાવીને ડાકુગીરી કરવા માંડી. તેની મા-બહેન કે બેટીને રંજાડનારની એ ખેર ન રહેવા દેતી. ક્યારેક મગજમાં ઘૂરી ચડતી તો ઘોડા પર ચડી એકલી ચંબલની કોતરોમાં ભટકવા નીકળી પડતી.

પૂતલીના સાથ પછી સુલ્તાનાની રંજાડ વધી ગઈ. માનસિંહ ત્યારે હયાત હતો, એટલે પોલીસને સુલ્તાનાને ખતમ કરવા બીજો મોરચો ઊભો કરવાની ફરજ પડી.

એક વાર બાબુ લોહારી ખબર લઈ આવ્યો : 'સરદાર, માનસિંહની ટોળીમાંથી છૂટા થયેલા લાખન અને કલ્લા આપણી સાથે હાથ મિલાવવા માગે છે. કહે છે, બન્ને ટોળી સાથે થઈ જાય તો માનસિંહ કરતાંય આપણી ધાક વધી જાય.'

'લાખન !' સુલ્તાના બબડ્યો : 'જુવાન તો પાણીવાળો છે. માનસિંહથી એ છૂટો કેમ થયો ?'

'એને રૂપા સાથે ફાવ્યું નહીં.' બાબુ ઉત્સાહભેર બોલી ગયો : 'રૂપા પર માનસિંહના ચારે હાથ છે, એટલે લાખનનું ત્યાં જોઈએ એટલું ઊપજતું નહોતું.'

સુલ્તાનાએ થોડી વાર વિચાર કરી જોયો. પૂતલીની સલાહ પણ લીધી : 'પૂતલી, આપણી ટોળી બેવડી થાય તો એક જ વખતે જુદીજુદી બે જગ્યાએ ધાડ પાડી પોલીસને આપણે વધારે હંફાવી શકીશું – તારું શું કહેવું છે ?'

'પોલીસને તંગ કરવાની કોઈ પણ વાતમાં મને મજા પડશે.' પૂતલીએ બાબુ સામે નજર ફેંકી ઉમેર્યું : 'લાખન મરદ માણસ છે એવું સાંભળ્યું છે – એની મરદાનગીનું પણ માપ નીકળશે.'

બાબુને આંટવા માટે પૂતલીએ આવાં વેણ ઉચ્ચાર્યાં હતાં, પણ એ સાંભળીને બાબુ મૂછમાં હસ્યો. પોતે બિછાવેલી જાળમાં સુલ્તાના અને પૂતલી ધાર્યા કરતાં વધુ આસાનીથી ફસાઈ જવા તૈયાર થઈ ગયાં તેની ખુશી તેણે છતી ન થવા દીધી.

'હા-હા, ગોઠવી નાખ.' સુલ્તાનાએ અહંકાર સાથે કહ્યું : 'પૂતલી આવ્યા પછી મારો દી ચડતો થયો છે.'

બાબુ ભીતરની ખુશી દબાવી રાખી બહાર નીકળી ગયો. મનમાં તે બબડતો હતો : 'તારો દી આથમવાનો છે, સુલ્તાના ! અને તે પણ પૂતલીને જ કારણે !'



# ચાર

'કલ્લા ! કદાચ સુલ્તાના નહીં આવે.' લાખન આકાશ તરફ મીટ માંડીને પોતાના સાથીઓને કહી રહ્યો હતો : 'મેળાપનો વખત વીતી ગયો.'

'ના, લાખન ! બાબુ લોહારી પાકો વાયદો કરી ગયો છે. સુલ્તાનાને એ લાવ્યા વિના નહીં રહે. કલ્લાએ ધોતિયાને ગોઠણ સુધી ચડાવીને કહ્યું : 'સુલ્તાનાને ગરજ હોય એવું લાગે છે.'

લાખન વિચારમાં પડી ગયો. માનસિંહથી વિખૂટા પડી ગયા પછી તેણે પોતાની એક નાનકડી ટોળી જમાવી હતી. પુરાણી દુશ્મનીના બદલામાં બેચાર કતલો કરી ચૂક્યા હતા. થોડી ધાક પાડી હથિયાર પણ વસાવી લીધાં હતાં, છતાં એને વસવસો થયા કરતો : 'માનસિંહ જેવી મારી ધાક કેમ નથી ?' બૂઢા માનસિંહ સાથે જોડાયો ત્યારે દિલમાં એક ખ્વાહિશ હતી : પોતે માનસિંહનો માનીતો બની જઈ, તેનું સ્થાન લઈ શકશે. પછી ચંબલની ધરતી ધ્રુજાવતો અને માનસિંહની જેમ ઇલાકે-ઇલાકે તેના નામનો ડંકો વાગી જશે. પણ આ મુરાદ બર ન આવી. રૂપો માનસિંહને સૌથી માનીતો અને વફાદાર સાથી હતો. દીકરા કરતાંય માનસિંહ રૂપાને વધુ માને છે એની ખાતરી થયા પછી લાખનની ધીરજ ખૂટવા લાગી. એક વાર કલ્લા પાસે દિલ ખોલીને વાત કરી : 'વહેલામોડા જો આપણે માથે રૂપાની સરદારી આવવાની હોય તો અત્યારથી જ શું કામ રસ્તે ન પડી જવું ? રૂપો બ્રાહ્મણ આપણા જેવા રાજપૂત પર સત્તા ચલાવે એ સહન નહીં થાય. ચંબલની બેહડ વિશાળ છે. નવી ટોળી જમાવીને આપણેય માનસિંહની જેમ ધાક બેસાડી દઈએ...

કલ્લા - કલ્યાણસિંહ ગુજરને આ વાત જચી ગઈ. કલ્લાની જુવાની વળ ખાતી હતી. ઓરતને જોઈને આંખોમાં વાસનાના તણખા ઝરતા. ક્યારેક દાનત બગડી જતી, પણ માનસિંહની ધાક

અને તેમાંય ઓરત તરફ નજર ઉઠાવનાર તરફની એની બેરહમીથી કલ્લો ગભરાતો. ડાકુ બની હથેળીમાં મોત લઈને ફરીએ છીએ. ક્યારેક પોલીસની ગોળી છાતી આરપાર ઊતરી જવાની. એનું કોઈ ચોઘડિયું નક્કી નથી. પછી જુવાની આવાં બંધનોમાં શું કામ વેડફી નાખવી ? આવી દલીલ તેને બેચેન બનાવી દેતી. એટલે લાખને જુદો રસ્તો પકડવાનો પ્રસ્તાવ મૂક્યો ત્યારે કલ્લાએ વિચાર કરવાનો પણ વખત ન બગાડ્યો : 'લાખન, આપણે તૈયાર છીએ. હું આવી કોઈ ઘડીની જ રાહ જોતો હતો.'

આમ લાખન અને કલ્લો માનસિંહથી અલગ પડ્યા. દસબાર સાથીઓ મળી ગયા. ચંબલની તાસીર જ એવી છે. કોઈ ને કોઈ માથાભારે માણસ વાતવાતમાં વઢવાડ કરી બેસે, હથિયાર ઉછાળે અને ઉશ્કેરાટમાં અપરાધ થઈ ગયા પછી ચંબલની કોતર 'પકડી' લે. એનો સમાવેશ કરવા માટે કોઈ ને કોઈ નવી ટોળી બનતી જ રહેતી હોય છે.

ટોળી જમાવ્યા બાદ લાખનને સમજાયું કે માનસિંહ અને સુલ્તાનાની બરોબરીમાં હજુ તે આવ્યો નથી. પોતાના જ નાગરા ગામમાં જેવી ધાક છે તેવી હજુ ચોતરફ કેમ ફેલાતી નથી ? આ ગડમથલમાં એક બાતમીદારે ખબર આપ્યા કે સુલ્તાનાના જમણા હાથ જેવો બાબુ લોહારી ઊંચોનીચો થઈ રહ્યો છે. લાખનસિંહ અને કલ્લાએ વિચારી જોયું : સુલ્તાના આજકાલ પૂતલીના મોહપાશમાં ભિડાયો છે. આપણા માટે આ સારો લાગ છે. પહેલાં હાથ મિલાવીએ, પછી જોયું જશે. બે ટોળી ભેગી થાય તો માનસિંહ-રૂપાને ઝાંખા પાડી દઈએ.

બાબુ લાહોરી સાથે એક વાર ખાનગીમાં ભેટો કર્યો. બાબુને પણ જોડાણની વાત જચી ગઈ : 'સુલ્તાના એક ઓરતનો તાબેદાર થઈ ગયા પછી મજા નથી રહી. તમારા જેવા સાથે હોય તો આપણે એને એમાંથી છોડાવી દઈએ.'

ખરી રીતે બાબુ લોહારીનો ઇરાદો જુદો હતો. તે ચાહતો હતો કે સુલ્તાના અને પૂતલી વચ્ચે ખટરાગ કરવો અને લાખન જેવા માથાભારે ડાકુનો સાથ મળે તો આ કામ આસાન બની જાય.

'પણ, બાબુ ! સુલ્તાના મગજમાં ફાંકો રાખે છે. હાથ મિલાવવા હોય તો સમોવડિયા જેવું માન આપવું પડે. એને એમ હોય કે લાખન ગરજનો માર્યો હાથ લંબાવે છે તો એ ખાંડ ખાય છે.'

'લાખનસિંહ, એવું કેમ બને ? સુલ્તાના એમ તો મારું સાંભળે છે. પૂતલીના રૂપમાં ક્યારેક એ ભાન ભૂલી જાય છે, બાકી તમારી તાકાતને એ માને છે.'

લાખન અને કલ્લાએ નજર મિલાવી. લાખન કહેવા જતો હતો : તો પછી ભલે એક વાર મુલાકાત ગોઠવીએ. બધું પાકું કરીને આગળ વધીએ...

પણ કલ્લાના મગજમાં પૂતલી ઘૂમરી લેવા લાગેલી. તે વચ્ચે જ પૂછી બેઠો : 'બાબુ, આ પૂતલી ખરેખર એટલી બધી કામણગારી છે ?' આમ પૂછતી વખતે કલ્લાની પાણીદાર આંખોમાં

મસ્તી આળોટતી હતી એ બાબુના ધ્યાન બહાર નહોતું ગયું. પૂતલીનો બીજો હરીફ જાગે એ વાત તેને રુચી નહીં, એટલે મોં બગાડીને બોલ્યો : 'કલ્લા, પૂતલી જેવી તો સો ઓરતો તવાયફના કોઠામાં બેઠી હોય છે. એની પાછળ પાગલ થવા જેવું ખાસ કાંઈ નથી.'

'પણ બાબુ, તેં છેડછાડનો એકાદો મોકો તો સાધ્યો જ હશે ને.' કલ્લો ખંધું હસીને બોલી ગયો. બાબુને બીક લાગી કે પોતાના મનનો ઇરાદો પકડાઈ જશે. પોતે પૂતલી પાછળ પાગલ છે અને એટલા ખાતર આ બધી ખટપટ કરી રહ્યો છે તે છતું થવા દેવું નહોતું. પૂતલીની જુવાનીને એક વાર મસળી લેવાની જીદ દૃઢ બની હતી. સુલ્તાનાનું કાસળ કાઢવાની પોતાની તૈયારી હતી... આ બધું કપટ તે માંડમાંડ ભીતરમાં દબાવી શક્યો. કલ્લાની વાત ટાળવા માટે તેણે લાખનને જ સવાલ કર્યો : 'તો હું આપણો મેળાપ ગોઠવી દઉં છું. મળવાનું ઠેકાણું અહીંયાં જ રાખશું.'

'હા, તમે બે અને અમે બે.' લાખને ભારપૂર્વક કહ્યું : 'આવી મસલત બહુ ઝાઝાની વચ્ચે ન થાય.'

બાબુ ત્યારે વિચારમાં પડી ગયો. સુલ્તાના પૂતલીને છોડીને મળવા નહીં આવે. બનવાજોગ છે કે પૂતલી આવવાની જીદ કરશે અને સુલ્તાના ઇન્કાર નહીં કરી શકે. એટલે તેણે ચોખવટ કરી : 'લાખનસિંહ, અમે ત્રણ જણા હશું. પૂતલીને સુલ્તાના રેઢી નહીં મૂકે. તે પણ સાથે આવવાની.'

લાખન આનાકાની કરવાનું વિચારતો હતો, પણ કલ્લાનો ઉત્સાહ બહાર પડી ગયો : 'હા-હા ભલેને આવે પૂતલી ! જોઈએ તો ખરા એ કેટલી પાણીદાર છે !'

ફરી કલ્લાની દાનત પર બાબુ વહેમાયો. છતાં તેણે એ ઘડીએ કલ્લાનો વિચાર મનમાંથી કાઢી નાખ્યો અને લાખન સુલ્તાનાનો મેળાપ પાકો કરવાની મથામણમાં ગૂંથાઈ ગયો.

લાખન અને કલ્લો અત્યારે તેની જ રાહ જોતા બેઠા હતા. વદનાં અંધારાં ઘેરાતાં હતાં. એકાદ ફર્લાંગ છેટે વહી જતી ચંબલના ફૂંફાડા અંધકારને બિહામણો બનાવતા હતા. કોતરો સાથે અથડાતો પવન વચ્ચેવચ્ચે એવો ચિત્કાર કરી જતો કે કાચા કાળજાનો માણસ તો થથરી ઊઠે. પણ લાખનને નિસર્ગનું આ રૌદ્ર સ્વરૂપ માનાં હાલરડાં જેવું હેતાળ લાગતું હતું. કલ્લાને આ વાતાવરણ કોઈ તોફાની નારીના જોબન જેવું આકર્ષક લાગ્યું. તેને પૂતલી યાદ આવી. સુલ્તાના વાયદો ટાળશે તો પૂતલીને જોવાની ઉમ્મીદ પણ ટળી જશે.

ત્યાં દૂરથી મશાલની જ્વાળા પવનના સપાટામાં વળ ખાતી દેખાઈ. બંને ટટ્ટાર થઈ ગયા. મશાલના અજવાળામાં બાબુનો ચહેરો કળાયો એટલે લાખન અને કલ્લો નજર મિલાવીને મરકી ઊઠ્યા. વચ્ચે સુલ્તાના હોય એવું લાગ્યું, કારણ કે એની ચાલ સહેજ ટેડી દેખાતી હતી. સુલ્તાનાની બાજુમાં કોણ હતું એ ધારી લીધું બંનેએ. પૂતલી સુલ્તાનાનો હાથ પકડી સ્ફૂર્તિથી આગળ વધતી હતી. કલ્લાની છાતી ઉન્માદથી ધડકવા લાગી. નજીક આવતી પૂતલીનું દરેક પગલું કલ્લાના દિલમાં તૂફાન જગાવી જતું હતું. પૂતલીનો ઓળો પણ તેને મોહક લાગવા માંડ્યો.

'રામરામ !' બાબુ લોહારીએ થોડે છેટેથી પડકાર કર્યો. લાખને સામો હોંકારો ભણી આવકાર આપ્યો. ત્રણે નજદીક આવ્યા એટલે લાખન-કલ્લો ઊભા થયા. સુલ્તાનાએ હાથ પહોળા કર્યા અને લાખન તેને ભેટ્યો : 'ઘણા વખતે મળ્યા.' કહીને તેણે વહાલ ઠાલવ્યું. સુલ્તાનાના મોંમાંથી વિલાયતી શરાબની ખુશબો આવતી હતી. કલ્લો તો પૂતલીને ધારી ધારીને જોવામાં મશગૂલ હતો અને બાબુ કલ્લાના ચહેરા પરના ભાવો વાંચવાની ગડમથલમાં ખોવાઈ ગયો.

પૂતલીએ કલ્લાની નજરમાં તૃષ્ણાનું તોફાન જોયું. પહેલાં થોડો અણગમો ઊપજ્યો, પછી પોતાની જુવાનીનું ગુમાન જાગ્યું. કલ્લો દેખાવમાં સોહામણો હતો. તેની હૃષ્ટપુષ્ટ છાતી કોઈ પણ સ્ત્રીને માથું ટેકવવાનું મન થઈ જાય એવી લોભામણી હતી. તે પૂતલી સામે પ્રથમ પરિચયમાં મોહકપણે મલક્યો ત્યારે પૂતલી પળ-બે-પળ માટે સુલ્તાનાની હાજરી વીસરી ગઈ. તેનાય હોઠ સહેજ મરકવા માટે વંકાયા ત્યાં બાબુએ વિક્ષેપ નાખ્યો : 'કલ્લા, સુલ્તાના સાથે ભેટવાનું તું ભૂલી ગયો.'

કલ્લાને તેની આ ગુસ્તાખી ખૂંચી, પણ ભાઈચારાનો વિવેક જાળવવો પડે એ હિસાબે સુલ્તાનાને ભેટી લીધું. સુલ્તાનાને પોતાના બાહુમાં લીધો ત્યારે એક વિચાર આવી ગયો : આ છાતીને ધબકતી બંધ કરી દઉં તો પૂતલી મારી છાતીએ વળગી શકે...

બધા બેઠા. બાબુ લોહારીના હાથમાં કંતાનનો એક થેલો હતો એ નીચે મૂક્યો ત્યારે કાચની અથડામણનો રણકાર સંભળાયો. લાખન-કલ્લાને સમજાઈ ગયું : સુલ્તાના ખાલી હાથે નથી આવ્યો.

'થયું કે આપણા મેળાપને મહેફિલ બનાવી દઈએ.' સુલ્તાનાએ પોતાની મોટાઈ બિછાવવા માંડી : 'તમારા માટે ખાસ વિલાયતી માલ લઈ આવ્યો છું. અહીં લિજ્જતથી પિવાય એટલા ખાતર થોડો તરસ્યો રહીને આવ્યો છું.' કહીને તેણે પૂતલી સામે જોયું. પૂતલી ત્યારે લાખનના હાવભાવ નિહાળી રહી હતી.

થોડી આડીઅવળી વાતો ચાલી. બાબુએ નાળિયેરની કાચલીઓમાં બધાંને માટે શરાબ ઠાલવ્યો : 'આપણો મેળાપ મુબારક !' કહીને પાંચે ડાકુઓ એક જ ઘૂંટડે ગટગટાવી ગયાં. લાખન ભાગ્યે જ શરાબ પીતો હતો છતાં તેને એની સામે સૂગ પણ નહોતી. શરાબ પીધા પછી કલ્લાને પૂતલી વધુ માદક દેખાવા માંડી.

'લાખન, તને માનસિંહ જોડે ફાવ્યું નહીં એ જાણ્યું ત્યારે મને થયેલું કે તું અમારી સાથે ભળી જઈશ.'

સુલ્તાનાએ જ પહેલ કરી. લાખનને એ ગમ્યું.

'ત્યાં રૂપા સાથે મારો મેળ બેસે એમ નહોતો.' લાખને સાચવીને શરૂઆત કરી : 'આપણે આઝાદ દિમાગના માણસ. કોઈની શેહમાં રહેવું ફાવે નહીં. મરદની માફક હાથ મિલાવું, પણ કોઈને નમવાનું હું શીખ્યો નથી.'

'એમાં જ સાચી મરદાનગી છે.' બાબુએ પોરસ કર્યો.

પણ પૂતલી હજુ કેમ મૂંગી છે ? કલ્લાને તેના અવાજનો રણકો સાંભળવાની તાલાવેલી લાગી હતી. એ ધીરજ ન રાખી શક્યો : 'સુલ્તાનાસિંહ, તમારી સંગાથે પૂતલીબાઈ પણ કહે છે કે નિશાનબાજીમાં પારવધી બની ગઈ છે !'

સુલ્તાનાને આ પ્રશંસા ગમી, પણ ચાલાક પૂતલી કલ્લાની ખુશામત પાછળનો ખરો ઇરાદો પારખી ગઈ : 'હજુ તો મારી શરૂઆત છે. ઓરત ડાકુ થતી નથી, પણ થાય તો કેવી ભારે પડી જાય છે એ મારે આ મતલબી દુનિયાને દેખાડી દેવું છે.'

લાખનને લાગ્યું કે પૂતલીને નશો ચડી ગયો છે. પણ કલ્લાને એ બોલમાં પૂતલીની ખુમારી વરતાઈ. ખુવારી વહોરી લેવા જેવી તોફાની ઓરત છે આ... એવું તે મનમાં બબડ્યોય ખરો.

'આપણે મૂળ વાત પર આવીએ.' બાબુને ચટપટી જાગી - નશાની અસર ઘેરી બને એ પહેલાં કામ થવું જોઈએ.

બંને પક્ષને ગરજ હતી એટલે વાત જલદી સરાડે ચડી ગઈ. સુલ્તાનાએ એવો પ્રસ્તાવ મૂક્યો કે શરૂઆતમાં આપણે અલગઅલગ રહીએ અને કામ આપસમાં મળીને કરીએ.

પૂતલીએ સુધારો સૂચવ્યો : એકીસાથે ધાડ બે જુદીજુદી જગ્યાએ પાડવી અને એ રીતે પોલીસને હંફાવવી.

લાખનને આમાં પૂતલીની લુચ્ચાઈ દેખાણી. કલ્લાને વસવસો થયો : તો-તો પૂતલીનો સંગ ન સાંપડે. બાબુને વળી એ ફિકર સતાવી ગઈ કે આમ અલગઅલગ ધાડ પાડવાનું રાખીએ તો સુલ્તાના સાથે દગો ખેલવાનો મોકો જલદી નહીં મળે. ભીતરમાં દરેક જણ પોતે-પોતાની ગણતરી માંડતું હતું. છેવટે એમ નક્કી થયું કે એક મોટી ધાડ બંને ટોળીએ મળીને પાડવી. અર્ધોઅર્ધો ભાગ વહેંચી લેવો અને ત્યાર પછીની યોજના પાછળથી વિચારવી. આ કામચલાઉ રસ્તો બધાને માફક આવી ગયો.

છૂટાં પડતી વખતે બાબુએ લાખનને આંખ મારી. કેમ કામ થયું ને ? એવી મતલબનું તે હસ્યો. એ અરસામાં કલ્લાએ પૂતલી તરફ ફરી એક સ્મિત ફેંકી લીધું. પૂતલીએ વળતું સ્મિત આપ્યું પણ હોઠોથી નહીં, આંખની ચકળવકળ થતી કીકીઓ મારફત !

*

સાથે મળીને પાડેલી મોટી ધાડ ફળી. લાખને દેખાડેલા ઠેકાણે એક મોટા જમીનદારની તિજોરી સાફ કરી નાખી. ચાલીસ-પચાસ હજારનો માલ પડાવ્યો તેથી બધાં રંગમાં આવી ગયાં. પૂતલીએ જમીનદારના ચોકીદારને ઠાર કર્યો ત્યારે કલ્લો તેની હિંમત અને નિશાનબાજી પર વારી ગયો. કદાચ પૂતલીએ લાખનની ટોળી પર પોતાની છાપ પાડવા માટે કર્યું હશે, પણ કલ્લાએ એમ જ માની લીધું કે પૂતલી પોતાના સંગથી જોશમાં આવી ગઈ છે. શાબાશી આપવા માટે તેણે પૂતલીની પીઠ થાબડી ત્યારે સુલ્તાના તેની સામે કતરાયો હતો એ વાત કલ્લાને ખટકી ગઈ.

પછી તો અવારનવાર બંને ટોળીનો સમાગમ થતો ગયો. લાખને સુલ્તાનાના સાથીઓનાં

દિલ જીતવાનું કામ કરવા માંડ્યું ત્યારે કલ્લો પૂતલીની માયામાં અટવાતો હતો. ઘણી વાર પૂતલી તેને મૂંઝવણમાંય નાખી દેતી. સુલ્તાના તરફ એ એવો ઉત્કટ પ્યાર દેખાડતી કે કલ્લો સમસમી જતો. પણ ક્યારેક પૂતલી સુલ્તાનાની પરવા કર્યા વિના કલ્લા સાથે વાતોએ ચડી જતી ત્યારે કલ્લો મનને મનાવતો કે ના, એ પોતાને પણ ચાહવા લાગી છે. કલ્લો દરેક વખત ધ્યાનથી નીરખતો કે પોતાને જોઈને તેનો ચહેરો કેવો ઝગમગી ઊઠે છે. આંખોમાં ક્યારેક તે તરસ દેખાડતી, તો કોઈ વાર ઉન્માદ ઉછાળતી...

આટલા બધા મરદો વચ્ચે રહેનારીનેય ક્યારેક લાગણીઓનાં અડપલાં કરવાની ઇચ્છા થઈ જતી હોવી જોઈએ. સુલ્તાના હવે બેફામ પીવા લાગ્યો હતો. તેના પ્યારમાં પહેલાં જેવું જોશ વરતાતું નહીં પૂતલીને... કદાચ... સુલ્તાનાને હવે ખાતરી થઈ ગઈ કે પૂતલી તેની બની ચૂકી છે એટલે શરૂઆતનો ઉશ્કેરાટ ઓસરવા લાગ્યો હોય. સુલ્તાના ક્યારેક બીજાઓ સમક્ષ પોતાનું માલિકીપણું દેખાડતો ત્યારેય પૂતલી મનથી નારાજ થઈ ઊઠતી. પૂતલીને વધુ ધાડો પાડવાની ચાનક ચડતી, પણ સુલ્તાના હવે રઝળપાટથી કંટાળ્યો હોય તેમ તેને કહેતો : 'રાણી, આપણે કોના માટે આ બધું ભેગું કરવાનું છે ? લૂંટીને મોજ કરવી. ખૂટી જાય એટલે ફરી ધાડ પાડવા જવું.'

પણ પૂતલીને હવે ત્રાસ વરતાવવાનો ચસકો ચડ્યો હતો. એના મનમાં એક ખ્વાહિશ જોર કરવા લાગી હતી : 'હું ડાકુરાણી બનું, માત્ર ડાકુની રાણી નહીં...'

એક વાર સુલ્તાનાએ લાખને ચીંધેલી ધાડનો પ્રસ્તાવ ટાળી નાખ્યો ત્યારે પૂતલી વચ્ચે બોલી ગઈ : 'સુલ્તાના, તને કંટાળો આવતો હોય તો તું થોડા સાથીઓ ભેળો અડ્ડામાં રહેજે. અમે જઈને હાથ મારી આવીએ.'

સાંભળીને સુલ્તાનાનો ચહેરો વિકરાળ બની ગયો હતો. દાંત ભીંસીને તેણે પૂતલી સામે આંખો ફાડીને જોયું. જાણે કહેતો હોય : તારી આ હિંમત ? લાખન, કલ્લા અને બાબુની હાજરીમાં તો એ રોષ પી ગયો, પણ થોડી વાર પછી પૂતલીને એક બાજુ બોલાવી ગાલ પર થપાટ ઝીંકી દીધી હતી : 'તને મેં બહુ ચડાવી એટલે હવે તું મારી ઉપરવટ થવા માંડી ?'

પૂતલીને પહેલી વાર પુરુષમાં છુપાઈ રહેલો ખલનાયક સુલ્તાનામાં દેખાયો. તેના ગાલ પર સુલ્તાનાની ચાર બરછટ આંગળીઓની છાપ ઉપસાવી ગઈ હતી. ન તો તેણે ગાલ પંપાળ્યો, ન આંસુ સાર્યાં, પણ સુલ્તાનાને ચાહનારું એનું દિલ જરૂર ધ્રૂજી ઊઠ્યું.

કલ્લાએ દૂરથી પણ સુલ્તાનાની થપાટ સાંભળી. તેને એ જ વખતે ત્યાં જઈને સુલ્તાનાને તમાચાનો જવાબ આપવાનું ખુન્નસ ચડી આવ્યું. લાખન બબડી ગયો : 'એ એમનો અંદરનો મામલો છે - ચાલ્યા કરે...' અને કલ્લો ગમ ખાઈ ગયો. છતાં એ ત્રણ-ચાર દિવસ લગી સુલ્તાનાં સાથે બોલ્યો નહોતો. પૂતલી પણ સમજી ગઈ કે લાગેલી થપાટની ચોટ કલ્લાના દિલને આંટી ગઈ છે. ત્યારથી કલ્લા માંટે પૂતલીના દિલમાં હમદર્દીની કૂંપળો ફૂટવા માંડી.

એક વાર કલ્લાએ તેને કહ્યું પણ ખરું : 'શું કામ તું એનાથી આટલી બધી દબાય છે ?'

'એમાં દબાવાની વાત જ નથી. સ્ત્રી-પુરુષનો મામલો કોઈ વાર બીચકી પણ જાય.'

'છતાં હાથ ઉપાડવા સુધી એ જાય ?' કલ્લાએ અંદરનો રોષ ઉછાળ્યો.

'મને લાગે છે કે દરેક મરદની નસોમાં આ નબળાઈ વહેતી હશે. ઓરત પરની માલિકીમાં મરદો મહોબ્બતનો પડઘો પાડતા હોય છે.'

'પૂતલી, મને તો એમાં ઈર્ષાનો પડઘો સંભળાયો હતો.' કલ્લાએ હોઠ કરડીને કહી દીધું : 'મહોબ્બત ઘટવા લાગે છે ત્યારે માલિકી જોર કરે છે.'

પૂતલી આંખો ફાડીને તેની સામે જોઈ રહી. કોઈ ભણેલગણેલ માણસની જેમ આ ડાકુ કેવું કહી ગયો ! પૂતલીની આંખોમાં ત્યારે હમદર્દી સાથે થોડો પ્યાર પણ છલકાઈ ગયો. કલ્લાએ એ ઘડીએ જ ફેંસલો કરી લીધો : સુલ્તાના હવે ઝાઝું નહીં જીવે. એને ખતમ કરવો જ પડશે.

બાબુ એક વાર કલ્લાને ખાનગીમાં મળ્યો : 'હું તને ચેતવવા આવ્યો છું.'

કલ્લો ચોંક્યો. તેની મોટી આંખોમાં રોષ પ્રગટ્યો : શું બાબુ તેને પૂતલીની બાબતમાં ધમકી આપવા માગે છે ? તો આજે એને મારે પાઠ ભણાવી દેવો પડશે.

'કલ્લા, તું આજ ગુસ્સામાં દેખાય છે ?' બાબુ તેનો દેખાવ જોઈ ખચકાઈ ગયો : 'હું તો દોસ્તીદાવે તને કંઈ કહેવા આવ્યો હતો.'

'બોલી નાખ, બાબુ !' કલ્લાએ ગુસ્સાને ખંખેરવાના પ્રયાસ સાથે કહ્યું : 'મોણ નાખ્યા વિના જે કહેવાનું છે તે કહી દે.'

આજુબાજુ કોઈ ન હોવા છતાં જાણે કાનમાં કહેતો હોય એવી સાવધાની સાથે બાબુ બોલ્યો : 'સુલ્તાના તારા પર ખફા થયો છે.'

'કારણ ?' કલ્લાએ જોશમાં પૂછ્યું.

'કારણ કે તું પૂતલી સાથે મેલજોલ વધારવા લાગ્યો છે.' આટલું કહીને બાબુ અટક્યો. કલ્લાના રાતાચોળ ચહેરા પરથી તેને થયું કે ધારી અસર થવા લાગી છે : 'તું કોઈને કહેતો નહીં... પણ સુલ્તાનાને વહેમ ગયો છે કે તું એને તારા તરફ ખેંચવા માંડ્યો છે.'

'મને એની પરવા નથી. પૂતલી સાથે બે મીઠી વાતો કરવાથી એને વહેમ જાય તો ભલે એનાથી થાય તે કરી લે.' કલ્લો વધુ ઉશ્કેરાયો : 'પણ તું મને ચેતવવા શા માટે આવ્યો ? તું તો સુલ્તાનાનો વફાદાર સાથી છો ને ?'

બાબુ ખચકાયો. જવાબ આપવામાં થોડી વાર લાગી. શરૂઆતમાં શબ્દો આડાઅવળા બોલાયા : 'એ તો એમ છે ને કે સુલ્તાના...પૂતલી...'

'બાબુ !' કલ્લો તાડૂક્યો : 'તારા પેટમાં કાંઈ પાપ હોય તો મારી કાનભંભેરણી કરીને

તને કોઈ ફાયદો નહીં થાય... અને મનની વાત ખુલ્લેઆમ કહીશ તો આ કલ્લો કોઈ પણ જોખમ ઉઠાવતાં ડરતો નથી... માટે સીધેસીધી સાચેસાચી વાત કહી દે.'

'જો, કલ્લા, તું ઉશ્કેરા નહીં. બહુ સાવધાનીથી કામ લેવાનું છે. સુલ્તાનાનો હું વફાદાર સાથી ખરો.' બાબુના ચહેરે પસીનો ફૂટી નકળ્યો. પહેરણની બાંયથી લૂછી નાખી તે આગળ વધ્યો : 'સુલ્તાનાને એક વાર મારા પર શક ગયેલો. પૂતલી મારા તરફ ખેંચાઈ જશે એવી તેને બીક લાગી હતી... ત્યારે મારો જાન ખેંચી કાઢવાની મને ધમકી આપી હતી.'

કલ્લાને વાતમાં રસ પડવા લાગ્યો : 'પછી ?'

'ત્યારથી તેં પૂતલી સાથે હળવામળવાનું ઓછું કરી નાખ્યું.' બાબુએ હળાહળ જૂઠ કહેવા માંડ્યું : 'સુલ્તાના પૂતલી પાછળ એવો પાગલ છે કે ખ઼ાલી વહેમાય ને તોય દોસ્તનેય રહેંસી નાખે.'

'બાબુ, હું સુલ્તાનાનો દોસ્ત નથી અને મને એવા વહેમની પરવા નથી. એક વાર એ ધમકી મને આપે તો ખરો ! જોઉં છું, સુલ્તાનાનું પાણી ઊતરી જાય કે નહીં !' કલ્લો બાબુ સામે જરાય નમતું જોખવા માગતો નહોતો. હવે તે ઉશ્કેરવાનો દેખાવ કરીને એના મનની વાત કઢાવવા મથતો હતો.

'ગઈ રાતે નશામાં એ પૂતલીને કહેતો હતો -' બાબુએ જુઠ્ઠાણું આગળ ચલાવ્યું : 'તું જો કલ્લા સાથે નજર મિલાવીશ તો હું કલ્લાની આંખો જ ફોડી નાખીશ !'

'તેં આ બોલ તારા કાનોકાન સાંભળ્યા હતા ?' કલ્લાએ ઊલટ તપાસ આદરી.

'નહીં... પણ આજ સવારે સુલ્તાનાએ મને ફરી એ જ વાત કહી સંભળાવી, એટલું જ નહીં, તેણે તારું કાસળ કાઢી નાખવાનો પેંતરો પણ મને સમજાવ્યો.'

'શું પેતરો છે ?' કલ્લાએ બંદૂકની નાળને ગાલ પર ટેકવી પૂછ્યું.

'ફરી સાથે ધાડ પાડવા જઈએ ત્યારે તને ગોળીથી વીંધી નાખવો.' આંખો નીચી કરીને બાબુ કહી શક્યો.

'એમ !' બંદૂકની નાળ પર હાથ ફેરવતાં કલ્લાએ મજાકના ઢંગમાં કહ્યું : 'અને મને વીંધી નાખ્યા પછી સુલ્તાનાને લાખન જીવતો છોડશે એમ એ માને છે ?'

'ના. કામ એવી રીતે પાર પડશે કે લાખનને એમ જ લાગવાનું કે તું દુશ્મનની ગોળીથી વીંધાયો.'

'દુશ્મન !' કલ્લાએ તાજુબી સાથે પૂછ્યું : 'મારો કોણ દુશ્મન છે ?'

'તારો નહીં, આપણા બધાનો દુશ્મન... પોલીસ !' બાબુએ થૂંક ગળે ઉતાર્યું : 'પોલીસ સાથે ધિંગાણું થાય ત્યારે તને સુલ્તાના હડફેટમાં લેવા માગે છે. કોને ખબર પડે કે તું કોના હાથે મરાયો ?'

'ઓહ, એટલે સુલ્તાના પોલીસ સાથે ધિંગાણાની રાહ જુએ છે !' કલ્લાને આ વાત માનવામાં ન આવી : 'બાબુ, કોને ખબર એવા ધિંગાણામાં સુલ્તાના જ પોલીસની ગોળીથી ધરબાઈ નહીં જાય ?'

'હું એ જ કહેવા માગું છું, કલ્લા !' બાબુ ઉત્સાહમાં આવીને બોલી ઊઠ્યો : 'સુલ્તાનાની હરકતોથી હું ય હવે કંટાળ્યો છું. એના વહેમીલા અને વિકરાળ મિજાજનો હંમેશાં ડર લાગ્યા કરે છે. કોઈક વાર વિનાકારણ હું કુટાઈ જઈશ.'

'હું બરાબર સમજ્યો નહીં – તારા કહેવાનો મતલબ...' કલ્લો પામી ગયો કે બાબુ એના મનનું કપટ ખોલવા તૈયાર થયો છે. હવે તેને પંપાળવાની જરૂર છે : 'સરખાઈથી કહે તો સમજાય, બાબુ !'

'તું વાત પેટમાં રાખી શકીશ ?'

'એટલે ? મારા પેટ પર ભરોસો નથી તને ?'

'સુલ્તાનાનો કાંટો કાઢી નાખવામાં હું તને સાથ આપીશ.' બાબુનું ગળું સુકાઈ ગયું આમ કહેતી વખતે.

'આવા કામમાં મને કોઈના સાથની જરૂર નથી પડતી, બાબુ !' કલ્લો બોલી ગયો, પછી સુધાર્યું : 'છતાં તું મને સાથ આપવા ચાહે છે તેની પાછળ કોઈ સવારથ તો હશે ને ?'

'સવારથ, કલ્લા, જીવ બચાવવાનો છે.' પછી ઝડપથી ઉમેરી દીધું : 'માત્ર જીવ નહીં, આખી ટોળીની ઇજ્જત બચાવવાનોય સવારથ ખરો. સુલ્તાના પોતાની ખુવારી સાથે બધાની તારાજી નોતરી રહ્યો છે. એની લાપરવાહી અમને ફાંસીએ લટકાવી દેશે એવી બીક લાગે છે.'

કલ્લો થોડી વાર વિચારમાં રોકાયો, પછી ખંધું હસ્યો : 'બાબુ, પછી બિચારી પૂતલીનું શું થશે ?'

'પૂતલી !' બાબુ ભડક્યો. કલ્લાને પોતાના મૂળ ઇરાદાની ગંધ નહીં આવી ગઈ હોય ને ? સાંભળીને તે બોલી ગયો : 'પૂતલીની આપણે શું કામ ફિકર કરવી જોઈએ ?'

'તો એમ કર, સુલ્તાનાને ઠાર હું કરી દઉં પછી પૂતલીને તારે ખતમ કરવી...' કલ્લાએ ધારદાર નજરે જોઈને પૂછ્યું : 'છે કબૂલ ?'

'પ...ણ પૂતલીને શું કામ ખતમ કરવી ?' બાબુ ગૂંચવાઈ ગયો અને કલ્લો ખડખડાટ હસી પડ્યો. તેનુ અટ્ટહાસ્ય બાબુને ધ્રુજાવી ગયું. કલ્લો તેને બનાવી રહ્યો હશે ?

'જો, બાબુ, પૂતલીમાં તને દિલચસ્પી છે એ હું જાણું છું. પણ પૂતલી તને કોઠું નહિ આપે એની મને ખાતરી છે.'

'ખાતરી !' બાબુ છેડાઈ પડ્યો. હવે આટલું બધું કહી નાંખ્યા પછી પોતે મિજાજ છટકાવી શકે તેમ નહોતો, એટલે રકઝક ન કરવાના હિસાબે બોલ્યો : 'કલ્લા, એ તવાયફની જાત છે. મને, તને અને આખી ટોળીને કોઠું આપશે પછી – એક વાર સુલ્તાનાને ઠેકાણે પડી જવા દે.'

બાબુ વધુપડતું બોલી ગયો હતો. કલ્લો તેને તમાચો મારી બેસત. પૂતલીની આવી ઠેકડી તેના દિલને ચોટ પહોંચાડી ગઈ, કારણ કે હવે એ પૂતલીનો આશક બની ચૂક્યો હતો. બાબુની બાતમી કે એની ચડામણી વિના પણ તેણે સુલ્તાનાને ખતમ કરવાનું વિચારી જ રાખ્યું હતું. માત્ર લાખનની મંજૂરી મેળવવાની બાકી હતી. બાબુને અત્યારે તે કાંઈ જ સાફસાફ કહેવા માગતો નહોતો. તેને બાબુ દગાબાજ દેખાઈ ચૂક્યો હતો. તે સુલ્તાનાથી દબાયેલો પણ હતો, એટલે તેને બધું જ જણાવી દેવામાં માલ નહોતો. કદાચ એ બેવડી બાજી ખેલતો હોય. પૂતલીએ પણ એક વાર પોતાને બાબુના બદઇરાદાની જાણ કરી હતી. તેને હવે બધું સમજાઈ ગયું - બાબુ પૂતલીને હાંસલ કરવા માટે સુલ્તાનાનું કાસળ કાઢવા માગે છે.

'બાબુ, પોલીસ સાથે ધિંગાણું થાય ત્યારની વાત ત્યારે.' કલ્લાએ વાતનો અંત લાવવા કહ્યું : 'અને કોને ખબર છે એ વખતે હું અને લાખન સુલ્તાનાની સાથે હશું કે નહીં ? તું તો હંમેશાં એની સાથે જ હો છો, મોકો મળે ત્યારે ઘા કરી લેજે ને !'

બાબુ નિરાશ થઈ ગયો. કલ્લાએ તેને ધરપત આપી : 'તારી વાત મારા પેટમાં જ રહેશે એ યાદ રાખજે... અને તેં મને ચેતવ્યો એ માટે હું તારા પર હવે ભરોસો રાખતો થઈ જઈશ, બાબુ !'

*

લાખન અને સુલ્તાનાની ટોળીએ એક થઈ રંજાડ ચાલુ રાખી. પોલીસ ત્યારે માનસિંહની પાછળ પડેલી એટલે એમને મોકળું મેદાન મળી ગયું. ગૃહપ્રધાને માનસિંહને એક વરસમાં ખતમ કરવાનું બીડું ઝડપ્યા પછી સુલ્તાના વધુ લાપરવા બનવા લાગ્યો. પણ તેને ક્યાં ખબર હતી કે માનસિંહ પહેલાં પોતે જ હડફેટમાં આવી જવાનો હતો !

૧૯૫૫ની પાંચમી મેનો એ દિવસ હતો. સુલ્તાના અને લાખન સૂરજ આથમ્યા કેડે એક મોટી ધાડ પાડવા નીકળવાના હતા. સાસકપુરા ગામમાં બપોરથી પડાવ નાખેલો.

'સુલ્તાનાં, બસ કર.' પૂતલીએ શરાબની બૉટલ ઝૂંટવી લઈને તેને વધુ પીતા રોક્યો.

'પ્યારી, તું પીવાની મનાઈ કરે છે ત્યારે કસાઈ જેવી લાગે છે. મારી તરસ પર છૂરી ચલાવતી હોય એવી પીડા થાય છે ત્યારે મને.'

'હદ બહાર પીને તું બકવાસ કરે છે. તારા પગ લથડિયાં ખાવા લાગે છે, સુલ્તાના !' પૂતલી ગળગળી થઈ ગઈ : 'આમ ને આમ આ શરાબ તને ખુવાર કરી દેશે... તારી સરદારીનો મોભો શરાબના જામમાં ડૂબી જશે.'

'પૂ...તલી !' સુલ્તાનાએ પૂતલીનો હાથ પકડી લીધો : 'પ્યારી, શરાબ પીધા પછી મને હું આખી દુનિયાના સરદાર જેવો દેખાઉં છું. હું મહારાજ... અને તું મહારાણી !'

તેણે પૂતલીને પડખામાં ખેંચી. પૂતલીએ આનાકાની ન કરી. સુલ્તાનાને શરાબથી દૂર કરવા માટે હવે તેને ક્યારેક પરાણે પ્યાર કરવો પડતો હતો.

'રાણી, કોને ખબર, કઈ ઘડીએ તારો સંગાથ છૂટી જશે !'

તેને બોલતો રોકવા સુલ્તાનાના હોઠ પર પૂતલીએ પોતાનો ગાલ દાબી દીધો. આજકાલ સુલ્તાના આવી વાતો કેમ કરે છે ? સંગાથ છૂટી જવાનો મતલબ શું ? પોતે બીજા કોઈ તરફ ખેંચાઈ રહી છે એવો તેના મનમાં વહેમ જાગ્યો હશે ? બાબુએ કાંઈ કાન-ભંભેરણી કરી હશે ?

સૂરજ નમવાને થોડી વાર હતી. પચીસ ડાકુઓ ગામના પાદરે વગડામાં વખત વિતાવતા પડ્યા હતા. લાખન વિચારતો હતો હવે નીકળવું જોઈએ. બપોરથી અહીં પડ્યા છીએ તે સારું નહીં. સુલ્તાનાએ જીદ ન કરી હોત તો ક્યારના ત્યાંથી ઊપડી ચૂક્યા હોત, પણ સુલ્તાનાના કાળે એમને ત્યાં રોકી રાખ્યા હતા એની થોડી વારમાં જ ખબર પડી ગઈ.

'પોલીસ-કુત્તા ! ભાગો... હથિયાર સમાલો !'

એક રાડ પડી અને પચીસે ડાકુઓ વીજળીવેગે સાબદા થઈ ગયા. પોલીસની હાજરીની ગંધ સમયસર આવી ગઈ, નહીંતર બધા ઘેરાઈ જાત. જે મળી એ આડશ દરેકે પકડી લીધી. પૂતલી સુલ્તાનાનું પડખું છોડવા માગતી નહોતી, પણ એક ઝાડના થડ પાછળ બે જણાથી આડશ લઈ શકાય એવું નહોતું એટલે તેણે પરાણે પૂતલીને અલગ કરી.

ગોળીઓની રમઝટ ચાલી. શરૂઆતમાં તો સુલ્તાના ટ્રિગર દબાવતો પુરજોશમાં બાર કરતો હતો, પણ પછી સુસ્તી આવવા લાગી. બાબુ ધીમેધીમે સરકતો પૂતલી તરફ જઈ પહોંચ્યો : 'પૂતલી, ચાલ, આપણે નીકળી જઈએ !'

'બેવકૂફ ! અહીં જીવનમરણનો જંગ ખેલાઈ રહ્યો છે ત્યારે તું છટકી જવાની વાત કરે છે ?' પૂતલી તેના તરફ નફરતભરી નજરે જોતી બોલી અને બંદૂક ચલાવવા લાગી. પણ બાબુ તેનાથી દૂર હઠ્યો નહીં. તે આછા અજવાળામાં કલ્લો ક્યાં છુપાયો છે તેની ખાતરી કરવા નજર ફેરવતો હતો.

લાખને ચાતુરી કરી હતી. પોતાની ટોળીને તેણે એક તરફ વાળી લીધેલી. કોઈ સંજોગોમાં પીછેહઠ કરવી પડે તો બધા સાથે જ છટકી જઈ શકે. પોલીસ સાથે ધિંગાણું થાય છે ત્યારે ડાકુઓ પહેલું કામ છટકી જવાના રસ્તા નક્કી કરવાનું કરતા હોય છે. બહાદુરીથી સામનો કરતાં પણ જ્યારે લાગે કે પોલીસની સંખ્યા વધારે પ્રમાણમાં છે અથવા બૂરી રીતે ઘેરાઈ જવાની વકી છે ત્યારે એમને હાર-જીતનો નહીં પણ નાસી છૂટવાને વિચાર કરવાનો રહે છે.

બાબુએ જોયું કે કલ્લો બંદૂક ચલાવતો હતો અને વચ્ચેવચ્ચે સુલ્તાના તરફ જોઈ લેતો હતો. લાખનના બધા જ સાથીઓમાં એક કલ્લો જ સુલ્તાનાથી નજદીક રહ્યો હતો – માત્ર વીસ-પચીસ ફૂટ છેટે... બાબુ કલ્લાનો ઇરાદો પામી ગયો અને ખુશ થયો. તેણે ધાર્યું હોત તો સુલ્તાનાને ચેતવી શકત, ઇચ્છ્યું હોત તો કલ્લાનેય ઠાર કરી શકત, પણ ના, એને પૂતલીમાં જ રસ હતો. આટલા વખતે હવે પૂતલીને પોતાની કરવાનો મોકો નજર સામે છે ત્યારે એવી બેવકૂફી શું કામ કરવી ? ટાઢા પાણીએ ખસ જઈ રહી હતી, પછી બીજી પંચાતમાં શા માટે પડવું ?

'બાબુ, મારી કારતૂસ ખલાસ થઈ ગઈ.' પૂતલીએ ધીમેથી કહ્યું, પણ બાબુ બંદૂકથી નાળ દેખાડવા ખાતર તાકીને કલ્લા અને સુલ્તાના પર વારાફરતી નજર ફેરવવામાં મશગૂલ હતો. પૂતલીએ જોરથી હાંક મારી : 'બાબુ, મને થોડી કારતૂસ આપ !'

બાબુ તેની સામે ખંધું હસ્યો : 'કટોકટીને વખતે હું કારતૂસથી ખાલી થઈ જાઉં પછી શું કરું ? તેં આંખો મીંચીને શું કામ ગોળીઓ ચલાવી ?'

'બાબુ !' પૂતલીએ ત્રાડ નાખી, પણ પેલાને એની કોઈ અસર થઈ નહીં. ત્યારે આજીજી કરતી હોય તેમ તે બોલી : 'મેં બે પોલીસને ઉડાવી દીધા છે. બીજી કારતૂસ આપ તો થોડાક વધુ કુત્તાઓને ઢાળી દઉં !'

'અહીં આવ, પૂતલી...' બાબુએ શરારતી નજરે તેને નજદીક બોલાવી. ગોળીઓની રમઝટ અને જીવનમરણના દાવ વચ્ચે બાબુ આમ હળવા જીવે કેમ વરતી રહ્યો છે ? મનમાં શંકા જાગી. તે સુલ્તાના તરફ જવા માટે ભોંયસરસી થઈને ઘસડાતી હતી ત્યાં એક ચીસ સંભળાઈ. પૂતલીનું કાળજું વીંધી ગઈ એ ચીસ. સુલ્તાનાનો અવાજ તેનાથી અજાણ્યો કેમ રહે ? ડોક ઊંચી કરીને જોવાની હિંમત કરી તો સુલ્તાના વળ ખાતો જમીન પર પટકાઈ પડેલો દેખાયો. પૂતલીએ ચિત્કાર કર્યો : 'સુલ્તાના !' પણ તેનો અવાજ ફાટી ગયો હતો. એ જ વખતે બાબુ તેના તરફ ધસી આવ્યો : 'પૂતલી, એ તરફ ન જતી ! પોલીસની ગોળીથી વીંધાઈ જઈશ !'

'છોડ મને, બાબુ...' પૂતલીએ જોર અજમાવ્યું પણ બાબુએ પકડ ઢીલી ન કરી. પૂતલીનું શરીર પસીનાથી ભીંજાઈ ગયું હતું. તે ફરી ચીસ પાડવા જતી હતી, પણ બાબુએ જોરથી તેના મોં પર હાથ દાબી દીધો. પૂતલીએ ઘણી મથામણ કરી પણ બાબુએ સજ્જડ રીતે તેનું મોં ભીંસી દીધું હતું : 'પૂતલી ! અવાજ કરીને તું પોલીસનું ધ્યાન ખેંચવા માગે છે ? બેવકૂફ ! આપણે બેય વીંધાઈ જઈશું !'

સુલ્તાનાની મરણચીસ સંભળાઈ એટલે લાખન અને કલ્લો પોતાના સાથીઓ જોડે ઊતરતી રાતના અંધારામાં સરકી ગયા. સુલ્તાનાના સાથીઓનું જોશ પણ ઓસરી ગયું. બાબુએ હાંક મારીને બધાને નાસી છૂટવાનો હુકમ આપી દીધો, પછી પૂતલીને ઘસડવા લાગ્યો.

પણ પૂતલી આંસુભરી આંખે સુલ્તાના તરફ જવા, તેના શબને પોતાના ખોળામાં મૂકી આખરી વાર એને જોઈ લેવા માગતી હતી. બાબુની પકડમાં છૂટવા માટે તેણે એના કાંડા પર બટકુ ભર્યું. જરાક છૂટી થઈને દોટ મૂકવી જતી હતી ત્યાં બાબુએ પાછળથી તેની ગરદન પર બંદૂકનો કુંદો ફટકાર્યો. પૂતલી ઘા સહી ન શકી. બેહોશ થઈને નીચે પછડાઈ પડી. બાબુ જ્યારે પૂતલીને ઘસડતો, ઊંચકતો ચંબલની કોતરોમાં અદશ્ય થઈ ગયો ત્યારે પોલીસો સુલ્તાના અને બીજા બે-ત્રણ ડાકુની લાશને ઊંચકવામાં રોકાયા હતા. ધારી નહોતી એવી સફળતા તેમને આ ધિંગાણામાં સાંપડી ગઈ : 'એક ક્રૂર ડાકુ આજે ખતમ થયો.'

પણ એમને ક્યાં ખબર હતી કે અંદરઅંદરના કાવાદાવાએ સુલ્તાનાનો ભોગ લીધો હતો અને એનો યશ પોતે ખાટી જવા માગતા હતા.

સુલ્તાનાનું મોં કલ્લાની ગોળીથી ઊતરડાઈ ગયું હતું. એનો વિકરાળ ચહેરો ચીતરી ચડે એવો બેવડો બની ગયો હતો. એક જડબું ચિરાઈ ગયેલું. એક આંખ છૂંદાઈ ગઈ હતી. બીજી આંખનો ડોળો બહાર નીકળી ગયેલો. સંખ્યાબંધ હત્યાઓ કરનાર, અપહરણ કરીને બાનની મોટી રકમ પડાવનાર અને વરસો સુધી લોકોને રંજાડી પોલીસને હંફાવનાર ચંબલનો એક ક્રૂર અને વિકરાળ ડાકુ સુલ્તાનાસિંહ કાયમને માટે પોઢી ગયો. એ ગયો, પણ પોતાની પાછળ એક વીફરેલી વાઘણ જેવી ઓરત પૂતલીને મૂકતો ગયો હતો, જે સુલ્તાનાને કારણે જ તવાયફ મટીને ડાકુ બની હતી અને હવે ડાકુરાણી બનવાની હતી.

*

બાબુએ પૂતલીની કાયાનો એ જ રાતે ઉપભોગ કર્યો. પૂતલી સુલ્તાનાના મોતના ગમમાં અર્ધી હોશમાં હતી ત્યારે આ નરાધમે તેના પર બળાત્કાર કર્યો. પૂતલીની કાયામાં વિરોધ કરવાની તાકાત નહોતી પણ બાબુ માટેની તેની નફરત એ પળે પરાકાષ્ઠાએ પહોંચી ગઈ.

પૂતલીને સ્વસ્થ થતાં થોડા દિવસ લાગ્યા. એટલો વખત બાબુ લોહારી ટોળીનો સરદાર બની બેઠો. સુલ્તાનાના જમણા હાથ તરીકે તેનો હક્ક હતો, પણ સુલ્તાનાનું મોત કઈ રીતે થયું અને કોની ગોળીથી થયું તેની શંકાનું સમાધાન થયું નહોતું. કોઈએ સુલ્તાનાને પડતો જોયેલો. તેને ગોળી વાગી એ પહેલાં સુલ્તાના થડને ટેકે પોરો ખાતો હતો. એનું મોં ત્યારે પોલીસ તરફ નહોતું એટલે તેને ગોળી પોલીસની નહીં પણ આપણામાંથી કોઈની લાગી હોવી જોઈએ. કોણ હોઈ શકે એ ?

પહેલો વહેમ લાખન પર ગયો. પણ પૂતલી એક વાર બોલી ગઈ : મને બાબુ પર વહેમ આવે છે... ત્યારથી બધા સાથીઓ બાબુ લોહારીથી અતડા રહેવા માંડ્યા હતા. બાબુને પૂછવામાં આવ્યું કે સુલ્તાનાને ગોળી કોણે મારી ? તેને કોના પર શક છે ?

બાબુ પહેલાં મૂંગો થઈ ગયો, પણ પોતાની ખામોશીનો અનર્થ થશે અને આંગળી તેના પર ચીંધાશે એવી બીક લાગી. તેણે કહી દીધું : 'મને શક નહીં, ખાતરી જ છે કે કલ્લાએ સુલ્તાનાને ઠાર કરી દીધો. હમણાં હમણાં પૂતલીમાં તેનું મન લાગ્યું હતું. એ સિવાય સુલ્તાનાને બીજું કોણ ઠાર કરે ?'

પંદર-વીસ દિવસનો પોરો ખાઈને નવેસર ધાડ પાડવાની વિચારણા ચાલી ત્યારે પહેલાં સરદારીનો ફેંસલો કરવામાં આવ્યો. બાબુએ દલીલ કરી : 'એ વાત તો નક્કી જ છે, હવે હું તમારા બધાનો સરદાર.'

પહાડાએ વિરોધ ઉઠાવ્યો : 'એમ નહીં. આપણો શિરસ્તો છે કે બધાની રાય લઈને સરદાર નીમવો. સુલ્તાનાનો તું જમણો હાથ હતો, તેમ પૂતલી એનું ડાબું અંગ હતી. બેમાંથી કોણે અમારી સરદારી લેવી એ અમે જ કહેશું.'

બાબુ બાજી હારી ગયો. એક-બે જણા સિવાય બધાએ પૂતલીના નામનો જ જય-જયકાર

બોલાવ્યો. પૂતલીની આંખો આંસુથી ઊભરાવા લાગી. એ આંસુમાં સુલ્તાનાની યાદની ગરમી હતી, તેમ બાબુ સામે બદલો લેવાના નિરધારની આગ પણ હતી.

ચંબલની કોતરોમાં રઝળપાટ કરતાં એક જગ્યાએ પોરો ખાવા બધાં રોકાયાં. ઝાડ નીચે બધાં આડાં પડ્યાં હતાં. પૂતલી સાથે બાબુ કંઈક ગુસપુસ કરતો હતો. એક બાતમીદારને બાજુના ગામે કાંઈક તલાશ કરવા મોકલ્યો હતો. ત્યાં પોલીસનો જાપ્તો ન હોય તો સાંજના ત્રાટકવાનો ઇરાદો હતો.

દૂર કોઈ ધડાકો થયો. તેના પડઘા સાંભળીને બધાં સાબદાં બન્યાં. પૂતલીએ બંદૂક હાથમાં લીધી. પહાડાને તેણે ઇશારત કરી. બાબુ ઊભો થઈ ગયો હતો. તેને પૂતલીએ કહ્યું : 'પોલીસ તો નહીં હોય ને ?'

'ના રે ના, આ તો જંગલમાં કોઈ શિકાર કરવા નીકળ્યું હશે એનો ધડાકો સંભળાયો.'

'છતાં, બાબુ, આપણે ખાતરી કરીને આગળ વધીએ.' પૂતલીએ જાણીકરીને અવાજમાં ગભરામણ વ્યક્ત કરી : 'તું જરા પેલી ટેકરી પર જઈને જોઈ આવીશ ?'

પૂતલીની કોઈ વાત બાબુ ટાળતો નહીં. તેને આશા હતી કે ધીમેધીમે પૂતલી પોતાને કોઠું આપવા માંડશે. તેને રાજી રાખવા બાબુ તલપાપડ રહેતો, એટલે તરત જ ચાલતો થયો : 'હમણાં જ હું જોઈ આવું છું.'

જતાંજતાં બાબુએ એક જ વાર પાછા ફરીને જોયું હતું. પૂતલી પર પડેલી તેની એ આખરી નજર હતી. ધીમેધીમે એ ટેકરી ચડવા લાગ્યો.

પૂતલીએ બીજા સાથીઓને કહ્યું : 'આજ બાબુનો હિસાબ ચૂકતે કરું છું. પહાડા સિવાય તમને કોઈને જાણ નથી. પણ આપણા બાતમીદારે જ દૂર જઈને બંદૂકનો ધડાકો કર્યો છે અને બાબુને મેં જાણી-કરીને ત્યાં મોકલ્યો છે.'

'અમને કોઈને બાબુ માટે હમદર્દી નથી, ડાકુરાણી !' પહાડાએ બધા વતી જવાબ આપ્યો : 'સુલ્તાનાના મોતની અદબ રાખ્યા વિના તેણે તારી સાથે છેડછાડ કરી ત્યારથી અમારે મન એ મરી ચૂક્યો છે.'

બાબુએ ટેકરીની ટોચ પર પહોંચી આગળ નજર નાખવા માટે હળવેકથી ડોક ઊંચી કરી તો ત્યાં બધું સાફ હતું – પોલીસનું નામનિશાન નહોતું. પોરસમાં આવીને તે ડોક ફેરવી હાથ ઊંચો કરી બધાને 'સબ સલામત'નો સંકેત આપવાનો વિચાર કરતો હતો ત્યાં...

પૂતલી બંદૂકની નાળ ટેકરીની ટોચ તરફ તાકીને જ બેઠી હતી. એક આંખ મીંચીને બીજી આંખ તેણે બંદૂકની નિશાનબારીમાં માંડી. બાબુના જમણા કાન પાસેનું નિશાન લીધું. તેની ડોક સહેજ હલવા જતી હતી ત્યારે જ પૂતલીએ ટ્રિગર દબાવી. સન...ન...ન કરતી ગોળી નિશાન પર પહોંચી ગઈ. બંદૂકના ધડાકા સાથે જ બાબુની ખોપરી ફાટી ગઈ. પળ-બે-પળ માટે બાબુના હાથ હવામાં અધ્ધર થયા, પછી બેચાર ગડથોલિયાં ખાતો તે ટેકરી પરથી નીચે ઝીંકલાઈ પડ્યો.

પૂતલી ત્યાં બેઠાંબેઠાં જ પોતાનો તિરસ્કાર વ્યક્ત કરવા માટે જમીન પર થૂંકી. થોડી વાર બધા એ દિશામાં તાકી રહ્યા. બાબુનો દેહ તરફડતો અટકી ગયો એટલે પૂતલી ઊભી થઈ. સાથીઓને તેણે એટલું જ કહ્યું : 'આગળ વધો. એની લાશને ભલે જંગલી જનાવરો ચૂંથી નાખે ! ગદ્દાર !'

પૂતલીએ બીજી દિશા તરફ પગ ઉપાડ્યા. પહાડા તેની પડખે ચાલતો હતો. તેને પૂતલી માટે હમદર્દી જાગી હતી અને એ હમદર્દી હવે ધીમેધીમે પ્રણયનો રંગ પકડવા માંડી હતી.

પણ પૂતલીના મનમાં એ વખતે કલ્લાની યાદ સ્ફુરી ગઈ : સોહામણો, હસમુખો જવાંમર્દ પડખે હોય તો બાકીની જિંદગીનો જુગાર ખેલી નાખવાની કેવી મજા પડે !

સુલ્તાનાના મોત પછી ચાર જ મહિનામાં આઘાતજનક સમાચાર સાંભળ્યા : 'ડાકુરાજા માનસિંહને પોલીસે ખતમ કર્યો.'

પૂતલી પહેલાં ધ્રૂજી ઊઠી, પછી તે દાંત ભીંસીને બબડી : 'ડાકુરાજા મરાયો, પણ પોલીસના કુત્તાઓ ! હવે ડાકુરાણીનો સામનો કરવા તૈયાર થજો ! તમારું પાણી મપાઈ જશે. આ ચંબલની ધરતી પરથી તમે ક્યારેય ડાકુની હસ્તી મિટાવી નહીં શકો.'



# પાંચ

એ આખી રાત રૂપો રડતો રહ્યો.

માનસિંહના મોતનો સૌથી વસમો આઘાત એને લાગ્યો હતો. બધું એકાએક શું બની ગયું, કેમ બની ગયું એ યાદ કરવા રૂપો મનને રોકવા મથતો અને સાંજની દુર્ઘટના નજર સમક્ષ તાદશ થઈ ઊઠતી. માનસિંહ અને સૂબેદારની લાશ માટે પોતે કેવો ઝૂઝમ્યો હતો, છતાં ફાવ્યો નહિ. કેવી બેઇજ્જતી ! પોલીસ બાપ-બેટાની લાશને રગદોળશે, ગામગામ ફેરવશે અને છેવટે સળગાવી દેશે... રુક્મિણીમાને દાઉ અને સૂબેદારનું મોં જોવા નહીં મળે, પોલીસ-કુત્તાઓ એમની લાશ સગાંઓને સોંપશે નહીં.

'દાઉ ! મને માફ કરજો ! તમારી લાશને હું અગ્નિસંસ્કાર આપી શક્યો નહીં ! જાનના જોખમે હું છેવટ સુધી ઝઝૂમી લેત, પણ મારા જાન કરતાંય મને તમારી આણ વહાલી હતી. તમારા મોતનો બદલો લેવાનો હતો મારે, તમારી ટોળીને અને તમારા નામને ગાજતાં રાખવાં હતાં મારે... એક દિવસ હું ય ચંબલની ધરતી પર ઢળી પડવાનો છું, પણ એ પહેલાં અનેક પોલીસ-કુત્તાઓને ઢાળી દઈશ ! એમને ચેનથી જીવવા નહીં દઉં !'

આવા સંકલ્પ-વિકલ્પમાં રૂપાએ રાત વિતાવી નાખી. ઊગતા સૂરજનાં કિરણોમાં ચમકતાં ચંબલના પાણીથી તેણે મોં ધોયું. પછી ખિસ્સામાંથી ટચૂકડો અરીસો કાઢી ચહેરા સામે ધર્યો. આંખો સૂજીને લાલચોળ થઈ ગયેલી. બે દિવસની વધી ગયેલી દાઢી પર હાથ ફેરવી તેણે પહેરણની બાંયથી મોં લૂછી નાખ્યું. બંદૂકને ખભા પર બરાબર ગોઠવી. કમર પર બાંધેલા પટ્ટામાં કેટલી કારતૂસ બચી છે એ જોઈ લીધું. પછી કોણ જાણે શું સૂઝ્યું કે પટ્ટો છોડી નાખ્યો, બંદૂક વેકરામાં મૂકી દીધી, પહેરણ ઉતારી નાખ્યું અને ધોતિયાને ઢીલું કરી ચંબલનાં વહેતાં પાણીમાં કૂદી ગયો.

દાઉના મોત પર સ્નાન કરવા તેણે ડૂબકી મારી. નગ્ન થઈને પહેરણ-ધોતિયું ધોઈ નાખ્યાં. પહોળાં કરી કપડાંને સૂકવવા મૂક્યાં અને સૂરજના તાપમાં પોતે ડિલ કોરું કરવા આંટા મારવા માંડ્યો.

ટોળીને નવેસર શસ્ત્રસજ્જ કરવી છે. થોડા દિવસ દાઉના શોકમાં પોરો ખાઈને ફરી ધાડ-માર આદરવી છે. માનસિંહના મોત પછી લાખન જોર કરશે, પૂતલી પણ પરચો બતાવવા માથું ઊંચકશે, ત્યારે પોતે જરાય ઓછો નહીં ઊતરે. વિચારના જુસ્સામાં રૂપો ભૂલી ગયો કે પોતે નગ્ન અવસ્થામાં લટાર મારતો હતો. તેણે ઝોળીમાંથી ટીપણું કાઢ્યું. ગ્રહોની ગણતરી કરી જોઈ. જ્યોતિષની દૃષ્ટિએ નવેસરથી પ્રારંભ કરવા માટેનો સારો દિવસ નક્કી કરી નાખ્યો. તેને યાદ આવ્યું : ગઈ કાલે સવારે જ તેણે દાઉને કહ્યું હતું : આજે દિવસ સારો નથી. આપણે બહાર ન નીકળીએ... પણ દાઉને છેલ્લેછેલ્લે જ્યોતિષમાંથી શ્રદ્ધા ઓસરી ગઈ હતી કે પછી મોત એમને બોલાવતું હતું એટલે બોલી ઊઠ્યા : રૂપા, પાંચમની છઠ નથી થવાની, પછી આટલી બધી સાવચેતી શું કામ રાખવી ?

પણ પોતે તો હવે સાવચેત રહેશે જ... એવો ફેંસલો કરી કપડાં પહેરી રૂપો ઊપડ્યો અડ્ડા તરફ.

પડાવ નજદીક આવતો હતો તેમતેમ તેના પગ ભારે થવા લાગ્યા. માનસિંહના વૃદ્ધ મોટા ભાઈ નવાબસિંહનો ખ્યાલ તેના દિલને હચમચાવી મૂકતો હતો. ભાઈ અને ભત્રીજાના મોતનો આઘાત તેમને કથળાવી દેશે. હમણાંહમણાં આમ તો એમનું શરીર ભાંગી પડ્યું છે, હવે દિલ ભાંગી જશે. ખૂનખાર ધિંગાણા વખતે તેઓ હાજર નહોતા એ સારું જ થયું, નહીંતર... રૂપો વધુ વિચારી ન શક્યો. હવે તેને ભોંઠપ લાગવા માંડી. ઊંચું માથું રાખીને તે નવાબસિંહ સામે તો નહીં જઈ શકે. કદાચ તેઓ પૂછશે કે રૂપા ! મારા ભાઈ-ભત્રીજાને જીવતા તો ન લાવી શક્યો, પણ એમની લાશનેય મૂકતો આવ્યો ?

નીચું માથું રાખીને તે અડ્ડામાં દાખલ થયો. જીવતા રહેલા બધા જ સાથીઓ ઉદાસ ચહેરે બેઠેલા દેખાયા. નવાબસિંહ ખાટલામાં આડા પડ્યા હતા. હવે તેઓ નીચે ભોંય પર સૂઈ શકતા નહિ, શરીર કળવા માંડતું, એટલે જ્યાં માનસિંહની ટોળી જતી ત્યાં એક ખાટલો સાથે ફેરવવો પડતો.

'રૂપા, આવી ગયો, બેટા !' નવાબસિંહની કોરીધાકોર આંખોમાં ઉદાસી હતી. અવાજમાં ગમગીનીનો થડકો હતો. એમના ચહેરાની કરચલીઓમાં લીંપાયેલું દુઃખ રૂપો જીરવી શક્યો નહીં. નજીક જઈને એમના ખોળામાં માથું નાખી દઈ નાના બાળકની જેમ રૂપો ધ્રુસકેધ્રુસકે રડ્યો.

પીઠ પર વૃદ્ધ હાથ ફરવા લાગ્યો : 'રૂપા ! બહાદુર બેટા ! તું આમ હિંમત હારી જઈશ તો મારું શું થશે ?' એમની છાતીએ ડૂમો ભરાઈ આવ્યો એટલે રોકાઈ ગયા, પછી ગળું ખંખેરીને કહેવા લાગ્યા : 'અમે રાજપૂતો બહાદુરીભર્યાં મોત પર શોક કરતા નથી. અફસોસ એટલો જ થાય છે કે નાનો ભાઈ અને જુવાન ભત્રીજો મારા પહેલાં ચાલ્યા ગયા... પણ બહાદુરના મોતે મર્યા એનો વિચાર કરું છું ત્યારે મને પોરસ ચડે છે. હજારો લોકો આજે એમના શોકમાં આંસુ

સારતા હશે, રૂપા ! મને આવું મોત નહીં મળે. આમ ખાટલા પર સૂતાં જ મારી આંખો મીંચાઈ જશે. દુનિયાને કાંઈ ખબર નહીં પડે.'

નવાબસિંહ રૂપાને ધરપત આપવા આમ કહી રહ્યા હતા કે એમનું રાજપૂતી લોહી બોલી રહ્યું હતું ? રૂપાએ આંસુ લૂછ્યાં. ધીમેધીમે ઊભા થઈ તેણે સાથીઓ તરફ નજર ફેરવી. પછી નવાબસિંહ સામે જોયું : 'તાઉ ! હું પોલીસને જંપવા નહીં દઉં. દાઉ અને સૂબેદારના મોતનું વેર વાળીશ.' પછી સાથીઓને ઉદ્દેશીને કહ્યું : 'દોસ્તો, તમારા સાથ વિના હું એકલો કાંઈ નહીં કરી શકું. તમારાથી કોઈને મારી સરદારી સામે વાંધો હોય તો બોલી નાખજો.'

'રૂપા, એનો ફેંસલો તો કાલે રાતે જ થઈ ચૂક્યો છે.' લુક્કાએ કહ્યું : 'તાઉની હાજરીમાં અમે નિર્ણય કરી લીધો છે કે તું જ અમારો સરદાર !'

માનસિંહને જેમ બધા દાઉ કહેતા તેમ નવાબસિંહને તાઉ કહીને બોલાવતા. રૂપાએ બધાનો ફેંસલો માથે ચડાવી લીધો. આમ તો માનસિંહની હાજરીમાં આ વાત નક્કી થઈ ચૂકી હતી. પોતાની પાછળ રૂપાની સરદારી સામે કોઈ વાંધો ન ઉઠાવે, પોતાના દીકરા સૂબેદારને સરદાર બનાવવાની વાત વચ્ચે ન આવે એટલા ખાતર માનસિંહ સૌ સાંભળે તેમ કહેતો : 'રૂપા, જે રીતે તું ટોળીને સંભાળી રહ્યો છે એ જોઈને મને ધરપત થાય છે. મારી પાછળ આ બધાને તું સાચવી લઈશ.'

હવે તો સૂબેદારની સરદારીનોય સવાલ ન રહ્યો. એ પણ બાપની સાથોસાથ પોલીસની ગોળીઓ ઝીલી પરલોક સિધાવી ગયો.

માનસિંહની હયાતીમાં રૂપાની ક્રૂરતા પર એક લગામ હતી, પણ માનસિંહ પછી એ સરદાર બન્યો એટલે એને છુટ્ટો દોર મળ્યો. ઉપરાંત માનસિંહના મોતના વેરમાં એ હદ બહાર વીફરી ગયો. એક જ વરસમાં બાવીસ વરસનો રૂપા કેવો કાળો કેર વર્તાવવાનો છે તેની કોઈને કલ્પના નહોતી ત્યારે.

*

'લાખન, આપણે દાઉને ખરેખરો કરવા જઈએ ત્યારે રૂપાનું વલણ જાણી લઈએ.' કલ્લાએ વાત છેડી : 'કદાચ માનસિંહના મોત પછી એ ટાઢો પડ્યો હોય, આપણી ટોળીની સાથે ભળી જવાનો વિચાર કરતો હોય...'

'નહીં, કલ્લા, રૂપો ઘમંડી છે. આપણી સાથે ભળવાનો એ વિચાર સુધ્ધાં નહીં કરે. વળી પાછી સુલ્તાનાની કતલની વાત હજુ તાજી છે.'

લાખને અટકી જવું પડ્યું. સુલ્તાનાની કતલ કરવામાં લાખનનો હાથ હોવાની વાત ફેલાઈ ગઈ હતી. લાખને સુલ્તાના સાથે હાથ મિલાવી એનું કાસળ કાઢી નાખ્યું છે તેમ ખાનગીમાં બોલવા લાગ્યું હતું. એટલે જ લાખને સંકેતમાં કલ્લાને સમજાવ્યું, રૂપા સાથે હાથ મિલાવવાનું બનશે નહીં. કલ્લાને એ વાત વાજબી લાગી છતાં દલીલ ચાલુ રાખી :

'કદાચ પૂતલી રૂપા સાથે જોડાઈ જશે તો ?'

લાખન સમજી ગયો કે કલ્લાને પૂતલીના વિચાર સતાવે છે. આ વિશે બે-ચાર વાર થોડી ચર્ચા જામી પડી હતી બંને વચ્ચે... સુલ્તાનાના મોત પછી કલ્લો પૂતલી પાસે જવા માગતો હતો પણ લાખને રોકેલો : 'તું ઉતાવળ નહીં કર. હજુ એનું મન સુલ્તાનાની જુદાઈમાં વલોવાતું હશે. તને જોઈને નફરત જાગશે. પૂતલી એમ માની બેસશે કે તેં એને હાંસલ કરવા માટે સુલ્તાના સાથે દગો કર્યો હતો.'

કલ્લાએ સબૂરી પકડી રાખી. પૂતલીને મળવા માટે, તેની સાથે પ્યાર કરવા માટે એ દિવસ-રાત બેચેન રહેતો. એટલા ખાતર તો તેણે સુલ્તાનાને ફૂંકી મારી રસ્તો સાફ કર્યો અને હવે લાખન તેને રોકી રાખે છે ! કદાચ પૂતલી બાબુ સાથે મળી જશે તો ?

કલ્લો જાણતો કે પૂતલીને બાબુ લોહારી તરફ હમદર્દી નહીં પણ નફરત છે, છતાં તેને પૂતલી ઝૂંટવાઈ જવાનો ડર રહેતો ! ગમે તેમ તો પૂતલી એક ઓરત હતી. મરદો વચ્ચે એકલી જીવનારી અને ઝઝૂમનારી ઓરતે સંજોગવશાત્ નફરતને પ્યારમાં પલટાવી દેવી પડે છે. બાબુ લોહારી પૂતલીનો પીછો નહીં છોડે તો પૂતલી કદાચ એને તાબે થઈ પણ જાય...

પણ જ્યારે બાબુ લોહારીના મોતના વાવડ સાંભળ્યા ત્યારે કલ્લાનો ભ્રમ ભાંગી ગયો. તેને મનોમન ખાતરી થઈ ગઈ કે પૂતલીએ જ બાબુને ઠાર કર્યો હોવો જોઈએ અને પૂતલી પોતાના સિવાય કોઈને પ્યાર નહીં કરે.

એ વખતે તેણે લાખનને ફરી સમજાવ્યું : 'હવે પૂતલીને આપણે આપણી ટોળીમાં લઈ લઈએ.'

પણ લાખનને એક વહેમ જાગ્યો : કદાચ કલ્લો પૂતલીના મોહમાં પોતાનો સાથ તો છોડી નહીં દે ? તેને બીજો પણ એક ડર હતો : પૂતલી સુલ્તાનાના મોતનું વેર પોતાના ઉપર વાળવા ક્યારેક દગો કરી બેસે તો ?

આથી તે કલ્લાને વારતો રહ્યો. પણ માનસિંહના મોત બાદ કલ્લો પાછો ઊંચોનીચો થવા માંડ્યો. તેને હવે એવો ભય લાગ્યો કે પૂતળી રૂપા ભેગી ભળી જાય તો ?

કલ્લાની આવી શંકાથી લાખન વિચારે ચડી ગયો. પૂતલીની લગન આ જુવાનને પાગલ બનાવી દેશે એવી દહેશત લાગી. કલ્લો હવે ઝાલ્યો નહીં રહે. હમણાંહમણાં એનું ચિત્ત કામમાં ચોટતું નહીં. ક્યારેક તે હદબહાર નશો કરી લેતો. પ્યાર માનવીને જુસ્સો આપે છે તેમ વિરહ એને પોચો પાડી દે છે.

'કલ્લા, તારે પૂતલી સાથે જોડાવું છે ?'

સાંભળીને એ ચોંક્યો. લાખન સાથે એવી યારી બંધાઈ ગઈ હતી કે તેને છોડી જવાનો વિચાર તેણે ક્યારેય કર્યો નહોતો. તેણે ઉતાવળે કહી દીધું : 'લાખન, પૂતલીને આપણી સાથે જોડવાની હું વાત કરતો હતો. તને છોડીને એની સાથે જોડાવાનું હું બોલ્યો જ નથી.'

લાખનને હસવું આવ્યું : 'દોસ્ત, લાગણીની બાબતમાં હંમેશાં એક જણનું જ ધાર્યું નથી થતું. તું માને છે કે પૂતલી તારા તરફ ખેંચાઈને આપણી ટોળીમાં ભળવા આવશે ?'

'શું કામ ન આવે ?'

'કલ્લા, પૂતલીની ઓળખાણ મારે તને આપવાની ન હોય. જે ટોળીમાં તે હશે ત્યાં પોતાની સત્તા ચલાવશે. હવે તે પોતાની ટોળીની સરદાર બની છે, પોતાને ડાકુરાણી કહેવડાવે છે, છતાંય તને લાગે છે કે અહીં આવીને તે મારો હુકમ માથે ચડાવશે.?'

કલ્લો ત્યારે વિચારમાં પડી ગયો. ભારે ગૂંચ ઊભી થઈ હતી. એક તરફ લાખનની સોબત, બીજી તરફ પૂતલીની મહોબત... તે બંનેને જાળવવા માગતો હતો.

'મને એક વિચાર આવે છે.' કલ્લાએ ઉમ્મીદ ન છોડી : 'એક વાર હું પૂતલી પાસે જઈ આવું. જોઉં તો ખરો એ શો ઇરાદો ધરાવે છે ?' લાખન કોઈ દલીલ ન કરી બેસે એટલે તેણે ઉત્સાહભેર ઉમેર્યું : 'જાણી લેવામાં આપણું શું જાય છે ?'

'ભલે, તારી હોંશ પૂરી કર...' લાખન ગંભીર બની ગયો : 'પણ એક વાતનું ધ્યાન રાખજે, પૂતલી અને તેના સાથીઓને તારા પર સુલ્તાનાનું વેર વાળવાનો મોકો ન આપતો.'

'નહીં, મને એની ચિંતા નથી. પૂતલી એક વાર મારી નજરમાં એની નજર પરોવે એટલી જ વાર છે ! લાખન, હું થોડા દિવસ એની સાથે રહી આવું. પછી પાછો આવીશ ત્યારે પૂતલી પણ મારી સાથે હશે.'

લાખન આછેરું મલક્યો. મનમાં બબડ્યો : 'કલ્લા, કદાચ તું પાછો જ નહીં આવે. કાં તો પૂતલીનો પ્યાર, યા તો પૂતલીનું વેર તને પાછો જ નહીં ફરવા દે...'

બેમાંથી કોઈ પણ રીતે કલ્લાને પોતે ગુમાવી રહ્યો હતો. છતાં પોતાનો જૂનો સાથી કોઈના વેરનો ભોગ બને તે લાખન જેવો માથાભારે આદમી કેમ સાંખી શકે ? તેણે અવાજમાં સહેજ સખતાઈ લાવી કહ્યું : 'કલ્લા, પૂતલી કે તેના સાથી તારા જાન સાથે ખેલી જશે તો યાદ રાખજે, દોસ્ત, હું એ બધાંના જાન ઝૂંટવી લેતાં અચકાઈશ નહીં !'

આ સાંભળીને કલ્લો લાખનને ભેટી પડ્યો. પૂતલીનો ખ્યાલ જો આટલા જોરથી તેને ખેંચી ન રહ્યો હોત તો કલ્લો આવા જિગરજાન દોસ્તની જુદાઈ સહી ન શકત.

'હું જરૂર પાછો આવીશ, લાખન !' તે એટલું જ બોલી શક્યો. લાખને મૂંગા રહીને તેની પીઠ થાબડી.

*

પૂતલી બેફામપણે ધાડો પાડવા માંડી, બેરહેમીથી હત્યાઓ કરવા લાગી. સુલ્તાનાના બધા જ સાથીઓ તેનો પડ્યો બોલ ઝીલતા. પહાડાસિંહ પૂતલીને પડખે રહી તેની હિંમતને બિરદાવતો. ચાર-છ દિવસ ન વીતે ત્યાં પૂતલીની ટોળીએ ધાડ પાડયાના ખબર પોલીસને પહોંચવાના... આજ સુધી ડાકુઓ ઓરતને હાથ લગાડતા નહીં, તેમને લૂંટવાનું પસંદ કરતા નહીં. સ્ત્રીઓ પર હાથ ઉઠાવવામાં મરદાનગી લાજે એવું માનતા હશે, અથવા તો જમાનાઓની ડાકુ-બહારવટિયાઓએ પાડેલી પ્રણાલિકાનો ભંગ કરવાનું મુનાસિબ નહિ માન્યું હોય. સ્ત્રીઓને સતાવવાથી લોકોમાં નિંદાઈ

જવાનો એમને ભય હશે, કારણ કે ડાકુઓ પણ પ્રજા પર ધાક બેસાડવા ઉપરાંત એમનો પ્યાર હાંસલ કરવા ઝંખતા હોય છે.

પણ પૂતલીએ આ શિરસ્તો તોડી નાખ્યો. પોતે સ્ત્રી હતી, ચંબલની ધરતી પર પેદા થનારી પહેલવહેલી સ્ત્રી-ડાકુ હતી, છતાં સ્ત્રીજાતિ તરફ સહાનુભૂતિ રાખવાને બદલે પૂતલી એમને પરેશાન કરતી. જ્યાં ધાડ પાડવા જતી ત્યાં સ્ત્રીઓને લૂંટ્યા વિના પાછી ન ફરતી. લૂંટવાની એની રીત પણ અનોખી હતી. પહાડા ઓરતોને કહેતો : 'ઉતારી દો તમારાં ઘરેણાં...' પણ પૂતલી રોકતી : 'નહીં, દાગીના ઉતારવાની જરૂર નથી.'

ઓરતોને ત્યારે આશા બંધાતી. પૂતલી પોતે સ્ત્રી છે એટલે સ્ત્રીઓને કેમ લૂંટે ? પણ ના, પૂતલી સ્ત્રી પ્રત્યેનો તેનો તિરસ્કાર વ્યક્ત કરવા માગતી હતી. તેની આંખોમાં એ વખતે વિચિત્ર ઝનૂન પ્રગટી જતું. હોઠ પર ક્રૂર હાસ્ય ફરકી જતું. એક હાથમાં બંદૂક પકડી પૂતલી ધીમેધીમે આગળ વધતી. સામે ઊભેલી ઓરત ખમચી પાછળ હઠી જતી, ભીંત-લગોલગ થઈ જતી. પૂતલીનો ચહેરો વિકરાળ સ્વરૂપ ધારણ કરતો ત્યારે સ્ત્રીના હોશકોશ ઊડી જતા. જમણા હાથે પકડેલી બંદૂક ડાબા હાથમાં પકડી લઈ પૂતલીનો જમણો પંજો તેની ડોક તરફ ફેલાતો. શ્વાસ અધ્ધર રાખી ડોળા ફાડીને સ્ત્રી ધ્રૂજવા માંડતી : શું એ ગળચી દાબી દેવા માગે છે ? જાન લૂંટી લેવા ચાહે છે ?

પૂતલીનો પંજો ડોક પર ઝાપટ મારતો. સૌભાગ્યની નિશાની જેવું મંગળસૂત્ર કે સોનાનો હાર એકઝાટકે ઝૂંટવી લેતી. પછી ભયાનક અટ્ટહાસ્ય કરતી સ્ત્રીના કાન તરફ હાથ લંબાવતી. કાનમાં લટકતાં ઘરેણાંને પોતાના અંગૂઠા અને આંગળી વચ્ચે દબાવી દાંત ભીંસીને ખેંચતી. કાળજું ચીરી નાખે એવી ચીસ સાથે સ્ત્રીના કાનની બુટ ચિરાઈ જતી. ઘરેણું પૂતલીના હાથમાં આવતું અને સ્ત્રીની આંખો આંસુથી ઊભરાઈ જતી. કાન પાસેથી લોહી દડી જતું. જોનારાઓ સૌ ધ્રૂજી ઊઠતા પણ પૂતલી ચમકતી આંખે કાનમાંથી ઝૂંટવેલું ઘરેણું જોઈને હરખાતી. ફરી તેનો હાથ બીજા કાન તરફ લંબાતો ત્યારે પેલી સ્ત્રી આજીજી કરતી. હાથ જોડતી, તેને રોકવા મથતી, પોતાના હાથે કાનમાંથી ઘરેણું ઉતારી દેવા તૈયાર થતી, પણ પૂતલીને ઘરેણાંની ક્યાં લાલચ હતી ? એને તો ઓરતને સતાવવાની, રિબાવવાની રાક્ષસી વૃત્તિને સંતોષવી હતી, સ્ત્રીજાતિ તરફ ઘૃણા વ્યક્ત કરવી હતી. સ્ત્રીના ઊંચા થયેલા હાથને બંદૂકની નાળથી રોકી પૂતલી બીજા કાનની બુટ પણ ચીરી નાખતી. તીણી ચીચિયારીથી ઘરનું વાતાવરણ કંપી ઊઠતું અને પૂતલી સાથીઓને લઈ બહાર નીકળી જતી.

પૂતલી ઓરતો પર આવો અત્યાચાર શું કામ કરતી ? સ્ત્રીઓને રંજાડવામાં એને મજા કેમ પડતી ? આનો જવાબ કોણ આપી શકે ? કદાચ પૂતલીમાં રહેલી તવાયફ સ્ત્રીઓને ધિક્કારતી હોય. પુરુષો તવાયફને બીજાનાં ઘર ઉજાડનારી બજારુ ઓરત કહીને વગોવતા હોય છે. પૂતલીને સ્ત્રીઓની આંખોમાં અત્યાર સુધી પોતાના પેશા માટેની નફરત જોવા મળી હતી. સ્ત્રી-સમાજમાં ક્યારેય તેને સ્થાન સાંપડ્યું નહોતું. ઘણી વાર જમીનદારને ત્યાં નાચવા-ગાવા જતી ત્યારે ઠાકુરણો

એનું મોં જોવા રાજી નહોતો એ પૂતલી કેમ ભૂલી શકે ? પૂતલીને એવા પ્રસંગો પણ યાદ છે જ્યારે મોટા ઘરની સ્ત્રીઓએ તેના તરફ મોં મચકોડ્યું હોય, સૂગ દેખાડી હોય અથવા તો ટોણા માર્યા હોય : રાંડ પૈસા ખાતર જોબનનું લિલામ કરે છે ! પરાયા પુરુષોની મતિ ભ્રષ્ટ કરે છે... આ શબ્દો અને એ વર્તાવ પૂતલીને સદાય ખટક્યા કરતા. વેશ્યા, તવાયફ, બજારુ ઓરત એ બધાં વિશેષણો તેને શૂળની જેમ ભોંકાતાં. આના કારણે ગૃહિણીઓ માટે મનમાં વેરવૃત્તિ પોષાવા લાગી. પુરુષો તરફથી તેને 'પ્યાર' મળતો, પેટગુજારાનો આધાર મળતો, પણ સ્ત્રીઓ પાસેથી નફરત સિવાય બીજું કાંઈ મળ્યું નહોતું... એટલે જ કદાચ પૂતલી સ્ત્રીઓને સતાવવામાં ઉત્તેજના અનુભવતી હોય, એમની ચીસમાં એને આનંદ સાંપડતો હોય, એમની બેઇજ્જતીથી ખુશી ઊપજતી હોય...

દિવસેદિવસે પૂતલીની ફરિયાદ વધવા લાગી. પોલીસખાતામાં પૂતલીના નામની ફાઈલમાં અપરાધોના કાગળો વધતા ગયા. તેના માથે ઇનામ બહાર પડ્યું. પૂતલી વધારે વીફરી અને પોલીસ વધારે અકળાવા લાગી. લોકોને રંજાડનાર પૂતલીના ઘર તરફ પોલીસના પગ વળ્યા. દરવાજે ટકોરા પડ્યા.

'કોણ ?' સ્ત્રીનો ધ્રુજારીભર્યો અવાજ સંભળાયો.

'દરવાજો ખોલો.' આવનારે બારણાની સાંકળ વધુ જોરથી ખખડાવી. તેમાં અધીરાઈ સાથે સખતાઈ પણ હતી.

પૂતલીની બહેન તારાએ બારણાં ઉઘાડ્યાં. સામે ખાખી વેશમાં ઊભેલા ઉપરીને જોઈ તે સહેજ પાછળ હઠી ગઈ. ચહેરા પર અણગમો દેખાયો - ફરી પાછી આફત આવી અને તે પણ આવા કટાણે !

પોલીસ આવકારની રાહ નથી જોતી, જાકારાની પરવા નથી કરતી. હડસેલો મારી બંને દરવાજા ખોલી ફોજદાર અંદર ધસી આવ્યા. પાછળ ચાર-પાંચ પોલીસો પણ હતા.

અસગરીબાઈએ પૂતલીની દીકરી તન્નોને ગોદમાં ખેંચી લીધી. તેના ચહેરાની કરચલીઓમાં નારાજી ગૂંથાઈ ગઈ. ટાણેકટાણે પોલીસ આવતી, પરેશાન કરીને ચાલી જતી, પણ એ અર્ધા કલાકની સતામણીનાં અડપલાં અસગરીબાઈને કાળજે નવા કાપા પાડી જતાં.

'ઝડતી લેવા આવ્યા છીએ.' પોલીસ-ઉપરીએ દેખાવ ખાતર આજુબાજુ નજર કરીને કહી નાખ્યું. હુકમનામું બતાવવાની જરૂર નહોતી; એમના પોશાકનો ખાખી રંગ અને કમરપટ્ટાનું ચકચકિત બકલ બધા જ હક્કોના પરવાના જેવાં હતાં. અસગરી કે તારા એમ પૂછી ન શકી કે ઝડતી લેવા માટે સવાર સુધી રાહ જોઈ શકાય એવું નહોતું ? આવી ટાઢમાં અમને દુઃખી કરવા શું કામ આવ્યા ?

'ચાલો, તમે બધાં બહાર નીકળી જાઓ.' હુકમ છૂટ્યો.

'અમે અહીં ખૂણામાં બેસી રહીશું. તમતમારે તલાશી લઈ લો.' અસગરીબાઈએ નરમાશથી

કહ્યું. પોલીસ સામે સખતાઈ વાપરવાના ગેરલાભ તે જાણી ચૂકી હતી. તેમને ભાઈ-બાપા કરીને, લાચારી દેખાડીને, વિનવણી કરીને જ કાંઈક રહેમ મેળવી શકાય છે એ પાઠ તે શીખી ગઈ હતી.

'નહીં, તમે લોકો અંદર હો તો તલાશી લેવાનું ફાવે નહીં.' ફોજદારે ગણકાર્યા વિના કહી દીધું : 'પાછા લોકો એમ કહેશે કે બંધબારણે અમે તમારી છેડતી કરી.'

આમ કહીને કેવું ખંધું હસ્યો હતો એ !

અગસરીબાઈને જાળ લાગી : શરીરની છેડતી તો અમે હસતાંહસતાં ખમી ગયાં છીએ, પણ મનની આ રિબામણી સહેવાતી નથી... આવું કાંઈક એની જબાન પર આવ્યું, પણ તેને બદલે બીજું જ કહ્યું : 'બંહાર બટકાં ભરે એવી ટાઢ છે. આ નાની છોડી ઠૂઠવાઈને ઠીકરું થઈ જશે...'

પણ પોલીસને એ જ જોઈતું હતું. અસગરીના ઘરમાં નહીંતર ઝડતી લેવા જેવું શું હતું ? ચોવીસે કલાક આ ઘર પર પોલીસના બાતમીદારોનો જાપ્તો હતો. કોઈ વાર પૂતલી તન્નોના ખબર પુછાવવા માટે માણસને મોકલે તો તેનો પીછો કરી ટોળીનો પત્તો જાણી લેવાય એ માટે ઘેર આવતા-જતા દરેક પર કડી નજર રહેતી, પછી જડતી લેવાનું કારણ ક્યાં કહ્યું ? આ તો બધાં બહાનાં હતાં - પૂતલીના ઘરનાંને તંગ કરવાના ઉધામા હતા.

અસગરીબાઈએ ઊંઘતી તન્નોને ઊંચકી લીધી. પછી ધાબળો વીંટીને બહાર નીકળવા જાય છે ત્યાં ફોજદારે ધાબળાનો છેડો ખેંચ્યો : 'એ અહીં જ રાખતી જા.'

અસગરી ધ્રૂજી ઊઠી. તેનાથી સહેજ ઊંચા સાદે બોલી જવાયું : 'તમે શું કરવા અમારી પાછળ પડ્યા છો ?'

તારા વચ્ચે પડી : 'અમ્મી, આપણી કોઈ વાત એમના બહેરા કાને સંભળાવાની નથી. મૂકી દે ધાબળો. ભલે એની પણ ઝડતી લઈ લે... કદાચ એમાં હીરા ટાંગેલા હોય તો એમને મળી જાય.'

દાઝમાં બબડતી તારા માનું બાવડું પકડી તેને બહાર ખેંચી ગઈ. પણ ઉંબરો ઓળંગીને ખુલ્લામાં આવ્યાં ત્યાં કાયા ધ્રૂજવા માંડી. બહાર ઠંડો પવન ફૂંકાતો હતો.. અસગરીના ખભે માથું ટેકવીને સૂતેલી તન્નો ટાઢથી ઝબકીને જાગી ગઈ. અસગરીએ માસૂમ પોતીની છાતીસરસી ચાંપી દીધી - પોતાના શરીરની હૂંફ આપવા માટે... પણ હવે એની કૃશ કાયામાં એટલી ગરમી ક્યાં રહી હતી ! ઘરની સામે એક ઝાડના થડના ટેકે મા-દીકરી ઠૂંઠવાતાં બેસી રહ્યાં, પોલીસને શાપ આપતાં, ગાળો બકતાં અને વચ્ચેવચ્ચે પૂતલીને પણ ઠપકો આપતાં. કડકડતી ટાઢમાં એમને ત્યાં જ સવાર પાડવી પડી.

મળસકે ફોજદારે પગથી તેને ઢંઢોળીને કહ્યું : 'ઝડતી લેવાઈ ગઈ. હવે તારું ઘર સંભાળી લે.'

અસગરીની જબાને એક ગંદી ગાળ આવી ગઈ, પણ એ ઉચ્ચારવાની હિંમત ન ચાલી, એટલે જમીન પર વાસી થૂંકની પિચકારી ફેંકી ઊભરો ઠાલવી દીધો.

જતાં જતાં ફોજદાર દાઢમાં બોલતા ગયા : 'તારી દીકરી નિર્દોષ લોકોને સતાવે છે એનો બદલો તમારે ચૂકવવાનો રહેશે. એ યાદ રાખજો !' પછી દાંત ભીંસીને ઉમેર્યું પણ ખરું : 'આ તો હજુ શરૂઆત છે.'

પોતાની મા, બહેન અને દીકરીને પોલીસો બૂરી રીતે પરેશાન કરી રહ્યા છે એ બાતમી મળી ત્યારે પૂતલી ધૂંઆપૂંઆ થઈ ઊઠી : 'એ કુત્તાઓ મારી સામે શું કામ નથી આવતા ? કાયરો એમને પરેશાન કરી મને તાબે કરવા માગે છે !'

ગુસ્સાથી પૂતલીનાં લમણાંની નસો ખેંચાતી દેખાઈ. ચહેરો લાલઘૂમ થઈ ગયો. પહાડાએ તેને ટાઢી પાડી : 'પૂતલી, આપણે એનો જડબાતોડ જવાબ આપીશું, ઉપરાઉપરી ત્રણ-ચાર ધાડો પાડીને એમને તંગ કરી દેશું.'

'એ વિચાર મનેય આવ્યો હતો.' પૂતલી હોઠ કરડીને બોલી : 'પણ એથી તો મારી મા-બહેનને આ કુત્તાઓ વધુ સતાવશે. મારે તો એવું કરવું છે કે પોલીસવાળા ફરી મારા ઘર તરફ પગ ન ઉપાડે !'

પહાડા સમજી ગયો. પૂતલીને ખુશ રાખવા માટે તે કોઈ વાતે પાછી પાની કરવા નહોતો માગતો. હવે પૂતલી એની સાથે હેત-પ્રીતથી વાતો કરવા માંડી હતી. બંને વચ્ચેનું અંતર ઘટવા લાગ્યું હતું. સાથે બેસીને શરાબ પીવાનુંય બનતું. કોઈક વાર દિલ બહેલાવવાની પૂતલીની ઇચ્છા પ્રકટ થઈ જતી. હવે એક ધક્કાની જરૂર હતી – પૂતલીને પોતાની કરી લેવા માટે.

'તો એ કામ હું કરીશ, પૂતલી !' પહાડાએ જુસ્સાભેર કહી દીધું : 'થોડા દિવસમાં એ ફોજદાર સાથે હિસાબ ચૂકતે થઈ જશે.'

'હું પણ તારી સાથે આવીશ.'

'નહીં, પૂતલી, એ કામ મને કરવા દે.' પહાડાએ બહુ લાગણીવશ થઈને કહ્યું : 'હું એની જે હાલત કરવા માગું છું તે પુરુષોની હાજરીમાં જ થઈ શકશે.'

'એટલે ! તું મને હજુ ઘરરખ્ખુ સ્ત્રી માને છે ?' પૂતલીએ રોષમાં કહ્યું, પણ એમાં લાડનો રણકો હતો : 'હું અર્ધી મરદ જેવી થઈ ગઈ છું.'

'છતાંય ઓરત છો - મારા જેવાને જેને ખાતર મરી ફીટવાનું મન થાય એવી બહાદુર ઓરત !'

પહાડાએ પોતાનો પ્યાર ઉછાળ્યો. પૂતલીને એ ખુશામત ગમી હોય તેમ આછું મલકી, શરારતભરી નજરે તેની સામે જોયું : 'કેમ, દાનત બગડતી જાય છે તારી ?'

પહાડાએ તેના ગાલ પર હળવી ટપલી મારી : 'આગ પાસે રહીને દાઝ્યા વગર થોડું રહેવાય ?'

'તે પહેલાં તું મારી દાઝ ફોજદાર પર ઉતારી આવ.' પૂતલીએ આડકતરો પ્રસ્તાવ મૂક્યો

અને પહાડા ખુશ થતો ઊપડ્યો. જતાંજતાં તેણે બંદૂકની નાળને ચુંબન કરી પૂતલી તરફ એક સ્મિત ફેંક્યું.

ફોજદારને સાણસામાં લેવા માટે પહાડાને ચારપાંચ દિવસ તપ કરવું પડ્યું. ગામમાં જવામાં જોખમ હતું. પહાડા પૂતલીનો પ્યાર હાંસલ કરવા સાહસ ખેડતો હતો, પણ જાન ગુમાવવાની હદે જવા નહોતો માગતો. જીવતા રહીને તેને પૂતલીનો સંગ કરવો હતો, જુવાનીનો રંગ માણવો હતો... એટલે ફોજદારને સલામત રીતે સપડાવવાની તરકીબ તેણે અજમાવી.

બરબાઈ ગામની નજીકના એક ગામડામાં તેણે બનાવટી મારામારી કરાવી. પંચના કાગળિયા કરવા ફોજદારને આવવું જ પડશે એવી અટકળ સાચી ઠરી. પહાડાએ બાતમી મેળવી લીધી હતી કે ફોજદારસાહેબ આવા કંટાળાજનક કામ પછી ગામના કોઈ આગળ-પડતા માણસને ત્યાં ખાણીપીણી માટે રોકાતા હોય છે. તે આ મોકા માટે બપોરથી ટાંપીને બેઠો હતો. ચારપાંચ સાથીઓને ભેગા રાખ્યા હતા, જેથી અથડામણ થાય તો હરકત ન આવે.

ફોજદાર ધાર્યા કરતાં વહેલા કંટાળ્યા. પાછળની વિધિ પોલીસોનો સોંપી હળવા થવા તેઓ ગામના મુખીને ત્યાં ઊપડ્યા. શરાબના ઘૂંટ સાથે પોંકની ઉજાણી કરવા બેઠા ત્યારે સાંજ પડવા આવી હતી. હજુ શરીરમાં પૂરો ગરમાવો આવ્યો નહોતો ત્યાં ખેતર વચાળેથી પાંચ ઘોડેસવાર ધસી આવ્યા. તાકેલી બંદૂકે બધાને હેબતાવ્યા. ફોજદારસાહેબની બંદૂક જરા છેટે પડી હતી.

‘ખબરદાર ખાખી કપડાંવાળા ! જરાય હિલચાલ કરીશ તો એકીસાથે પાંચ ગોળીએ ધરબાઈ જઈશ !’ કહીને પહાડા નીચે કૂદ્યો. બધાના હોશકોશ ઊડી ગયા. મુખીનો ચહેરો ઊતરી ગયો.

‘બીજા કોઈએ ગભરાવાની જરૂર નથી.’ પહાડાએ ધરપત આપી : ‘અમારે તો ફોજદારનું જ કામ છે.’

એટલી વારમાં ફોજદારની પીઠ પર પસીનાના રેલા દડવા લાગ્યા. ખાખી ખમીશ ભીંજાઈ ગયું. મોત હવે પંદર ડગલાં છેટે હતું. બંદૂક હાથ કરવાથી ઇચ્છા જાગી, પણ ત્યાં સુધીમાં પહાડા નજદીક પહોંચી ગયો હતો.

‘બહુ ગભરાઈ ગયા, ફોજદારસાહેબ !’ પહાડાએ ક્રૂર મજાક છેડી : ‘તમને એમ જલદી મોક્ષ નહીં મળે. પૂતલી પાસે તમારી ખાતરબરદાસ્ત પામીને છુટકારો પામશો.’

પછી બંદૂકની નાળ તેના ખભા પર ટેકવીને ત્રાડ નાખી : ‘ઊઠ, બેવકૂફ ! પૂતલીની મા-બહેનને અર્ધી રાતે રસ્તે ઠાર્યાં તે યાદ છે ને !’

ફોજદારને ખાટલા પરથી ઊઠતાં ભારે કષ્ટ પડ્યું. પહાડાએ બંદૂકથી એક હડસેલો માર્યો : ‘ચાલ, જલદી ઘોડા પર ચડી જા.’

નજીકના ઘોડેસવાર ડાકુએ ફોજદારને હાથ આપ્યો. ફાંસીના માંચડે ચડતા હોય એવી કંપારી સાથે ફોજદાર ઘોડાની પીઠ પર ગોઠવાયા. પહાડાએ પોતાના ઘોડા પર જગ્યા લીધી

પછી મુખીને સંભળાવ્યું : 'કહી દેજો પોલીસ-કુત્તાઓને કે તમારા સાહેબને પૂતલીના સાથીઓ ઉઠાવી ગયા છે. જે કોઈ પૂતલીના ઘર પર આંખ માંડશે તેના આવા જ હાલ થશે.'

અને ધૂળ ઉડાડતા ઘોડાઓ ઘેરાતા અંધારામાં અદશ્ય થઈ ગયા.

પહાડાએ પડાવની નજદીક જ ચંબલની કોતરો વચ્ચે ફોજદાર પર જે અત્યાચાર ગુજાર્યો તે કાળજું થથરાવી નાખે એવો ભયાનક હતો. ફૂંફાડા મારતા શિયાળાના કાતિલ પવનમાં ફોજદારને નવસ્ત્રો કરી ધ્રુજાવ્યો, મોતના ભયથી રિબાવ્યો, તેના શરીર સાથે થાય એટલાં ઘાતકી અડપલાં કર્યાં, જેથી એની ચીસો પૂતલીને સંભળાય અને એનું વેર-તરસ્યું દિલ ટાઢક અનુભવે...

પહાડાએ 'પરાક્રમ' કર્યું અને પૂતલીએ વાયદો પાળ્યો.

વેરાન ચંબલમાં ફોજદારની નગ્ન લાશને રાની પશુઓ ચૂંથી રહ્યાં હતાં ત્યારે પહાડા અને પૂતલી જુવાનીની ઉજાણી માણવામાં મશગૂલ બની ગયાં હતાં. સુલ્તાનાનો વિરહ પહાડાની હૂંફમાં પૂતલી ઓગાળી રહી હતી.

કલ્લો મોડો પડ્યો. પૂતલીના પડાવ પર પહોંચવામાં કોઈ વિઘ્ન તેને નડ્યું નહીં. સુલ્તાનાના કાતિલ તરીકે કોઈએ નફરત દેખાડી નહીં. પૂતલીએ પણ તેને હોંશથી આવકાર્યો. હા, પહાડાએ તેના આગમનનું રહસ્ય જાણવા અધીરાઈ દેખાડી. એ સિવાય કલ્લાને બધું 'જેમનું તેમ' લાગ્યું.

'લાખને સંદેશો મોકલ્યો છે.' એમ કહીને પૂતલી સાથે એકાન્તમાં વાત કરવાનો તેણે મોકો પણ સાધી લીધો. પહાડાને દૂર હઠવું ન ગમ્યું, છતાં પૂતલીને નારાજ કરવાનું પણ ન રુચ્યું, એટલે તે બીજા ડાકુઓ સાથે મસલત કરવાને બહાને ત્યાંથી ખસી ગયો.

કલ્લો ઘણી વાર સુધી પૂતલીને જોતો રહ્યો. પૂતલીના ચહેરા પર પહેલાં જેવો ઉજાસ નહોતો. કાયા પણ થોડી કરમાઈ ગયેલી દેખાઈ. એ સુલ્તાનાના મોતનું પરિણામ હતું કે પોતાની જુદાઈનું કારણ હતું ? કલ્લો નક્કી ન કરી શક્યો. પૂતલી પણ ધારીધારીને તેને જોતી હતી - ઘણા વખતે મનગમતા મરદને નિરાંતે નિહાળવાવો લ્હાવો માણતી હોય તેમ...

'પૂતલી, તારા વગર બેચેન રહ્યો ! આટલા વખત સુધી...' કલ્લાને અટકવું પડ્યું.

પૂતલીએ સ્મિત ફરકાવ્યું : 'તો તને અહીં આવતાં કોણ રોકતું હતું ?'

'લાખનની દોસ્તી !' કલ્લાએ ઝડપથી મુદ્દો પેશ કરી દીધો : 'ન તો હું તારી જુદાઈ સહી શકું, ન હું એને છોડી શકું.'

'છતાં એને છોડીને આવ્યો.' પૂતલીએ ગુમાનભેર કહ્યું.

'ના, તને લેવા આવ્યો.' હવે કલ્લો નજીક સરકીને કહેતો હતો : 'આપણે બધાં એક થઈ જઈએ તો જુદાઈનું દુઃખ ટળી જાય.'

પૂતલી ખડખડાટ હસી પડી. કલ્લો ચોંક્યો. તે તાજુબી સાથે પૂતલીને જોતો રહ્યો - સાંભળતો રહ્યો.

'કલ્લા ! તું મોડો પડ્યો. થોડા દિવસ મેં તને બહુ સંભાર્યો હતો. હવે હું મારી ટોળીની રાણી મટીને લાખનની ટોળીને તાબેદાર નહીં બની શકું.' બેધડક કહેતી હતી એ : 'તારે આવવું હોય તો તું લાખનને છોડીને આવી જા અમારી સાથે.'

કલ્લો જવાબ ન આપી શક્યો.

થોડી વારની ખામોશી બાદ પૂતલીએ બીજો આંચકો આપ્યો એને :

'અને કલ્લા, હજુ ચાર મહિના તારે જુદાઈ વેઠવી પડશે. હું મા બનવાની છું – પહાડાના સંતાનની મા...'

ઝાટકો લાગ્યો હોય તેમ કલ્લાના ચહેરાનો રંગ પલટાઈ ગયો. તેના દાંત ભીંસાયા અને બીજી જ પળે પાછા છૂટા પડી ગયા. ના, એમાં પૂતલીનો શો કસૂર ? પોતે જ વિચાર કરવામાં મોકો ગુમાવી બેઠો હતો. પૂતલી તો હજુય તેને સમાવી લેવા તૈયાર હતી, પણ તો પછી પહાડાનું શું ?

પૂતલી જાણે એનું મન પારખી ગઈ હોય તેમ બેધડક બોલી ગઈ : 'હું એક વાત શીખી ગઈ છું, કલ્લા ! મરદ સાથે દોસ્તી બાંધવી પણ એની ગુલામી ન વેઠવી. એ સમજૂતીથી પહાડાનો સંગ મેં કર્યો છે. તું આવવાનો હો તો એ સમજીને આવજે.'

પૂતલી કેવી શરત કરી રહી હતી ! કલ્લાને આ ખટકો લાગ્યો, પણ પૂતલીની નિખાલસ વાત પર તે રોષ ન કરી શક્યો. ગમે તેમ તો એ ચંચળ ઓરત હતી, હવે તેના હાથમાં બંદૂક આવી હતી. ડાકુજીવનનાં જોખમો વચ્ચે એ આઝાદ જીવન જીવવા ઝંખતી હોય તો એમાં પોતે કેમ વાંધો લઈ શકે ? મરદની સમોવડી થઈ શકે એવી હિંમત એણે દાખવી હતી, તો હવે તેને મરદની જેમ પોતાના જીવનની મુખત્યાર રહેવાનનો હક્ક પણ હતો.

પૂતલીનો સાથ મેળવવો હોય તો એટલી બાંધછોડ કર્યે જ છૂટકો... લાખનને છોડવા પણ તેણે તૈયાર રહેવું પડશે. પણ હજુ ઉતાવળ કરવી નથી. પૂતલીને મા બની જવા દે. ત્યારબાદ ફરી એને મળવા આવીશ. એ વખતે પણ પૂતલી જો હાથ લંબાવશે તો બેધડક ચાલ્યો આવીશ - આવા તર્કવિર્તક સાથે કલ્લો ત્યાંથી નીકળી ગયો.

*

સુરેન્દ્ર !... સુરેન્દ્ર... સુરેન્દ્ર !

પૂતલી આ નામ કલાકમાં સોએક વાર રટી ગઈ હશે. પુત્રનો જન્મ થયો ત્યારથી એ સારું નામ શોધતી હતી. દીકરો પહાડાનો હતો એટલે હિન્દુ નામ પાડવાનું હતું, પણ પૂતલીને 'સુલ્તાના' નામ સાથે એવી માયા બંધાઈ ગયેલી કે દીકરાના નામમાં એની યાદ જોડી દેવી હતી. આખરે સુરેન્દ્ર નામ જડી ગયું અને જચી પણ ગયું.

દીકરો જન્મ્યો ત્યારે બીજી એક વાત પણ પૂતલીએ નક્કી કરી રાખી : 'હવે આને હું મારાથી અલગ નહીં થવા દઉં.' સુલ્તાનાથી થયેલી દીકરી તન્નોને માને સોંપી આવ્યા પછી તેને ઘણી વાર પસ્તાવો થતો. જીવ દીકરીમાં ચોંટી રહેતો. પોતે તો ક્યારેય બરબાઈ ગામે જઈ શકતી

નહીં. બે મહિને, ચાર મહિને ખબર આવતા : તન્નો હવે ચાલતાં શીખી ગઈ, તેને બોલતાં આવડી ગયું, હવે તો નાની કે માસીની આંગળી ઝાલીને બજારે જાય છે. પૂતલી આ બધું સાંભળતી ત્યારે દીકરીને જોવા-રમાડવા માટે મન વિહ્વળ થઈ ઊઠતું. ઘણી વાર તે છાનીમાની રડી લેતી. એટલે જ હવે નક્કી કર્યું કે સુરેન્દ્રને પોતાની નજર સામે જ ઉછેરવો : તન્નો દીકરી હતી, જ્યારે આ તો દીકરો છે. મોટો થઈને પડખે ઊભો રહેશે.

પહાડા પણ આથી ખુશ થયો. પૂતલી પોતાના સંતાનની મા બની એટલે હવે કાયમને માટે પોતાની જ બની રહેવાની એવી ધરપત અનુભવી. તેમાં વળી છોકરાને સાથે રાખવા માગે છે એથી પૂતલી પર એના છોકરાના બાપ તરીકે કાયમનો હક્ક જળવાઈ રહેશે. હવે કલ્લો ક્યારેય વચ્ચે નહીં પડી શકે.

પહાડાએ પૂતલી પર એ હક્ક બજાવવાની શરૂઆત પણ કરી દીધી. શરૂશરૂમાં પૂતલીએ સાંખી લીધું, પણ જ્યારે તેને ભાન થયું કે પહાડા તેના પર મરદની જોહુકમી ઠોકી બેસાડવા માગે છે ત્યારે એ વીફરી. બંને વચ્ચે ચકમક ઝરવા લાગી, ઝઘડો થવા માંડ્યો.

છ મહિનાના છોકરાને લઈ પૂતલી ચંબલની કોતરમાં ટોળી સાથે રઝળપાટ કરવા લાગી. ધાડ પાડવામાં મોખરે રહેવા માંડી. પહાડા તેને સમજાવતો : તું બહુ શ્રમ કરવો રહેવા દે. તારી સાથે આ કુમળા બાળકને પણ ટાઢ-તડકો વેઠવાં પડે છે. ચાર-છ મહિના કોઈ સલામત સ્થળે રહીને આરામ કર. સુરેન્દ્રને ઉછેર. હું તને અવારનવાર મળવા આવીશ. ખબર-અંતર પૂછી જઈશ...

પણ પૂતલી શેની માને ! તેને એમાં પહાડાની ચાલાકીની ગંધ આવી. એમ કરીને આ મરદ મને ઘરરખ્ખુ સ્ત્રી બનાવી દેવા માગે છે, ટોળી ઉપરનો કાબૂ મારી પાસેથી પડાવી લેવા માગે છે. પૂતલીએ પહાડાની ઇચ્છા ઠુકરાવી દીધી : 'હું ડાકુરાણી મટીને તારી રખાત નથી બનવા માગતી, પહાડા ! ફરી આવી વાત ઉચ્ચારીશ નહીં.'

બંને વચ્ચે અણબનાવ એટલો બધો ઉગ્ર બનતો ગયો કે પોલીસ સાથેના ધિંગાણામાં પહાડા ઠાર થયો ત્યારે કેટલાક સાથીઓ અંદરઅંદર ગુસપુસ કરવા લાગ્યા : 'પોલીસની ગોળી પહાડા સુધી પહોંચી શકે એમ નહોતી. પૂતલીએ જ એને ઠાર કરી રસ્તામાંથી કાંટો કાઢી નાખ્યો.'

સુરેન્દ્ર 'બાપુ' બોલતાં શીખે એ પહેલાં જ એનો બાપ પહાડા મરી પરવાર્યો.

પહાડાના મોતના ખબર મળ્યા અને કલ્લો હાજર થયો : 'પૂતલી, લાખનને છોડીને આવ્યો છું – કાયમને માટે.'

પૂતલીએ તેને પોતાના દિલમાં જડી લીધો. સુલ્તાના જેવો જ બળવાન હતો કલ્લો ! તેના બાહુપાશમાં પૂતલીને જૂવાનીનો નશો ચડી જતો. કલ્લાએ પહાડાના દીકરા સુરેન્દ્ર પર પોતાના સગા બેટા જેવું વાત્સલ્ય વરસાવ્યું એથી પૂતલી ખુશ થઈ. શું પૂતલીને જાણ નહીં હોય કે જેનું પોતે પડખું સેવે છે એ કલ્લાના હાથે જ સુલ્તાના ઠાર થયો હતો ? કે પછી ખબર હતી છતાં તેણે કલ્લાને અપનાવી લીધો ?

પૂતલી સદાય રહસ્યમય રહી હતી. તેનો આત્મા હંમેશાં તડપતો રહ્યો હતો. સમાજ સામે કે પોલીસ ઉપર વેર વાળવા માટે તે ધાડો પાડતી, અત્યાચારો ગુજારતી અને હત્યાઓ પણ કરતી, છતાં મનને શાંતિ ન સાંપડતી. ક્યારેક એને થતું કે કારણ વિના પોતાની જિંદગી ફંટાઈ ગઈ છે. સુલ્તાના એને શું કામ આ રસ્તે ખેંચી લાવ્યો ?

વારંવાર તેનો મિજાજ છટકી જતો. ડાકુની કઠોર જિંદગીમાં એની જુવાની શોષાઈ રહી, છતાં એ સુંદર દેખાવાના ફાંફાં મારતી. પુરુષ-પોશાકમાં રહેવા છતાંય તે લિપસ્ટિક લગાડતી ! માતા હોવા છતાં કોઈ બાળકના બાપને ઠાર કરી તેને અનાથ બનાવતાં અચકાતી. નહીં... આમ જોવા બેસો તો પૂતલી પાર વિનાના વિરોધોથી ભરેલી હતી.

કલ્લો પૂતલીને ખરા દિલથી ચાહતો હતો તોપણ પૂતલી એકાદ મહિનો તેનાથી અલગ થઈને રૂપા સાથે રહેવા ચાલી ગઈ. રૂપાએ તેને ઉમળકાભેર આવકારી. ગમે તેમ તોય એ સુલ્તાનાની ઓરત હતી ને ! રૂપો એને કેમ જાકારો આપી શકે ? પણ પૂતલીનો સાથ રૂપાના સાથીઓને કઠ્યો. 'આ સ્ત્રી અપશુકનિયાળ છે. જેની-જેની સાથે એ રહી તેની ખુવારી સર્જાઈ છે. પહેલાં સુલ્તાના, પછી બાબુ અને છેલ્લે પહાડા... એક પછી એક પૂતલીના આશકો મોતને ભેટ્યા હતા.'

રૂપાના સાથી લુક્કાએ બધા વતી તેને સમજાવ્યો : 'એને આપણી સાથે નથી રાખવી. આપણી વચ્ચે ફાટફૂટ પડાવશે.'

આખરે રૂપાએ સાથીઓની વાત ધ્યાનમાં લેવી પડી. તે પોતેય શુકન-અપસુકનમાં માનનારો હતો. તેણે પૂતલીને સમજાવીને રજા આપી દીધી.

પૂતલી કલ્લા પાસે પાછી ફરી. કલ્લાએ ન એને મહેણું માર્યું, ન રોષ ઠાલવ્યો... તેને બદલે હસતા મોંએ તેણે પૂતલીને આવકારી. બસ, ત્યારથી પૂતલીએ કલ્લાનો કાયમી સાથ નિભાવવાનો ફેંસલો કરી લીધો અને પૂતલી-કલ્લાની ટોળીએ વધુ ઝનૂનથી કામગીરી શરૂ કરી દીધી.

પોલીસખાતાએ પણ પૂતલીને ખતમ કરવાનો ફેંસલો કરી લીધો હતો. સબઇન્સપેક્ટર માજેકર 'ઑપરેશન પૂતલી'ની જવાબદારી લઈને રઝળપાટ કરવા લાગ્યા. કાં તો પૂતલીને ઠાર કરું યા તો ખતમ થઈ જઉં એવા ઝનૂન સાથે તેમણે પૂતલીનો પીછો પકડ્યો. ઘણી વાર તો બે-ચાર કલાક કે બે-ચાર ગાઉનું જ છેટું રહી જતું એમની વચ્ચે...

ગોરમી ગામમાં પૂતલી-કલ્લાની ટોળીએ પડાવ નાખેલો. સૂરજ લીલા સંકેલવાની તૈયારીમાં હતો. કલાક-બે-કલાક વિસામો લઈને અંધારું થયા પછી આગળ વધવાનું હતું. જે તરફ જવું હતું ત્યાં એક સાથીને અગાઉથી રવાના કરી દીધો - એ બાજુ પોલીસનો પડાવ તો નથી ને એની ખાતરી કરવા માટે... એ ખબર લઈને આવે પછી આગળ વધવાનો ઇરાદો હતો.

અને સન...ન...ન કરતી ગોળી ધસી આવી. જરાક માટે પૂતલીનું નિશાન ચુકાઈ ગયું. બધા ચોંક્યા, ગભરાયા અને સાબદા થયા. પૂતલીએ ઝડપથી એક વરસના સુરેન્દ્રને પડખામાં લઈ આડશ પકડી લીધી. ડાબા હાથમાં સુરેન્દ્ર અને જમણા હાથમાં બંદૂક પકડીને પૂતલી વળતા જવાબ આપવા માંડી. ગોરમી ગામની ધરા ધ્રૂજી ઊઠી. લોકો ફફડી ઊઠ્યા.

માજેકર હિંમતભેર આગળ ધપંતા હતા. કમનસીબે પોલીસની સંખ્યા પાતળી હતી. તેમણે ટુકડીને બે-ત્રણ ભાગમાં વહેંચી લઈ જુદાજુદા રસ્તે રવાના કરેલી, નહીંતર આખી ટોળીને અત્યારે ઘેરી શક્યા હોત. પણ અત્યારે અફસોસ ક્યાં કરવો ? જીવન-મરણનો ખેલ ખેલી નાખવાનો હતો - કોણ જાણે ફરી પૂતલીનો ક્યારે ભેટો થાય ? અંધકાર ઘેરાય અને ડાકુઓ સરકી જાય એ પહેલાં તેમને ખેલ પૂરો કરી લેવાનો હતો.

પૂતલી પર નજર રાખીને માજેકર એક પછી એક આડશ પકડતા આગળ વધતા હતા. વચ્ચેવચ્ચે ટ્રિગર દબાવી પૂતલી તરફ ગોળી વીંઝતા જતા. પૂતળી બેવડા ઝનૂનથી તેનો જવાબ આપતી. તેને અત્યારે પોતાના જાન કરતાં દીકરાના જીવની ફિકર વધુ હતી. અંધારામાં એ જો વિખૂટો પડી જાય તો પોતે છટકી ન શકે. ગોળીઓની રમઝટમાં નાનકડો સુરેન્દ્ર વચ્ચે-વચ્ચે ચીસ પાડી ઊઠતો. માજેકરને નિશાન લેવા માટે અવાજ સંકેતરૂપ થઈ પડતો.

બે કોતરોની આડશ વચ્ચેથી પૂતલીએ ડોક ઊંચી કરી એ જ વખતે માજેકરે નિશાન લીધું. પૂતલીએ કોતર પાછળ મોં સંતાડી દઈ ટ્રિગર દબાવી, પણ એ મોડી પડી. માજેકરની બંદૂક વહેલી ગર્જી ઊઠી. તેમનું નિશાન સચોટ ન થયું તેમ ખાલી પણ ન ગયું. બંદૂક ટેકવેલા પૂતલીના ડાબા બાવડામાં ગોળી ઊતરી ગઈ. તેનાથી ચીસ નંખાઈ ગઈ. ડાબા હાથમાંથી છોકરો ઊછળી પડ્યો. કલ્લાએ દૂરથી આ જોયું : 'પૂતલી ! હું આવું છું !' કહેતો એ ત્યાં ધસી ગયો.

કલ્લો પહોંચ્યો ત્યારે પૂતલી જખમાયલું બાવડું દબાવી ઊંધમૂંધ પડી હતી. જખમમાંથી ગરમાગરમ લોહીની ધાર વહેવા લાગી હતી. પીડા સહેવાતી ન હોય તેમ પૂતલી કણસતી બબડતી હતી : 'સુરેન્દ્ર ક્યાં ? કલ્લા ! એને લઈ લે !'

'પૂતલી, તને કેમ લાગે છે ?' કલ્લો ગળગળો થઈ ગયો. તેણે એનું બાવડું પકડ્યું : 'ઊભી થા...હજુ મોકો છે.'

પૂતલી મહામહેનતે ઊભી થઈ. કલ્લાના ખભા ફરતો જમણો હાથ વીંટાળી તેના ટેકે-ટેકે ચાલવા લાગી. ફરી યાદ આવ્યું એટલે અટકી : 'પણ સુરેન્દ્ર ક્યાં ?' તે આજુબાજુ આંખો ફેરવતી હતી, પણ હવે આંખે અંધારાં આવવા લાગ્યાં. બધું ધૂંધળું બની ગયું. ગોળીબાર હજુ ચાલુ હતો.

'આપણો સાથી તેને લઈ ગયો. એની ચિંતા નહીં કર.' કલ્લાએ પૂતલીને પોતાની પીઠ પર ઊંચકી લીધી અને હતું એટલું જોર અજમાવી અંધારામાં આગળ વધવા લાગ્યો.

બાવડાના જખમમાંથી વહેતા લોહીના રેલા જમીન પર ટપક્યે જતા હતા. કલ્લો શ્વાસભેર દોડ્યે જતો હતો અને પૂતલી હોશ ગુમાવતી જતી હતી.



## ૬૭

અંધકાર ઘેરો બનતો જાય છે. ચંબલની કોતરોમાં ભૂલો પડી ગયો હોય તેમ પવન હીબકાં ભરતો ઘૂમરી ખાય છે. એ સિવાય બધું જ સૂમસામ છે. વચ્ચેવચ્ચે વાંકીચૂકી કેડીઓ પરથી કલ્લાનાં ઉતાવળાં પગલાં, ઊંડા શ્વાસોચ્છ્વાસ અને પૂતલીના ધીમા છતાં દર્દનાક ઊંહકારા સંભળાઈ જાય છે. પૂતળીના જખમમાંથી વહેતું લોહી કલ્લાની છાતી પરથી દડતું જાય છે. ગરમ લોહીના સ્પર્શથી તેનાં રૂંવાડાં ઊભાં થઈ જતાં હોવા છતાં તે હિંમત અને જોશને ટકાવી રહ્યો છે. જખમી પૂતલીને કોઈ સલામત ઠેકાણે પહોંચાડવાની છે. કોને ખબર ઘા કેટલોક ઊંડો હશે ! કેવોક જોખમી પુરવાર થશે !

કલ્લાએ પૂતલીને અનેક વાર પોતાના બાહુમાં ઊંચકી હતી. પણ એ ઘડીઓ પ્યારની હતી – રોમાંચની હતી. પૂતલીની કાયા તેને હળવી ફૂલ જેવી લાગતી. પણ અત્યારે એ જ પૂતલીનો બોજ તેને હંફાવી રહ્યો હતો. પાછળ પોલીસનો ભય હતો, આગળ મોતના ભણકારા હતા.

ત્રણ-ચાર વાર પોરો ખાવા રોકાવું પડ્યું. બે-ચાર મિનિટ શ્વાસ ખાઈ લઈને ફરી તે પગ ઉપાડે છે. એક ખભે પોતાની અને પૂતલીની એમ બે બંદૂકો લટકે છે. બીજા ખભે પૂતલીને ઊંચકી છે. અંધારું વધતું જાય છે. રસ્તો દેખાતો નથી છતાં આદતના જોરે પોતે આગળ વધતો હોય છે. બે-ત્રણ ફર્લાંગ છેટે એક ગામ આવવું જોઈએ એવી ધારણા છે. જો આ અટકળ સાચી પડે તો-તો પોતે પહોંચી વળશે, પોલીસને પણ થાપ આપી શકશે.

દૂરથી દીવો કળાયો અને કલ્લાની આંખો ચમકી ઊઠી. તે બબડ્યો : 'પૂતલી, હવે થોડી જ વાર છે. સામે ઝૂંપડું દેખાય છે. બસ, થોડુંક ખમી લે...' બેહોશ પૂતલી આ કંઈ

સાંભળતી નહોતી, છતાં કલ્લો એ બહાને પોતાની જાતને ધરપત આપતો હતો – હિંમત ટકાવી રાખતો હતો.

'અરે, આ તો ગોમતી ગાંડીનું ઘર છે !' નજદીક જઈ પહોંચ્યો ત્યારે તેને ખ્યાલ આવ્યો અને ઉલઝનમાં પડી ગયો : અહીં આશરો લેવો ? કુદરત તેને અહીં લઈ આવી છે, તો એની પાછળ સારો જ ઇરાદો હોવો જોઈએ એમ મન મનાવીને તે દરવાજે ઊભો રહ્યો. આજુબાજુ નજર નાખી લીધી. ગામમાં એ છેવાડેનું ઝૂંપડું હતું. આમે તે ચંબલની કોતરોમાં અડખેપડખે ઘર ભાગ્યે જ જોવા મળે છે. બે પડોશીઓ વચ્ચે વીસ-પચ્ચીસ ગજનું છેટું પડી જતું હોય છે. તેમાં વળી આ ગોમતી ગાંડીનું ઘર – એના પડોશમાં કોણ રહે ?

પણ ગોમતી ડોશી ગભરાઈને બૂમાબૂમ કરી મૂકશે તો ? ડાહ્યાઓને તો બંદૂકની અણીએ ધમકાવી શકાય, પણ પાગલને વળી ભય શેનો ? છતાં ગોમતીમા અજાણી નહોતી. અહીંથી પસાર થતા ત્યારે ટોળી ક્યારેક પોરો ખાવા રોકાતી. ગોમતી ડોસી પાણી પાતી. કોઈ વાર મોજમાં હોય તો પરાણે ખવડાવતી. ક્યારેક પોતાની કથની સંભળાનીને ચોધાર આંસુએ રડતી અને એકાદ વખત ડાકુઓને ધમકાવીને પોતાના ઓટલેથી ભગાડવાની કોશિશ કરી હતી તેણે... બધો આધાર એના મિજાજ પર રહેતો. કલ્લાએ હળવેકથી સાંકળ ખખડાવતાં પહેલાં શંકર ભગવાનનું સ્મરણ કર્યું : 'ભોળાનાથ ! આ ભલીભોળી છતાં ભેજાગેપ બાઈને સદ્‌બુદ્ધિ આપજે, જેથી સમય સચવાઈ રહે !'

'કોણ રાંડનું અત્યારે ખડકી ખખડાવે છે ?' આદત મુજબ ગોમતીએ રાડ પાડી. દિવસના તો ગામના ટીખળી છોકરા ગોમતીમાને પજવવા ખડકી ખખડાવી ભાગી જતા. ઘણી વાર આમ બનતું છતાં ગોમતી ડોશી ખડકી ઉઘાડવા જરૂર આવતી. વરસોથી જુવાન દીકરો પાછો આવશે એવી આશાને તે પંપાળતી હતી. બધા કહેતા : તારો શંકર તો ગુજરી ગયો છે. હવે મનને ભગવાન શંકરમાં વાળી લે તો બુઢ્ઢાપો બગડે નહીં. પણ ગોમતીમા આવું કહેનારને વઢી લેતી : 'મારા દીકરાને મૂઓ કહો છો તેને બદલે મરે ને તમારા દીકરા...'

પણ ગોમતી ડોશીનું ગાંડપણ માત્ર દીકરાની જુદાઈનું પરિણામ નહોતું. દીકરો વહુ સાથે ઝઘડીને ઘર છોડી ચાલ્યો ગયો પછી વહુ બેજીવવાળી થવાનું જાણ્યું ત્યારે ગોમતીમાને જાળ લાગી. ઘરમાં કુળદીપકનાં અજવાળાં થાય એવી ઝંખના તો પોતે વિધવા થઈ ત્યારથી કરતી હતી... પણ ખરેખર એ 'સારો દિવસ' સામે આવવાનો હતો ત્યારે એમને આંખે અંધારાં આવી ગયાં ! શું આવનાર બાળક પોતાના બેટાનું જ સંતાન હશે ? કે પછી વહુનો પગ આડો પડ્યો હશે અને એ જાણીને જ દીકરો ઘર છોડી ગયો હશે ? વહેમનો કીડો સળવળતો હતો તેમાં ગામલોકોએ કાનભંભેરણી કરી. ગોમતી ડોશીએ ન કહેવાનાં વેણ લક્ષ્મીવહુને કહી દીધાં અને પેલી ઓરતને જિંદગીમાં જીવવા જેવું ન લાગ્યું, એટલે એક રાતે કૂવો પૂર્યો... કૂવાના પાણીમાં ગોમતી ડોશીનો કુળદીપક બુઝાઈ ગયો – સાથે લક્ષ્મીનો જીવનદીપ પણ ઓલવાયો.

બસ જ્યારથી વહુની લાશ જોઈ ત્યારથી ગોમતી ડોશીનું મગજ ખસી ગયું. ગોમતીમા મટીને એ ગોમતી ગાંડી બની ગઈ. ગામના છોકરાઓને ઠઠ્ઠા કરવાનું એક રમકડું મળી ગયું.

એટલે જ અત્યારે – કવખતે કલ્લાએ સાંકળ ખખડાવી એથી ગોમતીમાની જબાનેથી કડવું વેણ નીકળી ગયું. છતાંય ઠગારી આશા પર જીવનારી ગોમતી ડોશી બીજી વાર સાંકળ ખખડી ત્યારે સડાક કરતી પથારીમાં બેઠી થઈ ગઈ. કલ્લો હવે અધીરો થયો હતો. ખખડી ગયેલી ખડકીને પાટુ મારવાનો વિચાર કરે છે ત્યાં અંદરથી કોઈનાં પગલાં નજીક આવતાં સંભળાયાં. હવે તેણે ખભા પરની બંદૂક હાથમાં પકડી લીધી.

ગોમતી ડોશી કાંઈક બબડતી સાંકળ ખોલતી હતી. બારણાં ઊઘડ્યાં અને ફાનસ ઊંચું કરીને જોયું ત્યારે હાથ ધ્રૂજી ગયો. આંખો ફાટી રહી. કલ્લાનો ધૂળ-પસીનાવાળો ચહેરો, લોહીથી ખરડાયેલાં કપડાં, હાથમાં બંદૂક અને ખભે ઊંચકેલી ઓરત પર ઝડપી નજર ફેરવી લીધી.

'ગોમતીમા, આજની રાત આશરો જોઈએ છે !' લાગણીના રણકા સાથે કલ્લો બોલેલો. ડોશી બધું સમજી ગઈ. ડાકુને ઓળખાતાં વાર શેની લાગે ? એ જ વખતે પૂતલીનો ઊંહકારો કાને પડ્યો એટલે ગોમતી ડોશી ઉંબર આડેથી ખસી ગઈ. જાણે એનું ગાંડપણ ગાયબ થઈ ગયું હોય તેમ સમય સમજી જઈને જરાસરખો અવાજ કર્યા વિના કલ્લાને આવવા આંખોથી સંકેત કર્યો. પછી ખડકી વાસી દેવામાં જરાય ઢીલ ન કરી. રસોડા પછવાડેના કોઠારમાં કલ્લાને દોરી ગઈ. ફાટેલી ગોદડી પણ બિછાવી દીધી.

કલ્લાએ જ્યારે પૂતલીને ખાટલા પર સુવડાવી ત્યારે ગોમતી ડોશીનું ધ્યાન તેના બાવડાના જખમ પર ગયું. તેનાથી નિસાસો નંખાઈ ગયો. હમદર્દ નજરે તેણે કલ્લાની સામે જોયું.

'ઓય મા રે...' પૂતલીએ પીડાજનક ચીસ નાખી ત્યારે કલ્લો તેની બાજુમાં બેસી ગયો. ગોમતીમાના દિલમાં થીજી ગયેલું માતૃત્વ જાણે જોર કરી ઊઠ્યું હોય તેમ તે પૂતલીની પાસે પહોંચી ગઈ. તેના માથા પર હાથ ફેરવી હેતથી કહી ઊઠી : 'બેટી... ભગવાન તારી રક્ષા કરશે.'

કલ્લાને ભારે અચરજ થયું. ગોમતી ડોશીનો ગળગળો અવાજ, ચિંતાતુર ચહેરો, લાગણીભર્યા બોલ... કોણ કહે છે કે આ ઓરત પાગલ છે ? છતાંય ભલું પૂછવું, થોડી વાર પછી મગજ ફટકી પણ જાય.

'હું ચૂલા પર પાણી ગરમ મૂકું છું, તું એનો પાટો ખોલી નાખ.'

પૂતલીનાં ઊંહકારા ચાલુ જ હતા.

ગોમતી ડોશી ચૂલો પેટાવતી હતી ત્યાં તેના કાને કલ્લાનો ધીમે અવાજ સંભળાયો : 'પૂતલી... પૂતલી... આપણે સલામત ઠેકાણે છીએ. હવે કોઈ ભય નથી. હું તારા ઇલાજનો બંદોબસ્ત કરું છું. તારી પીડા સમજું છું, પણ ખમ્યા વિના છૂટકો નથી...'

ગોમતી ડોશી ચમકી. શું એના ઘરમાં પૂતલી જખમી થઈને આવી છે ? પછી કપાળ પર હાથ પછાડી બબડી : 'પણ હુંય કેવી પાગલ છું ! પૂતલી સિવાય બીજી ડાકુ ઓરત કોણ હોય ?'

હવે એને થોડો ભય પણ લાગ્યો તો-તો જરૂર પોલીસ પાછળ પડી હશે... ઊભા થઈ તેણે બારીમાં ડોકિયું કરીને બહાર જોઈ લીધું. બધું સૂમસામ છે.

ગરમ પાણીનું વાસણ કપડાંથી પકડીને ગોમતી ડોશી કોઠારમાં આવી : ‘એલા, તું મારાથી છાનું રાખવા માગતો હતો ? શું મને એટલી નહીં પણ ખબર પડતી હોય કે આ પૂતલી છે ?’

કલ્લાએ જોયું કે ગોમતી ડોશી હસતાં-હસતાં કહી રહી હતી – હેતથી બોલી રહી હતી.

‘મા, પૂતલીનું નામ સાંભળીને તમે ભડકી જાત એટલે નહોતું કહ્યું.’ કલ્લાએ એના મિજાજને પંપાળવા માટે કહ્યું : ‘પણ તમારાથી છાનું કેમ કહે ? તમે તો ગોમતીમા ખરાં ને !’

‘લે હવે, પોરસ કરવાને બદલે ઝટપટ એનો ઘા ધોઈ નાખ. બિચારી ક્યારની પીડાય છે.’

કલ્લો પૂતલીનો ઘાવ સાફ કરતો હતો. ત્યારે ગોમતી ડોશી અચાનક પૂછી બેઠી : ‘પણ એલા, તેં તારું નામ તો કીધું નહીં ?’

‘કલ્લા ડાકુ... કલ્યાણસિંહ !’ તેણે હસીને કહ્યું : ‘પૂતલી-કલ્લાની ટોળીનું નામ તો તમે સાંભળ્યું જ હશે. એક-બે વાર તમારા ઘરનું પાણી અમે પી ગયાં છીએ.’

કલ્લા-પૂતલી !

ગોમતી ડોશીને એ નામ શંકર-લક્ષ્મી જેવું લાગવા માંડ્યું. પોતાનો બેટો શંકર, બેટાની વહુ લક્ષ્મી... જાણે દીકરા-વહુ આટલાં વરસે પોતાને ઘેર પાછાં આવ્યાં છે. વહુની સુવાવડ આવવાની તૈયારી છે. હમણાં છોકરું જનમશે. એના રોવાના અવાજથી આ ઘર હસી ઊઠશે. શું નામ પાડશે છોકરાનું ? શંકરનો દીકરો ગણેશ જ હોય ને ? હા, ગણેશ નામ મજાનું છે.

‘શું વિચારે ચડી ગયાં ગોમતીમા !’ કલ્લાને ફડકો પડ્યો : કદાચ ડોશીનું ફટકી તો નહીં જાય ને ! પણ ગોમતીમાએ જાણે કાંઈ સાંભળ્યું ન હોય તેમ મરકમરક થતી વિચારતી જ રહી.

‘મા, લૂગડાંનો ગાભો દેશો ?’ કલ્લાએ ફરી કહ્યું ત્યારે ઝબકી ગઈ હોય તેમ સહેજ ધ્રૂજી ઊઠી. કલ્લાએ ફરી ગાભો માગ્યો ત્યારે એની સમજમાં આવ્યું.

પૂતલીને પાટાપિંડી કરી, થોડોક શીરો ખવડાવી, ઓઢાડીને સુવાડી દીધી. પછી કલ્લો ખડકી બહાર જઈને ઊભો. આકાશમાં જોઈને અનુમાન કર્યું, રાત ઘણી વધી ગઈ છે. પૂતલીને મળસ્કા પહેલાં તો અહીંથી ખસેડવાની હતી. પછી તરત જ યાદ આવ્યું કે પૂતલીના જખમમાંથી ટપકતા લોહીનાં નિશાન પોલીસને અહીંના સગડ આપી દેશે. કદાચ પોલીસ-ટુકડી હમણાં પણ આવી ચડે. સાથીઓને તે કહેતો આવ્યો હતો કે બની શકે તેટલું ધિંગાણું ચલાવજો. પોલીસને ખબર ન પડવી જોઈએ કે પૂતલી ઘવાઈ છે. પાછળ હઠતાંહઠતાં ગોળીબાર ચાલુ રાખજો. અમને આઘે નીકળી જવાનો મોકો મળવો જોઈએ.

છતાં સાથીઓ ક્યાં સુધી ઝઝૂમી શકશે ! પોલીસોને જો મદદ આવી ચડે તો જાન બચાવવા એમને નાસી છૂટવું પડે. તેને બીજી પણ એક ફિકર સતાવી ગઈ. પૂતલીના બાવડામાં ગોળી

ઊંડી ઊતરી ગઈ હતી. જખમ જોખમી હતો. સારા દાક્તર વિના સારવાર થઈ શકે તેમ નહોતી. દાક્તરને અત્યારે ક્યાં ગોતવા જવો ? અને એમ કોઈ દાક્તર આવેય શેનો ? એક વખત લાખનને ગોળી વાગેલી ત્યારે દાક્તરને બંદૂકની અણીએ પોતે ઉઠાવી લાવેલો. પણ એ તો એમના અડ્ડામાં. અહીં ગોમતી ડોશીના ઘેર દાક્તરને લવાય નહીં. સવાર પડતાં જ ગામલોકો જાણી જાય. કદાચ એ પહેલાં પોલીસ પણ અહીં તલાશ કરવા આવી ચડે.

કલ્લો જેમજેમ વિચારતો જતો હતો તેમતેમ વધુ ગૂંચવાતો હતો. પૂતલીનો જાન બચાવવા માટે પોતે ગમે તે કરી છૂટવા તૈયાર હતો – કુદરત જો સાથ આપે તો...

વિચારને ફંગોળી દઈ તેણે અમલ શરૂ કરી દીધો. પહેલાં તો ગોમતી ડોશીના ઉંબરે પડેલા લોહીના ડાઘ ધોયા. પછી વીસ-પચીસ ગજ સુધી ધૂળમાં પડેલાં નિશાન ભૂંસી આવ્યો. પાછો ફરીથી કોઠારમાં જઈ આવ્યો. પૂતલી જંપી ગઈ હતી, થોડુંક કણસતી હતી. ગોમતી ડોશી ખાટલાને અઢેલીને ઝોકાં ખાતી હતી.

'મા,' ડોશીના ખભા પર હળવેકથી હાથ મૂકીને કલ્લાએ કહ્યું : 'હું જાઉં છું.'

ગોમતીમા ચોંકી, 'હેં !'

કલ્લાએ ધરપત આપી : 'વાહનનો બંદોબસ્ત કરવા જાઉં છું. જલદી પાછો આવીશ. ત્યાં સુધી તમે જાળવી લેજો.'

'પ...ણ' એટલું જ કહી શકી ગોમતી ડોશી. પછી દલીલ કરવાનું રુચ્યું નહીં હોય કે ગમે તેમ વાત વાળી લીધી : 'ભલે, જલદી આવજે.' છતાં 'જલદી' શબ્દ પર ભાર તો અપાઈ ગયો.

કલ્લાએ પૂતલીની બંદૂક એના ખાટલાને અઢેલીને મૂકી. ગોમતી ડોશી ખડકી વાસી દેવા ઉંબરા સુધી ગઈ.

'મા, તમે ઊંઘી ન જતાં... થોડીથોડી વારે બહાર નજર નાખી લેજો. કાંઈ જોખમ જેવું હોય તો પૂતલીને જગાડી દેજો. બંદૂક એની બાજુમાં જ રાખી છે.'

કલ્લો અંધારામાં ગાયબ થઈ ગયો. વરસો પહેલાં ગોમતીમાનો શંકર પણ આમ જ મધરાતે ઘર છોડીને ચાલ્યો ગયો હતો – લક્ષ્મીવહુનું ધ્યાન રાખવાનું કહીને... અને આજ સુધી પાછો ફર્યો નહીં. કદાચ કલ્લો પણ પાછો ન ફરે તો શું કરવું ? સવાર સુધી રાહ જોવી અને પોલીસને ખબર આપવી... ગોમતીમાને એ વિચારમાત્રથી જ ટાઢ ચડી ગઈ.

મધરાત સુધીમાં ધિંગાણું શમી ગયું હતું. આમ તો અંધારું થયા પછી છૂટાછવાયા બંદૂકના ધડાકા થતા રહ્યા હતા. પોલીસ-ઉપરી માજેકરને ખાતરી હતી કે તેમની ગોળીથી પૂતલી ઘવાઈ છે. નિશાન પણ ચોટદાર હતું એટલે બચી જાય કે નાસી જાય એવો સંભવ નહોતો. ડાકુઓ પાછા હઠતાં અંધારામાં ગોળી છોડી પોલીસને છેટા રાખવાનાં ફાંફાં મારે છે એ જ એનો પુરાવો હતો. નહીંતર ક્યારના નાસી છૂટ્યા હોત. અત્યારે જો એમની પાસે બીજા પચાસ-સાઠ પોલીસ હોત તો આખી ટોળીને ઘેરી લેવાનું આસાન બની જાત, છતાં તેઓ હિંમત હારવા માગતા નહોતા,

ધીરજ ખૂટવા દે તેવા કાચા-પોચા પણ નહોતા. ગમે તે ઘડીએ બીજી પોલીસટુકડી મદદે આવી પહોંચશે. કદાચ ડાકુઓની દિશાએથી પણ આવી ચડે. તો-તો બધા જ એમના સકંજામાં ફસાઈ જવાના.

આવી આશાએ માજેકર ગોળીનો જવાબ ગોળીથી આપી વખત વિતાવતા હતા. પણ એમને ક્યાં ખબર હતી કે તેમનો શિકાર જખમી થઈને છટકી ગયો છે અને વખત વિતાવીને પોતે એક ઉમદા તક ગુમાવી રહ્યા છે !

ડાકુઓ તરફથી હિલચાલ શમી ગઈ ત્યારે માજેકરને આગળ વધવાની ઇચ્છા હતી. થોડે સુધી પીછો કરવા તેમણે હિંમત સુધ્ધાં દેખાડી, પણ બીજા પોલીસો સાથે આવવા તૈયાર નહોતા. આવું સાહસ બિચારા પોલીસો ક્યાંથી કરી શકે ? ચંબલની કોતરો રાતના કેવી બિહામણી લાગતી હોય છે ! બૅટરીના પ્રકાશથી આગળનો રસ્તો જોવા રહે એટલી વારમાં કોને ખબર, કોતરો પાછળ લપાયેલો ડાકુ ક્યારે ગોળી છોડે અને વીંધી નાખે ! તેને બદલે સવાર સુધી રાહ જોવાનું એ લોકો વધુ સલામત માને છે. દિવસના પીછો કરવાથી ક્યાંક ડાકુનો ભેટો થઈ જવાનું બને પણ ખરું... માજેકરને એટલી તો ખાતરી હતી કે ઘવાયેલી પૂતલી લાંબે સુધી જઈ નહીં શકે. બાકીની રાત તેમણે ત્યાં જ વિતાવી નાખી.

મળસકે જોયું, લોહીનાં ધાબાં દેખાયાં. એમની આંખો ચમકવા લાગી. શરીરમાં સ્ફૂર્તિ તરવરવા માંડી : 'સારી રીતે જખમી થઈ લાગે છે... ચાલો, આગળ વધો.'

લોહીનાં નિશાન અને આદમીનાં પગલાંને આધારે પોલીસપાર્ટીની જીપ દોડવા લાગી. જ્યાં કલ્લો થાક ખાવા રોકાયો હતો ત્યાં લોહી વધારે દડી ગયું હોય તેવું અનુમાન માજેકર કરી શક્યા. પૂતલીને ઊંચકીને એ પુરુષ આટલો ઝડપભેર કઈ રીતે જઈ શક્યો હશે ? બીજી ઉલઝન એ થઈ કે એક જ માણસનાં પગલાં કેમ દેખાયા કરે છે ? શું બીજા સાથીઓ જુદા રસ્તે ગયા હશે ? પણ અત્યારે એમની ફિકર કરવાની નહોતી, પૂતલીનો પીછો કરી એને ઝડપી લેવાની હતી. અને પૂતલી સકંજામાં આવી જાય તો કલ્લો ક્યાં છટકી જવાનો ? પૂતલીને ઊંચકનારો કલ્લા સિવાય બીજો કોણ હોય ?

લોહીનું પગેરું પોલીસને દુર્ગાપુર ગામ સુધી દોરી ગયું. ત્યાં રસ્તા ફંટાતા હતા, પણ નિશાન બેમાંથી કોઈ રસ્તા તરફ દેખાયાં નહીં ત્યારે માજેકર ઉલઝનમાં પડી ગયા. અહીં ડાકુ તેને થાપ આપવાની ચાલ રમી ગયા છે. રસ્તો નક્કી કરવામાં ગફલત થઈ તો શિકાર હાથમાંથી છટકી જવાનો. ગામના માણસોને પૂછવાનો કોઈ અર્થ નહોતો. એમના જવાબ તો બીબાઢાળ જ હોય છે : અમે તો અહીં કોઈને જતા જોયા નથી... હા, કાંઈક અવાજ સાંભળેલો, પણ પેલી દિશામાંથી આવેલો... કોઈક વળી તેનાથી ઊંધી દિશા તરફ આંગળી ચીંધીને કહે કે ના-ના, અવાજ તો એ તરફનો હતો.

આમ પોલીસ ગૂંચવાઈ જાય અને ત્યાં સુધીમાં ડાકુ સલામત ઠેકાણે પહોંચી ગયા હોય. માજેકરને એટલી ગંધ આવી કે જખમી પૂતલીએ અહીં જ ક્યાંક રાતવાસો કર્યો હોવો જોઈએ.

ગામ નાનું હતું. ચાલીસ-પસાચ ઝૂંપડાં હશે, છતાં એટલાં છૂટાછવાયાં હતાં કે તલાશી લેવા બેસે તો બપોર થઈ જાય.

પહેલી નજર ગોમતી ડોશીના ઝૂંપડા પર પડી. એક પોલીસ ત્યાંનો જાણીતો હતો. તેણે કહ્યું : 'સાહેબ, ગાંડી ડોશીનું ઘર ફંફોસવાની મહેનત માથે પડશે. ડાહ્યો માણસ તેને ત્યાં આશરો લેવાનું જોખમ ન ખેડે.'

પણ માજેકરની ચકોર નજર ગોમતી ડોશીના ઘરની ગારાની ભીંત પર ચોંટી રહી હતી. ત્યાં લોહીનો ડાઘ દેખાયો એટલે વધુ વહેમાયા. તરત જ જઈને ઘરની સાંકળ ખખડાવી.

'આવી ગયા ?' ડોશીનો રણકો સંભળાયો – જાણે એ પોલીસની જ રાહ જોતી બેઠી હોય. માજેકર ટટ્ટાર બની ગયા. નસીબનાં બારણાં ઊઘડતાં હોય એવી તાલાવેલી સળવળી ઊઠી.

કમાડ ઉઘાડીને ડોશીએ હાયકારો નાખ્યો : 'અરેરે ! તમે આવ્યા ?'

માજેકર અને બે-ત્રણ પોલીસ અંદર ધસી ગયા. શંકાભરી નજર ચારે તરફ ફેરવી લીધી.

'ડોશીમા, તમે કોની રાહ જોતાં હતાં ? અહીં કોણ આવવાનું હતું ?'

ગોમતી ડોશી ખડખડાટ હસી પડી. ધીમેધીમે ગાંડપણ તેના મગજ પર સવાર થવા લાગ્યું હતું. જાણે હસવું રોકી શકતી ન હોય તેમ બેવડ વળી જતી હતી.

'હસ્યા કરશો કે મોમાંથી કાંઈ ફાટશો ?' માજેકરનો પિત્તો ગયો : 'કોની રાહ જોતાં હતાં તમે ?'

'દાયણની !' ડોશીના ચહેરા પરના ભાવ પલટાઈ ગયા. હવે દયામણું મોં કરી આજીજી કરવા લાગી : 'કેટલાં વરસથી હું દાયણની રાહ જોઉં છું, પણ આવતી જ નથી... મારી વહુનો સુવાવડનો વખત ભરાઈ ગયો છે. બિચારી કેટલી પીડાય છે !'

પોલીસ-ઉપરી ભોંઠા પડીને ચાલતા થયા. કમાડ બંધ કરતી વખતે ગોમતીમા કહેવાનું ભૂલી નહીં : 'સાહેબ, બની શકે તો દાયણને મોકલજો. તમારો પાડ જિંદગીભર નહીં ભૂલું.'

માજેકર હકારમાં માથું હલાવી જીપમાં બેસી ગયા. 'બિચારી !' એવો દયાભાવ પણ વ્યક્ત કર્યો. તેમને ક્યાં ખબર હતી કે પાગલ ડોશીએ એમના જેવા શાણા પોલીસ-ઉપરીને 'બિચારા' બનાવી દીધા હતા ! કલ્લો જખમી પૂતલીને બે કલાક પહેલાં જ ત્યાંથી ખસેડી ગયો હતો.

*

ઢળતી સાંજે ગ્વાલિયર સ્ટેશનમાં પ્લૅટફૉર્મમાં ગાડી દાખલ થઈ અને ઉતારુઓની ચડઊતરનો શોરબકોર મચી ગયો. એન્જિનની વિસલ વાગવાને બે-ચાર મિનિટની વાર હતી ત્યારે એક મિયાંભાઈ તેમની બુરખાવાળી બીબીનો હાથ પકડી ફર્સ્ટક્લાસના ડબ્બા તરફ ધસી આવતા દેખાયા : 'જલદી કરો ! ગાડી ચલનેવાલી હૈ.'

સામાનમાં એક બિસ્તરો જ હતો. મિયાં-બીબી ડબ્બામાં દાખલ થયાં અને ગાડીનાં પૈડાંએ ગતિ પકડી. મિયાંએ દાઢી પરનો પસીનો લૂછી ઊંડો શ્વાસ લીધો : 'હાશ, આખરે ગાડી મળી ગઈ.'

પછી બીબી માટે બિસ્તરો બિછાવી દીધો : 'તમે આરામ કરો.' સામેની સીટ પર આડા પડેલા એક ઉતારુએ પૂછ્યું : 'ક્યાં જવાના ?'

'અલાહાબાદ !'

'સારું થયું.' પેલાએ બુરખાવાળી ઓરત તરફ નજર રાખી મિયાંને કહ્યું : 'છેક સુધીનો સથવારો મળી ગયો. આજ-કાલ ફર્સ્ટક્લાસમાં એકલા સફર કરવામાં ક્યારેક લૂંટાઈ જવાનું બને છે !'

મિયાંએ મોં બગાડ્યું : કમબખ્ત છેક સુધી સાથે છે !

'શેનું કામકાજ છે તમારે ?' ઉતારુએ થોડી વાર ખમીને બીજો સવાલ કર્યો. મિયાંને જવાબ આપવાની ઇચ્છા નહોતી, પણ પેલા ઉતારુના ગળામાં વીંટાયેલી જનોઈ દેખાઈ એટલે કહી દીધું : 'ધંધો... કસાઈનો !'

'હેં !' જાણે વીજળી પડી હોય તેમ પેલો થીજી ગયો. આગળ પૂછવાનો વિચાર હતો એ પણ માંડી વાળ્યો. કસાઈનો સથવારો ક્યાં મળ્યો !

આગલા સ્ટેશન પર મિયાં કંઈક ખાવાનું લેવા ઊતર્યા ત્યારે પેલાને એની બીબીને પૂછવાનું મન થઈ આવ્યું : એલી, તને કોઈ ન મળ્યું તે કસાઈને પરણી ? પણ એવું પૂછવાની હિંમત ન ચાલી. પેલા કસાઈની બીક લાગી હશે.

'મહેરબાન, તમને વાંધો ન હોય તો બાજુના ફર્સ્ટક્લાસમાં એક સીટ ખાલી છે.' મિયાંએ બારીમાંથી અવાજ કર્યો : 'અમે હજુ તાજાં જ શાદીવાળાં છીએ એટલે જરા...' કહીને તેણે ઉતારુ સામે આંખ મિચકારી.

પેલાને તો જાણે 'જોઈતું'તું ને વૈદ્યે કીધું' જેવું લાગ્યું : 'પણ મારો સામાન ફેરવવો પડશે.'

'ચાલો હું તમને હાથ આપીશ.' મિયાં હોંસભેર અંદર આવ્યા અને ફટાફટ સામાન ઊંચકીને બાજુના ડબામાં નાખી દીધો. અજાણ્યા ઉતારુને નિરાંત થઈ : હા...શ ! કસાઈનો સંગાથ છૂટ્યો.

ગાડી ઊપડી એટલે બીબીએ મોઢા પરથી પડદો હઠાવી દીધો : 'કલ્લા ! તેં બિચારાને આબાદ બનાવ્યો !' પૂતલી ખડખડાટ હસતી હતી. કલ્લાએ તેને પોતાના બાહુમાં ભીંસી દીધી : 'પૂતલી, મિયાંબીબીને એકાન્ત મળતું હોય તો કસાઈ થવામાં શી હરકત છે ?'

'ઓહ...' પૂતલીએ ઊંહકારો કર્યો : 'જરા સંભાળ ! જખમ પર હાથ દાબી દીધો, કસાઈ !'

કલ્લાએ પ્યારથી તેના હોઠ પર વજન મૂકી દીધું અને અંધારામાં પુરપાટ દોડી જતી ટ્રેનનાં અવાજમાં ચાર હોઠોનો બુચકારો દબાઈ ગયો.

*

'હાથ કાપવો પડશે.' દાક્તરે કહ્યું ત્યારે કલ્લાના શ્વાસમાં ઝણઝણાટી થઈ આવી.

'એ સિવાય બીજો કોઈ જ ઇલાજ નથી, દાક્તરસા'બ ?' કલ્લા જેવો એક માથાભારે ડાકુ આજીજી કરીને પૂછી રહ્યો હતો.

'જિંદગી બચાવવી હોય તો એકાદું અંગ ગુમાવવું પડે.' દાક્તર જરાય ખચકાયા વિના કહી ગયા : 'ઘણા માણસો એકને બદલે બે હાથ વિના પણ જીવી નાખતા હોય છે.'

દાક્તર ત્યારે કલ્લાને બહુ ક્રૂર લાગ્યો. તેને કેમ સમજાવવું કે પૂતલીનો એક હાથ કપાઈ જતાં એની નિશાનબાજી ખોટવાઈ જશે. 'હું એને પૂછીને કહું.' કલ્લો દાક્તરને એટલો જ જવાબ આપી શક્યો.

હાથ કાપવાની દરખાસ્તથી પૂતલી હેબતાઈ જશે અને વિરોધ કરશે એવું કલ્લાએ માન્યું હતું, પણ તેને બદલે હસીને તેણે કહ્યું, 'કલ્લા, ભલે બાવડું વાઢી નાંખે, પણ મને આ પીડામાંથી છોડાવ. હું એક હાથેય મારું પાણી બતાવીશ - પોલીસને પણ ખબર પડે કે પૂતલી કાચી માટીની નથી !'

કલ્લાએ તેને શાબાશી તો આપી, પણ મનમાં એને બહુ દુઃખ થયું. અત્યારે પૂતલી ભલે જોસમાં કહે, પણ પાછળથી આ ખોડ તેને બહુ ખટકશે.

'તું શેના વિચારમાં પડી ગયો, કલ્લા !' પૂતલીએ ગળગળા અવાજે કહ્યું : 'આજ સુધી હું તને પ્યાર કરતી હતી, પણ બીજા મરદોના જેવો ગણીને... પણ જખમી થયા પછી તેં મારું જે રીતે જતન કર્યું, જાતની પરવા કર્યા વિના તું મારી સારવાર માટે પરેશાન છે એમાં મને તારા પ્યારની સચ્ચાઈ દેખાય છે. તારા જેવા મરદનો સાથ હોય તો એકાદો હાથ કપાઈ જાય એની ફિકર શું કરવી ?'

પહેલી વાર પૂતલીના અવાજમાં ઓરતની મુલાયમ લાગણીનો રણકો કલ્લાને સાંભળવા મળ્યો. પણ પૂતલીને હજુ આગળ કહેવું હતું :

'અને, કલ્લા, થોડાં વરસમાં મારો સુરેન્દ્ર ભાયડા જેવડો થઈ જશે પછી મને ચિંતા શેની ?'

કલ્લાને આંચકો લાગ્યો. સુરેન્દ્ર ! પૂતલીને તે આટલા દિવસથી ફોસલાવતો રહ્યો હતો કે સુરેન્દ્ર આપણા સાથીઓ પાસે સલામત છે... સાચી હકીકતની તેને જાણ થશે ત્યારે આ ઓરતને કેવી ચોટ લાગશે ?

'કલ્લા ! એક વાર અહીં આવતાં પહેલાં... એક જ વાર તેં મને સુરેન્દ્રનો ભેટો કરાવી દીધો હોત તો ?' હવે પૂતલીની આંખો ભીની થઈ ગઈ : 'દીકરાને નજર ભરીને જોઈ તો લેત ! કોને ખબર દાક્તરનું ઑપરેશન કેવું જશે ?'

'પૂતલી, તું આવી બહાદુર થઈને ઢીલું બોલે છે ? તને કાંઈ જ થવાનું નથી. દાક્તરે ખાતરી આપી છે.'

'કલ્લા, આ પૂતલી નથી બોલતી, પણ જનેતાનું દિલ બોલે છે, માની મમતા...'

ત્યાં દાક્તર આવી પહોંચ્યા : 'શું ફેંસલો કર્યો ?'

'હાથ કપાવવાનો.' પૂતલીએ જ હસીને કહી દીધું: 'તાબડતોબ કામ પતાવવાનું છે, દાકતરસા'બ !'

ડૉક્ટર માથું ખજવાળતાં બોલ્યા : 'પણ આપણે ચાર્જનું પાકું કરી લઈએ તો સારું.'

'દાક્તર ! એની પરવા ન કરો. હું દસ હજાર સાથે લઈ આવ્યો છું.'

'દસ હજાર !' દાક્તરનો અવાજ બોદો થઈ ગયો : 'એટલામાં શું થાય ?'

'તો કેટલામાં થાય ?' કલ્લાએ દાક્તરની લાલચુ શકલ સામે જોઈને પૂછ્યું.

દાક્તરે ગલોફામાં જીભ ફેરવી લઈ હળવેકથી કહ્યું : 'ઑપરેશન બહુ જોખમી છે. બીજા પંદરની જરૂર પડશે.'

'એટલે પચીસ હજાર !' કલ્લાનો અવાજ ઊંચો થયો : 'આ તો લૂંટ કહેવાય.'

દાક્તર ખંધું હસી ગયા : 'લૂંટ ! તમે એને લૂંટ કહી શકો, છતાંય...'

'છતાંય શું ?' હવે પૂતલીએ વાતમાં ભાગ લઈને પૂછ્યું.

'છતાં એ લૂંટ તમારી લૂંટ કરતાં જુદી છે. અમે માણસનો જાન બચાવીને લૂંટ કરીએ છીએ, જ્યારે તમે...'

'માણસનો જાન લઈને લૂંટીએ છીએ, એમ જ કહેવું છે ને તમારે, દાક્તર !' કલ્લાએ દાંત ભીંસીને કહ્યું.

'મિસ્ટર, મેં તમને પહેલાં જ કહ્યું હતું કે તમે બીજો કોઈ દાક્તર શોધી કાઢો. આ તો હું મારી જિંદગીના જોખમે કામ કરવા તૈયાર થયો છું, વધારાની કિંમત એની માગું છું.'

વાત સાચી હતી. કલ્લાએ કેટલા કાલાવાલા કરેલા ? પહેલાં બંદૂકની અણીએ દાક્તરને ધમકાવવાની ઇચ્છા થઈ હતી, પણ તેમાં બહુ સારાવાટ નહીં નીકળે એ એની સમજમાં આવી ગયું એટલે ધમકીથી ન થાય તે ધનની લાલચથી જ કરાવવાનું હતું. તેણે દાક્તરને જુસ્સાભેર કહેલું કે સાહેબ, ગમે તેટલી આકરી કિંમત ચૂકવવી પડે, પણ તમે એને સાજીસારી કરી દો... ત્યારે જ દાક્તરે કેસ હાથમાં લીધો હતો. હવે બાંધછોડ કરવાનો શો અર્થ ? પૈસા ક્યાં એણે પોતાના ખિસ્સામાંથી આપવાના છે ? બે ધાડ વધારે પાડશે એટલે ઓપરેશનનો ખરચો નીકળી જશે.

'તમે શું મૂંઝવણમાં પડી ગયા ?' દાક્તરે હવે અવાજમાં મીઠાશ ઘોળીને કહેવા માંડ્યું : 'હું એકીસાથે પચીસ હજાર નથી માગતો. હમણાં દસ હજાર ચાલશે. ઑપરેશન પતી ગયા બાદ બાકીના ચૂકવજો. વધારાના પૈસાની જોગવાઈ કરવા માટે તમને આઠ દિવસનો પૂરતો સમય છે.'

'ભલે, અમને મંજૂર છે.' કલ્લાએ વાત આટોપી લીધી અને પૂતલીને ઑપરેશન ટેબલ પર લઈ જવામાં આવી.

*

પોલીસ-દફતરની ફાઈલમાં પૂતલીના નામ સામે લાલ શાહીથી ચીતરાયેલું પ્રશ્નાર્થચિહ્ન માજેકરની આંખોમાં ખટક્યા કરતું હતું. ઘવાયેલી પૂતલી ક્યાં અલોપ થઈ ગઈ ? તેની હયાતી

ક્યાંય વરતાતી નહોતી, તેમ એના મોતનો પુરાવો ક્યાં સાંપડતો હતો ? એક મહિનો વીત્યો અને બીજો વીતી રહ્યો છે. કલ્લા-પૂતલીની ટોળી ધાડ પાડતી રહી છે, પણ પૂતલી પોતાના જોવામાં આવી નથી. પોતાની ગોળીનો જખમ જીવલેણ નીવડ્યો હશે ? ન તો એનો જશ લઈ શકતા હતા, ન એમને જંપ વળતો હતો...

'સાહેબ, બાતમી મળી છે કે કલ્લા-પૂતલીની ટોળી બાજુના ગામમાં રાતવાસો રોકાઈ પડી છે.'

સાંભળીને માજેકરના હોઠ ભિડાયા. રિવૉલ્વરવાળો પટ્ટો કમને ચડાવીને તેઓ જુસ્સાભેર ઊભા થઈ ગયા. મહિનાઓથી તેઓ ચંબલના ગામેગામ ભટકતા રહેતા હતા. ગમે ત્યાં ટોળીનો ભેટો થઈ જવાનો હતો. માથે લીધેલું કામ આટોપ્યા વિના એમના જીવને ચેન પડવાનું નહોતું. ઘેર બૈરી-છોકરાં બધાને વિસારે પાડીને ફરજની ધગશમાં તેઓ વધુ ને વધુ ખૂંપતા જતા હતા. આજે કદાચ એનો બદલો મળી જશે.

બહુ ઓછા પોલીસ સાથે હતા, છતાં મળસકા સુધીમાં ગામમાં દાખલ થઈ જવાનું તેમણે સાહસ ખેડ્યું. બહુ હોહા થવા દેવી નહોતી, ડાકુઓને ઊંઘતા જ ઝડપી લેવા હતા. શેરીનાં કૂતરાં મોટેમોટેથી ભસતાં હતાં, પણ એની પરવા કરવાનું પાલવે નહીં.

પોલીસોની હિંમત ટકાવી રાખવા માજેકર મોખરે જ રહ્યા. જોખમ બિચારા નાના પગારદારો ખેડે અને જશ ઉપરી સાહેબને મળે એમાં તેઓ માનતા નહોતા.

ડાકુઓ જ્યાં ભરાયા હોવાનો સંકેત મળ્યો હતો એ ઘર ગામમાં સૌથી મોટું હતું. ચારેકોર ફરતી માથોડા ઊંચી વંડી હતી. ખડકી ઉઘડાવીને ડાકુને સાવચેત કરવાની મૂર્ખાઈ કરવી નહોતી, એટલે માજેકરે ઈશ્વરનું નામ લઈ વંડી ઠેકવાનો નિર્ધાર કરી લીધો. બે પોલીસના ટેકે તેઓ વંડી પર ચડ્યા : 'હું અંદર જાઉં એટલે તમે પાળ પાછળ સાબદા થઈને રહેજો. કોઈ ડોકાં કાઢતા નહીં. ઇશારો કરું પછી જ અંદર આવજો.'

બધાના જીવ અધ્ધર થઈ ગયા, પણ કોઈએ કહ્યું નહીં કે સાહેબ, અમનેય તમારી સાથે અંદર આવવા દો... જીવ સૌને વહાલો હોય છે - માજેકરનેય વહાલો હતો, પણ ફરજને તેમણે ઓછી વહાલી ન કરી.

અંદર ઊતરતી વખતે ધુબાકો ન સંભળાય એટલી ચીવટ રાખી છતાં થોડો ખખડાટ થઈ ગયો. દસ ગજનું ફળિયું વટાવીને તેમણે ઘરના ઉંબરા લગી પહોંચવાનું હતું.

એક...બે...ત્રણ... દરેક પગલું તેમને વધુ ને વધુ નજદીક લઈ જતું હતું - શેની નજીક - કામિયાબીની કે કુરબાનીની ?

અર્ધે પહોંચીને બૅટરી કરી કે બારણું ઊઘડી ગયું. માજેકર રિવૉલ્વરની ટ્રિગર દબાવવા તૈયાર થયા, પણ એ પહેલાં જ સામે ઊભેલી વ્યક્તિએ બંદૂકનો ઘોડો દબાવી દીધો હતો. ધડાકો થયો. 'ઓહ...'ની એક રાડ પણ બહાર પડી. ગોળી માજેકરની છાતી સોંસરવી ઊતરી ગઈ.

હતી. ચક્કર આવવા લાગ્યાં, પગ લથડવા માંડ્યા, આંખો ચકળવકળ થવા લાગી ત્યારે બારણામાં ઊભેલી વ્યક્તિની એક ઝલક તેમને દેખાઈ. બૂમ પાડવી હતી, પણ ગળું સુકાઈ ગયું અને બીજી જ ઘડીએ લથડિયું ખાઈને તેઓ નીચે ફસડાઈ પડ્યા. હાથમાંથી ઊડી પડેલી બૅટરી ચક્કર-ચક્કર પ્રકાશ વેરતી દડી ગઈ.

ગામ ફફડી ઊઠ્યું, પંખીઓ કિલકિલાટ કરતાં હવામાં ચકરાવો લેવા લાગ્યાં. પોલીસોનાં કાળજાં બેસી ગયાં. હિંમત ફસકી ગઈ. ડાકુઓ પાછલા બારણે ગાયબ થઈ ગયા.

ગોળી જીવલેણ નીવડી. ઇલાજ માટે બેહોશ માજેકરને લઈને જતી જીપ પુરપાટ દોડતી હતી, પણ મોત એનાથી વધુ ઝડપે આવી રહ્યું હતું.

એક વાર આંખો ઉઘાડીને માજેકર એટલું જ બોલી શક્યા : 'પૂતલીએ ગોળી છોડી હતી...'

કોઈ માનવા તૈયાર નહોતું, પણ મોત તરફ ઘસડાઈ રહેલા પોલીસ-ઉપરી છાતીની પીડાને બે હાથે દાબી રાખી મહાપરાણે બોલતા હતા : 'મેં એને બરાબર ઓળખી કાઢી... એનો એક હાથ કપાયેલો હતો. એ જીવે છે. એણે જખમનો બદલો લીધો - મા...રા પ...ર !'

અને એ બહાદુર પોલીસ-ઉપરીની આંખો મીંચાઈ ગઈ.

છતાં માજેકરના આખરી બોલ પર કોઈને વિશ્વાસ બેસતો નહોતો. પૂતલી જીવતી ન હોય. એક હાથે બંદૂકનું એવું સચોટ નિશાન આછા અજવાળામાં લઈ જ ન શકે.

ના, પૂતલી હયાત નથી... નથી !

અરેરે ! પોલીસનો આ ભ્રમ કેવો ખતરનાક નીવડ્યો ! પૂતલી હયાત હતી, એટલું જ નહીં, પણ હવે તે બેરહેમપણે અનેકોની હયાતીને ભૂંસવાનો નિરધાર કરીને પાછી આવી હતી.



# સાત

શંકરના મંદિર પાસે છાપાંવાળા ફેરિયાએ તેની સાઇકલ રોકી, ત્રણચાર અખબારોની થોકડી મંદિરની પાછલી બાજુએ એક ગોખલામાં સરકાવી દીધી અને ફરી સાઇકલ પર સવાર થઈ આગળ વધી ગયો.

બપોર લગીમાં છાપાંની એ થોકડી પૂતલીના અડ્ડા પર પહોંચી ગઈ. દરેક અખબારના પહેલા પાને મોટા મથાળે છપાયેલા સમાચાર કલ્લો મોટેથી વાંચી સંભળાવતો હતો :

'ઑપરેશન-પૂતલીના બહાદુર પોલીસ સબ-ઈન્સપેક્ટર માજેકર ફરજ બજાવતાં મોતને ભેટ્યા. ડાકુની ગોળી જીવલેણ નીવડી. ડાકુરાણી પૂતલી જીવતી હોવાનું અનુમાન !'

'હા...હા...હા !' કલ્લો ખડખડાટ હસી પડ્યો : 'પોલીસ હજુ અનુમાન જ કર્યા કરે છે !'

પૂતલીના દાંત ભીંસાયા, પાતળાં નાકોરાં ફૂલ્યાં : 'એ કુત્તાઓને પરચો મળતો રહેશે ત્યારે અનુમાન કરતા અટકશે. ખાતરી થઈ જશે કે ડાકુરાણી તેના કપાયેલા એક હાથના બદલામાં કૈંકનાં કાળજાં કાપી લેવાની છે !'

કહીને પૂતલી પોતાના ઠૂંઠા હાથ તરફ જોતી વિચારમાં પડી ગઈ. કલ્લાએ છાપાં સાથીઓને સોંપી પૂતલીનો ચહેરો વાંચવા માંડ્યો. બે-અઢી વરસથી સદાય નજર સામે રહેતા એ મુખ પર હવે પહેલાંની સુરખી રહી નહોતી. કુમાશની જગ્યાએ હવે કરડાકી જ વધુ દેખાતી. ગીત છેડવા ટેવાયેલા તેના કંઠથી હવે ગાળ વધુ સંભળાતી. પહેલાંની જેમ જુવાનીના જોશમાં એની છાતી ધબકતી જોવા ન મળતી.

'કલ્લા, સુરેન્દ્રનો પત્તો લાગે નહીં ત્યાં સુધી મારા જીવને ચેન નહીં પડે.'

પૂતલી વિચારમાં ખોવાયેલી રહીને બોલી હતી. કલ્લાએ તેના ગાલ પર પોતાનો મજબૂત પંજો દબાવ્યો. પૂતલીની આવી ઉદાસ પળો તેને મૂંઝવી જતી. ધિંગાણામાં સુરેન્દ્ર વિખૂટો પડી ગયા પછી ક્યાંય તેનો પત્તો લાગતો નહોતો અને પૂતલી માસૂમ બેટાના વિયોગમાં ઝૂરતી રહી હતી. માજેકરની ગોળી તેનું બાવડું વીંધી ગઈ ત્યારે સુરેન્દ્ર તેના પડખામાંથી દડી ગયો હતો, પછી શું બન્યું તે એને યાદ રહ્યું નહીં. કલ્લો તેને દિલાસો આપતો રહ્યો હતો : એ સલામત છે, તું એની ફિકર કર નહીં... પણ હાથનું ઑપરેશન થઈ ગયા પછી પૂતલી જ્યારે ચંબલની કોતરોમાં ફરતી હતી ત્યારે કલ્લાએ સાચી વાત જણાવી દેવાની હિંમત કરી : 'તારી ચિંતામાં સુરેન્દ્રનો ખ્યાલ રહ્યો નહીં. મેં માનેલું કે આપણા સાથીઓ તેને સંભાળી લેશે. પણ એ બધા પોલીસનો સામનો કરવાની અને ભાગી છૂટવાની ગડમથલમાં રહ્યા. એમણે માનેલું કે સુરેન્દ્ર આપણી સાથે છે.'

સાંભળીને ત્યારે પૂતલીને જાળ લાગી હતી. પહેલાં તો તેને કલ્લા પર ક્રોધ ચડ્યો : આખરે તો સુરેન્દ્ર એનો બેટો નહોતો. એને એના માટે આટલી લાગણી ક્યાંથી ? નહીંતર દોઢ-બે વરસના છોકરાને પોલીસની વરસતી ગોળીઓ વચ્ચે રેઢો મૂકી શું કામ ચાલ્યો આવે ?

કલ્લા અને પૂતલી વચ્ચે અંટસ ઊભી થવાની એક ઘડી આવી પહોંચી. બાબુ અને પહાડાની જેમ કલ્લાને પણ દિલમાંથી અને દુનિયામાંથી હટાવી દેવાની ઇચ્છા ઝબકી ઊઠી. મરદના માલિકપણા સામે પૂતલીને નફરત હતી. શું કલ્લો પણ એવો પુરવાર થયો ? તેણે જાણી-કરીને સુરેન્દ્રને રસ્તે રઝળતો, નિરાધાર કરી મૂક્યો હશે ? કે પછી પોતાની કિસ્મતમાં માતૃત્વનું સુખ લખાયું નથી એનો આ પુરાવો છે ?

'પૂતલી ! આપણા પ્યારના સોગન પર કહું છું, સુરેન્દ્રને મેં ક્યારેય પરાયો માન્યો નહોતો.' કલ્લાએ પૂતલીના મિજાજને પંપાળતાં કહ્યું : 'તારા મનમાં જરાસરખો વહેમ હોય તો લે આ બંદૂક, હું તારી સામે ઊભો છું.'

પૂતલીએ ખરેખર કલ્લાના હાથમાંથી બંદૂક છીનવી લીધી હતી. ક્યાંય સુધી બંદૂકની નાળ પર આંગળીઓ ફેરવતી તેની સામે જોઈ રહી. કલ્લાની આંખોમાંથી તે એના દિલની સફાઈ માપવા મથતી હતી. આ મરદે ક્યારેય તેની આઝાદી પર તરાપ મારી નથી, આ માણસે ક્યારેય તેને બીજા પાસે જતી રોકી નથી. આ એ જ કલ્લો છે જે જખમી અવસ્થામાં તેને ખભે ઊંચકીને માઈલો સુધી અંધારામાં દોડ્યો હતો. જાનના જોખમે તેને પોલીસથી બચાવી હતી, દાક્તર પાસે લઈ ગયો હતો અને ઓપરેશન થતું હતું ત્યારે ગુમસૂમ બની ભગવાનને પ્રાર્થના કરતો બેઠો હતો... તેના પર શક કરવો વાજબી ગણાય ?

બંદૂકની નાળ તેણે કલ્લાની છાતી પર ટેકવી છતાં એ હઠ્યો નહીં. ન તો એના મોં પરની રેખાઓ ખેંચાઈ, ન બંદૂકની નાળ પર તેણે નજર માંડી. પૂતલીની જીદ એ જાણતો હતો. ધારે ત્યારે એ ઘાતકી થઈ શકે છે. અનેક વાર તેણે નજરોનજર નિહાળ્યું હતું. ધારત તો પોતે પણ

પૂતલીને ઠાર કરી શકે એટલી તાકાત પણ તેનામાં હતી, છતાં તે સ્થિર ઊભો હતો. કદાચ પૂતલીનું પાણી માપવા માગતો હશે, કદાચ પોતાના પ્યારનું પારખું કરવાનો ઇરાદો રાખતો હશે.

'કલ્લા ! તારી છાતીમાં ગોળી ધરબી દેવાનું મન થતું નથી, પૂતલીએ નીચલો હોઠ દાંતમાં દબાવી કહ્યું : 'આટલો બધો સાથ આપ્યો છે તે હવે છોડવો ગમતો નથી.'

'પૂતલી ! એને બદલે એમ કહે કે તને મારા પર વહેમ નથી. મને તારી દોસ્તી ખપે છે, દયા નહીં.' કલ્લો દિલનો ઊભરો ઠાલવ્યા વિના રહી શક્યો નહીં : 'તેં ગોળી ચલાવી હોત તો એનાથી મોત મારા એકલાનું નહીં, આપણું બંનેનું થાત.'

'એટલે ?' પૂતલી ચોંકી. કલ્લો મક્કમપણે બોલતો ન હોત તો એને તે મજાક સમજી બેસત.

'એટલું પણ ન સમજી, પૂતલી !' કલ્લાએ આછું સ્મિત ફરકાવેલ : 'આ મારું દિલ છે, પણ તેમાં તુંય બેઠેલી છો. ગોળી વાગી હોય તો મારી સાથે દિલમાં કોરાયેલી તારી છબી પણ ખતમ થઈ જાત ને ?'

'બદમાશ !' પૂતલીએ તેની છાતી પર મુક્કી મારી : 'તારો આ બેહદ પ્યાર જ મને કોઈક વાર મારી નાખશે !'

'પૂતલી ! બાળક માટેની તારી ઝંખના મારા પ્યારથી જ હું પૂરી કરીશ.' કલ્લાએ તેનો હાથ પોતાની છાતી પર દાબી રાખીને પૂરું કર્યું : 'સુરેન્દ્રની તલાશ પણ ચાલુ રાખીશ.'

બેટાના વિજોગથી પૂતલી વીફરી અને 'મરું કાં મારું'ના ઝનૂને ચડી. માજેકર સામે પહેલાં વેર વાળવું હતું. પોલીસપાર્ટીની હિલચાલ જાણવા માટે તે બાતમીદારને મોકલતી. એકાદ વખત તો સામે ચાલીને પોલીસ સાથે ધિંગાણું ખેલવા તે તૈયાર થયેલી, પણ કલ્લાએ એને વારી લીધી. પૂતલીને ઊંડેઊંડે વહેમ હતો : કદાચ સુરેન્દ્ર પોલીસના કબજામાં હશે. પોતે જીવતી છે એની પોલીસને જાણ થશે ત્યારે એ કુત્તાઓ એવી શરત કરશે કે બેટાની સલામતી ચાહતી હો તો શરણે આવી જા. આ વિચાર તેને ધ્રુજાવી દેતો. પેટનો જણ્યો દુશ્મનોના આશરા હેઠળ જીવે તે કેમ સાંખી શકાય ?

સુરેન્દ્રની સાથે હવે તેની બેટી તન્નો પણ બહુ યાદ આવી જતી. ડાકુ બનનાર ઓરતે સૌપ્રથમ માતૃત્વને ગળાચીપ દેવી પડે છે તે પૂતલીને હવે સમજાયું, એટલે જ કલ્લાને તે કહેતી : તારું પડખું સેવી હવે મા બનવાની ઇચ્છા રહી નથી...

*

મા બનવાની ઇચ્છાને કચડી નાખ્યા પછી પૂતલીમાં રહીસહી દયા પણ દટાઈ ગઈ. સ્ત્રીઓ પ્રત્યે નફરત વધી ગઈ. એમના માતૃસુખની ઈર્ષા થતી હોય તેમ તે સારા ઘરના છોકરાઓનાં અપહરણ કરાવવા લાગી. ગણતરી તો તેમાંથી સારી રકમ મેળવવાની હતી, છતાં અંદરખાને પોતાની વેરવૃત્તિ પોષવા મથતી. માલદારના આઠથી પંદર વરસના છોકરાને તેની ટોળી ઉઠાવી જતી, પછી જાસ્સાચિઠ્ઠી મોકલાતી : તમારો લાડકો અમારા કબજામાં છે. તેની

સામે આટલા હજાર રૂપિયા મોકલી આપો. પોલીસને જાણ કરવાની મૂર્ખાઈ આચરી છે તો છોકરાને રહેંસી નાખશું.

બાપનો જીવ અધ્ધર થઈ જતો, માની છાતી બેસી જતી. કોઈને કહેવાતું નહીં, સહેવાતું નહીં. સગાંવહાલાં પૂછતાછ કરતાં કે છોકરો હમણાં કેમ દેખાતો નથી, ત્યારે બહાનાં બતાવવાં પડે, જૂઠાણું ચલાવવું પડે. સાચું કોઈની પાસે છતું થઈ જાય તો પોલીસ સુધી વાત પહોંચી જાય અને પછી... બેરહેમ ડાકુઓ નિર્દોષ અને માસૂમ છોકરા પર વેર વાળે - રિબાવીરિબાવીને તેની ખોપરી ઉડાડી દે. મા-બાપને ખાતરી કરાવવા માટે છોકરાનું માથું પણ એમને પહોંચતું કરે. રૂપિયાના લોભમાં રહ્યા તો લો કરો કલ્પાંત !

પોલીસ પાસે જેમ સાધનો વધ્યાં અને એમનો જાપ્તો મજબૂત બન્યો, તેમ ડાકુઓ અપહરણની આ સહેલી યુક્તિ વધુ ને વધું અજમાવવા માંડ્યા. લૂંટફાટની ખટપટ નહીં, ગોળી ચલાવવી નહીં, નાસભાગ કરવી નહીં. બસ, એક ઘર ગોતી લેવું, એના છોકરાને ઉઠાવી લાવવો અને પછી બાનમાં મોટી રકમ માગી લેવી ! છોકરાનાં સગાં બાન ન ચૂકવે તો જાય ક્યાં ?

એક જ જોખમ હતું - બાનની રકમ ચૂકવવાની ગોઠવણ કરી હોય ત્યારે દગો ન થવો જોઈએ. પોલીસ જો જાળ બિછાવે તો ફસાઈ જવાય. પણ એવું તો ક્યારેક જ બને. કોઈ બાપ પોતાના દીકરાના જીવના જોખમે પોલીસને સાથ આપવાની હિંમત કેમ કરે ? એને છોકરાનો જ ફડકો રહેતો હોય : એ બિચારો ડાકુઓ વચ્ચે હીજરાતો હશે, શોષાતો હશે, મૂંઝાતો હશે... એવા જ વિચારો મગજમાં ઘૂમરી લેતા હોય. વારેવારે દીકરાનો ભોળો, રડતો ચહેરો આંખોમાં તરવર્યા કરે. માએ અન્નજળ લેવાનું છોડ્યું હોય કે માનતા માની હોય. એ બિચારી દિવસ-રાત કાળો કલ્પાંત કરતી હોય... તેમાં પોલીસને જાણ કરી, એમનો સાથ લઈ છોકરાને ડાકુના કબજામાંથી છોડાવવાની ધીરજ કે જુસ્સો ક્યાંથી ટકી રહે ?

એટલે જ ડાકુઓ ધમકી આપતા, પોલીસને જાણ કરવાની સામે ચેતવતા. આ હથિયાર મોટા ભાગે ધાર્યું નિશાન લેતું. નક્કી કરેલાં સ્થળે અને સમયે થોકડીબંધ રૂપિયાની નોટો આવી જતી. બદલામાં છોકરાને સોંપી દેવામાં આવતો. બસ એટલી જ વાત. બે-ચાર દિવસ છોકરાને સાથે રાખવો પડે, તેની રોકકળ સાંભળવી પડે, એમાં ડાકુને શી તકલીફ થવાની ?

પૂતલીને તો એમાં મજા પડતી. છોકરો 'મા...બાપુ...' કહીને ચોધાર આંસુએ રડતો હોય, છોડી દેવા માટે આજીજી કરતો રહે, ક્યારેક માથાં પછાડે, ઊંઘમાં ઝબકીને ચીસ પાડવા માંડે - પૂતલીને આ વલોપાતનો નશો ચડતો... ક્યારેક-ક્યારેક જ તેને પોતાની દીકરી તન્નો કે દીકરો સુરેન્દ્ર એ બાળકોના રુદનમાં દેખાતાં. એટલી ઘડી તેનું દિલ પોચકલું થઈ જતું. એના તરફ હમદર્દી જાગી જતી. પણ પછી પોતાની હાલત, પોતે કચડી નાખેલા માતૃત્વની પીડા યાદ આવતી અને એ ઝાટકા સાથે કૂણી લાગણીને ખંખેરી નાખતી. સારું છે, એની મા પણ મારી જેમ વલખાં મારતી હશે, દીકરાની જુદાઈમાં વલોવાતી હશે - મારી જેમ.

કન્હાઈ ગામ પર કલ્લા-પૂતળીની ટોળી ત્રાટકી. મોરેના જિલ્લાના આ ગામમાં મોટા ભાગની બ્રાહ્મણોની વસતિ અને તે પણ ખાધેપીધે સુખી ગણાતા માલદાર પણ ખરા... રૂપો ક્યારેય આ ગામને વતાવતો નહીં. લાખન કોઈક વાર હડી કાઢી જતો. હવે કલ્લા-પૂતલીએ વારો કાઢ્યો.

પણ ડાકુઓની રંજાડ રોજની થઈ. પૈસાદારો પોતાની માલમત્તા હવે સલામત ઠેકાણે રાખતા થઈ ગયા હતા. કલ્લા-પૂતલીએ ચાર-પાંચ ઘર ફેંદ્યાં છતાં ધરવ થાય એટલો માલ મળ્યો નહીં. પૂતલી આવું અપમાન કેમ સાંખી લે ? સાલાઓ ! અમે આટલી મહેનત લઈને આવીએ અને તમે અમને ગજા પૂરતું લૂંટવાનો મોકો નથી આપતા ? સરકારને વેરો ચૂકવો છો, તેમ અમારો લાગોય અમને મળવો જોઈએ. અરે, સરકાર સામે સંતાડો તેનો વાંધો નથી, પણ અમારી તો પાઈએ પાઈ ભરપાઈ થવી જોઈએ. અહીં કૉર્ટ-કચેરી નથી. અમારે ત્યાં નોટીસબાજીનો રિવાજ રાખ્યો નથી. કાં તો માલ આપો, નહીંતર જાનથી હિસાબ ચૂકવો.

'પૂતલી માઈ ! મારી જુવાન બેટીઓ માટે આટલું ઘરેણું ઘડાવ્યું છે. તને હાથ જોડીએ... એટલું જો નહીં રહે તો દીકરીનો હાથ ઝાલનારો મોં ફેરવીને લીલા તોરણે પરણ્યા વિના પાછો ફરી જશે !'

એક બ્રાહ્મણ બાપ કરગરે છે, આંસુ સારે છે, એક હાથે ઠૂંઠી પૂતલીના પગ પકડવા મથે છે, પણ પૂતલીને હવે કોઈનાં આંસુ હલાવી શકતાં નથી. દિલ હવે પથ્થરનું કરી દીધું છે.

'હાલ-હાલ, ભામટા ! તમે ધરમને નામે યજમાનોને લૂંટો છો, ધીરધાર કરી ગરીબો પાસેથી બમણું-ચારગણું આંચકી લો છો અને આપવાનું ટાણું આવ્યું ત્યારે ગાલાવેલો થઈને ગરીબ દેખાવાનું નાટક કરવા મંડ્યો !'

પેલો માથે વીંટાળેલું કપડું હાથમાં લઈ વધુ કરગરવા લાગે છે ત્યારે પૂતલી દાંત ભીંસીને એની ચોટલી પકડે છે. એને મજાક સૂઝે છે : 'કલ્લા, આ ભામટાની પૂંછડી કાપી નાખ.'

કલ્લાને એ ગમતું નથી. કોઈના ધરમની ઠેકડી કરવામાં ભગવાનનો કોપ ઊતરે છે એવું અંદરખાને એ માને છે, પણ પૂતલીની બદલાયેલી વૃત્તિથી એ વાકેફ હતો. બ્રાહ્મણની ચોટલી કાપતાં પોતે જો એને રોકવા જાય તો વીફરેલી પૂતલી કદાચ એ બિચારાની ખોપરી જ ઉડાવી દે. તેનાં કરતા શૂળીનું વિઘન સોયથી કાઢવું સારું. એ કમરમાંથી છૂરી કાઢીને પૂતલીએ પકડેલી બ્રાહ્મણની ચોટલીને વાઢી નાખે છે.

થોડી વાર પૂતલી અંગૂઠા અને આંગળી વચ્ચે ચોટલીની લટને હવામાં લટકાવી ઠેકડી ઉડાડે છે : 'તારું ભામટાપણું હવે મારી મુઠ્ઠીમાં આવી ગયું !'

છતાં આવી હડધૂતાઈ ઓછી હોય તેમ પૂતલી બ્રાહ્મણને દબાવે છે : 'ચાલ, ઉઘાડ તારું મોં...'

પેલાનાં ગાત્રો ધ્રૂજવા માંડે છે. હજુ પૂતલી તેને સતાવવાનું છોડતી નથી. એ શું કરવા માગે છે ?'

'ફાડ મોઢું !' કહીને પગ પાસે બેઠેલા બ્રાહ્મણની પીઠ પર લાત લગાવી દે છે.

'ઊંચું જો.' બ્રાહ્મણે જ્યારે મોં ઉઘાડ્યું ત્યારે પૂતલીએ હુકમ કર્યો. પાળેલા કૂતરાની જેમ બિચારો મોં ફાડીને પૂતલીને જોતો રહ્યો. એ નાચીજ ઓરત ધોળે દિવસે, ઉઘાડે છોગે, ઘરની સામોસામ પોતાની આબરૂનું લિલામ કરી રહી હતી, ધરમનું અપમાન કરી રહી હતી, છતાં એ સામે થઈ શક્યો નહીં, તાબેદારની જેમ મોં ફાડીને જોતો રહ્યો.

અને પૂતલીએ ચોટલી તેના મોંમાં ખોંસી દીધી : 'ચાલ, ચાવી જા તારા ધરમને...'

ઘાસ ખાતા પશુની જેમ બ્રાહ્મણ ચોટલી ચાવવા મંડ્યો ત્યારે પૂતલીએ હા...હા... કરીને અટ્ટહાસ્ય ઉછાળ્યું.

સાથીઓ હાથ લાગ્યો એટલો માલ ઊસરડીને બાંધવા મંડ્યા ત્યારે કલ્લાએ પૂતલીને ઇશારત કરી : 'હવે ઊપડીએ.'

પૂતલીએ તેના ઠૂંઠા હાથના ખભા પર બંદૂક ભરાવી દીધી. કોટને ખેંચીને ટાઈટ કરી તે ચાલવાની તૈયારી કરતી હતી ત્યાં કાંઈક યાદ આવી ગયું. આજુબાજુના ઘરની બધી જ સ્ત્રીઓ ઘરમાં ભરાઈ બેઠી હતી. છોકરાંઓ ખૂણેખાંચરે લપાઈ ગયાં હતાં. પૂતલીને એ ન ગમ્યું.

'કલ્લા, આ માલની સાથે બીજો થોડો માલ પણ લેવો છે.' 'શેનો ?'

'તું ચાલ તો ખરો.'

કલ્લાને વધુ પૂછવાનો મોકો આપ્યા વિના તે આગળ વધી. ચોટલી ગુમાવનાર બ્રાહ્મણના જ ઘરમાં દાખલ થઈ. સત્તર-અઢાર વરસની એક છોકરી પટારાની આડશમાં લપાઈને બેઠેલી દેખાણી. પૂતલીએ જઈને તેનો ચોટલો પકડ્યો : 'ચાલ, ઊભી થા.'

'ઓય મા !' વાળ ખેંચાવાથી થયેલી પીડા ચીસમાં બહાર પડી. એનાં ગોરાં અંગો ભયથી કાંપતાં હતાં. પૂતલીને તેના રૂપની અદેખાઈ જાગી. એક ઘાતકી વિચાર તેના વિકૃત માનસમાં આળોટવા લાગ્યો. કલ્લાની બાજુમાં ઊભેલા એક સાથીદાર તરફ કબૂતરી જેવી એ છોકરીને ધકેલી : 'રામલા ! લે, આને સંભાળજે.'

છોકરીની મા વચ્ચે પડી, 'મારી મા, ભલી થઈને તેને છોડી દે ! કુંવારી દીકરીનું જીવતર રોળાઈ જશે !'

'ભામટી, તું આઘી હઠી જા, નહીંતર તનેય ભેગી લઈ જઈશ.' પૂતલીએ દાંત ભીંસીને એ સ્ત્રીને દૂર હડસેલી દીધી : 'તારી દીકરીને ઘેર પહોંચતી કરી દઈશ - અભડાઈ ગયા પછી.'

પેલી છોકરીએ ચીસ પાડી, રામલાના હાથમાંથી છૂટવા માટે જોર કર્યું, ત્યારે ડાકુ તેને ઘસડીને ઘરની બહાર ખેંચી ગયો. એના રૂપથી એ દાઝી ચૂક્યો હતો.

પૂતલીએ કાળો કેર વરતાવ્યો. એ ગામ પર શાપની જેમ તે ત્રાટકી હતી. બીજી બેત્રણ છોકરીઓ-સ્ત્રીઓને પણ તેણે કબજે કરી. કલ્લો મૂંગો-મંતર થઈ બધું જોયા કરતો હતો. ઊંડે-

ઊંડે એને થતું કે પૂતલી અઘોર પાપલીલા આચરવા તૈયાર થઈ છે... પાછળથી તેને મનાવી લેવાની એક ગણતરી રાખેલી, પણ પૂતલી જાતે સમસ્ત ઓરતજાત સામેનું વેર વાળવા બેઠી હોય તેમ પોતાના નિરધારમાં મક્કમ રહી. ગામના છેડે વગડાની આડશમાં આથમતા સૂરજના અજવાળે એ સ્ત્રીઓનાં શિયળ તેણે પોતાના સાથીઓના હાથે લૂંટાવ્યાં. કુંવારી, પરણેલી અને કોઈક તો હજુ જુવાનીના ઉંબરે ઊભેલી એવી બાળાનીય ચીસો સંભાળતી હતી. અને પૂતલી કલ્લા સામે જોતી બીજાના બળાત્કારમાંથી જ મોજ લૂંટતી હતી !

અચાનક બૂમ સંભળાઈ : 'પોલીસ-કુત્તાઓ આ તરફ આવી રહ્યા છે !'

'ભાગો-ભાગો'ના પોકારો પડ્યા. પૂતલી, કલ્લા અને બીજા ડાકુઓએ ઊભાઊભા ભાગવું પડ્યું. નાસ્તાનાં પડીકાં, કૅન્વાસની વૉટરબૅગ અને બીજી કેટલીક ચીજો ત્યાં જ પડતી મૂકવી પડી. અર્ધા કલાકે પોલીસપાર્ટી આવી પહોંચી ત્યારે નિયમ મુજબ 'મોડા પડ્યા'ના અફસોસ કરતા ડાકુઓની ચીજવસ્તુઓ કબજે લેવા મંડ્યા. કોઈના હાથમાં એક લિપસ્ટિક પણ આવી : 'પૂતલીની જ લિપસ્ટિક લાગે છે.'

'લાગે છે નહીં, પૂતલીની જ છે.' બીજાએ ખાતરી આપી : 'ગામલોકો કહે છે પૂતલીને અમે નજરોનજર જોઈ છે. માજેકરની ગોળીથી ઊગરી ગયા પછી એ બેહદ ખતરનાક બની લાગે છે. ઓરત થઈને બીજી ઓરતની આબરૂ લૂંટાવવી... નક્કી પૂતલીનું આ પતન છે. હવે તે ઝાઝું નહીં ખેંચે.'

ગામેગામ ખબર વહેતા થયા અને અરેરાટી ફેલાઈ ગઈ : 'અરર... પૂતલીએ આવાં કામ કર્યાં ! એની માણસાઈ પણ મરી પરવારી !'

પોલીસદફ્તરમાં ધૂળ ખાતી 'ઑપરેશન પૂતલી'ની ફાઈલોને ફરી ખોલવી પડી. પૂતલીની હયાતીના પુરાવાની નોંધ લેવામાં આવી. સાથે રહીને તેણે ઓરત પર કરાવેલ બળાત્કારની ઘટના લાલ શાહીથી લખાઈ.

*

ગ્વાલિયર પોલીસથાણામાં ડી. એસ. પી. કુમાર સાથે ચંબલના ડાકુની સમસ્યા પર અમે વિચારોની આપલે કરી રહ્યા હતા. પૂતલી સાથેના છેલ્લા બે ધિંગાણામાં કુમાર સામેલ થયેલા એટલે એમની વાતો સાંભળવામાં મને ભારે રસ હતો. તેઓ પણ ઉત્સાહથી કહેતા હતા. ત્યાં એક પોલીસે આવીને બંને બૂટની એડી અફળાવી જોરદાર સલામ ભરી : 'સાહેબ, પેલો આવી ગયો છે.'

ડી. એસ. પી. સત્વર ઊભા થઈ ગયા : 'હું થોડી વારમાં આવું છું. બહુ જરૂરી કામ આવી પડ્યું.'

કામનો સમય વેડફાઈ ગયો હોય એવું એ વખતે તો અમને લાગ્યું હતું. વારેવારે ઘડિયાળમાં નજર ટપકી પડતી : પાંચ-દસ-પંદર-પચીસ મિનિટ. સેકન્ડ-કાંટો સેંકડો ચકરાવા

મારી ગયો ત્યારે કુમારસાહેબ પાછા આવ્યા. પોલીસવાનમાં બેસતા એક આદમીને દેખાડ્યો : 'એ મળવા આવ્યો હતો.'

'કોઈ ખાસ માણસ હશે ?' મારાથી પુછાઈ ગયું.

તેઓ મરક્યા : 'પોલીસચોકીમાં સાદા વેશમાં આવનાર માણસને અજાણ્યાઓ શંકાની નજરે જોતા હોય છે. કોઈ અપરાધમાં સંડોવાયો હોય એ જ અહીં આવે એમ માની લેવામાં આવે છે. પણ આ માણસ અમને મદદ કરવા આવેલો.'

'મદદ !' અમને નવાઈ લાગી. એ જે રીતે પોલીસવાનમાં ગુપચુપ નીચું મોં કરીને દાખલ થયો હતો તેમાં કોઈ અપરાધ કર્યાની ગંધ આવતી હતી.

'ડાકુઓની બાતમી આપવા આવેલો એ.'

'હેં ?' મારો જીવ ઊછળી પડ્યો. આ તો આપણા રસની વાત આવી.

'અમારે કેટલી સાવચેતીથી કામ લેવું પડે છે એ સમજાવવા માટે તમને આ કહું છું.' કુમારસાહેબ ગંભીરપણે કહેવા લાગ્યા : 'આમ તો એ ડાકુઓનો બાતમીદાર છે. કોઈક વાંધો પડ્યો હશે અથવા તો કંટાળ્યો હશે. અમને બાતમી આપવા આવ્યો અને તે અમને મળ્યો છે એની જાણ બહાર ન થવી જોઈએ. ડાકુઓની હિલચાલથી અમને તેણે વાકેફ કર્યા છે એ પણ અમારે બહુ ખાનગી રાખવું પડે. બહાર કોઈને ખબર પડી ગઈ અને ડાકુના કાને વાત પહોંચી ગઈ તો એ જીવતો ન રહે.'

'આવું જોખમ ખેડીને તમને મદદ કરવાનું કાંઈ કારણ ?'

આવા ધારદાર સવાલથી ડી. એસ. પી. ડઘાઈ ગયા. પણ હું સમસ્યાને સાચા સ્વરૂપે સમજવા માગતો હતો એટલે આવી પૃચ્છા કરું તેમાં તેમને અજુગતું નહીં લાગ્યું હોય. બહુ ઠાવકાઈથી જવાબ આપ્યો : 'આ માણસનું કારણ તો તમને નહીં જણાવું... પણ ઘણાં કારણસર બાતમીદાર પોલીસને મદદ કરવા તત્પર બને છે. ક્યારેક પોતાનો કોઈ સગો ડાકુની હડફેટમાં આવી ગયો તો બદલો લેવા તે વીફરે છે. કોઈ વાર લાલચથી પ્રેરાઈને આવે છે. કોઈ વાર પોલીસખાતાનો ડર (ધમકી) તેને અહીં ખેંચી લાવે છે.'

'એ તમને ખોટી બાતમી નહીં આપતો હોય એની ખાતરી કેમ કરી શકાય ?'

'તમે તો બધું જાણી લેવા માગો છો !' કુમારે હસીને કહ્યું : 'સાચા-ખોટાની તારવણી આટલાં વરસના અનુભવ પછી આપોઆપ આવી જાય છે. અને દરેક વખતે બાતમીમાંથી લાભ જ થવાનો હોય એવું થોડું છે ? અમારે તો મોકો શોધતા રહેવાનું હોય છે. ક્યારેક ઘા પાંસરો પડે. કોઈક વાર ફસાવવા જતાં ખુદ ફસાઈ પણ જવાય.' તેઓ થોડી વાર અટક્યા. હું સિગારેટ સળગાવતો હતો ત્યારે જલતી દીવાસળી પર મીટ માંડીને જોતા રહ્યા. બેત્રણ કશ લઈને મેં સિગારેટની ધૂમ્રસેર કમરામાં ફેલાવી ત્યાં સુધી તેઓ ખામોશ જ રહ્યા.

'આપણે પૂતલીની વાત કરતા હતા ને ?' તેઓ ઊંડા વિચારમાં હોય એ રીતે કહેવા લાગ્યા :

'એ બાતમીદાર ત્યારે પણ આવી ચડેલો. એ વખતે હું હજુ પોલીસખાતામાં નવોસવો હતો- જુવાનડો હતો. પેલાને ઉપરી સાહેબ પાસે લઈ ગયો. એ બાતમી આપવાનું નક્કી કરીને આવેલો, છતાં તમે માનશો, પંદર મિનિટ લગી તેણે ઉપરાઉપર સિગારેટ સળગાવીને પીધા કરી હતી !'

'બાતમી આપવાની હિંમત નહીં ચાલતી હોય.'

'હા, એવું જ હતું,' કુમારે પાતળી મૂછો પર આંગળી ફેરવતાં કહ્યું : 'પૂતલીએ એક મુસલમાન વિધવાના છોકરાનું અપહરણ કરાવેલું. બદલામાં બાર હજારની રકમ માગી હતી. આ બાતમીદાર મારફત જ રકમ પહોંચતી કરવાનો સોદો થયેલો.'

'છતાં પણ બાતમીદાર તમને એની જાણ કરવા આવેલો ! પૂતલી સાથે ગદ્દારી કરવા તૈયાર થયો તેની પાછળ કોઈ સબળ કારણ હોવું જોઈએ.'

'ફરી તમે ઊંડા ઊતરવા મથ્યા.' કુમારે ટકોર કરી : 'છતાં વાંધો નહીં. આ બાબતમાં હું તમને કારણ આપી શકીશ. કન્હાઈપુરમાં પૂતલીએ કેટલીક સ્ત્રીઓ પર પોતાના સાથીઓ મારફત જે બળાત્કાર ગુજાર્યો હતો તેનું આ બાતમીદારને હાડોહાડ લાગી આવ્યું. બાતમીદાર પણ બ્રાહ્મણ હતો. તેણે પોતાની જનોઈના સોગન ખાધા હતા કે હવે પૂતલીને એની હલકટાઈનો બદલો અપાવ્યા વિના નહીં જંપું !'

'પછી ?' વાતમાં રસ વધતો જતો હતો, આંગળી વચ્ચે દબાવેલી સિગારેટની ફૂંક લેવાનું પણ ભુલાઈ ગયું.

'પહેલાં તો અમે બાતમીદારની ચકાસણી કરીએ, પંપાળી-પટાવીને વધુ વાત કઢાવી લઈએ. આ કિસ્સામાં પેલી વિધવા પોતાના દીકરાના બદલામાં જાન આપી દેવા તૈયાર હતી. પણ બાર હજારની રકમ તેની પાસે રોકડ હતી નહીં. વિધવાએ તેનાં ઘરેણાં-દાગીનાનું મૂલ્ય કઢાવ્યું તો માંડ પાંચ હજાર ઊપજશે એમ પારખુએ કહ્યું. ઘર ગીરો મૂકવાનો તેને વિચાર આવ્યો, પણ એમ કરવા જતાં વાત બહાર પડી જાય. છોકરાની ગેરહાજરી, માની ઉદાસી અને રકમ એકઠી કરવાની દોડધામ... બહારનાઓ અનુમાન બાંધી લે કે છોકરાને ડાકુ ઉઠાવી ગયા હશે. પછી વાત પોલીસ સુધી પહોંચી જાય. પોલીસ ઘરે પૂછપરછ કરવા આવે અને ડાકુના મળતિયાની નજરે એ ચડી જાય તો બાતમી પહોંચાડી દે કે દીકરાની મા પોલીસની મદદ લઈ રહી છે. પછી છોકરા પર ડાકુઓની ખીજ ઊતરે... મા એટલે ડરતી હતી. બીજી બાજુ દીકરાને છોડાવવાની રકમ પણ નહોતી.'

'મેં એમ સાંભળ્યું છે કે ડાકુઓ અપહરણ કરી જનારનાં મા-બાપનું ગજું જાણતા હોય છે. એ જેટલી રકમ આપી શકે તેમ હોય એ પ્રમાણે માગણી મૂકે છે, જેથી સોદો આસાનીથી પતી જાય અને વાત બહાર ન પડે.'

'મોટા ભાગે એમ હોય છે.' કુમારે ખુલાસો કર્યો : 'છતાં માણસ બહારથી જેટલો અમીર દેખાતો હોય છે, એટલો ખરેખર અમીર ન પણ હોય. ડાકુઓની ગણતરી ત્યારે ખોટી પડે છે.

ક્યારેક રકમ માગી હોય તેમાં બાંધછોડ પણ કરતા હશે. આ સોદામાં બાતમીદાર મહત્ત્વનો ભાગ ભજવતો હોય છે. તેને ખાતરી થઈ જાય કે દસ હજાર માગ્યા છે, પણ સામાવાળો સાતથી વધારે આપી શકે એમ નથી તો સોદો ઓછામાં પતાવવા માટે ડાકુઓને સમજાવે છે.'

'બાતમીદારનું એમાં કમિશન ખરું કે નહીં ?'

સવાલ સાંભળીને કુમાર આછું હસ્યા : 'વ્યવસ્થિતપણે ચાલતી કોઈ પેઢીનો જેમ આ ડાકુઓ એમનો ધંધો ચલાવતા હોય છે. એ વાત પછી ક્યારેક કરીશું. પૂતલીનો આ બાતમીદાર મુખ્યત્વે તો બદલાના ખુન્નસથી અમારી પાસે આવ્યો હતો. અમે એ તકનો લાભ ઉઠાવ્યો. સાચું કહો તો મેં જિંદગીનું એક એવું જોખમ ઉઠાવ્યું હતું કે કદાચ તમને આ કિસ્સો સંભળાવતા હું જીવતોય ન રહ્યો હોત...'

*

'કલ્લા ! તને ખાતરી છે કે આની મા આપણી સાથે દગો નહીં કરે ?' પૂતલીએ થોડે દૂર સૂતેલા દશ વરસના છોકરા તરફ ઇશારત કરીને પૂછ્યું.

'તેં મને આ કેટલામી વાર પૂછ્યું, પૂતલી ?' કલ્લો મજાક અને રોષના મિશ્ર ભાવ સાથે બોલ્યો : 'વિધવાનો એ એકનો એક બેટો છે. એના જીવનના આધાર જેવો છે. એને દગો કરવો કેમ પોસાય ?'

'મને ગોપાલ પર વહેમ જાય છે. વાતને એ ઢીલમાં કેમ નાખ્યા કરે છે ?' પૂતલીએ એક કાંકરાનો હવામાં ઘા કર્યો : 'અગાઉ ક્યારેય એણે આવું નહોતું કર્યું.'

એનો જવાબ કલ્લાએ ન આપ્યો. મુસલમાન વિધવાના બેટાને પોતે જ ઉઠાવી લાગ્યો હતો. એ અકસ્માત હતો કે એની પાછળ કલ્લાની ખાસ ગણતરી હતી એની તો કદાચ એને સુધ્ધાં ખબર નહીં હોય. પૂતલી-કલ્લા વચ્ચે ધર્મના ભેદભાવ ક્યારેય જાગ્યા નહોતા. પૂતલીનો બાપ કોણ હતો એની જોકે ખાતરી કોઈને નહીં હોય, છતાં હિન્દુ હશે એવું અનુમાન થતું. એવી રીતે પૂતલી સુલ્તાના પછી બાબુ, પહાડા અને કલ્લાની 'પ્રેયસી' બની એ ત્રણેય હિન્દુ જ હતા. લૂંટફાટમાં સામા આસામીનો ધરમ કયો છે તે કલ્લા-પૂતલીની ટોળી ક્યારેય જોતી નહીં, કારણ કે એ પાલવે તેમ નહોતું. રૂપો અને લાખન પોતાની જાતનો વિચાર જરૂર કરતા. બંને ડાકુઓ વચ્ચેની દુશ્મનાવટ પણ એમાંથી જ પેદા થયેલી. પણ પૂતલીએ બ્રાહ્મણની ચોટલી કાપી અને એમની વહુ-બેટીની આબરૂ લૂંટાવી ત્યારે કલ્લાને ડર લાગેલો - રૂપો આનાથી ખિજાશે તો વેર બંધાશે. બેચાર સાથીઓએ પણ કલ્લાના કાનમાં ફૂંક મારેલી : 'તું પૂતલીની માયામાં લપેટાઈને આવા જુલ્મ બરદાસ્ત કરી લે છે તેમાં આપણી સારપ ન કહેવાય. ધરમ સાથે અડપલાં શું કામ કરવાં જોઈએ ?' જોકે કેટલાક સાથી ડાકુઓ રાજી થયેલા : 'પૂતલી આ રીતે આપણી ખુશીનો વિચાર કરતી રહે તો મોજ પડે...'

મુસલમાનના છોકરાને કલ્લો ઉઠાવી લાવ્યો ત્યારે પૂતલીએ એવો કોઈ ભેદભાવ રાખ્યો

નહીં, ન તો એને એની માની દયા પણ જાગી, ત્યારે કલ્લાને એટલી ધરપત થઈ કે પૂતલીની મનમાં હિન્દુ-મુસલમાનના ભેદ રહ્યા નથી.

'જો આવે ગોપાલ !' કલ્લાએ પૂતલીને ચમકાવી. આજે આખરી જવાબ લાવવાનો ગોપાલે વાયદો કર્યો હતો. એ દેખાયો એટલે ખાતરી થઈ ગઈ કે વિધવાએ રકમની સગવડ કરી નાખી હોવી જોઈએ. હમણાં પૈસાની તંગી વરતાતી હતી. પૂતલીનો વિલાયતી શરાબનો ચસકો વધી ગયો હતો, પોલીસ સામે બાથ ભીડવા માટે વધુ હથિયારનો બંદોબસ્ત પણ કરવાનો હતો. ઑટોમૅટિક ગન બહુ મોંઘી થઈ પડી છે.

ગોપાલ શ્વાસ ખાતો બેઠો છતાં કલ્લા કે પૂતલીએ કાંઈ જ પૂછ્યું નહીં ત્યારે તેણે થોડો ગભરાટ અનુભવ્યો. તે મોં પરનો પસીનો લૂછવાના બહાને બંનેનાં ભીતરમાં કોઈ વહેમ હોય તો જાણી લેવાની કોશિશ કરતો હતો. પોલીસ સાથેની તેની મુલાકાત બહુ જ ખાનગી રીતે ગોઠવાઈ હતી, છતાં ભલું પૂછવું, પોલીસમાં જ ડાકુના કોઈક મળયિતા હોય તો અહીં સુધી વાત પહોંચી જાય. કલ્લા અને પૂતલીને જરાસરખી ગંધ આવી હોય તો પોતે હવે જીવતો નહીં જવાનો. સાલાઓ બહુ રિબાવીને મારે છે !

'કેમ મૂંગો બેસી રહ્યો છે, ગોપાલ !' કલ્લાની અધીરાઈ બહાર કૂદી આવી : 'શરૂઆત કરતાં અચકાય છે એટલે કામ પત્યું નથી લાગતું.'

'હેં...હેં...હેં...' ગોપાલને સાવધ બનતાં થોડી તકલીફ પડી : 'કામ પતાવીને આવ્યો છું.' પછી મનનો ભાર ઠાલવવા પોરસ કર્યો : 'તમે મને શું સમજો છો ?'

બેવકૂફ ! પૂતલીના હોઠે શબ્દો આવી ગયા, પણ કામ પતાવીને આવ્યો છે એને ધમકાવવાનું ઠીક ન લાગ્યું.

'જલદી કહી દે. કાલે રકમ આવી જવાની ?'

'કાલે નહીં, પરમ દિવસે.' ગોપાલ જરા થોથવાઈ ગયો : 'ઠેકાણું પણ પાકું કરી આવ્યો છું.'

'રકમ આપવા કોણ આવવાનું ?' પૂતલી વાતમાં સામેલ થઈ.

'એની મા...' ગોપલ વધુ થોથવાયો.

'કેમ, એલા, તારી જીભને આજે ખટકાટ શાથી આવે છે ? પેટમાં કાંઈ પાપ ભરીને તો નથી આવ્યો ને ?'

'હેં ? ગોપાલના શરીરે પસીનો છૂટવા લાગ્યો : 'એ શું બોલ્યાં ? મારો ખચકાટ તો બીજી વાતનો હતો. છોકરાની મા બીજા ભેગી રકમ મોકલવા રાજી નથી અને પોતે આવતાં ડરે છે.'

'એને અહીં કોણ ખાઈ જવાનું ?' પૂતલીએ વડચકું ભરી લીધું.

'ખાઈ તો કોણ જાય ?' ગોપાલે જીભ કચરી નાખી : 'પણ પરદાનશીન વિધવાને ભય લાગે છે કે ક્યાંક એની ઇજ્જત તો લૂંટાઈ નહીં જાય ને ?'

હા...હા...હા... પૂતલી અટહાસ્ય કરી બેઠી : 'ઓરત બૂઢી થાય તોય ઇજ્જત લૂંટાવાની બીક મનમાંથી ન જાય.'

ગોપાલને કહેવાનું મન થઈ ગયું કે બધી ઓરત તારા જેવી નથી હોતી. એમ પણ કહેવું હતું કે છોકરાની મા હજુ બૂઢી નથી થઈ ગઈ. પણ આ બંને વાત કહેવી એ પૂતલીને દારૂ પાવા જેવું કામ હતું.

'રકમ પૂરેપૂરી હોવી જોઈએ.' કલ્લાએ સખતાઈથી કહ્યું : 'અને તેં બરાબર સમજાવ્યું છે ને કે કોઈ ઘાલમેલ કરવા જશે તો દીકરો ગુમાવી બેસશે ?'

'એમાં કાંઈ કાચું રાખું ખરો ?' ગોપાલે ધરપત આપી : 'એ બિચારીએ એનાં સગાં અને પાડોશીઓને એમ જ કહ્યું છે કે મનસૂર એને મોસાળ ગયો છે. બહારથી કોઈને પોતાનું દુઃખ કળાવા દેતી નથી. વાર લાગી એનું કારણ તો તમે જાણો છો - રોકડ રકમનો બંદોબસ્ત કરવાનો હતો.'

'તું એનું ઉપરાણું કાં લેવા માંડ્યો ?' પૂતલીએ ટોણો માર્યો : 'છ દિવસ મોડું થયું એમાં એના આ છોકરાને સાચવવામાં અમારે કેટલી કડાકૂટ થઈ ! સાલો વાતવાતમાં રોવા માંડે. અરધી રાતે ઊઠીને ભેંકડા તાણે. પછી તો બેચાર લાફા ખેંચી કાઢ્યા ત્યારે હવે મનમાં હીજરાતાં શીખ્યો.'

'એની મા એકની એક વાત હજાર વાર પૂછતી હતી : મનસૂરને એ લોકો ખાવા-પીવા તો આપે છે ને ? એ છોકરાને મેં લાડમાં ઉછેર્યો છે. ક્યારેય ઊંચા સાદે હું વઢી નથી.'

'બેવકૂફ ઓરત... એને એમ હશે કે અમે અહીં એના લાડકાને છત્રીપલંગ પર પોઢાડતાં હશું ! પકવાન જમાડતાં હશું ! હાલરડાં ગાઈને ઊંઘાડતાં હશું ! સોદો પતી ગયા પછી એને કહેજે કે આટલા દિવસ અમારી સંગાથે રહ્યો એમાં છોકરાનું કાળજું થોડું કઠણ થયું.'

'સોદો પત્યા પછી !' ગોપાલને આછી ધ્રુજારી આવી ગઈ. સોદો કેમ પતવાનો છે એની આ ઘાતકી પૂતલીને ક્યાં ખબર છે ? પૂતલી ! તારાં પાપ ભરાઈ ગયાં છે ! રકમ આપવા કોણ આવવાનું છે તે ખબર પડશે ત્યારે તારા માટે ઘણું મોડું થઈ ગયું હશે.

'પૂતલીબાઈ, એ બાઈમાણસ મરદને જોઈને ગભરાઈ જશે.' ગોપાલે મૂળ મુદ્દો છેડ્યો : 'બની શકે તો તમે જ રકમ લેવાનું રાખજો.' પછી કલ્લાને ખોટું ન લાગે કે વહેમ ન જાય એટલે તરત જ ઉમેરી દીધું : 'કલ્લાસિંહ થોડે દૂર નજર રાખવા તો ઊભા જ હશે.'

'તું તો જાણે શરત મૂકતો હોય એવી રીતે વાત કરે છે !' પૂતલીએ રુઆબ કર્યો : 'વિધવાને એનો દીકરો મળી જાય, અમને રકમ મળી જાય એ જ જોવાનું તારું કામ છે. હવે જા, પરમ દિવસે સાંજે ચાર વાગ્યે પીરની ટેકરી પર વિધવાને લઈને આવી પહોંચજે. કોઈને શંકા ન જાય એની સાવચેતી રાખજે.'

'ભલે, એમાં કહેવું ન પડે. બધું બરાબર પાર ઊતરે એમ કરીશ.' ગોપાલ મોં ફેરવીને છેલ્લું વાક્ય બોલ્યો હતો, નહીંતર એના ચહેરા પર તરી આવેલી દાઝની રેખા કલ્લા-પૂતલી નજરે ચડી ગયા વિના ન રહેત.

*

પોલીસખાતામાં નવાસવા આવેલા જુવાન કુમારે જ્યારે પ્રસ્તાવ મૂક્યો ત્યારે પોલીસ-ઉપરીની આંખો પહોળી થઈ : 'મિસ્ટર, વધુપડતા ઉત્સાહમાં તમે આગળપાછળનો વિચાર કર્યો છે ખરો ? છોકરાની માને બદલે બુરખો પહેરીને જવાની તમારી યુક્તિ મને બેહદ પસંદ પડી, પણ...'

'પણ શું, સાહેબ ?' કુમારનો તરવરાટ ઝાલ્યો રહ્યો નહીં : 'જોખમનો મેં વિચાર કરી લીધો છે. તમને મારી કૅપેસિટી પર ભરોસો ન હોય તો વાત જુદી.'

'એ શું બોલ્યા, મિસ્ટર કુમાર !' પોલીસ-ઉપરીએ ઊભા થઈને પાઈપ પેટાવી. પોતાના ઘરમાં આ વાતચીત ચાલી રહી હતી : 'તમે જોખમ ખેડવાની હિંમત દાખવી છે, એ માટે હું તમને શાબાશી આપ્યા વિના કેમ રહી શકું ? ડાકુઓને જડમૂળથી ઉખેડવા હોય તો તમારા જેવા બહાદુરોના સાથ વિના એ કદી બનવાનું નથી.'

'તો પૂછી તમે કેમ અચકાઓ છો ?'

'મને તમારી સલામતીનો ભય લાગે છે. તમારી જગ્યાએ હું હોઉં તો પાંચ વાર વિચાર કરી જોઉં.'

'મેં બધો જ વિચાર કરી લીધો છે. મારે બતાવી દેવું છે કે ડાકુઓની જેમ પોલીસ અફસરો પણ મોતને મુઠ્ઠીમાં રાખીને સામનો કરી શકે છે.'

'શાબાશ !' પોલીસ-ઉપરીએ તેની પીઠ થાબડી : 'હું તમારી અને આપણી બધાની સફળતા માટે પ્રભુને પ્રાર્થના કરું છું.' બોલતાંબોલતાં તેમની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં હતાં.

□

# આઠ

ગ્વાલિયર પોલીસના ઉપરી હજુ પથારીમાંથી બેઠા થયા હતા ત્યાં ચોકીદારે સલામ લગાવી : 'સા'બ, કોઈ ઓરત આપને મળવા માગે છે.'

'ઓરત ? અત્યારે !' પોલીસ-ઉપરીને આશ્ચર્ય થયું. કોઈક વાર ગુનેગારની મા-બહેન કે બૈરી રોકકળ કરવા આવી ચડતી હોય છે. સાહેબ ભલા આદમી છે એટલે રહેમ કરશે એવું માની આજીજી કરે, પગે પડે, આંસુ સારે... પણ આરોપીને છોડી મૂકવાની સત્તા પોલીસ-અધિકારીને નથી હોતી. એનો ફેંસલો તો અદાલતે કરવાનો હોય છે. બિચારા આ અભણ લોકોને એની શું ખબર હોય ?

'એને બેઠકખંડમાં બેસાડ, હું આવું છું.' પોલીસ-ઉપરીએ આળસ મરડીને ચોકીદારને હુકમ કર્યો. ચાપાણી પીને બેઠકખંડમાં ગયા ત્યારે બુરખાવાળી ઓરત માથું ઝુકાવીને ઊભી હતી.

'તમે ઊભાં છો કેમ ? બેસો ને, બેન !' તેમણે વિવેક કર્યો, છતાં પેલી વ્યક્તિએ ખચકાતાં-ખચકાતાં બેસવાનો ઇન્કાર કર્યો. ઘણી વાર સુધી એ ચૂપ રહી ત્યારે ઉપરી સાહેબને કંટાળો આવ્યો : 'તમે કોઈ ખાસ કામે આવ્યાં છો ? તમારે કાંઈ કહેવાનું છે ?'

આવનારે માત્ર હકારમાં માથું હલાવ્યું, જબાન ન ચલાવી. ઉપરીને ઉતાવળ હતી. પૂતલી સાથે બાથ ભીડવા જનાર જુવાન પોલીસ કુમાર અત્યારે આવવાનો હતો. આ ઓરતને જલદી વળાવી દેવાની હતી : 'તમારે જે કામ હોય તે જલદી પતાવો, બેન ! મારે બીજાં ઘણાં કામ છે.'

છતાં કાંઈ હિલચાલ ન થઈ ત્યારે તેઓ આકળા થયા : 'તમારા કોઈ સગાને અટકમાં લીધા છે ? કાંઈ દાદફરિયાદ છે ? મૂંગાં બેસી રહીને વખત નહીં બગાડો.'

અને જવાબમાં પેલી વ્યક્તિએ મોં પરથી બુરખો હટાવ્યો. ઓરતને બદલે પાતળી મૂછોવાળા જુવાનને જોઈને ઉપરી સાહેબ હેબતાઈ ગયા : 'અરે, કુમાર ! અત્યારના પહોરમાં આ શું મજાક સૂઝી ?'

'મજાક નહીં, સાહેબ ! ખાતરી કરવા આવ્યો હતો કે બુરખો પહેરીને પૂતલી-કલ્લા સામે જઈશ તો એ વહેમાશે કે બનાવટ પકડાઈ જશે કે નહીં !'

પોલીસ-ઉપરીએ જુસ્સાભેર તેની સાથે હાથ મિલાવ્યો : 'શાબાશ, કુમાર ! તારી ચાલાકી પર હું ખુશ છું. મારી નજરને તેં આબાદ છેતરી.'

બુરખો ઉતારીને કુમારે ખભા પરની બંદૂક બતાવી : 'સાહેબ, બુરખા નીચે બંદૂક હોવાનો જરાય અણસાર આવ્યો નહોતો ને આપને ? પહેલાં તો હું પિસ્તોલ લઈ જવાનું વિચારતો હતો. કમરમાં હોય તો દેખાય નહીં. પણ ડાકુનો સામનો છેટેથી કરવો પડે ત્યારે પિસ્તોલ કરતાં બંદૂકમાં ફાવટ વધારે રહે.'

પોલીસ-ઉપરીને આ વાત ખૂંચી. કુમાર વધુપડતું જોખમ ઉઠાવી રહ્યો હતો. બંને વચ્ચે થોડી દલીલ ચાલી. કુમાર બંદૂક લઈ જવા માટે મક્કમ રહ્યો ત્યારે ઉપરી સાહેબે વિરોધ જતો કર્યો. આમ તો કુમારની સલામતી માટે આસપાસના વિસ્તારોમાં છૂટા-છવાયા હથિયારધારી પોલીસો છુપાઈને બેસવાના જ હતા. બધું બરાબર ગોઠવાઈ ગયેલું. છોકરાના બદલામાં પૂતલીએ માગેલી બાર હજારની રકમ પણ તૈયાર હતી. અલબત્ત, પેટીમાં ગોઠવેલી નોટોની થોકડીઓમાં ઉપરની બે હજારની સાચી અને નીચેની બધી નકલી જ નોટો હતી. સગાં બેટાને લડાઈને મોરચે વળાવતા હોય તેમ પોલીસ-ઉપરી જુવાનને ભેટ્યા : 'પોલીસખાતાની આબરૂ વધારીને અને લોકોનો ત્રાસ ઘટાડીને સલામત પાછો ફરજે.'

કુમાર ફરી બુરખો ઓઢી બહાર નીકળી ગયો.

બપોરના અઢી-ત્રણ વાગ્યે ગાડામાં બેસીને કુમાર અને ગોપાલ ભીંડથી ઊપડ્યા. જનાજા સવારીને બહાને ગાડાની આગળપાછળ પરદો પાડી દેવામાં આવેલો છતાં કુમારે બુરખો પહેરી રાખ્યો. અકળામણ ઓછી કરવા માટે વચ્ચેવચ્ચે મોં પરથી કપડું હટાવી લેતા. રૂપિયાની નોટો ભરેલી પતરાની પેટી બાજુમાં જ પડી હતી. એકાદ કલાક રસ્તો કાપ્યા બાદ ગાડું છોડી દીધું. પીરની ટેકરીએ જવા માટે પગે ચાલવું પડે એમ હતું.

આગળ ગોપાલ પેટી ઊંચકીને ચાલતો હતો. તેનાથી થોડા અંતરે કુમાર બુરખો ઓઢી જનાના ચાલે ધીમેધીમે આગળ વધતો હતો. ટેકરી જેમજેમ નજીક આવતી હતી તેમતેમ તેની છાતીના ધબકારા વધવા લાગ્યા. કદાચ પૂતલી-કલ્લાને શક જશે તો ? પોતાનો જાન જશે અને પોલીસની હાંસી થશે. પેલા નિર્દોષ છોકરાને પણ ડાકુઓ રિબાવશે... ઘડીક તો પાછા ફરી જવાની

ઇચ્છા થઈ આવી. પણ હવે બહુ મોડું થયું હતું. એમ હિંમત હારી જવાથી ડાકુઓની રંજાડ ઓછી નહીં થઈ શકે. આવા કેટલાય માસૂમ છોકરાઓનાં અપહરણ થતાં રહેશે. માણસો બીકના માર્યા બદલામાં રકમ ચૂકવતા જશે. એ રકમમાથી ડાકુઓ નવાં હથિયારો ને કારતૂસો ખરીદશે અને વધુ લોકોના જાન ઝૂંટવાશે.

'બહુ છેટે રહી ગયા ?' ગોપાલ થોભી ગયો. બુરખાધારી કુમાર નજદીક આવ્યો એટલે ઘોઘરા અવાજે તેણે કહ્યું : 'હવે આપણે ડાકુઓની હદમાં દાખલ થઈ ચૂક્યા છીએ. સામે ટેકરી દેખાય છે. તેની પાછળ તેઓ બેઠાં હશે. સાવધ રહેજો.'

કહી ગોપાલ ચાલવા લાગ્યો. કુમારે તેની ચાલ પહેલાં કરતાંય ધીમી કરી. ચાલવામાં તકલીફ થતી હોય એવો અભિનય શરૂ કર્યો. ઝાડ કે પથ્થરની આડશે બેઠેલા ડાકુ તેને દૂરબીનથી જોઈ રહ્યા હશે. હવે પછીની પંદર મિનિટ ખતરનાક નીવડવાની – કાં તો પોતા માટે અથવા પૂતલી-કલ્લા માટે !

'ગોપાલ, મેં તને શીખવ્યું તે બધું યાદ રાખજે. છોકરાનો કબજો ન મળે ત્યાં લગી બહુ જ સાવચેત રહેવાનું છે.'

'મારે અને તમારે બંનેએ.' ગોપાલે પાછું જોયા વિના જ જવાબ આપ્યા : 'ઈશ્વરના ભરોસે જાનની બાજી ખેલવા નીકળ્યા છીએ.'

કુમારને હજુય એ સમજાતું નહોતું કે ડાકુનો વિશ્વાસુ બાતમીદાર બદલો લેવા માટે આટલી હદે કેમ જોખમ ખેડી રહ્યો છે ? પોતાની પાસે તો હથિયાર હતું, જ્યારે ગોપાલ વગર હથિયારે મોતના મોં તરફ મક્કમપણે આગળ વધતો હતો ! પૂતલીએ કરેલાં અપકૃત્યો માટે તેના દિલમાં કેટલી બધી નફરત જાગી હશે ! એ વિના માણસ મરવા કેમ તૈયાર થાય ? બાતમીદાર ફરી બેસે, દગો કરે ત્યારે ડાકુઓ કેટલા ઘાતકીપણે એને રિબાવે છે ! ના, એના એવા હાલ નથી થવા દેવા. છોકરાને અને ગોપાલને પહેલાં ઉગારી લઈશ, પછી મારો વિચાર કરીશ.

અર્ધી ટેકરી ચડ્યા પછી કુમાર જાણી-કરીને થાક ખાવા રોકાયો. ગોપાલે પણ દેખાવ ખાતર ટકોર કરી : 'મેં કહ્યું હતું કે ઓરત-માણસનું આ કામ નથી, છતાં તમે જાતે જ આવવાની જીદ કરી. ચાલો, હવે પગ ઉપાડો.'

કુમાર બુરખા નીચે મલક્યો. હજુ સુધી તો અભિનય બરાબર રહ્યો છે. તેણે હવે મૂંગા રહેવાનું હતું. અવાજ પરથી પરખાઈ ન જવું જોઈએ કે બુરખાની આડમાં મરદ છુપાયેલો છે.

બંને ટેકરીની ટોચે પહોંચ્યા. ગોપાલની ચકોર નજર સોએક ગજ છેટે ઝાડની પાછળ ઊભેલી પૂતલીને આંબી ગઈ. શ્વાસ અધ્ધર થઈ ગયો. આજુબાજુ નજર કરી. બીજા એક ખૂણામાં મોટી ભેખડની આડાશેથી બંદૂકની નાળ તાકેલી દેખાઈ. તે સમજી ગયો, ત્યાં કલ્લો હોવો જોઈએ. કુમારે બુરખાની જાળીમાંથી નિરીક્ષણ કર્યું - ક્યાં ઊભા રહેવું, ક્યાંથી કઈ રીતે ગોળી છોડવી, કેટલી આડશો તેને કામ લાગે એવી છે. બે-પાંચ મિનિટ બંને પક્ષે કાંઈ હિલચાલ થઈ નહીં. પગરખાં વિના આવેલા કુમારના પગના તળિયાને ગરમ રેતી દઝાડતી હતી.

'છોકરો ક્યાં છે ?' બહુ ધીમેથી તેણે ગોપાલને પૂછ્યું.

ગોપાલ ચૂપચાપ આગળ વધ્યો. હાથમાં ઊંચકેલી પેટીને વચ્ચે એક પથ્થર મૂકી : 'માલ હાજર છે.' તેણે પૂતલી-કલ્લાને સંભળાય એટલા મોટેથી હાંક મારી.

'છોકરો પણ હાજર છે.' પૂતલીને બદલે કલ્લાએ ખડકની આડાશેથી જવાબ આપ્યો, પછી છોકરાનો કાંઠલો પકડી તેને થોડો બહાર લઈ આવ્યો.

'અમ્મા !' છોકરાએ બુરખાધારી કુમારને જોઈ રાડ પાડી. તેના અવાજમાં હર્ષ અને રુદન બંને વ્યક્ત થયાં. કુમારે માનો અભિનય કરવા માટે માથું સહેજ નમાવ્યું, બે ડગલાં આગળ વધ્યો. છાતી પર હાથ દાબ્યો. આથી છોકરો અધીરો થઈ કલ્લાની પકડમાંથી છૂટવા માટે જોર કરવા લાગ્યો. કલ્લાએ તેની બોચી પકડી લીધી : 'ઊભો રહે. પહેલાં સોદો થઈ જવા દે. તારી માને પછી નિરાંતે વળગી પડજે.'

દીકરાની હાલત જોઈને વિહ્વળ બનેલી માને આઘાત લાગે એવા ભાવ સાથે કુમાર બાજુએ હઠી ગયો. આ બહાને તેણે એક ભેખડની આડશ મેળવી લીધી. ગોપાલ એની જ રાહ જોતો હતો. તેણે પૂતલીને ઇશારત કરી : રકમ લઈ લો અને છોકરાને સોંપી દો.

પૂતલી હાથમાં પિસ્તોલ તાકીને આડશમાંથી બહાર આવી. કુમારે બુરખાની જાળીમાંથી એને ધારીને જોઈ. આંચકો આપ્યો એના દેખાવે... જેના નામથી લોકો ધ્રૂજી ઊઠે છે, જે બેરહેમપણે માણસોને રહેંસી નાખે છે, ઓરતોની આબરૂ લૂંટાવે છે અને જેના રૂપ પાછળ સુલ્તાના જેવો ડાકુ પાગલ બન્યો હતો એ આ પૂતલી ! આ સુકલકડી કાયા, સૂકો-લૂખો ચહેરો, એક હાથ ઠૂંઠો અને પુરુષનો પોશાક ! એની હત્યારી હિંમતનો કોઈ અણસાર એના વ્યક્તિત્વમાં ઊપસતો નથી. પૂતલીને પ્રત્યક્ષ જોયા પછી કુમારની હિંમત વધી. એના નામનો જે ડારો હતો તે એના દેખાવમાં ક્યાં છે ? ખોપરીનું એક નિશાન બસ થઈ પડશે.

'એ બૂઢી ! ત્યાં કેમ ઊભી છે ?' પૂતલીના પડકારે ગોપાલને ચમકાવ્યો. કુમારને ભડકાવ્યો. એના અવાજમાં અજબ તાકાત ભરી હતી એ કુમારને સમજાયું.

'બાઈમાણસ છે એટલે નજદીક આવતાં ડરે છે.' ગોપાલે બહાનું બતાવ્યું. પૂતલી વધારે પાસે આવી. હવે ગોપાલ તેની સાવ નજદીક હતો.

'ગોપાલ, રકમ પૂરેપૂરી છે ને ?' પૂતલીએ પેટી સામે નજર ખોડી રાખી હતી : 'એક નોટ ઓછી હશે તોય હું સાંખી નહીં લઉં.'

'મારી સામે ગણીને લઈ આવી છે બિચારી.' ગોપાલ આડું જોઈને કહેતો હતો. પૂતલીની નજરનો સામનો કરતાં એને બીક લાગતી હતી : 'મેં મારા હાથે જ પેટી બંધ કરી હતી અને હું જ અહીં સુધી ઊંચકીને લાવ્યો છું.'

'એય ! છોકરાની મા ! શું નામ તારું ?' પૂતલી જેની ખેધે પડે તેને ઝટ છોડે નહીં : 'અહીંયાં આવ. જરા તારું મોં તો જોવા દે.'

બુરખા હેઠળ કુમાર કંપી ઊઠ્યો. ગોપાલનું કાળજું થથરવા લાગ્યું. એ કુતૂહલ ખાતર પૂછતી હતી કે તેને કોઈ વહેમ ગયો છે ? કુમારથી અવાજ કરાય તેમ નહોતું. ભેદ ઉઘાડો પડે તો ત્રણના જાન ઝૂંટવાઈ જાય. છોકરાનો કાંઠલો પકડીને ઊભેલા કલ્લાના ગળામાં દૂરબીન લટકતું હતું. તેણે દૂરબીન આંખે લગાવ્યું. ટેકરી ફરતે ચારે બાજુ દૂરદૂર સુધી નજર કરીને જોઈ લીધું કે પોલીસ છુપાયેલી નથી ને ? ઘણી વાર પોલીસને ખાનગીમાં ખબર પડી જાય છે કે અમુક વ્યક્તિ ડાકુને બાન આપવા જઈ રહી છે, છાનાછાના તેઓ એનો પીછો કરે છે અને સોદો પતી ગયા બાદ પાછા ફરતા ડાકુઓને રસ્તામાં આંતરી લે છે.

'એનું નામ યાસ્મિનબાઈ છે.' ગોપાલે જ જવાબ આપી દીધો. પૂતલીએ પેટી પર પગ મૂક્યો, પછી કલ્લાને હાંક મારી : 'છોકરાને અહીં ધકેલી દે.'

કલ્લાની પકડમાંથી છૂટો થયેલો છોકરો 'અમ્મા ! અમ્મા !'નો પોકાર પાડતો કુમાર તરફ ધસી ગયો, પણ પૂતલીએ વચ્ચેથી જ તેનું કાંડું ઝડપી લીધું : 'અલ્યા, ઊભો રહે. હજુ વાર છે.' છોકરો હેબતાઈ ગયો. ગોપાલ જરા આઘો ખસી ગયો. તેણે ત્રાંસી નજરે જોયું તો કુમાર ભેખડ પાછળ કંઈક હિલચાલ કરતો હતો. કટોકટીની ઘડી આવી પહોંચી છે એ ખ્યાલથી તેના સ્નાયુઓ તંગ થવા માંડ્યા. કુમારે ખભા પરથી બંદૂક નીચે સરકાવીને ભેખડને ટેકે મૂકી રાખી હતી. તેની ગણતરી એવી હતી કે છોકરો આ તરફ આવી જાય અને ગોપાલ બાજુમાં ખસી જાય એટલે નિશાન લેવું. કલ્લાનું શું કરવું તે સૂઝ્યું નહોતું. ગોપાલે ઝડપથી કોઈ આડશ લઈ લેવાની હતી, જેથી તે હડફેટમાં ન આવી જાય. બંદૂકનો ધડાકો થાય એટલે ટેકરીની નીચે આસપાસ છુપાયેલા પોલીસોએ ભડાકાઓ ચાલુ કરવાના હતા, જેથી ડાકુઓને ગભરાવી શકાય. બનવાજોગ છે કે કલ્લા-પૂતલીના સાથીઓ પણ આસપાસ સંતાયેલા હોય. બહુ સાવચેતીથી કામ લેવાનું હતું.

પૂતલીએ છોકરાનું કાંડું છોડ્યું નહીં : 'ગોપાલ, ઉઘાડ ! પેટી જોવા તો દે ! નોટો અસલી છે કે નકલી ?'

ગોપાલના પેટમાં સીસું રેડાયું. તેને થયું કે બિલાડી ઉંદરને રમાડે તેમ પૂતલી ધીમે-ધીમે નહોર ભરાવવા માંડી કે શું ? અંદર નકલી નોટો છે એવી પૃચ્છા કેમ કરી ? પણ પોતે જરાય ખચકાટ દેખાડે તો એ વધુ વહેમાશે એમ માની તેણે ઝડપથી પેટી ખોલી : 'જોઈ લો, પૂતલીબાઈ, ગણવી હોય તો ગણી પણ લો.'

પૂતલી ખરેખર નીચી નમી. નોટોની એક થોકડી ઉઠાવી. તેની આંખો ચમકી ગઈ. ચહેરા પર સંતોષ ફરક્યો ત્યારે ગોપાલનો શ્વાસ હેઠો બેઠો. પણ પૂતલી કદાચ હજુ વધુ ચીવટથી તપાસશે તો પોલ ઉઘાડી પડી જવાની દહેશતથી ગોપાલે કહ્યું : 'પૂતલીબાઈ, આ છોકરો હીજરાઈ રહ્યો છે. માને મળવા અધીરો થયો છે. મા-બેટો મળી લે એટલી વારમાં આપણે રકમ ગણી લઈએ.'

પૂતલીએ હાથની ઇશારત કરીને કલ્લાને પોતાની પાસે બોલાવ્યો : 'ચાલ જોઈએ, પૈસા ગણવામાં તું ઝડપી છો.' પછી ગોપાલને ટપાર્યો : 'સો-સોની નોટો ઓછી દેખાય છે. દસ-દસની ગણતાં તો સાંજ પડી જાય.'

કલ્લો નજદીક આવ્યો એટલે પૂતલીએ છોકરાનું કાંડું છોડી દીધું. કલ્લાએ પેટી ઊંધી વાળી દીધી. નોટોનો ઢગલો જમીન પર વેરાઈ પડ્યો. એટલી વારમાં છોકરો કુમાર તરફ ધસી ગયો. હર્ષાવેશમાં તેણે 'અમ્મા ! અમ્મા !'ની બૂમો પાડી અને કલ્લાની નજર અનાયાસ જ એ બાજુ ગઈ. છોકરો ભડકી ન જાય અને માને બદલે પોતાને જોઈને આઘો ન ખસી જાય એટલા ખાતર કુમારે બુરખામાંથી હાથ સુધ્ધાં બહાર નહોતા કાઢ્યા. જેવો છોકરો નજદીક પહોંચ્યો કે તેણે ઝડપથી તેને પોતાના પડખામાં ભીંસી દીધો. આ હિલચાલમાં બાજુમાં ટકવેલી બંદૂક નીચે સરી ગઈ. ખખડાટ થયો અને બંદૂકની નાળ કલ્લાની નજરે ચડી ગઈ. 'દગો !' 'દગો !' કહીને તેણે પોતાની બંદૂક તાકી. પૂતલીની આંગળી પણ પિસ્તોલની ટ્રિગર પર ગોઠવાઈ ગઈ.

કુમારે ઝડપથી બંદૂક ઉઠાવી લીધી. એટલી વારમાં ગોપાલે ભાગી છૂટવા માટે દોટ પણ મૂકી. કુમારે ઘોડો દબાવ્યો. એની બંદૂકમાંથી ગોળી છૂટવાની હશે ત્યારે જ કલ્લાએ પૂતલીના ઠૂંઠા હાથનું બાવડું પકડી લઈ તેને દૂર ધકેલી દીધી. ગોળી બંનેની વચ્ચેથી હવામાં ગાયબ થઈ ગઈ. ધડાકાએ પંખીઓને ફફડાવી મૂક્યાં, શાંત વાતાવરણને ગજાવી દીધું.

કુમાર બીજી ગોળી છોડે એ પહેલાં તો કલ્લાએ દોડતાં ગોપાલની પીઠમાં ગોળી ધરબી દીધી. પૂતલીએ હવે આડશ લઈ લીધી હતી. ગોપાલ ગડથોલિયું ખાઈને જમીન પર પડ્યો. દસ વરસનો છોકરો ભયનો માર્યો આંખો મીંચી, કાન પર હાથ દાબી દઈ, થરથર ધ્રૂજતો હતો. જેને તેણે મા ધારી હતી એ તો બીજું કોઈ નીકળ્યું !

પૂતલી અને કુમારની ગોળી સામસામી વછૂટી, પણ ભેખડ સાથે અફળાઈ વેડફાઈ ગઈ. જખમી ગોપાલે જોર કરીને ઊઠવાનો પ્રયાસ કર્યો. તે માંડ ઊભો થઈ શક્યો. પણ કલ્લાની બીજી ગોળીએ તેનું પડખું વીંધી નાખ્યું. લોહીનો ધોરિયો વહેવા માંડ્યો એના પડખામાંથી.

'સાલા ! ગદ્દાર... કુત્તાઓ સાથે મળી ગયો !' કહેતો કલ્લો ગોપાલ પર ઉપરાઉપરી ગોળીઓ છોડતો હતો. પગ, માથું, વાંસો - જ્યાં નિશાન લાગે ત્યાં ગોપાલ વીંધાતો જતો હતો. દરેક ઘા તેને તરફડાવી જતો. પૂતલી કુમારનું નિશાન લેવા તલપાપડ થઈ હતી. બુરખો પહેરીને કોઈ હિંમતબાજ પોલીસવાળો આવ્યો છે એની ખાતરી થઈ ગઈ. એ તેને જીવતો જવા દેવા માગતી નહોતી.

'કલ્લા ! હવે આ કુત્તાને ખતમ કરવાનો !'

કુમાર ગોપાલના હૃદયદ્રાવક અંજામથી સહેજ ઢીલો પડ્યો હતો. ભયભીત થયેલા છોકરાને પકડી રાખવામાં તેનો એક હાથ રોકાયેલો હતો, એટલે બંદૂક ચલાવવામાં થોડી અગવડ પડવા લાગી. જો પૂતલી અને કલ્લો બંને બાજુથી ગોળીનો મારો ચલાવશે તો એકાદ ઘા તેને આંટી જવાનો એને સંભવ લાગ્યો.

પણ એ જ વખતે ટેકરીની નીચેના ભાગમાંથી બંદૂકના ધડાકા થવા લાગ્યા. કુમારની હિંમત વધી. કલ્લો અને પૂતલી ચોંક્યાં. બંનેને સમજતાં વાર ન લાગી કે પોલીસ ઉપર આવી રહી છે. પાછળથી બીજા ગોળીબાર સંભળાયા. એ તેમના સાથીઓના હતા.

પૂતલી અને કલ્લો પીછેહઠ કરવા લાગ્યાં. કુમાર આવેશમાં બંને પર વારાફરતી ગોળીઓ છોડતો જતો હતો. જવાબમાં કલ્લો કે પૂતલીની ગોળી ક્યારેક તેની આસપાસથી પસાર થઈ જતી. કુમારની ઇચ્છા થઈ : પીછો પકડીને તેમને નાસતાં રોકી પાડું... પણ પેલો છોકરો બંદૂકના ધડાકા-ભડાકાથી હેબતાઈને ચીસો પાડતો હતો. કુમારે છોકરાની સલામતીનો પહેલો ખ્યાલ કરવાનો હતો. પોલીસ ટેકરી ચડીને આવી પહોંચી ત્યાં સુધીમાં કલ્લો અને પૂતલી પાછલી કોતરોમાં પલાયન થઈ ગયાં. શિકારને નજર સામે છટકી જતો જોઈને કુમારને પેલા છોકરા પર દાઝ ચડી. પણ આખરી શ્વાસ લઈ રહેલા ગોપાલ તરફ ધ્યાન ગયું. છોકરાને પોલીસના હાથમાં સોંપી એ ગોપાલ પાસે દોડી ગયો. પણ એ મોડો પડ્યો. લોહીના ખાબોચિયામાં પડેલી ગોપાલની કાયાએ છેલ્લો તરફડાટ કરી ડોક ઢાળી દીધી.

કુમારથી એ દૃશ્ય ન જોવાયું. શરીર પરથી બુરખો ઉતારી ગોપાલના શબ પર ઢાંકી દીધો : 'પોલીસને સાથ આપવાની અને પ્રજાનું ભલું કરવાની તારી કોશિશનો અંજામ કરુણ આવ્યો, ગોપાલ ! પણ તારા મૃતદેહની સાક્ષીએ હું સંકલ્પ કરું છું કે પૂતલીનો આવો અંજામ ન લાવું ત્યાં લગી હું ચેનથી જીવીશ નહીં !'

□

## નવ

પોલીસના છટકામાંથી છટકી ગયેલી પૂતલીને થયું કે પોતે અમરપટ્ટો લખાવીને આવી છે. પોલીસની ગોળી તેને કદી અડકી નહીં શકે. કલ્લા-પૂતલીની ટોળીએ એક જ દિવસમાં ૭૫ હજારની લૂંટ કરી ત્યારે લોકોનેય થવા માંડ્યું કે પોલીસ ક્યારેય પૂતલીને ખતમ નહીં કરી શકે.

ખરી રીતે પોલીસે પૂતલી તરફથી ધ્યાન વાળી લઈને લાખનસિંહ પર મીટ માંડી હતી. પૂતલીને પછી જોઈ લેવાશે, પહેલાં લાખનને ખતમ કરો. એ પોલીસની ઇજ્જતની હરાજી કરી રહ્યો છે, મનફાવે તેમ કતલો કરવા લાગ્યો છે. પૂતલી ભલે થોડો વખત મનમાની કરી લે.

અને લાખન જાણે પોલીસની જાળમાં ફસાવા માગતો હોય એવી બાતમી મળી.

૨૩મી જાન્યુઆરી(૧૯૫૮)નો એ દિવસ હતો. કોંથાડ ગામમાં લાખન કોઈની કતલ કરવા આવ્યો છે એવી વિશ્વાસપાત્ર બાતમી મળી. પોલીસ સાબદી બની. ત્રણચાર પલટનો કોંથાડ ગામ તરફ ધસી ગઈ, કમાન્ડર કૈલાસસિંહની સરદારી હેઠળ જુવાન પોલીસ કુમાર પણ હતો. તેણે પૂતલીને ફસાવવાની બહાદુરી દેખાડી એટલે ઉપરીઓની નજરમાં એ વસી ગયેલો. આવી કટોકટીમાં તેને જુસ્સો ચડતો.

કોંથાડ ગામની બહાર નીકળવાનાં ત્રણે નાકાં દાબીને પોલીસ બેસી ગઈ. આજુબાજુનાં ગામો સેઉનિયા, લેપા, સાંગોલિમાં પણ પોલીસપહેરો ગોઠવાઈ ગયો. તરસુમા ગામની બાજુમાં જ ચણાનું ખેતર હતું. ત્યાં કમાન્ડર કૈલાસસિંહ અને કુમાર લાખનનો સામનો કરવા બેઠા હતા. ખેતરોના છેડે ચંબલની કોતરો આવતી હતી અને ત્યારબાદ કુંવારી નદી... લાખન એ જ રસ્તેથી નાસવાની કોશિશ કરશે. તેને અહીં જ ઢાળી દેવાનું ફાવશે એવી ગણતરી રાખેલી. કુંવારી નદીના બીજા કાંઠેય પોલીસોને છુપાવી રાખ્યા હતા. આજે લાખનનું મોત નક્કી હતું.

સમય વીતતો ગયો. વાયરલેસથી પોલીસટુકડીઓ વચ્ચે સમાચારની આપ-લે થયા કરતી હતી : હજુ કોઈ કળાતું નથી...

બહુ વાર સુધી લાખન ફરક્યો નહીં ત્યારે વિશ્વાસપાત્ર બાતમી બનાવટી નીકળશે એવો ઉચાટ થવા લાગ્યો. દૂરબીનમાં કોતરો, ખેતરો અને નિર્જન સીમો જ દેખાતાં હતાં. પણ લાખન ક્યાં ?

અરે, આ બાર-પંદર માણસો કોણ દેખાય છે ? ખાખી પહેરવેશ પહેર્યો છે. ખભે બંદૂકો લટકાવી છે. રુઆબથી ચાલ્યા આવે છે. લાખનની ટોળી અહીં સુધી કેમ આવી પહોંચી ? કોંથાડ ગામને તો ઘેરો ઘાલ્યો હતો !... કે એ લોકો હવે ત્યાં જઈ રહ્યા છે ?

'સાવધ !' કમાન્ડરે બધાને આડશ લઈ લેવા કહ્યું.

વાયરલેસ સંદેશા વહેવા લાગ્યા : કોઈક દેખાય છે. ગોળીબાર કરવાની ઉતાવળ ન કરશો. હિલચાલ ન કરશો...

પણ ત્યાં તો એક પોલીસ ઉત્તેજનાથી રાડ પાડી ઊઠ્યો :

'સાહેબ ! પૂતલીબાઈ !'

'હેં...' કમાન્ડર કૈલાસ ચોંક્યા. કુમાર તો આડશની પરવા રાખ્યા વિના સફાળા ઊભા થઈ ગયા : 'પૂતલી !' તેમની નસો આવેશથી ફૂલી ગઈ. ગોપાલનું મોત અને એ વખતે કરેલો સંકલ્પ દિમાગમાં ઘૂમરાવા લાગ્યાં. દાંત ભીંસાયા : 'પૂતલી...'

કુદરતની પણ કેવી ચાલ છે ! જાળ બિછાવી હતી લાખન માટે અને ફસાવા આવી પૂતલી !

સન...ન...ન કરતી ગોળી છૂટી. કલ્લા-પૂતલીને પોલીસની હાજરીની ગંધ આવી ગઈ એટલે તેમને ડરાવવા ગોળીબાર શરૂ કર્યો. પોલીસનેય ચાનક ચડી. ઉપરીના હુકમ વિના બે-ત્રણ ખૂણેથી સામી ગોળીઓ છોડી. કુમારથી ઉપરીની હાજરીમાં કડવાં વેણ બોલાઈ ગયાં : 'બેવકૂફ એમને શું કામ ચેતવી રહ્યા છો ?'

કલ્લા અને પૂતલીને હવે ખ્યાલ આવ્યો કે ચારે બાજુથી તેઓ ઘેરાઈ ગયાં છે. કલ્લાએ રાડ નાખી : 'બે ભાગમાં વહેંચાઈ જાઓ ! મારી સાથે પાંચ જણા ચાલો... પૂતલી ! તું ચણાના ખેતર તરફ નાસી છૂટ !'

કલ્લાને પોતા કરતાંય પૂતલીની ફિકર વધારે હતી. તેની સાથે તેણે દસ જણાને મોકલ્યા. પોલીસને ભરમાવવાની એ ચાલબાજી હતી. પોલીસો એને ભાગતો જોઈને પૂતલીને વતાવવાનું વિચારશે નહીં અને પૂતલીને કોતરો સુધી દોડી જવાનો મોકો મળી રહેશે.

પણ કુમારની નજર પૂતલી પર મંડાયેલી હતી. દૂરબીનમાંથી ઠૂંઠા હાથવાળી ઓરતને એ છટકવા દેવા માગતો નહોતો. 'સાહેબ, આપણે અંહીં જ એને હડફેટમાં લેવી છે. મને આગળ રહેવા દેજો. આજ હું પૂતલીની લાશ લીધા વગર પાછો નહીં ફરું.'

પૂતલી આમ જાય તો ગોળી છૂટે, પેલી તરફ ભાગે તો ગોળી ! ના, તે મરવા માગતી નહોતી. હજુ ઘણું જીવવું છે, ઘણા અત્યાચારો વરસાવવા છે, બળાત્કારો કરાવવાં છે, લોકોને લૂંટવા છે, પોલીસને રંજાડવી છે. હું ભાગી છૂટીશ, છટકી જઈશ...

ધૂળ ઊડે છે, બંદૂકો ધુમાડો ઓકે છે, તૂફાન જેવી ગાજવીજો થઈ રહી છે. કોઈ જીવ બચાવવા દોડે છે, કોઈક જીવ લેવા મથે છે. બધાંનાં કપડાં ખાખી છે. કોણ પોલીસ, કોણ ડાકુ એ ઓળખવાનું મુશ્કેલ છે. ગોળીથી વીંધાયેલાની ચીસ સંભળાય છે, શમી જાય છે. ફરી બંદૂકો ગર્જે છે. અંધાધૂંધી ફેલાઈ ગઈ છે.

પૂતલી ચણાના ખેતર પર નજર દોડાવે છે. ત્યાં પહોંચી જાય તો પોલીસની આંખોમાં ધૂળ નાખી શકાય. કોતરો પાસે જ છે. તેની પાછળ કુંવારી છે. એ એને જરૂર બચાવી લેશે.

પાગલની જેમ પૂતલી નાસે છે. સાથીઓથી વિખૂટી પડીને ભાગે છે. બસ, સામે જ છે. પાસે જ છે ખેતરો. હશે સાઠ ગજ, પિસ્તાલીસ ગજ... પણ આ શું ? ખેતરોમાંથી ગોળીઓ છૂટે છે !

પૂતલીના હોશકોશ ઊડી ગયા. પોલીસ આટલી બધી તૈયારી કરીને બેઠી છે ! એક પછી એક સાથીઓ ઢળી રહ્યા છે, ઊથલી પડે છે. કલ્લો હવે બીજી દિશામાં છે. પાછળ પોલીસ, આગળ પોલીસ... પૂતલીના શરીરમાં કંપારી વછૂટે છે : હું આ કુત્તાઓના હાથે મરીશ ? નહીં ! એ કદી નહીં બને !

વધુ જોરથી તેણે પગ ઉપાડ્યા... આટલી ઝડપે તેને ક્યારેય દોડવું પડ્યું નહોતું. નાસતી જાય અને ગોળી છોડતી જાય. કોઈને નજદીક આવવા નથી દેવા...

હવે કોતરો પાસે આવી છે. બસ આ કોતરોમાં તેને કોઈ આંટી નહીં શકે. પોલીસનું ગજું નથી કે પોતાની ગતિએ કોતરો ચડી શકે !

ઉપર ને ઉપર... પૂતલી કોતરો ચડતી જાય છે. વચ્ચેવચ્ચે જરા વાર અટકે છે. બંદૂકનો ઘોડો દબાવી પોલીસને આગળ વધતા રોકવાની કોશિશ કરતી રહે છે. શરીરની નસો તણાય છે. છાતી ધમણની જેમ હાંફે છે. પગની પિંડીઓ કાંપવા લાગી છે. પીઠમાં સબાકા બોલે છે, છતાં પૂતલી હારવા માગતી નથી.

અને એ જુસ્સો પૂતલીને કોતરની ટોચ સુધી પહોંચાડવામાં કામિયાબ નીવડે છે. સો ફૂટ નીચે ખળખળ વહેતી કુંવારી નદીનાં પાણી જોઈને પૂતલીની આંખો ચમકી ઊઠે છે : બસ, હવે કોઈની પરવા નથી. ધસમસતો આ પ્રવાહ તેને દૂર સુધી ઘસડી જશે. એક વાર પાછળ ખુન્નસભરી નજરે જોઈને તેણે ગોળી છોડી. નિશાન એવું ચોટદાર રહ્યું કે પોલીસ ગડથોલિયું ખાઈને કોતરોની ખીણમાં ગબડી પડતો દેખાયો. પૂતલીએ બંદૂક ફગાવી દીધી. પગની પાનીઓ ઊંચી કરીને તેણે કુંવારીમાં ઝંપલાવવા માટે શરીરને ફંગોળ્યું. કુમાર એ તક જવા દેવા માગતો નહોતો. તેણે બંદૂકનો ઘોડો દબાવ્યો, સન...ન કરતી ગોળી પૂતલીના જમણા ખભાને છરકો કરતી ગઈ. જાણે કોઈએ જોરથી ધક્કો માર્યો હોય તેમ ગુલાંટ ખાતી પૂતલી કુંવારીમાં જઈ પડી.

કુમારે નિસાસો નાખ્યો. ગોળી બરાબર નિશાન સાધી શકી નહીં તેનો અફસોસ થયો. એ જ વખતે ધુબાકો સંભળાયો. એ પાણીમાં પડી છે, હવે છટકી જવાની...

કુમારે દોટ મૂકી... હજુય તક છે. જો સમયસર પોતે ટોચ પર પહોંચી જાય તો ત્યાંથી તે પૂતલીને ઠાર કરી શકશે.

પાણીમાં પડેલી પૂતલીએ ઝટપટ સ્વેટર ઉતારી નાખ્યું. પાટલૂન પણ કાઢી નાખ્યું. એક હાથ ઠૂંઠો હતો, બીજો ઘવાયો હતો. તરવા માટે જોર અજમાવવું પડે તેમ હતું. હાંફતાંહાંફતાં એ બોલતી હતી : 'કુંવારી ! મારી સક્ષા કરજે !'

તરીને સામે કાંઠે જવાનો ઇરાદો કર્યો, પણ ત્યાંથી પોલીસનો ગોળીબાર ચાલુ થયો એટલે એ મૂંઝાણી. હવે પ્રવાહમાં ખેંચાઈને આગળ વધવાનું સલામત લાગ્યું. ભલે તરતાં તરતાં બેહોશ થઈ જવાય.

પણ કુમાર ટોચ પર પહોંચી ચૂક્યો હતો. તેણે તરતી પૂતલીના માથાનું નિશાન લીધું. પહેલી ગોળી ત્રાંસી ગઈ. પૂતલીએ ડૂબકી મારી. શ્વાસ ટકી શક્યો ત્યાં સુધી તે ઉપર ન આવી. પાણીની સપાટી પર ગોળી અફળાતી હતી. કાનમાં ધાક પડી જાય એવા ધડાકા થતા હતા. છાતી ફાટી જાય તોપણ ઉપર નથી આવવું એવો મક્કમ ઇરાદો કર્યો પૂતલીએ. પણ એ ક્યાં સુધી નીચે ટકી શકે ? શ્વાસ લેવા માટે ડોકું બહાર કાઢ્યું અને સન...ન કરતી ગોળી તેની છાતીમાં ઊતરી ગઈ. પાણી લાલાશ પકડવા લાગ્યું, પૂતલી હજુય મોતને નમતું જોખમ માગતી ન હોય તેમ તરફડાટ કરતી હતી... પણ કુમાર સમજી ગયો : પૂતલીનો ખેલ હવે ખલાસ થયો છે. ડાકુરાણીનો શાપ કુંવારીના પાણીમાં ધોવાઈ ગયો.

જેના કાંઠે કામણ જગાવ્યાં હતાં, જેની નીચે અનેક મહેફિલો ઝગમગાવી હતી, જેના જોબને સુલ્તાના, પહાડા, બાબુ લોહારી અને કલ્લા જેવા ડાકુઓને પાગલ બનાવી દીધા હતા, જેની જિંદગી ફંટાઈને તોફાની બની હતી, જેના નામથી લોકો ધ્રૂજતા હતા, જેના હાથે અનેક જીવ રહેંસાયા હતા, જેની વિકૃતિએ કેટલીય સ્ત્રીઓનાં શિયળ લૂંટાયાં હતાં, જેણે પોલીસને વરસો લગી હંફાવી હતી એ પૂતલીની અર્ધનગ્ન કાયા કુંવારીના કાંઠે ચેતનહીન પડી હતી.

પોલીસોના માનવામાં આવતું નહોતું કે ખોફનાક ડાકુરાણી પૂતલી મરી પરવારી છે... કુમાર ધીમાં પગલે એની લાશ પાસે આવ્યો. કેટલું ઝનૂન હતું આ દૂબળીપાતળી કાયામાં ! નજર ફેરવી લીધી કુમારે... નફરતને બદલે હવે તેણે મોતની અદબ રાખવી જોઈએ. પોતાનો ખાખી કોટ ઉતારીને પૂતલીની કમર પર ઢાંકી દીધો.

લાશનો ખડકલો લઈને જતી ટ્રકને જોવા માટે ગામેગામના લોકો કતારમાં ઊભા હતા. મોરેના ટ્રક ઊભી રહી. ગામ-આખું તેની લાશને જોવા ઊમટેલું. એ જ ગામની હતી તે પૂતલી ! મા અસગરીબાઈ અને દીકરી તન્નો ચોધાર આંસુએ રડતી હતી. તારા એમને ધરપત આપતી હતી : હવે રડવાથી શો ફાયદો !

એ રાતે પૂતલીના પડોશની તવાયફોની મેડીના દીવા પ્રગટ્યા નહોતા. સારંગી બજી નહીં. ઝાંઝર રણક્યાં નહીં. કોઈ મુજરો થયો નહીં. પૂતલીનો શોક આ એક જ ગલીએ મનાવ્યો હતો.

કલ્લો ભાંગી પડ્યો. શું કામ પોતે પૂતલીથી અલગ થયો ? છેવટ સુધી સાથે રહ્યો હોત તો પૂતલીને બચાવવા માટે ઝઝૂમી શકત ને ? પૂતલી ઉપરાંત બીજા દસ સાથીઓનેય તેણે ગુમાવ્યા હતા. પોલીસના ઘેરામાંથી પાંચ માણસોને બચાવીને એ માંડ ભાગી શક્યો હતો. પગમાં ગોળીનો જખમ હતો. મનમાં પૂતલીના મોતનો ગમ હતો. ભાંગી પડેલી ટોળીને બેઠી કરતાં મહિનાઓ લાગશે. પૂતલી વિનાની જિંદગીમાં એ જોશ અને જુસ્સો ક્યાં રહેવાના ? શું કરવું ?

ચંબલનું પાણી પીધા પછી બંદૂક ઉઠાવ્યા બાદ, બહારવટે ચડ્યા કેડે આવો સવાલ ક્યારેક ડાકુના મનમાં ઊઠે છે. જ્યારે હતાશા દિલને ઘેરી વળે છે ત્યારે થોડા દિવસ માટે વૈરાગ્ય જાગે છે. પણ એનો શો અર્થ ? પાછા ફરવા માટેના બધા જ રસ્તા બંધ થઈ ગયા હોય ત્યારે આગળ વધવાનું જ રહે.

કલ્લાને લાખન યાદ આવી ગયો. પૂતલીને ખાતર પોતે લાખનનો સાથ છોડી દીધો હતો. હવે પૂતલી રહી નહીં. પાછો લાખન સાથે જોડાઈ જઉં ?

પણ લાખન તેને આવકારશે ? પહેલાંની જેવી દોસ્તી દાખવશે ? કદાચ એ તેની મજાક કરશે : કેમ, પાછા આવવું પડ્યું ને ?

એમ તો રૂપા પાસેય જઈ શકાય. પૂતલી તરફ રૂપાએ હમદર્દી રાખી હતી એટલે ત્યાં મેળ બેસી જશે. પણ લાખન અને રૂપાની ટોળી વચ્ચે હવે કટ્ટર દુશ્મની જામી ગઈ છે. રૂપા સાથે જોડાઈને લાખનની દુશ્મની નથી વહોરી લેવી.

એના કરતાં થોડોક પોરો ખાઈને નવેસર ટોળી તૈયાર કરીશ. પૂતલીને ખતમ કરનાર પોલીસને વધુ રંજાડીશ. એક દિવસ મરવાનું તો છે જ, પછી શા માટે કોઈની સરદારીની કંઠી ગળે બાંધવી ? પૂતલી નથી, પણ પૂતલી-કલ્લાની ટોળી તો રહેવાની જ.

નિરાશા ખંખેરી કલ્લો પગનો જખમ ધોવા લાગ્યો.

**[બીજો ભાગ સમાપ્ત]**



# એક

ચંબલના અજેય ડાકુ રાજા માનસિંહના મોતની ખુશાલીમાં મધ્યપ્રદેશનું પોલીસખાતું આળોટતું હતું ત્યાં ખબર આવ્યા : 'ફોજદારસિંહની લાશ મળી છે... ખૂન કોણે કર્યું, ખબર પડતી નથી.'

આ એક હત્યાથી પોલીસવાળા હચમચી કેમ ગયા ? માનસિંહને ખતમ કરવાનો વાયદો પૂરો કરી જશ ખાટી જનાર ગૃહપ્રધાન દીક્ષિતજી આથી ચોંકી કેમ ગયા ?

ના, ફોજદારસિંહ કોઈ મોટો માણસ નહોતો, પોલીસ અફસરેય નહોતો. તેના નામ પરથી એ કોઈ ગામનો ફોજદાર હોય એનું અનુમાન કરીએ તોપણ ખોટું પડે.

તો પછી આ ફોજદારસિંહ કોણ હતો ?

એક ડાકુ... માત્ર ડાકુ જ નહીં, પોલીસ જેને ખતમ કરવા આકાશ-પાતાળ એક કરતી હતી એવા ભયાનક અને ઘાતકી ડાકુ લાખનસિંહનો વિશ્વાસુ સાથી હતો એ.

તો પછી એના મોત પર પોલીસે ખુશ થવાને બદલે આંચકો શું કામ અનુભવવો જોઈએ ? એક ડાકુ ઓછો થયો, લાખનનું જોર એટલું તૂટ્યું... આ તો રાજી થવા જેવા ખબર હતા.

પણ ફોજદારસિંહને માર્યો કોણે ? લાખનના સાથીને ઠાર કરવાની હિંમત પોલીસ સિવાય કોણ કરી શકે ? પણ પોલીસને તો એની લાશ જ મળી. મરનારનું નામ-નિશાન સુધ્ધાં હાથ નહોતું લાગ્યું.

હકીકત તો એ હતી કે ફોજદારસિંહના મોતે પોલીસને બદનામી બક્ષી, એમની બાજી ઉઘાડી પાડી દીધી અને લાખનને વધુ વિફરાવ્યો.

બસો કરતાં વધુ હત્યાઓ કરી ચંબલની ધરતી પર વાવાઝોડાની જેમ ફરી વળતો લાખનસિંહ માંડ એ દિવસે પોલીસના સકંજામાં સપડાવાનો હતો. લાખનસિંહ નાગરા આવવાનો છે એવી બાતમી પોલીસને મળી. બાતમી બહુ વિશ્વાસપાત્ર હતી. લાખન આમેય અવારનવાર નાગરા આવતો રહેતો, પોલીસની પરવા કર્યા વિના નાગરા ગામની મુલાકાત લઈ જતો, કારણ કે નાગરા ગામ સાથે એને પ્યાર અને વેરનો નાતો હતો. તેનું પોતાનું ઘર ત્યાં હતું અને જિંદગીનો પ્યાર અને વેરનો નાતો હતો. તેનું પોતાનું ઘર ત્યાં હતું અને જિંદગીનો સૌથી કટ્ટર દુશ્મન પણ નાગરામાં જ વસતો હતો ! લાખનને ફસાવવાનું પોલીસ માટે નાગરામાં જ સહેલું હતું, એટલે તો પોલીસની ફોર્થ બટાલિયનનું હેડ ક્વાર્ટર નાગરામાં રાખેલું. લાખન જેને મારવા માટે વરસોથી ઝઝૂમતો હતો એ રઘુવીરસિંહ પોલીસના પહેરા નીચે જીવી રહ્યો હતો. છતાં લાખને નાગરા આવવાનું છોડ્યું નહીં : ક્યારેક તો રઘુવીર હડફેટમાં આવી જશે. એના લોહીથી મારા હાથ નહીં રંગાય ત્યાં સુધી હું ચેનથી જીવી શકવાનો નહીં. જેની સામે બદલો લેવા બહારવટે ચડ્યો છું, એ જીવતો રહે તો મારું બહારવટું લાજે.

પોલીસ પણ ઇચ્છતી હતી કે લાખન આ રીતે નાગરા આવતો-જતો રહે તો જ આપણી જાળમાં ફસાવાનો, બાકી લાખન જેવા ભારાડી ડાકુને ખતમ કરવાનું અશક્ય છે. રઘુવીરસિંહની હયાતી જ લાખનના મોતનું નિમિત્ત બની શકશે. ઘણા વખતે એ લાગ પોલીસને મળ્યો. લાખન સાંજના નાગરા આવવાનો છે અને રોકાઈને પાછો ફરી જશે એવી બાતમીએ ફોર્થ બટાલિયનના કમાન્ડર ક્વીનને દાવ ખેલવાનો મોકો આપ્યો. જો એમાં ફાવી જાય તો માનસિંહના મોતને પગલેપગલે લાખન પણ ખતમ થાય અને પોલીસખાતાના સાફામાં યશની બીજી કલગી લાગી જાય. અભૂતપૂર્વ ચમત્કાર સર્જાઈ જાય તો-તો !

કમાન્ડર ક્વીન પાસે સમય ઓછો હતો. બાતમી મળી ત્યારે સાંજ આથમી ચૂકી હતી. કદાચ લાખન નાગરામાં દાખલ પણ થઈ ગયો હોય. પોલીસથાણું ગામથી છેટે હતું. પોલીસની દરેક હિલચાલ પર લાખનના ગુપ્તચરોની ચકોર નજર રહેતી. જો વધુપડતી દોડધામ કે ધાંધલ મચાવે તો લાખનને જાણ થયા વિના રહે નહીં અને મહેનત તેમ જ સોનેરી મોકો પાણીમાં જાય. નાગરા ગામ ચંબલની કોતરો પર વસેલું હતું. કોઈ પણ ઘરનો પાછલો દરવાજો ખોલો એટલે ઊંડી ખીણો દેખાય. આંખના પલકારામાં આખી ટોળી છૂ થઈ શકે. કમાન્ડરે બહુ સાવધપણે કામ લેવાનું હતું.

ત્રણ પોલીસટુકડીઓને વારાફરતી બહુ ચુપકીદીથી તેણે રવાના કરી દીધી. ‘જોજો, કોઈને વહેમ ન જાય. ત્રણ ખૂણા પકડીને તમે લોકો સંતાઈ રહેજો. લાખન ગામમાં ઘૂસ્યો હશે તો બહાર નીકળવાનો અને ત્યારે તમારે આખી ટોળીને ઘેરી લેવાની. આ ફેરા લાખનને છટકવા નથી દેવો...’

ખરેખર લાખન ત્યારે નાગરામાં જ હતો. એ શું કામ આવ્યો હતો એની કોઈને જાણ ન થઈ. કદાચ ગામલોકો પર પોતાની ધાક અકબંધ રહે એટલે આંટો મારવા આવ્યો હોય.

બનવાજોગ છે કે રઘુવીરસિંહની હાલત પોલીસ-પહેરા નીચે કેવી દયાજનક છે એ જાણીને પોતાના અહંને પોષવાનો ઇરાદો હોય. ગામમાં કોઈનો ત્રાસ નથી ને એની ખબર લેવાય આવી ચડ્યો હોય... ગમે તેમ, પોલીસને એના ઇરાદા સાથે લેવાદેવા નહોતી; એ આવ્યો એટલે કામ પત્યું !

લાખનના ગુપ્તચરો પણ પોલીસની હિલચાલથી ગાફેલ રહ્યા અને તેને જાણ ન થઈ કે પોતાને ફસાવવા માટે પોલીસ તૈયાર બેઠી છે. છતાં લાખનને એક અજબ કુદરતી બક્ષિસ હતી. જોખમની ગંધ એ પારખી જતો. મનમાં બેચેની થાય, ભીતરમાં ગડમથલ મચી જાય તો એ ચેતી જતો. ભયનો સંકેત તેને કોણ જાણે ક્યાંથી સાંપડી જતો ! પણ લાખનને આ આંતરસ્ફુરણા જ પોલીસની ઝાપટમાંથી બચાવી લેતી હતી. લાખન ક્યારેય અંતરના અવાજની અવગણના કરતો નહીં. દસ વાગ્યા એટલે એણે સાથીદારોને કહ્યું : 'આપણે ચાલીએ.' બધાય ચોંક્યા : મધરાત પછી જ પાછા ફરવાનું હતું એને બદલે અચાનક જવાની વાત શું કામ કરે છે લાખન !

'આપણે તો અહીં રોકાવાનું નક્કી કરેલું ને ?' બીજા કોઈની તો હિંમત ચાલી નહીં, પણ લાખનના વિશ્વાસુ સાથી ફોજદારસિંહે સવાલ કર્યો. કોઈને જવાબ આપવા લાખન ટેવાયેલો નહોતો, અંદરથી ભયનો જે સંકેત મળ્યો હતો તે સાથીઓને સમજાવી શકાય તેમ નહોતો. એ લોકોને એમ ન થવું જોઈએ કે લાખનને પોલીસના ભણકારા વાગ્યા કરે છે અને ભડકીને આમ ભાગી છૂટે છે.

'આપણે જે કામે આવ્યા'તા એ ફરી કોઈ વાર થશે. હમણાં ને હમણાં નીકળી જવાનું છે.' લાખને કારતૂસનો પટ્ટો ખભા પર ચડાવી દીધો, ત્યારે દલીલ કરવા જેવું કોઈને રહ્યું નહીં. ફોજદારસિંહનેય ખચકાતાં ચાલતા થવું પડ્યું. કદાચ એને આરામ ન મળ્યો એનો ખચકાટ હોય, ગામમાં રહેતી પોતાની માનીતી ઓરત સાથે નિરાંતે રાત ગાળવાનો મોકો ગુમાવ્યાનો વસવસો હોય અથવા તો...

સન...ન... કરતી ગોળી લાખનના માથા પરથી પસાર થઈ ગઈ. રાતનો સૂનકાર ખળભળી ઊઠ્યો. માળામાં જંપી ગયેલાં પંખીઓ ફફડીને કલબલવા લાગ્યાં. આખી ટોળી ભડકી ઊઠી. સાવધ થઈને બધા ભોંયસરસા થઈ ગયા, બંદૂકો સંભાળી લીધી અને લાખનની પિસ્તોલે જે દિશામાંથી ગોળી આવી હતી એ તરફ સામો જવાબ વાળ્યો. તેના ઇશારે બીજી બંદૂકો પણ ગરજવા લાગી. ફોજદારસિંહે દાંત વચ્ચે દબાવેલી સળગતી બીડીનો ઘા કર્યો.

લાખન બીજી બાજુ નાસવાનો ઇરાદો કરતો હતો ત્યાં એ તરફથી ગોળીઓ ધસી આવી. તેના મગજનો પારો ચડી ગયો. ગામ તરફ પાછા ફરી જવું કે ત્રીજી દિશામાં દોટ મૂકવી ? સાલા કુત્તાઓ ક્યાંથી આવી ચડ્યા...

અંધકારમાં આડેધડ ગોળીબાર ચાલતો હતો. ડાકુઓ આડશ પકડીને સામનો કરતા હતા. પોલીસની હડફેટ તો ઘણી વાર થઈ હતી, પણ અંધારામાં કાંઈ સૂઝતું નહોતું એટલે નાસી છૂટવા જતાં ફસાઈ જવાનો ભય હતો. લાખન હોઠ કરડતો છટકી જવાનો કાંઈક ઉપાય વિચારતો હતો. ફોજદારસિંહે સૂચન કર્યું : 'આપણે પાછલી બાજુથી સરકી જઈએ. કોતરો ઢૂંકડી જ છે.'

લાખનને એવો જ વિચાર સૂઝેલો... તેનો અમલ કરવા તૈયાર થાય ત્યાં તો એ દિશામાંથી પણ ગોળી આવી. તેની આંખો ક્રોધથી ભભૂકી ઊઠી. શું પોલીસે બધી બાજુથી ઘેરી લીધા છે ? વાઘ જેવો લાખન ભુરાયો થયો. મોત માથા પર ઝળૂંબી રહ્યું છે... આમ કુત્તાઓને હાથે મરવાનું નસીબમાં લખાયું છે ? પોલીસની તાકાત કેટલી હશે ?

તેણે નક્કી કર્યું : અહીં હવે બેસી રહેવું નથી. પોલીસ કાંઈક પેંતરો રચતી હોય તો એમને મોકો ન આપવો જોઈએ : 'ધીમેધીમે સરકો. બધાએ એકસાથે નથી જવું. વેરવિખેર રહેજો.'

પણ આઠદસ ડગલાં લાખન આગળ વધ્યો ત્યાં ધડાધડ ગોળીઓ વછૂટી. તેને પાછળ હઠી જવું પડ્યું. આવી કફોડી હાલતમાં એ ક્યારેય મુકાયો નહોતો. પોલીસ અહીં તેની રાહ જોતી બેઠી હોવી જોઈએ, નહીંતર બધી બાજુથી ઘેરી કેમ શકે ?

વખત વીતતો જતો હતો. કારતૂસો વેડફાતી હતી અને છટકી જવાનું વધારે કઠિન બનવા લાગ્યું, ત્યાં દૂરથી હાલતા ઓળા કળાયા. ગામથી આ તરફ કોણ આવી રહ્યું છે ? એકબે નહીં, કતારબંધ જૂથ ચાલ્યું આવે છે. લાખનને કાળજે કાપો પડ્યો. તેની જિંદગીનું કદાચ આ આખરી ધિંગાણું બની જશે ? મર્યા કે માર્યાની કટોકટી આવી પહોંચી. લાખન પિસ્તોલ તાકીને ઓળા નજીક આવે તેની રાહ જોતો હતો. પણ આ શું ?

લાખનની આંખો ઉત્તેજનાથી ઝબકવા લાગી, હૈયું નાચી ઊઠ્યું : વાહ રે ભગવાન ! તેં અણીને વખતે મદદ મોકલી !

'ફોજદાર ! ઊંટની વણજાર આવે છે. આપણા સાથીઓને કહે, હમણાં ગોળીબાર બંધ કરી દે. પોલીસને વહેમ ન પડે એટલા ખાતર કોઈ હિલચાલ ન કરે. આ મોકો ચૂક્યા તો જીવન-મરણનું ધિંગાણું જ ખેલવાનું રહેશે.'

સૂનકાર વ્યાપી ગયો. ઊંચીનીચી ડોક કરી આગળ આવતાં ઊંટિયાંઓની આંખો ચમકારા મારતી હતી. દસ, પંદર, વીસ ઊંટોની પોઠ હતી. માલની ખેપ કરવા નીકળી હશે. લાખને સાથીઓને સમજાવી દીધું : 'એક પછી એક ઊંટ પસાર થતાં જાય તેમ તેની ઓથે બબ્બે-ચચ્ચાર જણા આગળ વધતા રહેજો. પોલીસો ઊંટ પર ગોળીબાર નહીં જ કરે.'

લાખન ભારે ભેજાબાજ હતો. પેંતરા રચવામાં એને કોઈ પહોંચતું નહીં. હિંમત અને હિંમતની આ બેવડી બક્ષિસને કારણે તો એ પોલીસને હંફાવતો હતો.

શ્વાસ રોકીને બધા બેઠા રહ્યા. પોલીસ પણ વિમાસણમાં પડી ગઈ. ડાકુઓ ચૂપ કેમ થઈ ગયા ? આટલી વારમાં કારતૂસો ખૂટી જવા આવી કે શું ? તો-તો લાખનસિંહ જીવતો ઝડપાઈ જાય. લાખનનું નસીબ જોર કરતું હતું એટલે જ પોલીસનો આવા પાયા વિનાના વિચાર સૂઝ્યા ને ?

ઊંટ નજદીક આવ્યાં. તેમની પીઠ પર માલ લાદ્યો હતો. એક એક સવાર ઉપર બેઠો હતો. લાખન આડશમાંથી બહાર સરકી આવ્યો. વણજારના મોખરાના ઊંટની લગામ તેણે પકડી દીધી. ઊંટ-સવાર ભડકીને આંખો ચોળવા લાગ્યો. ઊંટ ઊભું રહી ગયું.

'હું ઠાકુર લાખનસિંહ છું. પોલીસ-કુત્તાઓ આજુબાજુ ભરાઈ બેઠા છે. છટકવામાં તમારાં ઊંટની ઓથ જોઈએ. જરાય વહેમ પડે એવું ન થાય.'

'બેફિકર રહો, ઠાકુર... તમતમારે હાલ્યા આવો.'

વણજાર રાબેતા મુજબની રફતારે ચાલુ રહી. ડાકુઓ વારાફરતી બબ્બે-ત્રણત્રણના હિસાબે ઊંટની ઓથેઓથે તેમના પગની સાથે પગ મિલાવી અંધારામાં સરકતા ગયા. શ્વાસ રોકીને સાવધપણે એકએક પગલું ભરતા જતા હતા. ફોજદારસિંહ લાખનની પડખે જ હતો. તેનાથી હળવો ખોંખારો થઈ ગયો ત્યારે લાખને દાંત ભીંસીને આંખો કાઢી : 'બેવકૂફ ! સખણો રહે ને...'

બીજી બાજુ પોલીસો પહેલાં તો ઊંટની વણજારથી ગિન્નાયા, પણ પછી તેમનેય આ અડચણમાં ઈશ્વરના આશીર્વાદ દેખાયા : સારું થયું, ઊંટિયાં પસાર થાય એટલી વારમાં આપણે છાનામાના ડાકુઓ તરફ આગળ વધી જઈએ. ત્યાં સુધી સામેથી ગોળીઓ છૂટશે નહીં અને પેલા લોકોને વહેમ પણ નહીં પડે.

કુદરત પણ ક્યારેક કમાલ કરે છે ને ! ડાકુઓને ઊંટની વણજારનો આશરો અપાવ્યો, તેમ પોલીસનેય એ લાગ સૂઝાડ્યો. માનવી જેને સોનેરી તક માને છે તે ક્યારેક છેતરામણી પુરવાર થતી હોય છે. સામા પક્ષને ભુલાવામાં નાખવાની ચાલબાજી બંને બાજુ રમાતી હતી.

ડાકુઓ ઊંટની ઓથે પચીસ-ત્રીસ ગજ આસાનીથી ઓળંગી ગયા. થોડે છેટે ઊંડી કોતરોનો રસ્તો ફંટાતો હતો. લાખનની ચાલ કામિયાબ નીવડી. પોલીસની નજર ચૂકવવમાં તે સફળ રહ્યો. ફંટાતા રસ્તા પાસે પહોંચ્યા એટલે ડાકુઓ અંધારાનો લાભ લઈ કોતરો તરફ ધસવા લાગ્યા. પોલીસને ખબર પડી ત્યારે બંને વચ્ચે અંતર ઘણું રહી ગયું હતું. ગોળીઓ છૂટી પણ નિશાન ક્યાંથી લાગે ? લાખને રાડ પાડી : 'હવે ભાગો ! કુત્તાઓને ગોળીબારનો જવાબ આપવાની જરૂર નથી.'

ભલભલાને ભુલાવામાં નાખી દે એવી અટપટી કોતરો હવે દૂર નહોતી. એક વાર તેમાં દાખલ થઈ ગયા પછી પોલીસ જખ મારે... ડાકુઓએ દોટ મૂકી. અંધારામાં દોડવા ટેવાયેલા પગ સાબૂતપણે સાથ આપતા હતા. પણ પોલીસ એમ પીછો છોડવા તૈયાર નહોતી. એક-બે નહીં, ત્રણ બાજુની ટુકડીઓ શિકારી કૂતરાઓની માફક શિકારને છટકવા ન દેવા પાછળ પડી. ધાંઈ... ધાંઈ... બંદૂકો ગરજતી. કેટલીક ગોળીઓ હવામાં ફૂસ થઈ જતી, કોઈકોઈ ધૂળમાં ધરબાતી, તો એક-બે ગોળી પથ્થર સાથે સફળાઈને વેડફાઈ જતી : 'જોજો, આ વખતે જાય નહીં... ક્વીનસાહેબને નિરાશ કરવા પડે નહીં.' પોલીસ-ઉપરીઓ જુસ્સો ચડાવવા બરાડતા હતા. લાખન જિંદગીમાં કદી એટલી ઝડપે દોડ્યો નહોતો. મોતને હાથતાળી દેવા એ બધું જ જોશ અજમાવી લેવા માગતો હતો. આ રીતે નાસી છૂટવું તેની બહાદુરીને શોભતું નહોતું, છતાં તે લાચાર હતો. પોલીસે બિછાવેલી જાળમાં બૂરી રીતે ફસાઈને બદનામી અને મોત માગી લેવા કરતાં એ કુત્તાઓને છક્કડ ખવડાવવાનું વધારે ઇજ્જતભર્યું લાગ્યું લાખનને... વળી પોતાના એકલાની જિંદગીનો એ સવાલ નહોતો. આખી ટોળી ફસાઈ જાય તો કેટલાંય ઘર નોધારાં થઈ જાય...

એ દોડતો જતો હતો અને વિચારતો જતો હતો. તેના દિમાગમાં આગ ભભૂકતી હતી : આ કેમ બન્યું ? પોલીસને કોણે બાતમી આપી ? અણધાર્યો ભેટો આવો ન હોય. નક્કી કોઈએ કાવતરું કર્યું છે... કોઈકે દગો દીધો છે.

હા...શ ! હવે કોતરોમાં આવી ગયા. પોલીસનું જોર હવે ઓસરવા માંડશે. પગાર ખાઈને પેટ ભરનારાઓ આવી અટપટી દોડનું જોખમ કે સાહસ નહીં કરે... છતાં ગોળીઓ એમનો પીછો છોડતી નહોતી. વારેવારે લાખન હાક મારીને ખાતરી કરી લેતો : આપણા બધા જ સાથી સલામત છે ને ? કોઈ ગોળીની હડફેટે આવ્યું નથી ને ? કોઈ પાછળ રહી ગયું નથી ને ?

'સબ સલામત'નો પડઘો સંભળાતો એથી તેનું જોશ તૂટતું નહીં. ઘાતકી ગણાતો લાખન તેના સાથીદારોની ભારે કાળજી રાખતો. મોતની બાજી ખેલવામાં સંગાથ કરનારાઓની હિફાજત માટે અજંપો વેઠતો. એટલે જ સાથીઓ લાખનનો પડ્યો બોલ ઝીલતા, તેની સાથે બદમાશી કરવામાં તેમનું દિલ ડંખતું... છતાં આજે કોણે બદમાશી કરી ?

લાખનના દિમાગની નસો ફૂલતી જતી હતી. આવું ક્યારેય બન્યું નથી અને ફરી એવું બનવા દેવું નથી. એક વાર પોલીસને થાપ આપી દેવાય, પછી એનો નિકાલ લાવી દેવો પડશે. કોણ હશે એ ગદ્દાર ?

હવે બંદૂકો ભાગ્યે જ ગરજતી હતી અને બને એટલા વાંકાચૂકા રસ્તા પકડીને લાખન પોલીસની ટુકડીઓને ટલ્લે ચડાવવાની ચાલ ખેલતો હતો. અને બન્યું પણ એમ જ... પોલીસ અટવાતી ગઈ. આડેધડ ગોળીબાર કરવામાં ડાકુને બદલે પોતાનો જ કોઈ પોલીસ વીંધાઈ જાય એવા ચકરાવા થવા લાગ્યા. ગયો... લાખન છટકી ગયો... હાથ આવેલો શિકાર હાથતાળી દઈ ગયો. મહિનાઓની મહેનત બાદ લાખનની ટોળીમાંથી એક જણને ફોડ્યો, બાતમી મેળવી અને પરિણામનો પ્યાલો હોઠ સુધી આવીને દડી ગયો. સાલી ઊંટની વણજારે આપણને ગધેડા પુરવાર કર્યા.

ત્રણ કલાક અને પાંચ-છ ગાઉની એ મરણદોટ બાદ લાખનની ટોળી હાંફતી, થાક ખાતી હતી. કાયામાં જીવ આવ્યો હોય તેમ ઊગરી ગયાની ધરપતમાં બે-ચાર જણા આડા પડ્યા. ફોજદારસિંહ લાખનના ચહેરા સામે તાકતો એના મનના વિચારોને ઉકેલવાની ગડમથલમાં બેઠો હતો. તેણે વૉટરબૅગમાં ભરેલા શરાબના બે-ત્રણ ઘૂંટ ગળા હેઠે ઉતાર્યા ત્યારે લાખનની ગરદન ઝાટકા સાથે એના તરફ વળી... લાખનની આંખમાં નફરતનો તિખારો જોઈને તેના સાથીઓ સમસમી ગયા. કોના પર ભુરાયો થયો છે ?

'ફોજદાર, શરાબ પીવાનો તેં ઘણી વાર મને આગ્રહ કર્યો હતો, યાદ છે ને ?'

'હા, ઠાકુર, પણ અત્યારે કેમ સંભારો છો ?' ફોજદાર સાચવીને કહેતો હતો : 'થાક ઉતારવા માટે આ ચીજ રામબાણ છે. આજે ચાખવો છે ?'

લાખન ક્યારેય શરાબને હાથ લગાડતો નહીં, છતાં સાથીઓને માફકસર પીવા સામે પણ

વાંધો ઉઠાવતો નહીં. બધા માનતા કે લાખન તેના કટ્ટર શત્રુ રઘુવીરસિંહનો બદલો લીધા પહેલાં શરાબ નહીં ચાખે. કદાચ મનોમન તેણે એવી પ્રતિજ્ઞા કરી હશે.

'આજે માત્ર શરાબ ચાખવો જ નથી, ઢીંચવો છે.'

લાખનના બોલે બધાને ચોંકાવ્યા. આજે એનું મગજ ફરી ગયું છે કે શું ? મોજને ખાતર શરાબની માગણી કરી હોત લાખને તો સૌને એ ખુશાલી મનાવવા જેવું લાગત, પણ અત્યારે એનો દેખાવ ભભૂકી ઊઠનાર જ્વાળામુખી જેવો હતો. ફોજદાર તેને તાજુબી સાથે જોતો હતો ત્યાં લાખને એના હાથમાંથી વૉટરબૅગ ઝૂંટવી લીધી. વરસોથી નહીં ચાખેલો શરાબ ઘટ-ઘટ-ઘટ પીવા માંડ્યો. હતો એટલો બધો એણે પેટમાં ઠાલવી દીધો, પછી વૉટરબૅગનો ઘા કરી દીધો : 'હજુ વધારે જોઈએ છે. જેની પાસે હોય તે લાવો... આજે હું એકલો પીશ અને તમે બધા જોજો – હંમેશાં હું તમને પીતા જોઉં છું તેમ !'

આ શું થઈ ગયું લાખનને ? પોલીસના સકંજામાંથી હજુ હમણાં છટક્યા ત્યાં આટલો બધો નશો કરી એ નવી આફત વહોરી લેવા માગે છે ? પાગલ થઈ ગયો છે કે શું ?

'લાવો, કહું છું !' ત્રાડ નાખી તેણે.

'ઠાકુર, આપણે થોડા આગળ નીકળી જઈએ પછી પેટ ભરીને પીજો.' ફોજદારસિંહે સમજાવટ આદરી, પણ આજ લાખન કોઈનું સાંભળવા માગતો નહોતો.

'મારે બકવાસ નહીં, શરાબ જોઈએ.' ફરી એ ગર્જ્યો : 'આજે મારી તરસ છિપાવાની નથી.'

વધુ પીણું ઠલવાયું ત્યારે બબડવા લાગ્યો : 'કોણે ગદ્દારી કરી ? પોલીસને બાતમી કોણે આપી ?'

'એ કેમ ખબર પડે ?' ફોજદારસિંહ ધ્રૂજતા અવાજે તેના ક્રોધને શમાવવા મથ્યો, પણ એની અવળી અસર થઈ.

'ન કેમ ખબર પડે ?' લાખન દાંત ભીંસીને બોલતો હતો : 'મારી આંખમાં ધૂળ નાખનારો આવતી કાલની સવાર નહીં જુએ !'

કેટલાકને લાગ્યું કે વધુપડતો પીને એ બકવાસે ચડ્યો છે... પણ લાખને તેમનો ભ્રમ તરત જ ભાંગી નાખ્યો : 'આજ મારે શરાબ શું કામ પીવો પડ્યો ? મારા દિલને કોણે ચોટ આપી ? આપણી સાથે રહીને કોઈકે દાનત બગાડી. નાગરા જવાની વાત બપોરે થઈ હતી અને સાંજ લગીમાં પોલીસના કાને કોણે પહોંચાડી ?'

સન્નાટો છવાઈ ગયો. લાખનના બોલ વીજળીની જેમ સાથીઓ પર ત્રાટક્યા હતા. કદી સાથી પર વહેમ નહીં કરનારા લાખનની મતિ આજે બગડી કે શું ? છતાં તે એટલી ખાતરી સાથે બોલતો હતો કે તેને હસી કાઢવા જતાં આભ તૂટી પડે. હવે એને કોણ વારે ? કોણ વહેમની આ જ્વાળા પર ટાઢું પાણી રેડે ? ફોજદાર પર બધાએ મીટ માંડી : ભાઈસા'બ, આને સમજાવ !

'ઠાકુર, આપણામાં એવો ખૂટલ પાકે નહીં !' ફોજદારસિંહ નીચું જોઈને બોલતો હતો : 'લાખનસિંહના સાથી માથાં આપી દે એવા ખમીરવાળા હોય. તમે વહેમમાં પડીને બધાનાં મન ઊંચક કરી દીધાં.'

'મારું દિલ ભડકે બળે છે અને મને મૂંગા રહેવાનું કહે છે તું ? એક ખૂટલ બધાની બરબાદી નોતરે છે, ફોજદાર ! મારે આજે, અત્યારે અને આ ઠેકાણે જ ફેંસલો કરવો છે.'

સમય વીતે છે, રાત સરતી રહે છે અને લાખન રઘવાયાની જેમ તરફડે છે. બધા બાઘા બનીને તેનો વલોપાત વેઠે છે. લાખનને ભગવાનની દેન છે, એના કાનમાં કોઈક સાચું કહી જતું હોય છે... નક્કી આપણામાંથી એકાદો ફૂટ્યો હશે. કોણ હોઈ શકે એ ? દરેક જણ બીજાને શંકાની નજરે જોઈને જોખી લેવાની પેરવીમાં પડ્યો હોય એવી કશમકશ ચાલુ થઈ ગઈ.

હવે તો મળસકું થવા આવ્યું હતું. લાખન ગૂંચ ઉકેલવા માટે મગજ કસવાની જીદ પકડીને બેઠો જ રહ્યો. બધાની ધીરજ ખૂટવા આવી, લાખનની ખામોશી ભાલાની જેમ ભોંકાવા લાગી, પણ લાખનને કોઈની પરવા નહોતી.

'ઊભા થાઓ બધા !' એમ એકાએક એ બરાડ્યો ત્યારે થયું કે હા...શ ! છુટકારો થયો. પણ એ આશા ઠગારી નીવડી. લાખનના બીજા હુકમે બધાને ધ્રુજાવી દીધા : 'દરેક જણ કતારમાં ઊભો રહી જાય મારી સામે... હું એમાંથી ગદ્દારને વીણી કાઢીશ.'

એનો પ્રકોપ જીરવી શકતા ન હોય તેમ અર્ધા તો સફાળા ઊભા થઈ ને કતારમાં ગોઠવાયા. બાકીનાને થયું કે કે આનાકાની કરવા જતાં લાખનના વહેમના ભોગ થઈ જવાશે એટલે મને-કમને તેઓ પણ જોડાયા. જોઈએ, લાખન શું કરે છે ? એ દેવનો દીકરો થોડો છે કે ઘડીકમાં અપરાધીને પારખી લઈ કાંડું પકડી શકશે ?

'કોણ છે એ ?' પહેલાં લાખન બરાડ્યો. પછી કતારબંધ ઊભેલા સાથીઓ પાસેથી એક પછી એકની સામે જોઈ નજર ટકરાવી, ચહેરાના હાવભાવ વાંચતો એ પસાર થવા માંડ્યો. અપરાધીને ઓળખી લેવાની તેની આ વિધિ કંટાળાજનક અને ત્રાસજનક રીતે લંબાતી રહી. પાગલની જેમ એ લટાર મારતો જતો હતો : બબડતો રહ્યો હતો : 'તમારામાંથી જ કોઈક છે... મને ખાતરી છે, પોલીસને બાતમી આપનાર મારી સામે જ ઊભો છે.'

કમરપટ્ટા પર જમણો હાથ ટેકવી આંખોમાંથી ક્રોધ વરસાવતો એ દરેકને પગથી માથા સુધી માપતો રહ્યો. જેની સામે જઈને ઊભો રહેતો એ સાથી પોતાની નિર્દોષતાના ભાવ ચહેરા પર લાવી તેની સામે આંખ મિલાવવા મથતો, શરીરને બને એટલું ટટ્ટાર રાખી લાખનની ધારદાર નજરનો સામનો કરતો, તોપણ બેકસૂર હોવા છતાં દરેકનું કાળજું ચૂંથાતું હતું : ભલું પૂછવું ! લાખન જીદ પૂરી કરવા ખાતર બેકસૂરને પણ ઝડપી લે !

એકવીસ સાથીઓ કતારમાં ઊભા હતા. છેલ્લી વાર તેણે એક લટાર મારી અને કમ્મરમાંથી પિસ્તોલ બહાર ખેંચી કાઢી. ફેંસલો થઈ ગયાની એ નિશાની હતી. દરેકના હૃદયના ધબકારા

ચુકાઈ જતા હોય એમ શ્વાસ થંભાવીને સાથીઓ ફફડવા લાગ્યા. એક... બે... ત્રણ... ચાર... બાર... તેર... સોળ... લગભગ પોણી કતાર પાર કરી ગયો ત્યાં સુધી પિસ્તોલની ટ્રિગર પર ટેકવેલી આંગળી હલી નહીં, પણ સત્તરમા જણ પર એનો ખોફ ઊતર્યો. ધડાકો થયો. બે ફૂટ સામે ઊભેલા સાથીની છાતી વીંધાઈ ગઈ. હફ... એટલો અવાજ કરીને એ ઊથલી પડ્યો.

કોણ...? કોણ ? કોણ ?

ધડાકાની અસરમાંથી મુક્ત થયા પછી ચાલીસ કીકીઓ લોહીના ખાબોચિયામાં પડેલી લાશને જોઈ હેબતાઈ ગઈ. આ શું ? એમનાં તાળવાં સુકાઈ જવા લાગ્યાં... માનવામાં આવતું નહોતું. કોઈ નહીં ને ફોજદારસિંહ ! લાખનનો સૌથી વિશ્વાસુ સાથી ફોજદાર ખૂટેલ નીકળ્યો ? લાખને જલ્દબાજી કરી ! તેનો જીવ કેમ હાલ્યો એને વીંધી નાખતાં ?

ચાલીસે કીકીઓ લાખન પર મંડાઈ. જાણે સવાલ કરતી હતી : લાખનસિંહ, આ તો ગજબ થઈ ગયો !

'એ જ હતો ગદ્દાર.' લાખન તેના જમણા હાથ જેવા ફોજદારની લાશ પર થૂંકીને ઘૃણાભર્યા અવાજે તાડૂક્યો : 'એ બેઈમાન આપણને બધાને ફસાવવા બહાર પડ્યો હતો.'

છતાં કોઈના માનવામાં આવતું નહોતું.

'હું ત્રણ કલાકથી મારા મનને વારતો હતો : અરે, ભૂંડા ! તું આના પર વહેમા નહીં, પણ ફરીફરી વહેમ ત્યાં જ નિશાન લેતો હતો. તેની દરેક હિલચાલ નજર સામે તાજી થઈને પોકારતી હતી. એ જ છે... એ જ છે...'

પછી કોઈને કાંઈ પૂછવાનો મોકો આપ્યા વિના લાખને હુકમ કર્યો : 'ચાલો, હવે આપણે નીકળી જઈએ. પોલીસ-કુત્તાઓ એના આ હાથાની લાશ જોઈને ભલે કલ્પાંત કરે.'

લાખને એક વાર ફોજદારસિંહની લાશ તરફ પાછું ફરીને જોયું સુધ્ધાં નહીં.

એટલે જ ફોજદારસિંહની લાશે પોલીસના મોતિયા મારી નાખ્યા. એ લાશમાં એમનું કપટ ઉઘાડું પડી ગયું. જે થોડાક પોલીસ-ઉપરીઓ ભેદ જાણતા હતા એમને લાખનસિંહનો આ લાફો બહુ વસમો લાગ્યો. ફોજદારના મોત પર એમને અફસોસ કરવા જેવું કાંઈ જ નહોતું. એક બદમાશ આદમી મૂઓ તો એટલું પાપ ઓછું થયું... પણ આશ્ચર્ય એ વાતનું થતું હતું કે લાખને ફોજદારની ગદ્દારી પારખી શી રીતે ? મધરાત લગી તો પોલીસ તેની પાછળ હતી અને મળસકા પહેલાં લાખને આટલા બધા સાથીઓમાંથી અપરાધીને તારવી કેમ કાઢ્યો ?

થોડા દિવસ પોલીસ એવી પાંગળી આશા પંપાળતી રહી કે ફોજદારની હત્યાથી લાખનની ટોળીમાં ફાટફૂટ પડશે. વફાદાર સાથીને આવો બદલો આપનાર લાખન સામે બે-ચાર જણા તો બળવો પોકારશે ને... પણ એમાં પોલીસખાતાને નિરાશા સાંપડી. ભવિષ્યમાં હવે લાખનના કોઈ સાથીને ફોડવાની ગણતરી પણ માંડી વાળવી પડી. એકના જે હાલ થયા તે જોયા પછી બીજો કોઈ ગદ્દારી કરવાની હિંમત ન જ કરે. આજ લગી લોકો અને બીજા ડાકુઓ તો માનતા હતા

કે લાખન 'સિક્સ્થ સેન્સ' (છઠ્ઠી ઇન્દ્રિય) ધરાવે છે, પણ હવે પોલીસનેય વહેમ થવા લાગ્યો : 'કદાચ લાખનસિંહને આવી કુદરતી બક્ષિસ હોવી જોઈએ, નહીંતર એ નાગરામાં રાત રોકાવાનું માંડી શું કામ વાળે ? અને ફોજદારસિંહ જેવા વફાદાર સાથી પર આટલો જલદી વહેમ કેમ આવે તેને ?'

*

પૂતલીના મોરેના ગામથી ૩૦ માઈલ પોરસા અને પોરસાથી બાર માઈલ લાખનનું ગામ નાગરા. ત્યાં એક ઘર બિસ્માર હાલતમાં ઊભું છે. એની દીવાલની કાંકરીઓ ખરતી રહે છે. કાળની થપાટ તેના પાયાને વધુ ને વધુ હચમચાવતી રહે છે. તોમાર રાજપૂતના એ ઘરમાં લાખનસિંહ જન્મ્યો ત્યારે કોઈને ખબર ન જ હોય ને કે એ કયા રસ્તે ચડી જશે ! રાજપૂતનું લોહી ગરમ તો ખરું. હિંમતબાજ અને ચાલાક પણ એવો... તેમાં માથાભારે મામાનો સંગ થયો. મામા સૂબાસિંહ ગોરખધંધા કરતા. રાજપૂતોનો ખાનદાની ઘમંડ પલટાતા સંજોગો સાથે તાલ મેળવી શકે તેમ નહોતો. નોકરી કરવાનું એમના લોહીમાં નહીં, હુકમના તાબેદાર બનવાનું એમના મિજાજમાં નહીં, એટલે રાજપૂતો આડે ધંધે ચડતા ગયા. તલવારનો જમાનો નહોતો છતાં મૂછને તાવ દેવાનું છૂટ્યું નહીં. આ બધો પોરસ સાચવવા માટે કોઈ આમદાની તો જોઈએ ને ! માનસિંહના બાપની જેમ લાખનસિંહનો મામો પણ ચોરી અને દાણચોરીનો કારભાર ચલાવતો. લાખન, તેનો મોટો ભાઈ વિશ્વંભર અને ભત્રીજો માધવ મામાના ધંધામાં સામેલ થયા.

મામા સૂબાસિંહ અને નાગરાના બીજા રાજપૂત રઘુવીરસિંહ આ ગોરખધંધામાં ભાગિયા હતા.

એમનો અડ્ડો પોરસા ગામમાં. ત્યાંથી હાથી અને ઊંટ, ગાય કે બળદ ચોરાય, ચોરીનો માલ પોરસાથી નાગરા જાય. પોરસાથી નાગરાનો કોતર-રસ્તો આ કામમાં વધુ ફાવટભર્યો લાગતો. ઢોર ઉપરાંત અફીણની હેરફેર થતી અને મોસમ આવે ત્યારે ઘઉં-બાજરો પણ ગાડાં ભરીને ચોરાતો. નાગરા આવ્યું મધ્યપ્રદેશમાં અને માલ ત્યાંથી ઉત્તરપ્રદેશમાં ઘુસાડવામાં આવતો !

સૂબાસિંહ અને રઘુવીરસિંહ જાતે આ કામ ન કરતા. ચાકરો પાસે ચોરી-દાણચોરી કરાવે અને નફો વહેંચી લે. આવાં કામમાં ઘરનાં માણસો જોઈએ, એટલે મામાએ ભાણિયાને પડખે રાખેલો.

માનસિંહ ડાકુની ધાક ત્યારે બહુ હતી. આ બન્ને ભાગીદારો પર માનસિંહના ચારે હાથ, એટલે કોઈ એમની સામે આંગળી ચીંધી ન શકે. અવારનવાર માનસિંહ આવે-જાય. મૂછનો દોરો હજુ ફૂટતો હતો એ લાખન માનસિંહને ધારીધારીને જોયા કરે. ક્યારેક એના બહારવટાની વાતો સાંભળીને ડાકુગીરીનો અનુભવ લેવા જીવ સળવળી ઊઠે. મામાને પૂછેય ખરો : 'એકાદ ફેરા દાઉ સાથે મને જવા દ્યો ને ! જોઈએ તો ખરા, બંદૂકબાજીમાં કેવી મોજ આવે છે !'

'લાખ્યા ! એ વાત ન કરતો. મારી બહેનનો તું લાડકો બેટો. તને માનસિંહ સાથે ન

મોકલાય. બહારવટું કાંઈ છોકરાઉંની રમત નથી, થોડી વાર રમીને કહી દેવાય કે જા, હવે નથી રમતા. એક વાર ડાકુ થયો તે જીવે ત્યાં લગી ડાકુ જ રહેવાનો.'

લાખનને ચોરી-દાણચોરી કરતાં ડાકુગીરીનું આકર્ષણ ત્યારથી થયેલું, પણ મામાની મનાઈને કારણે ઊંચોનીચો થઈને પાછો બેસી જતો. ત્યારે કોઈને કલ્પના નહોતી કે તકદીર કેવી ચાલ રમી રહ્યું છે. જે મામા તેને રોકતા હતા એમના કારણે જ લાખનને ડાકુ બનવાની ફરજ પડી. પ્રેરણા મળી માનસિંહની, નિમિત્ત બન્યા મામાના સંજોગો !

સૂબાસિંહ અને રઘુવીરસિંહ વચ્ચે ચોરીના ધંધામાં અંટસ ઊભી થઈ. તિલકસિંહ અને હીરાસિંહ નામના રઘુવીરના બે સંબંધીઓ પોરસામાંથી બળદની જોડી ચોરી લાવેલા. હવે જેના બળદો ચોરાયા એ નીકળ્યા લાખનસિંહના સગામાં ! અનાયાસ એમ બન્યું કે રઘુવીરસિંહે જાણી-જોઈને આ કર્યું તે ખબર ન પડી. ઝઘડાનું કારણ બળદની આ ચોરીએ આપ્યું.

બળદના માલિકો લાખન અને તેના મોટા ભાઈ પાસે આવ્યા અને કહ્યું : 'અમે તમારાં સગાં અને અમારો જ આ માલ ચોરાય ?' વાત પણ સાચી હતી. લાખન અને મોટા ભાઈને રઘુવીરના માણસોની આ આડોડાઈ આંટી ગઈ : એમને જરા પાઠ શિખવાડવો જોઈએ.

બંને ભાઈઓએ પોલીસને બાતમી પહોંચાડી. જે બળદ ચોરાયા છે તે ફલાણે ઠેકાણે છે. બસ થઈ રહ્યું. પોલીસે માલ કબજે કર્યો. રઘુવીરસિંહની આબરૂને ફટકો પડ્યો. રાજપૂત લોહી ફૂંફાડા મારી ઊઠ્યું. ખટપટનો જવાબ ખટપટથી આપવાનો ફેંસલો થયો.

રઘુવીરને મોકોય બહુ જલદી હાથ લાગ્યો.

મુરેના જિલ્લામાં જ ડાકુ માનસિંહની ટોળી અને પોલીસટુકડીની એક ખૂનખાર અથડામણ જાગી પડી. ધિંગાણું બહુ લાંબું ચાલ્યું. માનસિંહ પોલીસને જોઈને એવો ભુરાયો થયો કે ઇન્સ્પેક્ટર જગન્નાથ, સબઇન્સ્પેક્ટર રાજારામ અને ત્રણ પોલીસને ઢાળી દીધા. પોલીસખાતામાં હાહાકાર મચી ગયો. માનસિંહનો સામનો એમને બહુ મોંઘો પડ્યો. રઘુવીરસિંહે પોલીસની આ ખુવારીનો ગેરલાભ ઉઠાવ્યો, જાણ કરી કે માનસિંહને આશરો આપનાર સૂબાસિંહ છે.

બે પોલીસ અફસરો અને ત્રણ સિપાઈઓના મોતથી ભુરાઈ થયેલી પોલીસને ગમે ત્યાં ગુસ્સો ઠાલવવો હતો. આ બાતમીએ ઠેકાણું ચીંધાડ્યું અને સૂબાસિંહનું આવી બન્યું. પુરવાર થાય એવું તો હતું નહીં, પણ સત્તા પાસે શિક્ષા કરવાનાં બહાનાં ક્યાં ઓછાં હોય છે ? હુકમ થયો : સૂબાસિંહે મુરેના જિલ્લાની હદ છોડી દેવી.

લાખનના મામા પામી ગયા કે રઘુવીરસિંહે પીઠ પાછળ ઘા કર્યો છે. પણ એ જેવોતેવો ઘા નહોતો, જડબાતોડ માર હતો. પોલીસખાતાએ જિલ્લામાંથી હદપારીનો હુકમ આપીને એના ખાનદાનને મૂળમાંથી ઉખેડી નાખવા જેવું કામ કર્યું હતું. ધંધો ગયો, ઘરબારનો આશરો ગયો, ઇજ્જત પણ ઓછી થઈ અને રઘુવીરસિંહને મોકળું મેદાન મળ્યું.

જે દિવસે સૂબાસિંહે ગામ છોડવાનું હતું એ દિવસે એના જૂના ભાગીદાર અને નવા દુશ્મને

ગામમાં ખુશાલીના પેંડા વહેંચ્યા. મૂછે વળ દઈને પોરસ કર્યો : 'મારી સામે ચાલવા ગયો તેમાં ઊખડી ગયો. હવે બંદા એકલા આ ધંધાના રાજા બની રહેશે.'

એના હુંકારે સૂબાસિંહનું લોહી ગરમ કરી દીધું. પોતાની બેઇજ્જતીની આ માણસ ઉજાણી કરે છે ! નાગરા ગામ છોડતી વખતે પોલીસપહેરો ન હોત તો સૂબાસિંહ એક વાર ગામમાં દાખલ થઈ રઘુવીરસિંહનું માથું વાઢી લાવત એટલું ખુન્નસ ભરાઈ આવ્યું હતું. પણ હવે પોતે મોડો પડ્યો હતો. જનમભોમકા છોડતી વખતે તેની આંખો ભરાઈ આવી. વળાવવા આવેલા ત્રણ ભાણા - લાખન, ફિરંગી અને વિશ્વંભર મામાનાં આંસુ સહી શક્યા નહીં. લાખને ધરપત આપી : 'મામા, તમે આંસુ ન લાવો.'

'લાખન, આ આંસુ તો વતન છોડવાની પીડાનાં છે. બાકી રાજપૂતનો બચ્ચો છું. લોહી વહાવું, આંસુ ન સારું.' પછી સૂબાસિંહનું ધ્યાન પડખે ઊભેલી પોલીસ પર ગયું એટલે તેણે લાખનને નજીક બોલાવ્યો, ખભા પર હાથ મૂકી તેના કાનમાં ફૂંક મારી : 'ભાણા બેટા, આનો બદલો લેવાનું ચૂકતો નહીં.'

અને લાખને મામાના ચરણસ્પર્શ લીધા. પછી ભેટવાના બહાને મામાના કાનમાં જવાબ સરકાવ્યો : 'બદલો જરૂર લઈશ, નહીંતર તમારો ભાણો નહીં. થોડાક દિવસમાં કાંઈ નવાજૂની ન સાંભળો તો મારા નામનું નાહી નાખજો, મામા !'

બસ, લાખનની એ પ્રતિજ્ઞા ચંબલની ધરતી પર શાપ બની ગઈ. એના અણુએ અણુમાં 'બદલો... બદલો...'નો નાદ ઝણઝણી ઊઠ્યો. કોઈએ ધાર્યું નહોતું કે એ બદલો આવી ભયાનક સંહારલીલા સર્જી જશે ! બદલાની એ ચિનગારી બે-પાંચ નહીં પણ બસોબસો હત્યાઓની હોળી સળગવાની નિમિત્ત બની જશે !

*

રઘુવીરસિંહ સામે વેર વાળવાનું કામ એટલું સહેલું નહોતું. પામતો પહોંચતો એ માણસ પોલીસમાં વગ ધરાવતો હતો. સૂબાસિંહના ભાણેજો કાંઈક છમકલું કરશે એ તેણે ધારી જ રાખેલું, એટલે સાવચેત રહેતો અને પોલીસનું પડખું છોડતો નહીં.

લાખને હથિયાર ઉઠાવવાનું નક્કી કર્યું ત્યારે એ જાણતો હતો કે દુશ્મન બધી રીતે બળવાન છે. મારે એને ધૂળ ચાટતો કરવો હોય તો પહેલાં મારી ધાક ઊભી કરવી પડશે. પોલીસે મામાને અન્યાય કરવામાં ભાગ ભજવ્યો હતો એટલે એની સામે પણ દુશ્મની નોંધાવવી પડશે. આ માટે એક જ રસ્તો હતો : ચંબલ પકડી લેવાનો, બહારવટે ચઢી જવાનો... આમે તે રઘુવીરનું કાસળ કાઢ્યા પછી એને ચંબલનો આશરો લેવાનો છે, તો પછી પહેલાં ચંબલ પકડીને પછી શું કામ ન ત્રાટકવું ?

લૌદી કી પોલીમાં લાખને પહેલી ધાડ પાડી. તેમાં એનો ભાઈ વિશ્વંભર અને બીજા પકડાયા. લાખન આબાદ છટકી ગયો. ચંબલ પાર કરીને ઉત્તરપ્રદેશમાં ઘૂસ્યો. બહારવટાના

પાઠ શીખવા માટે તેણે ડાકુ હરગોવિંદ અને મહારાજસિંહની ટોળીની દીક્ષા લીધી. સુલ્તાનાએ પણ આ જ ટોળીથી તેની શરૂઆત કરી હતી.

છતાં લાખનસિંહ ધીમેધીમે ઉપર આવવામાં માનતો નહોતો. બધું ઝડપભેર કરવાની એને મૂળથી આદત રહી. આવડા મોટા ડાકુઓ નીચે તાલીમ લેવામાં એ પોતાનો મૂળ ઇરાદો ભૂલી જશે એવી બીક લાગી. મામાને આપેલો વાયદો પૂરો કરવામાં ઢીલ થાય તે કેમ પાલવે ?

એ અરસામાં ચરણ નામના ભયાનક ડાકુનોય ડંકો વાગતો હતો. લાખનને એનું ખેંચાણ જાગ્યું. માથાભારે માણસો લાખનને વધુ પસંદ હતા. એક ઘા ને બે કટકા કરનારા સાથે પોતાને વધુ ફાવશે એમ માની લાખન ત્યાં ગયો.

ચરણનો સંગ પણ વધુ ન ટક્યો અથવા તો એ ટોળી બદલીને દરેક ડાકુની અલાયદી આવડતનો અનુભવ મેળવવા માગતો હશે. ગમે તેમ પણ ચરણને છોડીને એ ડાકુ રાજા માનસિંહને મળ્યો.

માનસિંહ તો એનો પ્રેરણાદાતા હતો. દાઉએ એને પ્યારથી આવકાર્યો. લાખનની ચાલાકી પર ઠાકુર માનસિંહ ખરેખર વારી ગયો હતો, છતાં એક વાંધો આવ્યો લાખનને... માનસિંહને ત્યાં માનીતો માણસ રૂપો હતો. રૂપો પણ માથાનો ફરેલો અને માનસિંહે તેને દીકરાની જેમ રાખેલો, એટલે ટોળીની સરદારીનો હક્ક તેને પહેલેથી વગર લખ્યે મળી ગયો હતો. માનસિંહ સાથે જો પોતે રહે તો રૂપા સાથે વહેલીમોડી ચકમક ઝરવાની એ લાખન પામી ગયો. પોતાના વળના થોડાક જોડીદારને તેણે નાણી જોયા. માનસિંહથી છૂટા પડીને નવી ટોળી જમાવવાનો મોકો મળી ગયો.

બહુ ઝડપથી બનતું જતું હતું બધું. પોતે ટોળી જમાવી પછી પહેલું કામ તેણે વેર વાળવાનું કર્યું. પહેલવહેલી ધાડમાં તેના બંને ભાઈઓ પકડાયા હતા. એમની વિરુદ્ધમાં જેમણે સાક્ષી આપી હતી એ પાંચ મોચી સામે લાખને બંદૂક તાકી. જોનારા અને સાંભળનારા સુધ્ધાં કંપી ઊઠે એવી બેરહેમપણે લાખને પાંચે મોચીને મોતને હવાલે કરી દીધા. હાહાકાર મચી ગયો મધ્યપ્રદેશમાં !

પણ આ તો લાખને નવું વેર વાળ્યું હતું. જેનાં મૂળ ઊંડાં ગયાં હતાં, એ વેરને માટે તેના પોતાના ગામમાં જઈ પેલા રઘુવીરસિંહ અને એના સમસ્ત ખાનદાનને ખતમ કરવાનું બાકી હતું.

કેટલું બધું તારાજ થઈ ગયું એ વેરની આગમાં !



## બે

નાગરા ગામની એ હવેલી આજે તો ભેંકાર છે. ખંડેર જેવી સૂની પડી છે.

એક જમાનો હતો એ હવેલીનો. જાહોજલાલીની છોળ ઊછળતી એના આંગણામાં, અટારીઓમાં, ખંડોમાં, રસોડામાં અને તેમાં રહેનાર માનવીઓની રહેણી-કરણીમાં...

ગામમાં આવેલા કોઈ નવા માણસને આંગળી ચીંધીને નાગરાનિવાસી પોરસ કરતા : 'અમારા શ્રીમંત ઠાકુર રઘુવીરસિંહની હવેલી જોઈ !'

એ હવેલીના આજે દયા ઊપજે એવા હાલહવાલ થઈ ગયા છે. એનાં ખંડેરો બિહામણાં લાગે છે. એની દીવાલો પર ગોળીનાં નિશાન અને ભોંય પર સુકાઈ ગયેલાં લોહીનાં ધાબાં અરેરાટી જન્માવે છે. કેટલીય લાશો ઢળી ગઈ છે આ હવેલીમાં...

એક બૂઢો આદમી આ હવેલીને તાકતો ઝાડ નીચે બેઠો છે. એના ચહેરા પરની કરચલીઓમાંથી દર્દ ટપકે છે. એની ઉદાસ આંખોમાં કારમા ભૂતકાળની ભૂતાવળો આળોટે છે. જ્યારે હવેલીની સામે એ જુએ છે ત્યારે કાળજામાં સંભારણાંનાં શૂળ ભોંકાય છે. ખામોશ ઊભેલી હવેલી જાણે અનેકનાં મોત પર હૈયાફાટ રુદન કરતી હોય એવો ભ્રમ થાય છે અને એ બિચારો નિસાસો નાખી ઝૂકી ગયેલી કમ્મરે ત્યાંથી દૂર હઠી જાય છે.

ગામલોકો એને જોઈને કહે છે : 'બિચારો રઘુવીરસિંહ ! લાખનની દુશ્મનાવટે કેવી વિતાડી એના પર...'

આ એ જ રઘુવીરસિંહ છે જેના નામથી નાગરા ધ્રૂજતું... જેની આડે ઊતરતાં લોકો ડરતા... જેણે લાખનસિંહના બદલાની પ્રતિજ્ઞા સાંભળીને અટ્ટહાસ્ય કર્યું હતું : 'જાઓ, એ લાખ્યાને કહી

દ્યો કે બે-ચાર ધાડો પાડી અને બંદૂક પકડી એથી આ રઘુવીરનું કાંઈ બગાડી શકવાનો નથી. મારા ખાનદાનને ખતમ કરવા માટે તારે સાત જનમ લેવા પડશે.'

ડાકુ બનેલા લાખનસિંહે વિજયાદશમીને દિવસે હાથમાં હથિયાર લઈને સોગંદ લીધા હતા : મામાની બેઇજ્જતીનો બદલો રઘુવીર સામે ન વાળું તો હું તોમાર રાજપૂતનો બચ્ચો નહીં !

રઘુવીરે માન્યું હશે, 'ઠીક છે, જુવાનીના જોશમાં એ ભલે બોલી ગયો. બાકી મારી હવેલી તો શું, આ નાગરા ગામમાં પગ મૂકવાનીય એની મગદૂર નથી.'

બંને રાજપૂતોનો ઘમંડ ટકરાયો.

સોગંદ લઈને લાખન બેસી ન રહ્યો. સાથીઓ ચૂંટીને ટોળી બનાવી. ધાડની કમાણી એણે હથિયારો વસાવવામાં રોકી. ઠેરઠેર બાતમીદારો ઊભા કર્યા. નાગરા ગામની રજેરજ હિલચાલથી લાખનસિંહ વાકેફ રહેતો. રઘુવીરસિંહ પર કાયમ તેનું ધ્યાન કેન્દ્રિત રહેતું. તેનાં સગાંવહાલાંઓની આવન-જાવન પર લાખનના બાતમીદારો નિગાહ રાખતા.

લાખન વેરને ઘૂંટવા માગતો હતો. જલ્દબાજી કરીને પોલીસના ઘેરામાં ઝડપાઈ જવું નહોતું. પોલીસપાર્ટી હંમેશા નાગરામાં તેની રાહ જોતી બેસી રહે છે એ લાખન સારી રીતે જાણતો હતો, છતાં નાગરા ગયા વિના ચાલવાનું નહોતું. સોગંદની યાદ રઘુવીરસિંહને અવારનવાર આપતા રહેવાની ચાલ તેણે અજમાવી.

રઘુવીરના બે નજીકના રિશ્તેદાર તિલક અને મથુરીને જુગારની લત હતી. સાંજ પડે એટલે હાથમાં ગંજીપાનાં પાનાં પકડવાની ખંજવાળ આવે. 'તીનપત્તી'નો ભારે ચસકો... ગામના ઉતાર જેવા બીજા બે સાથીઓ મળી ગયેલા. ખેતરના છેવાડે એક ઝૂંપડામાં મધરાત લગી ચંડાળચોકડી પાનાં ટીચે. એક આનો બાજીમાં નાખવાનો. ચાર આના સુધીની ચાલ ચાલી શકાય. પાંચ-છ કલાકની રમતમાં દસ-પંદર રૂપિયા જેટલી હારજીત થાય. તિલક પાનાં જોયા વિના 'આંધળી ચાલ' રમવામાં ભારે હિંમતબાજ... મથુરી પાનાં જોયા પછી પણ આગળ વધતાં પહેલાં પાંચ વાર વિચાર કરે. ચોકડીની રાણી તેની માનીતી હતી. ત્રણ પાનાંમાં ચોકટની રાણી હોય તો ચાર આનાની ચાલ માટે જોશ ચડી આવતું.

ગંજેરી ભીખલો ત્યારે અચૂક બોલે : 'મથુરીસિંહ, ચોકટની રાણી પર જોર ન કરો. મારી પાસે કાળીનો રાજા છે.'

ચોકટની રાણીના પાનાને હોઠે અડાડીને ચૂમી કરે ત્યારે લાલિયો તેને વઢી નાખે : 'તું વારેવારે પાનાં થૂંકવાળા કરે એ ન ચાલે... ચિતરા સાથે ઇશ્ક કરવાને બદલે બ્રાહ્મણની એ ચંપાને જ એક વાર અહીંયાં લઈ આવ ને !'

ચંપા ગામના ગરીબ બ્રાહ્મણની રૂપાળી દીકરી હતી. ચૌદ-પંદરની હશે, પણ ભારે ગજું કાઢ્યું હતું. મથુરી ચંપાને ચોકડીની રાણી કહીને ખીજવતો. ચંપા મોટા ભાગે મોં બગાડીને રસ્તો પકડી લેતી. કોઈ વાર કૂવે મથુરી જબાનથી છેડતી કરવાની કોશિશ કરતો ત્યારે કહી દેતી :

'જુગારી, મને ચોકડીની રાણી કહે છે તે તારા ઘરમાં મા-બહેન છે કે નહીં ? કાચમાં તારું મોં જોઈ આવ પહેલાં - ફુલ્લીના ગુલ્લા જેવો દેખાય છે !'

એક વાર લાખનની બહેન સોનચિરૈયાને ચંપાએ ફરિયાદ કરી : 'તારો ભાઈ બંદૂક લઈને નાગરાની બહાર ધાક વરતાવે છે તે એક વાર પેલા ફુલ્લીના ગલ્લાને સીધો કરવાનું કહે ને ! હવે તો એ હાથનો અકટચાળો કરવા મંડ્યો છે.'

લાખનની બહેન ગમે તેમ તો રાજપૂતની દીકરી ખરી ને... પોતાના ભાઈની ધાક પર એ મુસ્તાક હતી. ગામમાં નીકળે ત્યારે કોઈ એની સામે આંખ ઊંચી કરવાની હિંમત ન કરતું. એની જોવનાઈ પર નજર નાખીને લાખનની આંખમાં ખટકવાનું જોખમ કોણ ખેડે ?

સોનચિરૈયાએ ચંપાને એટલું જ કહ્યું : 'જા, ચંપા, તને વાયદો કરું છું : મારા ભાઈને હાથે રઘુવીરસિંહના ખાનદાનમાં પહેલી કતલ એ ફુલ્લીના ગુલ્લાની થાશે.'

આટલું કહીને સોનચિરૈયા તેના મોતી જેવા સફેદ દાંત ચમકાવતી શેરડીનો સાંઠો ચૂસવા લાગી હતી.

દશેરાની સાંજે ચંડાળચોકડી પાનાં ટીચવા બેઠી ત્યારે મથુરીનો જીવ બાજીમાં ચોંટતો નહોતો. 'સાલી આજે એકેયવાર ચોકટની રંડી આવી નહીં.'

'જે હાથમાં આવે નહીં એને માટે લાળા શેનો આવે છે, મથુરિયા !' તિલકસિંહે તેને ટપાર્યો : 'આપણા રજપૂતોમાં ચંપાને ટક્કર મારે એવી કન્યાઓ ક્યાં ઓછી છે ? રઘુવીર-ચાચાને કહે એટલે ઘરમાં લક્ષ્મી હાજર !'

'તિલક, પરણવું તો છે રજપૂતાણીને જ... પણ આ તો ચંપાને એની જુવાનીનો ફાંકો છે એ મારે ઉતારવો છે.' મથુરિયો મૂછને વળ દેવા મંડ્યો : 'એનેય યાદ રહે ને કે રજપૂત ભેટ્યો'તો.'

'પણ ત્યાર પહેલાં તો એ ચંપલી પેલા ભામટાની ઘરવાળી થઈ જશે.' ભીખલાએ ગંજીપાની કેટને કાતર મારતાં કહ્યું : 'એનું લગન આવતા શિયાળે નક્કી થઈ ગયું છે હોં !'

મથુરિયો મરકમરક હસતો મૂંગો રહ્યો. ભીખલાને જવાબ આપી શકાય એવું હથિયાર તેની પાસે હતું. એ વાપરવું કે નહીં એની ઉલઝનમાં તે પડ્યો.

'મથુરિયા, પાનાં પકડીને શેના વિચારમાં ગુલ થઈ ગયો ? તારી ચાલ છે.' લાલિયાએ તેના સાથળે ચીંટિયો ભર્યો.

'સાલી, આ તો ભારે ગમ્મત થઈ.' મથુરિયો પાનાંમાં આંખો ખોડી રાખીને ફારસિયા જેવું મોં કરતો બોલ્યો : 'ફુલ્લીનો ગુલામ અને ચોકડીની રાણી ભેગાં થઈ ગયાં.' પછી યાદ આવ્યું કે પાનાં બોલી જઈને બાજી ઉઘાડી પાડી દીધી છે એટલે કપાળ પર હથેળી પછાડી : 'હુંય કેવો છું ! ન કહેવાનું કહી દીધું !'

'યાર, તું ચોકડીની રાણી પાછળ પાગલ થઈને આજકાલ રમવામાં ધ્યાન આપતો નથી

અને હારતો જાય છે. જુગાર રમવાના તારા આ ઢંગ આપણને ગમતા નથી, મથુરિયા !' તિલકસિંહે ઠપકો આપ્યો ત્યારે મથુરિયો મનની વાત કહી દેવાની ચટપટી જીરવી શક્યો નહીં.

'જો, ભાઈ, જુગારમાં અને પ્યારમાં હારી જવાની બીક ન રખાય. જેને પહેલાં હારતાં આવડે એ જ પાછળથી બાજી જીતી જાય.'

'પણ તું તો બાજીમાં ખાલી હારતો જ રહ્યો છો.' ભીખલાએ બીડીના ધુમાડા મથુરિયાના મોં તરફ ફગાવી મમરો મૂક્યો : 'જુગાર ને પ્યારમાં જે બહુ હારે એ આખરે પાયમાલ થઈ જાય એની તને જાણ નહીં હોય.'

'યાર, તમે મને બોલાવ્યે જ છૂટકો કરવાના.' મથુરિયાને કહેવું તો હતું જ છતાં સાથીઓને દોષ દેતો હતો, 'ચંપલી મને ફુલ્લીનો ગુલ્લો કહીને ખીજવે છે, પણ ચાર દા'ડા કેડે શરદપૂનમની રાતે એ ચોકડીની રાણી આ ફુલ્લીના ગુલ્લાની ભીંસમાં આવવાની છે હોં...'

'હેં !' તિલક ભડક્યો. માનવામાં આવતું ન હોય તેમ મથુરિયાને ટપાર્યો : 'તારું ચસકી નથી ગયું ને ?'

'ચસકી જાશે પેલા ભામટાનું... ચંપાને પરણીને એને ભાન થશે કે એ અભડાયેલી છે ત્યારે...'

'એટલે, મથુરિયા, તું એટલી હદે જવાનો ?' ભીખલાએ આંખો પહોળી કરી.

'મથુરિયો ગમે તે હદે જવા માગે, પણ પેલી થોડી દાદ આપવાની ?' લાલિયાએ ટોણો માર્યો.

'બધું નક્કી થઈ ગયું છે.' મથુરિયાએ હરખપદુડાના હાવભાવ સાથે કહ્યું : 'આ ઝૂંપડીમાં જ એ ચોકટની રાણી આવવાની.'

'હોય નહીં !!!' એવા ભાવ સાથે ત્રણેના ચહેરા ટિંગાઈ રહ્યા.

'હોય નહીં તો જોજો પૂનમની રાતે... પેલા ગલબાને પંદર રૂપિયાની બક્ષિસ આપવાની લાલચ દેખાડી છે. ચંપા માતાજીના મંદિરે રાસડા લેવા ઘેરથી નીકળશે ત્યારે ગલબો એને આ રસ્તે ફંટાવી દેશે, પછી જોજો આ ભાયડાનો ઝપાટો !'

'એલા, તું તો પહોંચેલો નીકળ્યો...'

હજુ ભીખલો એટલાં વેણ કાઢે છે ત્યાં ઝૂંપડાની સાંકળ ખખડી. ચારેય ચોંક્યા.

'કોણ છે, અલ્યા ?' તિલકે હાંક મારીને પૂછ્યું.

'એ તો હું...' થોથવાતો અવાજ સંભળાયો : 'હું ગલબો...'

'ગલબો જોકર !' મથુરિયો ઠેકડો મારીને ઊભો થયો. ગલબાને મથુરિયો મજાકમાં જોકર અથવા ત્રેપનમું પાનું કહેતો.

'એ તેપનિયો કાંઈક ખબર લાવ્યો લાગે છે.' પાનાં ફગાવીને એ દોડ્યો. સાંકળ ઉઘાડી તો ગલબો સામે ઊભો હતો. એનું મોં પડી ગયેલું દેખાયું.

અંદર બેઠેલા ત્રણે ડોક મરડીને ઉત્કંઠાભેર જોતા હતા, પણ ગલબો અંદર ન આવ્યો. તેનો અવાજ સંભળાયો :

'મથુરીસિંહ, જરા બહાર આવો ને. ખાસ કામ છે.'

'કામ હોય તો ભસી મર ને !' પહેલાં તે આદત મુજબ રોષમાં બોલી ગયો, પછી યાદ આવ્યું કે ગલબાને પૂનમ સુધી પંપાળીને રાજી રાખવાનો છે એટલે નરમાશથી કહ્યું : 'જો, ગલબા, અહીંયાં અમારી બાજી ચાલી રહી છે... અને આ બધા મારા જિગરી દોસ્તથી મારે કાંઈ છાનું નથી. જે હોય તે કહી દે.'

ગલબો થોડી વાર વિચારમાં ગૂંચવાયો. મથુરીસિંહ કુતૂહલભરી નજરે તેની સામે જોવા લાગ્યો. તેણે નજર ઢાળી દઈને કહ્યું : 'ચંપા આવી છે...'

'હેં !... એ આજે આવી, ચાર દિવસમા વહેલી ?' મથુરીસિંહને આનંદ ઊછળી પડ્યો : 'એમાં તું રોતલ મોં કરીને ઊભો છે ? સાલી આજ ઝપટમાં આવી છે...' કહેતો મથુરિયો મૂછને વળ દઈને બહાર નીકળ્યો. ગલબાએ ઇશારો કર્યો : 'ત્યાં પેલા ઝાડવા પાછળ ઊભી રાખી છે.' પછી ઝૂંપડાનાં બારણાં અટકાવી બહારથી સાંકળ ચડાવી ખુલાસો કર્યો : 'ચંપાએ કહ્યું છે, હું આવી છું એની બીજા કોઈને જાણ ન થવી જોઈએ.'

મથુરિયો જાણે સ્વર્ગ સામે આવ્યું હોય એટલા આનંદભેર ચંપાને મળવા ધસી ગયો. પણ તેને ખબર નહોતી કે સાથે જ સ્વર્ગને તેડું આવ્યું હતું !

ગલબો થોડી વાર ઝૂંપડાનાં બંધ બારણે ઊભો રહ્યો, પછી ફરી બારણાં ઉઘાડી અંદર ડોકાયો : 'તિલકસિંહ, મથુરીસિંહે તમને બહાર બોલાવ્યા છે. તમારી સલાહ લેવી છે.'

તિલકને અચરજ થયું : મથુરિયો ચંપાને મળવા ગયો છે અને સલાહ લેવા મને બોલાવે છે. બીજા બે સાથીઓ પણ ઊભા થયા : 'હાલો ! જોઈએ તો ખરા - કેવોક તમાશો થાય છે !'

પણ ગલબાએ બેયને રોકી પાડ્યા : 'નહીં, એકલા તિલકસિંહને જ બોલાવ્યા છે. તમે જાશો તો બાજી બગડી જવાની.'

ગલબો ગળગળો થઈને બોલતો હતો, એટલે ભીખલો અને લાલિયો ત્યાં જ થોભી ગયા. તિલકસિંહ બહાર નીકળ્યો કે તરત જ ગલબાએ સાંકળ વાસી દીધી અને પેલાને ઇશારત કરી : 'મથુરીસિંહ ઓલા ઝાડવાની પછવાડે છે. જાઓ જલદી.'

તિલકસિંહ જેવો એ તરફ ગયો કે ગલબાએ મુઠ્ઠીઓ વાળી ગામ તરફ દોટ મૂકી. એકબે વાર પાછું જોયું ત્યારે જાણે ભૂત જોઈને ભાગતો હોય એવો ભય તેના મોં પર છવાયેલો હતો.

મથુરીસિંહ અને તિલકસિંહને ગયાને બહુ વાર થઈ ત્યારે ઝૂંપડામાં બેઠેલા ભીખલો અને લાલિયો ઊંચાનીચા થવા માંડ્યા : 'માળા બેય જણા બહાર ક્યાં રોકાઈ ગયા ?'

બારણાંને બહારથી સાંકળી મારેલી હતી. હાંક મારીને પૂછ્યું : 'એલા ગલબા, બારણાં તો ઉઘાડ !' પણ જવાબ નહીં મળ્યો ત્યારે એ બંને અંદર બેઠાં બેઠાં ચંપાની હાલત પર જાતજાતના તર્ક કરવા લાગ્યા : 'મથુરિયો તો સમજ્યા કે રોકાઈ ગયો, પણ તિલકનું ત્યાં શું કામ હતું ?' ભીખલો બબડતો હતો.

'સાલા એ બેય સંપી ગયા લાગે છે.' ઈર્ષા આવતી હોય તેમ લાલિયો ગિન્નાયો : 'ભામણની છોડીને સાલા બેય ભેગા થઈને અભડાવશે.'

'નહીં, લાલિયા, મારું મન હજુ માનવા તૈયાર નથી. ચંપા એવી હૈયાવટી નથી... જરૂર કાંઈક ગોટાળો છે. ગલબો બોલતો હતો ત્યારે એના અવાજમાં તને ગભરાટ વરતા'તો કે નહીં !'

'હા, એલા, હવે એમ લાગે છે કે કાંઈક ભેદ હોવો જોઈએ.'

વધુ વાર ધીરજ ન રહી ત્યારે બંનેએ પાટુ મારી ઝૂંપડાનાં બારણાં ખસેડી નાખ્યાં અને ગાળો બકતા બહાર નીકળ્યા. બહાર તો બધે સૂનકાર હતો. કોઈ હિલચાલ કળાઈ નહીં ત્યારે બંને વધુ અકળાયા. વગડા તરફ જવાનું વિચારતા હતા ત્યાં બંદૂકના ધડાકાએ વાતાવરણને ખળભળાવી મૂક્યું. બંને ધ્રૂજી ઊઠ્યા.

'શું થયું ?' ભીખલો માંડમાંડ બોલી શક્યો.

'તિલક અને મથુરિયા વચ્ચે ઝઘડો તો નહીં થયો હોય ?' લાલિયો ગભરાટમાં બોલ્યો અને થોડી વાર બંને મૂંગામંતર ઊભા રહ્યા.

'પણ એ બેમાંથી કોઈ પાસે બંદૂક તો હતી નહીં !' ભીખલાએ યાદ કરાવ્યું : 'તો પછી...'

અંતે બંનેને એકીસાથે મગજમાં ચમકારો થયો : તિલક અને મથુરિયાને કોઈએ ફસાવ્યા તો નહીં હોય !

ત્યાં બીજો ધડાકો સંભળાયો.

હવે બંને એટલા બધા બી ગયા કે વિચાર કરવા રોકાયા વિના ગામ ભણી ભાગ્યા. બંનેને ખાતરી થઈ હતી કે મથુરીસિંહ અને તિલકસિંહ ઝડપાઈ ગયા – લાખન સિવાય બીજું કોઈ આવી હિંમત ન કરે...

અને બે કલાક પછી રઘુવીરસિંહ પોલીસ-પલટન સાથે વગડામાં ગયો ત્યારે એ અનુમાન સાચું ઠર્યું. બેયની લાશ અડખે-પડખે પડી હતી. પાસે જમીનમાં એક વાંસડો ખોસેલો તેની સાથે ધોળા કપડાનો એક ધજાગરો બાંધેલો હતો. પોલીસ-ઉપરી ધજાગરો જોઈને હેબતાઈ ગયા. લોહીથી લાલ અક્ષરોમાં લખ્યું હતું : 'દશેરાની લાખન તરફથી પહેલી ભેટ... રઘુવીર ! આવતા દશેરાએ હવે તારો વારો છે !'

નાગરા ગામમાં હાહાકાર મચી ગયો. બેવડી કતલ કરીને લાખને રઘુવીરસિંહના બંને ગાલ રાતાચોળ કરી નાખ્યા, ઉપરથી ધમકી આપી છે કે આવતી દશેરાએ તારો વારો !

રઘુવીરસિંહે દાંત ભીંસ્યા : 'લાખ્યા ! બીજી વિજયાદશમી લગી પોલીસ તને જીવતો રહેવા દેશે તો ને... એ પહેલાં જોજે, હું તારી લાશ પર થૂંકું છું કે નહીં !'

તિલક અને મથુરીના મોત પર ખુશ થતી સોનચિરૈયાના કાને રઘુવીરના આ શબ્દો અફળાયા ત્યારે લાખનની એ મિજાજી બહેન ધૂંઆપૂંઆ થઈ ગઈ : 'મારા ભાઈની લાશ પર થૂંકવાના મનસૂબા સેવતા એ રઘુડાને કહેજો, લાખન તારું છઠ્ઠીનું દૂધ ઓકાવ્યા વિના મરવાનો નથી. દર વરસે હું સાચા હેતથી એના કાંડે જે રાખડી બાંધું છું તે એની રક્ષા કરતી રહેશે.'

લાખનના હેત અને વેરના બે તહેવારો બળેવ અને દશેરા પોલીસખાતાને માટે કતલના દિવસો જેવા બની ગયા !

*

સોનચિરૈયા !

કેવું ગુલાબી નામ !

લાખનની બહેનને પૂછશો કે તારું નામ કેવી રીતે પડ્યું તો એ કહેશે : બધાનાં નામ પડે છે એવી રીતે મારું નામ પડ્યું. એમાં અચરજ પામવા જેવું શું છે ?

છતાં નામ પાડનારે ખરેખર સોહામણું નામ શોધ્યું હતું. સોનાની ચીડિયા જેવી જ એ રૂપાળી હતી. તેની આંખોમાં એક આગવી ખુમારી તરવરતી રહેતી. કોઈ કહેતું કે એ લાખનની બહેન છે એટલે તેજ મિજાજ રાખીને ફરે છે. ચારે ભાઈઓમાં સોન લાખનની સૌથી વધુ લાડકી બહેન હતી અને સોન પણ લાખન માટે ભારે મગરૂબી રાખતી.

'મરદ માણસ જોયો હોય તો મારા લાખનભૈયાને જુઓ.' એ વટથી કહેતી. કદાચ સોન તેના ધણીને પણ આવું સંભળાવતી હશે. તેનો પોતાનો મરદ ભાઈ જેવો પાણીવાળો નહોતો એનો એને વસવસો થતો કે નહીં એની તો ખબર નથી, પણ ધણીને એ ધાકમાં રાખતી. લાખનની બહેનને પરણનાર સીધો-સાદો માણસ હતો. પંઢરી ગામથી દૂર નાના શહેરના કારખાનામાં મજદૂરી કરતો. અઠવાડિયામાં બે દિવસ ગામમાં આવતો. લાખન અવારનવાર બહેનની ખબર લેવા આવી જતો હોવાથી કદાચ તેનો બનેવી ગામમાં ઓછું રહેતો હશે. પોલીસની પરેશાનીથી એ ડરતો અને સોનચિરૈયા ધણીના આ નમાલાપણા પર પેટ ભરીને મહેણાં મારતી. બળેવને દિવસે તો લાખનનો બનેવી ખાસ ગામમાં ગેરહાજર રહેતો, કારણ કે કાં તો લાખન બહેન પાસે રાખડી બંધાવવા આવતો અથવા સોન ક્યારેક અગાઉથી નક્કી થયેલી જગ્યાએ ભાઈને રાખડી બાંધવા પહોંચી જતી. ભાઈ-બહેનની આ સંતલસમાં સોનનો ધણી માથું મારતો નહીં અથવા કહો કે સોનચિરૈયા તેને માથું મારવા દેતી નહીં.

તિલક અને મથુરીની કતલને નવનવ મહિના વીતી ગયા છતાં લાખનસિંહ પોલીસની હડફેટમાં આવ્યો નહીં ત્યારે રઘુવીરસિંહ ઊંચોનીચો થવા માંડ્યો. બે મહિના પછી ફરી દશેરા આવશે. પોલીસ ત્યાં સુધી શું હાથ જોડીને બેસી રહેશે ? અને કદાચ દશેરાને દિવસે લાખન

આ ફેરા નાગરા ન આવે તો ? બીજા એક વરસ લગી લાખનના મોત માટે પોતાને રાહ જોવાની. લાખનના મોતના વિચારે રઘુવીરસિંહના મોંમાં કડવું થૂંક ઊભરાઈ આવતું અને દરેક વખતે એને થૂંકદાનીમાં વેડફી નાખવું પડતું.

'તમે હવે કાંઈક કરો તો સારું !' તે પોલીસ-ઉપરીને રઘુવીરસિંહ વારેવારે યાદ અપાવતો ત્યારે જવાબ મળતો : 'અમારા તરફથી બધી કોશિશો ચાલે છે, પણ તમારી જેમ અમારે એકલા લાખનનો જ વિચાર કરવો નથી. માનસિંહ અને સુલ્તાના અત્યારે અમારા મગજ પર સવાર થયા છે. વધુ જોર અમે ત્યાં અજમાવી લેવા માગીએ છીએ.'

'તોપણ થોડું જોર આ લાખ્યા પર કાં ન અજમાવો ?' રઘુવીરે પોલીસ-ઉપરીને ચાનક ચડાવી. જોકે પોતાની રાજપૂતી ખુમારીને ઝાંખપ ન આવે તેમ તેણે ઉમેર્યું ખરું : 'મને લાખનની ધમકીની બીક નથી. મારે તો એની લાશ પર થૂંકવાની અધીરાઈ છે.'

પોલીસ-ઉપરી મૂછમાં હસ્યા : 'આજે કઈ તિથિ છે, ઠાકુર ?'

ઉપરીસાહેબ તિથિ કેમ પૂછે છે ? રઘુવીરને અચરજ થયું. થોડી વાર વિચારીને કહ્યું : 'સાહેબ, તારીખિયું તો સામે ભીંત પર ટિંગાય છે. શ્રાવણ સુદ બારસ થઈ આજે.'

'બસ, તો ત્રણ દિવસ પછી બળેવ આવે છે.' ખંધું હસીને ઉપરી તેની સામે જોવા લાગ્યા.

છતાંય રઘુવીરના મગજમાં બત્તી થઈ નહીં. બત્તી થઈ ત્યારે પણ ખોટી થઈ. બ્રાહ્મણ સાહેબ બળેવની દક્ષિણા યાદ દેવડાવે છે એવા ખ્યાલથી રઘુવીરસિંહે મનમાં તેને બે-ત્રણ ગાળો ચોપડી દીધી : સાલા સૌને પોતાના પેટની જ પડી છે, કોઈને કાંમ કરવું નથી.

'હેં... હેં... હેં...' પોકળ હસીને રઘુવીરે ઉપરી સાહેબને ખુશ કરવા કહ્યું : 'બળેવને દિવસે સાહેબને હું નહીં ભૂલું હોં કે !'

પોલીસ-ઉપરી નવા હતા. રઘુવીરનો ઇશારો તેઓ પામી ગયા : 'ઠાકુર, હું દાન-દક્ષિણાની વાત નથી કરતો. બળેવને દિવસે લાખન તેની બહેન પાસે રક્ષા બંધાવવા જશે એ તમે ભૂલી ગયા, પણ અમને બરાબર યાદ છે.'

'વાહ, સાહેબ ! તમે ભારે યાદ રાખ્યું !' રઘુવીરના ચહેરા પર ઉજાસ પથરાઈ ગયો : 'રક્ષા બંધાવવા જાય ત્યારે તમે એના પર...' બાકીનું વાક્ય તેના ખી-ખી-ખી હસવામાં ભળી ગયું.

'તમે વાત મનમાં રાખજો.' પોલીસ-ઉપરીએ તેને સાવધ કર્યો : 'અમે બહાર દેખાવ એવો જ કરીએ છીએ કે હમણાં લાખન તરફ ધ્યાન આપતા નથી... ખરી રીતે અંદરખાને એની જ તૈયારીઓ ચાલે છે. સોનચિરૈયા હજુ લગી તો પંઢરી ગામે છે; તે નાગરા આવશે તો માનવું કે લાખન રાખડી બંધાવવા અહીં આવવાનો, નહીંતર પછી પંઢરીમાં તે સપડાવાનો.'

'સાહેબ, આવેશમાં મેં તમને કડવા બોલ કહી દીધા હોય તો માફી ચાહું છું.' રઘુવીરસિંહ

ગળગળો થઈ ગયો અથવા તો એવો દેખાવ કરીને એ કહેતો હતો : 'બાકી મારો અજંપો તો લાખનની લાશ પર થૂંકવાનો છે એ તમે ક્યાં નથી જાણતા ?'

'કદાચ બળેવની સાંજ સુધીમાં અમારા અને તમારા અજંપાનો અંત આવી જશે, ઠાકુર !'

પોલીસ-ઉપરીએ ધરપત આપી એટલે રઘુવીરસિંહ ત્યાંથી ઊઠ્યો, પણ પેલો 'કદાચ' શબ્દ તેને બહુ કઠ્યો. ઠાકુરને તો લાખનના મોતની પાકે પાયે ખાતરી જોઈતી હતી !

*

શ્રાવણ સુદ ચૌદશની સાંજથી પોલીસટુકડીઓ પંઢરી ગામનાં ત્રણે નાકાં દબાવીને બેસી ગઈ. પંઢરી એટલે ઠાકુરોનું ગામ. મોટા ભાગની વસતિ રજપૂતોની, છતાં કોઈ માંસાહારી નહીં. પશુનું માંસ ન ખાવા માટે એ લોકો ગૌરવ લેતા, પણ વાતવાતમાં માણસને મારી નાખવો હોય તો એમનું રૂંવાડું ન ફરકે ! ગામ ચંબલની કોતરોના પડખામાં વસેલું. લાખનની બહેનનું ઘર એવી જગ્યાએ હતું કે ઘરમાં બેઠાંબેઠાં એક ફર્લાંગ છેટે સુધી કેડી દેખાય. પોલીસની જીપ ઘર સુધી પહોંચે એ પહેલાં જ જાણ થઈ જાય. પાછલા દરવાજેથી કોતરોમાં ઊતરી જવા માટે પૂરતો અવકાશ મળે. કદાચ એટલે જ લાખન બહેનને ત્યાં બેધડક આવીને ચાલ્યો જઈ શકતો.

પોલીસ-ઉપરી બ્રહ્મદેવ ચૌદશની સાંજથી લાખનસિંહનો રસ્તો રોકીને બેઠા હતા. ગામમાં આવવાના ત્રણ રસ્તાઓ - બે કેડીરસ્તા અને એક ગાડારસ્તો હતો. બંને કેડીઓ આ ગાડારસ્તા આગળ ભેગી થતી ત્યાં પોલીસ-ઉપરી જાતે જાપ્તો રાખીને લાખનની રાહ જોતા હતા. સોનચિરૈયા આ વખતે ગામબહાર નીકળી નહીં, એટલે લાખન ખુદ રાખડી બંધાવવા પંઢરી આવવાનો એ વાત નક્કી હતી. જીવના જોખમે આ ડાકુઓ રાખડી બંધાવવાનો અવસર શું કામ સાચવતા હશે એ પોલીસ-ઉપરીને સમજાતું નહોતું. કદાચ આ ફેરા લાખન ન પણ આવે એવી ઊંડેઊંડે તેમણે અટકળ કરી રાખી. લાખન આવે તેમાં એમનો જેટલો લાભ હતો એટલો ગેરલાભ પણ ખરો. ડાકુઓનો સામનો કરવામાં બંને પક્ષે જોખમ હતું. કદાચ તરકીબ અજમાવીને આવી જાય અને પોલીસની આંખોમાં ધૂળ નાખીને ચાલ્યો જાય તો એમાં બેઆબરૂ થવાનો ભય હતો. આ વખતે એક બીજીય ઉપાધિ નડી. પૂનમ બે આવતી હતી, એટલે કેટલાંક રવિવારે બળેવ કરવાનાં હતાં, તો બીજાં સોમવારે. લાખન રવિવારે આવશે કે સોમવારે ? ડાકુ તેની બહેન પાસે રાખડી બંધાવવા આવે તેમાં બિચારા પોલીસો પોતાની બહેનો પાસે રાખડી બંધાવવા જઈ ન શકે એ પણ કેવું અચરજ ગણાય !

રવિવારનો દિવસ તંગદિલીમાં વિતાવ્યો પણ લાખન ન આવ્યો. પોલીસ-ઉપરી અવારનવાર ગામમાં આંટો આવતા. સોનચિરૈયા કૂવે પાણી ભરતી ત્યારે તેને જોઈને અટકળ કરતા કે તે એના ભાઈની રાહ જુએ છે ખરી ! સોનચિરૈયા ભારે પાકી હતી. પોલીસની પરવા ન હોય તેમ પાણી સિંચતી ગીત ગાતી ગણગણતી. વચ્ચેવચ્ચે પોતાના શબ્દો ઉમેરીને ઉપરી સાહેબ સાંભળે તેમ ગાતી : 'વીરા મારા ! હું એકલી તારી વાટ જોતી નથી, બિચારા ખાખી વરદીવાળા પણ બેચેન જીવે બંદૂકો લઈને ફરે છે...'

રવિવારની રાત પોલીસોએ ઉજાગરામાં ખેંચી કાઢી. સોમવારની સવારે અર્ધીપર્ધી તો ખાતરી થઈ ગઈ : લાખન હવે નહીં આવે. તેને ખબર પડી ગઈ હશે કે પોલીસ ગામને ઘેરો ઘાલીને બેઠી છે. કદાચ આવવાની કોશિશ કરીને પાછો પણ ફરી ગયો હોય !

'અલ્યા, પેલા સાધુને પડકારજે તો !' પોલીસ-ઉપરીએ હવાલદાર સજ્જનસિંહને ઇશારો કર્યો : 'આ બાવાઓ બે બળેવનો ઠીક લાભ ઉઠાવે છે ! બે દિવસમાં વધુ ગામ ફરી વળાય અને ઝાઝી દક્ષિણા માગી શકાય.'

'એ સાધુમહારાજ, આમ ક્યાં હાલ્યા ?' સજ્જનસિંહે બાવાને પડકાર કર્યો.

સાધુએ હસીને ગામ ભણી આંગળી ચીંધી. બ્રહ્મદેવ તેને ધારીધારીને જોતા હતા. 'રામરામ, મહારાજ ! જરા આમ આવો તો.'

સાધુ સામા 'રામરામ' કરી, પગની ચાખડીનો ચટાકચટાક અવાજ કરતા પોલીસ સામે આવ્યા.

તેની દાઢીના કાળા વાળ જોઈને બ્રહ્મદેવે વ્યંગમાં પૂછ્યું : 'બહુ નાની ઉંમરે સંસાર છોડી દીધો ?'

સાધુએ આકાશ તરફ આંગળી કરી મૌન સેવીને સૂચવ્યું : એ બધી ઉપરવાળાની લીલા છે.

'શું નામ તમારું ?'

'રામરામ !' એટલો જ જવાબ આપ્યો.

નામ બહુ વિચિત્ર લાગ્યું એટલે શંકાશીલ નજરે પોલીસ-ઉપરીએ તેની સામે જોયું. રામના નામે લાખન તો સામે નથી ઊભો ને ? - એ વિચારે તેમના હાથપગના સાંધામાં પસીનો વળવા લાગ્યો. જો વહેમ પાકો થાય તો એને આગળ જવા દઈને પછી હથિયાર ઉગામવું એવો ઇરાદો મનમાં ગોઠવી લીધો.

'તમને પહેલાં ક્યારે જોયા નથી. નવા લાગો છો ?'

'રામરામ !' એટલું કહીને સાધુએ બંને હાથના હાવભાવથી સમજાવ્યું : ખોળિયું નવું છે, બાકી જીવ તો એનો એ જ ભટક્યા કરે છે... બ્રહ્મદેવને એ પૂરેપૂરું સમજાયું નહીં, એટલે અટકળ કરી કે સાધુ મૂંગો છે અથવા તો એવો ઢોંગ કરે છે.

'ન બોલવાનું વ્રત છે ?' એના જવાબમાં સાધુએ માથું હલાવી હસીને હા પાડી, પછી એક હાથનાં પાંચ અને બીજા હાથનાં ચાર આંગળા દેખાડી નવની સંખ્યા દર્શાવી.

'નવ દિવસ કે નવ મહિનાથી ?' બ્રહ્મદેવને રસ પડતો હોય તેમ પૂછ્યું.

સાધુએ માથું ધુણાવી, આંખો પહોળી કરી એક આંગળીને ગોળ ચક્કર ઘુમાવીને કહ્યું : નવ વરસથી.

'ઓહ !' પોલીસ-ઉપરીને વિસ્મય જાગ્યું : 'નવનવ વરસથી મૌન પાળો છો ! ત્યારે તો બહુ મોટા મહાત્મા લાગો છો !'

ફરી સાધુએ આંગળી ઊંચી કરીને સમજાવ્યું : 'મોટો તો એક ઉપરવાળો છે.'

'પણ, મહારાજ, નામ પૂછ્યું ત્યારે તમે રામરામ તો બોલ્યા !' હવાલદાર સજ્જનસિંહે તેને પકડી પાડવાના ઉદ્દેશથી પૂછ્યું. બ્રહ્મદેવને લાગ્યું કે હવે કદાચ સાધુ મહારાજ કોપાયમાન થશે, પણ તેમની ધારણા ખોટી ઠરી. દાઢી પર હાથ ફેરવીને જરાય ઉશ્કેરાયા વિના તેણે 'રામનામ'નો ઉચ્ચાર કરીને સંકેતમાં સમજાવ્યું કે એ ઉપરવાળાનું નામ છે. એ સિવાયનાં બધાં નામ ક્ષણભંગુર છે.

વાતવાતમાં ઉપરવાળાનો હવાલો આપવાની સાધુની આ રીત પોલીસ-ઉપરીને કંટાળાજનક લાગી. તેને વિચાર થયો કે સાધુની જડતી લઉં, પણ તે પહેલાં બીજી એક વાત પૂછવાની લાલચ થઈ આવી. તેમને ઓટલા પર બાજુમાં બેસાડી હળવેકથી પૂછ્યું :

'સાધુમહારાજ, અમે એક ડાકુની રાહ જોઈને બેઠા છીએ. તમારા પ્રતાપે કહી શકશો કે એ ડાકુ અત્યારે આવશે ખરો ?'

સાધુએ ફરી હાવભાવથી જવાબ આપ્યો : મારે મન પોલીસ કે ડાકુ બધા જ સંસારીઓ સરખા... પછી ઊંચે આંગળી કરીને ફરી ઉપરવાળાનો હવાલો આપી દીધો.

એ જ વખતે પુરપાટ દોડ્યા આવતા ઘોડાના ડાબલા સંભળાયા એટલે પોલીસ-ઉપરી ચોંકીને ટટ્ટાર થયા. કમરપટ્ટામાંથી પિસ્તોલ ખેંચી કાઢી. ઉત્તેજનાથી એમના શ્વાસોશ્વાસ વધી ગયા. પેલા સાધુને જાણે કોઈ પરવા ન હોય તે રીતે હસતાંહસતાં પોતાની જગ્યાએ બેસી રહ્યા.

ઘોડેસવારનાં ખાખી કપડાં દેખાયાં એટલે પોલીસ-ઉપરીનો અર્ધો ફડકો ઓછો થયો, છતાં આવનારનો ચહેરો ઓળખાયો નહીં ત્યાં સુધી તેણે સાવધ રહેવા ઝાડની આડશ છોડી નહીં. ડાકુઓ ઘણી વાર પોલીસના પોશાકમાં આવીને છેતરી જતા હોય છે.

'અરે, આ તો દુર્લભસિંહ છે.' ઘોડેસવારને પૂરેપૂરો પિછાણી લીધો એટલે બ્રહ્મદેવસાહેબ ઉત્સાહભેર સામે ગયા. એ માણસની અધીરાઈ કાંઈક મહત્ત્વની બાતમી મળી હોવાનો પુરાવો આપતી હતી.

'સાહેબ, જલદી કરો !' આવનારે ઉતાવળા અવાજે કહ્યું : 'બાજુના ગામેથી ખબર આવ્યા છે... લાખને તેની ટોળી સાથે નજદીકની કોતરોમાં પડાવ નાખ્યો છે.'

'કોણે બાતમી આપી ?'

'એક જાણભેદુએ !'

પોલીસ-ઉપરી બ્રહ્મદેવના પગમાં જોશ ઊભરાઈ આવ્યું હોય તેમ તેઓ જીપ તરફ દોડ્યા. સજ્જનસિંહ અને બીજા પોલીસો તેમની પાછળ જીપમાં બેસી ગયા. જીપ ચાલુ

કરીને વળાંક લેતા હતા ત્યારે સાહેબની નજર સાધુ પર પડી. નવ વરસથી મૌનવ્રત ધરનાર એ તપસ્વીના દર્શનને કારણે આજે એમનું નસીબ ખીલી ઊઠ્યું છે એવી શ્રદ્ધાથી તેમણે ખિસ્સામાં હાથ નાખ્યો અને સાધુની બાજુમાંથી પસાર થતી વખતે તેના શકોરામાં સિક્કો નાખી, 'રામરામ' કરી જીપને દોડાવી મૂકી.

અર્ધા રૂપિયાના સિક્કાને હાથમાં રમાડતા સાધુએ ઘણી વાર સુધી ધૂળ ઉડાડતી જીપને જોયા કરી પછી સિક્કાનો ઘા કરી ગામ તરફ ચાલતી પકડી.

બપોરે પોલીસ-ઉપરી મારતી જીપે પંઢરી ગામે પાછા ફર્યા. સોનચિરૈયાના ઘર પાસે જીપ ઊભી રહી. લાખનની બહેન હસતીહસતી દરવાજે સામી આવી. બ્રહ્મદેવસાહેબે ઊંચા અવાજે પૂછ્યું :

'સોન, તારો ભાઈ રાખડી બંધાવવા આવી ગયો ?'

સોનચિરૈયા મરકમરક હસતી સાહેબની સામે જોતી જ રહી. ધીમેધીમે નજર ફેરવીને તેણે ખાટલા નીચે પડેલી ચાખડી તરફ સાહેબનું ધ્યાન ખેંચ્યું.

'હા, સાહેબ... એ તો આવીને ગયો !' લાખનની બહેનનો એ જવાબ પોલીસ-ઉપરીને હાડોહાડ લાગી ગયો. સાધુના સ્વાંગમાં લાખન તેમને બેવકૂફ બનાવી ગયો...

પગ પછાડતા તેઓ જીપમાં બેઠા ત્યારે સોનચિરૈયા તેમની સામે એવી રીતે હસતી હતી, જાણે કહેતી હોય : 'ફરી આવતા વરસે જરૂર આવજો હોં !'

*

બળેવના દિવસે હાથતાળી આપી જનાર લાખનને વિજયાદશમીએ ફસાવવા માટે પોલીસખાતાએ બેવડી તૈયારીઓ કરી. નાગરા ગામમાં કહે છે કે સો પોલીસોએ ધામા નાખ્યા. રઘુવીરસિંહની હવેલીમાં ઓછામાં ઓછા વીસ-પચીસ હથિયારધારી પોલીસો લાખનને ઠાર કરવા ભરાઈ બેઠા હતા. રઘુવીરસિંહે છેલ્લા ચાર દિવસથી બબ્બે બંદૂક સાફ કરીને તૈયાર રાખેલી. લાખનની લાશ પર થૂંકવા માટે એમની જીભ ચટપટતી હતી. દશેરાના દિવસે આવવાનું કહી ગયેલો લાખન જો બોલ્યું પાળશે તો હવેલીના આંગણામાં જ ઢળી પડવાનો અને નહીં આવ્યો તો લાખનની રાજપૂતાઈ લજવાશે... બંને રીતે રઘુવીરસિંહનું પલ્લું નમતું હતું.

પણ હાય રે લાખન !

વિજયાદશમીની સવારને તેણે લોહીના રંગે ખરડી નાખી. તેની રાહ જોવાતી હતી ગામમાં કે રઘુવીરસિંહની હવેલીમાં... તેને બદલે એ ત્રાટક્યો ખેતરમાં ! રઘુવીરના ભાઈ જબ્બરસિંહને વહેલી સવારે ઊંઘતો ઉઠાડી તેની ખોપરી વીંધી ગયો લાખન !

ક્યાંથી આવ્યો અને ક્યારે અલોપ થઈ ગયો એની ખબર સુધ્ધાં ન પડવા લીધી. તિલક અને મથુરીની લાશોની જેમ જબ્બરસિંહની લાશ સાથે પણ જાસાચિઠ્ઠી મૂકતો ગયો હતો એ...

'રઘુવીર... વેરના ખપ્પરમાં એક વધુ માથું વધેરતો જાઉં છું. મારી લાશ પર થૂંકવાના તારા ઓરતાનો જવાબ અત્યારે તો હું તારા ભાઈની લાશ પર થૂંકીને આપું છું. આવતા દશેરાએ ફરી પાછો આવીશ.' છેલ્લે ચિઠ્ઠીમાં ઉમેર્યું હતું : 'મરદ હો તો નાગરા ગામ છોડતો નહીં.'

રઘુવીરસિંહ માથું પછાડીને ભાઈના મોત પર ચોધાર આંસુએ રોયો હતો. દશેરાનો તહેવાર ગામને માટે ફરી એક વાર શોકનો દિવસ બની ગયો. હથિયારની પૂજા કરવાને બદલે નાગરાના રજપૂતોને સ્મશાનમાં આભડવા જવું પડ્યું.

'લાખનસિંહ આવો જિદ્દી નીકળશે એવું આપણે માનતા નહોતા.' જબ્બરસિંહની સળગતી ચિતા સાથે ડાકુઓ અંદરઅંદર ગુસપુસ કરતા હતા.

'પણ રઘુવીરસિંહ શું કામ નાગરા છોડી જતો નથી ? આ રીતે તો દર વિજયાદશમી આભડવામાં જ જવાની !'

'રઘુવીરને પોલીસ હવે નાગરા છોડવા નહીં દે.'

'પણ એના કારણે રઘુવીરને બદલે તેના સગાવહાલા કુટાઈ મરશે એનું શું ?'

'લાખન શું આવતા દશેરા લગી જીવતો રહેશે ?'

'એ કોણ કહી શકે ? ઠાકુર માનસિંહ દસ વરસથી પોલીસને રંજાડે જ છે ને ?'

રઘુવીરસિંહે નાના ભાઈની ચિતા ઠારતી વખતે મનમાં એક ફેંસલો કરી લીધો : 'આવતા દશેરાએ નજીકના બધા સગાઓને હું મારી હવેલીમાં જ બોલાવી લઈશ. પછી તો લાખનને ગામની અંદર આવવું જ પડશે ને ?'

અને એ ફેંસલાએ ત્યાર પછીની વિજયાદશમીને કેવી ગોઝારી બનાવી દીધી !



# ત્રણ

એક તરફ માનસિંહ,

બીજી બાજુ સુલ્તાના-પૂતલી

અને ત્રીજો લાખનસિંહ.

આ ત્રણ ટોળી ભારે રંજાડ વરતાવતી હતી. બીજી નાની ટોળીઓય પાર વિનાની હશે, પણ પોલીસની ઊંઘ હરામ કરનાર મુખ્ય આ ત્રણ ટોળીઓ જ.

લાખન સાથે તેનો ભાઈ ફિરંગી હતો, ઉપરાંત ભત્રીજો હજૂરીસિંહ, વિશ્વાસુ નોકર અભિલાષસિંહ, સાહસિક જ્વાલાસિંહ અને પાછળથી બેવફા બનનાર ફોજદારસિંહ તેમ જ પૂતલી ખાતર ટોળી છોડી જનાર કલ્લો પણ ખરો.

લાખન પાણીદાર માણસોને પસંદ કરતો. ઓરત કે શરાબની એમની એબને એ નિભાવી લેતો, એટલે જેમને માનસિંહ પાસે જવાનું ન ફાવે એવા માથાભેર જુવાનો લાખનની ટોળીમાં ખેંચાઈ આવતા. પણ આ છૂટછાટ લાખનને ક્યારેક બહુ ભારે પડી જતી. ન ધાર્યું હોય એવી રીતે તેણે માનીતા સાથીઓને ગુમાવવા પડેલા. કોઈકે ગદ્દારી કરી, કોઈક ઓરતના લફરામાં ફસાયા, કોઈક પોલીસની ગોળીએ ઠાર થયા અને કોઈ અલગ થઈ બીજી ટોળી જમાવી બેઠા. લાખનના દિલ પર આવા અનેક જખમો થયા હતા, જેની પીડાએ તેને વધુ ઝનૂની બનાવવાનું કામ કર્યું હોય તો નવાઈ નહીં.

'લાલસિંહ, આવતી વિજયાદશમી સુધીમાં કેટલાં હથિયાર પૂરાં પાડી શકીશ ?'

સિગારેટના ધુમાડા કાઢતો લાલસિંહ લાખનની સામે મરક્યો : 'ઠાકુર, માગ વધારી દીધી છે તમે.'

'પૂરા પૈસા લે છે, મફતમાં થોડો આપવાનો ?' લાખનના તુંકારામાં લાલસિંહ સાથેની આત્મીયતાનો રણકો હતો : 'તારે તો હથિયાર મફતમાં જ આવે છે ને ?'

'વાહ, ઠાકુર ! લશ્કરનાં હથિયાર ચોરવાના અપરાધની કિંમત ઓછી આંકો છો ને તમે ?' લાલસિંહના ચહેરાની રેખાઓ સહેજ ખેંચાઈ : 'પકડાઈ ગયો તો કૉર્ટમાર્શલ થઈ જાઉં !'

'લશ્કરી આદમી થઈને આમ પોચું કેમ બોલે છે ?'

'હમણાંહમણાં રાઈફલ અને કારતૂસોના હિસાબમાં ઘટ દેખાવા લાગી છે. જરા ખબરદાર રહેવું પડશે.'

લાખન મૂંગો થઈ ગયો. પહેલાં તો તેને લાગ્યું કે લાલસિંહ વધુ ભાવ ખાવા માટે મોણ નાખી રહ્યો છે. હથિયાર પૂરાં પાડવાનું કામ અત્યાર સુધી તેણે બરાબર બજાવ્યું હતું. લશ્કરી માલ સારો અને સસ્તો મળતો એટલે લાખને લાલસિંહને જાળવી રાખ્યો હતો. ઘટતી કારતૂસો તેને બહારથી લેવી પડતી, પણ મુખ્ય આધાર લાલસિંહ પર રાખતો હતો. તેને એક વિચાર ઝબકી ગયો.

'લાલસિંહ, તું એક વાર જોર કરીને બને એટલો માલ લશ્કરી સ્ટોરમાંથી ઊસરડી લાવ, પછી...'

પેલાએ ચોંકીને લાખન સામે જોયું : 'પછી શું ?'

'પછી મિલિટરીની નોકરીને લાત મારી દેજે.'

'એટલે કે ડાકુ બની જાઉં, એમ ને ?'

'કેમ, એમાં કાંઈ ખોટું છે ?'

'ખોટું તો ખાસ કાંઈ નહીં.' લાલસિંહ ખરેખર લાખનના પ્રસ્તાવ પર વિચાર કરતો હોય તેમ થોડું થોભ્યો : મિલિટરીમાંય ક્યાં ઓછી મજા છે ! ખાવાપીવાની કાંઈ ખોટ નથી... ખાખી કપડાંનો રુઆબ પડે, દાદાગીરી કરી શકાય અને હથિયાર-કારતૂસ સરકાવીને ધંધો ને દોસ્તી નિભાવી શકાય છે !

'પણ દોસ્તી ખાતર થોડું વધારે જોખમ ખેડવું પડે તો તૈયાર છો ને ?' લાખનને હથિયારની જરૂરિયાત સતાવતી હતી. દશેરા નજીક આવતા હતા. આ વખતે રઘુવીરસિંહની હવેલી પર નક્કી ત્રાટકવું હતું. રાઈફલ-બંદૂકોથી જ કામ ચાલે એમ નહોતું. ટી. એમ. સી. ઑટોમૅટિક ગન જોઈએ. તો બીડીની એક ફૂંક મારવા જેટલા વખતમાં પાંચ-પંદરને ધડાધડ ફૂંકી મરાય ! લાલસિંહને તેણે સમજાવ્યું : 'દશેરાએ રઘુવીરનો બદલો લેવાની મારી પ્રતિજ્ઞાથી આખું નાગરા ગામ વાકેફ છે. તે દિવસે છેલ્લાં બે વરસથી હું નાગરા અચૂક જાઉં છું. અત્યાર લગી રઘુવીર હડફેટમાં

આવ્યો નથી. આ વખતે તડફડ કર્યા વિના નહીં ચાલે. લાલસિંહ, આ રાજપૂતનો વટ રાખવા માટે તારે મને ટી. એમ. સી. ગન તો લાવી જ આપવી પડશે - ગમે તે ભોગે.'

'ભલે, ઠાકુર, દશેરા પહેલાં બંદોબસ્ત થઈ જશે.' લાલસિંહે વાયદો તો કર્યો, પણ એ પાળવામાં અણધાર્યું વિઘ્ન નડ્યું.

મૅટ્રિક પાસ થઈ કૉલેજમાં ભણેલો લાલસિંહ ફોજમાં જોડાયો. હવાલદાર બન્યા પછી બઢતી આપીને આર્મરર બનાવ્યો. લશ્કરી છાવણીના હથિયારની રખેવાળી તેને સોંપાઈ. લાલસિંહે આ જવાબદારીનો ગેરલાભ ઉઠાવવા માંડ્યો. ડાકુઓને હથિયારોની સખત જરૂરત પડતી. મોંમાગ્યા ભાવ આવતા. લાલસિંહ મિલિટરી સ્ટોરમાંથી હથિયાર-કારતૂસો સરકાવવા મંડ્યો. લાખન સાથે દોસ્તી જેવું થઈ ગયું... પણ ચોરી ક્યાં સુધી છાની રહે ? વહેમ ગયો એટલે લાલસિંહની બદલી થઈ ઝાંસીના બાબીના કૅમ્પમાં... તેને ખબર નહીં કે ચોરી પકડવા માટે મિલિટરીવાળાએ આ જાળ બિછાવી હતી.

બદલી થયા બાદ લાલસિંહ સાવચેત બન્યો. નવી છાવણી, નવા સાથીદારો અને નવા ઉપરીઓ વચ્ચે તેને હથિયારો સરકાવવામાં વિલંબ થયો હતો અને બીજી બાજુથી લાખન વારેવારે વાયદો પાળવાનું દબાણ લાવતો હતો. એક વાર તંગ આવીને તો લાલસિંહને થઈ ગયું કે લાખનને ના પાડી દઉં, આ ફેરા બીજેથી બંદોબસ્ત કરી લે... પણ લાખનને નારાજ કરવામાં રહેલું જોખમ લાલસિંહને ખટક્યું. રઘુવીરસિંહ સામે બદલો લેવા માટે એ ભુરાયો થયો છે, તેમાં જો પોતે વાયદો ફોક કરશે તો દાઝે ભરાશે. દોસ્તીના સંબંધો ખરડાશે. તેના કરતાં ફોજને સલામ ભરી દેવી પડે એ બહેતર છે... લાલસિંહે ફેંસલો કરી લીધો - લાખનનો વાયદો પાળવા માટે જોખમ ખેડી લેવાનો...

*

નવરાત્રિના દિવસો શરૂ થયા અને નાગરાવાસીઓનાં મનમાં કુતૂહલ સળવળવા માંડ્યું. શું લાખન આ વખતે રઘુવીરની હવેલી પર ત્રાટકી શકશે ? પોલીસની હિલચાચ શરૂ થઈ ગઈ. રઘુવીરે નક્કી કર્યા મુજબ ગામમાં રહેતા નિકટના સગાઓને પોતાની હવેલીમાં રહેવા બોલાવી લીધા. લાખનનો ફેરો ફોકટ જાય એવા પેંતરા રચાઈ ગયા ત્યારે રઘુવીર મનમાં હરખાયો : 'લાખ્યા, હવે તારું પાણી મપાઈ જશે !'

લાખન પણ નાગરામાં થતી હિલચાલથી વાકેફ રહેતો હતો. આ વખતે ખરાખરીનો ખેલ છે તે એને સમજાઈ ગયું. બે-ત્રણ સાથીઓએ કહ્યું પણ ખરું : 'આપણે દશેરાને વળગી રહેવાને બદલે આડે દિવસે રઘુવીરની હવેલી પર હુમલો કરીએ તો એક જ ઝાટકે કામ ખતમ થઈ જાય.'

પણ લાખને વિજયાદશમીની પ્રતિજ્ઞા લીધી હતી. તે ચોરીછૂપીથી ગમે ત્યારે રઘુવીરનો બદલો વાળવા માગતો નહોતો. રાજપૂતની રીતે તેને વેર વસૂલ કરવું હતું. બધાને જાણ કરીને,

પોલીસનો વ્યૂહ ભેદીને સામી છાતીએ એની પ્રતિજ્ઞા પૂરી કરવી હતી. ભલે બે વિજયાદશમીમાં રઘુવીર હટફેટમાં ન આવ્યો, પણ એ સાવ કોરી તો નથી જ ગઈ ને ! નાગરાની ધરતીને રઘુવીરના ખાનદાનના લોહીથી ભીંજવી તો છે જ ને !

છતાંય વેરની વસૂલાતમાં એક વરસનો જે ગાળો પડતો તે લાખનને યે અકળાવતો હતો. સાથીઓની વાત તેને સાચી લાગી. આ દશેરા જો ખાલી જાય તો વરસ લગી વાટ ન જોવાનો તેણે મનમાં નિર્ધાર કર્યો, પણ સાથીઓને એમ જ કહ્યું કે આ વખતે જોર અજમાવી જોઈએ, પછીની વાત પછી...

પોલીસ-ઉપરી રૂસ્તમજીએ સાઠ જેટલા હથિયારધારી પોલીસો સહિત નાગરામાં પડાવ નાખ્યો હતો. આ વખતનો તેમનો વ્યૂહ લાખનની ટોળીને છેક અંદર પેસવા દેવાનો હતો. સાંજ પહેલાં તો ગામમાં સોપો પડી ગયો. બધાને કહી દેવાં આવ્યું હતું : બહાર નીકળવું હોય તો તમારા હિસાબે અને જોખમે નીકળજો. હડફેટમાં આવીને વીંધાઈ જાવ તો પાછળથી પોલીસને નામે રોકકળ નહીં કરતા !

લાખને આ વખતે કોતર રસ્તે નાગરામાં પ્રવેશ કરવાનો પેંતરો ઘડ્યો. લાલસિંહ પાસેથી મળેલી ટી. એમ. સી. ગનનો ઉપયોગ કરવા માટે તેના હાથમાં ચટપટી જાગી હતી. તેના ચાર સાથીઓને વેશપલટો કરાવી સવારથી જ ગામમાં ઘુસાડી દીધેલા. ગામના છેવાડે એક ચમારની ઝૂંપડીમાં ભરાઈ બેઠેલા. લાખન કોતર-રસ્તે પહેલાં આવવાનો હતો. સાથીદારો પાસેથી પોલીસના પહેરાની બાતમી જાણી લીધા બાદ આગળનો વ્યૂહ ગોઠવવાનો હતો.

અગાઉથી આવેલા ચારમાં એક લાખનનો ભત્રીજો હજૂરીસિંહ હતો અને બીજો તેનો વિશ્વાસુ નોકર અભિલાષસિંહ. એ બંને જુવાન હતા, તેમ વંઠેલાય ખરા. જોકે અભિલાષ પોતાની વૃત્તિઓને વખત આવ્યે કાબૂમાં રાખી શકતો, પણ હજૂરીસિંહ તો વૃત્તિનો વકરેલો હતો. એક તો દેખાવડો ભારે, તેમાં વળી લાખન જેવા માથાભારે ડાકુનો ભત્રીજો, એટલે ક્યારેક અંકુશ બહાર નીકળી જતો. લાખન તેને ઘણી વાર ટપારતો : ઓરત માટેની નબળાઈ ક્યારેક તારો જાન લઈ લેશે... પણ હજૂરી એના ચાચાની વાત બહુ કાને ધરતો નહીં. માન ખાતર કહેતો કે હવે ધ્યાન રાખીશ, પણ છાના-છપના એ અઘટિત પરાક્રમ કરી આવતો.

‘અભિલાષ, વહેલા ગામમાં આવવા પાછળનો આપણો ઇરાદો બર ન આવ્યો. સાંજ પડી ગઈ છતાં તબિયત બહેલાવવાનો બંદોબસ્ત ન કર્યો તેં.’

‘હજૂરી ઠાકુર, આજે કટોકટીના સંજોગો છે. તમે એ વાત ભૂલી જાઓ તો સારું.’

‘કટોકટી તો રોજ રહેવાની.’ હજૂરીએ તેના વાંકડિયા જુલ્ફાને હળવો ઉછાળો આપતાં કહ્યું : ‘હમણાં ઘણા દિવસથી લાખનચાચાએ લાગ લેવા દીધો નથી. વીસ ગજ છેટેના ખેતરમાં એક જુવાન ઓરતને બપોરે કામ કરતી દીઠી છે ત્યારથી મારી દાનત બગડી છે.’

જેમ ચરસ, ગાંજા, કે અફીણના બંધાણીને નશો કરવાની ઇચ્છા થયા પછી રોકી શકતો

નથી, તેમ હજૂરીને અભિલાષ રોકી શક્યો નહીં, માત્ર એને સાવધ કર્યો : 'ઠાકુર ટોળી લઈને આવે એ પહેલાં પાછા વળી જજો, નહીંતર...'

પણ હજૂરીસિંહને એ સાંભળવા જેટલી ધીરજ ક્યાં હતી ? એક ખભે બંદૂક અને બીજા ખભે કારતૂસ ભરાવી આથમી ચૂકેલી સાંજના ઘેરાતા અંધારામાં એ સરકી ગયો.

કલાક થઈ છતાં હજૂરી તો પાછો ન આવ્યો, પણ લાખન આવી પહોંચ્યો. અભિલાષને કાળજે કંપારી વછૂટી ગઈ. ઠાકુરથી એ બહુ ડરતો.

ચારમાંથી ત્રણને જ જોઈને લાખનની આંખો પહોળી થઈ : 'હજૂરી ક્યાં ?'

અભિલાષ નીચું જોઈ ગયો. લાખન પામી ગયો કે ભત્રીજો ફરજ ચૂકીને આદતના જોરે ખેંચાઈ ગયો છે. તેણે માત્ર એટલું જ પૂછ્યું : 'ક્યારે અને ક્યાં ગયો છે ?'

જવાબ મળવામાં વાર લાગી ત્યારે નીચું જોઈને બેઠેલા અભિલાષના માથાના વાળ ખેંચ્યા લાખને : 'જલદી ભસી મર ને... બહુ આઘો તો નથી ગયો ને ?'

લાખનના અવાજમાં રોષની સાથે ભત્રીજાની સલામતીનો ફડકો પણ હતો. બસ, લાખનની આ નબળાઈમાંથી જ હજૂરીની નબળાઈને પ્રોત્સાહન મળી રહેતું !

'ઠાકુર, એ નજીકના ખેતરમાં ગયા છે. કલાક-વાર થઈ પણ હજુ કેમ આવ્યા નહીં...'

'પોલીસનો આટલો પહેરો છતાંય તે બેવકૂફ ગયો શું કામ ?' લાખને અભિલાષના વાળ છોડી દીધા : 'ચાલ મારી સાથે... બતાવ એ ખેતર.'

'મોટા ભાઈ, તમે અત્યારે એ હજૂરિયાની ફિકર પડતી મૂકો.' લાખનને ફિરંગીએ વાર્યો : 'અત્યારે આપણે બધા જ મોતના મોંમાં છીએ ત્યારે એ એકને માટે વખત શું કામ વેડફી નાખવો ?'

'નહીં, ફિરંગી !' લાખન ગળગળો થઈ ગયો : 'હજૂરી આપણા મોટા ભાઈની વિરુદ્ધ જઈને ડાકુ બન્યો છે. મોટા ભાઈએ સાથ ન આપ્યો પણ ભત્રીજો સાથે થયો તેની ખેવના મારે રાખવી જોઈએ. જરૂર પડશે તો હું એને મારી ગોળીથી ધરબી દઈશ, પણ પોલીસની ગોળીએ તેનો જાન જાય તો લાખનના નામ પર લોકો હસશે.'

વચ્ચે ઊભેલા ફિરંગીને બાજુએ હડસેલી લાખન ઝૂંપડીની બહાર નીકળ્યો. અભિલાષ ધ્રૂજતા પગે પાછળ ગયો. જતાંજતાં લાખન ફિરંગીને કહેતો ગયો : 'બીજા સાથીઓને હમણાં કોતરમાં જ રહેવા દેજો. હું પાછો ફરું પછી તેમને બૅટરીનો સંકેત આપી અહીં બોલાવી લેશું.'

માથા પર કામળો વીંટી લાખન સામેના ખેતરમાં દાખલ થયો ત્યારે બે કૂતરા જોરથી ભસી ઊઠ્યા. સામે છેડે ઝૂંપડી દેખાતી હતી. ભસતા કૂતરાની પરવા કર્યા વિના લાખન એ તરફ આગળ વધ્યો. દસમનો ચંદ્રમા હજુ પૂરો ખીલ્યો નહોતો. આસો મહિનાની ટાઢ પણ જોઈએ એવી ધારદાર નહોતી.

ઝૂંપડી નજીક આવી એટલે લાખને માથા પરથી ધાબળો ખસેડી ટી. એમ. સી. ગનને બંને હાથમાં ગોઠવી લીધી : 'અભિ, બૅટરી ચાલુ કરીને એક વાર જોઈ લે.'

રોશનીનો લિસોટો ફરતોફરતો ઝૂંપડીના દરવાજા પર ચોંટ્યો. પછી પરસાળમાં ખાલી ખાટલા પર જઈને અટક્યો. લાખનને અચરજ થયું : 'કોઈની હાજરી કેમ વરતાતી નથી ?'

અભિલાષે બૅટરીને જમણી તરફના ખૂણે ફેરવી ત્યારે પ્રકાશનો લિસોટો હલબલી ઊઠ્યો. થાંભલીના ટેકે એક આદમી ઊભેલો દેખાયો ! બંને સાવધ થઈ ગયા. બૅટરી પડતી મૂકી અભિલાષે બંદૂક પકડી લીધી. થોડી વાર બેય જણા નીચા નમી હિલચાલ માટે રાહ જોતા રહ્યા, પણ પેલો માણસ તો પૂતળાની જેમ ત્યાં ને ત્યાં જ ખોડાઈને ઊભો રહ્યો ત્યારે લાખને કુતૂહલ સાથે ફરી બૅટરીના પ્રકાશમાં જોઈ લીધું : 'અરે, એને તો થાંભલે બાંધ્યો છે !'

ઝડપભેર છતાં સાવધપણે લાખન ત્યાં દોડી ગયો. જતાંવેંત જ પેલાની છાતીએ ગનની નાળ દાબી દીધી, પણ પછી એ ભોંઠો પડ્યો. એ બિચારો આંખો મીંચી, ડોક નમાવીને બેહોશ હાલતમાં ઊભો હતો. એના કપાળ પર લોહી બાઝી ગયું હતું અને મોંમાં લૂગડાનો ડૂચો માર્યો હતો.

લાખનને સમજતાં વાર ન લાગી. તેના દાંત ભીંસાયા. નજર ઝૂંપડીનાં બંધ બારણાં તરફ ફંગોળાઈ. અભિલાષ લાખનનો રોષ જોઈને કાંપી ઊઠ્યો.

'તું અહીં જ ઊભો રહેજે, હું અંદર જાઉં છું...' બારણા તરફ ઊપડતા લાખનના પગમાં મક્કમ નિર્ધાર હતો. અભિલાષે નિસાસો નાખ્યો : આજે હજૂરીનું આવી બન્યું !

લાખને બારણું ખટખટાવવા માટે હાથ ઊંચક્યો, પણ પછી વિચાર બદલીને પગથી હડસેલો માર્યો. તેના આશ્ચર્ય વચ્ચે બારણું ઊઘડી ગયું. અર્ધાં ઊઘડેલાં બારણાંમાંથી સાવધપણે તેણે ડોકિયું કર્યું. એક કંપારી પસાર થઈ તેના કાળજામાંથી.

એક ઓરત ચત્તીપાટ પડી હતી અને હજૂરી તેના પેડુ પર બેસી એની ગળચી દબાવવા માટે ઝનૂનભેર ઝૂકી ગયો હતો. પેલી અર્ધનગ્ન સ્ત્રી તેના પંજામાંથી ડોક છોડાવવા માટે તરફડિયાં મારતી હતી. પણ હજૂરીએ ગળચી પર પંજાની ભીંસ વધારી ત્યારે ફાટેલા મોંમાંથી એની જીભ બહાર નીકળી આવી.

લાખને છલાંગ મારી ત્યારે આંચકા સાથે હજૂરીએ ઊંચે જોયું. એનો લાલચોળ ચહેરો પાશવી વૃત્તિથી વિકૃત બની ગયો હતો. લાખનને જોઈને તેના હાથમાંથી જોર ઓસરી ગયું. એ કાંઈ કહે એ પહેલાં તો લાખનના જમણા પગની લાત જડબા પર ઝીંકાઈ અને હજૂરી બાઈના શરીર પરથી ઊથલી પડ્યો :

'રાજપૂતનો બચ્ચો થઈને ઓરતની ગળચી દાબે છે ?' લાખનનો અવાજ ફૂંફાડા મારતો હતો : 'તારી હવસ જનાવર કરતાંય બદતર બની ગઈ...'

લાખનચાચાના રૌદ્ર સ્વરૂપે હજૂરીને હંફાવી દીધો. પોતાના ઉઘાડા સાથળ ઢાંકવાનીપણ સૂધ ન રહી. બાઘાની જેમ તે લાખનની ગન સામે આંખો ફાડીને જોઈ રહ્યો : આ વખતે ચાચા માફ નહીં કરે !

પણ હજૂરીનું તકદીર જોર કરતું હતું અથવા કહો કે તેના તકદીરમાં મોત જુદી રીતે લખાયું હતું કે લાખને તેનો માત્ર ધારદાર નજરે જ વીંધ્યો, ગન ન ચલાવી. ધડાકો કરીને તે ગામ ગજવવા માગતો નહોતો. રઘુવીરને મારવા માટે મેળવેલી ગનનો પહેલો વાર પોતાના સગા ભાઈના બેટા પર કેમ કરી શકે ?

ભત્રીજાના કુકર્મના બોજથી નજર ઝૂકી ગઈ લાખનની.

અને ત્યારે પગ પાસે પડેલી ઓરત પર ધ્યાન ગયું તેનું.

નીચા નમીને તેણે એના નાક પાસે આંગળી રાખી. શ્વાસ હજુ ચાલતા હતા. ઉઘાડી છાતી હજુ હલતી હતી.

'અભિલાષ, અંદર આવ.'

હાંક મારીને લાખને ખભા પરનો કામળો બાઈને ઓઢાડી દીધો ત્યારે હજૂરીને પોતાનાં કપડાં ઠીક કરવાનું યાદ આવ્યું.

અભિલાષ અંદર આવ્યો ત્યારે હજૂરી એની નજરનો સામનો ન કરી શક્યો.

'પાણી છાંટીને બાઈને શુદ્ધિમાં લાવ.' કહીને લાખન ઊભો થઈ ગયો, પછી હજૂરી સામે ઘૂરક્યો : 'હવે ઊભો થા. બહાર બાંધ્યો છે એને છોડી નાખ, બેવકૂફ !'

પહેલી વાર ચાચાએ હજૂરીને બેવકૂફ કહ્યો હતો. છતાં ગોળીને બદલે ગાળની સજા ફૂલ જેવી લાગી હોય તેમ એ ઝટપટ ઊભો થઈ બહાર નીકળી ગયો.

પણ બીજી જ ઘડીએ ધડાકો સંભળાયો. લાખન ચોંકી ઊઠ્યો. છલાંગ મારીને તે બહાર ધસી આવ્યો. પાણીનું મટકું ફગાવી અભિલાષ પણ દોડ્યો. પેલા માણસને થાંભલેથી છૂટો કરતા હજૂરીના હાથ પણ અધ્ધર રહી ગયા. ત્રણે એકબીજા સામે જોવા લાગ્યા.

ત્યાં ફરી દૂરથી બંદૂક ગર્જી.

'ઝટ કરો ! અહીંથી ભાગી છૂટો !'

લાખને ટી. એમ. સી. ગન સાથે દોટ મૂકી. અભિલાષ અને હજૂરી પણ પાછળ દોડ્યા.

ખેતરમાંથી બહાર નીકળ્યા ત્યાં સામસામા ગોળીબાર થતા સંભળાયા. લાખન પામી ગયો કે પોતાના સાથીઓને પોલીસ સાથે અથડામણ થઈ ચૂકી છે.

ચંદ્રના અજવાળામાં પેલા ચમારની ઝૂંપડી તરફ જોયું તો ફિરંગી એક તરફ લપાઈને બંદૂક ચલાવતો હતો, બીજો એક સાથી જખમી થયો હતો જેને ત્રીજો જણ ઘસડી રહ્યો હતો.

લાખનનું દિમાગ તપી ગયું. તેને ફિરંગીની ચિંતા જાગી. ચિત્તાની જેમ તરાપ મારીને તે વચલો રસ્તો ઓળંગી ગયો અને ધસમસતો ફિરંગી પાસે પહોંચ્યો.

'ખસી જા, ફિરંગી ! કુત્તાઓને ધૂળ ચાટતા કરી દઉં છું !'

લાખને ગનની ક્લચ ચાલુ કરી દીધી. સામી દિશામાં સન...ન કરતી ગોળીઓ ધસવા લાગી. એક ચિત્કાર સંભળાયો. ધાણીની જેમ ફૂટતી ગોળીના ધડાકાથી વાતાવરણ કંપી ઊઠ્યું. જીપની ઘરેરાટી સંભળાઈ. થોડી વાર માટે શમી ગયેલો ગોળીબાર ફરી ચાલુ થયો. લાખને ફિરંગીને હડસેલો માર્યો : 'તું પાછળ હટી જા. કોતરનો રસ્તો પકડી લે. બીજાઓને પણ કહી દે, આગળ વધે. કુત્તાઓ નજદીકમાં જ છે.'

મોટા ભાઈને એકલો છોડીને ફિરંગી જવા રાજી નહોતો, પણ એક ગોળી આવી તે ઝૂંપડાની માટીની દીવાલ છેદીને લાખનની પીઠ પાસેથી પસાર થઈ ગઈ. બંને જણા ભોંયસરસા થઈ ગયા. એ કોઈ આનાકાની કરે તે પહેલાં તો સામેથી બે-ત્રણ ગોળીઓ ધસી આવી. જરાક મોડું થયું હોત તો પાછળથી આવેલી ગોળી લાખનની ખોપરીમાં ખૂપી જાત.

લાખને સૂતાંસૂતાં જ ગન ચાલુ કરીને ધણેણાટી બોલાવી... પોલીસોએ તેનો રસ્તો આમ અણધાર્યો રોકી દીધો એથી તે ઝનૂને ભરાયો હતો. દશેરાના દિવસે રઘુવીરના ખાનદાનનો ભોગ લીધા વિના પાછા ફરવું પડે એવી હાલત તેના કાળજે ડંખ દેવા લાગી.

'લાખન !' અચાનક ફિરંગીએ રડ પાડી : 'સાગેના ખેતરમાં હિલચાલ થાય છે. કુત્તાઓ એ તરફથી સરકી આવતા લાગે છે.'

'છટકી જાઓ.' લાખને આવેશમાં હાંક મારી અને પોતે સૂતાંસૂતાં જ ઢોળાવમાં દડવા લાગ્યો. ઊભા થવામાં જાનનું જોખમ હતું. અભિલાષ અને હજૂરી તો ક્યારના કોતરના રસ્તે એક ઝાડની આડશે બેસી ગયા હતા. બીજા સાથીઓ પણ ઉલઝનમાં હતા : આગળ વધવું કે હઠવું ? ઘવાયેલા સાથીને હવે સલામત સ્થળે ખસેડી લીધો હતો.

લાખને ગનમાં કારતૂસોની પટ્ટી ચડાવી દીધી. ફિરંગીએ તેનો ખભો દબાવ્યો : 'હવે કારતૂસ વેડફી નાખવામાં માલ નથી.'

હજુ એ કાંઈક જવાબ આપે એ પહેલાં તો ખેતર બાજુથીય ગોળીબાર શરૂ થઈ ગયો. લાખનને વધુ પાછા હઠવું પડ્યું. એટલું સારું હતું કે પાછળ કોતરો હતી, નહીંતર પોલીસના ઘેરામાં ફસાઈ જવાનો પૂરો ખતરો હતો.

પા-અર્ધો કલાક બંને પક્ષે સામસામા પેંતરા રચ્યા. પોલીસ-ઉપરી રૂસ્તજી જીપની પાછળ સંતાઈને ધીમેધીમે ઢોળાવમાં જીપને દોડાવતા હતા. એ બહાને તેઓ લાખનની વધુ નજીક પહોંચી જઈ નિશાન લેવા માગતા હતા, પણ એમની ચાલ લાખન જેવા ચતુર ડાકુથી અજાણ થોડી રહે ? તેણે માણસોને કોતરોમાં ઊંડા ઊતરી જવાનો સંકેત આપી દીધો હતો. રૂસ્તમજી જ્યારે કોતરોના રસ્તાની કિનારીએ પહોંચ્યા ત્યારે લાખન તેની ટોળી સાથે પલાયન થઈ ચૂક્યો હતો.

'છટકી ગયા !' તેમણે બંને હથેળી ઘસીને હાથનો મેલ ખંખેરતાં ઊભરો ઠાલવ્યો : 'કોણે પહેલી ગોળી છોડીને ડાકુને ચેતવી દીધા ?'

એમનો વ્યૂહ ઊંધો વળી ગયો અને અફસોસથી તેઓ હાંફતા હતા. જ્યારે બાતમી મળી

કે કોતર-રસ્તે કાંઈક હિલચાલ થઈ રહી છે ત્યારે તેમણે એક ટુકડીને રઘુવીરની હવેલી પર જાપ્તો ભરવા રાખી. બાકીની ત્રણ ટુકડીઓને એવી રીતે ગોઠવાઈ જવા રવાના કરી, જેથી લાખન ગામમાં દાખલ થયા પછી જીવતો બહાર નીકળી ન શકે. બધાને ઠેરવીઠેરવીને કહ્યું હતું : 'ડાકુઓને અંદર આવતા રોકશો નહીં. કોઈ જરાસરખી ઉતાવળ કરતા નહીં.'

ચમારની ઝૂંપડીમાં ફિરંગી અને બીજા બે ડાકુઓ લાખનની રાહ જોતા હતા એ વખતે થોડે દૂર સળવળાટ થયો અને ફિરંગી ચેત્યો. તેને પોલીસની હાજરીની ગંધ આવી ગઈ. ભય પણ લાગ્યો કે લાખન અને અભિલાષ હજૂરીને લઈ પાછા ફરતા હશે ત્યારે અચાનક પોલીસ એમને હડફેટમાં લઈ લેશે. થોડો વિચાર કરીને તેણે બંદૂકને બોલતી કરી. થોડી વારમાં જ સામેથી જવાબ મળ્યો ત્યારે ખાતરી થઈ ગઈ કે પોલીસ એમની રાહ જોતી બેઠી હતી !

બંદૂકના સામસામા ધડાકાએ રૂસ્તમજીના વ્યૂહનો ધબડકો કરી દીધો. ગોળીબાર ન થયો હોત તો લાખન ચેત્યો ન હોત અને લાખનની લાશ તેના પોતાના જ ગામમાં ઢળી પડી હોત...

લાખન પણ હજૂરી પર ધૂંઆપૂંઆ થઈ ગયો હતો : 'તારે કારણે આજે નાગરાના પાદરેથી પાછા ફરવું પડ્યું. એ તો શીતળામાતાએ રક્ષા કરી તો હેમખેમ રહ્યા. આપણો એક સાથી ઘવાયો... નહીંતર શું થાત ?'

'મોટા ભાઈ, કુદરતે હજૂરીને કુબુદ્ધિ સુઝાડી એમાં સરવાળે તો આપણે ઊગરી ગયા.' ફિરંગીએ એને ચમકાવ્યો : 'પોલીસનો પેંતરો આપણને ઘેરી લેવાનો હશે. એમને આપણી હાજરીની જાણ હોવા છતાં જરાય હિલચાલ કરી નહીં. એટલે મને વહેમ છે કે એ લોકો આપણને અંદર પેસવા દઈને પછી ભીડવવા માગતા હતા !'

હવે હજૂરીનું મોં મલક્યું. પોતાનો અપરાધ શુકનિયાળ સાબિત થયો એથી એ હરખાયો. એક વસવસો પણ જાગ્યો : પેલીની ગળચી દબાઈ ગયા પછી ચાચા આવ્યા હોત તો ?

'હવે ગઈ-ગુજરી ભૂલીને આપણે રઘુવીરને ખતમ કરવાનો તાગડો રચીએ.' લાખને ધડાકો કર્યો : 'આવતી દશેરા લગી રાહ જોવી નથી. પોલીસ-કુત્તાઓને આ વખતે એવો જડબાંતોડ તમાચો ઝીંકવો છે કે જિંદગીભર યાદ કરે !'

બધા ખુશ થઈ ઊઠ્યા. દશેરાને જ વળગી રહેવાની વાત પરથી લાખન ચસક્યો એ સૌને ગમ્યું. પણ લાખને પોતાની યુક્તિ મનમાં જ રાખી. કોઈને એ કહી દેવા માગતો નહોતો.

*

આસો સુદ તેરસની બપોરે રૂસ્તમજી ઝાટકા સાથે ખુરશીમાંથી બેઠા થઈ ગયા. વાયરલેસના સંદેશાએ તેમના દિમાગને ઉત્તેજનાથી હચમચાવી દીધું.

'માનસિંહ સાથેની પોલીસની અથડામણમાં લાખનની ટોળી પણ સામેલ હતી. લાખન ત્યાંથી નાગરા તરફ જવા નીકળ્યો હોવાની પાકી બાતમી મળી છે. તમે તૈયાર રહેજો.'

રુસ્તમજી ખુરશી પાછળ ટિંગાતા નકશા સામે જોઈને ઊભા રહી ગયા. આગ્રા પાસે માનસિંહ સાથે પોલીસનું ધિંગાણું થયું હતું. ત્યાંથી નજર ફરતીફરતી મધ્યપ્રદેશ તરફ સરકવા લાગી. ભીંડ, ઈંદિતપુરા, સુરપુરા, કાડોરા, કાન્હેરા અને પછી નાગરા લાખનનો રસ્તો ક્યાં રોકવો ? કોઈ ઉજ્જડ જગ્યાએ તેને આંતરી લેવો જોઈએ. લાખનને ગંધ ન જવી જોઈએ કે પોલીસ તેનું ધડાકાબંધ સ્વાગત કરવા આવી રહી છે !

કાંડાઘડિયાળમાં જોયું. પોલીસ-પલટનને સાંજ પહેલાં પહોંચતી કરવાની હતી. બહુ ચુપકીદીથી મોરચો માંડવાનો હતો. તેમને નવાઈ તો લાગી : લાખન હજુ ત્રણ દિવસ પહેલાં જ ધૂળ ચાટતો પાછો ગયો હતો છતાં આટલો જલદી કેમ નાગરા આવે છે ? રઘુવીરસિંહ પર એ અણધાર્યો ત્રાટકવા માગતો હશે ?

રુસ્તમજીએ તેમના ઑર્ડરલીને હાંક મારી : 'જા, ઠાકુર, રઘુવીરને બોલાવી લાવ - જલદી !'

રઘુવીરના કાનમાં લાખનના આગમનનો સંદેશો ઉપરી સાહેબે સરકાવ્યો ત્યારે પહેલાં એ થથરી ઊઠ્યો, પછી તરત જ ખુશાલીનું એક સ્મિત તેણે હોઠ પર ફરકાવ્યું : 'સાહેબ, આ સંદેશો લાખનના મોતનો છે. મારો આત્મા કહે છે કે એ આ વખતે તમારી ગોળીથી એ ઠાર થવાનો.'

'પણ તમે વાત મનમાં રાખજો.' રુસ્તમજીએ તેના હરખ પર કાબૂ મેળવવા સાવધ કર્યો : 'તમનેય હું આની જાણ કરવાનો ન હતો, પણ લાખન તમારી હવેલીનું નિશાન લેવા આવે છે, એટલે સાબદા કરવા માટે તેડાવ્યા. હવે શક ન જાય તેમ બધાને હવેલીમાં ભરાઈ રહેવાનું કહેજો. ત્યાં તમને એક પણ પોલીસ નહીં મળે. અમારે ગામમાં કોઈને ગંધ આવવા દેવી નથી. જરાય અણસારો આવવો ન જોઈએ.'

'તમે તમારે બેફિકર રહેજો, પણ...'

રઘુવીરના 'પણ' સામે રુસ્તમજીએ હાથ હલાવીને ઇશારો કર્યો : જલદી બોલી નાખો, મારે ઉતાવળ છે.

'સાહેબ, મને તમારી સાથે રાખો.'

'નહીં, એવું જોખમ...'

'જોખમને વચ્ચે ન લાવો, સાહેબ... આજે લાખનનું શબ પડવાનું એ નક્કી. સૌથી પહેલાં હું એના શબને જોવા માગું છું - તમારી સાથોસાથ !'

રુસ્તમજી વિચારમાં રોકાયા, પણ તેમને બીજું બહાનું સૂઝે એ પહેલાં રઘુવીરે આજીજી કરી : 'સાહેબ, હું બારોબાર આપને મળીશ. કોઈને નહીં ખબર પડે કે હું ગેરહાજર છું.'

'ભલે... તમે જાઓ જલદી.'

રુસ્તમજીએ કંટાળા સાથે મંજૂરી આપી.

તેમને ક્યાં ખબર હતી કે એમની એ મંજૂરીમાં રઘુવીરસિંહની આવરદાને મંજૂરી મળી ગઈ હતી !

*

દશેરાની રાતે જે રસ્તેથી લાખનને પાછા ફરી જવું પડ્યું હતું એ જ રસ્તેથી તે નાગરામાં દાખલ થયો. અત્યાર લગી બધું તેની ગણતરી મુજબ થઈ રહ્યું હતું. સાંજે તેના બાતમીદારે ખબર આપી દીધા કે પોલીસટુકડીઓ છાનીમાની ગામબહાર નીકળી ચૂકી છે. રઘુવીરની હવેલી સુધીનો રસ્તો સાફ છે. પોલીસચોકીમાં આઠદસથી વધારે કુત્તાઓ રહ્યા નથી.

લાખનના ચહેરા પર ત્યારે ખુન્નસ ઊભરાઈ આવ્યું : 'બસ, આજે મારી પ્રતિજ્ઞા પૂરી થશે. રઘુવીર ! તારો કાળ આવી પહોંચ્યો છે.'

આકાશ ખુલ્લું હોય અને વરસાદ નવ મહિના છેટો હોય ત્યારે અચાનક વાદળાં ઘેરાય અને મેઘ તૂટી પડે, તેમ લાખન તેના વીસ જેટલા સાથીઓને લઈ રઘુવીરની હવેલી પર ત્રાટક્યો.

દસ જણાએ હવેલી ઘેરી લીધી અને બીજા દસ અંદર ગયા. સૌની મોખરે લાખન હતો : 'ક્યાં છે રઘુવીર !'

જાણે ભૂખ્યા સાવજની ત્રાડ.

દીવાનખંડની દીવાલ પર રઘુવીરના પૂર્વજોની છબીઓ ટિંગાડેલી હતી તેની સામે લાખન થૂંક્યો : 'આજે હું તમારા ખાનદાનને ખતમ કરી નાખીશ !'

લાખનનાં પગલાં થયાં ત્યાં જ બધા જ્યાં ફાવ્યું ત્યાં સંતાઈ ગયા. આઠ-નવ મરદો અને બાર-પંદર સ્ત્રી-બાળકો ફફડતા જીવે કમરામાં ભરાઈ બેઠાં.

'ક્યાં છે રઘુવીર ?'નો જવાબ કોણ આપે લાખનને ?

જ્વાલા, ફિરંગી, હજૂરી, અભિલાષ... બધા જ ભૂખ્યા વરુની જેમ લાખનના હુકમની રાહ જોતા બંદૂક પકડીને બેઠા હતા.

લાખને પોતાની ગન હજૂરીને સોંપી અને એની બંદૂક પોતે લઈ લીધી. હવે ગન કરતાં બંદૂકથી મારવામાં વધારે ફાવટ આવશે. એક પછી એકને વીણીવીણીને મારવા છે. પણ પહેલાં રઘુવીરને હાથ કરવો પડશે. કોઈ બહાર નીકળી શકવાનું તો નથી.

ત્યાં લાકડાના મોટા કબાટ પાછળ ખખડાટ થયો. લાખન ટટ્ટાર બની ગયો. તેના દાંત ભીંસાયા : 'કોણ બેવકૂફ ત્યાં લપાયો છે ?' કહેતો એ કૂદ્યો. કબાટની પાછળ બંદૂકની નાળ ભરાવી : બહાર નીકળ, તારી માના રાજપૂત !'

કબાટ ધ્રૂજવા લાગ્યું એટલે લાખને કબાટને લાત મારી : 'સાલા ! મોઢું દેખાડે છે કે ફૂંકી મારું ?'

એક ડૂસકું સંભળાયું. મરદનો અવાજ પરખાઈ ગયો. એ રઘુવીર હશે એવા અંદાજમાં લાખને જોરથી બંદૂકની નાળનો ગોદો માર્યો : 'નીકળ, નહીંતર ઘોડો દબાવું છું !'

પેલો પીઠ ફેરવીને ધીમે ધીમે બહાર નીકળવા લાગ્યો. લાખનની ધીરજ ખૂટી ગઈ. તેણે એને ગળચીથી પકડીને ઝાટકો માર્યો. એ બિચારો માટીના પૂતળાની જેમ નીચે ઝીંકલાઈ ગયો. લાખને તેના મોં સામે જોયું : ના, એ રઘુવીર નથી. તેનો ગુસ્સો પગની લાતમાં ઊછળ્યો : 'સાલા, બોલી નાખ, ક્યાં છે રઘુવીર ?'

ફાટેલી આંખો, ધ્રૂજતા હોઠ, બંદૂકની નાળ આડા ધરી રાખેલા કાંપતા હાથ અને જીવ ગળા સુધી આવી ગયો હોય એવા મુડદાલ હાવભાવ સાથે તેણે સમજાવવાની કોશિશ કરી કે એ નથી.

લાખને બીજી પાટુ મારી : 'બોલ, ક્યાં ભરાયો છે એ કાયરનો બચ્ચો ?'

પણ પેલાની જીભ ઠૂઠવાઈ ગઈ હતી. ગળું સુકાઈ ગયું હતું. અવાજ જ બહાર પડતો નહોતો. ક્યાંથી બોલી શકે ?

અને લાખનની બંદૂક ગર્જી ઊઠી. તેના કપાળમાં ગોળી પેસી ગઈ. ખોપરી ફૂટવાનો અવાજ સંભળાયો. ચીસ પણ ન પાડી શક્યો એ બિચારો.

'ચાલો, હવે એકેએક કમરો તોડીને જેટલા મરદો હાથ લાગે તેમને અહીં લઈ આવો.'

એની જ રાહ જોવાની હતી. ડાકુઓ જ્યાં લાગ મળ્યો ત્યાં ધસી જવા મંડ્યા. લાખને હજૂરીને ચેતવ્યો.

'જો કોઈ ઓરત પર નજર બગાડી છે તો તારી લાશ પણ અહીં મૂકતો જઈશ !'

તલાશી શરૂ થઈ. કમરાના દરવાજા તૂટતા ગયા. સ્ત્રીઓની રોકકળ, બાળકોનાં આક્રંદ અને પુરુષોની આજીજીથી હવેલીની દીવાલોય ધ્રૂજી ઊઠી, પણ લાખનના પેટનું પાણી પણ હાલ્યું નહીં. આ હવેલી સુધી પહોંચવા માટે બબ્બે વરસથી તે પાગલની જેમ જીવતો હતો. રાતે ઊંઘમાંય તેને આ હવેલીના ઝરૂખા દેખાતા. આવી ચીસો, આવાં આક્રંદો સપનામાં તો અનેક વાર સાંભળી ચૂક્યો હતો અને સાચોસાચ એ સાંભળવા માટે તે તલસી રહ્યો હતો. હવે દયા કેવી ? થડકો શેનો ? ખચકાટ શું કામ ?

વેર... વેર... અને વેર !

એક પછી એક મરદોને દીવાનખંડમાં ખેંચી લાવવામાં આવતા હતા. લાખનની બંદૂકનો ઘોડો દબાતો, લાશ પડતી, લાખન પાટુ મારતો : 'લાવો બીજાને... ત્રીજાને... ચોથાને...'

નાગરા ગામમાં જાણે કોઈ વસતિ ન હોય એવો સૂનકાર વ્યાપી ગયો હતો. બારી-બારણાં બંધ કરી, છોકરાઓને છાતીએ ચાંપીને લોકો ઘરમાં બેઠાંબેઠાં ઊચક જીવે બંદૂકના ધડાકા સાંભળતા હતા. કોઈ ચીસ કાને પડતી અને એક હાયકારો નીકળી જતો : ખલાસ, આજે રઘુવીર અને તેનું ખાનદાન ખતમ... લાખનનું વેર હત્યાની હોળી ખેલી રહ્યું છે !

પાંચ... છ... સાત...

લાખન હવેલીની આરસ-જડી ભોંયને લોહીથી ખરડતો હતો. દરેક હત્યા વખતે તે વધુ ને વધુ ભુરાયો થતો હતો : રઘુવીર ક્યાં ? એ કેમ નથી ?

ત્યાં જ્વાલાસિંહ કોઠારમાંથી એક માણસને ખેંચી લાવ્યો. બરાબર રઘુવીર જટલો જ ઊંચો હતો એ. પણ આ શું ? માથામાં ત્રાંબાની ગાગર કેમ ભરાવી છે ?

'ઠાકુર, આ બાયલો કોઠારમાં લપાઈને બેઠો હતો. આપણી નજર ન પડે એટલે ગાગરમાં માથું ખોસી દીધું... ને હવે માથું સલવાઈ ગયું છે !'

'હા... હા... હા...'

લાખન વિકરાળપણે હસ્યો : 'રઘુવીરના ખાનદાનમાં કોઈ મરદ પાક્યો નથી ! સાલાઓની નસોમાં લોહીના બદલે પાણી વહેતું લાગે છે ! મરદ થઈને ગાગરમાં મોં ભરાવી બેઠો ?'

લાખને તેના માથાની ગાગર પર બંદૂકની નાળ પછાડી : 'બોલ, તું કોણ છો ?'

'આપનો સાળો...'

'સાલા ! મારો સાળો થવા જાય છે !'

બંદૂકનો કુંદો તેની કમ્મરમાં ઘોંકાવ્યો.

'નહીં, ઠાકુર, રઘુવીરનો સાળો છું !'

ગાગરમાંથી અવાજ સરખો સંભળાતો નહોતો, છતાં લાખન સમજી ગયો કે એ રઘુવીર નહોતો. રઘુવીરના જમણા હાથનો અંગૂઠો નખ વિનાનો હતો, એ નિશાની તેણે બરાબર યાદ રાખી હતી.

'રઘુવીરના બેવકૂફ સાળા ! ક્યાં છે તારો બનેવી ?'

'અમને બનાવીને બહાર ગયા છે.'

'બહાર ક્યાં ?'

'મને તો કીધું નથી, પણ મારી બહેનને કહેતા ગયા છે કે પોલીસ સાથે જાઉં છું... લાખનની લાશ પર થૂંકવા જાઉં છું.'

અને એ સાંભળતાંની સાથે જ લાખનની બંદૂકનો ઘોડો દબાયો. ગોળી પેલાની છાતીની આરપાર નીકળી ગઈ. ચક્કર ખાઈને એ નીચે ઝીંકલાયો. લાદી પર ગાગર અફળાવાનો અવાજ સંભળાયો.

લાખન ત્યારે એટલું જોરથી હસ્યો કે એના પડઘા ક્યાંય સુધી હવેલીની દીવાલો સાથે ટકરાતા રહ્યા.

'મારી લાશ પર થૂંકવા માટે ગયો, એમ ?' મોટેથી બરાડીને લાખન રઘુવીરના સાળાની

લાશ પર થૂંક્યો : 'સાલા બેવકૂફો ! તમે રઘુવીરના સગા થયા એનો બદલો તમને મળી ગયો. જે હવેલીને તમે આશરો માની બેઠા એ જ તમારી કબર બની ગઈ !'

અને લાખન બહાર નીકળી ગયો. તેરશનો ચંદ્રમા આકાશમાં ખીલી રહ્યો હતો ત્યારે હવેલીમાં આઠ આદમીઓની જિંદગી કરમાઈ ચૂકી હતી. લાખનના વેરની આગમાં આઠ જીવ એકીસાથે બળીને ભસ્મીભૂત થઈ ગયા હતા.

કાળો કેર વરતાવીને લાખન નાગરાની બહાર નીકળ્યો ત્યારે રાડો પાડતો જતો હતો : 'હજુ ફરી આવવાનો છું. રઘુવીરને કહેજો, લાખન સાથે વેર બાંધીને તેં તારા સાત ભવ બગાડ્યા છે !'

હાહાકાર મચી ગયો. લાખનના ગયા પછી પણ કોઈ ઘરની બહાર નીકળ્યું નહીં. રૂસ્તમજી જ્યારે પોલીસટુકડીને લઈ નાગરા ધસી આવ્યા ત્યારે ખેલ ખતમ થઈ ગયો હતો. આઠ લાશો તેમની ઠેકડી ઉડાડતી હતી : 'લાખને તમને બેવકૂફ બનાવ્યાં ! તમને બહાર દોડાવીને એ અંદર આવી ગયો...'

રઘુવીર હવેલીના ઉંબરે જ બેસી પડ્યો. એ બધાં શબો જાણે એની છાતી પર બેસી ગયાં હોય તેમ એ હાંફતો હતો. એની આંખોમાંથી દડદડ આંસુ વહેતાં હતાં.

બે દિવસ લગી લાખને દરેકેદરેક છાપામાં છપાયેલા પોતાનાં 'પરાક્રમ'ના સમાચાર સાંભળ્યા કર્યા.

પણ ત્રીજા દિવસે બાતમીદારે એક ખબર આપીને તેના રંગમાં ભંગ પાડ્યો :

'લાલસિંહને મિલિટરીવાળાએ અટકમાં લીધો છે. હથિયાર ચોરવાનો તેના પર આરોપ નાખ્યો છે. તેણે તમારી મદદ માગી છે.'

□

## ચાર

લાલસિંહ પકડાઈ ગયો !

લાખને પથ્થર પર મુઠ્ઠી પછાડી. કપાળ પર આંગળી ફેરવીને પસીનો ખંખેરી નાખ્યા પછી ત્યાં બે-ત્રણ કરચલીઓ પડી ગઈ. ફિકર કરવાની તેને ટેવ નહોતી. તડફડ કરવાની આદતવાળો લાખન આજે મૂંઝાણો હતો. લાલસિંહને મિલિટરીના કબજામાંથી છોડાવવો કેમ ? પોલીસની વાત જુદી છે, પણ લશ્કર સાથે કામ પાડવાનું કપરું છે.

ઘડીક તો એને વિચાર આવી ગયો : ભલે એનું જે થવાનું હોય તે થાય, તેમાં મારે ફિકર શેની ? પણ ફરી મુઠ્ઠી પછાડીને લાખને એ નબળા વિચારને કચડી નાખ્યો. ગમે તેમ તોય લાલસિંહે મારું કામ કર્યું છે. ડાકુ બનવા માટે હું તેને સમજાવતો હતો અને હવે એ ફસાયો ત્યારે આંખમિચામણાં કરું તે કેમ ચાલે ? દોસ્તી નિભાવવી જોઈએ.

છતાં તેણે ઉતાવળ ન કરવાનું ઠરાવ્યું. કદાચ મિલિટરીવાળા લાલસિંહને અપરાધી પુરવાર નહીં કરી શકે. એમને પુરાવા ક્યાંથી મળશે ? લાલસિંહ જેવો ભડ આદમી કબૂલાત કરે નહીં.

બીજો એક વિચાર પણ ઝબકી ગયો. લાલસિંહ કોને હથિયારો પૂરાં પાડતો હતો એની પૂછપરછ થશે. નામ કઢાવવા તેના પર બળજબરી થવાની. જોઈએ તો ખરા એ મારું નામ આપે છે કે કેમ !

ત્યાં સુધી થોભી જવાનો લાખને ફેંસલો કર્યો. મિલિટરી સામે દુશ્મનાવટ કરતાં પહેલાં લાલસિંહને ચકાસી જોવાનું તેણે મુનાસિબ માન્યું.

પણ લાલસિંહે માથાનો નીકળ્યો. કૉર્ટમાર્શલની પરવા ન કરી. ફોજી અફસરોએ તેને સમજાવ્યો, દબાવ્યો, લાલચ આપી, ધમકી આપી : 'અપરાધ કબૂલ કરી દે, કોને આર્મ્સ સપ્લાય કરતો હતો ? અત્યાર સુધીમાં કેટલી વાર હથિયારો સરકાવ્યાં ? તને કેટલી રકમ મળતી હતી ? વચ્ચે કોણ રહેતું હતું ?'

ફેરવીફેરવીને સવાલો પૂછ્યા. નહીં માને તો જિંદગી જેલમાં વિતાવવી પડશે, સહકાર આપીશ તો સસ્તામાં પતશે, એમ બંને બાજુ તેને તાવી જોયો, પણ લાલસિંહ ચસ્યો નહીં. મિલિટરીમૅનની જેમ તે મક્કમ રહ્યો.

'તમારે કાયદેસર જે કરવું હોય તે કરો. મારો અપરાધ પુરવાર થાય તો સજા ફટકારો... એથી વધુ મારે કંઈ કહેવાનું નથી.'

લાલસિંહના જડબા પર અફસરનો પોલાદી મુક્કો ઝીંકાયો : 'ગદ્દાર ! ચોરી પર શિરજોરી દેખાડે છે !'

મિલિટરી અદાલતમાં કેસ ચાલ્યો. આર્મ્સ સ્મગલિંગનો આરોપ પુરવાર થયો અને એકવીસ વરસની સખત સજા ફટકારી લાલસિંહને !

સજા સાંભળીને લાલસિંહ લુખ્ખું-ફિક્કું હસ્યો હતો, પણ લાખનસિંહ ધૂંઆપૂંઆ થઈ ગયો : એકવીસ વરસ ! શું લાલસિંહને હું એકવીસ સાલ જેલમાં સબડવા દઈશ ? મિલિટરીવાળાને મારે તમાચો મારવો પડશે.

જ્વાલા, હજૂરી, અભિલાષ, હરવિલાસ... બધા સાથીઓને વિશ્વાસમાં લીધા લાખને :

'લાલસિંહને આપણે કોઈ પણ ભોગે છોડાવી લાવવો છે.'

'મિલિટરીના કબજામાંથી ?' ભત્રીજો હજૂરી ચમકી ગયો.

'હા, મિલિટરી લૉકઅપમાંથી.' લાખને ફૂંફાડો માર્યો : 'હિંમત ન હોય તે આઘા ખસી જાય.'

'એ શું બોલ્યા, ઠાકુર !' જ્વાલાસિંહે ગરદન ટટ્ટાર કરતાં કહ્યું : 'તમે કહો અને કામ ન થાય, તો પછી મૂછનો વળ મોળો પડે.'

'શાબાશ !' લાખને જ્વાલાની ખુમારી પર પોરસ ઢાળ્યો : 'તૈયારી આપણે બરાબર કરશું. પહેલાં લાલસિંહને ક્યાં રાખ્યો છે એની બાતમી મેળવી લઈએ, ત્યાં સુધી વાત બહાર ન જવી જોઈએ.'

બધાએ ખાતરી આપી, પણ હરવિલાસે હોંકારો ન પુરાવ્યો. લાખનના ધ્યાન બહાર એ ગયું નહીં. હરવિલાસ જુવાન હતો. આમ તો આજ્ઞાંકિત દેખાતો, પણ એની માંજરી આંખોમાં ક્યારેક ન માની શકાય એવું ઊંડાણ વર્તાતું ત્યારે લાખનને તેની વફાદારી પર આછી આશંકા જાગી ઊઠતી. અત્યારેય તેણે હરવિલાસની આંખોમાં ડોકિયું કરી જોયું તો પેલાએ ચાલાકીથી નજર ચોરી લીધી હતી. આમ કેમ ? એ ગદ્દારી કરવાનો હશે ?

લાલસિંહને છોડાવવાની વાત તેણે આમ જાહેર નહોતી કરવી જોઈતી. કદાચ બાતમી સરકીને મિલિટરીવાળાના કાને અફળાય તો જાપ્તો વધી જશે. લાલસિંહને છોડાવવા જતાં કદાચ બધા જ ફસાઈ જઈએ. પોલીસવાળા આવી કોઈક તકની જ રાહ જોતા બેઠા હોય છે.

બે વરસથી હરવિલાસ લાખન સાથે જોડાયો હોવા છતાં પોતાની બઢતી ન થવાનો વસવસો તેને સતાવતો હતો. લાખન તેના ભત્રીજા હજૂરીની બધી ભૂલો માફ કરતો, પણ હરવિલાસ એક વાર નાની શી ગલતી કરી બેઠો ત્યારે એને બધા સાથીઓની વચ્ચે સરદારે ઉતારી પાડ્યો હતો. અપમાનનો એ ડંખ દિવસેદિવસે તીક્ષ્ણ બનતો હતો. બહારવટે ચડ્યા પછી હરવિલાસ પસ્તાવા લાગ્યો હતો. આવેશમાં પોતે ચંબલ શા માટે પકડી લીધી ? હવે પાછા કેમ ફરવું ?

હરવિલાસ પંઢરી ગામનો એક ગરીબ રાજપૂતનો દીકરો. તેને ગામના એક ધનવાન ઠાકુરની દીકરી સાથે બચપણથી માયા લાગી ગયેલી. મોટા થયા પછી ખબર પડી કે મનની માયા પર ધનનો ઓછાયો પડે છે. દીકરીના બાપે તેને હવેલીમાં પગ મૂકવાની મનાઈ ફરમાવી : 'તારી ઓકાત પહેલાં જો. મારી દીકરી પર નજર નાખીશ તો આંખો ખેંચી કાઢીશ ! તારા બાપની જેમ આંધળો બની જઈશ !'

હરવિલાસ ત્યારથી ગુમસૂમ બની ગયો. બાપ અંધ હતો. મા હયાત નહોતી. ઘરમાં દારિદ્ર આંટાફેરા કરતું. રૂપાના બાપ સામે બાથ ભીડવાનું ગજું નહોતું. આંધળા દુર્લભસિંહને બેટાની હાલત વગર આંખે દેખાઈ ગઈ : 'વિલાસ, ખાનદાનમાં તો આપણે અજિતસિંહ ઠાકુરથી જરાય ઊતરતા નથી, પણ, બેટા ! લક્ષ્મી આપણાથી રિસાઈ ગઈ એ કારણે એ હવેલીના દરવાજા તારા માટે બિડાઈ ગયા. ગામવાળા વાત કરે છે કે રૂપાનો બાપ તારું કાસળ કાઢી નાખવાનું કાવતરું ઘડી રહ્યો છે...'

દીકરો કીકી વિનાની બાપની બિડાયેલી આંખો સામે જોતો રહ્યો. તેને બાપ માટે લાગણી ઊભરાતી હતી તેમ દયા પણ આવતી હતી. અંધાપો અને ગરીબી બાપના લોહીની ગરમી ચૂસી ગયાં છે, નહીંતર રાજપૂત નિસાસો નાખીને બેસી ન રહે.

'બાપુ, રજા આપો તો એ અજિતસિંહનું પાણી ઉતારી નાખું. ધોળે દિવસે એની દીકરીનું હરણ કરીને તમારા ઘરની લક્ષ્મી બનાવું.'

'નહીં-નહીં, બેટા વિલાસ...' તેના ચહેરા પરની કરચલીઓ ધ્રૂજી ઊઠી : 'મોટા ઘરની એ છોડી અહીં આવીને લક્ષ્મી નહીં બની શકે. દાસી બનાવીને એનું જીવતર શા માટે બગાડવું ?'

બાપની બંધ આંખોમાં આંસુ ફૂટવા લાગ્યાં. હરવિલાસે ઊંડો નિસાસો નાખ્યો : 'મારી તો મતિ મૂંઝાઈ ગઈ છે. શું કરવું મારે ?'

'મારું કહ્યું માન તો કહું તને.' દુર્લભસિંહ આજીજી કરતો હોય તેમ દીકરાને કહેવા લાગ્યો : 'ભાઈ, તારા મોસાળે ચાલ્યો જા. બૂરા સમય સામે માણસ બાથ ભીડવા જાય છે ત્યારે તેને પછડાટ જ ખાવી પડે છે. થોડો વખત સબૂરી રાખ. ભગવાન સારાં વાનાં કરશે.'

બાપે તો દીકરાની સલામતીના ખ્યાલથી આવી સલાહ આપી હતી અને હરવિલાસે બીજા ખ્યાલથી એ માની લીધી હતી : થોડો વખત બહાર જઈને હું ફેંસલો કરી લઈશ કે શું કરવું. મામા પાસે બંદૂકનો પરવાનો છે. બંદૂક પર હાથ બેસાડીને પાછો આવીશ.

પણ મોસાળથી પાછો આવે એ પહેલાં જ રૂપાના બાપે મોટા ઘરનો મુરતિયો ગોતીને દીકરીને વળાવી પણ દીધી ! વાવડ સાંભળીને હરવિલાસનું જુવાન લોહી ધગી ઊઠ્યું : હવે ઠાકુર અજિતસિંહને હું જીવતો નહીં રહેવા દઉં !

મામાની બંદૂક શેરડીના ભારામાં લપાવીને તે મોસાળથી નીકળી ગયો. પંઢરી પહોંચ્યો ત્યારે રાત પડી ગઈ હતી. ઠાકુરની હવેલી પાસેથી નીકળ્યો ત્યારે એની આંખોમાં એવી આગ ભભૂકી ઊઠી, જાણે આખી હવેલીને અને એમાં રહેનારાં બધાંને તે ભસ્મીભૂત કરી દેવા માગતો હોય. ઇરાદો તો એવો કરીને આવેલો કે સીધા ઠાકુરની સામે જઈને એની છાતીમાં બંદૂક દાગી દેવી, પછી બારોબાર નાસી છૂટવું... પણ અંધ બાપની માયાએ તેને ખેંચ્યો. એક વાર એને મોં દેખાડી આવું... અરે, એ બિચારા મોં ક્યાં જોઈ શકવાના ? એમનું મોં હું જોઈ આવું, મનોમન માફી માગી આવું કે તમારા અંધાપાની લાકડી બનવા જેવો જુવાન બેટો ફરી ઘેર પાછો નહીં આવી શકે, તમારા બુઢાપાનો આધાર બનવા માટે સાથ નહીં આપી શકે.

તેના પગ આપોઆપ ઘર તરફ વળી ગયા.

'કોણ ? કોણ છે ?'

ચોરની જેમ એ ઘરમાં દાખલ થઈને મૂંગોમૂંગો બાપને જોયા કરતો હતો. શેરડીનો ભારો તેણે ઓસરીમાં ઉતાર્યો ત્યારે ફરી બાપે પૂછ્યું : 'કેમ કોઈ બોલતું નથી ?

ઉંબરે આવેલા બાપની વિહ્વળતાએ હરવિલાસને બોલતો કર્યો : 'એ તો હું છું, બાપુ !'

'વિલાસ, તું આવી ગયો ?' આવેશમાં ઉંબરો ઓળંગતા બાપને ઠેશ લાગી. હરવિલાસે તેનો હાથ ઝાલી લીધો ત્યારે બાપે ઉચાટ દેખાડ્યો : 'કેમ આમ અચાનક ? મોસાળમાં બધાં સાજાંસારાં તો છે ને ?'

'હા, બાપુ.' હરવિલાસે અધ્ધર જવાબ આપ્યો. આંધળા બાપથી ચહેરાના ભાવ છુપાવવાની તો જરૂર નહોતી, પણ તેના અવાજની ધ્રુજારીએ ધૂંધવાતા મનની ચાડી ખાધી. બાપ સમજી ગયો : દીકરો રૂપાની શાદીના વાવડ સાંભળીને ભુરાયો થતો આવ્યો છે.

એ ઘટના બની ત્યારથી જ દુર્લભસિંહ વિમાસણમાં હતો : દીકરાને આનો કેવો આઘાત લાગશે ? એને મોસાળ મોકલી દીધો એ સારું જ કર્યું : અહીં હોત તો વધેરાઈ જાત. હવે એના મામાને કાગળ લખીશ : કોઈ છોકરી ગોતીને તમારા ભાણાનું મંડાવી દો એટલે મનમાંથી રૂપાના ખ્યાલ નીકળી જાય. એ બહાને એને થોડા દિવસ ત્યાં રોકી પાડજો.

પણ એ પહેલાં તો દીકરો પાછોય ફરી ગયો !

હરવિલાસે શેરડીના ભારામાંથી બંદૂક કાઢીને ખીંટીએ ભરાવી, જેમાં બાપની કટાઈ ગયેલી તલવાર લટકી રહી હતી. તલવાર અને બંદૂક સહેજ અફળાઈ અને દુર્લભસિંહના સરવા કાને એ અવાજ ઝીલી લીધો :

'ખીંટી પર તેં શું લટકાવ્યું, વિલાસ ?'

બાપના મુખ પર ભય તરવરતો જોઈને દીકરો પામી ગયો કે એમને પોતાના ઇરાદાની ગંધ આવી ગઈ છે. તેણે જવાબ આપવાનું ટાળ્યું અને ખાટલામાં આડો પડ્યો. મૂંગોમૂંગો એ વિચારો ઉથલાવવા લાગ્યો.

ઘેર ન આવ્યો હોત તો સારું થાત. બાપુને કહી શકાતું નથી અને તેમનાથી છુપાવ્યું છાનું રહી શકવાનું નથી. ઘરમાં વધુ રોકાઈશ તો ઇરાદો ફસકી જવાનો. બાપુને જાણ કરીને જઈશ તો તેઓ ઉંબરા આડા સૂઈ જશે, પણ મને જવા નહીં દે. રોકાવા માટે ગોકીરો કરીને આખું ગામ ભેગું કરશે. એમને ઊંઘી જવા દેવા પડશે અને મધરાત લગી મારે જાગતા રહેવું. ઠાકુરને મારવા માટે હવે છાનામાના હવેલીનું પછવાડું કૂદીને જવું પડશે... પણ આજની રાત ખાલી જવા દેવી નથી, નહીંતર કાલ સવારે ગામલોકો મારી મજાક ઉડાવશે : 'એલા, તું રૂપાનાં લગનમાં કેમ ન આવ્યો ? બહુ ઠાઠથી વરરાજો પરણવા આવ્યો હતો... દેખાવમાં પણ ફાંકડો હતો. શું કામ ન હોય, જાગીરદારનો દીકરો છે...' આવું સંભળાવીને તેની બેઇજ્જતી કરશે.

હરવિલાસ આવા તર્ક-વિતર્કમાં પડ્યો હતો ત્યારે અંધ બાપ દીકરાની ખામોશીનો તાગ પામવાની મથામણ કરતો હતો. ભીંતને ટેકેટેકે સરકતો તે આગળ વધ્યો. તલવાર ટિંગાડવાની ખીલી પાસે તેનો ધ્રૂજતો હાથ કંઈક ફંફોસવા લાગ્યો. પહેલાં સ્પર્શ તલવારની મ્યાનનો થયો અને તરત જ બંદૂકની નાળને આંગળી અડકી ગઈ. જાણે ટેરવાં દાઝી ગયાં હોય તેમ તેણે ઝાટકા સાથે હાથ પાછો ખેંચી લીધો અને એમ કરવા જતાં રાઇફલ ભોંય પર પટકાઈ પડી.

તંદ્રામાં ખોવાઈ ગયેલો હરવિલાસ આંચકા સાથે બેઠો થઈ ગયો : 'બાપુ, શું ગોતો છો ?' એમ પૂછ્યું, પણ પૂતળાની જેમ ઊભેલા અંધ બાપના મુખ પરની વ્યથા જોઈને તેણે ભોંઠપ અનુભવી. જે વાત બાપથી છુપાવવાની હતી તે એમણે હવે જાણી લીધી...

'દીકરા, હું તારા ઇરાદાને ગોતતો હતો.'

ગુફામાંથી આવતા હોય તેમ બાપના શબ્દો સંભળાયા : 'બંદૂક કોની લઈ આવ્યો ?'

હવે છુપાવવાનો શો અર્થ ? હરવિલાસે કહ્યું :

'મામાની !'

અંધાપા જેવી ખામોશી છવાઈ ગઈ. બંનેના શ્વાસ એકબીજાને સંભળાય એટલા જોરથી દિલ ધબકતાં હતાં.

દુર્લભસિંહે ઝૂકી ગયેલી કમ્મરને વધારે ઝુકાવી નીચે પડેલી બંદૂક હાથમાં ઉઠાવી. હરવિલાસ

સમસમીને બાપની હિલચાલને જોતો રહ્યો. આગળ જે સવાલ પૂછવાનો હતો એનો જવાબ કેટલો સાચો આપવો એની ગડમથલમાં પડ્યો હતો. ત્યાં બાપે જ કહ્યું :

'ઠાકુર સામે વેર લેવા મામાની બંદૂક ઊંચકી લાવ્યો ?'

'હા.' એક જ અક્ષરનો વજનદાર જવાબ બાપની છાતીમાં છરકો કરી ગયો : જરાય ખચકાયા વિના તેણે હા પણ પાડી દીધી ! આ પહાડ જેવા ઇરાદાને હવે પોતે કઈ રીતે ઓગાળી શકશે ?

બંદૂક તેણે હાથમાં સોંપી ત્યારે હરવિલાસને એ હથિયાર વધુ વજનદાર લાગવા માંડ્યું.

'બેટા, એનો ઉપયોગ કરતાં પહેલાં મને કહેવાની જરૂર ન લાગી તને ?'

'તમે થોડા રજા આપવાના હતા !'

'વેર લઈને શું કરીશ ? ક્યાં જઈશ ?'

'ચંબલ પકડી લઈશ.' હરવિલાસ એમ જ બોલી ગયો, પણ બાપને આ જવાબથી સંતોષ નથી થયો એમ લાગવાથી પાછળથી ઉમેરો કર્યો : 'લાખનની સાથે જોડાઈને ડાકુ બની જઈશ.'

ડોસો હેબતાઈ ગયો. દીકરાએ બધું જ ગોઠવી રાખ્યું છે. તેને કહેવાનું મન થયું કે તું વેર રૂપાના બાપ સામે લેવા માગે છે, પણ સાથેસાથે તારા બાપ સામેય વેર લેવાઈ જશે. રૂપાનો બાપ તો ઘડી-બે-ઘડીમાં છુટકારો પામશે, પણ આ આંધળો બાપ એકના એક દીકરાનો આધાર ગુમાવી ઝૂરીઝૂરીને કમોતે મરશે...

પણ આવું કાંઈ જ ન કહ્યું દુર્લભસિંહે... એટલા માટે કે એની કોઈ અસર થવાની નહોતી. રાજપૂતનું લોહી જ એવું છે કે એકાદ બહાનું મળતાં ભડકો થઈ ઊઠે. આગળ-પાછળનો વિચાર કરવા રોકાયા વિના ન કરવાનું કરી બેસે અને પછી...

'વિલાસ, સારું થયું કે તું કાંઈ કરતાં પહેલાં ઘેર આવ્યો. સારું થયું કે મારાથી છુપાવેલી બંદૂક મારા હાથમાં અફળાઈ ગઈ. સારું થયું કે તેં તારો ઇરાદો ખુલ્લેખુલ્લો જાહેર કરી દીધો.'

'બાપુ !' હરવિલાસ બાઘો બનીને બોલી ઊઠ્યો : 'તમે આ શું કહો છો ?'

દુર્લભસિંહ દીકરાના ખભાને ટેકો લઈ ખાટલા પર બેઠો. સ્વસ્થ થવા માટે થોડો વખત લીધો, પછી ધીમા અવાજે કહેવા માંડ્યું : 'રૂપા પરણતાં પહેલાં અહીં આવી હતી.'

'હેં !' દીકરો અર્ધો ઊભો થઈ ગયો : 'અહીં આવી'તી ! શું કામ ?'

'મારી આશિષ લેવા.'

'ઓહ !' તેનો જુસ્સો જાણે ઓસરી ગયો : 'તમારી આશિષ લેવા કે આપણી ઠેકડી ઉડાડવા !'

'નહીં, વિલાસ, એ એવી નથી. બાપના અવાજમાં હવે લાગણીની ભીનાશ વરતાવા લાગી : 'નાની હતી ત્યારે મારા ખોળામાં રમી'તી... આશિષ લેવા તો આવે જ ને !'

'અને તમે એને અખંડ સૌભાગ્યવતીની આશિષ આપી એ જ કહેવા માગો છો ને, બાપુ ?'

દાંત ભીંસીને એ બોલી ગયો, પણ દુર્લભસિંહ જરાય ઉશ્કેરાયો નહીં.

'આશિષ તો મેં આપી, પણ જતાં જતાં એ માફી માગતી ગઈ. મારા પગમાં બે આંસુ પાડતી ગઈ.'

'શું કામ ?'

'કહેતી હતી, આ ઘરની વહુ બનીને આવવું'તું, તમારી સેવા કરવી'તી, પણ ધાર્યું ધણીનું થાય છે...'

'ધણીનું નહીં, રૂપા, તારા બાપનું ધાર્યું થયું છે !' વિલાસ વચ્ચે જ બરાડી ઊઠ્યો. જાણે રૂપા સામે ઊભી હોય અને તેને સંભળાવતો હોય તેમ એ આવેશમાં આવી ગયો.

'તારે પૂરી વાત સાંભળવી છે કે વચ્ચે પથરા નાખતા રહેવું છે ?' બાપનો ક્રોધ ઊછળી પડ્યો. વિલાસ મૂંગોમૂંગો ગરદનમાં બાઝેલો પસીનો લૂછતો સાંભળવા લાગ્યો.

'એ તારા માટેય બે શબ્દો કહી ગઈ છે.'

'શિખામણના ?' વિલાસના બોલ ડંખીલા હતા.

'ના, વિનંતીના.' બૂઢા બાપે થૂંક ગળે ઉતારી કહેવા માંડ્યું : 'એ કહેતી હતી, તમારા દીકરાને કહેજો કે આ જનમમાં હવે મેળાપનો સંભવ નથી... મને ભૂલી જાય અને મારા બાપ સામે અદાવત ન રાખે.'

'એટલે તેના બાપ માટે જીવતદાન પણ માગી ગઈ એ ?'

'વિલાસ !' બાપે ઊંચા અવાજે પડકાર કર્યો : 'એ છોકરી માટેનો તારો ખ્યાલ બે દિવસમાં નફરતમાં પલટાઈ ગયો ?'

બૂઢા બાપની જબાનેથી આવા શબ્દો સાંભળીને જુવાન દીકરો હેબતાયો. તેને એમનું કહેવું સાચું પણ લાગ્યું. રૂપા બીજા સાથે પરણી ગઈ તેમાં એનો શો ગુનો ? એને જો મારા માટે લાગણી ન હોત તો બાપ પાસે શા માટે આવત ?

'એ તેના બાપનો જીવ બચાવવા માટે આમ નથી કહી ગઈ, દીકરા... રૂપા બોલતી હતી ત્યારે તેને પોતાના બાપ કરતાં તારા જીવની વધુ ફિકર થતી હતી. તારા માટેની એની લાગણી બોલતી હતી. તું સાંભળ્યા વિના એ બિચારીની લાગણીનું લિલામ કરવા મંડ્યો, પણ મને ખાતરી છે કે બળજબરીથી પરણાવવા માટે એ એના બાપને ધિક્કારતી હતી.'

'તો હવે મારે શું કરવું, બાપુ ! લાચાર માણસની જેમ ખાટલાની કિનારી પર એ બંને હાથની મુઠ્ઠી મારવા મંડ્યો : 'મને કાંઈ સમજાતું નથી ! કાંઈ સૂઝતું નથી !'

એની વ્યથાંએ બાપની આંખમાંથી આંસુ રેલાવ્યાં. દીકરાનું દુઃખ એ વૃદ્ધની છાતીમાં વલોવાતું હતું, છતાં મક્કમ રહીને દીકરાને ગલત કદમ ઉઠાવતાં રોકવો હતો. અત્યાર

સુધીની રૂપાની બધી જ વાત વૃદ્ધ બાપે ઉપજાવી કાઢી હતી તેમાં એક વાક્ય ઉમેરી દીધું : 'એ જતાંજતાં કહી ગઈ હતી... મારા પ્યારને ખાતર કોઈનું લોહી ન રેડે એટલું મારા સોગંદ પર એમને કહેજો !'

'બસ, પતી ગયું !' હરવિલાસનો ઇરાદો એ આખરી શબ્દો પર રૂપાએ આપેલા સોગંદ પર ફસકી પડ્યો. ઠાકુર અજિતસિંહની કતલ કરવાનું એણે માંડી વાળ્યું.

પહેલો ફેંસલો ભલે ફસકી ગયો, પણ બીજા પગલા પર તો હરવિલાસ અટલ રહ્યો. ઠાકુરની હત્યા કરીને ગામ છોડી જવાનું વિચારેલું તેને બદલે હવે આમ ને આમ જ બંદૂક લઈને ઘેરથી નીકળી જવાનો નિર્ણય કરી લીધો અને ઊંઘતા બાપને પગે લાગી તેણે કાયમને માટે ઘરનો ઉંબરો ઓળંગી દીધો.

એ હરવિલાસ લાખનની ટોળીમાં જોડાયા બાદ હવે અફસોસ કરતો હતો. વગર વિચાર્યે પગલું તો ભર્યું, પણ હવે પાછા ફરવાનો રસ્તો રહ્યો નહીં. લાખનની ટોળીમાં ભરતી થયા બાદ ધાર્યો હતો એવો મોભો મળ્યો નહીં, એટલે હવે હરવિલાસ 'કાંઈક' કરી છૂટવા માગતો હતો.

ઘણા દિવસોથી લાખન સાથે ગદ્દારી કરવાનો વિચાર તેને સતાવી જતો, પણ ભયનો માર્યો એ સમસમી જતો. લાખનની દુશ્મની વહોરીને દુનિયાના કોઈ ખૂણામાં એ સુખેથી જીવી નહીં શકે એને એની ખાતરી હતી. ગદ્દારી કરવાથી એક લાભ હતો : પોલીસ તેના અપરાધો માફ કરી દે. પોતે પંઢરી ગામે પાછો ફરી શકે. અંધ બાપની સાથે સુખેદુઃખે જિંદગી ગુજારવાની તક મળી શકે... પણ લાખન જો પોલીસની ગોળીઓથી ખતમ થાય તો જ આમ બની શકે. કોઈને ખબર પડવી ન જોઈએ કે પોલીસને લાખનની બાતમી હરવિલાસે આપી હતી, નહીંતર તેનો કોઈ સાથી બદલો લીધા વિના ન રહે.

ગદ્દારી કરવાનો વિચાર તો તેણે માંડી વાળ્યો, પણ લાખનની ટોળી છોડી જવા માટે તે ગણતરીઓ ગણવા લાગ્યો હતો. બે-ચાર જો સમદુખિયા સાથી મળી જાય તો નાની ટોળી જમાવીને પોતે સરદાર બની જાય. હવે લાલસિંહ આવશે, પોતાનો જે ચોથો-પાંચમો નંબર ટોળીમાં છે એ પાયરી પણ નીચી ઊતરશે. લાલસિંહને પોતાના મિલિટરી મિજાજનું ગુમાન છે. લાખન તેને વધુ માનમોભો આપશે અને તે માથે ચઢી બેસશે. એટલે જ લાલસિંહને છોડાવવાની લાખનની યોજના તેને કઠી હતી અને એ લાખનના ધ્યાન બહાર ગયું નહોતું.

*

'તડકેના મિલિટરી લૉકઅપમાં લાલસિંહને હમણાં રાખ્યો છે. ત્રણ-ચાર દિવસ પછી એને જેલમાં ધકેલી દેશે.'

બાતમી મળી ગઈ અને લાખન લાલસિંહને છોડાવવાની યોજનાને આકાર આપવા લાગી ગયો. બે દિવસમાં કામ આટોપવાનું હતું. સાહસ એવું જોખમી હતું કે પહેલેથી છેલ્લે સુધીનાં તમામ પગલાં તેણે જાતે જ નક્કી કરવાં પડે. કોઈના ભરોસે રહીને એ થાપ ખાવા માગતો નહોતો.

અતિ વિશ્વાસુ જ્વાલાસિંહને સાથે લઈને લાખન તડકે ગામ પહોંચ્યો. લૉક-અપવાળી જગ્યાની આસપાસ સંતાઈ રહેવાનાં સ્થળ તે જોઈ લેવા માગતો હતો. કેટલા ચોકીદાર છે, નાસી જવાના કયા રસ્તા ફાવટવાળા છે, લાલસિંહને કોઈની મારફત અગાઉથી જાણ કરી તૈયાર રહેવાની પેરવી થઈ શકશે કે નહીં એ બધી ચકાસણી તેણે કરી લેવાની હતી. મિલિટરીના કબજામાંથી કેદીને નસાડવો એ લોઢાના ચણા ચાવવા જેવું કામ પાર પાડવામાં લાખન જરા પણ સરતચૂક થવા દેવા માગતો નહોતો.

'દસ ચોકીદારો છે. રોજ સાંજના દિવસ આથમવા ટાણે પહેરો બદલાય છે. એક માઈલ છેટે મિલિટરી ક્વાર્ટર્સમાં પહેરેગીરો રહે છે. તેમને લૉક-અપની છાવણીમાં પહોંચાડવા માટે એક મિલિટરી ટ્રક આવે છે. એ જ ટ્રક જેમનો પહેરો પૂરો થયો હોય એવા ચોકીદારોને પાછી એમના ક્વાર્ટર્સમાં લઈ જાય છે.'

આ માહિતી પર લાખને મગજ માંડ્યું. લૉકઅપથી ચાર ફર્લાંગ છેટે એક વાડી હતી. વાડીવાળાને તેણે વિશ્વાસમાં લઈ લીધો. ત્યાં બેઠાંબેઠાં લાખન યોજનાની કડીઓ જોડવા લાગ્યો હતો.

'જ્વાલા, આપણે કાલ સાંજ લગી અહીં રોકાઈ જવું પડશે. સવારે ચોકીદારોને લેવા ટ્રક આવે ત્યારે આપણે એ લોકોની હિલચાલ બારીકાઈથી મગજમાં ઉતારવી છે.'

'ઠાકુર, હું સમજી ગયો.' જ્વાલાને લાખનની બુદ્ધિ પર ભારે માન હતું : 'તમે એમની જ ટ્રકનો ઉપયોગ કરવા માગો છો, એમ જ ને ?'

'હા, તારી પાસે શરાબની બૉટલ તો હશે જ ?'

'હા, ઠાકુર, હજુ રાણી ભરેલી છે !'

'બસ, તો ટ્રક ચલાવનારા ડ્રાઈવરને આપણે રાણી બાટલીમાં ડુબાડી દેવો પડશે !'

'પછી ?' જ્વાલાસિંહ લાખનની ચમકતી આંખોમાં આકાર પામતી યોજનાની ઝલક નિહાળવા લાગ્યો : 'શરાબથી તેની સાથે દોસ્તી બાંધીને આપણે એને વિશ્વાસમાં લેવો છે ?'

'ના, વિશ્વાસમાં લેવાનો નથી, સાથે બેસી પીવાની સોબત બાંધવાની છે.'

'એ કામ મારું.' જ્વાલાએ ચપટી વગાડીને જવાબદારી ઉપાડી લીધી.

'બીજું કામ લૉક-અપમાં ઝાડુ મારતા મહેતરને સાધવાનું છે.' લાખન હુક્કો પીતો બબડતો હતો એટલે જ્વાલાએ તેનો હેતુ પૂછ્યો નહીં. તે એના સરદારની આદત જાણતો હતો. દરેક મુદ્દો વિચારીને પહેલાં મનમાં વાગોળી લેવો, પછી એકબે વાર તેને હોઠ પર રમાડવો અને ગડ બેસી ગયા બાદ સાથીને સમજાવવો... આ લાખનનો શિરસ્તો હતો. જો વચ્ચે કોઈ પૂછતાછ કરે તો એ ક્યારેક રોષે ભરાતો : હું જ્યારે વિચારને મનમાં ઘૂંટતો હોઉં ત્યારે ખલેલ કેમ કરે છે ?

યોજના ઘડવાનું કામ પ્રેયસીને પ્યાર કરવા જેવું નાજુક હોય છે એમ લાખન માનતો.

લાલસિંહને બર્કલી સિગારેટનું વ્યસન હતું અને મહેતર મારફત તેણે બર્કલીનું એક પાકીટ લૉકઅપમાં પહોંચાડવાનું વિચારી લીધું. કેદીઓનાં વ્યસન પોષવાનું કામ આવા નાના માણસો જ કરતા હોય છે. સિગારેટનું પાકીટ આપવામાં મહેતરને વહેમ નહીં આવે અને લાલસિંહ આ પાકીટ કોણે મોકલ્યું છે તેની પૂછપરછ જરૂર કરવાનો. મહેતર નામ નહીં આપી શકે એટલે તેને જિજ્ઞાસા જાગશે. બર્કલીના પાકીટને ફંફોસીને એ કુતૂહલ સમાવવાની કોશિશ જરૂર કરશે અને સંદેશો તેની આંખે ચડી જશે કે સાંજે પહેરો બદલાય ત્યારે તૈયાર રહેજે ચાર દિવસની અંદર...

લાલસિંહ જેવા ચકોર આદમીને આટલો ઇશારો કાફી હતો.

ત્રીજું કામ ખાખી પોશાકની દસબાર જોડી હાથ કરવાની હતી. જેની વાડીમાં લાખન સંતાયો હતો તેની પાછળ જ નાનકડું તળાવ હતું. આંખે લગાડેલું દૂરબીન ફરતુંફરતું કપડાં ધોતા ધોબી પર પડ્યું અને લાખનના મગજમાં ઝબકારો થયો. વાડીના પટેલને તેણે પૂછ્યું : 'આ ધોબી ફોજવાળાનાં કપડાં રોજ ધુએ છે ?'

'ના, સોમ અને ગુરુ - અઠવાડિયામાં બે દિવસ એને ખાખી ધોણ નીકળે છે.'

'વાહ, પટેલ ! તમે બરાબર યાદ રાખ્યું.' લાખને ખાતરી કરવા પૂછ્યું : 'સોમ અને ગુરુવારે ખાખી કપડાં નક્કી ધુએ છે એ કેમ જાણ્યું ?'

'ઠાકુર, તમને હસવું આવશે.' પટેલ કહેતાંકહેતાં જ હસવા લાગ્યો : 'હું સોમવારે એકટાણું કરું છું અને પટલાણી ગુરુવાર રાખે છે. ખાખી કપડાં સુકાતાં જોઈને દર સોમવારે મને યાદ આવે છે કે આજ સાંજે જમવાનું નથી.'

લાખને દૂરબીન આંખ પરથી હટાવ્યું. પટેલ સામે સંકેતમાં મલકીને તેણે પૂછ્યું : 'આ ધોબી સાંજે કપડાં લઈને ક્યારે જાય છે ?'

'ઢોર ચરીને પાછાં આવતાં હોય એ ટાણે ધોબી ગધેડા પર કપડાંની ગાંસડી લાદીને ઘેર જતો હોય છે.'

'આવતા ગુરુવારે સાંજે મને ખાખી કપડાંની એક પોટલી મળી શકે એવું કાંઈક તમે ગોઠવી શકો ?'

પટેલ થોડી વાર વિચારમાં પડી ગયો. લાખનને આશરો આપીને તેણે એક જોખમ તો વિહોરી લીધું હતું, હવે કોઈ કાવતરામાં સાથ આપી વધારે બોજ ઉઠાવવો કે નહીં ? પણ લાખનને સીધી ના પડાય તેમ નહોતી. હવે પલાળ્યું છે તો પૂરું કરવું એવો મનસૂબો કરી તેણે મગજ કસવા માંડ્યું.

'ઠાકુર, એ બિચારો ધોબી વચ્ચે કુટાઈ જાશે.' પટેલે ધોબીની દયા ખાવાનો દેખાવ કર્યો : 'મિલિટરીવાળાનાં કપડાં બીજાના હાથમાં જાય અને ધોબી વાંકમાં આવે તો ?'

'તમે સાથ આપવા માગતા હો તો આપણે ધોબીને વાંકમાં નહીં લાવીએ.' લાખન પણ ક્યાં ઓછો ઊતરે એવો હતો ? 'આપણે એનું એક ગધેડું કપડાંની ગાંસડી-સોતું નાસી ગયાનો દેખાવ કરશું. બે કલાકનું તો કામ છે. રાતે બધાં જ કપડાં સીમના ગરનાળા પાસેથી તેને પાછાં મળી જશે.'

'એ કાંઈક વિચારવા જેવું છે.' પટેલે માથું ખંજવાળવા માંડ્યું. 'મારે આટલો વખત ધોબીને અહીં રોકી રાખવો પડે...' પછી કંઈક સૂઝી આવ્યું હોય તેમ તરત જ ઉમેર્યું : 'પણ વાંધો નહીં આવે. એને ગાંજાની ચલમ આપીશ એટલે બે-ચાર કલાક ખાટલામાંથી ઊઠી નહીં શકે.'

'બસ તો, એ કામ તમને સોંપ્યું.'

અને લાલસિંહને નસાડી જવા માટે ગુરુવારની સાંજ પાકી થઈ ગઈ. જ્વાલાસિંહને ત્યાં જ રાખીને લાખન કોતરોમાં પાછો ફરી ગયો.

*

બુધવારે સાંજે લાખને સાથીઓને એટલું જ કહ્યું : 'કાલ મળસકે આપણે નીકળી જવાનું છે.' જેમને સાથે લેવાના હતા એમનાં બાર નામો તેણે કહી સંભળાવ્યાં, તેમાં હરવિલાસનું નામ પણ હતું.

દરેક નામ બોલતી વખતે લાખન ત્રાંસી નજરે હરવિલાસના હાવભાવ નીરખી લેતો હતો. અગિયાર જણાનાં નામ બોલાયાં ત્યાં સુધીમાં પેલાનો ચહેરો ખીલતો રહ્યો અને બારમું નામ તેનું આવ્યું ત્યારે એ ચહેરો એકાએક ઊતરી ગયો તે લાખને ખૂબ જ ચીવટથી જોઈ લીધું. બસ, તેની શંકાને સમર્થન મળી ગયું. હરવિલાસ જરૂર કોઈ ચાલ ખેલવા માગે છે. હવે એનું આવી બન્યું.

હરવિલાસે બધું જ પહેલેથી મનમાં ગોઠવી રાખ્યું હતું. લાલસિંહને છોડાવવા માટે લાખનસિંહ જેમને સાથે લઈ જશે તેમાં પોતે નહીં હોય. તેણે ધાર્યું હતું કે લાખન પાંચ-છથી વધારે સાથીઓને આમાં સામેલ નહીં કરે. તેને બદલે બારને લીધા અને પાછો પોતાનોય સમાવેશ કર્યો તે બહુ કઠ્યું. તેની ગણતરી એવી હતી કે લાખન તેના મુખ્ય સાથીઓને લઈને ઊપડી જાય પછી અહીંથી સરકી જવું. ટોળીના ચારપાંચ મામૂલી સાથીઓને તેણે તૈયાર પણ કરી રાખ્યા હતા. હરવિલાસના ધ્યાનમાં એકબે ઠેકાણાં હતાં, જ્યાં ધાડ પાડવાથી બેપાંચ હજારની રકમ મળી જાય. એ મૂડી પર નવી ટોળી જમાવવાની તેની મુરાદ હતી.

પણ હવે શું કરવું ? લાખનસિંહની સાથે જવું પડે તો બધી ગણતરી ઊંધી વળી જાય. ન જવા માટે કાંઈક બહાનું ઉપજાવી કાઢવું પડે. તેને યાદ આવી ગયું : એક વાર લાખનના ભત્રીજા હજૂરીને ધાડ પાડવા આવવું નહોતું ત્યારે પેટમાં દુખવાનો ઢોંગ કરીને રોકાઈ પડ્યો હતો. પોતે શું કામ આવો ઢોંગ ન કરે ?

હરવિલાસને અચાનક પેટનો દુખાવો ઊપડ્યો. મધરાતથી મળસકા સુધીમાં એ પાંચ-છ વાર જાજરૂ જઈ આવ્યો. અવારનવાર ઊંહકારા કરી ઊંઘતા સાથીઓની હમદર્દી મેળવી. સવારે નીકળવાનાં હતું ત્યાર લાખનને જાણ કરી : 'શરીરે કળતર છે અને ટાંટિયામાં જોર નથી. ઠાકુર, તમને હરકત ન હોય તો...'

લાખનને હવે ખાતરી થઈ ગઈ. છતાં ચહેરા પરના ભાવ પલટાવ્યા વિના જ તેણે કહી દીધું : 'કાંઈ વાંધો નહીં, હરવિલાસ, રાત્રે જ મેં નક્કી કર્યું હતું કે બારને બદલે દસ જ માણસોની જરૂર પડશે. તું નહીં આવે તો ચાલશે.'

સાથેસાથે પોતાના વિશ્વાસુ નોકર અભિલાષને પણ કહ્યું : 'તું પણ કાલે માથું દુખવાની ફરિયાદ કરતો હતો ને ? હવે તારે આવવાની જરૂર નથી...'

અભિલાષે માથું દુખવાની ફરિયાદ કરી જ નહોતી, પણ લાખને તેને હરવિલાસ પર નજર રાખવા જ રોકી પાડ્યો હતો : 'અમારા ગયા પછી તું હરવિલાસની હિલચાલ પર કડી નજર રાખજે. સાંજ સુધી તે અહીંથી હઠવો ન જોઈએ. નહીંતર એ બેવકૂફ ગદ્દારી કરવા લલચાશે. અમે લાલસિંહને છોડાવવા ગયા છીએ એવી બાતમી બહાર પહોંચાડી દેશે.'

દસ સાથીઓને લઈ લાખન ઊપડ્યો ત્યારે તેણે ફેંસલો કરી લીધો હતો : પાછા ફરીને હરવિલાસની એવી ખબર લઈશ કે ખો ભૂલી જાય.

*

'જ્વાલા, બધું તૈયાર છે ને !' પટેલની વાડીએ પહોંચીને લાખને પૂછપરછ કરી લીધી : 'ટ્રકનો ડ્રાઇવર તારી સાથે બરાબર હળી ગયો ને ?'

'હા, ઠાકુર, રોજ બપોરે સાથે બેસીને પીએ છીએ.'

'આજ ક્યારે આવવાનો ?'

'મેં એને પાંચ વાગ્યે બોલાવ્યો છે. કહ્યું છે કે મારા એક દોસ્ત આજે આવવાના છે. એ વિલાયતી શરાબના શોખીન છે. તું જરા મોડો આવજે.'

'પણ એની ટ્રક લઈને જ આવશે એની ખાતરી કરી લીધી ?'

'હા, ઠાકુર, પહેલાં તો બબડતો હતો : પાંચ વાગ્યે આવું, પછી એક માઈલ ચાલીને ક્વાર્ટર્સમાં જાઉં. નશો કરીને ચાલવાનું કેમ ફાવે ?... ત્યારે મેં એને સમજાવ્યું : તું તારે તારી ટ્રક લઈને આવજે, નિરાંતે નશો કરીને ટ્રકમાં જ ક્વાર્ટર્સમાં જજે ને...'

'પછી ?'

'એ જરા વિચારમાં પડી ગયો એટલે મેં મહેણું મારીને પાણી ચડાવ્યું : કેમ, વિલાયતી શરાબ પીને ટ્રક ચલાવવાની હિંમત નથી કે ? ત્યારે એણે પોરસ કર્યો : એ શું બોલ્યા ? આ બંદા તો આખી બાટલી ગટગટાવીને સિત્તેર-એંસીની ઝડપે ગાડી ચલાવે છે !'

'ત્યારે તો એ નક્કી ટ્રક સાથે આવશે.' લાખનને હવે ધોબીની ફિકર રહી. મિલિટરીના યુનિફૉર્મ તળાવને કાંઠે સુકાતા હતા. તેને થયું : ધોબી પર ભરોસો રાખીને સાંજ સુધી બેસી રહેવા કરતાં પચીસેક જોડીમાંથી દસબાર જોડી ઉઠાવી લાવીએ તો કેમ ? પણ એમાં એક જોખમ દેખાયું. ધ્યાન પડી ગયું તો ધોબી હોહા જરૂર કરે અને કોઈકને કાવતરાની ગંધ આવી જાય ! તેમાં વળી ડ્રાઇવર ટ્રક સાથે ગેરહાજર દેખાય એટલે મિલિટરીવાળાને શંકા વધે... એ વિચાર તેણે હસી કાઢ્યો અને કોઈ સંજોગોમાં મિલિટરીવાળાનાં કપડાં ન મળે તોય કામ ચલાવી લેવાનું નક્કી રાખ્યું, કારણ કે બધા સાથીઓ ખાખી કપડાં પહેરીને આવેલા હતા, જે આઘેથી મિલિટરી જેવા જ દેખાતા હતા !

પણ બધું ગણતરી મુજબ થવા લાગ્યું. ડ્રાઇવર ટ્રક લઈને આવ્યો. તેને જ્વાલાએ થોડું પિવડાવ્યું. લાખને તાકીદ કરી હતી કે એટલું ન પિવડાવતો કે ગાડી ચલાવી ન શકે. લૉક-અપ સુધી આપણે એની જરૂર રહેવાની.

ધોબી વાડીમાં પટેલ સાથે ગાંજાની ચલમ ફૂંકવામાં મશગૂલ હતો ત્યાં સુધીમાં તેની ગાંસડીમાંથી જોઈતાં કપડાં સરકાવી લઈને લાખન અને તેના સાથીઓએ ચડાવી લીધાં. બધી તૈયારી થઈ ગઈ એટલે લાખન પેલી ઝૂંપડીમાં ગયો, જ્યાં જ્વાલા અને ડ્રાઇવર મહેફિલ જમાવીને બેઠા હતા.

'પંચમસિંહ, ટ્રક લઈને જવાનો વખત થયો છતાં તું શરાબ પીતો બેઠો છે ?' લાખને રુઆબ છાંટ્યો. ડ્રાઇવર તો હેબતાઈ ગયો. મિલિટરી લેબાશમાં સામે ઊભેલા આદમીને પિછાણવાનો પ્રયાસ કરતો એ ઊભો થયો. ડોલતી અદાએ ફોજી સલામ પણ તેણે ભરી ત્યારે જ્વાલા ખડખડાટ હસી પડ્યો. લાખને પિસ્તોલ કાઢી : 'ચાલ, જલદી ટ્રકમાં બેસી જા.'

બિચારો પંચમસિંહ ઘડીક જ્વાલાને, ઘડીક લાખનને જોવા લાગ્યો. હજુ તો એક-બે પ્યાલા જ પેટમાં પડ્યા હતા છતાં આ મિલિટરીવાળો સાહેબ ઓળખાતો કેમ નથી ?

'જ્વાલા, તું તૈયાર થઈ જા અને બીજા બધાને કહે કે ટ્રકમાં ગોઠવાઈ જાય.' લાખનનો હુકમ સાંભળીને જ્વાલાસિંહ ઊભો થઈ ગયો, ત્યારે પંચમને સમજાયું કે મામલો કાંઈક ટેડો છે. શરાબની લાલચ આપીને પોતાને ફસાવવામાં આવ્યો છે !

અગિયાર સાથીઓ ટ્રકમાં ગોઠવાયા અને લાખને ડ્રાઇવરની બાજુમાં જગ્યા લીધી. પંચમનો નશો હવે હવામાં ઊડી ગયો હતો ! ભયથી એના હાથ કાંપવા લાગ્યા હતા. ટ્રકનું એન્જિન ચાલુ કરીને તે માંડમાંડ પૂછી શક્યો : 'ક્યાં લઈ જવી છે ?'

'લૉક-અપમાં !'

'હેં ! પંચમના હાથ સ્ટીયરીંગ વ્હીલ પરથી હઠી ગયા :

'લૉક-અપમાં...?'

'હા.' લાખને તેના પડખામાં પિસ્તોલની નળી ઘોંકાવી : 'હું કહું એ રીતે ચલાવવાની છે, નહીંતર બૈરી-છોકરાં રખડી પડશે.'

પંચમસિંહના પગ ટાઢા પડી જવા લાગ્યા. લૉકઅપમાં લાલસિંહ કેદ થયો હતો અને લાલસિંહ ડાકુઓને હથિયાર પહોંચાડતો હોવાની વાત તેના કાને આવેલી એટલે બાકીનું બધું જ તેને સમજાઈ ગયું. નોકરી અથવા જાન બેમાંથી એક ગુમાવવું હોય ત્યારે જાન ગુમાવવાનું કોણ પસંદ કરે ? ભગવાનનું નામ લઈને તેણે ટ્રક ચાલુ કરી.

કમ્પાઉન્ડના દરવાજે પહોંચ્યા ત્યારે લાખને પોતાના ચહેરા આડે હાથ ધરી રાખ્યો, જેથી ચોકીદારો તેને જોઈ ન શકે. બધા સાથીઓને પણ તેણે સૂચના આપી રાખી હતી : કોઈએ પોતાનો અજાણ્યો ચહેરો દેખાવા ન દેવો અને બંદૂકો ઊંચી ન રાખવી.

ફરજ પૂરી થવાની હોય છે એ પહેલાં જ માણસ મનથી તો ફરજ પરથી ઊતરી ચૂક્યો હોય છે. ચોકીદારો ઘેર જવાની ઉતાવળમાં દૂરથી ટ્રક આવતી જોઈને જ પોતપોતાની બંદૂકો કચેરીમાં સુપરત કરી આવ્યા હતા. ત્યારે એવો નિયમ હતો કે લૉક-અપના ચોકીદારોની બંદૂકો સાથે ન લઈ જવાય, એ ચોકીમાં જ રહે અને પાળી બદલાય ત્યારે નવા ચોકીદારો તે સંભાળી લે.

કંપાઉન્ડમાં ટ્રક દાખલ થઈ એ પહેલાં જ લાખને ડ્રાઇવરને ધમકી આપી : 'જરાય ધીમી નહીં પાડતો. પીધેલા માણસની જેમ આડીઅવળી ચાલે બે-ચાર ચક્કર લગાવજે અને હેડલાઈટો ચાલુ જ રહેવા દેજે.'

પંચમસિંહને ત્યારે જોશ દેખાડવાંનો એક વિચાર આવી ગયો : પુરઝડપે દોડાવીને ટ્રકને ચોકીની દીવાલ સાથે અફળાવી દઉં... બાજુમાં બેઠેલો ડાકુ સરદાર મરશે અથવા બૂરી રીતે જખમી તો જરૂર થશે... પણ એમ કરવામાં પોતાનુંય મોત થવાનું એ ખ્યાલથી તેની હિંમત ભાંગી પડી.

'અરે પંચમ ! પંચમ ! ગાડી ઊભી રાખ...' ચોકીદારો પુરજોશમાં ચકરાવો લેતી ટ્રક જોઈને રાડો પાડતા આઘાપાછા થવા લાગ્યા : 'સાલો પીને આવ્યો લાગે છે...'

ટ્રકની રોશનીથી ચોકીદારોની આંખો અંજાઈ જતી હતી. લાખને એક-બે વાર સ્ટીયરિંગ વ્હીલને આંચકા મારી ત્રણ-ચાર ચોકીદારોને તો હટફેટમાં લઈ લીધા. ફરજ પૂરી થવા આવી હોવાથી ચોકીદારો એમની બંદૂકો ચોકીમાં સુપરત કરી આવ્યા હતા, નહીંતર ટ્રકના વ્હીલમાં ગોળી મારીને તેને રોકી શક્યા હોત.

ચક્કર-ચક્કર ફરતી ટ્રકમાંથી એક પછી એક ડાકુઓ નીચે કૂદતા ગયા. આ ધાંધલધમાલમાં ચોકીદારોને સમજ ન પડી કે ડાકુઓ આવ્યા છે. જ્વાલાસિંહ ચોકીમાં ધસી ગયો. ત્યાં બેઠેલા અફસરને તેણે બંદૂકની અણીએ તાબે કરી લીધો.

'ખબરદાર, કોઈ જરા પણ આગળ-પાછળ થયા છો તો !' ટ્રક એકાએક અટકી અને તેમાંથી કૂદતા લાખને ત્રાડ પાડી : 'મારે તમારા કેદીને લઈ જવો છે. ચાવી લાવો.'

સન્નાટો છવાઈ ગયો. ફરી લાખને ત્રાડ નાખી : 'ચાવી નહીં મળે તો તમારામાંથી કોઈને હું જીવતા નહીં જવા દઉં.'

એ જ વખતે જ્વાલાસિંહ ચોકીમાંથી પેલા અફસરને બંદૂકની અણીએ ત્યાં લઈ આવ્યો :

'ઠાકુર, ચાવી માટે આને જ પૂછો.'

'હા, લાખનસિંહ !' લૉક-અપના દરવાજામાંથી પહેલી વાર લાલસિંહનો સાદ સંભળાયો : 'તેના પાટલૂનના જમણી બાજુના ખિસ્સામાંથી ચાવી નીકળશે.'

જ્વાલાએ અફસરના ખિસ્સામાંથી ચાવી કાઢીને લાખન તરફ ફેંકી. લાખને જેલનો દરવાજો ઉઘાડ્યો. હાથપગમાં બેડી સાથે લાલસિંહ બહાર નીકળીને લાખનને ભેટી પડ્યો : 'શાબાશ, ઠાકુર !'

બસ, પછી દસ જ મિનિટમાં દસ ચોકીદારો, તેના અફસર અને ટ્રકના ડ્રાઇવરને લૉક-અપમાં પૂરી, એમનાં હથિયારો ટ્રકમાં નાખી બધા ત્યાંથી નીકળી ગયા.



## પાંચ

લાલસિંહને મિલિટરી લૉક-અપમાંથી છોડાવી વિજયની મગરૂબી સાથે લાખન ચંબલની કોતરોમાં પાછો ફર્યો તો ખરો, પણ અભિલાષસિંહનું ઊતરી ગયેલું મોં જોઈને તેનો જુસ્સો ગુસ્સામાં પલટાઈ ગયો : 'શું થયું ?'

અભિલાષની જેમ બીજા સાથીઓ પણ ગરદન ઝુકાવીને ઊભા હતા. લાખનની લાલ આંખો દરેક સાથી પર ફરી વળી. તેમાં હરવિલાસની ગેરહાજરી નજરે ચડતાં જ તેના ચહેરાએ કરડાકી ધારણ કરી : 'ક્યાં ગયો હરવિલાસ ?'

એની ત્રાડ સાંભળીને થથરી ગયો અભિલાષ... જવાબ આપવાના હોશકોશ રહ્યા નહીં.

તેની ખામોશીએ લાખનને વધુ વિફરાવ્યો. એની મુઠ્ઠીઓ ભીંસાવા લાગી, દાંત પિસાવા માંડ્યા, જડબાં તંગ થયા અને ઉશ્કેરાટ ઠાલવવાનો બીજો કોઈ રસ્તો ન દેખાયો ત્યારે ઊછળીને તેણે અભિલાષના ગાલ પર લપડાક ઝીંકી : 'ભાગી ગયો ને એ ?'

કાચાપોચાના દાંત તોડી નાખે એવા જોરદાર તમાચાએ અભિલાષનો ગાલ લાલચોળ કરી દીધો. બીજા બધા લાખનના ખોફને શ્વાસ રોકીને જોઈ રહ્યા, પણ લાલસિંહ બોલ્યા વિના રહી ન શક્યો : 'ઠાકુર, શી બાબત છે ? કોણ નાસી ગયું ?'

બીજા કોઈએ આવા વખતે પૂછ્યું હોત તો લાખન તેનું મોં તોડી લેત... પણ લાલસિંહ તો હજુ ટોળીમાં પહેલો પગ મૂકતો હતો. ગુસ્સો ગળી જતો હોય તેમ લાખને થૂંક ગળે ઉતાર્યું :

'યાર, એક સાથી ગદ્દારી કરવા માટે ચટપટતો હતો. નીકળતી વખતે હું આ બેવકૂફને

સાવધ રહેવા કહી ગયેલો, છતાંય પેલો છટકી ગયો... અને હવે ધોયેલા મૂળા જેવું મોં કરીને ઊભો છે. સાલો પાછો મોંમાંથી ફાટતો નથી... ક્યારે ગયો, ક્યાં ગયો એમ ભસી મરતો નથી.'

લાખનનો રોષ વધુ ભભૂકી ઊઠશે તો બીજા ગાલે પણ એનાં આંગળાંની છાપ ઊઠી આવશે એ બીકે અભિલાષે નીચી મૂંડી રાખી કહેવા માંડ્યું :

'સવારથી સાંજ સુધી તો મેં એના પર ચાંપતી નજર રાખેલી. સાંજકના હું ગામમાં આંટો મારવા ગયો. દુલ્લા, મોતી, બિહાર અને રણજિતને તેના જાપ્તામાં મૂકી ગયો હતો.'

'અને હરવિલાસ ચારેયની નજર ચુકાવી સરકી ગયો...?' લાખન તાડૂકી ઊઠ્યો.

'ના, ઠાકુર !' અભિલાષનો અવાજ કાંપવા લાગ્યો : 'હરવિલાસ એ ચારેયને લઈ નાસી ગયો !'

'શું કહ્યું !' લાખનને જાળ લાગી : 'એણે બીજા ચારને ફોડ્યા ? એ ગદ્દારની હું ખાલ ઉતારી નાખીશ ! એના એવા હાલ કરીશ કે ફરી ક્યારેય મારી ટોળીમાંથી અલગ થવાનું કોઈ નામ નહીં લે !'

પણ લાખનને તેનો વધતો જતો રોષ એ જ ઘડીએ ઠાલવવો હતો : 'અભિલાષ, તારે ગામમાં જવાની શી જરૂર પડી ? ક્યાં ગયો'તો ? ક્યારે આવ્યો'તો ?'

બધાની વચ્ચે લાખને આ સવાલ કર્યો તેથી અભિલાષની પાંપણો ઝબકીને ઊંચી થઈ. સામે ઊભેલા લાખનનું વિકારળ સ્વરૂપ જોઈને તેને ત્યાંથી નાસી છૂટવાનું મન થયું. પણ લાખનના બીજા તમાચાથી એ ભાંગી પડ્યો. આંખમાં ધસી આવેલાં આંસુ છુપાવવા માટે બન્ને હાથે મોં ઢાંકી દઈ બેસી ગયો.

વફાદાર નોકર પર વધુપડતો હાથ ઉપાડવા માટે લાખનનેય લાગી આવ્યું. હરવિલાસની દાઝ તેણે આના પર નહોતી ઉતારવી જોઈતી.

'ઊઠ, હવે ઊભો થા, અભિ !' લાખને લાગણીભર્યો ઠપકો આપ્યો : 'આજે લાલસિંહને છોડાવી લાવ્યા ત્યારે ખુશાલી મનાવવાને બદલે આમ ઠૂઠવો મૂકવા ક્યાં બેઠો ?' પણ દિલનો ખટકો જબાન પર આવ્યા વિના રહ્યો નહીં : 'એ વિલાસિયાને હું જોઈ લઈશ.'

અને લાલસિંહના આગમનની ખુશાલીમાં ખરેખર લાખને વાતાવરણમાં રંગ લાવી દીધો. એક રૂપાળા જુવાનને ઓરતનાં કપડાં પહેરાવી નચાવ્યો. લાલસિંહે એના આશકનો પાઠ ભજવી ગાણું ગાયું. કોઈએ શાયરી સંભળાવી, કોઈએ કવ્વાલી ગાઈ, તો બે-ચાર જણાએ દુહા લલકાર્યા. મિલિટરીવાળાની જેમ ઉજાણી કરવાનું લાલસિંહે ડાકુઓને શીખવ્યું.

આમ આવતાંવેંત લાલસિંહે તેનું સ્થાન જમાવી દીધું. નિશાનબાજીમાં એ ભારે પાવરધો હતો. મિલિટરીમાં પણ નવા ભરતી થનારા ઘણાને બંદૂક ચલાવતાં તેણે શીખવેલું, એટલે લાખને તેને પહેલી કામગીરી એ સોંપી : 'આપણા સાથીઓને ઊડતાં પંખી પાડતાં શીખવી દે તું.'

'એમાં તમારે કહેવું નહીં પડે, ઠાકુર !' લાલસિંહના મનમાં એક લુચ્ચાઈ રમતી હતી તે પણ તેણે જણાવી દીધી : 'છતાં એક વાત કહું, જેને જેટલું શીખવવા જેવું લાગે એટલું જ શીખવવું જોઈએ એમ હું માનું છું.'

'એટલે ?'

'સાથીઓ બધા જિંદગીભરની વફાદારી લખાવીને નથી આવ્યા હોતા, ઠાકુર... જુઓ ને પેલો હરવિલાસ ચાર જણાને લઈને જુદો થઈ ગયો ને ?' આટલું સાંભળતાં જ લાખન ટટ્ટાર થઈ ગયો તે લાલસિંહના ધ્યાન બહાર ગયું નહીં. તેણે ઝડપથી ઉમેર્યું : 'એટલે હું કહેતો હતો કે વફાદાર અને લાયકને પૂરી વિદ્યા શીખવવી અને બીજાઓને ખપ પૂરતું આવડે એટલે બસ.'

લાખન ઝીણી આંખો કરીને લાલસિંહ સામે જોઈ રહ્યો. એણે જે કહ્યું તે સાવ કાઢી નાખવા જેવું ન લાગ્યું... બહુ પાવરધો સાથી અલગ થઈ જાય છે ત્યારે એની ખોટ પૂરવાનું મુશ્કેલ બને છે. કલ્લો પૂતલી સાથે જોડાઈ ગયો ત્યારે એને કેવું આકરું લાગ્યું હતું ? ફોજદારસિંહે પોલીસમાં ભળી જવાની પેરવી કરી એટલે એને ઠાર કરી નાખ્યો, છતાં પણ એક કાબેલ માણસને ગુમાવ્યાનો વસવસો તો જરૂર થયેલો.

'ગમે તે કહે, લાલસિંહ, એક વાર ટોળીમાં જોડાયા પછી માણસ અલગ થાય એ વાત મને મંજૂર નથી.'

'અમારા મિલિટરીવાળા પણ એમ જ માને છે.' લાલસિંહે વાત આગળ વધારવા કહ્યું : 'ત્યાં ભરતી થયા બાદ તમે ''નથી રમતા'' કહીને પાછા ફરી ન શકો. એ ગુનો ગણાય છે !'

'અને આપણે ત્યાં એ ગદ્દારી લેખાય છે.' લાખન આવેશમાં બોલી ગયો : 'હરવિલાસ એવો કાબેલ નહોતો. એ ટોળીમાં હોય કે ન હોય તેનાથી મને કોઈ ફરક પડવાનો નથી... છતાં મારે મન તો એ પોલીસ કરતાંય વધુ કટ્ટર દુશ્મન બની ગયો.'

લાલસિંહને કહેવાનું મન થયું : લાખન, તું પણ એક વાર માનસિંહની ટોળીમાં જોડાઈને જુદો થયો છે ને... અને હું પણ તારી સાથે જોડાઈને કાલે જુદો નહીં થાઉં તેની કોને ખબર છે ?

*

અષાઢ ઊતર્યો અને શ્રાવણ બેઠો. બળેવ નજીક આવતી હતી. સોનચિરૈયા પાસે રાખડી બંધાવવા માટેનું ઠેકાણું નક્કી કરવાનું હતું. આ વખતે પોતાના ગામે જવું એવો એક વિચાર આવી ગયો લાખનને... પણ નાગરામાં પોલીસે ભારે જમાવટ કરી હતી. રઘુવીરસિંહને તેની હવેલી ખાલી કરીને પોલીસને સોંપી દીધી હતી. પોલીસ-ઉપરી રૂસ્તમજીએ આખી પલટનને ત્યાં બેસાડી દીધેલી. રાખી માટે ત્યાં જવાનું મુનાસિબ ન લાગ્યું. ના, પોલીસની અથડામણનો તેને ડર નહોતો. દશેરાને દિવસે તે સામે ચાલીને જવાનો જ હતો, પછી બળેવમાં ત્યાં શું કરવા જવું ? નાગરાના લોકોનો દશેરાનો ઉત્સવ તો તેણે છીનવી લીધેલો, હવે બળેવ કાં બગાડવી એમની ?

વૃદ્ધ માને મળવા ઘણા વખતથી જવાયું નહોતું. હમણાં તે મોટા ભાઈ સાથે નાગરામાં રહેતી હતી. ઘણી વાર કહેણ આવતાં : 'લાખનસિંહ, મા તને જોવા તલસે છે પણ બોલાવવાની હા પાડતા નથી. કહે છે કે અહીં આવે અને પોલીસ તેને આંતરે તો મારી આંતરડી કકળે...'

લાખનને ક્યારેક બીમાર બૈરી યાદ આવી જતી ! સ્ત્રીનું સુખ લાખનના નસીબમાં લખાયું નહોતું. પરણ્યો ત્યારથી પત્ની બીમાર જ રહી. સ્ત્રી-પુરુષ વચ્ચે પહેલેથી જે માયા બંધાવી જોઈએ તે બંધાઈ નહીં અને બહારવટે ચડ્યા પછી તો સંજોગો જ બદલાઈ ગયા. એક ઓરત સાથે શાદી થઈ છે એટલું જ યાદ રહ્યું તેને... કોઈક વાર અકબરપુરા ગામમાં આંટો મારીને ખબરઅંતર પૂછી આવતો.

બળેવ આવી અને લાખનને ઘર યાદ આવ્યું, સગાં યાદ આવ્યાં, કઠોર દિલમાં કૂણી લાગણીઓ ઊભરાઈ આવી. પછી મન મક્કમ કર્યું : ના, નાગરા નથી જવું. પંઢરી જઈને સોનચિરૈયા પાસે રાખડી બંધાવી લઈશ. આગલી રાતે પહોંચી જઈશ. સવારે બહેનને પસલી આપી પાછો ફરી જઈશ...

પંઢરીની સાથે હરવિલાસ યાદ આવ્યો. બે મહિના થયા છતાં પોતે એને હાથ કરી શક્યો નહોતો. બાતમીદાર ખબર લાવતા : હરવિલાસ નાની નાની ધાડો પાડે છે અને મોજ કરે છે. વખત જતાં ટોળી જમાવી દેશે.

લાખનને આ ખબર ખટકતા. જોકે તેણે માનેલું તેમ હરવિલાસ ટોળીમાંથી છૂટો થઈ પોલીસને શરણે નહોતો ગયો, છતાં હરવિલાસ વહેલો-મોડો પોલીસના સકંજામાં આવી જશે ત્યારે પોતાનાં ઠામ-ઠેકાણાં અને આશ્રિતો-બાતમીદારો વિષે પોલીસને જાણ કરી દે એવો ડર રહેતો હતો. લાખનને એકાએક યાદ આવ્યું કે હરવિલાસ પણ પંઢરીનો છે. ત્યાં એનો વૃદ્ધ આંધળો બાપ રહે છે. પંઢરી જવું છે તો પછી એને શું કામ ન મળતો આવું ? બાપને એક ધમકી આપીશ એટલે બેટો પગે પડતો આવશે. પછી હરવિલાસને હું છઠ્ઠીનું દૂધ યાદ કરાવી દઈશ !

*

શ્રાવણનાં સરવડાં પંઢરી ગામનાં ખોરડાંના નળિયાં ભીંજવીને ભાગી ગયાં હતાં. સુદ ચૌદશનો ચાંદો વાદળોના ઘેરામાંથી છુટકારો પામી હરખાતો હતો. ખીલતી ચાંદનીને સૂરજનું અજવાળું માની ઘુવડો, હજુ રાત પડવાની બાકી છે એવા ભ્રમમાં આંખો મીંચીને બેઠાં હતાં. સંતાકૂકડી રમતાં બાળકોની માફક પવન વારેવારે સંતાઈ જતો હતો.

બીજા દિવસે બળેવ હોવા છતાં દર વરસની જેમ આ વખતે લાખનને રોકવા ગામમાં પોલીસનો જાપ્તો ગોઠવાયો નહોતો. કહે છે કે ગામના કેટલાક આગળપડતા રાજપૂતોએ પોલીસખાતાને સમજાવ્યું હતું કે લાખન અહીં રાખડી બંધાવીને કોઈ હરકત કર્યા વિના ચાલ્યો જાય છે... પોલીસના જાપ્તાથી ગામલોકોને ઉચાટ રહે, ધિંગાણું થાય તો ગામનું કોઈક હડફેટમાં આવી જાય... એટલે લાખનને ઝડપવા માટે પોલીસ બંદોબસ્ત ન ગોઠવો તો સારું... એમના

કહેવાથી હોય કે પછી એકાદ વરસ જાપ્તો ન રાખી લાખનને છેતરવા માટેનો દેખાવ કરવો હોય, પણ પોલીસપહેરો નહોતો એ વાત નક્કી હતી.

સોનચિરૈયાના ઘર પછવાડેની બારી પર બે ટકોરા થયા. સોન જાગતી જ હતી : 'કોણ ?' એમ હળવેકથી પૂછ્યું. તેના જવાબમાં ત્રણ ટકોરા પડ્યા એટલે ઝટપટ ઊઠી. ફાનસની વાટ તેજ કરીને બારીની સાંકળ ઉઘાડી. ઠંડા પવનનું એક ઝાપટું અંદર ધસી આવ્યું. તેની પાછળ લાખન દાખલ થયો.

'ભૈયા !' કહેતી સોન લાખનને ભેટી પડી. ભાઈએ બહેનને હેતથી સીનામાં દાબી દીધી. એક રીતે બંને સમદુખિયાં હતાં. લાખનને સ્ત્રીનું સુખ સાંપડ્યું નહોતું અને સોનચિરૈયાને તેના મરદ માટે બહુ પ્યાર ઊભરાતો નહીં ! એટલે જ ભાઈ-બહેનનાં નાનપણનાં હેત મોટાં થયા બાદ ઘટવાને બદલે વધતાં ગયાં હતાં !

'સોન, હું સવારે નીકળી જવાનો છું.'

'કેમ, હવે મારા ભાઈને પોલીસની બીક લાગવા માંડી ?' લાખનને ચીડવવામાં સોનને મજા પડતી.

લાખને તેનો કાન પકડ્યો : 'આમ તો ગામ-આખામાં લાખનભૈયાનું નામ લઈને જમીનથી બે વેંત ઊંચી ચાલે છે અને મારી સામે એમ કહે છે કે પોલીસની બીક લાગવા માંડી ? આ ફેરા પોલીસનો જાપતો નથી એ હું જાણું છું હોં !'

'પણ તું વહેવાર વદાડવા આમ આવીને ઊભોઊભો પાછો ફરી જા તે નહીં ચાલે.'

'લ્યો આ બેઠો !' લાખને બંદૂક આઘી કરી ખાટલામાં આડા પડતાં કહ્યું : 'ઊભાંઊભાં પાછા ફરી જવાનું કહીશ તોપણ જવાનો નથી... પહેલાં એક કપ સારી ચા પિવડાવી દે, પછી જરા ગામમાં આંટો મારવો છે.'

'ગામમાં !' સોનચિરૈયાને નવાઈ લાગી. પણ સીધી રીતે પૂછવાનો એનો સ્વભાવ જ નહોતો. વરસમાં એકાદ વાર મળતા ભાઈને પજવવામાં ઔર મજા પડતી એને.

'તેં ગામમાં કોઈ સગી રાખી છે કે શું ?'

આખાબોલી બહેનનું આમ પૂછવું લાખનને જરાય અજુગતું ન લાગ્યું, છતાં તે સોનની જેમ મજાક પણ ન કરી શક્યો : 'સગીમાં તો મા-જણી તું એક જ સગી છે.'

'તો પછી આંટો મારવા શીદ જવું છે ?' સોને ચૂલામાં બળતણ ગોઠવતાં પૂછ્યું : 'કે પછી પસલી લાવવાનું ભૂલી ગયો છે એટલે કોઈને ત્યાં ધાડ પાડવા જવું છે ?'

'સવારથી તને પસલી જ યાદ આવે ને ?' લાખને મજાકના ઢંગમાં બોલવા પ્રયાસ કર્યો, પણ ફરી અવાજ ગંભીર બની ગયો : 'મારે પેલા હરવિલાસના બાપને મળવા જવું છે.'

હવે સોન સમજી ગઈ. તે જાણતી હતી કે હરવિલાસ લાખનથી જુદો થયો છે. કોઈ-

કોઈ વાર એના આંધળા બાપને છાનોમાનો મળવા ગામમાં આવી જાય છે એવી વાત પણ કાને આવતી. તો શું લાખન હરવિલાસનો બદલો એના બાપ સામે લેવા માગે છે ?

'ભાઈ, તારા મામલામાં માથું મારવું સારું નહીં, છતાં એક વાત પૂછું છું.' તેણે ચૂલા પર ચાનું પાણી ચડાવ્યું, બે ચપટી ખાંડનું બૂરું નાખ્યું પછી કહ્યું : 'દીકરાનો બદલો બાપ પાસેથી તો વસૂલ નથી કરવો ને ?'

લાખન સડાક કરતો બેઠો થઈ ગયો. સોન આમ શું કામ પૂછે છે ? શું હરવિલાસનો બાપ દુર્લભસિંહ અંધ છે એટલે હમદર્દી જાગી હશે ? ભાઈ-બહેનની નજરો મળી. લાખનથી અધકચરું હસી જવાયું :

'અરે, ગાંડી, એના બાપને મારવાથી મારું શું વળવાનું છે ? મને તો એ આંધળાની દયા આવે છે, એટલે ચેતવવા જાઉં છું !'

'અને એ તને બે આકરાં વેણ કહેશે તો ?' સોને ચાના ઊકળતા પાણીમાં દૂધ રેડ્યું : 'તું એ સાંખી શકીશ ?'

'શું એનો બાપ એવો મિજાજી છે ?'

'ના ! આમ તો રાંક છે, છતાં પણ રાજપૂત ખરો ને ?'

'ખરો રજપૂત હશે તો એના બેટાએ મારી સાથે કરેલી ગદ્દારીનો રંજ તેને પણ થવો જોઈએ !'

છાલિયામાં ચા રેડતી સોનના હાથ જરા અટક્યા. કોણ જાણે કેમ પણ લાખન ગામમાં જાય તે એને રુચતું નહોતું. તેના મનમાંથી એ ઇરાદો કાઢી નાખવાની તેણે કોશિશ કરી : 'હરવિલાસના બાપને તારે જે કહેવું હોય તે મને કહી દે, એના કાને વાત પહોંચાડી દઈશ.'

'હવે તું મારા મામલામાં માથું મારવા માગે છે, એમ ને ?' લાખને ચાનું છાલિયું હાથમાં લઈ ફૂંક મારતાં કહ્યું : 'તારો ઉચાટ હું સમજું છું. બળેવના તહેવારે મારા હાથે એક આંધળાની હત્યા થશે એવું મનમાં હોય તો કાઢી નાખજે... મરેલાને મારવામાં મને રસ નથી.'

અને લાખન ચા પી લઈને શરીર ફરતો કામળો વીંટી બહાર નીકળી ગયો. સોનચિરૈયા તેને એટલું જ કહી શકી : 'બહુ વાર ન લગાડતો... આપણે હજી ઘરની ઘણી વાતો કરવાની છે.'

*

'કોણ ?'

દુર્લભસિંહનો ધીમો છતાં રણકતો અવાજ સંભળાયો. લાખને ફરી સાંકળ ખખડાવી ત્યારે ઉમળકાભેર અવાજ મળ્યો : 'ઉઘાડું છું...'

લાખન સમજી ગયો કે દીકરો આવ્યો છે એમ આંધળો બાપ માની બેઠો છે. એ સિવાય અવાજમાં આવો રણકો ન હોય. એણે પોતાની પિછાણ જલદી ન આપવાનું નક્કી કર્યું.

હરખાતા ભાવ સાથે દુર્લભસિંહે બારણાં ઉઘાડ્યાં : 'આવી જા અંદર.' એમ કહીને તેણે અંદર આવવા માટે રસ્તો કરી આપ્યો. લાખને ચૂપચાપ ઉંબરો ઓળંગી જઈ બારણાં વાસી દીધાં. ચાંદીનીનો પ્રકાશ રોકાઈ જતાં ઘરમાં ફરી અંધકાર છવાઈ ગયો. લાખનને હવે સમજાયું કે આંધળા માણસને ફાનસ જલતું રાખવાની જરૂર નથી હોતી. તેણે પહેરણના ખિસ્સામાં હાથ નાખી બાકસ કાઢ્યું અને દીવાસળી પેટાવી.

પ્રકાશના એ ઝબકારામાં તેણે દુર્લભસિંહને ધારીને જોઈ લીધો.

'વિલાસ ?' દુર્લભનો અવાજ સાંભળીને બહાદુર લાખનના હાથ સહેજ ધ્રૂજ્યા. અર્ધી સળગેલી દીવાસળી બુઝાઈ ગઈ.

'કેમ આજે મૂંગો ઊભો છે ?' બાપે દીકરાને સ્પર્શ કરવા હાથ લંબાવ્યા ત્યારે લાખનને પાછળ હઠી જવું પડ્યું. વધુ ખસવા જતાં છત પર ટિંગાતું ફાનસ તેના માથે અફળાયું.

'આજ તું મારાથી દૂર કેમ ભાગે છે, વિલાસ બેટા !'

લાખને જવાબ આપ્યા વિના ફરી દીવાસળી સળગાવી ફાનસ પેટાવ્યું. આ ક્રિયા ન જોઈ શક્યા છતાં દુર્લભસિંહ ફાનસ સળગાવ્યું છે એમ સમજી ગયો : 'આ પહેલાં તો અંધારું બાપ-બેટા વચ્ચે ક્યારેય આવ્યું નહોતું, વિલાસ !'

લાખને અજવાળામાં ફરી દુર્લભનો ચહેરો જોયો. પોતાની ખામોશીથી એ અંધને કંઈક વહેમ પડ્યો હોય એવો ભાવપલટો દેખાયો, સાથે આંચકો લાગે એવા બોલ પણ સંભળાયા :

'તું વિલાસ નથી ને ?' દુર્લભસિંહ સહેજ અથરો થઈને પૂછતો હતો : 'પગલાં પરથી જ મને વહેમ ગયેલો કે કોક મારા અંધાપાનો લાભ ઉઠાવી રહ્યું છે !'

'ના, હું હરવિલાસ નથી !' લાખન ખામોશી ટકાવી ન શક્યો. બૂઢાની પરખશક્તિ પર તેને અચરજ થયું. વધારે પરીક્ષા કરતો હોય તેમ પૂછ્યું : 'હું કોણ છું તે ઓળખી કાઢ !'

અને દુર્લભસિંહનો ચહેરો તંગ થયો.

'તું જે હોય તે... જોયા વગર હું એટલું કહી શકું છું કે જુવાન છો, છતાં બુઝુર્ગની અદબ રાખતાં તને નથી આવડતું !'

લાખનને એ આકરું લાગ્યું. જાન છુપાવવાને બદલે હવે પોતાનું નામ આપી દઈ તેને ભડકાવી દેવા માટે એ હસ્યો. જરા મોટેથી હસવા ગયો પણ યાદ આવ્યું કે પોતાની હાજરીની બીજાને જાણ થઈ જશે.

'જુવાન ! તું મારા બુઢાપા ઉપર હસે છે કે અંધાપા ઉપર !' દુર્લભસિંહના સવાલે લાખનના હાસ્યને અધવચ્ચે જ રોકી પાડ્યું : સોનચિરૈયા સાચું જ કહેતી હતી – એ રાંક છે છતાં ખુમારીવાળો છે... પણ લાખનનું નામ સાંભળ્યા પછી એની જીભ સિવાઈ જવાની.

'દુર્લભસિંહ, હું જેના પર હસું તેને રડાવી પણ શકું છું. મને ઓળખવામાં તેં બહુ વાર લગાડી... તારી સામે ઠાકુર લાખનસિંહ ઊભો છે !'

'લાખન !' દુર્લભસિંહના ચહેરા પર અચરજ લિપાઈ ગયું, પણ લાખને ધારી હતી એવી અસર થઈ નહીં. ઊલટાનું આ વૃદ્ધે તેના નામમાંથી ઠાકુર અને સિંહ બંને હઠાવી દીધાં તે એને હાડોહાડ લાગી આવ્યું : 'દુર્લભ, આજ લગી કોઈએ મને લાખનના તોછડા નામે બોલાવ્યો નથી.'

દુર્લભસિંહ લુખ્ખું હસ્યો : 'કારણ કે લોકો તારાથી ડરે છે. તારી ઇજ્જત કરનારાઓ ભયના માર્યા તને માન આપે છે !'

લાખનને તેના બોલમાં તુમાખીની ગંધ વરતાઈ. આ બૂઢો આમ સીધો નહીં ચાલે... તેણે હળવેકથી બંદૂકની નાળ દુર્લભસિંહના ખભા પર ટેકવી દીધી.

એક આછેરી ધ્રુજારી દુર્લભના ખભા પર ફરકી ગઈ, પણ બીજી ઘડીએ તે પહેલાં જેવો જ સ્વસ્થ બની ગયો. તેણે બંદૂકની નાળ હઠાવવાની કોશિશ કર્યા વિના જ કહ્યું : 'લાખન, હું જાણું છું તું શું કામ મારે ઘેર આવ્યો... ભલે ગમે તે કારણસર તારે આવવાનું થયું હોય, છતાં તું મારો મહેમાન છે.'

'મહેમાન નહીં પણ દુશ્મન છું !' લાખને કરડાકીથી કહ્યું : 'તારા દીકરાએ મારી દુશ્મની વહેરી લીધી છે.'

દુર્લભની જીભ સુકાવા લાગી. આંધળા બાપને એકના એક દીકરાની ફિકર થઈ આવી : 'લાખન, દીકરા સાથે દુશ્મની છે એટલે બાપને પણ દુશ્મન માનવાની જરૂર નથી.'

'હું ઉપદેશ સાંભળવા નથી આવ્યો.' લાખને કંટાળા સાથે કહ્યું : 'મારે જેની સાથે દુશ્મની થાય છે તેનું આખું ખાનદાન દુશ્મનીનો ભોગ બને છે. નાગરાના રઘુવીરને જઈને પૂછી જો.'

'પણ હું દુશ્મનીમાં નહીં, દયામાં માનું છું.' દુર્લભસિંહનો અવાજ ગળગળો થઈ ગયો. લાખને માન્યું કે ડોસાની ખુમારી પીગળવા લાગી છે. તેણે વધારે રુઆબ છાંટ્યો : 'દયા જોઈતી હોય તો હરવિલાસને કહે કે મારી પાસે આવીને તેની ગદ્દારી માટે માફી માગી જાય !'

દુર્લભને આંચકો લાગ્યો. તેણે ઝાટકા સાથે ખભા પરથી લાખનની બંદૂક હટાવી દીધી : 'ભગવાન સિવાય કોઈની પાસે મેં દયા માગી નથી, લાખન ! મારા દીકરાને તું ગદ્દાર કહે છે, પણ એણે તારી સાથે ગદ્દારી કરી હોત તો કદાચ તું ક્યારનો પોલીસના સકંજામાં સપડાઈ ચૂક્યો હોત...!'

'જબાન સંભાળ, બૂઢા !'

'જુવાન, તું મોટેથી બોલીને ગામ જગાડી રહ્યો છે. અવાજ પર કાબૂ રાખ.'

અને લાખનનો ક્રોધ ભભૂકી ઊઠ્યો. દુર્લભસિંહનાં બંને જડબાં પર તેણે અડબોથ લગાવી દીધી. થપાટના મારથી અંધ બૂઢાના કાનમાં તમરાં બોલવા માંડ્યાં. લાખનને ઘડીક તો થયું, આની છાતીમાં ગોળી ધરબી દઉં... પણ સોનચિરૈયાને કહીને આવ્યો હતો કે બળેવ

બગાડીશ નહીં... બીજો એક ક્રૂર વિચાર પણ ઝબકી ગયો. આની ખુમારીનો બરાબરનો બદલો આપવો જોઈએ. એમ સહેલાઈથી તેને મારી નાખવામાં મજા નહીં પડે. લાખને જવા માટે પગ ઉપાડ્યો, વચ્ચે ઊભેલા દુર્લભસિંહને હડસેલો મારી ભોંય પર પછાડ્યો, પછી પડેલાને પાટુ મારતો હોય તેમ ધમકી આપતો ગયો : 'યાદ રાખજે, તારો દીકરો આવતી દિવાળી નહીં દેખે... તારી સામે જ હું એની લાશ ઢાળી દઈશ !'

ખાટલાના પાયા સાથે અફળાવાથી દુર્લભસિંહના કપાળના ખૂણામાં લોહી વહેવા લાગ્યું હતું. લોહીનો રેલો આંખ પર દડીને આંસુ સાથે ભળી ગયો છતાં ન તો તેણે લોહી લૂછ્યું કે ન આંસુ લૂછ્યાં. તેના દિમાગમાં ત્યારે લાખનની ધમકી ઘૂમરી લેતી હતી : તારો દીકરો દિવાળી નહીં દેખે !

*

હરવિલાસ લાખનનો અજંપો બની ગયો. બદલો... બદલો... બદલો ! હૃદયના દરેક ધબકારામાં તેને આ જ શબ્દ સંભળાતો. હરવિલાસ જેવો એક મામૂલી સાથી અલગ થયો તેમાં તેણે આટલો સંતાપ કરવાની જરૂર નહોતી. એ બિચારો નાની ધાડ પાડીને તેનો 'વેપાર' ચલાવતો હતો. લાખનની આડે આવતો નહીં કે લાખનની વિરુદ્ધ હરફ ઉચ્ચારતો નહીં. ગદ્દારી કહેવાય તેવી કોઈ હરકત તેણે કરી નહોતી, છતાં લાખનના કાળજે તે શૂળની જેમ ભોંકાતો હતો, કારણ કે તેમાં લાખનનું અહં ઘવાયું હતું. એ ઘાવ પર હરવિલાસના બાપે મીઠું ભભરાવ્યું એટલે પીડા વધી ગઈ. આપેલી ધમકી સાચી પાડવામાં તે બહાદુરી સમજતો હતો. માત્ર પોલીસ કે પ્રજા નહીં, પણ પોતાના સાથીઓ સુધ્ધાં ધાકમાં રહેવા જોઈએ; હંમેશાં એમના પર પોતાની કરડાકી તોળાતી રહેવી જોઈએ એમ તે માનવા લાગ્યો હતો. એટલે જ હરવિલાસને દિવાળી નહીં દેખવા દેવા માટે તે જીદે ચડ્યો હતો.

'એને કહેવડાવી દો કે લાખનસિંહ વીફર્યો છે. ટોળી છોડી જવા માટે માફી માગો, પગે પડો, નહીંતર આ શ્રાવણ ઊતર્યો એટલી જ વાર છે. ભાદરવામાં મારા ભરડામાં તમે ભીંસાઈ જશો !'

બાતમીદારે હરવિલાસના કાને ધમકી પહોંચાડી. લાખનની ચેતવણી એટલે મોતનું નોતરું... અલગ પડેલા સાથીઓ એ બરાબર સમજતા હતા, એટલે જ તો જુદા થયા પછી લાખનથી બાર ગાઉ છેટે રહેતા. તેની આડે ન ઊતરતા. છતાં પણ લાખન વીફર્યો એટલે મૂંઝાયા. શ્રાવણના હવે દસ જ દિવસ રહ્યા હતા. મહેતલ ટૂંકી હતી. વિમાસણ વસમી હતી.

'લાખન સાથે વેર બાંધવામાં સાર નહીં.' હરવિલાસના સાથી દુલ્લાએ બોદો અભિપ્રાય આપ્યો : 'માફી માગીને જાન વહાલો કરી લેવો.'

'દુલ્લા ! તું લાખનને ઓળખતો નથી.' હરવિલાસે દલીલ કરી : 'એ માફી આપવા જેટલો ઉદાર થઈ શકતો નથી. તેના પગે પડીને પણ જાન જ ગુમાવવાનો છે. આપણે શું કરવું તે

બધા ભેગા મળીને જ નક્કી કરીએ. આપસમાં ઝઘડવાથી મોત વહેલું આવશે. લાખનની માફી માગવાની તરફેણમાં હોય તે હાથ ઊંચો કરે !'

દુલ્લો તો હાથ ઊંચો કરવાને બદલે આખેઆખો ઊભો થઈ ગયો ! બાકીના પાંચે જણાએ તેની સામે આંખો ઊંચી કરી ત્યારે એ લજવાયો.

'હું તો એકી જવા માટે ઊભો થયો છું.' કહીને ચોરણીનું નાડું છોડતો એ આઘે ગયો. હરવિલાસને તેની હાલત પર હસવું આવ્યું તેમ ગુસ્સો પણ ચડ્યો : આવા બાયલાને સાથે લઈને નકામો વેંઢાર્યો...

દુલ્લાની ગેરહાજરીમાં પાંચે મસલત કરવા મંડ્યા. એક જણાએ શંકા કરી : 'આપણે હવે દુલ્લા પર નજર રાખવી જોઈએ.'

હરવિલાસે પાછળ જોયું તો દુલ્લો નજીકની ભેખડ પાછળ ઉભડક બેઠો હતો.

'દુલ્લો આવો બીકણ છે તો આપણે એને ધમકાવીને વશમાં રાખી શકશું.' હરવિલાસે ધીમેથી ગુસપુસ કરી : 'હમણાં આપણે લાખનની ધમકી પર વિચાર કરવાનું કહીને વાત પડતી મૂકીએ.'

પણ દુલ્લો એ જ રાતે છટકીને ભાગી ગયો. ત્રણ દિવસની રઝળપાટ પછી લાખનના પગમાં માથું મૂકીને પોક મૂકી : 'પેલા લોકો તમારી સામે પડવા માગે છે, પણ મારું એ ગજું નહીં. મને કમતિ સૂઝી તે હું તમારો આશરો છોડીને ગયો... હવે માફ કરીને મને પાછો રાખી લો, ઠાકુર !'

'એક શરતે રાખું.' લાખને સોદો કર્યો : 'હરવિલાસને હાથ કરવામાં તારે આંગળી ચીંધવી પડશે, નહીંતર રાખીશ નહીં અને જીવતો પાછો પણ ફરવા દઈશ નહીં !'

'ભલે, બાપા !' દુલ્લો પાણીમાં બેસી ગયો : 'તમે કહો તેમ આ ગુલામ કરવા તૈયાર છે.'

અને દુલ્લાના આંગળી-ચિંધામણામાં હરવિલાસનું મોત નક્કી થઈ ગયું. આઠમને જ દિવસે ઝડપાઈ ગયો હરવિલાસ !

*

'એલા રાજપૂતનો બચ્ચો થઈને ખૂટલ નીકળ્યો !' લાખન હથિયાર વિનાના હરવિલાસ પર જુલમ ગુજારવા મંડ્યો : 'હળદરને ગાંઠિયે ગાંધી ન થવાય અને બંદૂક પકડતાં આવડે એટલે ડાકુ ન થઈ શકાય, સમજ્યો !'

હરવિલાસ ખામોશ રહ્યો તેમ લાખન વધુ ખિજાયો. બધાની વચ્ચોવચ લાખને તેને લાતો ફટકારવા માંડી : 'લાખનસિંહની ટોળી છોડી જવાની સજા બહુ વસમી હોય છે, બેવકૂફ !'

પેટમાં લાત વાગવાથી બેવડ વળી ગયેલા હરવિલાસે હાંફતાં હાંફતાં કહ્યું : 'ઠાકુર !

રાજપૂત છો તો રાજપૂતની રીતે સજા કરો. તારી એક જ કારતૂસ બસ થઈ પડશે મારો જાન લેવા માટે !'

'સાલા બેશરમ !' ઊછળીને લાખને તેના મોં પર મુક્કો ઝીંક્યો. તેના હોઠના ખૂણામાં ચીરો પડ્યો. હરવિલાસથી એક ચીસ થઈ ગઈ : 'ઓ બાપ રે !'

'હવે બાપ યાદ આવ્યો !' લાખને વાંકા વળી ગયેલા હરવિલાસના બરડા પર બંદૂકનો કુંદો ફટકાર્યો : 'તું એમ માને છે કે તારો જાન લેવા માટે હું મારી કારતૂસ બગાડીશ ? બચ્ચા ! તને હું એટલી આસાનીથી મરવા પણ નહીં દઉં.'

માર મારીને થાક લાગ્યો હોય તેમ પોરો ખાવા લાખન થોડું રોકાયો. સાથીઓ લાખનના ઇરાદા પર તર્ક-વિતર્ક કરતા હતા ત્યાં તેણે ત્રાડ પાડી : 'લઈ ચાલો આ બેવકૂફને આપણી સાથે... પંઢરી ગામની વચાળે, એના બાપની સામે એને હું રિબાવીરિબાવીને ખતમ કરીશ !'

લાખનના એ વિકરાળ સ્વરૂપે બધાને હેબતાવી દીધા. લાલસિંહ કંઈક કહેવા જતો હતો, પણ લાખને આંખો કાઢી : 'નહીં, આના અંજામમાં કોઈએ વચ્ચે આવવાનું નથી. હું એના આંધળા બાપને વાયદો કરી આવ્યો છું, મારે એ પૂરો કરવાનો છે.'

*

પંઢરી ગામની વચાળે તો નહીં, પણ છેવાડે બાવળના એક ઝાડ સાથે હરવિલાસને દોરડેથી બાંધી લાખને તેના પર કોરડા વીંઝવા માંડ્યા. ગામના માણસો આઘા ઊભા જોતા હતા, હરવિલાસની કાળી ચીસ સાંભળીને કંપી જતા હતા, પણ લાખનને વારવાની હિંમત કોણ કરે ?

'તારો આંધળો બાપ અહીં દોડતો નહીં આવે ત્યાં લગી હું ચામડી ઊતરડતો રહીશ !'

લાખન ફરી કોરડા વીંઝવા માંડ્યો. અધમૂઓ હરવિલાસ ત્રાસદાયક ચીસો પાડતો રહ્યો. એના શરીરમાંથી ઠેરઠેર લોહીના રેલા દડતા હતા. લાખનનું ઝનૂન વધતું જતું હતું. દીકરાની આ ચીસો સાંભળીને આંધળો બાપ જરૂર દોડતો આવશે, પગે પડશે, માફી માગશે... પછી જ હું હરવિલાસને ગોળી મારીને છુટકારો કરીશ, ત્યાં સુધી હું એને પજવતો રહીશ !

દુર્લભસિંહને ગામના માણસોએ જઈને ઘણું સમજાવ્યો : 'શું કામ જીદ લઈને બેઠા છો ? તમારા દીકરાને રિબાતો જોઈને અમને કમકમાં આવે છે, છતાં તમારું રૂંવાડુંય કેમ ફરકતું નથી ? એક વાર લાખન પાસે જઈને માફી માગી લ્યો. કદાચ હરવિલાસ બચી જાય.'

દુર્લભસિંહનું કાળજું વલોવાતું હતું. દીકરા પર વરસતો સિતમ કયો બાપ મૂંગા મોંએ સહી શકે ? પણ, ના લાખન સામે તે નમવા માગતો નહોતો. પોતે જાય એટલે લાખન તેના દીકરાને ઠાર કરવાનો છે એની એને ખાતરી હતી. લોકોને તેણે વળતાં મહેણાં મારીને પાછા કાઢ્યા : 'તમારાથી જોવાતું ન હોય તો ફૂંકી મારો ને લાખનને... આટલા બધા છો છતાં પંદરવીસ ડાકુઓથી બીઓ છો ? જાઓ અહીંથી !'

બારણાં બંધ કરીને દુર્લભસિંહ ઘરમાં ભરાઈ રહ્યો. પણ કમાડ ચીરીને દીકરાની ચીસો

કાને અફળાતી હતી. દરેક ચીસ અંધ બાપના કાળજે કાપા કરી જતી હતી. દુર્લભ મક્કમ રહ્યો : ના, હું લાખનના પગમાં પડવા તો નહીં જ જાઉં... ત્યાં જઈને તો મારા દીકરાનું વહેલું મોત જ માગવાનું છે ને ?

બપોર નમવા આવી. લાખન પણ હવે થાક્યો હતો. બાવળના થડ સાથે જકડાયેલા હરવિલાસ બેહોશ થઈ ગયો હતો. શરીરમાંથી માંસના લોચા બહાર નીકળવા લાગ્યા હતા, છતાંય લાખન કોરડો ફટકારતો ત્યારે ઊંડેઊંડેથી ચીસ નીકળી જતી.

દુર્લભસિંહનાં બારણાં પર ટકોરા પડ્યા.

'કોણ ?' ગળગળા અવાજે માંડમાંડ તે પૂછી શક્યો.

'એ તો હું ધનિયો.' બાર વરસના છોકરાનો સાદ સંભળાયો : 'બારણાં ઉઘાડો.'

દુર્લભને થયું, હરવિલાસના મોતના ખબર લઈને એ આવ્યો હશે. ભલે આવ્યો, દીકરાના મોતના ખબર પોતે મક્કમ રહીને સાંભળી લેશે. આખરે એને છુટકારો તો થયો.

પણ ધનિયો જુદા જ ઇરાદાથી આવ્યો હતો :

'દુર્લભદાદા !' જાણે અનેક વાર ગોખી રાખ્યું હોય તેમ એ બોલી ગયો : 'તમારી બંદૂક છે એ મને આપો !'

'બંદૂક ! શું કામ ?'

'હું એનાથી લાખનને ઠાર કરીશ.' જુસ્સાભેર એ કહેતો હતો : 'વિલાસચાચા પર એ નરાધમ જુલમ વરસાવે છે એ હવે મારાથી જોવાતો નથી.'

અને દુર્લભસિંહના દિમાગમાં ઝબકારો થયો. પોતા પાસે ભરેલી બંદૂક છે એ કેમ તેને અત્યાર સુધી યાદ આવ્યું નહીં ? આ છોકરાની લાગણી અને હિંમત પર તેને મગરૂબી થઈ : 'શાબાશ, ધનિયા ! આખા ગામમાં તું એક જ મરદ નીકળ્યો. પણ હું તને બંદૂક નહીં આપું. તારું એ કામ નહીં.'

આટલું કહી દુર્લભસિંહે પટારામાંથી બંદૂક કાઢી. ખીંટી પર પડેલો કામળો શરીર પર વીંટી લીધો. બંદૂકને તેની અંદર સંતાડી દીધી. ધનિયો મૂંગોમૂંગો તેની બધી હિલચાલ જોતો હતો.

'ચાલ, તું મને દોરી લઈ જા. એવી જગ્યાએ જવું છે જ્યાં આપણને કોઈ જોઈ ન જાય અને જ્યાંથી હું નિશાન લઈ શકું.'

'તમે !' ધનિયો ચોંક્યો : 'દાદા, તમને ક્યાં દેખાય છે ?'

'બેટા ધનિયા, આંખ વગરનો માણસ જરૂર પડે ત્યારે કાનથી જોઈ શકે છે એની તને ખબર નથી. ચાલ જલદી, પછવાડેના રસ્તેથી દોરી જજે.'

*

ધનિયાની મા ગાંડી હતી. તેને દુર્લભસિંહ પાસેથી બાપનો પ્યાર મળ્યો હતો. એને ખાતર આજે એ છોકરો ગમે તેવું જોખમ ખેડવા તૈયાર થયો હતો. કોઈ ન જુએ એ રીતે દુર્લભસિંહને ધનિયો પોતાની ઝૂંપડીમાં દોરી ગયો. ગામના મોટા ભાગના લોકો બારણાં બંધ કરી ઘરમાં ભરાઈ ગયા હતા, એટલે દુર્લભસિંહની હિલચાલ કોઈની નજરે ન ચડી.

બારીમાં બંદૂક ગોઠવીને આંધળા દુર્લભસિંહે અવાજ પરથી બાવળના ઝાડ પાસેનું નિશાન લીધું. ધનિયાને પૂછીને ખાતરી કરી લીધી કે લાખન બંદૂકની નાળની સીધમાં જ ઊભો છે ને... પછી ધનિયાને ત્યાંથી ભગાડી મૂક્યો : 'જા, જઈને ક્યાંક સંતાઈ જા. ભૂલેચૂકે કોઈને પાછળથી કહેતો નહીં.'

લાખનનો કોરડો અધમૂઆ હરવિલાસના ખભા પર વીંઝાયો. એક ઊંહકારો સંભળાયો. લાખને દાંત ભીંસીને ત્રાડ નાખી : 'ક્યાં ગયો એનો રાજપૂત બાપ ? બેટાની દયા આવતી નથી એને...?'

અને એ જ વખતે દુર્લભસિંહે બંદૂકનો ઘોડો દબાવ્યો. ધડાકો થયો. બધા હેબતાઈ ગયા. પણ દુર્લભસિંહના કાને ધડાકાના જવાબમાં હરવિલાસની જ મરણચીસ અફળાઈ. અને બાપનું કાળજું બેસી ગયું. નિશાન લીધું લાખનનું અને ગોળી વાગી સગા દીકરાને...!

'કોણે બંદૂક ચલાવી ?' ત્રાડ પાડતાં લાખને ઝૂંપડી પર ગોળી છોડવા માટે બંદૂક તાકી, પણ એ પહેલા બીજો ધડાકો થયો. દુર્લભસિંહે પોતાના હાથે જ પોતાની છાતીમાં ગોળી ધરબી દીધી હતી.

લાખનની ક્રૂરતાનો જવાબ તેણે કુરબાનીથી આપ્યો હતો !



## ૬૭

પંઢરી ગામમાં બાવળનાં ઝાડ ઘણાં છે, પણ લાખનસિંહે જે બાવળના થડ સાથે હરવિલાસને બાંધી જુલ્મ ગુજાર્યો હતો તે ઝાડ પાસેથી પસાર થતી વખતે ગામલોકોનાં દિલ પર એક ચોટ લાગ્યા વિના રહેતી નહીં. ઘણા વખત સુધી થડની છાલ પરથી હરવિલાસના લોહીના ડાઘ ભૂંસાયા નહોતા. લાખનના વેરની અને હરવિલાસના અંધ બાપની કુરબાનીની સાખ પુરાવતા એ બાવળના કાંટા ગામના મરદોની આંખમાં ભોંકાતા. લાખને હરવિલાસને આટલો રિબાવ્યો છતાં કોઈ એને પડકારી શક્યું નહીં ! અરે, રાજપૂતના કોઈ બચ્ચાની લાખનસિંહને સમજાવવાની એટલીય મગદૂર ચાલી નહીં કે ઠાકુર, તેને ખતમ કરવો જ હતો તો અહીં શું કામ લઈ આવ્યા ? ચંબલની કોતરોમાં મારી નાખવો હતો ને...? પંઢરીના રજપૂતોને એથીય વધારે વસમું તો એ લાગ્યું કે હરવિલાસનો બૂઢો બાપ આંખે દેખાતું ન હોવા છતાં દીકરાનું વેર વાળવા લાખન પર ગોળી ચલાવવા તૈયાર થયો. કુદરતને લાખનનું મોત મંજૂર નહોતું એટલે બાપના હાથે બેટો વીંધાયો અને પછી ખુદ ગોળી ખાઈને ઢળી પડ્યો. લાખન ત્યારે કેવો ધૂંઆપૂંઆ થયેલો : 'ખબરદાર, કોઈ આ બાપ-બેટાની લાશને સ્મશાને લઈ ગયા તો... ખબરદાર, કોઈએ તેમના અંતિમ સંસ્કાર કર્યા છે તો...'

અને લાખનની ધમકીને કોઈ ઉથાપી શક્યું નહીં. હરવિલાસની લાશ પર કપડું ઓઢાડવાનીય કોઈએ હિંમત દેખાડી નહીં. એ જુવાનના મૃતદેહને ગીધડાં ઠોલતાં રહ્યાં અને લોકો લાચાર નજરે એ જોતા રહ્યા ! પોલીસ આવી ત્યાં લગીમાં હરવિલાસનો ચહેરો ઓળખાય એવો પણ રહ્યો નહોતો !

પંઢરી ગામ છોડતી વખતે લાખનનેય બહુ વસમું લાગ્યું હતું. હરવિલાસ પર પૂરેપૂરું વેર

વાળી શકાયું નહીં, પોતાની ગોળીથી તેનો જાન લેવાયો નહીં એના વસવસાથી લોહી ઊકળી ઊઠ્યું હતું. આંધળા બાપની એટલી બધી હિંમત કે મારી સામે બંદૂક ઉઠાવી ? બહેનના ગામમાં જ પોતાની બેઇજ્જતી થઈ ? ફરી વાર તેણે આ હિસાબ ચૂકતે કરવા માટે કાંઈક કરવું પડશે.

'લાલસિંહ ! દશેરા પાસે આવે છે. તારા માટે આ પહેલો મોકો છે - રઘુવીરસિંહ સામે બદલો લેવામાં સાથ આપવાનો.'

'ઠાકુર, તમારી જીદ હું સમજું છું.' લાલસિંહને લાખન સામે દલીલ કરવાની છૂટ હતી : 'દશેરાનો દુરાગ્રહ ન રાખ્યો હોત તો રઘુવીરસિંહને ક્યારનો પરલોક વિદાય કરી શકાત.'

'આ માત્ર જીદનો સવાલ નથી, લાલસિંહ !' લાખને તેને સમજાવ્યો : 'વટની વાત છે. કોઈ એમ ન કહી જાય કે લાખનસિંહ દશેરાનો વાયદો પાળી શક્યો નહીં. રઘુવીર ક્યાં સુધી મારું નિશાન ચૂકવતો રહેશે ?'

'પણ એનાથી પોલીસને લાભ થાય છે.' લાલસિંહના મનમાં હજુ થોડો ડર હતો : 'આપણે જઈએ તે પહેલાં પોલીસ ઘેરો ઘાલીને પડી હોય છે. રઘુવીરસિંહ તેના જાપતા હેઠળ સલામત રહે છે અને આપણે જોખમમાં મુકાઈએ છીએ.'

'વરસમાં એક વાર એમ કરવામાંય મજા આવે છે, લાલસિંહ ! જોખમથી તું વળી ક્યારથી ગભરાવા લાગ્યો ?'

લાલસિંહે ચોંકીને લાખન સામે જોયું. તેને આ ટોણો ખટક્યો. પોતે લાખનને સરદાર જરૂર માને છે, પણ એથી લાખન તેની મજાક કરે એ કેમ સહેવાય ? વખત આવ્યે મારે એને બતાવી આપવું પડશે કે હું હરવિલાસ નથી. દોસ્તીની કદર કરું છું, પણ કોઈનો ડારો ખમી લેતો નથી !

'જો, લાલસિંહ, આ ફેરા મેં જુદો ઉપાય વિચાર્યો છે.'

'શું ?'

'આપણે બે ય વેશપલ્ટો કરીને નાગરા જઈએ.'

લાખને માન્યો હતો એવો ઉત્સાહ લાલસિંહે દેખાડ્યો નહીં : 'પછી ?'

'પોલીસને થાપ આપની રઘુવીરને ઝડપી લઈએ !'

'ઠાકુર, ગયા વખતે પોલીસને ઊંધે રવાડે ચડાવીને તમે ફાવ્યા. આ વખતે રૂસ્તમજી બહુ સાવધપણે જાપતો રાખશે.'

લાખનને લાલસિંહ ધાર્યો હતો એવો પાણીદાર ન લાગ્યો... કે પછી તે પોતાનું પાણી માપવા આમ દલીલ કરતો હશે ?

'તો, લાલસિંહ, હું એકલો જઈને જોખમ ખેડીશ.'

'ઠાકુર, એકલા જવાની વાત મેં કરી જ નથી. તમારી સાથે આવવાની મારી ના જ નથી. તમારી સાથે હાથ મિલાવ્યા છે એટલે સાથ તો આપવાનો જ.'

'મારે પરાણે કોઈનો સાથ ન જોઈએ.'

'ઠાકુર, તમારી ખુમારી હું જાણું છું, પણ તમને એકલા જવા દઈને હું મારી જાતને અપરાધી નથી બનાવવા માગતો.'

'તો પછી આટલી બધી દલીલો શું કામ કરી ?'

'મિલિટરીની આદત !' લાલસિંહથી આછું મલકી જવાયું : 'અમારે ત્યાં વ્યૂહરચના તેને "સ્ટ્રૅટિજી" કહેવાય છે. એ નક્કી કરતી વખતે જે લોકો તેમાં ભાગ લેવાના હોય તેમને દલીલ કરવાની છૂટ અપાય છે. દલીલ કરવાનો અર્થ બુઝદિલી નથી થતો !'

'એમ !' લાખન હવે છૂટથી હસ્યો : 'તું મને પણ મિલિટરીમૅન બનાવી દેવા માગે છે ! બોલ, શું "સેટેજી" વિચારવા માગે છે ?'

'સેટેજી નહીં પણ સ્ટ્રૅટિજી !' લાલસિંહે અભણ લાખનને અંગ્રેજી શબ્દ પાકો કરાવ્યો : 'પહેલાં આપણે ગણતરી માંડીએ. તેમાં બે-ત્રણ પેંતરા વિચારીએ. અણીની ઘડીએ એકમાં ન ફાવીએ તો બીજાનો આશરો લઈ શકાય.'

કોઈ બાબતમાં ન ફાવવાની શંકા કરવાનું લાખનના સ્વભાવમાં જ નહોતું, છતાં તેણે લાલસિંહના સંતોષ ખાતર દશેરા પહેલાં નાગરામાં દાખલ થવાની ચાલ જુદીજુદી રીતે વિચારવાની તૈયારી દેખાડી.

*

નાગરા ગામના ચોકમાં નવમા નોરતાની ભવાઈનો ખેલ ભજવાઈ રહ્યો હતો. કોઈને કલ્પના પણ નહોતી કે ભવાયની ટોળી સાથે લાખન તથા લાલસિંહ વેશપલટો કરીને ગામમાં દાખલ થઈ ચૂક્યા છે અને તેના સાથીઓ નાગરા ગામની લગોલગ આવેલી કોતરોમાં છુપાઈને બેઠા છે.

પોલીસ-ઉપરી રૂસ્તમજીએ આગલી સાંજથી નાકાબંધી કરી લીધી હતી. આ વખતે લાખન આવશે નહીં એમ તેમને થયા કરતું હતું અને આવશે તો જીવતો પાછો ફરવા દેવો નથી એવો સંકલ્પ કરીને તેઓ બેઠા હતા. રઘુવીરની હવેલી પોલીસ-પલટનથી ભરાઈ ગઈ હતી. રૂસ્તમજીએ રઘુવીરસિંહને પોતાની સાથે જ રાખ્યો હતો.

ભવાઈના ખેલમાં ગામલોકો થોડી વાર માટે લાખનને ભૂલી ગયા. રઘુવીરની ઘણી ઇચ્છા હતી કે પોતે ખેલ જોવા જાય, પણ રૂસ્તમજીએ તેને રોકી પાડ્યો : 'આટલા ટોળા વચ્ચે તમારી હિફાજત કરવાનું મુશ્કેલ બને. પોલીસો તમને ઘેરીને ઊભા રહેશે અને તમે ખેલ જોશો એ પણ સારું નહીં દેખાય.'

'સાહેબ, તમે લાખનનો ખેલ ખતમ નહીં કરો ત્યાં લગી મારે માટે આ તહેવાર આકરી સજા જેવો જ રહેવાનો.'

'ઠાકુર, તમે કે હું ગમે તેટલા અધીરા થઈએ, પણ ખેલ પર પરદો પાડવાનું કામ તો ઉપરવાળાના હાથમાં છે !'

'બાવાજી, આપ પણ એમાં માનો છો ખરા ?'

'પહેલાં નહોતો માનતો,' રૂસ્તમજી કાગળ પર લીટા દોરતાં કહેતા હતા : ''પણ ઘણી વાર એવા અનુભવો થયા છે કે ધાર્યું હોય તેનાથી ઊંધું જ બને છે. ચંબલના ડાકુઓને ખતમ કરવાનું બીડું ઝડપ્યા બાદ ક્યારેક અણધાર્યો શિકાર ઝડપાઈ ગયો છે, તો ક્યારેક સિફતથી ગોઠવેલી જાળમાંથીય શિકારને છટકી જતા જોયા છે. નાકામિયાબીથી ઘણી વાર મન પાછું પડી જતું. પુરુષાર્થ એળે જાય ત્યારે વસમો આઘાત લાગી જતો. પણ ધીમેધીમે સમજાયું કે જીવન-મરણની વાત આપણા હાથની નથી. લાખન એના નસીબમાં આવરદા લખાવીને આવ્યો છે એ પૂરી કરવાનો જ. તેના હાથે થવાના અપરાધો કર્યા વિના તેનો ખેલ ખતમ નહીં થાય, ઠાકુર ?'

રઘુવીરસિંહને રૂસ્તમજીની આ ઠાવકાઈ ત્યારે રુચી નહીં. તેને એક વિચિત્ર વિચાર આવી ગયો : લાખનના હાથની રેખા જોવા મળે તો ? તેની આવરદા કેટલી છે, એ જાણી લેવા મળે... પણ પછી પોતાના આ વિચાર પર હસવું આવ્યું : લાખનનો હાથ જે દિવસે જોવા મળશે ત્યારે એ જીવતો જ નહીં હોય !

'રૂસ્તમજીસાહેબ, આપ આવરદામાં માનો છો એટલે કહું.' રઘુવીરસિંહે પોતાના જમણા હાથની હથેળી તેમની સામે ધરી : 'મારા હાથમાં ઘણી આવરદા લખાયેલી છે !'

રૂસ્તમજી ઘડીક તેણે ધરાલી હથેળીની આડીઅવળી રેખા સામે, તો ઘડીક રઘુવીરસિંહના ચહેરા પરની આશા-નિરાશાની રેખાઓ જોતા રહ્યા. આ માણસના મનમાં જીવનની આશા અને મોતનો ભય કેવાં ગૂંચવાઈ ગયાં છે ! રઘુવીરની આવરદા લાંબી છે એનો અર્થ એમ પણ થાય કે લાખનની આવરદા ય લાંબી હશે !

'જુઓ, ઠાકુર, એક જોષીએ મારો હાથ જોઈને કહ્યું હતું કે એમાં જશની રેખા બહુ બળવાન છે.' રૂસ્તમજીએ હથેળી પર પેન્સિલની અણી ફેરવતાં કહ્યું : 'છતાં પણ પ્રારબ્ધના આધારે આપણે પગ વાળીને બેસી રહેવામાં માનતા નથી. લડતાંલડતાં મોત આવે એનેય હું જશ જ ગણું છું !'

અને ત્યારે જ દૂરથી બંદૂકનો ધડાકો સંભળાયો. રઘુવીરનો જમણો હાથ ધ્રૂજી ઊઠ્યો. રૂસ્તમજીએ છલાંગ મારીને ખીંટી પરથી પોતાની કૅપ માથે મૂકી દીધી અને હવેલીની બહાર ધસી ગયા : 'ઠાકુર, તમે અંદર જ રહેજો. લાખન આવ્યો લાગે છે !'

ત્યાં બીજો ધડાકો સંભળાયો.

રૂસ્તમજીની જીપ સડસડાટ દોડવા લાગી. સવારના ત્રણચારનો સુમાર હતો. ભવાઈનો ખેલ હજુ હમણાં જ પૂરો થયેલો. ઘેર પાછા ફરતા લોકો ગમે તેના ઘરમાં ઘૂસવા લાગ્યા. બંદૂકના ધડાકામાં દરેકને લાખનના નામનો પડઘો સંભળાયો : 'એ આવી ગયો ! ધાર્યા કરતાં વહેલો આવ્યો !'

ગામના ચોક તરફ જતી રૂસ્તમજીની જીપને વચ્ચે એક જગ્યાએ થોભાવવી પડી. પંદરવીસ માણસોનું ટોળું ઘેરો વળીને ઊભું હતું. બે-ચાર પોલીસો પણ દેખાયા.

'એ જીવે છે, ચાલો એને ઊંચકીને દવાખાને લઈ જઈએ.'

જીપનો અવાજ સંભળાયો એટલે લોકો આઘા ખસી જવા માંડ્યા : 'સાહેબ આવ્યા... 'ચાલો હવે, રસ્તો આપો.'

'કોણ ઘવાયું ?' રૂસ્તમજી ધડકતા દિલે સવાલ પૂછતાં ધસી ગયા : 'કોણે ગોળી ચલાવી ?'

'ભિખમજી છે... રઘુવીરના જમાઈ !'

એટલા જવાબમાં બીજા સવાલનો જવાબ સમાઈ જતો હતો. રઘુવીરસિંહના જમાઈ પર લાખન સિવાય બીજું કોણ ગોળી ચલાવે ? માનવતાને ખાતર રૂસ્તમજીએ રઘુવીરના જમાઈની નાડી તપાસી. તેના બાવડામાંથી લોહી વહી જતું હતું. જખમ ઊંડો હતો છતાં હાલત ગંભીર ન લાગી : 'તમે એને દવાખાને પહોંચાડો. હું જાઉં છું.'

રૂસ્તમજી દોડીને જીપમાં બેઠા. લાખન હજુ ગામબહાર નીકળી શક્યો નહીં હોય. બધા નાકા પર પહેરો છે. ધડાકા થયા છે એટલે પોલીસો સાવધ થઈ ચૂક્યા હશે. એનો રસ્તો જરૂર આંતરશે.

નાગરા ગામને આખું ચક્કર માર્યું પણ કોઈ જગ્યાએથી લાખનના વાવડ ન મળ્યા : 'આ તરફથી નીકળ્યો જ નથી. અમે ધડાકો સાંભળીને સાવધ બેઠા હતા...'

ભારે આઘાત અનુભવ્યો રૂસ્તમજીએ.

ગામની વચ્ચોવચ આટલા બધા માણસોની હાજરીમાં લાખન આવ્યો, બંદૂક ચલાવી અને આટલો બધો પહેરો હોવા છતાં છટકી ગયો !

કદાચ એ ગામબહાર નીકળ્યો નહીં હોય એમ માનીને તેમણે બબ્બે દિવસ લગી પહેરો હઠાવ્યો નહીં. જ્યાંજ્યાં શંકા પડી ત્યાં તલાશી લીધી. કોઈ પણ શંકાસ્પદ શખ્સને ગામબહાર નીકળવા ન દેવાની સખતાઈ ફરમાવી, છતાં બધું વ્યર્થ નીવડ્યું. લાખન હાથતાળી દઈને છટકી ગયો. બીજા દશેરાએ આવવા માટે તે જીવતો રહી ગયો !

આશ્વાસન એટલું જ મળ્યું કે રઘુવીરના જમાઈનો જખમ જીવલેણ ન નીવડ્યો.

લાખને અને લાલસિંહે માનેલું કે રઘુવીરનો જમાઈ કાયમને માટે ઢળી પડ્યો છે. પહેલી ગોળી લાખને છોડી તે જરાક આડી ગઈ. પડખાનું નિશાન લીધું પણ એ જ વખતે ભિખમજી જરાક હલ્યો અને ગોળી કોણી પાસે આડી લાગી. એક ગોળીથી જ કામ પતાવવાની ગણતરી રાખેલી. ભિખમજી પડી ગયો ત્યારે બંનેએ માની લીધું કે નિશાન ચોટદાર લાગ્યું છે. પણ ભિખમજીએ માથું ઊંચક્યું એટલે લાલસિંહે ગોળી ચલાવી. તેને પોતાના નિશાનનો ઘમંડ હતો. છટકી જવાની ઉતાવળમાં જોયું નહીં કે ગોળી સાફાને લાગીને વેડફાઈ ગઈ છે. છાપાંમાં વાંચ્યું ત્યારે લાલસિંહે પસ્તાવો કર્યો : 'એક વધુ ગોળી વાપરી હોત તો ફેરો ફોગટ ન જાત.'

લાખન ત્યારે ચૂપ રહ્યો. દશેરાનો દિવસ રઘુવીરસિંહના ખાનદાનનો ભોગ લીધા વિનાનો

કોરો ગયો તે એને બહુ ખટક્યું. ફરી વાર લાલસિંહની સલાહ મુજબ ન વરતવાનો તેણે ફેંસલો કરી લીધો. હવે બે-ચાર મહિના ધાડો પાડીને હથિયાર વસાવવાં પડશે.

લાખનના ગ્રહો એ દિવસોમાં અવળા હતા. જ્યાંજ્યાં એ હાથ નાખતો એમાં એ દાઝતો. એક-બે ધાડમાં મહેનત માથે પડી. એક વાર પોલીસનો અણધાર્યો ભેટો થઈ ગયો અને પારાવાર કારતૂસો વેડફાઈ ગઈ. કોઈ વાર ન પડી હોય એવી નાણાંની તંગી વરતાવા લાગી. તેમાં વળી જ્વાલાસિંહે પૈસાની માગણી કરી.

'ઠાકુર, માગસર સુદ અગિયારસનાં મારી ભત્રીજીનાં લગન લેવાય છે. તેને ધામધૂમથી પરણાવવી છે.'

'તું પંદર દા'ડા પહેલાં જ કહે છે ?'

'લગન તો મોડાં કરવાં હતાં, પણ વેવાઈ ઉતાવળ કરવા લાગ્યા એટલે અણધાર્યું નક્કી થયું.'

'કેટલા જોશે ?'

'આઠ-દસ હજાર !'

'હેં !' લાખનનાં ભવાં ચડી ગયાં. જ્વાલાસિંહ પણ તેના આ પ્રત્યાઘાતથી ચોંક્યો.

'ઠાકુર, સોના મારી બહુ લાડકી છે. બચપણથી તેને મેં મારી બેટી માની છે. વેવાઈ સારા દહેજની આશા રાખીને બેઠા છે. એમાં ઓછું પડશે તો જિંદગીભર મહેણાં સાંભળવાં પડશે બિચારીને.'

લાખન ચૂપ રહ્યો. જ્વાલાએ વાત આગળ વધારી :

'જાનની જોડે નાત પણ જમાડવી છે. ભાભીના કોઈ ઓરતા અધૂરા નથી રાખવા. મોટા ભાઈની ગેરહયાતીમાં હું જ દીકરીનો બાપ ગણાઉં.'

'જ્વાલા, તું એક કામ કર.' લાખને ઉપાય વિચારી લીધો : 'હમણાં વ્યાજે પૈસા લઈ લે. મહિના-માસમાં તને એટલી રકમ મેળવી આપીશ.'

'વ્યાજે !' જ્વાલાને આંચકો લાગ્યો. લાખન જેવો માથાભારે સરદાર આજે આવી વાત કરે છે ? આટલી રકમ વ્યાજે કોણ ધીરે ? અને તે પણ મારા જેવા ડાકુને ? લૂંટી લેવાને બદલે લાખનસિંહ ઉછીના માગવાનું કહે છે !

'ઠાકુર, તમે મને થોડા દિવસ રજા આપો.'

અને લાખનને ઝાટકો લાગ્યો : 'રજા ! શેની રજા ?'

'પૈસા ભેગા કરવા માટે ધાડ પાડવાની.'

'તે ધાડ પાડવામાં તારે મારી રજા લેવાની શી જરૂર છે ? એવું ધરખમ ઠેકાણું નક્કી કરો એટલે આપણે ત્રાટકીએ.'

'નહીં, ઠાકુર, એક ઠેકાણેથી પતે એવું નથી. મારે બે-ચાર જગ્યાએ આડેધડ હાથ મારવા પડશે.'

'એટલે ? તું એકલો એ કામ કરવા માગે છે ?'

'રજા આપો તો કરું.' જ્વાલા આજીજી કરતો હોય તેમ બોલ્યો : 'એકલો હોઈશ તો પોલીસને વહેમ નહીં જાય. બાકી તમે ધાડ પાડવા જાઓ અને પાંચસો-હજાર લઈને પાછા ફરવું પડે તેમાં આપણી ટોળીની ઇજ્જત નહીં રહે.'

લાખનને જ્વાલાની વાત સાચી લાગી. પોતે રકમ આપી શકે નહીં તો તેને ભેગી કરવા માટે છૂટ આપવી જોઈએ. બીજું, સાથે ધાડ પાડે તેમાં જે મત્તા હાથ લાગે તે એકલી જ્વાલાને આપી ન શકાય. તેમાં બધાનો હિસ્સો આપવો પડે. તેને બદલે જ્વાલા ભલે પોતાની મહેનતે અને જોખમે ભત્રીજીને પરણાવે.

'ભલે, જ્વાલા, ભત્રીજીનાં લગન ધામધૂમથી કરજે.' લાખને ખિસ્સામાંથી એક સોનાનો હાર કાઢ્યો : 'સોનાને મારા તરફથી કન્યાદાનમાં આપજે.'

જ્વાલા ગળગળો થઈ લાખનને ભેટી પડ્યો. લાખનને તેનું વર્તન વિચિત્ર લાગ્યું. એ એવી રીતે વિદાય લઈ રહ્યો કે જાણે પાછો નહીં આવે... શું આ બહાને તે અલગ થઈને નવી ટોળી જમાવવા જઈ રહ્યો છે ?

*

જ્વાલાએ એ જ રાતથી કામ શરૂ કરી દીધું. જે ગામમાં જ્યાં લાગ મળ્યો ત્યાં એ બંદૂક તાણીને ઊભો રહેતો, છાતી કાઢીને કહેતો : 'હું જ્વાલા ડાકુ છું. જે હોય તે કાઢી આપ જલદી !'

વિનાવિરોધે કામ થવા લાગ્યું. ક્યાંકથી પાંચસોનો માલ તો ક્યાંકથી હજાર-દોઢ હજાર મળી જતા. એ માણસનું ગજું જોતો નહીં. તેને તો અઠવાડિયામાં આઠ-દસ હજાર ભેગા કરવાના હતા. જે કાંઈ મળતું તે ખંતોલી ગામે ભાભીને પહોંચતું કરતો અને કહેવડાવતો : 'તમે તૈયારીમાં જરાય મણા નહીં રાખતાં. સોનાને આપણે રંગેચંગે પરણાવવી છે.'

પોલીસ વિમાસણમાં પડી. આવી નાનીનાની ધાડ કોણ પાડે છે ? જ્વાલાનું નામ સાંભળીને વધુ ગૂંચવણ થઈ. લાખનનો સાથી આમ એકલો શું કામ બહાર પડ્યો ? કદાચ લાખન સાથે અણબનાવ થયો હશે ? ટોળી જમાવવા માટે ઉપરાઉપરી ધાડો પાડી પૈસા એકઠા કરતો હશે ?

આ અનુમાનથી પોલીસને ચાનક ચડી. જ્વાલાને જો ઝડપી લેવાય તો તેની મદદથી લાખનની આખી ટોળી ઝપટમાં આવી જાય. એ એકલાને ઘેરી લેવાનું મુશ્કેલ નહીં બને. ઝાઝો સામનો પણ નહીં કરી શકે અને જીવતો પકડાય તો લાખનની બાતમી કઢાવી શકાય : 'ફાંસીમાંથી બચવું હોય તો લાખનને પકડાવવામાં સાથ આપ !'

પાંચ હજાર, છ હજાર, સાત હજાર... જ્વાલાએ આંખો મીંચીને રકમ વધારવા માંડી. લગ્ન આડે એક જ દિવસ બાકી હતો. ધાડ પાડવા માટે એક જ રાત વચ્ચે હતી. ભાભીએ

સંદેશો કહેવડાવ્યો હતો કે હવે તમે એક આંટો આવી જાઓ. સોનાને આશીર્વાદ આપવાનો પછી મોકો નહીં મળે. પણ જ્વાલા લાડકી ભત્રીજીને આશીર્વાદ આપતાં પહેલાં વધુ એક-બે હજાર લઈ જવા માગતો હતો. વિના વિઘ્ને કામ થતું હતું એટલે ડર રહ્યો નહીં. ભત્રીજીના વહાલે જુસ્સો વધાર્યો હતો. છેલ્લો હાથ મોટા ઠેકાણે મારવા તે ઊપડ્યો.

અને એ લોભ ખતરનાક પુરવાર થયો !

છેલ્લી ધાડ પાડીને ભાગતો હતો ત્યાં સામેથી જીપ ધસી આવતી દેખાઈ. જ્વાલાએ દાંત કચકચાવ્યા. પણ ના, અત્યારે સામનો કરવો નથી, ભાગી છૂટવું છે. તેણે બીજી દિશા પકડી, બે-ચાર ફર્લાંગ વટાવ્યા ત્યાં બીજી જીપ દેખાણી. એનો શ્વાસ અધ્ધર થયો :

શું પોલીસે જાળ બિછાવી છે ? પોતે ઘેરાઈ ગયો છે ?

સન...ન...ન કરતી ગોળી આવી. તેણે નિશાન ચુકાવ્યું.

ત્રીજી બાજુ ભાગ્યો. ત્યાં પણ પોલીસ સામે આવી. હવે એ ગભરાયો. ઝનૂનમાં તેણે એક-બે ફાયર કર્યા. પોલીસે મશીનગન ચાલુ કરી, પણ નિશાન તેના પગનું લેવાતું હતું અને એ નાસતો હતો એટલે બચી ગયો. એક ગોળી સહેજ પિંડી પાસે છરકો કરી ગઈ, પણ તેની તેણે પરવા કરી નહીં.

નજીકમાં જ એક ધર્મશાળાની વંડી દેખાણી. જ્વાલા એક જ કૂદકે વંડી પર ચડી ગયો. વંડીની બીજી બાજુ ખાબકી પણ ગયો.

ત્યાં પોલીસ-ઉપરીની રાડ સંભળાણી :

'જ્વાલા, જીવતા રહેવું હોય તો શરણે થઈ જા ! તું છટકી નહીં શકે !'

જ્વાલાને એ ધમકી આકરી લાગી. નાસી જવાનો મોકો હતો છતાં તેણે વંડીની દીવાલ પરથી ડોકાઈને ગોળીબાર ચાલુ કર્યો.

બંદૂકના ધડાકાથી સીમ ગર્જી ઊઠી.

જ્વાલા ઝનૂનમાં ભત્રીજીનાં લગન પણ ભૂલી ગયો. જેમજેમ બંદૂક ચલાવતો હતો તેમતેમ એનું ખુન્નસ વધતું ગયું. ભાગવાનો વિચાર મુલતવી રાખતો ગયો.

પોલીસ તેને ખતમ કરવા માગતી નહોતી. એને એવી રીતે જખમી કરવો હતો, જેથી તે જીવતો હાથ આવે. દીવાલ પરથી માત્ર જ્વાલાનું માથું જ ક્યારેક દેખાતું અને ત્યાં નિશાન લે તો જીવલેણ નીવડે એવો ભય હતો. માત્ર તેની હિંમત ભાંગી નાખવા માટે આજુબાજુ ગોળીઓ વરસાવતી હતી પોલીસ.

બે-પાંચ મિનિટનો પોરો પડ્યો. કદાચ જ્વાલાની કારતૂસ ખૂટી ગઈ હશે એવું ધારી લીધું પોલીસોએ.

'હવે તાબે થઈ જા !' એક અવાજ સંભળાયો : 'તને અમે કાંઈ નહીં કરીએ. લાખન સામે બદલો વાળવા માટે તને અમે સાથ આપશું.'

'લાખન સામે બદલો !' જ્વાલાની ખોપરીમાં આગ ભભૂકી ઊઠી : 'આ બેવકૂફો એમ મને છે કે હું લાખન સામે ગદ્દારી કરીશ !'

અને જાનની સલામતીનો ખ્યાલ પણ વીસરી ગયો જ્વાલા.

આંધળો ગોળીબાર શરૂ કર્યો. પોલીસની ધીરજ ખૂટી ગઈ. એક પોલીસ બૂરી રીતે ઘવાયો ત્યારે તેમને બાજી પલટાવવી પડી : જ્વાલાને જીવતો પકડવા માટે આપણા જાન શું કામ ઝૂંટવાઈ જવા દેવા ?

અને નિશાન લેવાયું.

ધાંઈ... કરતી જ્વાલાની ગરદન વીંધાઈ ગઈ. એક જ ગોળીએ તેને ઉથલાવી દીધો. ભફાંગ કરતો દીવાલ પરથી પટકાઈ પડ્યો.

'બેવકૂફ હાથે કરીને મોતને ભેટ્યો !'

પોલીસ-ઉપરીને વસવસો થયો. તેમને તો જ્વાલા મારફત લાખનને હાથ કરવો હતો.

જ્વાલાની તલાશી લેવાઈ. લૂંટનો માલ મળ્યો. એક ખિસ્સામાં ચિઠ્ઠી પણ હતી. ઉપરી સાહેબે એ વાંચી :

*'ચાચાજી,*

*પરણતાં પહેલાં એક વાર તમારો હાથ મારા માથે મૂકવા આવી જાઓ. મારે મન તમારી આશિષ ભગવાન જેટલી જ જરૂરની છે.*

*તમારી લાડકી સોના'*

ચિઠ્ઠી વાંચીને પોલીસ-ઉપરીએ પહેલાં નિસાસો નાખ્યો : બિચારો ! ભત્રીજીને આશિષ આપવા જીવતો ન રહ્યો... પણ એ લાગણી વધુ વાર ન ટકી. બીજી જ ઘડીએ તેને જ્વાલા પર ખુન્નસ ઊભરાઈ આવ્યું. જીવતો પકડાયો હોત તોય લાખનની બાતમી ન આપત એ નાલાયક !

બસ આ વિચારે તેમનામાં જ્વાલાની લાશ સામેય દુશ્મનાવટ જગાડી દીધી :

'ચાલો, એના શબને ગાડામાં નાખીને લઈ જાઓ ખંતોલી !'

'ખંતોલી ?' કોઈએ પૂછ્યું.

'હા, ત્યાં એની ભત્રીજીની શાદી છે. લાશની ઓળખવિધિ તો કરવી પડશે ને આપણે !'

ઉપરી સાહેબના આ જાલિમ વિચારે બધાનાં મનમાં અરેરાટી જન્માવી. પણ સાહેબ જીદ લઈને બેઠા : 'ફરજ બજાવવામાં માનવતા વચ્ચે ન આવવી જોઈએ.'

*

ખંતોલી ગામમાં પોલીસપાર્ટી દાખલ થઈ ત્યારે સાંજ આથમી ચૂકી હતી. સોનાનાં લગ્નની શરણાઈઓ વાગતી હતી. માંડવો પેટ્રોમેક્સની રોશનીથી ઝળહળતો હતો. સોના દુલ્હનના શણગાર સજીને તૈયાર બેઠી હતી. જ્વાલાચાચા આશિષ આપવા ન પહોંચ્યા તેનો

ગમ એના ચહેરા પર ફરકી જતો હતો. કદાચ વળાવવા ટાણે જરૂર હાજર થઈ જશે. એમને તો પોલીસની નજર ચુકાવીને આવવાનું એટલે રાત વધવા દેવી પડે ને.

અને વરઘોડાને બદલે આંગણામાં પોલીસનું સરઘસ દાખલ થયું. તેમની પાછળ એક બળદ ગાડી પણ હતી. ઉપરી સાહેબે ગાડાવાળાને ગાડું છોડી બળદ આઘા લઈ જવા કહ્યું. સોનાની મા આંખો ફાડીને આ જોઈ રહી હતી : ગાડામાં કોણ સૂતું છે ? ઉપર ચાદર ઓઢાડેલી હતી એટલે કાંઈ ખબર પડતી નહોતી. લગનનો હરખ ગાયબ થઈ ગયો.

'સોના ક્યાં છે ?'

'અંદર !' કન્યાની મા માંડમાંડ જવાબ આપી શકી : 'શું કામ છે, સાહેબ ?'

'બોલાવો બહાર.' બહુ કરડાકીભર્યો અવાજ હતો સાહેબનો.

'પણ... એને હમણાં માંડવે બેસાડવાની છે !' માએ આજીજી કરી : 'તમે કોને ગાડામાં નાખીને લઈ આવ્યા...?

'તમે પહેલાં દીકરીને અહીં લઈ આવો, પછી બધી ખબર પડશે.'

સાહેબ એમની ક્રૂર જીદમાં જરા ન ચસકવા માગતા નહોતા. સત્તા પાસે કોનું ચાલે છે ?

અને ધીમાં ડગલે સોળ વરસની સોના બહાર આવી. પોલીસને જોતાં જ તેના પગ થીજી ગયા. ચહેરા પરની મુગ્ધાવસ્થા ગાયબ થઈ ગઈ. હાથની મહેંદી ફિક્કી પડી ગઈ. નાકમાં પહેરેલી નથ ધ્રૂજવા લાગી.

'છોડી, અહીંયાં આવ તો.' પોલીસ તરફથી કહેવામાં આવ્યું.

જાણે પૂતળું ચાલતું હોય તેમ સોના ગાડા તરફ આવી.

એ સાવ નજદીક પહોંચી ત્યારે એક પોલીસે જ્વાલાની લાશ પરથી કપડું હઠાવ્યું.

'ચાચા !' સોનાની ચીસથી બધાનાં કાળજાં વલોવાઈ ગયાં. પછાડ ખાઈને તે ચાચાની લાશને બાઝી પડી. વરઘોડો આવવાનાં વાજાં સંભળાયાં ત્યાં સુધી સોના ચાચાથી છૂટી પડી નહીં.

પોલીસની ઘાતકી જીદે એક માસૂમ કન્યાનું દિલ પીંખી નાખ્યું. કદાચ શાદીની એ રાતે તેણે મનમાં સંકલ્પ કર્યો હશે : હે ભગવાન, નવ મહિનામાં મારી કૂખે તું એક બેટો પેદા કરજે.... જે મોટો થઈને જલદી મારા વહાલા ચાચાનું વેર વાળવા બહારવટે ચડે !



## સાત

'અરે, જ્વાલા ! તું આ શું કરી બેઠો ?' લાખન તેની પોલાદી છાતી પર મુક્કી પછાડીને છાનું આક્રંદ કરતો હતો. એક વફાદાર સાથીના મોતનો ગમ કદાચ તે કાળજું કઠણ કરીને પચાવી જાત, પણ આવો વસમો આઘાત લાગે એવું બની ગયું. જ્વાલાએ એની ભત્રીજીની શાદી માટે રકમ માગી, પોતે આપી ન શક્યો ત્યારે તેણે ધાડ પાડવાની રજા માગી. લાખન ના ન પાડી શક્યો. પોતાને પૈસાની ખેંચ હતી અને જ્વાલાને નાણાંની તાત્કાલિક જરૂરિયાત હતી. લાડકી ભત્રીજીને પરણાવવાની તેની ધગશ પર ટાઢું પાણી કેમ રેડી શકાય ?

'પણ, જ્વાલા, તારે આટલી બધી લાલચ નહોતી કરવી. છેલ્લી ધાડ પાડવા ન ગયો હોય તો ન ચાલત ?' લાખન ગળગળો થઈને બબડતો હતો : 'ભત્રીજીનાં લગનટાણે તારી લાશ ત્યાં પૂગી ?'

અને લાખનની આંખોની ભીનાશ વરાળ બની ગઈ. નાખોરાં ફૂલી ગયાં. ક્રોધનો ફૂંફાડો તેનાં લમણાંની નસોમાં ફેલાઈ ગયો :

'સાલા પોલીસો આટલા બેરહેમ હોય છે ! મરદની જેમ જે ઝઝૂમ્યો અને મોતને ભેટ્યો એની લાશની ઓળખનું બહાનું કાઢી માંડવે લઈ ગયા ? લાડકી ભત્રીજીએ ચાચાની લાશ જોઈ હશે ત્યારે એની કેવી વલે થઈ હશે ? કોણ હતો એ પોલીસ-ઉપરી ? હું એને રિબાવીરિબાવીને મોતભેગો કરીશ !'

બે-ચાર દિવસમાં લાખને બાતમી મેળવી લીધી અને પેલા પોલીસ-ઉપરીનું મોત લાખનની બંદૂકની ગોળી પર લખાઈ ગયું !

જ્વાલા ગયા પછી લાખનને કલ્લો બહુ યાદ આવવા માંડ્યો : આમ એક પછી એક સાથીઓ ગુમાવતો જઈશ તો આખરે એક દિવસ હું ભાંગી પડીશ. હજુ રઘુવીરની સામે વેર વાળવાનું બાકી છે. કોને ખબર, કયા દશેરાના દિવસે તેનું મોત લખાયું હશે !

'લાલસિંહ ! મને એક વિચાર આવે છે.' લાખને ઘણા દિવસ સુધી વાગોળેલો ઇરાદો પેશ કર્યો : 'આપણે કલ્લાને પાછો બોલાવી લઈએ.'

લાલસિંહ જલદી જવાબ ન આપી શક્યો. એ જાણતો હતો કે કલ્લો લાખનનો જિગરી દોસ્ત છે, એક વખત તેનો સૌથી માનીતો સાથી હતો. એ જો પાછો આવે તો લાખનસિંહની ટોળી પર એ કબજો જમાવી બેસે. ઘણાખરા સાથીઓ જૂના હતા, કલ્લાના દોસ્ત જેવા હતા. એને પાછો બોલાવવો ઠીક નહીં.

'કેમ, લાલસિંહ, તેં જવાબ ન આપ્યો ?' લાખને ચમકાવ્યો : 'કલ્લાને પાછો બોલાવી લેવા સામે તને શું વાંધો હોય ?'

'મને ?' લાલસિંહને થયું, લાખન તેની ગડમથલ કળી તો નહીં ગયો હોય ને ? તેણે ઝડપથી દલીલ ગોઠવી કાઢી : 'લાખનસિંહ, કલ્લાને સામે ચાલીને બોલાવવાનો વિચાર મને જચતો નથી. મને તો લાગે છે એ ગુમાનમાં આવી ગયો છે. નહીંતર પૂતલી મરાયા પછી જાતે જ તમને મળવા ન આવત ?'

'નહીં, લાલસિંહ, તું કલ્લાને ઓળખતો નથી.' લાખને લાગણીભીના અવાજે કહ્યું, તે લાલસિંહને ભારે ખટક્યું હતું, છતાં તે ભારે મોં રાખીને સાંભળતો રહ્યો.

'કલ્લો મારી સામે કદી ગુમાન કરે નહીં. એ એકલો પડી ગયા પછી મારી પાસે ન આવ્યો એમાં એની ખુમારી હતી, તેમ લાચારી પણ હતી. ધિંગાણામાં તેના પગમાં પોલીસની ગોળી વાગી. એ જખમી થયો. પૂતલીના મોતથી તેનું દિલ પણ ઘવાયું હતું. આવી હાલતમાં મારે તેની પાસે જવું જોઈતું હતું...'

'ઠાકુર, ત્યારે તમે કલ્લા પાસે ગયા હોત તો વાત જુદી થાત. કલ્લો એમ માનત કે તમે દોસ્તીદાવે આવ્યા છો. પણ આજે કલ્લાને ટોળીમાં ભળી જવાનું કહેશો તો એ માનશે કે તમારે એની ગરજ પડી.'

'ગરજ !' લાખન છેડાઈ પડ્યો : 'લાલસિંહ, તું એમ માને છે કે આપણે કલ્લાની જરૂરત પડી છે ?'

'હું તો એમ કહું છું કે આપણે એની જરૂરત નથી !' લાલસિંહના મનમાં હતું તે જીભ પર આવી ગયું. જીભ કચરાઈ ગયા પછી તેને સુધારી લેવું પડ્યું : 'કલ્લો હવે કોઈની સરદારી માનવા તૈયાર નહીં થાય, એટલે સોનાની જાળ પાણીમાં શું કામ નાખવી ?'

લાખનને લાલસિંહની વાત ગળે ન ઊતરી. તેને પોતાની જાત પર રીસ ચડી : શા માટે મારે લાલસિંહને આ વાત પૂછવી જોઈએ ? એને એમ લાગે છે કે હું તેને પૂછ્યા વિના કાંઈ

નહીં કરું... તો-તો હવે એને ન ગમે એવું જ કરવાનો. ટોળીનો સરદાર હું છું. કલ્લાને હું પાછો બોલાવીશ જ !

અને લાખનનો એક સાથી કલ્લાને સંદેશો પહોંચાડવા ઊપડ્યો.

*

કલ્લાએ ફરી માથું ઊંચક્યું હતું. પૂતલીના મોતનો અને પોલીસની ગોળીનો જખમ રૂઝાય ત્યાં સુધી એ ખમી ગયો હતો, પણ વેરના જખમને કદી રૂઝાવા દેવા માગતો નહોતો. પૂતલીને યાદ કરીકરીને તેણે એ ઘાને વધુ ખોદ્યો હતો. પ્યારની પીડા અને વલોપાત તેને ચેનથી જીવવા દેતાં નહોતાં.

છ મહિનામાં એ ફરી ઊભો થયો. નાની-નાની ધાડો પાડીને તેણે ટોળી મજબૂત કરવા માંડી. અપહરણો કરીને બાનની રકમ ઉઘરાવતો ગયો. નવા સાથીઓની ભરતી કરતો ગયો અને પોલીસને હંફાવવા લાગ્યો.

છતાં પણ પૂતલીના સંગાથમાં જે જોમ અને જુસ્સો રહેતાં તે ક્યારેય પાછાં ન આવ્યાં. એક તરફ લાખન અને બીજી તરફ રૂપો જે હાહાકાર મચાવતા તેની સામે પોતે ઝાંખો દેખાતો.

તેમાં વળી એક ફટકો પડ્યો. દયારામ અને છોટા લુહાર નામના બે સાથીઓ કલકત્તા મોજ કરવા ગયેલા. ત્યાં પોલીસના સકંજામાં ફસાઈ ગયા. પોતાનો સાથી પોલીસ સામે ધિંગાણામાં ખપી જાય ત્યારે સરદારને દુઃખ થાય છે, છતાં પણ એ એટલું તો ગૌરવ લઈ શકે છે કે લડતાંલડતાં મર્યો. પણ બેખબર રહીને પકડાઈ જવાનો પોલીસને મોકો આપે છે ત્યારે એ બીજા બધાને માટે જોખમી બની જાય છે. ડાકુ માટે ગિરફતાર થવા જેવી બીજી કોઈ બદનામી નથી.

કલ્લો થોડો વખત બહુ પરેશાન રહ્યો. પકડાયેલા સાથીઓ બાતમીદારોનાં નામ-ઠેકાણાં આંપી દે તો એ બિચારા પોલીસના શિકાર બની જાય. એટલે તેણે તેમને આઘાપાછા કરી દેવા પડ્યા. હથિયાર જ્યાંથી મળતાં હતાં તેને અને લૂંટનો માલ જે ખરીદતો હતો તેને પણ સાવધ કરી દીધા. આ બધું કરવા જતાં કલ્લાનો વ્યવહાર ખોરવાઈ ગયો. મોટો ફટકો પડ્યો એને.

કલ્લો એની જિંદગીમાં ક્યારેય આટલો જીવ પર આવ્યો નહોતો. માણસની સામે જ્યારે બધા રસ્તા બંધ થઈ જાય છે ત્યારે એ કાં તો ભાંગી પડે છે યા તો વીફરી બેસે છે. કલ્લો ભાંગી પડવા માગતો નહોતો. સાથીઓનો જુસ્સો ટકાવી રાખવા માટે તેણે એક વિચિત્ર સાહસ અજમાવ્યું.

ગ્વાલિયરથી પાંચ-છ માઈલ દૂર ટીઘરા નામનું એક સ્થળ છે, જ્યાં લોકો પિકનિક પર જતા હોય છે. ટીઘરા જતાં રસ્તામાં ગીચ ઝાડી આવે છે. તેના ઢોળાવમાં ઝાડની ઘટા વચ્ચે એક જૂનું મંદિર આવે છે. વારતહેવાર સિવાય એ મંદિરે ભાગ્યે જ કોઈ જતું હશે. ધોળે દિવસે પણ જ્યાં અંધકાર છવાઈ રહેતો હોય અને ડર લાગતો હોય ત્યાં દેવનાં દર્શન કરવા કોણ આવે ?

ડાકુઓ ત્યાં અવારનવાર પડાવ નાખતા. મંદિરનો પૂજારી એમને આશરો આપે અને પોલીસ તપાસ કરવા આવે તો તેમને પણ રામ-રામ કરે. ઘણી વાર એવું પણ બને કે આ તરફથી પોલીસ આવે તો પાછળથી ડાકુઓ પલાયન થઈ જાય !

કલ્લાએ તે દિવસે આ મંદિરમાં પડાવ નાખ્યો હતો. એ ઉલઝનમાં હતો : ત્રાટકવું ? કોને શિકાર બનાવવો ? પૈસાની સખત જરૂરત હતી.

ત્યાં મોટરની ઘરઘરાટી સંભળાઈ. તેણે બંદૂક પકડી લીધી. સાથીઓ પણ સાબદા થઈ ગયા. અવાજ પરથી એટલું પારખી ગયા હતા કે પોલીસની જીપ નથી, છતાં સાવધ રહેવું જોઈએ. મંદિરનો પૂજારી તેની મઢૂલીમાંથી ચલમ પીતોપીતો બહાર નીકળ્યો : ‘હું જરા જોઈ આવું કે કોણ છે ?’

કલ્લાએ બારણાંની તિરાડમાંથી મંદિર તરફ જોયું. ચાર-પાંચ પુરુષો દેખાયા. માલદાર હોય એવું એમનાં કપડાં પરથી કળાતું હતું. એમનાં કાંડાં પર કિંમતી ઘડિયાળો પણ હતી.

‘આ મંદિરનો મહિમા બહુ છે, સાહેબ !’ એક ઊંચો માણસ ઠીંગણા અને જાડા માણસને કહી રહ્યો હતો : ‘આપને હું એટલે જ અહીં દર્શન કરવા લઈ આવ્યો છું. સડક બાંધવાનો કોન્ટ્રાક્ટ આપને જરૂર મળી જશે.’

‘એમ !’ પેલા કોન્ટ્રાક્ટરે તેના જાડા હોઠ ફફડાવ્યા : ‘ત્યારે તો મારું અને તમારું બન્નેનું કામ થઈ જશે.’ પછીનું વાક્ય તેણે પેલાને કાનમાં કહ્યું જે કલ્લાને સંભળાયું નહીં પણ સમજાઈ ગયું કે ઊંચો માણસ સરકારી છે અને કોન્ટ્રાક્ટર તેને લાંચની લાલચ આપીને કામ કઢાવવા માગે છે.

‘સાલા બધા જ લૂંટે છે !’ કલ્લાના દાંત પિસાયા : ‘અમે ઉઘાડેછોગ જાનના જોખમે લૂંટ ચલાવીએ છીએ, પણ આ નામરદો ઊજળાં કપડાં પહેરીને ખાનગીમાં લૂંટે છે અને ઉપરથી પાછા શંકર ભગવાનની માનતા પણ માને છે !’

ઘડીક તો તેને થયું કે આ બેવકૂફોને બંદૂક મારીને અહીં જ ભગવાનના મંદિર સામે ઢાળી દઉં, પણ પછી ઉશ્કેરાટ પર કાબૂ મેળવી લીધો. તેમને આશરો આપનાર મંદિરનો પૂજારી જ તો-તો આફતમાં આવી પડે.

થોડી વાર પછી ફરી મોટરનું એન્જિન ચાલુ થયું અને પૂજારી દક્ષિણા ગાંઠે બાંધતો પાછો આવ્યો : ‘કલ્યાણસિંહ, તમારાં પગલે આજે અણધાર્યા ભક્તજનો આવી ચડ્યા અને પાંચ રૂપિયા પાકી ગયા !’

‘એ ઠગલોકોને તું ભક્તજન કહે છે, પૂજારી !’ કલ્લાએ ટોણો માર્યો : ‘ભગવાન સામે પાંચ રૂપિયા ધરીને એ ઠેકેદાર રસ્તો બાંધવાનો ઠેકો લેવા આવ્યો હતો. પેલા લાંબા માણસને લાંચ આપવાનો, પછી સડક બાંધવામાં ભેળસેળ કરશે, સરકાર પાસેથી પૈસા પડાવશે અને એ રીતે લોકોને લૂંટશે.’

કલ્લો ક્યારેય આટલું બધું બોલતો નહીં. પૂજારીને એની વાતમાં કાંઈ સમજાયું પણ નહીં. તેણે વાત આટોપી લેવાના હેતુથી અધ્ધરતાલ જવાબ આપ્યો : 'કલ્યાણસિંહ, ભગવાનના મંદિરમાં બધા મતલબથી જ આવે છે. મારે કોઈની ખટપટમાં શું કામ પડવું ? મારે તો જે પૈસા ધરી જાય એ ભક્ત !'

કલ્લો થોડી વાર વિચારમાં લટાર મારતો રહ્યો. પૂજારીએ ઓલવાઈ ગયેલી ચલમ પર દેવતા મૂક્યો ત્યાં કલ્લાના મગજમાં એક ઝબકારો થયો :

'હેં, મારા'જ ! એ લોકો મોટર લઈને પેલી બાજુ ક્યાં ગયા છે ?'

'ટીઘરા ગયા હશે. અહીં ફરવા માટે બીજું ઠેકાણું ક્યાં છે ? ત્યાં જઈને ખાશે-પીશે અને સાંજકના પાછા ફરી જશે.'

પૂજારીને બોલતો રાખીને કલ્લાએ સાથીઓને હાંક મારી : 'ચાલો, આપણે પણ ટીઘરા જઈએ - ઉજાણી કરવા !'

જતાંજતાં તેણે પૂજારીને સંભળાવ્યું : 'મા'રાજ, તમે તો એ ઠેકેદારની પાંચ રૂપિયાની દક્ષિણામાં રાજી થઈ ગયા, પણ હું પચાસ હજારથી ઓછા નહીં લઉં !'

*

ઠેકેદાર સાથે ઈન્કમટેક્સ ખાતાનો અમલદાર હતો અને બીજા ત્રણ પેલા કોન્ટ્રાક્ટરના હજૂરિયા હતા. ટીઘરા ગેસ્ટહાઉસમાં વિલાયતી શરાબથી ઉજાણીની શરૂઆત થઈ.

'અરે, સા'બ ! જિંદગીની સડકને જો મજબૂત બનાવવી હોય તો ડામરની સડકોમાં ભેળસેળવાળો માલ વાપરવો પડે.'

ઠેકેદારે એક પ્યાલીમાં જ બકવાસ શરૂ કરી દીધો. એના હજૂરિયા જાણતા હતા કે શેઠ શરાબને બહાને પેલા સાહેબને 'બોલતા' કરવા માગે છે. ઘણી વાર ઘણા સાહેબોને શેઠ આમ શીશામાં ઉતારી ચૂક્યા હતા.

'ક્યા બાત કહી દી હુજૂરને !' એક હજૂરિયાએ ટાપસી પુરાવી : 'દેશ કે નેતા ભી આપને ભાષણમેં ઈતના અચ્છા નહીં કહ સકતે !'

'તમે કેમ કાંઈ બોલતા નથી, સા'બ ?' શેઠે પેલા અમલદારની પ્યાલી ભરતાં પાનો ચડાવ્યો : 'પીધા પછી મૂંગા રહેવાથી નશો વેડફાઈ જાય છે. મનની ગૂંચ ઉકેલવા માટે તો આ રામબાણ દવા છે !'

'વાહવાહ !' બીજા હજૂરિયાએ ખુશામત ઉછાળી : 'ક્યા કમાલકા નુસ્ખા બતાયા હુજૂરને !'

ત્રીજી પ્યાલી પેટમાં ઠલવાઈ ગયા બાદ સાહેબની જીભમાં ચળ ઊપડી : 'શેઠસાહેબ, તમે તમારી જિંદગીની સડક તો ઘણી મજબૂત કરી દીધી, પણ ગામમાં મારું એક મકાન કાચું છે એની મને ફિકર થયા કરે છે.'

'અરે, સા'બ, આટલી એવી વાતમાં ફિકર શું કરવાની...' ઠેકેદારે ચપટી વગાડી : 'આટલા વરસના મારા આવકવેરામાં સરખાઈ કરાવી આપો એટલે તમારું મકાન પાકું !'

અમલદાર થોડી વાર ખામોશ રહ્યો. એ કાંઈક ગડમથલમાં છે એમ સમજી જઈને ઠેકેદારે શરાબની બીજી બૉટલ ખોલી : 'સા'બ, બૂચ ખોલી નાખ્યા વગર આ ચીજની મજા નથી... કહી દ્યો તો તમારા મકાનને ફર્નિચરથી પણ સજાવી દઈશ !'

'વાત એમ નથી, શેઠજી !' પેલાએ હેડકી ખાઈને ઉમેર્યું : 'મારા માટે તો તમે બધું જ કરી છૂટશો, પણ ઉપરી સાહેબ બહુ મોંઘા છે.'

'ઓહ !' શેઠ ખંધું હસ્યા : 'એ એની પ્રામાણિકતાની બહુ કિંમત આંકે છે, એમ જ ને ?'

'વાત એમ છે, શેઠજી ! બાંધકામમાં તમે સિમેન્ટની ભેળસેળ કરો છો, એમ તમારા ચોપડામાં વધુ પડતી ભેળસેળ થઈ ગઈ છે.'

'અમે એમ ન કરીએ તો મામૂલી સરકારી પગારમાં તમારું પૂરું ક્યાંથી થવાનું !' શેઠને હવે સાહેબની શરમ રહી નહીં : 'તમારા ઉપરીને પણ મકાન બાંધવું છે ને ? બાંધી આપીશ, જાઓ !'

ત્યાં તો બારીમાંથી એક અવાજ સંભળાયો :

'અને મારે પણ એક મકાન બાંધવું છે ઠેકેદાર !'

પાંચે જણા હેબત ખાઈ ગયા. સામે કલ્લો બંદૂક તાકીને મરક મરક હસતો ઊભો હતો :

'કેમ, ઉજાણીમાં વણનોતર્યા મહેમાનને જોઈને આમ ઓઝપાઈ શાને ગયા ?'

કલ્લો નજીક આવ્યો એટલે પાંચે જણા પૂતળાની જેમ સજ્જડ થઈ ગયા.

'ઠેકેદાર, શરાબની બૉટલ જરા આ બાજુ આવવા દ્યો જોઈએ !'

શેઠના હાથમાંથી પ્યાલી પડી ગઈ. બાટલી ઊંચકવા માટે હાથ લંબાવ્યો, પણ વધારેપડતો ધ્રૂજવા લાગ્યો ત્યારે કલ્લાએ બંદૂકની નાળ એમના કાંડા પર ધરી દીધી, 'રહેવા દે, ડરપોક ! બૉટલ ઊંચકવા જેટલી હવે તારામાં તાકાત રહી નથી. નકામો મોંઘા ભાવનો માલ ઢોળી નાખીશ.'

ઝાપટ મારીને તેણે બૉટલ ઊંચકી લીધી. પાંચે જણા ફાટી આંખે તેની હિલચાલ જોતા હતા. શેઠના હજૂરિયાના મોં પરથી લોહી ઊડી ગયું : સાલા આપણે પણ બેવકૂફ નીકળ્યા ! જીભનો ચસકો કરવા આવ્યા અને હવે જાન ગુમાવવાના.

કલ્લાએ ચાર-છ ઘૂંટથી ગળું ભીનું કરી લઈ બારી પાસે ઊભેલા એક સાથીને બાટલી સોંપી દીધી : 'લો, તમે લોકો થોડુંથોડું ચરણામૃત લઈ લ્યો, પછી આપણે આ શેઠિયાની આરતી ઉતારીએ.'

કલ્લાએ થોડી વાર સુધી તો એના શિકારને મૂંગો માર માર્યો. કમરામાં એ ચૂપચાપ લટાર

મારતા રહ્યા. પેલા પાંચ જણાને ત્યારે લાગતું હતું કે એમને કોઈએ વાઘના પાંજરામાં પૂરી દીધા છે અને હવે વારાફરતી દરેકને વાઘ પીંખી નાખશે !

મોત કરતાંય મોતનો ભય માણસને વધુ રિબાવે છે.

એક હજૂરિયો જરા ઊંચોનીચો થયો એટલે કલ્લાએ આંખો પહોળી કરી : 'કાં, એલા, તને શેની ચળ આવે છે ?'

પેલાએ જમણા હાથની મુઠ્ઠી વાળી ટચલી આંગળી દેખાડી : 'બહુ લાગી છે !'

અને તેની પીઠ પર બંદૂકનો કુંદો પડ્યો : 'સાલ્લા બેવકૂફ ! ખોટું બહાનું કાઢે છે ?'

અને ખરેખર પેલાનો પાયજામો ભીનો થઈ ગયો !

કલ્લો ખડખડાટ હસી પડ્યો : 'એલા, તેં તો સાચું પુરવાર કરી આપ્યું !'

પેલા ઈન્કમટેક્સ અમલદારના થરથરતા કાંડા પરની સોનાની ઘડિયાળ કલ્લાની નજરે ચડી.

'હેં, સરકારી સા'બ, આ ઘડિયાળ તારા પગારમાંથી લીધી કે આના જેવા કોઈ શેઠિયાએ પહેરાવી ?'

અમલદારનો હાથ વધુ ધ્રૂજવા લાગ્યો. તે કલ્લા સામે જોઈ ન શક્યો. ઠેકેદારે તેની સામે આંખ મિચકારી એટલે કાંઈક હિંમત આવી. તેણે ઝડપથી કાંડા પરની ઘડિયાળ ઉતારીને કલ્લાની સામે ધરી. કલ્લાએ બંદૂકની નાળ સામે ધરી : 'લે, આ મારી બંદૂકને તારી ઘડિયાળ પહેરાવી દે.'

કલ્લો તેનું પાણી માપવા માગતો હતો - આમાંથી કોણ ચાલબાજી રમી શકે છે. પણ અમલદાર બંદૂકની નાળને નજદીક આવતી જોઈને નાના છોકરાની જેમ રડવા લાગ્યો !

કોન્ટ્રાક્ટરને થયું કે જેમ વાર થશે તેમ આની પજવણી વધવાની. જે કાંઈ માલમત્તા છે તે આપી દેવાથી છુટકારો મળી જશે - એમ વિચારી ગળામાંથી ચેન, ખમીસનાં સોનાનાં બટન, આંગળીમાંથી હીરાની વીંટી અને ખિસ્સામાંથી સો-સો રૂપિયાની નોટો કાઢવા માંડી.

કલ્લો વેધક નજરે તેણે કરેલા ઢગલા સામે જોઈ રહ્યો, પછી દાંત ભીંસ્યા : 'શેઠિયા, તું મને આ લાંચિયા અમલદાર જેટલો બેવકૂફ માને છે ? સોયનું દાન અને એરણની ચોરી !' એ ખડખડાટ હસી પડ્યો. શેઠની છાતીમાં એનું અટ્ટહાસ્ય ખીલાની જેમ ઠોકાતું હતું.

'હું હાલીમવાલી ઉઠાવગીર નથી... કલ્લો છું કલ્લો !'

અને નામ સાંભળીને પાંચે જણાના કાનમાં ધગધગતું સીસું રેડાયું.

'ચાલો, ઊઠો જલદી !' કલ્લાએ પહેલી જ વાર અવાજમાં સખતાઈ લાવી રાડ પાડી : 'કોઈના ખરખરે આવ્યા હો એમ સોગિયા મોં કરીને બેઠા છો શું ?'

કોન્ટ્રાક્ટરના બરડા પર કલ્લાની બંદૂકનો ઘોંકો વાગ્યો અને એ ઊભો થઈ ગયો. તેના

ત્રણે હજૂરિયા પણ બંદૂકનો ઠોંસો ખાવો પડશે એ બીકે ખડા પગે થઈ ગયા. ઈન્કમટેક્સ અમલદારમાં ઊભા થવાની ત્રેવડ નહોતી એટલે કલ્લાએ બાવડું પકડી લાત મારીને ઊભો કર્યો.

'ભાઈસા'બ ! તમે અમને ક્યાં... લઈ જવા માગો છો ?'

ઠેકેદારના મોંમાંથી બોલતાંબોલતાં લાળ પડી ગઈ. કલ્લાએ તેની પીઠ પર હાથ પસવાર્યો :

'તમને લોકોને હું મારા મહેમાન બનવવા માગું છું.'

પાંચે જણા એકબીજાની સામે જોઈ રહ્યા. કલ્લાએ સીટી મારીને તેના સાથીઓને બોલાવ્યા. એક જણાને કહીને પેલા લોકોની ઘડિયાળ, રૂપિયાની નોટો, વીંટી-બટન વગેરે ભેગું કરી લીધું.

'ચાલો, તમે પાંચે જણા મોટરમાં બેસી જાઓ.'

શેઠને ત્યારે આશા જાગી કે કદાચ કલ્લો છોડી દેશે, પણ મોટર પાસે પહોંચ્યા એ દરમિયાન કલ્લાએ ઇરાદામાં થોડો સુધારો કર્યો. તેણે જાણી લીધું હતું કે પેલા ત્રણ તો કોન્ટ્રાક્ટરના મુફલિસ હજૂરિયાઓ છે. એમનો બોજો વેંઢારવાની જરૂર નથી. એક શેઠ અને બીજો અમલદાર આ બેના બદલામાં પોતે મોંમાગી રકમ મેળવી શકશે.

'ઊભા રહો !' કલ્લાએ મોટરમાં બેઠેલા ત્રણેને નીચે ઉતાર્યા : 'મારે ત્યાં શેઠની ખુશામત કરવા માટે તમારી જરૂર નથી. અમે અહીંથી નીકળી જઈએ ત્યાં સુધી સામે ટેકરી પર જઈ તડકામાં ઘોડી વાળીને ઊભા રહો !'

પેલા ત્રણે 'જાન બચી લાખો પાયે' એવા ખ્યાલથી હરખાતા જવા લાગ્યા એટલે કલ્લાએ ફરી ત્રાડ પાડી : 'અને જુઓ... ગામમાં જઈને સીધા ઠેકેદારને ઘેર પહોંચજો. એના જુવાન દીકરાને ખબર આપજો કે તારો બાપ કલ્યાણસિંહનો મહેમાન બન્યો છે. તારે એની જરૂર હોય તો પચાસ હજાર રૂપિયા દઈને છોડાવી જા !'

'ભલે ! ભલે !' કહીને પેલા ત્રણે ફરી દોડવા લાગ્યા એટલે કલ્લાએ એમને ભૂંડાબોલી ગાળ ચોપડાવી : 'સાલ્લાઓ, જીવ બચાવવાની આટલી બધી અધીરાઈ છે, પણ પૂરું સાંભળતા જાઓ !'

ફરી ત્રણે જણા હાથ જોડીને ઊભા રહી ગયા. પચાસ હજારની રકમ સાંભળીને ઠેકેદારને પેટમાં બળતરા થવા માંડી હતી. તેને આ ખાંધિયાઓ ઉપર પણ ખીજ ચડી : 'આ મતલબીઓ મારા બેટા મને મોતના મોંમાં મૂકીને ભાગવા માંડ્યા !'

કલ્લાએ શેઠને પૂછી લીધું : 'કાં, શેઠિયા, તારો દીકરો પચાસ હજાર ચૂકવવાને બદલે કાયમને માટે તને અમારો મહેમાન બનાવવાનું પસંદ કરશે તો !'

'નહીં, ભાઈસા'બ ! આ સાંભળીને એ બિચારાની છાતી બેસી જાશે. છોકરાની મા આઘાત નહીં જીરવી શકે. એને બદલે ચાલ, હમણાં ને હમણાં હું પાંચ હજાર રૂપિયા ગમે ત્યાંથી લાવી આપું.'

'વાહ રે શેઠિયા ! સોદો કરવો છે કે ચાલબાજી ખેલવી છે ?' કલ્લાએ તેની મૂછ તાણીને રમત કરી : 'તારા પચાસ હજાર અને આ લાંચખાઉ અમલદારના દસ મળીને સાઠ પૂરા હું લેવાનો.'

શેઠના હજૂરિયા હજુ ધ્રૂજતા ઊભા હતા. કલ્લાના સાથીઓની બંદૂકની નાળ તેમના પર તકાયેલી ન હોત તો ક્યારના ભાગી છૂટત.

'જુઓ, શેઠના દીકરાને કહેજો કે એના બાપનો સંદેશો મળે એ જગ્યાએ રકમ પહોંચતી કરે... અને પોલીસને જાણ કરી છે તો બેયની લાશ ગામના ચોકમાં મૂકી જઈશ !'

અને કલ્લો શેઠની બાજુમાં મોટરમાં બેસી ગયો. પેલો અમલદાર અને કલ્લાના સાથીઓ મોટરની પાછલી સીટમાં ખડકાયા. મોટર ધૂળ ઉડાડતી ચંબલની કોતરો તરફ દોડવા લાગી. ત્યારે કલ્લો ખૂબ ખુશમિજાજમાં આવી ગયો. તેણે એક નવીનતા કરી બતાવી હતી. અત્યાર સુધી ડાકુઓ મોટા ઘરના છોકરાઓને ઉઠાવી બાનની રકમ મેળવતા હતા, પણ આજે શેઠિયાને જ ઉઠાવી લઈને ડાકુઓ માટે એક નવો ચીલો પાડ્યો !

પચાસ હજાર ! કલ્લાને તડાકો પાડ્યો. ઠેકેદારે પહેલાં તો બે-ચાર દિવસ સોદાબાજી કરવાની કોશિશ કરેલી, પણ રોજ દસ-દસ હજાર વધતા જઈ પાંચમા દિવસે તે પચાસ હજારે કબૂલ થઈ ગયો. પેલા આવકવેરાના અમલદારનાં ઘરવાળાં ગામમાં નહોતાં એટલે એને કાં તો મફતમાં છોડી મૂકવો યા તો જાન લઈને છુટકારો કરવો એ બે જ રસ્તા રહ્યા. છેવટે કલ્લાએ તેના પર દયા કરી, ઠેકેદારની સાથે તેને પણ જવા દીધો.

'બસ, હવે કલ્લાના નામનો ડંકો વાગી જશે !' એ વારંવાર બોલતો રહ્યો : 'હું લાખનની બરાબરીમાં આવી જઈશ !'

અને લાખનને મળી જવા માટે સંદેશો મોકલ્યો ત્યારે એને ખાતરી પણ થઈ ગઈ કે પોતાના પરાક્રમનો બરાબર પડઘો પડ્યો છે. હવે પોતે સમોવડિયા તરીકે લાખનને મળવા જઈ શકશે. દોસ્તને મળીને ગુજરી ગયેલા દિવસોનાં સંભારણાં વાગોળશે અને લાખન કહેશે તો સાથે મળીને ધાડ પાડવા પણ પોતે કબૂલ થશે.

પણ કલ્લાને ખબર ક્યાં હતી કે લાખનનું તેડું મોતનું નોતરું બની જવાનું ?

*

ભીંડના સેક્ટર કમાન્ડર માધોસિંહને માહિતી મળી કે કલ્લો તેની ટોળી સાથે આ તરફ આવી રહ્યો છે ત્યારે તેઓ નાચી ઊઠ્યા. તાબડતોબ 'અમ્બુશ'ની તૈયારી કરી. બહુ ચુપકીદીથી તેમણે એક પલટનને હરગોવિંદકાપુરા તરફ સરકાવી દીધી.

કલ્લાએ કોન્ટ્રાક્ટરનું અપહરણ કરીને પચાસ હજારની રેન્સમ મેળવી એથી પોલીસ દફતરમાં તેની સામે મોરચો મંડાઈ ચૂક્યો હતો. છતાં આટલો જલદી એ લાગમાં આવશે એવી ખુશનસીબીનું અનુમાન ક્યાંથી હોય એમને ?

અંધારી રાત પણ કોઈકના મોતનો પૈગામ લઈને ઊતરી હોય એવી ઘનઘોર દેખાતી હતી. માધોસિંહ તેમની પોલીસટુકડી સાથે વગડામાં કલ્લાની વાટ જોતા ઊચક જીવે બેઠા હતા.

મધરાતનો ઠંડો વાયરો ફૂંકાવા લાગ્યો. શિયાળ રડતાં ત્યારે કોઈની મરણપોક સંભળાતી હોય એવી બેચેનીથી માધોસિંહ ઊંડો શ્વાસ લેતા હતા. ગરદન પર એક મચ્છર બેઠો તેને મારવા માટે હાથ ઉગામ્યો ત્યાં દૂરથી ઓળા દેખાયા અને તેમનો એ હાથ અધ્ધર જ રહી ગયો :

'સાવધાન ! કોઈ જરા પણ હિલચાલ કરતા નહીં !'

અંધારામાં બાર-તેર ઓળા સાંકડી કેડી પર કતારબંધ ચાલ્યા આવતા હતા. કલ્લાની જ ટોળી હોવાની ખાતરી થઈ ગઈ, છતાં માધોસિંહ ચકાસણી કર્યા વિના ગોળી ચલાવી શકે તેમ નહોતા. તેમણે થોડી રાહ જોઈ પછી બંદૂક ઉઠાવી. લાઈટિંગ ઈક્વિપમેંટવાળા તેમના હુકમની રાહ જોતા હતા. ડાકુઓને અંધારામાં ઓળખવા માટે અથવા એ લોકો નાસતા હોય ત્યારે એમના પર નિશાન લેવા માટે પાવરફુલ લાઈટ્સ પોલીસો સાથે રાખે છે. બૅટરી એમાં કામ ન લાગે. લાઈટિંગ અને ફાયરિંગ લગભગ સાથે જ થવાં જોઈએ. અણધાર્યો ઝબકારો જોઈને ડાકુઓ થોડા હેબતાય અને શું કરવું એની ગડમથલમાં હોય એ એકાદ મિનિટમાં પહેલો ઘા કરી લેવામાં આવે તો બે-ચાર જણા જરૂર અંટાઈ જાય.

બાર-તેર ઓળા સામે વીસથી પચીસ બંદૂકો તકાઈ હતી. દરેક પોલીસ ઘોડા પર આંગળી દબાવવા માટે તંગ થયો હતો. ઓળાની સાથેસાથે તેમની બંદૂકની નાળનો ઍંગલ બદલાતો જતો હતો.

'લાઈટ્સ !'

એ એક જ શબ્દ બોલાયો અને બધા કટોકટીની ઘડી માટે સચેત બની ગયા.

પણ આ શું ? રોશની કેમ થતી નથી ?

માધોસિંહ અકળાઈ ઊઠ્યા. ભૂલમાં પણ કોઈએ અંધારામાં ગોળી છોડી દીધી હોત તો બાજી પલટાઈ જાત... પણ ઉશ્કેરાવાનું પાલવે એમ નહોતું.

લાઈટ્સ ચાલુ કરવાનો બીજો, ત્રીજો અને ચોથો પ્રયાસ પણ કામિયાબ ન નીવડ્યો ત્યારે માધોસિંહની ધીરજ ખૂટી ગઈ. આમ ને આમ બેસી રહેશે તો પેલા લોકો નિશાન બહાર નીકળી જશે.

અને તેમને એક ઉપાય સૂઝી આવ્યો : હાથ-બૅટરીનો ઉપયોગ શું કામ ન કરવો ?

બાજુમાં બેઠેલા મદદનીશને તેમણે કોણી મારી : 'બૅટરીની સ્વીચ દબાવજે... સૌથી આગળના માણસ પર !'

અને બીજી જ ઘડીએ રોશનીનો રેલો પચાસ ગજ છેટે પેલા ઓળા પર ચોંટી ગયો.

માધોસિંહની બંદૂક ગર્જી ઊઠી. નિશાન ચોટદાર રહ્યું. ગોળી જેના પર તાકવામાં આવી હતી એ જ શખ્સ ઊથલી પડ્યો... પણ એટલી વારમાં બીજા ડાકુઓ આઘાપાછા થઈ ગયા. બીજી વાર બૅટરી કરી ત્યારે કાંઈ નજરે ન પડ્યું !

માધોસિંહના જુસ્સા પર પાણી ફરી વળ્યું. ખરે વખતે જ લાઈટ્સ કામ ન આવી. ફક્ત એક ડાકુ અંટાયો... કેવી નામોશી ! કેવી કમનસીબી !

'બધા વેરવિખેર થઈને કોઈ આડશ પકડી લો.' તેમણે હવે બીજી ચાલ અજમાવી મનમાં એક આશા હતી : ઘવાયેલા કે મરાયેલા સાથીને છોડીને એ લોકો નાસી નહીં જાય. એટલામાં જ ક્યાંક સંતાઈને બેઠા હશે. એમના સાથી તરફ પોલીસો આગળ વધે એની રાહ જોતા હશે. માધોસિંહને થયું કે એમ હોય તો હજુય અર્ધી બાજી હાથમાં છે. તેમણે સામો પેંતરો રચી કાઢ્યો.

ડાકુઓને ભલે એમ લાગે કે આપણે નાસી ગયા. એ માટે જરૂર પડે તો સવાર લગી આપણે સંતાઈ રહેશું. ત્યાં સુધીમાં એ લોકો જરૂર પાછા આવવાના... માધોસિંહે કોઈને પોતાની હાજરીની ગંધ ન આવવા દેવાની તાકીદ ફરમાવી. બીડી કે બૅટરી પણ જલાવવાની મનાઈ કરી દીધી. રખે ને ડાકુઓને નિશાન લેવાનો મોકો મળી જાય.

કલાક, બે કલાક, અઢી-ત્રણ કલાક તપ કરતા બેસી રહ્યા. મચાન પર શિકારી આંખનું એક મટકું માર્યા વિના સાવધ રહે તેમ માધોસિંહ મોકાની રાહ જોતા રહ્યા, પણ મોંસૂઝણું થયું તોય ડાકુઓ દેખાયા નહીં : સાલ્લાઓ સાથીની લાશ છોડીને ચાલ્યા ગયા !

દાંચ કચકચાવતા તેઓ પેલી લાશ તરફ જવા લાગ્યા. આખી રાતના ઉજાગરાવાળી લાલ આંખોમાં હતાશા ભોંકાતી હતી.

લાશ પાસે જઈને જોયું તો ડાકુ ઊંધો પડ્યો હતો. છાતીમાંથી વહી ગયેલું લોહી જમીન પર જામી ગયું હતું. તેની બંદૂક બાજુમાં ઊડી પડી હતી.

તેઓ ધીમેધીમે નીચા નમ્યા. પછી મારનારનું મોં જોવા માટે તેમણે લાશને પગેથી ચત્તી કરી અને એમની આંખો ફાટી રહી ! ન જોવા ધારેલું કાંઈક જોવા મળ્યું તેના આનંદજનક આશ્ચર્યમાં તેઓ એવા તો ગરકાવ થઈ ગયા કે થોડી વાર સુધી બોલી પણ શક્યા નહીં.

એક પછી એક પોલીસો લાશ ફરતા કૂંડાળું વળીને ઊભા રહેતા, તેમ દરેકના ચહેરા પર અણધાર્યો પલટો આવી જતો. આનંદનો ઊભરો શમાવી દેવાનું અશક્ય બન્યું ત્યારે માધોસિંહ આવેશમાં ચિલ્લાયા :

'કલ્લો ઠાર થયો !'

કુદરતની ગેબી ચાલ કોણ સમજી શક્યું છે ! માધોસિંહને બધા જ ડાકુઓને ઠાર કરી શકે એવો મોકો મળ્યો ત્યારે લાઈટ ખોટકાઈ ગઈ. બૅટરીની રોશનીમાં માત્ર એક જ નિશાન લઈ શક્યા અને એમાં ટોળીનો સરદાર કલ્લો જ ઝડપાઈ ગયો ! ફક્ત એક જ ગોળીએ એનો

મામલો ખતમ કરી નાખ્યો. વળતો જવાબ આપવાની પણ એને તક ન મળી... આઠ-નવ વરસની કલ્લાની ડાકુ-કારકિર્દીનો કેવો અંજામ !

૧૯૫૨માં ગોરમી ગામની બજારમાં કલ્યાણસિંહને એક આદમી સાથે કોઈ ઓરત બાબતનો ઝઘડો થયો. આવેશમાં ત્યારે એ બોલી ગયો હતો : 'હું જોઈ લઈશ !'

ધમકી પ્રમાણે કલ્લાએ પેલાના માથામાં કુહાડી મારી એને ખતમ કરી નાખ્યો અને પછી એની જ બંદૂક લઈને ચંબલનો રસ્તો પકડી લીધો. કલ્યાણસિંહ મટીને એ કલ્લો બની ગયો ! ચંબલના ડાકુઓની યાદમાં એક નામચીન નિશાની મૂકતો ગયો.

જેના માથા પર દસ હજારનું ઇનામ બહાર પડ્યું હતું એ કલ્લાની લાશ પર માધોસિંહે કપડું ઢાંકી દીધું.

બીજા દિવસે બપોરે લાશની ઓળખ માટે બે માણસોને બોલાવવામાં આવ્યા.

એક હતા પેલા ઠેકેદાર અને બીજા હતા આવકવેરાના અમલદાર... જેમને કલ્લો ઉઠાવી ગયો હતો.

સાલ્લાને મરવાનું હતું તો થોડા દિવસ વહેલો કાં ન મર્યો ?... મારા પચાસ હજાર તો બચી જાત ને !'

ઠેકેદારને એ અફસોસ જિંદગીભર ખટકતો રહ્યો.

પણ માધોસિંહ ખુશ હતા, કારણ કે દશ હજારના ઇનામના પોતે હક્કદાર બન્યા હતા !



# આઠ

લાલસિંહને છાપાં વાંચવાની આદત. ક્યારેક છાપાં લેવા ચાર-છ ગામનો ફેરો પણ કરી આવે. પોતે અંગ્રેજી ભણેલો અને મિલિટરીમાં રહેલો એટલે અંગ્રેજી છાપું વટથી વાંચે અને બીજાઓને રુઆબથી વાંચી સંભળાવે. આ બાબતમાં પોતે બધાથી ચડિયાતો છે એમ દેખાડવાની તેની મનોવૃત્તિ લાખનને ક્યારેક ખટકતી ખરી, પણ આવી નાની વાતમાં સાથીને ટપારવાનું તેને ઠીક ન લાગતું. લાલસિંહ પાછો કામનો માણસ હતો. હવે તો એ તેના જમણા હાથ જેવો બની ગયેલો. સારી-નરસી આદત માણસને વળગ્યા પછી ઝટ છૂટતી નથી. એમ તો પોતાનો ભત્રીજો હજૂરી કેટલો વકરી ગયો હતો ! કેટલી વાર ના પાડી, ધમકાવ્યો, ઠપકાર્યો, છતાં ઓરતના સંગમાં એ જાનવર બની જતો. જેને પ્યાર કરતો એનું ગળું પણ દાબી દેતો... પાછળથી પસ્તાવો કરે ત્યારે એના પર દયા આવી જાય, ફરી વાર આવું ન કરવાનું વચન આપે એટલે માફ કરી દેવો પડે. પોતે મિલિટરીમૅન એનો ફાંકો લાલસિંહ ભલે રાખે, છાપાં વાંચીને નેતાઓનાં ભાષણોની ટીખળ ભલે કરે, બીજી રીતે તો એ પાવરધો છે ને ઘાતકી પણ થઈ શકે છે ને... આવા માથાભારે જલદી મળતા નથી. લાખન આવી દલીલો કરી લાલસિંહની નબળાઈઓ નભાવી લેતો... લાલસિંહે તેને લાખનની લાચારી સમજી, મિલિટરી કૅમ્પની એક વિકૃત આદતને પણ તેણે બહેલાવવા માંડી. ટોળીમાં નવા ભરતી થયેલા ગોરા જુવાનને એ વધુપડતો પંપાળવા લાગ્યો. પેલા પાસે પગચંપી કરાવે, બદન દબાવડાવે અને આ ‘સેવા’ના બદલામાં લાલસિંહ એને ‘માનીતા’ છોકરાની જેમ રાખે, એને નિશાનબાજી શીખવવાની કાળજી લે... એ બંને વચ્ચેનો અણછાજતો સંબંધ ટોળીના બીજા સાથીઓની આંખે ચડવા લાગ્યો. જુવાન રામલાને હવે બધા જુદી નજરે જોવા લાગ્યા. લાલસિંહની બીકે તેને પજવવાની હિંમત તો ન કરી શકતા. લાખનને જ્યારે આ આડા સંબંધની

જાણ થઈ ત્યારે પહેલાં તો લાલસિંહ માટે નફરત જાગી. પણ થોડા વખત માટે તે કડવો ઘૂંટડો ગળી ગયો. હવે કલ્લો આવવાનો જ છે, પછી લાલસિંહ સામે લાલ આંખ કરીશ.

અને લાલસિંહ સવારનું છાપું લઈને પડાવ પર આવ્યો, 'ગજબ થઈ ગયો, લાખન ! તારો દોસ્ત કલ્લો હવે નહીં આવે...' લાખન ત્યારે દાઢી કરતો હતો. અસ્ત્રાવાળો હાથ એકાએક અટકી ગયો. ગાલ પર છરકો થયો અને લોહીનો ટશિયો ફૂટી નીકળ્યો : 'નહીં આવી શકે !' તેણે પહોળી કરેલી આંખમાં અણગમો દેખાયો : 'લાલસિંહ, જે હોય તે સીધેસીધું કહી દે.'

'હું ખોટો પડ્યો !' લાલસિંહે વાતને જુદી રીતે રજૂ કરી : 'બે દિવસથી કલ્લાની રાહ જોતા આપણે બેસી રહ્યા - આજે આવશે, હમણાં આવશે. હું માનતો હતો કે કલ્લો આપણી સાથે જોડાવા રાજી નથી... પણ ના, એ બિચારો તો રાજી હતો - કુદરત રાજી નહોતી.'

'લાલસિંહ !' ત્રાડ પાડી લાખને... દાઢી પર ચોપડેલો સાબુ રોષથી લૂછી નાખ્યો અને લાલસિંહના હાથમાંથી છાપું ઝૂંટવી લીધું.

'નહીં ! નહીં !' મથાળું વાંચીને એ બરાડી ઊઠ્યો : 'કલ્લો ઠાર થાય નહીં... એ બીજો કોઈ હશે. પોલીસે બનાવટ કરી લાગે છે.'

છાપાંનો તેણે ઘા કરી દીધો. લાલસિંહ સમજી ગયો કે લાખન હકીકતને ખોટી ઠરાવવાનો ઠાલો પ્રયાસ કરે છે. તેણે ત્યારે લાખનની પીઠ પર હાથ ફેરવવો જોઈતો હતો, તેને દિલાસો આપવો જરૂરી હતો, પણ તેને બદલે લાલસિંહે લાખનને ખાતરી કરાવવાની ચાલાકી અજમાવી. નીચે પડેલું છાપું ઉપાડ્યું. કલ્લાનો ફોટો લાખનની આંખ સામે ધરીને કહ્યું : 'મેં તો કલ્લાને એકે વાર જોયો નથી. તું એનો ફોટો જોઈને ખાતરી કરી લે, એ જ છે કે બીજો કોઈ ?'

છાપાંમાં ફોટો જોવાને બદલે તેણે લાલસિંહ સામે આંખો ફાડી. ધીમેધીમે એની કીકીઓ રતાશ પકડવા માંડી. જિગરી દોસ્તના મોતના ખબર આપનારો લાલસિંહ એને કાળ જેવો લાગ્યો. આઘાતથી જડ થઈ ગયેલા ચહેરા પર રેખાઓ ઊપસવા લાગી. તેમાં નફરત હતી અને વહેમ પણ ડોકાતો હતો :

'લાલસિંહ ! મને અત્યારે વતાવવો રહેવા દે.' પછી જે હૈયે હતું એય હોઠે આવી ગયું : 'કલ્લો અહીં આવે તેમાં કુદરતની જેમ તું પણ નારાજ હતો ને, લાલસિંહ !'

અને સાંભળીને લાલસિંહના દાંત ભીંસાયા, 'ઠાકુર ! આમ કહીને મારા પર ઇલ્ઝામ નાખો છો ?'

'એક દોસ્તના મોત પર મને શોક પણ નહીં કરવા દે તું ?' લાખનના અવાજમાં લાગણી ઘૂંટાણી : 'કલ્લો નહીં આવવા નીકળ્યો અને રસ્તામાં અંટાયો. કોણે પોલીસને બાતમી આપી ? આખરી શ્વાસ લેતી વખતે એણે મને યાદ કર્યો હશે, કદાચ એને શંકાય જાગી હશે કે લાખન, તેં મને કમોતે મારવા આવું છટકું ગોઠવ્યું ? દોસ્તીનો હાથ લંબાવીને દગો કર્યો...'

લાખન પીઠ ફેરવી ગયો. તે વધુ દલીલ કરવા માગતો નહોતો. પહેલાં કલ્લાના મોતની

વિગતવાર બાતમી મેળવવી પડશે. તેના બીજા બધા જ સાથીઓ બચી ગયા અને એકલો કલ્લો જ કેમ ઠાર થયો ? શું એના જ કોઈ સાથીએ દગો કર્યો હશે ?

'લાલસિંહ ! એક કામ કરવાનું છે તારે.' પીઠ ફેરવ્યા વિના જ લાખન કહેતો હતો : 'મારે એ જાણવું છે કે કલ્લાને કોણે ઠાર કર્યો ?

'મેં એટલા માટે તો છાપું વાંચવા આપેલું, ઠાકુર !' લાલસિંહ જરાય ઓછો ઊતરવા માગતો ન હોય તેમ બોલી ગયો : 'એમાં ચોખ્ખું છાપ્યું છે કે કમાન્ડર માધોસિંહની એક જ ગોળીથી કલ્લો ઠાર થયો.'

'લાલસિંહ કોની ગોળીથી ઠાર થયો એ નહીં, પણ કોની ગદ્દારીથી કલ્લો મરાયો એ બાતમી મારે જોઈએ !'

'ઠાકુર, દરેક વાતને વહેમ અને વેરની નજરે જોવાથી શો ફાયદો ?'

લાલસિંહ આટલું બોલ્યો ત્યાં લાખનની મુઠ્ઠીઓ ભિડાવા લાગી : આ માણસ એના મનમાં સમજે છે શું ? કલ્લાના મોતનો અફસોસ કરવાને બદલે ઉપદેશ આપવા બેઠો !

'લાલસિંહ ! આ વહેમની વાત નથી, બદલો લેવાનો સવાલ છે. વેર વાળવા માટે તો આ વસમી જિંદગી વેઠી રહ્યો છું. લાખનના નામ પર ભલભલાની મૂછો ધ્રૂજે છે, શું કામ ? વેર લેવાની ખુમારી વિના આવી તાકાત પેદા થતી નથી. તું મને શિખામણ આપવાનું રહેવા દે.'

'ઠાકુર, આજકાલ મારી વાતમાં તને અવળું જ દેખાય છે.' લાલસિંહે વાતનો અંત લાવવાને બદલે તેને વધારવા માંડી : 'તારી દોસ્તી અને દુશ્મની બન્નેથી હું વાકેફ છું. મેં તારે ખાતર મિલિટરીની નોકરી અને હથિયારો ચોરવાની સજાની પરવા કરી નહીં, ત્યારે તેં મને છોડાવવા માટે જાનની બાજી લગાવી હતી એ હું ક્યારેય નહીં ભૂલું...'

'અત્યારે એ શું કામ યાદ કરાવે છે ?'

'એટલા માટે કે કલ્લાના ગમમાં તું બે-ચાર બોલ એવા બોલી ગયો જે મને હાડોહાડ લાગી આવ્યા.'

'લાલસિંહ ! દલીલો કરવાની તારી આ રીત મને પસંદ નથી.' લાખને અણગમો ઉછાળ્યો : 'તું જાણે છે કે બેવડા અર્થનું ગોળગોળ બોલવાની મને ટેવ નથી. અવળા અર્થ કરીને તારે હોશિયારી દેખાડવાની જરૂર નથી.'

'ઠાકુર, તું જે બોલી ગયો તે ફરીથી સંભળાવું તને ?' લાલસિંહ જરાય ડગ્યો નહીં : 'તો સાંભળ ! કલ્લો અહીં આવે તેમાં કુદરતની જેમ મારી પણ નારાજી હતી - એનો અર્થ શું કરવો મારે ?'

'જે કરવો હોય તે.' લાખને લાપરવાહી દેખાડી એટલે લાલસિંહ વધારે ગિન્નાયો.

'હવે રહી કલ્લાના મોતની વાત... દરેક ડાકુનું મોત તેના કોઈ સાથીની ગદ્દારીથી જ થાય છે એવું હું માનતો નથી !'

'એટલે ?'

'ક્યારેક ડાકુ તેની મૂર્ખાઈ કે પોલીસની ચાલાકીને કારણે ખુવાર થતો હોય છે.' લાલસિંહ ઠાવકાઈથી સમજાવતો હતો : 'ક્યારેક સંજોગો તેના મોતનું નિમિત્ત બને છે.'

'મારે એ બધું સાંભળવું નથી.'

'સાંભળવું પડશે, ઠાકુર !' લાલસિંહનો જુસ્સો વધવા લાગ્યો : 'દોસ્તીદાવે પણ મારે તને એ કહેવું પડશે... કલ્લાના મોતમાં જો કોઈએ ગદ્દારી કર્યાનો વહેમ હોય તો એ વહેમનું નિશાન હું જ બનવાનો.'

'લાલસિંહ !'

'હા, ઠાકુર, કલ્લો અહીં આવવાનો છે એ તારા અને મારા સિવાય બીજું કોણ જાણતું હતું ?'

'જે માણસ સંદેશો આપવા ગયો હતો એ જાણતો હતો. કલ્લાના બધા સાથીઓ જાણતા હશે. તું દોષનો ટોપલો જાણી-કરીને તારા માથા પર શું કામ ઢોળી દે છે ?'

લાલસિંહ થોડો શાન્ત પડ્યો. તેને થયું કે લાખન હવે પોતાની સામે પહેલાંની જેમ ભુરાયો થતો નથી અને આ અનુમાને એને અહંને ફુલાવી દીધું. ન કહેવા જેવી વાત તેણે એ નાજુક ઘડીએ સંભળાવી દીધી :

'લાખન, સુલ્તાનાનું મોત કલ્લાને હાથે થયું હતું એ યાદ છે ?'

'લાલસિંહ, તું આજ હદ વટાવી રહ્યો છે ! બધા જાણે છે કે પોલીસ સાથેના ધિંગાણામાં સુલ્તાના ઠાર થયો હતો.'

'પણ બધા શું બોલે છે એ તેં ક્યારેય સાંભળ્યું નહિ હોય.'

'શું બોલે છે ?'

'એ જ કે સુલ્તાના સાથે હાથ મિલાવીને લાખને તેને ખતમ કર્યો...'

હજુ એટલું બોલ્યો ત્યાં લાખનનો હાથ વીંઝાયો અને લાલસિંના ગાલ પર તેના ભરાવદાર આંગળાંની છાપ ઊઠી આવી.

'ઠાકુર ! આજ તેં મારા પર હાથ ઉગામ્યો ?'

'ચાલ્યો જા અહીંથી, લાલસિંહ ! નહીંતર આપણી દોસ્તીનો અંત આવી જશે ! હાથને બદલે હથિયાર ઊપડી જશે !'

એ જ વખતે બધા સાથીઓ ભેગા થઈ ગયા. લાલસિંહ લાલચોળ ગાલ પંપાળતો અટકી ગયો. અપમાનનો ઘૂંટડો ચૂપચાપ ગળી જવાનો એ સમય હતો. બધાની સામે કરડાકીભરી નજર નાખી તે ત્યાંથી ખસી ગયો. કાયમને માટે લાખનને છોડી જવા તેણે પગ ઉપાડ્યા.

લાખને પણ તેને રોક્યો નહીં - એમ માનીને કે ગુસ્સો ઊતરી જશે એટલે પાછો આવશે. એક તમાચો તેની સાન ઠેકાણે લાવવા માટે પૂરતો હતો. એ જઈ-જઈને ક્યાં જશે – મિલિટરીવાળા તેને ગિરફતાર કરવા માટે ટાંપીને બેઠા છે એ ભૂલી જાય એટલો બેવકૂફ નથી લાલસિંહ !

પણ લાખનની અટકળ ખોટ ઠરી. લાલસિંહ પાછો ન આવ્યો.

*

'હે માતા ભવાની ! તારી પાસે હું વરદાન લેવા આવ્યો છું. મારે લાખનથી પણ ચડિયાતા પુરવાર થવું છે. મને આશીર્વાદ આપ... મા !'

ખાધા-પીધા વિના લાલસિંહ ભવાનીના મંદિરમાં બેસી રહ્યો. ચોવીસ કલાક લગી માતાને રીઝવવાનાં 'ધરણાં' લીધાં. બંદૂકબાજીનો પાવરધો લાલસિંહ તલવારધારી દેવીની પૂજામાં એટલો એકધ્યાન થઈ ગયો કે પાછળથી કોઈ આવીને તેને ગિરફતાર કે ઠાર કરી જશે એનીય ભીતિ ન રાખી.

નાનપણથી ભવાનીમામાં એને શ્રદ્ધા હતી. ત્યારે બાપની સાથે સવાર-સાંજ બે વાર માતાના મંદિરે એ આવતો. જેના પર માતાની કૃપા ઊતરે એ બહાદુર યોદ્ધો બને છે એવું બાપ પાસેથી વારંવાર સાંભળેલું. તેમાં વળી એક ચમત્કાર બની ગયો.

કોઈ દિવસ નહીં અને એક વાર ભવાનીમાતાની મૂર્તિ પરથી ઘરેણાં ચોરાયાં. ગામમાં હાહાકાર મચી ગયો. ભવાનીના ભક્તો ગુસ્સે ભરાયા. લાલસિંહનો બાપ તેમાં મોવડી હતો. તેના મોઢેથી લાલસિંહે સાંભળ્યું : 'માતાજીની ચોરી કરનાર પર કોપ ઊતરશે અને પાંચ દિવસમાં આંધળા થઈ જશે. મારા દાદાજીના વખતમાં એક આદમી મંદિરમાં ચોરી કરવા પેઠેલો, પણ જેવો તે મૂર્તિ સામે આવ્યો કે એના પગ જમીન સાથે જડાઈ ગયેલા !'

'તો આ વખતે ચોર ઘરેણાં લઈને ભાગી કેમ જઈ શક્યો ?' લાલસિંહના બાળમાનસે બાપ સામે દલીલ કરી.

'માતાજી દરેક વખતે જુદોજુદો પરચો બતાવે છે. આ ફેરા ચોરની આંખોમાં અંધારાં ભરી દેશે, માતાજી !'

લાલસિંહે એમના ગોઠિયાઓને આ વાત કરી અને ધીમેધીમે વાત ગામ-આખામાં વહેતી થઈ. દિવસો ગણાવા લાગ્યા : એક...બે...ત્રણ પણ ગામનો કોઈ દેખતો માણસ આંધળો ન થયો. જે આંધળો થાય એ ચોર ઠરવાનો હતો એટલે ગામના સૌ એકબીજાની આંખો જોતા હતા.

ચોથા દિવસે એક ચમત્કાર થયો. મંદિરનો પૂજારી લાલસિંહના બાપ પાસે દોડતો આવ્યો : 'ઠાકુર, માતાજીનાં ઘરેણાં પાછાં આવી ગયાં !'

'કોણે ચોર્યાં હતાં ?'

'એ તો ખબર ન પડી, પણ સવારે જઈને જોઉં છું તો મૂર્તિ પર ઘરેણાં ચળકતાં હતાં. રાતોરાત કોઈ ઘરેણાં પાછાં મૂકી ગયું. માતાજીએ પરચો બતાવ્યો હશે એટલે ચોરને પસ્તાવો થયો.'

ગામ-આખું તે દિવસે ભવાનીના મંદિરે ઊમટેલું. ચોરાયેલાં ઘરેણાં આપોઆપ પાછાં આવી ગયાં એ નજરોનજર નિહાળવા માટે પડાપડી થયેલી. લોકોની આસ્થા વધી ગઈ, જેનો સૌથી વધુ લાભ જોકે પૂજારીને જ મળ્યો !

બાળપણની એ આસ્થાનો આજે આશરો લઈને લાલસિંહ ભવાનીની મૂર્તિ સામે બેઠો હતો. એને દૈવી તાકાતનું વરદાન જોઈતું હતું, બીજા લાખન બનવું હતું. પછી લાખન સામે ચાલીને તેની પાસે આવશે, તમાચાના બદલામાં માફી માગશે, પણ પોતે તેને માફ નહીં કરે. તમાચાનો જવાબ પોતે તલવારથી આપશે...

તર્ક-વિતર્કમાં ચોવીસ કલાકનાં ધરણાં પૂરાં થયાં ત્યારે લાલસિંહે ભવાનીની મૂર્તિને શ્રીફળ વધેર્યું, વેણી ધરી અને સાષ્ટાંગ દંડવત્ કરીને સંકલ્પ ઉચ્ચાર્યો : 'હે માતા ભવાની ! અત્યારે તો મેં તને એક શ્રીફળ જ વધેર્યું છે, પણ આજથી એક વરસ સુધીમાં તારા નામે એકસોપાંચ માથાં વધેરીશ. એ માનતા પૂરી કરી શકું એ માટે તારા આ ભક્તને તાકાત બક્ષજે.'

મંદિરની બહાર નીકળતાં જ લાલસિંહને ભ્રમણા થવા લાગી કે પોતાનામાં કોઈક અદ્ભુત તાકાત તરવરવા લાગી છે. માતાજીનું વરદાન મળી ગયું છે એમ માની લઈ લાલસિંહે પોતાની ટોળી જમાવવાની કારવાઈ ચાલુ કરી દીધી.

*

એકસોપાંચ માથાં ધરવાનો ભવાની સમક્ષ સંકલ્પ કર્યાને હજુ પાંચ દિવસ પણ પૂરા થયા નહોતા ત્યાં લાલસિંહે તેના અમલનો આરંભ કરી દીધો.

શિવપુરી પાસેના એક ખેતરમાંથી પસાર થતા હતા ત્યાં લાલસિંહને કાંઈક સૂઝી આવ્યું : 'આપણે રાત અહીં જ ગુજારી નાખીએ.'

'પણ આ નાનકડા ગામમાં રાતવાસો કરવાથી લાભ શું ?' તેના માનીતા રામલાએ દલીલ કરી : 'કોઈ મોટા ઠેકાણે એકાદ માલદારને ગોતીને જોરદાર શરૂઆત કરીએ તો કેમ ?'

'હું કાંઈ એવું જ કરવા માગું છું, સાથીઓ ! આપણે સામેના ખેતરમાં જ પડાવ નાખવો છે.'

પોતે અને રામલા સિવાય બીજા આઠ આદમીઓ ટોળીમાં હતા. ચાર જણા પાસે બંદૂક હતી. બીજાઓને લાલસિંહે ધારિયાં આપેલાં. પોતે બંદૂક ઉપરાંત એક તલવાર પણ રાખી હતી. હજુ શરૂઆત હતી એટલે પૂરતાં હથિયાર મળેલાં નહીં. બંદૂકની જરૂર તો પોલીસ સામે પડવાની, બીજા લોકોને તો ધારિયા-તલવારથી પણ દબડાવી શકાય.

ખેતરમાં પાંચ આદમી અને એક ઓરત ફસલનું રખોપું કરવા રોકાયેલાં. લાલસિંહ તેની ટોળી સાથે રુઆબભેર દાખલ થયો : 'કોનું ખેતર છે આ ?'

સામેવાળા સમજી ગયા કે બાગી આવ્યા છે. રોટલા-પાણી કરવા રોકાશે અને પછી હાલતા થાશે.

'ખેતર તો બાપલા બીજાનું છે.' એક આદમીએ સાવધપણે કહ્યું : 'અમે રખેવાળ છીએ. ખળાની ચોકી કરવા બેઠા છીએ.'

બીજા બે જણાએ ખાટલા ઢાળ્યા, ફાટીતૂટી ગોદડી બિછાવી અને ડાકુઓને માનથી બેસાડ્યા : 'બેસો, બાપલા, અમારાથી થાશે એવી મહેમાનગતિ કરશું.'

લાલસિંહ મૂછને વળ દેતો બેઠો, થાક ઉતારતો હોય તેમ ખાટલામાં આડો પડ્યો : 'રામલા જરા પગને ચંપી કરી દે ને.'

કહ્યાગરો રામલો લાલસિંહનો પગ પોતાના ખોળામાં લઈ સેવા બજાવવા લાગ્યો.

'અલી, વીજળી, ઝટપટ મહેમાન માટે રોટલા ઘડી નાખજે.' એક મજૂરે ત્યાં બેઠાં-બેઠાં જ સાદ દીધો : 'પેલા ઉકાને કહે કે ભેંસ દોહી નાખે.'

ઓરતનું નામ કાને પડ્યું એટલે લાલસિંહની આંખો ચમકી : 'એલા આ વીજળી કોણ છે ?'

'બિચારી વિધવા ડોશી છે !' પેલાએ ખુલાસો કર્યા પછી લાલસિંહની કીકીઓમાંથી ચમકારો ઊડી ગયો.

ખાઈ-પીને હુક્કો પીતો લાલસિંહ ઊંડા વિચારમાં ઊતરી ગયો. પેલા પાંચમાંથી બે જણ ઊંઘી ગયા. ત્રણ જણા ખળાની ચોકી કરતા જાગતા હતા. એક-બે-ત્રણ-ચાર-પાંચ... લાલસિંહ વારેવારે મનમાં ગણતો હતો. એકસોપાંચ માથાંમાંથી પાંચ અત્યારે નજર સામે હતાં. રાત ઘેરાતી ગઈ તેમ ઇરાદો ઘૂંટાતો ગયો.

'એલા પેલી ઝૂંપડીમાં કોણ છે ?' લાલસિંહ હુક્કાની નળી બાજુએ ફગાવીને બેઠો થયો.

'કોઈ નથી, બાપલા, તમારે આરામ કરવો હોય તો ત્યાં ખાટલો ઢાળી દઉં.'

'ખાટલાની જરૂર નથી. મારે એક કામ પતાવવાનું છે. બહુ ખાનગી છે. તમારામાંથી કોઈની જરૂર પડશે તો બોલાવીશ.'

'ભલે, બાપલા !' ખેતરની રખેવાળી કરનારાઓ એક બીજા સામે જોઈ રહ્યા : શું ખાનગી કામ હશે એને ?

લાલસિંહના સાથીઓય વિચારમાં પડી ગયા, પણ જ્યારે તેણે રામલાને પોતાની સાથે આવવા કહ્યું ત્યારે આંખ મિચકારીને સાનમાં સમજી ગયા. સમજી તો ગયા, પણ એમને એ ગમ્યું નહીં. 'ધાડ પાડવા જવું છે' એમ કહીને નીકળ્યા પછી લાલસિંહ આમ વખત વેડફી નાખે, ખાનગી કામના ખોટા રવાડે ચડી જાય એ બહુ સારી શરૂઆત ન ગણાય.

પણ એમનું અનુમાન ખોટું પડ્યું.

લાલસિંહે કામને બહાને રામલાને મોકલીને વારાફરતી પેલા ત્રણે ખેતમજૂરોને ઝૂંપડીમાં બોલાવ્યા. અંદર જનારો કોઈ પાછો આવતો નહીં. રામલાના ચહેરા પર પણ કાંઈક ભયાનક જોયું હોય એવી કાળી છાયા જડાઈ ગઈ હતી.

લાલસિંહ જ્યારે બહાર આવ્યો ત્યારે એનું વિકરાળ સ્વરૂપ સાથીઓને પણ થથરાવી ગયું. તેના હાથમાં ખુલ્લી તલવાર હતી જેમાંથી લોહી નીતરતું હતું અને બીજા હાથની મુઠ્ઠીમાં ત્રણ માથાં ચોટલીથી ઊંચક્યાં હતાં. જાણે નાળિયેર તોડીને લઈ આવ્યો હોય એમ એ ચાલ્યો આવતો હતો. તેનાં કપડાં પણ લોહીથી ખરડાયેલાં હતાં. કપાયેલાં ડોકાંમાંથી હજુ લોહીની ધાર અટકી નહોતી.

'પેલી વીજળી જાગી જશે તો હોહા કરી મૂકશે. રામલા, હવે આપણે જલદી નીકળી જઈએ.'

'એ ડોકરીના હાથપગ બાંધી દીધા છે અને મોંમાં ડૂચો માર્યો છે. એની ચિંતા નથી.' લાલસિંહ પાછલી રાતના ચાંદના અજવાળામાં ખંધું હસતો આગળ વધ્યો : 'હજુ પેલા બેના સર કાટવાનાં બાકી છે. એમને ઊંઘતા જ વાઢી નાખશું.'

બે મિનિટ પણ ન લાગી લાલસિંહને... વાડમાંથી ચીભડાં તોડતો હોય એટલી લાપરવાહીથી તેણે બીજા બેનાં માથાં વધેરી નાખ્યાં. તલવારનો ઘા કરતી વખતે 'જય ભવાની !'નો ઘોષ અને વઢાઈ જનારાના એક ઊંહકાર સિવાય બધું જ ખામોશ હતું.

'ચાલો હવે, સવાર પહેલાં શિવપુરી પહોંચી જવું છે - ભવાની માતાના મંદિરે.'

લાલસિંહની ક્રૂરતાએ એના સાથીઓનાં દિલ થિજાવી દીધાં હતાં. કારણ વિનાની આ કત્લેઆમ શા માટે ? અત્યારે પાંચ માથાં કરતાં પાંચસો રૂપિયાની વધારે જરૂર છે... પણ ભવાનીમાતાના મંદિરનું નામ પડ્યું ત્યારે એમને સમજાયું કે લાલસિંહ કારણ વિના આ બધું નહોતો કરતો. ડાકુગીરીની શરૂઆત કરતાં પહેલાં માતાને ભોગ ચડાવવાનો તેનો ઇરાદો બધાને જચી ગયો હોય તેમ સૌએ તેના એ કારમા કૃત્યને વધાવી લીધું. 'જય ભવાની'ના પોકાર પાડતી ટોળી ત્યાંથી તાબડતોબ રવાના થઈ ગઈ.

'હે માતા ભવાની ! એકસો પાંચ માથાંનો ભોગ ધરવાની મેં પ્રતિજ્ઞા કરી હતી તેની આ પહેલી પ્રસાદી તારાં ચરણોમાં ધરું છું. એનો સ્વીકાર કરીને મારા પર કૃપા વરસાવજે !'

મંદિરના દરવાજે પાંચ માથાંનું તોરણ લટકાવી લાલસિંહે શ્રીફળ વધેર્યું. પછી બે હાથ વચ્ચે તલવાર પકડી ભક્તિભાવે માથું ઝુકાવ્યું, ઊભા થઈને ઘંટ વગાડ્યો, લોહિયાળ તલવારને મ્યાનમાં મૂકી દીધી અને બહાર નીકળી ગયો. પૂર્વાકાશમાં ઊગતા સૂરજની લાલી જોઈને લાલસિંહ ખુશ થયો. માતાજીને ચડાવેલાં માથાંના લોહીનો છંટકાવ જાણે ત્યાં સુધી પહોંચી ગયો હોય એવા હરખમાં ટોળી સાથે તે પલાયન થઈ ગયો.

*

હાહાકાર મચી ગયો આખા મધ્યપ્રદેશમાં...

પાંચ બેકસૂર ગરીબોનાં માથાં વાઢીને માતાના મંદિરે લટકાવ્યાં ! માનવામાં આવતું નહોતું. સાંભળીને અરેરાટી ઊપજતી હતી. જેની શરૂઆત આવી ઘાતકી છે તે હવે શું નહીં કરે ?

પોલીસ-ઉપરી રૂસ્તમજીનું માથું ફાટી ગયું : આવો કાળો કેર ! શું લાલસિંહ લાખનથી અલગ થયો ? બંને વચ્ચે ઝઘડો થયો કે પછી લાલસિંહની આ કોઈ ચાલ હતી ? જેમનાં માથાં કપાયાં હતાં એમને કોઈની સાથે દુશ્મની નહોતી. તનતોડ મહેનત કરીને પેટગુજારો કરનારાઓ પર આવો જુલમ શા માટે ? પણ ભવાનીમાતાનાં મંદિરે માથાં લટકાવ્યાં એમાં કાંઈક સંકેત પણ હોવો જોઈએ.

થોડા વખતમાં રૂસ્તમજીને આ સંકેત પણ સમજાઈ ગયો. વાત વહેતી થઈ કે લાલસિંહે આવાં એકસો પાંચ માથાં વાઢવાની પ્રતિજ્ઞા કરી છે. લાખનથી જુદા પડીને તેણે પોતાની નવી ટોળી જમાવી છે અને હવે લાખનથી પણ વધુ ખતરનાક બનવાના ખ્વાબ સાથે એ સામે પડ્યો છે.

ત્યારે રૂસ્તમજીની યાદીમાં એક વધુ નામ ઉમેરાયું : 'લાલસિંહ ધ ટેરિબલ !'

*

લાલસિંહના બહારવટાની બાતમી સાંભળીને લાખન તુચ્છકારભર્યું હસ્યો : 'બેવકૂફ, વેર વાળવા માટે પાંચને બદલે પચીસ માથાં વાઢ્યાં હોત તો ખરો રાજપૂત ગણાત... ખેતરના મજૂરો પર તલવાર ઝાટકવાથી બહાદુર નથી બનાતું. લાખન જેવા બનવું હોય તો હથેળીમાં માથું લઈને બહાર પડ, જાનનાં જોખમો ખેડ અને પોલીસને હંફાવતાં શીખ... નહીંતર લેવાદેવા વિનાનો શહીદ થઈને પોલીસને જશ અપાવીશ.'

લાલસિંહની આમ હાંસી ઉડાવનારો લાખન ભીતરમાં તો ધૂંધવાતો હતો. અલગ થઈને લાલસિંહે તેના અહંને ફટકો માર્યો હતો. હરવિલાસની જેમ એની પણ બૂરી વલે કરવાની લાખનને દાઝ ચડી ગઈ, છતાં એ એટલું આસાન નહોતું. લાલસિંહને ધમકી આપીને દબાવી શકાય તેમ નહોતો. એ માથાભારે આદમીને સીધી રીતે છંછેડવામાં જોખમ હતું. લાલસિંહ લાખનની ટોળીની રજેરજથી વાકેફ હતો. પોલીસને એ જો બધી બાતમી પહોંચાડી દે તો લાખન પોતે જ ઉપાધિમાં મુકાઈ જાય. તેને બદલે એનું જોર આપોઆપ ભાંગી જાય એવું કરવું જોઈએ.

લાખને પોતાના મળતિયાને કહેવડાવી દીધું કે ઉઘાડી રીતે લાલસિંહ સાથે દુશ્મની ન દેખાડવી અને ખાનગીમાં તેને સાથ ન આપવો. જાકારો ન દેવો તેમ આશરો પણ ન આપવો.

બીજી બાજુથી લાલસિંહને તેણે દાદ આપતી શિખામણ કહેવડાવી : 'માતાજીને પાંચ માથાં વધેરીને તેં શરૂઆત સારી કરી, પણ સાવધ રહેજે. પહેલાં ટોળીને મજબૂત કરજે. પોલીસની આંખે ચડવાની બહુ ઉતાવળ ન કરતો.'

લાલસિંહે લાખનની આ શિખામણ હસી કાઢી : 'જોયું ને ! કેવો સીધો થઈ ગયો ! ધમકી આપવાને બદલે દાદ મોકલી... પણ, લાખન, હું એમ ભોળવાઈ જાઉં એવો ભોળો નથી. પોલીસની આંખે ચડવાની ઉતાવળ ન કરવાનું કહીને તું મને મામૂલી ડાકુ બનાવી દેવા માગે છે ! પણ યાદ રાખજે, તને નામ હાંસલ કરતાં સાત વરસ લાગ્યાં, જ્યારે હું સાત મહિનામાં જ મારો સિક્કો જમાવી દઈશ, પછી તને પસ્તાવો થાશે કે લાલસિંહને તમાચો માર્યો ન હોત તો સારું હતું...'

અને લાખન જે ચાહતો હતો એવું જ બનવા લાગ્યું.

લાલસિંહે અપૂરતાં હથિયાર અને ઓછા સાથીઓનો વિચાર કર્યા વિના લાખનની નકલ કરવા માંડી. મનફાવે તેમ ધાડો પાડી, કતલો કરી, છતાં થોડો વખત પોલીસ-ઉપરી રૂસ્તમજી ખામોશ રહ્યા. લાલસિંહની રંજાડ સામે ઊહાપોહ વધી ગયો. માથાં વધેરવાની તેની પ્રતિજ્ઞાએ બધાને ભડકાવી માર્યા. પોલીસ કેમ કાંઈ કરતી નથી એવી હોહા થવા માંડી. બાહોશ પોલીસ-ઉપરી રૂસ્તમજીએ લાલસિંહની હિલચાલ પર નજર તો રાખી હતી, પણ તેને ભીડવવાની અધીરાઈ દેખાડતા નહોતા. તેમના મનમાં એક લાલચ હશે : લાલસિંહને તાબે કરી લાખનને ખતમ કરવાનો લાગ મળે તો એ લઈ લેવો.

તેમણે લાલસિંહને કહેણ મોકલાવ્યું : 'આ બધા ઉધામા છોડીને તાબે થઈ જા. એક વખત તું મિલિટરીમાં હતો એ યાદ કર... આવાં ઘાતકી કામો કરીને તું શું હાંસલ કરવા માગે છે ? હજુ પણ સમય છે. પાછો વળી જા પતનના આ માર્ગેથી. મને તારા માટે રહીસહી હમદર્દી છે તેનો લાભ લઈ લે.'

લાલસિંહે આ કહેણને પોતાની બડાઈમાં ખપાવ્યું : 'રૂસ્તમજી જેવા પોલીસ-ઉપરી પણ મને ધમકી નથી આપતા, મારી સાથે સમજાવટથી કામ લેવા માગે છે. લાખનને ક્યારે ય પોલીસખાતાએ આવી હમદર્દી દાખવી નથી. થોડા દિવસમાં જ મારો પરચો મળી ગયો બધાને.'

સાથીઓ સામે બડાઈ મારતા લાલસિંહે ખાનગીમાં તો રૂસ્મજીને માનભેર જવાબ આપ્યો : 'મને પાછા ફરવાનું કહો છો, પણ ક્યાં ? ફાંસીના માંચડે ? મિલિટરીના કોર્ટમાર્શલના પાંજરામાં ? મરવા માટે હું શું કામ પાછો ફરું ? જીવવાની ખાતરી આપતા હો તો વિચાર કરું. મારી બે શરત તમારે માન્ય રાખવી પડશે : એક તો મિલિટરીમાંથી બિનશરતી માફી મળે અને બીજું, ફાંસી ન આપવાનું અભયવચન મળે તો હું તમારી સામે આવીને હાજર થઈ જાઉં. પાંચ દિવસમાં જવાબ આપજો, નહીંતર જે ખતરનાક રસ્તો લીધો છે તેની મંજિલ તરફ આગળ વધતો રહીશ.'

રૂસ્તમજી તેની કાઉન્ટર ઑફર પર લુખ્ખું હસ્યા. એની કોઈ શરત માન્ય રાખવાનું તેમના હાથમાં નહોતું. ખોટો વાયદો કરીને ફસાવવામાં તેઓ માનતા નહોતા. લાલસિંહ નમતું જોખે તો એને ફાંસીમાંથી ઉગારી લેવાની મનમાં એક ગણતરી રાખેલી, પણ તે તો લાખનની ટોળીને ખતમ કરવામાં સાથ આપવાની શરતે. કદાચ પોતે એવી દલીલ કરી શકત કે આ માણસને

ફાંસી ન આપવાથી લાખન જેવો ક્રૂર ડાકુ વહેલો ખતમ થતો હોય તો બીજા કેટલા બધાના જાન બચી જાય ! કાયદામાં પોતે માથું મારી શકે નહીં, છતાં માનવતાની દૃષ્ટિએ બાંધછોડ તો જરૂર કરાવી શકે.

પણ લાખનને આ હિલચાલની ખબર પડી ગઈ. રૂસ્તમજી લાલસિંહને શું કામ મનાવી રહ્યા છે તેનું રહસ્ય આ ખંધો માણસ પામી ગયો. લાલસિંહ જો કબૂલ થઈ ગયો તો પોતે જોખમમાં મુકાઈ જવાનો એની તેને ખાતરી હતી. તેણે લાલસિંહને ફરી સંદેશો મોકલ્યો :

'પોલીસખાતું તારી સામે ચાલબાજી ખેલી રહ્યું છે. તું શરણે થવાનું મંજૂર રાખીશ એટલે તને ત્યાં ને ત્યાં જ ઠાર કરી દેશે અને પછી જાહેર કરશે કે ધિંગાણામાં અમે લાલસિંહને ખતમ કર્યો. તું હાથે કરીને મોતના મોંમાં ધકેલાઈ જઈશ. તેને બદલે બહાદુરીથી આગળ વધ અને એકસોપાંચ માથાંની તારી પ્રતિજ્ઞા પૂરી કર. હથિયારની ખેંચ હોય તો મને કહે. અલગ થયા છતાં આપણી દોસ્તી તો કાયમ જ રહી છે ને !'

લાખનની આ ચડામણી અને રૂસ્તમજીની હમદર્દી વચ્ચે લાલસિંહ થોડો ગૂંચવાયો. એમાંથી તેણે એટલી જ તારવણી કરી કે પોતાનું પલ્લું અત્યારે ભારે છે. તેણે રૂસ્તમજીને સાફ-સાફ કહેવડાવી દીધું : પહેલાં મારી બે શરતો મંજૂર કરો, પછી બીજી વાત !

અને પોલીસ-ઉપરી 'ઑપરેશન લાલસિંહ'ની તૈયારીમાં ગૂંથાઈ ગયા.

*

'હવે પોલીસની ભીંસ વધતી જાય છે.' રામલો લાલસિંહને બે-ચાર વાર કહી ચૂક્યો હતો. 'આપણે થોડા વખત ક્યાંય ભરાઈ રહીએ, પોરો ખાઈ લઈએ. પોલીસની આંખે ચડવાની ઉતાવળ ભારે પડી જશે.'

પણ લાલસિંહ આવી પોચી વાત સાંભળવા તૈયાર નહોતો : 'તું મૂંગોમૂંગો જોયા કર, આપણને કાંઈ થવાનું નથી. ભવાનીમાતાના હાથ મારે માથે છે !'

રઝળપાટ વધતી ગઈ. કોઈ ગામમાં જઈને જરાક ઠરીઠામ થાય ત્યાં ખબર મળે : 'પોલીસ આવી રહી છે, ભાગો !' અને લાલસિંહની ટોળીને નાસી જવું પડે. પોલીસના સામનાને લાલસિંહ સમજીને ટાળતો હતો. કારતૂસોની તંગી રહેતી, તેમાં ધિંગાણું વહોરી લે તો તાકાત વેડફાઈ જાય.

નાસતાંનાસતાં લાલસિંહની ટોળી જંગલમાં દાખલ થઈ ગઈ હતી. હવે કોઈ ભય નથી એમ માની એક-બે દિવસ આરામમાં ખેંચી કાઢ્યા. ત્રીજા દિવસે જંગલ બહાર નીકળીને એક ગામમાં ધાડ પાડવા જતા હતા ત્યાં પોલીસની દોડતી જીપો દેખાણી અને લાલસિંહને ફરી જંગલમાં ભરાઈ જવું પડ્યું, રહીસહી ખાધાખોરાકી ખુટવાડીને ચોથા દિવસે ફરી બીજો રસ્તો પકડ્યો. પણ એ રસ્તોય પોલીસે રોકી પાડ્યો છે એ જાણ્યા પછી લાલસિંહ પહેલી વાર થોડો મૂંઝાયો. જંગલમાં ભરાઈ જવાની ભૂલ હવે સમજાઈ. પોલીસને તેણે ઘેરો ઘાલવાનો મોકો આપીને જોખમ વહોરી લીધું છે. તેને બદલે કોતરોનો આશરો લીધો હોત તો પોલીસને છક્કડ ખવડાવી શકત.

લાલસિંહને સાણસામાં સપડાવવાનો રૂસ્તમજીનો વ્યૂહ એવો હતો કે ડાકુઓને ત્રણ બાજુથી ધીમેધીમે ઘેરતા જવા. ત્યાં સુધી એમને વતાવવા નહીં. અંદર ને અંદર એમને ચકરાવે ચડાવી દેવા. ખાવાપીવાનો જથ્થો ખૂટી જશે પછી એ લોકો અકળાઈ ઊઠશે. મરણિયા બનીને ગમે ત્યાંથી ભાગવાનાં આંધળિયાં કરવા ઉશ્કેરાશે અને ત્યારે પોલીસ સાથે આમને-સામને થઈ જશે !

રૂસ્તમજીના મનમાંથી હજુય લાલસિંહની તાબેદારીનો ખ્યાલ નીકળ્યો નહોતો. એને મૂંઝવીને ઢીલો પાડી દીધા પછી શરણે થવા માટે ફરજ પાડી શકાશે. તેમણે કહી રાખેલું : 'જીવ લેવાની અધીરાઈ ન કરતા. જખમી કરીને ગિરફતાર થતો હોય તો એ તક પહેલાં ઝડપી લેજો.'

લાલસિંહ ખરેખર અકળાયો. જંગલમાં ફસાવા માટે હવે પસ્તાવો કરવાનો ય વખત ન રહ્યો તેને... ખાવાનું ખૂટ્યું. શરાબની તરસથી શરીરની સ્ફૂર્તિ હણાવા લાગી. સાથીઓનો જુસ્સો ટકાવી રાખવા વારેવારે ભવાનીમાતાને હવાલો આપવાનો જુસ્સો પણ ઠરવા લાગ્યો. તેમાં વળી પોતાનો માનીતો રામલો વાતવાતમાં રોતલ થઈ જતો, આજીજી કરતો, કરગરતો, તાબે થઈ જવા માટે માથાં પછાડતો... એની તેને દયા આવતી. ક્યારેક લાલસિંહ એને ઠમઠોરતો, કોઈ વાર લાડથી સમજાવતો : ધીરજ રાખ. પોલીસ થાકીને પાછી ફરી જશે. આપણે લાગ જોઈને સરકી જાશું.

પણ આશા ઠગારી નીવડી. બંદૂકના ધડાકા સંભળાવા લાગ્યા. પૂર્વમાંથી બંદૂકો ગરજતી તો લાલસિંહ ટોળીને પશ્ચિમમાં દોડાવતો. હજુ એકાદ ગાઉ એ દિશામાં જાય ત્યાં એ તરફથી પોલીસ ભીંસ વધારતી. તેમની સંતાકૂકડીની આ રમતે લાલસિંહના સાથીઓની હિંમતને થિજાવી દીધી. ખાધા-પીધા અને ઊંઘ્યા વિના, ભયથી ફફડતાં જીવ બચાવવાની આ તે કેવી દોડધામ ! પગમાં હવે જોર રહ્યું નહીં, દિલમાં ઝનૂન હતું નહીં અને જીવવા માટેની આશા ઘટતી જતી હતી.

ત્રણત્રણ દિવસ પોલીસે લાલસિંહની ટોળીને આ રીતે રંજાડી. રૂસ્તમજીની ધારણા સાચી પડી. લાલસિંહ હવે મરણિયો બન્યો. હવે ભાગવું નથી. જે બાજુથી પોલીસ આવતી હોય તેમની સામે જ જવું. એ સાલ્લાઓને ત્યારે જ ખબર પડશે કે કોઈ માથાનો મળ્યો છે !

લાલસિંહે સાથીઓને વેરવિખેર કરી દીધા. તેણે માનેલું કે પોલીસને ગોળીબારના જવાબ મળવાનું શરૂ થશે એટલે એ લોકો થોડુંક ઝઝૂમીને પાછા હઠી જવાના. સાંજ પડ્યા બાદ પોતાને નાસી છૂટવાનું આસાન રહેશે.

જંગલ બંદૂકના ધડાકાથી ગર્જી ઊઠ્યું, ડાકુઓ સામનો કરવા મંડ્યા ત્યારે પોલીસ સાવધ બન્યા. છતાં પણ ટોળી નાની છે અને હથિયાર ઓછાં છે એ જાણતા હોવાથી પોલીસોની હિંમત ડગી નહીં. રૂસ્તમજીએ જાતે એક મોરચાની આગેવાની લીધી હતી. લાલસિંહને જીવતો હાથ કરવાનો મનસૂબો વારેવારે જોર કરતો હતો. તેમણે બધું વિચારી નાખેલું. જો લાલસિંહ જખમી થઈને ઝડપાઈ જાય તો બહાર જાહેર કરવું કે એ છટકી ગયો. તેને થોડા દિવસ કબજામાં

રાખી, મનાવી, ફોસલાવીને લાખનની રજેરજ માહિતી મેળવી લેવી અને એ રીતે લાખનની ટોળીને ઊંઘતી ઘેરી લેવી.

સંજોગો પણ અનુકૂળ બનતા જતા હતા, નહીંતર પોતાની ટુકડીને લાલસિંહની ટોળીનો ભેટો શું કામ થાય ? બંને બાજુથી ગોળીઓ વરસતી હતી ત્યારે રૂસ્તમજી આંખે દૂરબીન લગાવી લાલસિંહની હિલચાલ પર મીટ માંડીને બેઠા હતા : કદાચ લાલસિંહ એમને ઠાર કરવાનો ઇરાદો રાખતો હશે. પોતે એની શરતો મંજૂર ન રાખી અને ત્રણચાર દિવસથી બૂરી રીતે પીછો કર્યો એથી ખફા થયો હશે એ માથાભારે આદમી !

ધડ... ધડ... ધડ !

આડેધડ ગોળીઓ છૂટતી હતી. ક્યારેક પોલીસ બાજુથી, તો કોઈક વાર ડાકુની દિશામાંથી જખમી થવાનો ચિત્કાર સંભળાતો અને ધડાકામાં દબાઈ જતો.

લાલસિંહની ટોળી બબ્બેની ટુકડીમાં અલગ પડી ગઈ હતી. રામલાને લાલસિંહે પોતાની સાથે જ રાખ્યો હતો. 'બીજાઓનું ગમે તે થાય, હું તને તો મરવા નહીં દઉં' એમ કહીને તેણે રામલાનું જોમ ટકાવી રાખેલું અને સાચે જ તે રામલાની લાગણીભરી હિફાજત કરતો રહ્યો.

એક-બે વાર કરતો અને રામલાને લઈને આગળ વધતો. એક થડની આડશ છોડી બીજા ઝાડની આડશ પકડતો. તેણે બેએક પોલીસનાં આબાદ નિશાન પણ લીધાં. ગમે તેમ કરીને સાંજ પાડવી હતી એટલે કારતૂસનો જથ્થો વારેવારે તપાસી લેતો. આમ કલાકેક સુધી લાલસિંહે પોલીસને હંફાવવાની રીત અખત્યાર કરી ત્યાં રૂસ્તમજીનો અવાજ સંભળાયો :

'લાલસિંહ, હવે હથિયાર હેઠાં મૂકી દે ! આ તને આખરી તક છે !'

બહુ છેટેથી સંભળાતી એ રાડ રૂસ્તમજીની જ હોવી જોઈએ એવું અનુમાન કરી લીધું લાલસિંહે... તેના દાંત ભીંસાયા. ભૂખ, તરસ, થાક અને અજંપો - બધું જ ભૂલી જઈને લાલસિંહે અવાજની દિશા તરફ ઝનૂનથી આગળ વધવા માંડ્યું. એક વાર... બસ એક જ વાર એ રૂસ્તમજી મારી નજરે ચડી જાય તો હું એને ધમકીનો જવાબ આપું ! મરતાં પહેલાં એને મારું પાણી બતાવી દઉં !

'નહીં, લાલસિંહ, એ તરફ નથી જાવું !' રામલો હવે મોતથી ધ્રૂજવા લાગ્યો. આગળપાછળ બધે જ બંદૂકો ગરજતી હતી. મોતનાં નગારાં બજતાં હતાં. રામલાનું ગજું નહોતું કે મોતને સામી છાતીએ ભેટે. તેણે લાલસિંહની પકડમાંથી છૂટવાની કોશિશ કરી, પણ લાલસિંહે એનું બાવડું છોડ્યું નહીં : 'તને મેં પ્યાર કર્યો છે અને હવે કેમ જવા દઉં ?'

આ ખેંચતાણમાં રૂસ્તમજીની ગોળી રામલાના ખભામાં ધરબાઈ ગઈ. એ ચારછ ડગલાં છેટે ઊડી પડ્યો. લાલસિંહને એ આંચકાએ હચમચાવી દીધો. નિશાન ચૂકવવા માટે પેટભર થઈને ઘવાયેલા રામલા તરફ એ સરકવા લાગ્યો. એનો ઊતરડાઈ ગયેલો ખભો જોઈને આવા કઠોર માણસની આંખો પણ ભીંની થઈ ગઈ : 'રામલા, બહુ વાગ્યું...' હેતથી એ તેનો ઘા સાફ

કરવા મંડ્યો. કૅનવાસની બૅગમાં થોડું પાણી હતું એ તેના મોંમાં રેડ્યું. રામલાએ આંખો ખોલી. લાલસિંહની કીકીઓમાંથી હમદર્દી ટપકતી જોઈને રામલો થોડી વાર માટે જખમની યાતના વીસરી ગયો : 'તમે જાવ ! મારા માટે ખોટી થવાનું હવે નકામું છે.'

માથા પરથી ગોળીઓ પસાર થતી જતી હતી. લાલસિંહે રામલાને ઢસરડી ઝાડની આડશે સુવાડ્યો : 'નહીં, રામલા, તને છોડીને મારાથી ન જવાય.'

ધડાકા હવે નજદીકથી સંભળાતા જતા હતા. લાલસિંહે એની પરવા કર્યા વિના રામલાનું માથું પોતાના ખોળામાં મૂક્યું, તેના વાળમાં આંગળીઓ ફેરવી, તેના ગોરા ગાલ પર બચીઓ ભરી : 'હવે પીડા ઓછી થઈ ને ?'

પણ રામલાની આંખો હવે ખુલ્લી ન રહી શકી. ખભામાંથી લોહીનો ધોરિયો છૂટ્યો હતો. લાલસિંહનો સાથળ એના લોહીથી લથબથ થઈ ગયો હતો.

'રામલા... તું કેમ કાંઈ બોલતો નથી ?' લાલસિંહે તેના ગાલ થપથપાવ્યા. પણ રામલાની છાતી હવે હાંફતી હતી, શ્વાસ લેવામાં તકલીફ પડતી હોય તેમ એ કણસતો હતો. આંખોનાં પોપચાં ઉઘાડવાનીય હવે શક્તિ રહી નહોતી. બે-ચાર મિનિટ તેણે આ યાતના વેઠી અને પછી લાલસિંહના ખોળામાં જ તેની ડોક લથડી ગઈ. જરાક ઊંચો થયેલો હાથ લાલસિંહના હાથમાં લબડી પડ્યો.

રૂસ્તમજી વિચારમાં પડી ગયા. તેમણે ગોળીબાર અટકાવી દીધો. આમ એકાએક સામે ખામોશી કેમ છવાઈ ગઈ ? ગોળી લાલસિંહને તો વાગી નથી, છતાં એ ચૂપ રહ્યો ? કદાચ એની કારતૂસ ખૂટી ગઈ હશે ?

રૂસ્તમજીની આંખોમાં આશાની ચમક ઝબકી ગઈ : હવે બહુ આસાનીથી લાલસિંહને ગિરફ્તાર કરી શકાશે.

તેમણે પોલીસોને ઇશારત કરી : જરાય અસાવધ રહેતા નહીં અને કોઈ બંદૂક ચલાવતા નહીં...

ધીમેધીમે તેઓ આગળ વધતા ગયા. સાંજ પડવા આવી હતી. લાંબે સુધી નજર પહોંચતી નહોતી. લાલસિંહ જો ક્યાંક છુપાઈને તેમની રાહ જોતો હોય તો બેએકને જરૂર ઢાળી દે... પણ રૂસ્તમજીને એ જોખમ ખેડ્યા વિના છૂટકો નહોતો. લાલસિંહ તરફ વધતા દરેક ડગલામાં તેમને તો લાલસિંહના મોતનો જ સંદેશો સંભળાતો હતો.

લાલસિંહે અચાનક પાછળ જોયું. કાંઈક ખખડાટ થતો હતો. બહુ નજદીક જ કોઈ હિલચાલ થઈ રહી હતી. મોતની નીંદરમાં પોઢી ગયેલા રામલાના ચહેરા પર એક કરુણાભરી નજર નાખી અને એના દિમાગમાં ખુન્નસ ઊભરાઈ આવ્યું : તું હજુ બેઠો છો કેમ ? થા ઊભો અને લે બદલો !

ઝાટકા સાથે તે ટટ્ટાર થયો. રામલાનું માથું ધરતી પર ટેકવી દીધું. પટ્ટામાં ભરેલ કારતૂસો ગણી જોઈ... વીસ-બાવીસ-સત્તાવીસ અને ત્રીસ !

એક ઊંડો શ્વાસ લીધો અને સ્ટેનગનમાં કારતૂસો ચડાવી. કોની મગદૂર છે કે પાસે આવે ?

ધડ... ધડ... ધડ... ગન ગર્જી ઊઠી. એક-બે ચિત્કાર સંભળાયા. સામેથી ગોળીઓ આવવા માંડી. પણ લાલસિંહ હવે મરણિયો થયો હતો. 'મરું કા મારું' એ એક વાત મગજમાં ઘૂમતી હતી.

રૂસ્તમજી થોડી વાર તો હેબતાઈ ગયા. સદ્‌ભાગ્યે એમના પક્ષે એવી ખુવારી થઈ નહીં, પણ લાલસિંહના ઝનૂને તેને જીવતો પકડવાની આશા પર પાણી ફેરવી નાખ્યું.

'ચલાવો ગોળી ! કર દો ઠાર !'

પણ એ કામ સહેલું નહોતું. લાલસિંહે હવે એક મોટા થડની આડશ પકડી લીધેલી. જેવું કોઈનું માથું દેખાય, બંદૂકની નાળ કળાય કે ગોળી છોડતો. એના જેવો કાબેલ નિશાનબાજ સામા પક્ષે એકેય નહોતો.

ઘડીક તો થયું : પાછા હઠી જવું પડશે. હવે લાલસિંહ હાથમાં નહીં આવે. વધતા જતા અંધારાનો લાભ લઈને તે નક્કી છટકી જશે.

સંજોગો કેવી ચાલ ખેલી રહ્યા હતા એની રૂસ્તમજીને ખબર ન પડી. બાજી પલટાઈ જતી દેખાતી હતી ત્યારે એમની બાજી સુધરી રહી હતી એની અટકળ એમને ન આવી. લાલસિંહનો એ મરણિયો ગોળીબાર જ ખુદ એના મરણને નજીક લાવતો હતો તે બેમાંથી કોઈને ત્યારે ન સમજાયું. કદાચ લાલસિંહને સમજાયું હશે તોપણ જીવન-મરણના ભેદ એ વખતે ભૂલી ગયો હોવો જોઈએ. રામલાનું મોત તેના મગજ પર સવાર થઈ ગયું હતું. કદાચ એને હવે જીવવામાંય રસ રહ્યો નહીં હોય. કદાચ રામલાના મૃતદેહને પોતાથી અળગો થવા દેવો નહીં હોય.

ગમે તેમ પણ લાલસિંહ સમતોલપણું રાખ્યા વિના કારતૂસો બગાડતો ગયો. જ્યાં સુધી ગોળી છૂટતી રહી ત્યાં લગી તો પોલીસના પગ ત્યાં ને ત્યાં ખોડાઈ રહ્યા. પછી અચાનક બધું સૂમસામ થઈ ગયું. ધડાકાના પડઘા આથમતા સૂરજના ઘેરાતા અંધારામાં ધરબાઈ ગયા. શ્વાસ સંભળાય એવો સન્નાટો વ્યાપી ગયો.

શું છટકી ગયો ? કે જખમી થયો ?

પોલીસ-ઉપરી રૂસ્તમજી ફરી ઉલઝનમાં પડ્યા.

પાંચ-દસ-પંદર મિનિટ તેમણે નિષ્ક્રિયપણે વિતાવી દીધી, પણ સામેથી કોઈ હિલચાલ થતી નહોતી.

કમ્મરમાં લટકતી બૅટરી હાથમાં લીધી. ચાંપ દબાવી. ઝબકારો થયો. રોશનીનું કૂંડાળું ફરતુંફરતું પેલા થડ પર ચોંટી ગયું, જેની પાછળ લાલસિંહ સંતાયો હતો.

'હથિયાર ફગાવી દે !' તેમણે ત્રાડ નાખી : 'દસ ગણું ત્યાં સુધી તારી જિંદગીની મહેતલ છે. પછી કોઈ તક નહીં મળે. આખરી મોકો આપું છું, લાલસિંહ !'

પણ કોઈ જવાબ ન મળ્યો. તેમણે બૅટરી બુઝાવી નાખી : 'એક બે... ત્રણ...' અને તેઓ થોડું અટક્યા. થડ પર એમની નજર ખોડાયેલી હતી. હવે અંધારામાંય હિલચાલ કળાતી હતી. હથિયાર ફેંકાય તેની જ રાહ જોવાતી હતી.

લાલસિંહે ગન સામે જોયું. એક જ કારતૂસ સિલકમાં હતી. તેને હાથમાં થોડીક વાર રમાડી. પછી ગનમાં ચડાવી દીધી.

'ચાર... પાંચ... છ...'

લાલસિંહને હવે એ અવાજમાં રસ નહોતો. તેણે નીચા નમીને રામલાના મૂરઝાઈ ગયેલા ટાઢાબોળ ગાલ પર ચૂમીઓ કરી.

'સાત... આઠ... નવ...'

છેલ્લા આંકડા રૂસ્તમજી મોટા અવાજે પોકારતા હતા. તેમાં હવે ઉત્તેજના ભળી હતી. બે આંકડા વચ્ચેનો ગાળો વધ્યો હતો છતાં લાલસિંહને માટે કોઈ ફરક પડતો નહોતો. તેની નજર સામે ભવાનીમાતાની મૂર્તિ ઊપસી આવી. મંદિરના બારણે લટકાવેલું પાંચ માથાવાળું તોરણ દેખાયું. ત્યારબાદ બીજાં માથાં ગણી જોયાં... ના, તે દસ સુધી પણ પહોંચ્યો નહોતો. નવમું માથું વાઢીને તે જંગલમાં ભરાઈ ગયેલો. કદાચ ભવાનીમાતા એટલે જ તેના પર રૂઠ્યાં હશે. રોજનાં પાંચ-પાંચ માથાં વધેર્યાં હોત તો માનતા પૂરી થઈ જાત... તેને બદલે પોતે નવ સુધી આવીને અટકી ગયો.

રૂસ્તમજી પણ નવ પર અટક્યા હતા.

કોણ જાણે કેમ, દસ બોલવા માટે એમના હોઠ ફફડતા નહોતા. તેમણે પોલીસોને કહી રાખેલું : 'હું દસ બોલું એટલે ચારે તરફથી એકીસાથે તેના પર ગોળીઓ વરસાવજો...' બધી બંદૂકો લાલસિંહ તરફ તકાયેલી હતી. દરેક બંદૂકના ઘોડા પર આંગળી સજ્જડ થઈ ગઈ હતી. ઉપરી સાહેબ કેમ દસનો ઇશારો કરતા નથી ! ફાયર કરવા માટે બધા તલપાપડ થઈ રહ્યા હતા. ચાર દિવસની રઝળપાટ બાદ પરિણામ હાથવેંતમાં છે ત્યારે સાહેબ મૂરત જોવા રોકાયા કે શું ?

અને ધડાકો થયો... ના, પોલીસો તરફથી નહીં – લાલસિંહની ગનમાંથી છેલ્લી ગોળી છૂટી ગઈ. બધા દંગ થઈ ગયા. ખોપરી ફાટવાનો, ચીસ પાડવાનો અને ધબાકો થવાનો અવાજ એકબીજા સાથે મળીને શમી ગયા. રૂસ્તમજીને આંચકો લાગ્યો : શું બાજી ખતમ થઈ ગઈ ? પોતાના હાથે જ લાલસિંહે જિંદગી સંકેલી લીધી ?

માનવામાં આવે નહીં એટલું અણધાર્યું અને એવું અણગમતું બની ગયું. એમની

બૅટરીમાંથી નીકળતો રોશનીનો લિસોટો લાલસિંહના લમણામાંથી વહી જતા લોહીના રેલા પર સરકતો બે શબ પર સ્થિર થઈ ગયો.

ભારે પગલે ઉપરી સાહેબ આગળ વધ્યા. ના, હવે ડરવાનું કોઈ કારણ નહોતું. હુમલો થવાનો ભય નહોતો. પોલીસની ગોળીથી લાલસિંહ ઠાર ન થયો એનોય વસવસો નહોતો. ખોટે રસ્તે ચડી ગયેલી જિંદગીનો અંત આવી ગયો એનો પણ અફસોસ નહોતો.

પગ ભારે થઈ ગયા તેનું કારણ સીધુંસાદું જ હતું. લાલસિંહ મારફત લાખનને ખતમ કરવાની સાહેબની આશા ઠાર થઈ ને ઢળી પડી એનો બોજ એમના દિલ પર ઝળૂંબી રહ્યો હતો !

અડખેપડખે પડેલી બે લાશો પર તેમણે નિર્લેપ નજર નાખી અને ફેરવી લીધી. એકસોપાંચ માથાં વધેરવા નીકળેલા લાલસિંહનું જ માથું નાળિયેરની કાચલી માફક ફાટી ગયું હતું. એને માટે હમદર્દી થતી નહોતી, નફરત પણ જાગતી નહોતી, છતાં એક ઊંડો ઘેરો નિસાસો નંખાઈ ગયો એમનાથી !

લાલસિંહની લાશના પોસ્ટમૉર્ટમનો રિપોર્ટ આવ્યો : મરનારની હોજરીને ત્રણ દિવસથી ખોરાક મળ્યો નહોતો !

વાંચીને રૂસ્તમજીએ ફરી નિસાસો નાખ્યો હતો.

*

પણ નિસાસો નાખવો કે અટ્ટહાસ્ય કરવું એ લાખન નક્કી ન કરી શક્યો ! લાલસિંહને દોસ્ત માન્યો હતો છતાં અલગ થયા પછી એ દિલમાં દુશ્મનની જેમ ખટકતોય હતો.

લાલસિંહના મોતમાંથી લાખને એટલો જ સાર કાઢ્યો : જે કોઈ મારાથી અલગ થવા જાય છે તેનો અવો જ અંજામ આવવાનો. કુદરતને એવું જ કાંઈક મંજૂર છે...

'લાખનચાચા ! રૂપાએ આપણા રાજપૂતોનું ગામ લૂંટ્યું.' ભત્રીજા હજૂરીએ ચાચાને ચોંકાવ્યો : 'રૂપાએ છડેચોક બધાને સંભળાવ્યું કે તમે તોમાર રાજપૂતો લાખનના જોર પર કૂદવા જશો તો બ્રાહ્મણનું વેર વાળતાં આ રૂપો અચકાશે નહીં.'

અને લાખનની આંખોએ રતાશ પકડી લીધી : 'રૂપાએ આમ કહ્યું ? એણે રાજપૂતો સામે આવું થૂંક ઉડાડ્યું ? એ ભૂલી ગયો કે એનો બાપ માનસિંહ રાજપૂત હતો અને બ્રાહ્મણ સામેની દુશ્મનીએ જ ઠાકુર માનસિંહને ડાકુ માનસિંહ બનાવ્યો હતો ! હવે એનો ચેલો રાજપૂતોને દબડાવવા બહાર પડ્યો છે ? જોઈ લઈશ હું એને !'

□

# નવ

૧૯૫૬નું અર્ધું વર્ષ વીતી ગયું હતું. ધારાસભા અને લોકસભાની ચૂંટણીમાં નગારાં વાગવા માંડ્યાં. ચૂંટણીના ઢંઢેરા બહાર પડવા લાગ્યા. જુદાજુદા પક્ષોની પ્રચારઝુંબેશમાં ગરમી આવતી જતી હતી. પાંચ વરસ બાદ નેતાઓ લોકોનું ભલું કરવા ફરી પાછા ભટકવા લાગ્યા હતા. ગામડાંની અભણ પ્રજાને પોતાનું ચૂંટણીનિશાન દેખાડીને કહેતા : યાદ રાખજો આ નિશાન ! તમારાં બધાં દુઃખદર્દો આ નિશાનથી દૂર થઈ જશે !

'ખબરદાર ! આ ગામમાંથી કોઈએ સરકારવાળાને મત આપ્યો છે તો...' લાખન ગામ વચ્ચે બંદૂક તાકીને ત્રાડ પાડતો : 'રાજ કરવાંનું કામ તો રાજપૂતનું ! આ ગામમાંથી એક પણ મત પેલા ધોળી ટોપીવાળાને મળ્યો છે તો તમારી જિંદગી પર ચોકડી લાગી જશે !'

મત આપવાનો જેમણે અધિકાર ગુમાવી દીધો છે એ ડાકુઓ પોતાના વળના ઉમેદવારને માટે પ્રચાર કરવા બહાર પડ્યા હતા ! ભાષણો કરવાની એમને જરૂર નહોતી. વચનો આપવામાં તેઓ માનતા નહોતા. આપવા જેવી તેમની પાસે એક જ ચીજ હતી : ધમકી ! કાં તો મત આપો યા તો મોત માગો !

લાખનસિંહ રાજપૂતો માટે દમદાટી દેતો ત્યારે રૂપો કોઈ બ્રાહ્મણની ભેર લઈને પડકાર કરતો : 'રાજપૂતોના જમાના ગયા ! હવે તો ભણેલો છે એ રાજ કરશે. જેણે શાસ્ત્રો વાંચ્યાં છે એ કાયદા ઘડશે.'

કોઈ તેને એવું પૂછી ન શકતું કે ભાઈ, કાયદા તો ભલે ઘડાયા કરે, પણ તેનું પાલન તમારા જેવા ડાકુઓને ક્યાં કરવાનું છે ? કાયદા સાથે તો તમે મરણ લગીનું વેર બાંધ્યું છે...

પણ ડાકુને આવું કોણ કહે ? શું કામ કહે ? ગામલોકોને તો બસ ચૂંટણી પૂરી થાય એટલે ત્રાસમાંથી છૂટ્યા એટલું જ બબડવાનું રહેતું હતું.

લાખને વળી ચૂંટણીના નામે લોકો પાસેથી બળજબરીથી ચંદા (ફંડ) ઉઘરાવવાનું કામ તેના ભત્રીજા હજૂરીને સોંપ્યું. હજૂરી ઘણા વખતથી થનગનતો હતો : 'ચાચા, મને આઠ-દસ સાથી સોંપીને લૂંટફાટની તાલીમ લેવા દ્યો. હિંમત અને આવડત વધશે. મારાં માનમોભો પણ બઢશે...'

લાખન જાણતો હતો કે ભત્રીજાને ચાચાની આંખની શરમ નડ્યા કરતી હતી. નશો કરવો હોય કે હવસ પૂરી કરવી હોય તો ચાચાની હાજરીમાં કેમ થાય ? લાખનને ઘણા વખતથી થયા કરતું કે હજૂરી હવે દાબમાં રહેવાનો નહીં. બહુ દાબ રાખશે તો સાવ વકરી જશે. એની બૂરી આદતો સુધરવાની નહીં. તેને બદલે સાથે રહીનેય જુદો થઈ શકતો હોય તો મોકો આપવામાં શું જાય છે ? હમણાં પોતાની ટોળીમાં માણસો વધવા લાગ્યા હતા. એકીસાથે ૪૫-૫૦નું ટોળું સાચવવામાંય અગવડ પડતી. હજૂરીને દસ માણસો આપી નાનાં-મોટાં 'પરાક્રમ' કરવાની તેણે છૂટ આપી. ભલે થોડો ઘડાય, ટિચાય અને પલોટાય...

'હજૂરી, તને છૂટ તો આપું છું, પણ મારી ઉપરવટ થવાની ક્યારેય કોશિશ કરતો નહીં.' લાખને ભત્રીજાને શીખ આપી : 'અને બીજી એક વાત. સંજોગો સામા પડે અને બીજો કોઈ રસ્તો ન દેખાય ત્યારે પોલીસને તાબે થવા કરતાં મોતને ભેટવાનું ભૂલતો નહીં. ભત્રીજો પોલીસના હાથમાં જાય એના જેવી નામોશી લાખન માટે બીજી કોઈ નથી.'

લાખન આમ કહેતી વખતે બહુ ગંભીર બની ગયેલો.

'ચાચા, એવો વખત નહીં આવવા દઉં એની ખાતરી રાખજો.' હજૂરીએ ખૂબ ભાવનાથી આ શબ્દો ઉચ્ચાર્યા હતા. લાખન ત્યારે એને હેતથી ભેટ્યો હતો. જુદા પડતા નહોતા છતાં પણ જાણે અલગ થવાના હોય એવો દેખાવ સર્જાયો હતો એ ઘડીએ.

*

લાખનની મોટી અને છોટી એમ બે ટોળી હવે રંજાડ મચાવતી થઈ. મોટી ટોળીમાં લાખન સાથે તેનો ભાઈ ફિરંગી હતો. છોટી ટોળીમાં હજૂરી સાથે અભિલાષ રહેતો. એકમાં ચાલીસ ડાકુઓ, બીજીમાં દસ સાથીઓ.

અઠવાડિયામાં બે-ચાર વખત મેળાપ થાય. એક-બે દિવસ સાથે રહે. ખબરઅંતર પુછાય. બાતમીઓ અપાય. વેરના હિસાબ-કિતાબ મંડાય. આવક-જાવક ગણાય અને ફરી પાછા કામે લાગી જાય ! લાખન માટે હવે નાગરામાં જાપતો ઘટી ગયો હતો. ક્યારેક બેચાર દા'ડા સગાંવહાલાંને મળવા જઈ આવતો અને હેમખેમ બહાર નીકળી જતો. પોલીસ આંખમિચામણા કરતી હશે કે પછી લાખન બહુ સાવધ રહેતો હશે, પણ બધું જાણે આપોઆપ ગોઠવાઈ ગયું હોય એમ લાગતું.

હજૂરીએ પણ નાગરાની આવનજાવન વધારી દીધી. અઠવાડિયે એકાદ ફેરો લગાવ્યા વિના એને ચેન ન પડતું. નાગરાનું એને એક ખાસ ખેંચાણ રહેતું. ત્યાં જન્મ્યો હતો, ઊછર્યો હતો, રખડ્યો હતો અને રમ્યો હતો એ તો ખરું જ, પણ એ ઉપરાંત એક બીજું ખેંચાણ તેને નાગરાના ફેરા ખવડાવતું. નાગરામાં લખમી રહેતી હતી. બચપણમાં જેને પોતે લખુડી કહીને સતાવતો હતો એ સોળ-સત્તર વરસની લખમીનો વિચાર હજૂરીની જુવાનીને સતાવ્યા કરતો.

સોળ વરસનો થયો ત્યારથી એ લખુડીને કહ્યા કરતો : 'તારી પાસે રોટલા ન ઘડાવું તો મારું નામ હજૂરી નહીં !'

ચણિયાચોળી પહેરી શેરી વચ્ચે ઊભાંઊભાં લખુડી ત્યારે તેની સામે જીભડો કાઢતી : 'જા ! જા ! મને પરણવા તો કોઈ રાજકુમાર આવશે. હું તો રાણી બનીને રાજ કરીશ. તારા રોટલા ઘડે મારી બલા !'

બેચાર દિવસે એક વાર લખુડીના મોંએથી આવું સાંભળવા ન મળે તો હજૂરીને રોટલો મીઠો ન લાગે. એને જાણે એની આદત પડી ગઈ. શરારતી લખુડી ભલે રાજકુમારને પરણવાની વાત કરે, બાકી એના મનમાં તો પોતે જ વસી ગયો હતો એ નક્કી !

લાખનચાચા સાથે ડાકુ થયો ત્યારેય હજૂરીના મનમાં તો એ જ વાત રમતી હતી : મારાં પરાક્રમ સાંભળીને લખુડી મનમાં પોરસાશે અને એક વાર હું એને ઘોડા પર બેસાડીને ઉપાડી લાવીશ.

પણ બેત્રણ વરસ એવાં ગયાં કે નાગરા જવાય તોય લખુડીનો મેળાપ કરી શકાય નહીં. ખબર કહેવડાવીને દિલાસો લેતો : 'જોજે, લખમી, તારા બાપથી દબાઈને કોઈને પરણી બેસતી નહીં... નહીંતર પરણનારાની આવરદા પૂરી થઈ જશે !'

લખમી સુધી સંદેશો પહોંચતો, પણ વળતો જવાબ મળતો નહીં, એટલે હજૂરીએ ધરપત રાખી. વરસે-બે-વરસે ઓરતા પૂરા કરીશ. હજુ તેના મોટા કાકાનો દીકરો પરદાસી તેનાથી મોટો હોવા છતાં કુંવારો હતો એટલે રાહ જોવી પડવાની.

છોટી ટોળીનો સરદાર બન્યા બાદ હજૂરીને લખમી વધુ યાદ આવવા માંડી. પહેલાં બેત્રણ ચક્કરમાં તો એના ઘર તરફ પગ વળ્યા નહોતા, પણ છેવટે એક વાર જોગ ઊભો કર્યો. લખમીનો બાપ ભરતસિંહ ત્યારે બે દા'ડા માટે બહારગામ ગયેલો. ઘરમાં એ એકલી જ હતી.

ખડકીની સાંકળ ખખડી અને લખમીએ અવાજ દીધો : 'ઉઘાડું છું, બાપુ !' કહીને તે દોડી આવી. પછેડો સરખો કરવાનો વિચાર શું કામ આવે ? ઝટપટ તેણે બારણાં ઉઘાડ્યાં : 'શું ભૂલી ગયા, બાપુ ?' કહેતી ઊભી રહી - ઊભી જ રહી ગઈ !

રૂડોરૂપાળો, મૂછના વળ ચડાવતો હજૂરી ઉંબરે મલકતો ઊભો હતો. અચરજથી લખમીની છાતી ઊછળવા લાગી ત્યારે પછેડો સરખો કરવાનું યાદ આવ્યું. શરમાઈને ઘરમાં ભરાઈ જવાનું મન થયું, છતાં પણ સામી જ ઊભી રહી.

'ઘરમાં બાપુ નથી.'

'એ ખબર છે એટલે તો આવ્યો.'

'કેમ, ધાડ પાડવી છે ?'

હજૂરી શરારતી લખમીને તાકીતાકીને જોતો રહ્યો. એવી ને એવી જ હતી, છતાં બદલાઈ ગઈ લાગતી હતી. જે ગાલને તેણે ઘણી વાર ચીટિયા ભરીને લાલચોળ કરી નાખ્યા હતા તે હવે વગર અડક્યે લાલલાલ દેખાયા હતા. જે આંખો વારેવારે પાંપણો પટપટાવતી તે હવે સ્થિર થઈ ગઈ હતી. જે જીભ કાઢીને એ તેને ખીજવતી એ હવે ગલોફામાં સંતાઈ ગઈ હતી !

'રસ્તો રોકીને કેમ ઊભી છે, લખી !' હજૂરીએ બહાર શેરીમાં નજર કરી લઈને કહ્યું : 'મને અંદર નહીં આવવા દે ?'

લખમીની પાંપણો આટલી વારમાં પહેલી વખત પટપટવા લાગી. એક બાજુ ખસી જઈને તેણે હજૂરીસિંહને અંદર આવવા દીધો : 'ફળિયામાં ખાટલો ઢાળ્યો છે ત્યાં બેસો, એટલી વારમાં હું દીવાબત્તી કરી આવું.' કહીને લખમી ઘરમાં ચાલી ગઈ. ખાટલા પર બેઠેલા હજૂરીએ જોયું કે ખડકીનાં બારણાં લખમીએ ઉઘાડાં જ રહેવા દીધાં હતાં !

પાણીનો લોટો લઈને લખમી આવી પહોંચી.

'લખી, બારણાં કેમ ન વાસ્યાં ?' હજૂરીએ બે-ચાર ઘૂંટડા પાણી પી લઈ લોટો પાછો આપતાં પૂછ્યું : 'ઘરમાં એકલી છો અને હું આવ્યો એની બીક લાગે છે ?'

લખમી બેફિકરાઈભર્યું મલકી. હજૂરીને ધારીધારીને થોડી વાર જોઈ લીધો : 'બીક તો આપણને બંનેને છે !'

'બંનેને ?' હજૂરી ચમક્યો : 'એ કેવી રીતે ?'

'મને લોકલાજની બીક અને તમને પોલીસની નજરની બીક ?'

'એટલે. લખી, તું મને બીકણ માને છે ?' ટટ્ટાર થઈ બંદૂકને ગોઠણ પાસે ટેકવી જરા ઊંચા અવાજે હજૂરીએ તેને દબાડવી : 'અમારા નામથી તો પોલીસ સુધ્ધાં બીએ છે !'

'તો પછી વારેવારે ઉઘાડી ખડકી તરફ કાં જુઓ છો ?' તેણે ધારદાર અવાજે પૂછી લીધું : 'બારણાં બંધ નથી કર્યાં તે તમને ખટક્યું કેમ ?'

મરકમરક હસતો હજૂરીસિંહ લખમીને લાડથી જોઈ રહ્યો : આ છોકરી હંમેશાં તેની સામે ટક્કર લેતી આવી છે. તેણે નીચલો હોઠ દાંત તળે દબાવ્યો, પણ લખમીએ એ સંકેતની દાદ દીધી નહીં. ઘેરાતા અંધકારમાં લખમીની આકૃતિ હજૂરીની કીકીઓમાં કામણ ઉભરાવતી હતી. જો એને મનાવી શકાય તો વરસોથી પંપાળેલું શમણું ફળવાની ઘડી સામે આવી છે.

'તારા બાપુને બા'રગામ કેમ જવું પડ્યું ?'

હજૂરીને કાંઈ ન સૂઝ્યું ત્યારે અમસ્તું જ પૂછ્યું. પણ લખમીના જવાબે એને ભડકાવી દીધો :

'મારા માટે મુરતિયો જોવા ગયા છે !'

'મુરતિયો !' હજૂરી ફરી ટટ્ટાર થઈ ગયો. તેણે લખમીના હાવભાવ નીરખ્યા. ના, એ ગભરાટમાં કે ઉશ્કેરાટમાં નહોતી બોલી. મજાક કે બનાવટનોય અણસાર તેના મોં પર નહોતો.

'લખી, તારો મુરતિયો તો વરસોથી નક્કી થઈ ચૂક્યો છે !'

'માની લેવાથી કાંઈ પરણી નથી જવાતું.' લખમીએ ઊંડો શ્વાસ લેતાં કહ્યું : 'બચપણની રમતો મોટાં થઈને ભૂલી જવાની હોય છે.'

'એટલે ?' હજૂરીએ પહેલી વાર ગુસ્સો ઉછાળ્યો : 'તને મેં સંદેશો મોકલ્યો'તો એ ભૂલી ગઈ તું ?'

'સંદેશો નહીં, ધમકી કહે, હજૂરિયા !' લખમીએ એટલા જ જુસ્સામાં તેને સંભળાવ્યું.

હજૂરી તેની ખુમારી જોઈને થોડો ટાઢો પડ્યો. લખમીએ પોતાને, 'હજૂરિયા' કહ્યું તેમાં લાડ લપેટાયેલું હતું.

'લખી તને એમાં ધમકી લાગી હોય તોપણ એ તારા બાપુ માટે હતી તને જબરદસ્તીથી કોઈની સાથે પરણાવી ન દે એટલા માટે.'

હજૂરીના અવાજમાં નરમાશ જોઈને લખમી ખુશ થઈ. તેને સમજાઈ ગયું કે આ એ જ હજૂરી છે જે પહેલેથી તેની સામે પોચટ થઈ જતો. ડાકુ બન્યા છતાં તેની એ નબળાઈ રહી ગઈ છે. પોતે મક્કમ થઈ શકે તો એ ઢીલો પડી જશે.

'હજૂરી, હું એક વાત પૂછું એનો સાચો જવાબ વાળજે.'

'ખોટું બોલવાની શું જરૂર છે !'

'તો કહે જોઈએ, લાખનચાચા સાથે ચંબલ પકડી ત્યારે તને હું યાદ આવી હતી ? મારો વિચાર કર્યો હતો ?'

'એટલે ?'

'એટલે એમ કે ડાકુ થયા પછી બધાની માયા છોડી દેવી પડશે એનો ખ્યાલ હતો કે નહીં તને ?'

લખમી આજે આ વિચિત્ર સવાલ કેમ પૂછતી હતી ? જાણે ઊલટ-તપાસ લેતી હતી ! ચાર વરસ બાદ જોયેલી આ છોકરી માત્ર જુવાનીમાં જ વધી નહોતી, શાણપણમાંય પોતાથી ચડિયાતી દેખાતી હતી.

'જો, લખી, ચાચાને સાથ આપવા માટે મને ક્યારેય પસ્તાવો થશે નહીં. નાગરાની શેરીઓમાં નફકરો થઈને ફરતો ત્યારે જાણે મારી કોઈ કિંમત નહોતી, પણ ચંબલ પકડ્યા કેડે અહીં આવું છું તો બધી નજરોમાં થડકો આળોટવા લાગે છે. બાકી ડાકુ પણ માણસ હોય છે. તેનેય ઘરબાર અને સગાંવહાલાંની માયા વળગેલી રહે છે. એનાથી શું ફરક પડવાનો ?'

'ઘણો ફરક પડી ગયો, હજૂરી ! મારે તો તારી સાથે શેરીમાં રમવાનો નાતો. ઘરમાંથી ગોળ લઈ આવીને હું તને આપતી, તું ચણા લઈ આવતો. આપણે ભેગાં ખાતાં. જરાક મોટાં થયા કેડે તારી સામે જીભડો કાઢી તને ખીજવતી. તું મને દબડાવતો, ''મારા રોટલા ઘડવા હું તને ઉપાડી જઈશ'' એવું કહીને મને સતાવતો. ''હું તો રાજકુમાર સાથે જ પરણવાની'' એમ કહીને હું તને ખીજવતી... આમાં ન તો મારે ને તારે કોઈ સગપણ હતું, ન તો જનમભરનો કોઈ નાતો હતો.'

લખમી શ્વાસ ખાવા રોકાઈ એટલી વારમાં હજૂરીની ભમરો ખેંચાઈ. કપાળમાં કરચલીઓ ચડી આવી. પણ લખમીએ આગળ જે કહ્યું તે જુદું જ હતું.

'આટલી-અમથી સગાઈ છતાં તું ડાકુ થયો તેનો ફડકો મનેય થતો. કૂવે પાણી ભરવા જતી ત્યારે લાખનની ટોળીએ શું કર્યું, ક્યાં ધાડ પાડી, કોને ઠાર કર્યા એ વાતો સાંભળવા રોકાતી. કોઈ ડાકુ પકડાયો કે મરાયો એવી વાત આવતી ત્યારે પહેલો મને તારો વિચાર આવી જતો : તને તો કાંઈ થયું નહીં હોય ને ?'

સાંભળીને હજૂરીના દિલમાં લાગણીઓ ઊછળવા લાગી : 'લખી, આનું નામ માયા - આપણી વચ્ચેનો પ્યાર !'

'નહીં, હજૂરી, એમાંથી હું એવું તારવા નથી માગતી. મારે તને કાંઈક બીજું જ સમજાવવાનું છે.'

'સમજાવવાનું !' હજૂરી લખમીની ઉગ્ર મુખમુદ્રા જોઈને અચંબામાં પડી ગયો : 'શું સમજાવવું છે તારે ?'

'એ જ કે આટલી-અમથી માયા હોય તોપણ ઉચાટમાં જીવવું પડે, ત્યારે જે ડાકુની મા-બહેન કે પરણેતર હોય એની શી હાલત થઈ હશે ? એનું જીવતર કેવું દોહ્યલું થઈ જતું હશે ? એની નીંદર, એનું ચેન, એનું સુખ - બધું જ પેલા ફફડાટ સામે જાણે ગિરવી મુકાઈ ગયું હોય તેમ જીવવું પડતું હશે ને ?'

'તું આવું બધું બોલતાં ક્યાંથી શીખી, લખમી ?'

'બોલતાં નહીં, વિચારતાં શીખી એમ કહે, હજૂરી ! પરણવાની ઉંમરે હું કુંવારી બેઠી છું, એટલે વિચારવાની જરૂર પડી.'

હજૂરીસિંહે દલીલ કરી : 'પણ તેં અધૂરું જ વિચાર્યું. આપણી રાજપૂતોની જિંદગી પહેલેથી ખાંડાની ધાર પર જિવાતી આવી છે. લડાઈએ જતા ધણીને રાજપૂતાણી આરતી ઉતારીને વળાવતી ત્યારે એમને મનમાં ફડકો નહીં થતો હોય ? મોતના ખબર આવશે અને પોતે વિધવા થાશે એવો ઉચાટ નહીં રહેતો હોય ?'

જાણે હજૂરીની દલીલ દમ વગરની હોય એમ લખમી લુખ્ખું હસી : 'લડાઈ અને ડાકુગીરીને તું એક ત્રાજવે તોળે છે, હજૂરિયા ! રણસંગ્રામમાં ગયેલો ધણી જીવતો રહેશે તો હારીને કે

જીતીને પાછો આવશે એવી આશા તો ખરી ! ત્યારે એક વાર ડાકુ થયેલો સગો ગયો તે ગયો. આવો તોય ઘરવાળાં અધ્ધર જીવે અને જીવે તોય અધ્ધર જીવે.'

હારી ગયો હોય, કંટાળ્યો હોય તેમ હજૂરીએ હોઠ ભીડ્યા. તેને થયું કે જીભાજોડી કરવાની જરૂર શી છે ? બાવડું પકડીને લખમીને ઘરમાં ખેંચી જાય, તેના જોબન પર લગામ નાખીને તેની જુવાનીને નાથી લે, પછી બધું જ ડહાપણ વેરાઈ જશે એનું...

પણ લખમી સામે એવું કરવાની તેની હિંમત નહોતી. એ કોઈ અજાણી ઓરત હોત તો ક્યારની તેને પછાડી દીધી હોત, અરે, કાયમને માટે બોલતી બંધ કરી દીધી હોત. પણ આ લખમી, તેનામાં કાંઈક એવું હતું, જેની ઉપરવટ પોતે થઈ શકતો નહોતો.

'લખી, મને તો હતું કે ડાકુ થયો એથી તું પોરસાતી હોઈશ - મારી ધાક કેટલી છે ? મારાં પરાક્રમો કેવાં છે ? મારા માથા પર ઇનામ ક્યારે નીકળવાનું છે એવું બધું પૂછવા મંડીશ તું - એમ મેં માન્યું હતું.'

'તમે ખોટું માની બેઠા, હજૂરી !' તુંકારાને બદલે લખમી 'તમે' પર આવી ગઈ તે હજૂરીના ધ્યાનમાં ન આવ્યું : 'અકબરપુરા જાઓ તો લાખનસિંહની બીમાર બૈરીને પૂછી જોજો : એમના મરદના માથે દસ હજારનું ઇનામ છે એથી તમારા ચાચી પોરસાય છે ?'

થોડી વાર ચુપકીદી છવાઈ ગઈ. હજૂરીને લખમીના કહેવાનો મતલબ સમજાઈ ચૂક્યો હતો. અ ડાકુની ઓરત બનવા માગતી નથી એવું આડકતરી રીતે કહેવાઈ ગયું હતું. હવે શું કરવું તેના વિચારમાં પડી ગયો હજૂરી.

ત્યાં ઉઘાડી ખડકીની સાંકળ ખખડી અને હજૂરીએ બંદૂક હાથમાં પકડી લીધી.

'ભરતસિંહ છે કે ?'

લખમી ચોંકી. હજૂરીની આડે ઊભી રહીને તેણે ઉઘાડી ખડકીની બહાર જોયું. ત્યાં રામસ્વરૂપ ઊભો હતો. એ ઉંબરા તરફ દોડી ગઈ : 'રામચાચા, બાપુ તો બહારગામ ગયા છે.'

રામસ્વરૂપ માથું ખંજવાળવા લાગ્યો : 'અંદર કોઈક બેઠું'તું એટલે મને થયું કે...'

'એ તો મહેમાન છે. બાપુ બે દા'ડા કેડે આવશે.'

બહુ ઉતાવળમાં હોય તેમ લખમીએ કહી દીધું અને પછી 'તમે જાઓ' એમ ન બોલાય એટલે જુદી રીતે એ જ મતલબનું કહેવું પડ્યું : 'આવશે એટલે બાપુને કહીશ કે રામચાચા મળવા આવ્યા'તા. ખાસ કામ તો નથી ને ?'

'ના-ના, અમસ્તું જ...' કહેતાં રામસ્વરૂપે ત્યાંથી ખસી જવું પડ્યું, છતાંય દૂર શેરીના નાકે છુપાઈને લખમીની ડેલી પર નજર રાખવાનું એ ચૂક્યો નહીં. થોડી વારે હજૂરી બહાર નીકળતો દેખાયો ત્યારે રામસ્વરૂપની આંખો અચરજથી પહોળી થઈ : 'આ તો લાખનનો ભત્રીજો છે !'

અને રામસ્વરૂપનું ભેજું કામે લાગી ગયું.

*

લખમીની વાતે હજૂરીને બેચેન તો બનાવ્યો જ હતો, તેમાં વળી અણધારી ઘટનાઓ બનવા લાગી એથી એ વધુ ઉશ્કેરાયો. એકાદ વખત લખમીને કૂવે પાણી ભરતાં જોયેલી ત્યારે તેણે હજૂરીની સામે સુધ્ધાં ન જોયું. એ વખતે માન્યું કે બીજી સ્ત્રીઓની હાજરીને કારણે લખમીએ મોં ફેરવી લીધું હશે. પણ ત્યાર બાદ નાગરાની બેત્રણ મુલાકાતોએ હજૂરીની આંખો ઉઘાડી દીધી. તપાસ કરતાં ખબર પડી કે લખમી હમણાં તેને મોસાળ ગઈ છે. લખમીને ત્રણ મામા હતા. બધાય જુદાજુદા ગામમાં રહેતા. એ કયા મામાને ત્યાં ગઈ હશે એની જાણ થતી નહીં. કદાચ જાણતો હોત તોપણ હજૂરી ત્યાં જવાની હિંમત ન કરત, કારણ કે હજૂરી લખમીની ખુમારીથી ડરતો હતો.

તેમાં લાખનને એક દિવસ સમાચાર મળ્યા કે તેના એક ભત્રીજા કમલસિંહને નાગરાની પોલીસે અટકમાં લઈ નજરબંદીમાં રાખ્યો છે ! લાખનનો ખોફ ઊછળ્યો : 'મને કાંઈ કરી શકતા નથી એટલે મારા ભત્રીજાને પરેશાન કરવા લાગ્યા પોલીસ-કુત્તાઓ !'

બે-ચાર દિવસ બાદ એક બીજી બાતમી મળી કે રામસ્વરૂપ નામનો પોલીસનો મુખબીર (ગુપ્તચર) કોઈ કાવતરું ઘડી રહ્યો છે. કમલસિંહનો બાપ અને લાખન સગાં ભાઈ હોવા છતાં બંને વચ્ચે મનમેળ નહોતો. રામસ્વરૂપ આનો ગેરલાભ લેવાની પેરવી કરતો હતો. કમલસિંહને એક-બે વાર તે મળી આવેલો અને ગોળગોળ વાત કરી આવ્યો કે મારી લાગવગથી હું તને છોડાવીશ. પોલીસને તારા પર નકામો વહેમ છે કે તું લાખન સાથે સંડોવાયેલો છે.

લાખન જાણતો હતો કે રામસ્વરૂપ ખતરનાક આદમી છે. ખાનગીમાં તે પોલીસનો પગાર ખાય છે અને જાહેરમાં ડાકુઓની દોસ્તીનો દેખાવ કરે છે. એકબે ડાકુઓને મરાવવામાંય રામસ્વરૂપનો હાથ હોવાનું કહેવાતું હતું.

'ચાચા, આ રામસ્વરૂપને વહેલી તકે ઠેકાણે પાડી દેવો જોઈએ.' હજૂરીએ વાત છેડી.

'હા, લાખનભાઈ, એ રૂપાનો મળતિયો લાગે છે. આખરે તો ભામટો ખરો ને !' ફિરંગીએ દાંત ભીંસીને કહેલું.

લાખને પોતાનો ઇરાદો જણાવ્યો : 'એના દિવસ હવે ભરાઈ ગયા છે, પણ સામે ચાલીને તે આપણી જાળમાં ફસાય એવું કરવું છે. તેને મારતાં પહેલાં કોઈ જાણવાજોગ બાતમી મળી જાય તો ઓકાવી લેવી.'

'એને ફસાવવાનું કામ મારું.' હજૂરીએ ઉત્સાહમાં બીડું ઝડપ્યું.

'કઈ રીતે ?' લાખન અને ફિરંગી બંને જુવાન ભત્રીજા સામે જોઈ રહ્યા.

'એ રીત હું તમને પછી કહીશ. બધું વિચારી રાખ્યું છે. આજથી ચોથા દિવસે રામસ્વરૂપ આપણા કબજામાં હશે.'

અને વાત ત્યાં આટોપાઈ ગઈ.

*

રામસ્વરૂપ નાગરામાં દાખલ થયો. પોલીસચોકીમાં જાણ કરી કે પોતે એક સાહસ કરવા જઈ રહ્યો છે : લાખનને મળવા આવ્યો છે ! પણ તેને હસી કાઢવામાં આવ્યો : લાખન ગામમાં આવ્યો જ નથી. તારો ફેરો ફોગટ જશે.

છતાં રામસ્વરૂપ ગયો, કમલસિંહને મળ્યો : 'મને તારા ચાચા શા માટે મળવા માગે છે ?'

'તમે મારી નજરબંદી ઉઠાવી લેવાની ખટપટ કરો છો એટલે ચાચા તમારી સાથે મસલત કરવા માગે છે. તમારા ફાયદાની વાત કરવાની હશે.'

રામસ્વરૂપે થોડીક વાર વિચાર કરી લીધો. ખતરો તો છે જ, પણ લાખનનો ભરોસો મેળવવો હોય તો આવો બીજો મોકો નહીં મળે. કોઈ જાણતું નથી કે હું પોલીસનો મુખબીર છું અને જે જાણે છે તે એમ માને છે કે પોલીસનો પગાર ખાઈને હું ડાકુઓને મદદ કરતો રહું છું ! લાખન પણ આમ જ માનતો હશે. એક વાર મળી તો લઉં, પછી જોયું જશે...

પણ પોલીસની વાત સાચી ઠરી. લાખન નાગરા આવ્યો જ નહોતો. તેના બદલે રામસ્વરૂપને હજૂરીનો ભેટો થયો.

'ચાચાને નહીં, પણ મારે તમારું કામ છે.' તેણે રામસ્વરૂપને પટાવવા માંડ્યો : 'ખાનગી કામ છે !'

'ખાનગી' શબ્દ પર તેણે ભાર મૂક્યો તેથી રામસ્વરૂપ મૂછમાં હસ્યો. હજૂરીના અપલખણથી તે વાકેફ હતો. તેને લાખનચાચાથી છાની કોઈ વાત કરવાની હશે એમ માની લીધું તેણે.

'ખાનગી કહેવા જેટલો તને મારામાં વિશ્વાસ છે, હજૂરી ?'

'વિશ્વાસ રાખવાનું નક્કી કરીને તો આ મેળાપ ગોઠવ્યો.'

'તો કહી દે. થઈ શકશે એટલું કરી છૂટીશ.'

હજૂરી ખચકાતો હોય તેમ થોડી વાર ખામોશ રહ્યો.

'વાત લખમીની છે.' એટલું સાંભળ્યું અને રામસ્વરૂપનું મોં મલક્યું. તેણે હજૂરીને આગળ વધવા દીધો.

'રામચાચા, તમે એક વાર મને લખમીને ઘેર જોઈ ગયા હતા, યાદ છે ?'

'હા, તે દી હું જાણીકરીને બારણેથી પાછો ફરી ગયો હતો. બે જુવાન માણસોની વાતમાં વચ્ચે ક્યાં આવવું ?'

'એ સારું કર્યું.' હજૂરી સાવધપણે આગળ વધ્યો : 'પણ ચાચા, લખમી ત્યાર પછી એકે વાર મને મળી નથી !'

'એના બાપુએ મનાઈ કરી હશે.'

'મનાઈ કરી હોત તો હું એને ખબર પાડી દેત, પણ...'

'પણ શું ?'

'બાપે લખમીને એને મોસાળ મોકલી દીધી છે.'

'જવાન દીકરી માટે બાપને ફિકર તો થાય ને ?'

'પણ મારું દિલ હવે હાથ રહેતું નથી. લખમીને મારે ઘરમાં બેસાડવી છે !'

'એમ !' રામસ્વરૂપ અચરજથી આંખો પહોળી કરી : 'લખમીની ઇચ્છા જાણી લીધી ?'

'તમે તો જાણો છો, બચપણથી અમારાં મન મળી ગયા છે.' હજૂરી હરખપદુડો થઈને કહેતો હતો અને રામસ્વરૂપ તેની બાલિશતા પર મનમાં હસતો રહ્યો. તેને થયું કે આ બહાને તે હજૂરીને પોતાના હાથમાં રમાડી શકશે.

'મારે આમાં શું કરવાનું છે ?'

'લખમીને ઉઠાવી લાવવામાં સાથ આપવાનો છે !'

'કઈ રીતે ?' રામસ્વરૂપ બનાવટી રસ દેખાડતો હતો.

હજૂરી જાણી-કરીને થોડું રોકાયો - રામસ્વરૂપને વહેમ ન પડવો જોઈએ. બધું સિફતથી થવું જોઈએ. એકબે ખોંખારા ખાઈને હજૂરીએ કહ્યું : 'આપણે નિરાંતે બધું ગોઠવવું પડશે. તમે ઉતાવળમાં તો નથી ને ?'

રામસ્વરૂપ આકાશના તારા જોતો બોલ્યો : 'મને કોઈ ઉતાવળ નથી. રાત-આખીની નિરાંત છે.'

'બસ તો પછી આપણે જઈએ !'

'ક્યાં ?' રામસ્વરૂપ ચોંક્યો.

'ગામબહાર...' હજૂરીએ સાવધપણે કહ્યું : 'મારા સાથીઓ ત્યાં વાટ જોતા હશે. ખાવાટાણે આવી જવાનું મેં કહી રાખ્યું હતું.'

રામસ્વરૂપ વિચારમાં પડી ગયો : હજૂરી કોઈ ચાલ તો નહીં રમતો હોય ? અહીં વાત કરવામાં શો વાંધો છે ?

હજૂરી તેની ગડમથલ પામી ગયો : 'રામચાચા, આવી નશીલી વાત ભૂખ્યા પેટે ન થાય. પહેલાં થોડું પીશું, પછી ખાશું અને બેહડમાં ટાઢા વાયરા માણતાં બધું ગોઠવી નાખશું.'

'પણ, હજૂરી... તું ખાનગીમાં વાત કરવા માગતો હતો ને ?' રામસ્વરૂપે આડકતરી આનાકાની કરી : 'ત્યાં લાખનની હાજરીમાં આવી વાત નહીં થાય.'

'અરે, રામચાચા ! હું એવો મૂરખ નથી. લાખનચાચા ત્યાં નથી.' હજૂરીએ બાલિશપણે હસીને કહ્યું : 'હમણાં મને દસબાર સાથીઓ સોંપીને લાખનચાચાએ નાનીમોટી ધાડો પાડવાની છૂટ આપી છે.'

રામસ્વરૂપ આ વાત જાણતો હતો એટલે હજૂરીની વાત પર તેને વિશ્વાસ બેઠો ખરો છતાં એ બની શકે તો કોતરોમાં જવાનું ટાળવા માગતો હતો : 'હજૂરી, તું મને ફોસલાવવા માટે તો નથી લઈ જતો ને ?'

હજૂરી ચમક્યો : આ ચાલાક આદમીને ગંધ આવી ગઈ કે શું ? લાખનચાચાને પોતે છાતી ઠોકીને કહી આવ્યો હતો કે આજે રાતે રામલાને તમારી સામે હાજર કર્યા વિના નહીં રહું.

'રામચાચા, આમાં ફોસલાવવાની વાત ક્યાં આવી ?' હજૂરીએ બાલિશ દેખાવનો ડોળ કર્યો : 'તમારી પાસેથી કામ કઢાવવું છે એટલે છાંટોપાણી કરાવીને તમને ખુશ રાખવા લઈ જાઉં છું !'

લખમીના પ્યારનું ગાંડપણ આ જુવાનના માથામાં ભરાયું છે. રામસ્વરૂપને થયું કે તેની આ નબળાઈનો લાભ ઉઠાવવામાં ફાયદો છે.

'ભલે, હજૂરી, તારા ભરોસે હું આવું છું.' રામસ્વરૂપ પરાણે સંમત થતો હોય તેમ બોલ્યો : 'પોલીસને જાણ ન થવી જોઈએ કે આપણે બેહડમાં સાથે રાત ઊજવી'તી.'

'એ શું બોલ્યા, રામચાચા !' હજૂરીએ તેને ધરપત આપવા કહ્યું : 'અને જુઓ, આપણી ખાનગી વાત હમણાં લાખનચાચાને કાને ન પહોંચે એ જવાબદારી તમારી.'

'તું બેફિકર રહેજે, હજૂરી !' કહીને પોલીસનો બાતમીદાર રામસ્વરૂપ હજૂરી સાથે જવા ઊભો થયો. ચહેરો ભીતરની ખુશીની ચાડી ન ખાઈ જાય એટલા માટે હજૂરીની પાછળ ચાલતો હતો.

*

ભરપૂર નશો કરાવી, દાળરોટી જમાડી, હજૂરીએ રામસ્વરૂપને વાતોએ ચડાવ્યો. પોતાને શરાબ ચડ્યો હોય એવા ઢંગથી હજૂરી લખમીના નામે બકવાસ કરતો વખત વિતાવતો હતો. જંગલના રસ્તે નજર નાખીને જોઈ લેતો, પણ લાખન કે ફિરંગીચાચા દેખાતા નહોતા. હજૂરી વિચારે ચડી જતો : બંને ચાચા મોડા આવશે તો રામલાનો નશો ઊતરી જશે. નાગરા પહોંચવાની ઉતાવળ કરશે અને પોતે રોકવાની જીદ કરશે તો વહેમાશે... એક વિચાર એવો પણ આવ્યો કે રામસ્વરૂપ જવા માટે જીદ કરશે તો પોતે એને ફૂંકી મારશે અને લાખનચાચા સામે એની લાશ ધરી દેશે !

રાત જામતી જતી હતી. રામસ્વરૂપની આંખો ઘેરાતી હતી. હજૂરીનો બકવાસ ઓછો થઈ ગયો હતો. બીજા ડાકુઓ તાપણું કરીને અલકમલકની વાતો કરતા બેઠા હતા ત્યાં જંગલરસ્તેથી બે ઓળા દેખાયા. પગરખાંનો ખખડાટ નજીક આવતો જતો હતો. હજૂરી રામસ્વરૂપની સામે જોતો હતો. બે ઘડીમાં બેવકૂફનો નશો ઊતરી જશે.

તાપણા પાસે આવી પહોંચ્યા એટલે લાખન અને ફિરંગીના કરડાકીભર્યા ચહેરા સાફ દેખાયા. સૌ સમજી ગયા કે રામસ્વરૂપનો કાળ આવી ગયો છે – આવરદા પૂરી થવા આવી છે.

ફિરંગીએ હજૂરી પાસે જઈને તેની બાજુમાં લેટેલા રામસ્વરૂપના પટ પર પગ મૂકી દીધો : 'ઊઠ, ભામટા !'

'કોણ ?' રામસ્વરૂપ સડાક કરતો બેઠો થઈ ગયો. ખંધું હસતો ફિરંગી દેખાયો અને એ જ વખતે પહાડ જેવો લાખન પણ માથે આવીને ઊભો રહી ગયો. રામે વારાફરતી બંનેને જોઈ લીધા પછી હજૂરી સામે જોયું. તે મરકમરક હસતો હતો. તેને બધું સમજાઈ ગયું. ચાચાએ ભત્રીજાને આગળ કરીને પોતાને ફાંસલામાં લીધો હતો. હવે હિંમત રાખ્યે જ છૂટકો હતો. કદાચ છુટકારો ન મળે તોપણ કોશિશ કરવી જ રહી.

'અરે, લાખન ઠાકુર ! ફિરંગી !' તેણે ઊભા થતાં અચરજ ઉછાળ્યું : 'રામરામ !'

પણ સામેથી 'રામરામ'નો હોંકારો ન મળ્યો. રામસ્વરૂપના મોંમાં થૂંક સુકાઈ ગયું. તેણે બનાવટી હસવાની કોશિશ કરી : 'ઠાકુર, તમને મળવા નાગરા આવ્યો હતો.'

'પણ મેળાપ અહીં થઈ ગયો, કેમ ?' લાખને વ્યંગમાં કહેતાં એક લાફો લગાવી દીધો : 'પોલીસના કુત્તા !'

રામસ્વરૂપ જડબું પંપાળવા લાગ્યો. થપાટ જોરદાર હતી. દાંત કળી ગયા છતાં તેણે હિંમત ટકાવી રાખી : 'ઠાકુર ! મારો કાંઈ વાંકગુનો ?'

ફિરંગીનો હાથ ઝાલ્યો ન રહ્યો : 'ભામટા, પાછો હિસાબ-કિતાબ માગે છે ? કમલસિંહ પરથી નજરબંદી ઉઠાવી લેવાના બદલામાં તું અમને ફસાવવાની તરકીબ કરતો હતો ?' ફરી ફિરંગીએ તેના પેટમાં પાટુ માર્યું.

રામસ્વરૂપ આમ તો તગડો હતો. થોડોઘણો માર તેને અડે તેમ નહોતો. બેએક વાર ચાકુ પણ ખાઈ ચૂકેલો એ સામી અડબોથ મારે તો ફિરંગીનેય તમ્મર આવી જાય, પણ સંજોગો જુદા હતા. પોતે એકલો, હથિયાર વિનાનો અને સામે હથિયારબંધ ડઝન ડાકુઓ... મુકાબલો કરવો પાલવે નહીં.

ફિરંગીની પાટુથી જમીન પર ફેંકાઈ ગયેલો રામસ્વરૂપ કપડાં ખંખેરતો ઊભો થયો. ચૂપચાપ બંને ભાઈ અને ત્રીજા ભત્રીજા સામે જોતો રહ્યો. બોલવાથી બે ખાવી પડે એવો ડાકુનો હિસાબ તે જાણતો હતો.

રામસ્વરૂપની ખામોશીએ લાખનને થોડો ઉલઝનમાં મૂકી દીધો. ખરેખર તો એ જાણતો નહોતો કે સામે ઊભેલો શખ્સ ગુનેગાર છે કે નહીં, પોલીસનો બાતમીદાર છે કે રૂપાનો મળતિયો ! ખરો ગુનો તો એ હતો કે રામસ્વરૂપ બ્રાહ્મણ હતો અને આજકાલ રાજપૂત-બ્રાહ્મણો વચ્ચે તંગદિલી વધવા લાગી હતી.

'રામલા, સાચું કહેજે, તારે કારણે કેટલા ડાકુઓ પોલીસની ગોળીએ દેવાયા ?' એકાએક ગુસ્સો ઠરી ગયો હોય તેમ લાખને પૂછ્યું. ફિરંગીને એની આ નરમાશ કઠી.

'ઠાકુર ! તમારો એ વહેમ છે.' રામસ્વરૂપે બચાવ કરવાનો મોકો ઝડપી લીધો : 'મારો

તો બેય બાજુથી મરો - ડાકુ મને પોલીસનો માણસ માને અને પોલીસ ડાકુનો મળતિયો સમજી મને કનડે.'

'દૂધ-દહીંમાં પગ રાખવા જા તો એમ જ થાય ને, ભામટા !' અવાજ ફિરંગીનો હતો : 'અમને ખબર છે કે તું રૂપાને વહાલો થવા માંડ્યો છે.'

'મારે તો બધા સરખા...' એમ કહેવા જતો હતો, પણ એ પહેલાં ફિરંગીએ તેના પહેરણનો કાંઠલો પકડી લીધો : 'બોલ, પોલીસે અમારા માટે શું ચાલ વિચારી રાખી છે ? ખોટું બોલ્યો તો જાનથી જઈશ.'

પણ રામસ્વરૂપ શું બોલે ?

એ મૂંગો રહ્યો અને ફિરંગીએ ગડદા-પાટુ, મુક્કા-થપાટનો મારો ચાલું રાખ્યો. રામસ્વરૂપ બેવડ વળી જતો. તેના હોઠ પાસેથી લોહી ફૂટી નીકળ્યું, લમણામાં ચકામું પડી ગયું, જડબાં કળવા લાગ્યાં, છતાં તેણે કબૂલ્યું નહીં કે હું કાંઈક જાણું છું, તમને બાતમી આપું છું.

એ બેહોશ થઈ ગયો ત્યાં સુધી ફિરંગીએ તેને મારીમારીને અધમૂઓ કરી મૂક્યો.

*

ફિરંગીની અજડાઈએ લાખનની એ રાત વેડફી નાખી. બેહોશ રામસ્વરૂપ પાસેથી શું બાતમી કઢાવી શકે ? તેને ઊંચકીને ક્યાં લઈ જવો ? એ જલદી હોશમાં આવે એટલા ખાતર ફિરંગીએ રામસ્વરૂપની ચાદર ઝૂંટવી લીધી, પહેરણ ફાડીને ઉતારી લીધું અને એક ઘડીભર ટાઢમાં ઠરવા દીધો. છતાં સવાર લગી રામસ્વરૂપ ઠૂંઠવાઈને બેહોશ પડ્યો રહ્યો. કદાચ તે ભાનમાં હશે તોપણ ટાઢ વેઠીને ઢોંગ કરતો રહ્યો હોય, સવાર સુધી ટકી રહે તો પછી લાખન તેને છોડી મૂકશે એવી આશા પંપાળતો હોય...

રામસ્વરૂપનું શું કરવું તે લાખન નક્કી કરી શકતો નહોતો. ફિરંગીનો ફેંસલો અટલ હતો : તેને જીવતો ન જવા દેવો. હજૂરીને હવે રહીરહીને દયા જાગી કે જવા દો, ભવિષ્યમાં કામ લાગશે. બીજા એકબે સાથીઓને પણ રામસ્વરૂપ કસૂરવાર નહોતો દેખાતો. આટલો પીટવા છતાં એ બોલ્યો નહીં તેનો મતલબ એ કે તે કાંઈ જાણતો જ નથી... આમ રામસ્વરૂપની જિંદગી મતભેદ પર તોળાઈ રહી હતી !

પણ સૂરજ ઊગતાંની સાથે જ ફિરંગીએ લાત મારીને તેને ઢંઢોળ્યો : 'ઊઠ, ભામટા !' મરવા માટે તૈયાર થઈ જા !'

ઠૂંઠવાઈ ગયેલા શરીરે રામસ્વરૂપ માંડ માંડ બેઠો થયો. તેનાં હાડકાં કળતાં હતાં, ચામડી જાણે ખોટી પડી ગઈ હોય અને મગજ બહેર મારી ગયું હોય તેમ એ બાઘાની જેમ ડાકુઓ સામે જોતો હતો. ફિરંગીની આંખોમાં ખુન્નસ હતું. લાખનના ચહેરા પર કરડાકી હતી. હજૂરી થોડી હમદર્દીથી જોતો હતો અને બીજા ડાકુઓ તેની દયા ખાતા ઊભા હતા.

ડિલ ઢાંકવા થોડે દૂર પડેલી ચાદર તરફ રામસ્વરૂપે પગ ઉપાડ્યા, પણ ફિરંગીએ તેના

ખભા પર બંદૂકની નાળ ટેકવી દીધી : 'મોત સામે આવ્યું છે ત્યારે હવે શરીર ઢાંકવાની શી જરૂર ?'

રામસ્વરૂપે લાખન સામે જોયું, પણ ત્યાં કોઈ દયા પ્રગટી નહીં. હવે તેને પોતાની જાત પર ક્રોધ ચડ્યો. શા માટે હજૂરીની વાતમાં ખેંચાઈને અહીં આવ્યો ? જિંદગી એકાએક ટૂંકાઈ જવાની હોય છે ત્યારે માણસની બુદ્ધિ બહેર મારી જતી હોય છે. રામસ્વરૂપને હજુય એમ લાગતું હતું કે છેલ્લી ઘડીએ લાખન તેને છોડી મૂકશે.

'રામલા, મને હતું કે તું જીદ નહીં કરે !'

'શેની જીદ, ઠાકુર ?' વાતચીત કરવાનો મોકો મળ્યો એટલે રામસ્વરૂપની આશા વધી : 'તમારી સાથે મારે શું કામ જીદ કરવી જોઈએ ?'

'હું તને જિવાડવા માગતો હતો, પણ તારી મરજી મરવાની દેખાય છે.'

'સમજાયું નહીં, ઠાકુર !' રામસ્વરૂપથી સહેજ મલકી જવાયું અને ફિરંગીનો પિત્તો ઊછળ્યો : 'એ તો એક થપાટ પડશે એટલે સમજાઈ જશે.' કહીને તેણે હાથ ઉગામ્યો, પણ લાખને ફિરંગીને રોકી લીધો.

'મારે એ જાણવું છે, રામસ્વરૂપ ! કે મારા ભત્રીજા કમલસિંહને નજરબંદીમાં રાખી પોલીસ શું ચાલ રમવા માગે છે ? તું કમલસિંહને અવારનવાર શા માટે મળવા જતો હતો ?'

'એને મદદ કરવા મળવા જતો હતો.'

'ખોટું !' કહીને લાખને તેના મોં પર મુક્કો લગાવી દીધો : 'એમ કહે કે કમલસિંહ પાસેથી તું અમારી હિલચાલ જાણવા માગતો હતો. અમારી બાતમી પોલીસને આપીને તું ઇનામ ખાટી જવાની પેરવી કરતો હતો.'

લાખનનો ખોફ હવે હાથ ન રહ્યો. તેણે બંદૂકના કુંદે-કુંદે તેની પીઠ ભાંગી નાખી. રામસ્વરૂપ નીચે પટકાઈ પડ્યો ત્યારે લાખનને બીક લાગી કે બેવકૂફ ફરી બેહોશ થઈ જશે. તેણે માણસોને કહ્યું : 'સાલ્લાને ઊંચકીને લઈ જાઓ સામી ટેકરી પર... એક જ ગોળી કાફી થઈ રહેશે.'

બેત્રણ જણા રામસ્વરૂપને ચંબલ નદીના કિનારા પાસેની ઊંચી ભેખડ તરફ ઘસડવા લાગ્યા. જમીન પરના અણીદાર પથરા ઉઘાડા શરીરમાં ભોંકાયા. તેની પીડાથી રામસ્વરૂપ રાડ પાડી ગયો : 'મૂકી દ્યો મને ! હું મારી મેળે ત્યાં ચાલ્યો આવું છું !'

'વાહ ! મારા બેટાને મોત વહાલું લાગવા માંડ્યું !' ફિરંગીએ પાટુ મારીને પોતાનો ગુસ્સો ઠાલવ્યો.

રામસ્વરૂપમાં એકાએક કોણ જાણે શો જુસ્સો આવી ગયો કે તે ટટ્ટાર થઈને ચાલવા મંડ્યો. ફિરંગીનો માર કે લાખનની બંદૂકની નાળ તેને હવે ડરાવી ન શકી. મરવું જ છે તો પછી શું કામ રોદણાં રોવાં ?

સૂરજનાં કિરણો હવે ઠરી ગયેલી ધરતીને હૂંફ આપવા લાગ્યાં હતાં. રામસ્વરૂપ ધીમે-ધીમે ટેકરી જેવી ભેખડ ચડવા લાગ્યો. પાછળ ખળખળ વહેતી ચંબલનાં પાણી તડકામાં તગતગી રહ્યાં હતાં. ફિરંગી જો તેની પડખે ન હોત તો છલાંગ મારીને નદીમાં કૂદી જવાત.

'બસ, ઊભો રહી જા ત્યાં !'

લાખનની હાંક સંભળાઈ અને રામસ્વરૂપ સાવધ બની ગયો. નાસી જવાનો વિચાર થીજી ગયો. નદી તરફ પીઠ રાખીને લાખનની બંદૂક સામે એ ઊભો રહી ગયો. ફિરંગી ભેખડ નીચેથી ઊતરતાં તેને અટકચાળો કર્યા વિના રહી ન શક્યો. રામસ્વરૂપના પડખામાં આંગળીથી ગલીપચી કરીને કહ્યું : 'ભામટા ! હરામનું ખાઈને પેટ કેટલું વધાર્યું છે !'

'ફિરંગીસિંહ !' ચાર-છ ડગલાં નીચે ઊતરી ગયા બાદ રામસ્વરૂપને એકાએક યાદ આવ્યું હોય તેમ બોલી ઊઠ્યો : 'મરતાં પહેલાં મારી એક વાત માનશો ?'

'શું છે, બોલ ?' મજાકના ઢંગમાં ફિરંગીએ તેની સામે જોયું : 'મફતનું ખાવાની મરજી થઈ છે કે શું, ભામટા ?'

'ના, ફિરંગી, બીડીની તલપ લાગી છે. મરતાંમરતાં બેચાર ફૂંક મારી લેવા દઈશ ?' કહીને તેણે ટાઢ ચડી હોય તેમ ડિલ ધ્રુજાવ્યું.

'આહા... હા... હા... હા !' કરતો ફિરંગી ખડખડાટ હસી પડ્યો : 'મફતનું ખાવા-પીવાની આદત મરતાંય ન છૂટે !'

ફિરંગીએ જઈને લાખનને વાત કરી. લાખને બીડી પીવાની મંજૂરી આપી. રામસ્વરૂપ એટલો નસીબદાર હશે, નહીંતર લાખનમાં આવી દયા ક્યારેય જાગતી નહીં.

રામસ્વરૂપે બીડી સળગાવી એ જોઈને ડાકુઓને પણ તલપ લાગી હોય તેમ બીડી પીવા લાગ્યા. લાખને રામસ્વરૂપની ખોપરીનું નિશાન લઈ રાખ્યું હતું. ગોળી વાગતાં જ તેની ખોપરી વીંધાઈ જાય અને લાશ પાણીમાં ઊથલી પડે એવી ગણતરી હતી લાખનની.

પફ... પફ... કરતા રામસ્વરૂપે બીડીની ત્રણચાર ઘૂંટો લીધી, ધુમાડા કાઢ્યા અને આંખો મીંચી. થોડી વાર ઊંડો શ્વાસ લીધો. 'તૈયાર ?' લાખને હાંક મારી.

પણ જવાબમાં રામસ્વરૂપે એટલા જોરથી ઊંધી ગુલાંટ મારી કે પાછળ પહેતી ચંબલમાં ખાબકી જવાય... લાખનની નસો તંગ થઈ ગઈ. બંદૂકના ઘોડા પર આંગળી દબાઈ અને ધડાકો થયો સન.... ન.... ન કરતી ગોળીએ ગુલાંટ ખાતા રામસ્વરૂપનું ઢીંઢું ઊતરડી નાખ્યું... પણ તેનો એક ફાયદોય થયો. ગોળીના ધક્કાથી રામસ્વરૂપ વધુ જોરથી નદીમાં ફેંકાયો અને ધસમસતા પ્રવાહમાં ખેંચાવા લાગ્યો.

લાખન, ફિરંગી, હજૂરી બંદૂક તાણીને ગાળો દેતા ભેખડ તરફ દોડી ગયા. ભેખડની ટોચે પહોંચીને પ્રવાહમાં તણાઈ રહેલા રામસ્વરૂપ પર ગોળીઓ વરસાવવા લાગ્યા... પણ તેઓ મોડા પડ્યા. શિકાર હાથમાંથી છટકી ગયો. પાણીનું જોશ તેને પુરવેગે ઘસડી ગયું.

લાખન કાંઠેકાંઠે ઘણું દોડ્યો. જિંદગીમાં કોઈ વાર આવું બન્યું નહોતું. તેના જેવા લુચ્ચા આદમીને બનાવી જનાર કોઈ ભેટ્યું નહોતું. ના, એને કોઈ પણ ભોગે હું છટકવા નહીં દઉં ! ઘણું જોર અજમાવ્યું, ઘણી રાડો પાડી, ઘણાં ફાંફાં માર્યાં, છતાં લાખનના હાથ હેઠા પડ્યા. રામસ્વરૂપને ચંબલના પ્રવાહે બચાવી લીધો – મોતના મોંમાંથી ઉગારી લીધો !

પહેલી વાર લાખનને ભાન થયું કે પોતાની બંદૂક પણ બધા આદમીની આવરદા ઘટાડી શકતી નથી ! નહીંતર સૌથી મોટો દુશ્મન રઘુવીરસિંહ હજુ સુધી હયાત કેમ રહે અને રામસ્વરૂપ છટકી કેમ શકે ?

*

વિવાહની મોસમ ચાલુ થઈ.

લખમીના બાપે છાનામાના દીકરીની સગાઈ નક્કી કરી નાખી અને ઘડિયાંલગ્ન લેવડાવી દીધાં. હજૂરીસિંહ લખમી પાછળ પાગલ બનીને કાંઈક અણગમતું કરી બેસશે એવી દહેશત દીકરીના બાપને સંતાપી રહી હતી. રામસ્વરૂપે પણ તેને ચેતવી દીધેલો : ‘હજૂરીનો ઇરાદો બહુ બૂરો છે, ભરતસિંહ ! કાં તો જિંદગીભર દીકરી કુંવારી રહી જશે અથવા હજૂરી તેનું હરણ કરીને કાયમ માટે પોતાના કબજામાં રાખશે...’

લખમી માટે એક મુરતિયો શોધી આપવામાંય રામસ્વરૂપે ભારે જહેમત ઉઠાવી. કોઈ પણ ભોગે તે હજૂરીને હંફાવવા માગતો હતો. પોતાની સાથે બનાવટ કરી ફોસલાવીને હજૂરી લાખનના હાથે તેને મરાવી નાખવા માગતો હતો તેનું હવે એને વેર વાળવું હતું.

છતાં રામસ્વરૂપ પરદા પાછળ રહીને જ આ રમત રમવા માગતો હતો.

લખમીનાં લગન આમ તો છાનાંછાનાં જ થયાં, છતાં રામસ્વરૂપે એ ખબર હજૂરીને પહોંચે એની ખાસ ચીવટ રાખી, પોલીસને પણ જાણ કરી દીધી : તમારે હજૂરીને હડફેટમાં લેવો હોય તો લખમીના મોસાળે ઘેરો ઘાલીને એની વાટ જુઓ. એ નક્કી આવશે.

બધું જ રામસ્વરૂપની તરકીબ મુજબ થઈ રહ્યું હતું.

લખમીને મનગમતો મુરતિયો મળી ગયો. બાપે તાકીદ કરી હતી કે હજૂરી અંગેની કોઈ વાત સૂરસિંહને કહેવી નહીં – પરણ્યા કેડે પણ નહીં. પણ લખમી જુદી તાસીરની છોકરી હતી. એ જાણતી હતી કે હજૂરી તેનાં લગન થયાની વાત જ્યારે પણ જાણશે ત્યારે ભુરાયો થશે. પોતાના પરણ્યાનો જાન લેવાની હદે જાય એવો પણ ભય હતો. જેની સાથે જીવતર જોડવું છે તેને અંધારામાં શું કામ રાખવો ?

લગનને બે દા’ડાની વાર હતી ત્યારે એણે ભાવિ ભરથાર સાથે એક ખાનગી મેળાપ ગોઠવ્યો.

‘સગાઈ પહેલાં કહેવી જોઈતી’તી એ વાત લગન પહેલાં કહી દેવા માગું છું... એટલે તમને ખાનગીમાં તેડાવ્યા.’

'લખમી, તું હજૂરીની જ વાત કહેવા માગે છે કે બીજી કાંઈ ?'

લખમી ચોંકી ગઈ... શું એ બધું જ જાણી ચૂક્યા છે ? અને છતાં પણ મારી સાથે સગાઈ કરી ! તેને ભાવિ ભરથાર માટે માન થયું. પોતે મુલાકાત ગોઠવીને આ વાત છેડી તે સારું જ થયું.

'હજૂરી સાથે બાળપણમાં હું રમેલી એ સિવાય બીજો કોઈ નાતો મારે એની સાથે નથી.' લખમીએ આંખોમાં આંખ પરોવીને કહેવા માંડ્યું : 'છતાં થોડા વખત પહેલાં એ મારે ઘેર મળવા આવ્યો હતો.'

'શું કામ ?'

'પોતાના પ્યારનો દેખાડો કરવા !'

સૂરસિંહ ચોંક્યો. લખમી બેધડક આમ કહી રહી હતી !

'તેં શું કહ્યું એને, લખમી ?'

'મેં પેટમાં જરાય પાપ રાખ્યા વિના એને સંભળાવી દીધું કે મનગમતી છોડી જોડે પરણવું હતું તો ડાકુ શું કામ થયો ? તારા લાખનચાચાની ઓરતને જોઈને પૂછી જો કે એનું જીવતર કેવું દોહ્યલું થઈ ગયું છે !'

'લખમી, તું હજૂરીથી જરાય ડરતી નથી ?'

ત્યારે એ નીચું જોઈ ગઈ. થોડી વાર ખામોશ રહી. તે કાંઈ જ છુપાવવા માગતી નહોતી, પણ કહેવા સરખા શબ્દો ગોતવા રોકાઈ હતી.

'સિંહ, મને એક વાતની ખાતરી છે કે હજૂરી કદી - ક્યારેય મારા પર હાથ નહીં ઉગામી શકે.'

'એનો અર્થ એવો થાય કે એ તને...'

'ના, એ મને ચાહે છે એટલા માટે નહીં !' વચાળે જ પેલાને બોલતો રોકી લખમીએ કહી દીધું : 'હજૂરી મારાથી ડરે છે !'

'ડરે છે ?' સૂરસિંહ કટાક્ષમાં બોલ્યો અને થોડું હસ્યો પણ ખરો.

'તમારી પાસે કાંઈ છુપાવવા માગતી નથી. હું જે સમજું છું તે કહી રહી છું. ડરવાનો અર્થ તમે કરો છો એવો નથી.'

'તો સમજાવ.'

'કેટલાક માણસ કાયર હોય છે, પણ ઉપરથી બહાદુરી દેખાડે છે. એના લાખનચાચા અને ડાકુગીરીના જોરે હજૂરી ધાકધમકી આપે છે, લૂંટફાટ કરે છે, બાકી એ એવો પાણીદાર મરદ નથી !'

'આમાં તારાથી ડરવાની વાત ક્યાં આવી ?'

'મારી સામે આવે છે ત્યારે એ નરમઘેંશ થઈને વાત કરે છે. હું રુઆબ કરું તો સહી લે છે. મારી આંખો પહોળી થાય તો એનું માથું ઝૂકી જાય છે. હું કોઈની સાથે ન પરણી જાઉં એ માટે ધમકી આપે છે ખરો, પણ તે મને નહીં, મારી સાથે પરણનારને ખતમ કરી નાખવાની...'

એટલું બોલી ત્યાં લખમીના ગળે રૂંધામણ થવા લાગી, પાંપણ પર બેચાર આંસુ બાઝી ગયાં તે તેણે ઝટપટ લૂછી નાખ્યાં.

પહેલી વાર સૂરસિંહે લખમીના ખભા પર હાથ મૂકી હેતાળ સ્પર્શ કર્યો : 'જો, લખમી, આવરદા ઉપરવાળાના હાથમાં હોય છે. હજૂરીની જેમ હું પણ રાજપૂત છું. સામે આવશે ત્યારે જોયું જશે, બાકી હવે પરણવાનો તો તને જ...'

ભાવિ ભરથારનું આવું ખમીર જોઈને લખમીનું હૈયું ઊભરાઈ આવ્યું. મલાજો એક કોર મેલીને એ તેને વળગી પડી - હૈયું ભીંસાઈ જાય એવા જુસ્સાભેર ભેટી પડી !

*

હજૂરીનું માથું ભમી ગયું : લખમીની શાદી ! માનવામાં આવતું નહોતું, પણ બાતમી ભરોસાવાળી હતી. નામ-ઠામ મેળવીને તે ઘોડા પર ચડ્યો. સાથીઓને કહ્યું : 'હું સવાર કેડે પાછો આવું છું. એક હિસાબ સમજવા જાઉં છું.'

અને મારતે ઘોડે એ ઊપડ્યો. શિયાળાની કડકડતી ટાઢમાં પણ શરીરે પસીનો વછૂટતો હતો. ભીતરમાં લાય લાગી હતી. વારેવારે બસ એક જ વિચાર - લખમી પરાઈ થઈ જશે, કોઈકની શય્યાની ભાગીદાર બનશે... ના ! ના ! હું એને ચાર ફેરા જ નહીં ફરવા દઉં ! લગનમંડપમાં જ મોતની કાણ મુકાવીશ ! વરઘોડે ચડેલાને ચિતાએ ચડાવીશ અને દુલ્હન બનેલી લખમીને ઘોડે બેસાડીને હાલી નીકળીશ... લખમી, તું કદી કોઈની નહીં થઈ શકે ! તારા હાથની મેંદી મારા માટે છે ! તારા હોઠની લાલી હજૂરીની જ રહેવાની !

રાત વધતી જતી હતી. ઘોડાની દોટ તેજ કરવા માટે હજૂરી તેને ફટકારતો જતો હતો. ઝનૂન વકરતું જતું હતું. તેનો ક્રોધ મૂંગા જાનવર પર ઠલવાતો હતો.

'હવે તો એ પરણી ઊતર્યાં હશે !'

બંદૂકનો કુંદો ઘોડાના પડખામાં ફટકારી તે બબડ્યો.

'પણ એને હું સોહાગરાત માણવા નહીં દઉં !'

બીજો ફટકો લગાવ્યો ત્યારે ઘોડાના મોંમાંથી ફીણ નીકળી ગયાં. તમ્મર આવ્યાં હોય તેમ ઘોડાની ચાલ ધીમી અને ટેડી થઈ ગઈ.

'સાલ્લા ! ખરે વખતે હઠ કરે છે !' કહીને હજૂરીએ ખૂન્નસભર્યા જોશમાં ઘોડાના માથા પર બંદૂકનો કુંદો ઝીંકી દીધો.

પતી ગયું. ગડથોલિયું ખાઈને ઘોડો નીચે પટકાઈ પડ્યો. હજૂરી માંડમાંડ પડતો બચ્યો. ઠેકીને નીચે આવ્યો. ઘોડો થોડી વાર તરફડ્યો અને હજૂરીની ખીજ બંદૂકની ગોળી વાટે તેના પર ઊતરી. એ મૂંગું જનાવર એક ગોળીમાં ઢળી ગયું. હજૂરી તેની લાશ પર થૂંક્યો : 'સાલ્લા ગદ્દાર ! દસબાર ગાઉનું છેટું રહ્યું ત્યારે જ પાણી ન રહ્યું. જરાક માટે મને રખડાવ્યો !'

ભૂખ, તરસ, થાક - બધું જ ભૂલીને હજૂરીએ દોટ મૂકી. હવે કોઈ તેને રોકી નહીં શકે - લખમી પણ નહીં, પોલીસ પણ નહીં. જે આડે આવશે તેને ફૂંકી મારીશ. આજે તો છૂટા હાથે કતલ કરવી છે. લખમી મારી છે... મારી જ રહેવી જોઈએ. કોઈનો હાથ તેને લાગવો ન જોઈએ...

*

'રામસ્વરૂપ, તારી ધારણા ખોટી ઠરી.'

પોલીસ-ઉપરી બગાસાં ખાતા હતા. નકામી આખી ટુકડીને અહીં ઉજાગરો કરાવ્યો. મળસ્કું થવા આવ્યું ત્યાં સુધીમાં તેણે રામસ્વરૂપને સત્તર વાર આવું કહી સંભળાવ્યું, છતાં રામનો ભરોસો ડગ્યો નહોતો :

'સા'બ, એ બેવકૂફને ખબર પડી હશે તો આવ્યા વિના નહીં રહે...'

'નહીંતર આપણે જરૂર બેવકૂફ ઠરવાના !'

ઉપરી સાહેબે પાકીટમાં રહેલી છેલ્લી સિગારેટ સળગાવી અને ધુમાડો રામસ્વરૂપના મોં પર ફેંક્યો.

પાંચ-દસ-પંદર-વીસ મિનિટ વીતી ગઈ.

'પેલું કોણ આવે છે ?'

આંખો સતેજ થઈ. રામસ્વરૂપ અર્ધો ઊભો થઈ ગયો.

સામેથી કોઈ દોડતું આવતું હતું. તેના જમણા હાથમાં બંદૂક હતી. ગળામાં કારતૂસનો હારડો હતો. આંખો મીંચીને દોડતો હોય તેમ જમીન પર પગ મૂક્યા વિના ઠેકતો આવતો હતો !

'હ...જૂરી !' રામસ્વરૂપે ઉપરી સાહેબનો હાથ ખડી જાય એટલા જોરથી ખભો હચમચાવી નાખ્યો : 'સા'બ, એ જ છે !'

અને પોલીસ-ઉપરી ગોઠણભર થયા. ઝાડની આડશે આવી, બંદૂકની નાળ બહાર કાઢી, નિશાન લીધું, ઘોડો દબાવ્યો અને ગોળી છૂટી... હજૂરીના ડાબા પગના નળામાં ગોળી ધરબાઈ ગઈ. ઊંઘતા મરદની છાતી પર માથું ટેકવીને જાગતી પડેલી લખમી સડાક કરતી બેઠી થઈ ગઈ. ધણી ઊઠે તે પહેલાં તેણે ખીંટીએ ટિંગાતી ભરેલી બંદૂક પર ઝાપટ મારી.

'લખમી ! શું કરે છે ? શેનો ધડાકો થયો ?'

ઊંડો શ્વાસ લીધો લખમીએ : 'એ આવ્યો લાગે છે.'

અને સૂરસિંહ ચિત્તાની જેમ ખાટલામાંથી કૂદ્યો. લખમી પાસેથી તેણે બંદૂક ઝૂંટવી લીધી : 'નહીં, એ કામ મને કરવા દે. મરદના હાથમાં જ બંદૂક શોભે.'

સુરસિંહ કમરાનું બારણું ઉઘાડી બહાર ધસી ગયો. લખમી તેને વળગી પડી, તેની પાછળ ઘસડાતી ગઈ...

ધડ... ધડ... ધડ...!

સંખ્યાબંધ બંદૂકો એકીસાથે ગરજવા લાગી. ધણી-ધણિયાણી ઓશરીમાં જ અટકી ગયાં. ફળિયાની વંડી બહાર જોયું તો હથિયાબંધ પોલીસ ઊભી હતી. બંને ચોંકી ગયાં. આ બધું ક્યારે બની ગયું ? પોલીસ કેમ આવી ? ગોળીબાર કોની સામે થઈ રહ્યો હતો ?

પગમાં ગોળી ખાઈને ઊથલી પડેલો હજૂરી થોડી વાર સુધી ઊઠ્યો નહીં. પોલીસની બેચાર ગોળી તેના માથા પરથી પસાર થઈ ત્યાં લગી લાશની જેમ એ પડ્યો રહ્યો. આમ અચાનક અથડામણ થઈ જશે એવું પોતે ધાર્યું ન હતું. પોલીસને ક્યાંથી ખબર પડી ગઈ કે પોતે આવશે ?

કે પછી લખમીની શાદીની ખબર બનાવટી હતી ? તેને ફાંસલામાં સપડાવવા માટે આવી બનાવટ કરવામાં આવી હતી ?

આ વિચારે તેનો જુસ્સો ઊભરાઈ આવ્યો. ભલે ફસાયો, પણ લખમી કોઈની થઈ નથી, આ ખ્યાલ તેને ખુશનસીબી જેવો વહાલો લાગ્યો. જીવવાની ઝંખના જોર કરી ગઈ. મડદું એકાએક સળવળી ઊઠે તેમ હજૂરીએ જમીન પર આળોટીને નજદીકની એક આડશ પકડી લીધી. પગમાંથી લોહી વહી જતું હતું છતાં ગોઠણભેર થઈને તેણે બંદૂક તાણી.

ત્યાં સુધી પોલીસની બેચાર ગોળીઓ તેના પર વીંઝાઈ ચૂકી હતી. હજૂરીનું ખુન્નસ વધી ગયું. તેણે સામે ગોળીબાર કરવા માંડ્યો. એ આંધળો ગોળીબાર હતો. માથે મોત ઘૂમરાતું હતું ત્યારે મગજમાં તો લખમીના વિચાર જ ઘોળાતા હતા.

પોલીસને અચરજ થયું : હજૂરી એકલો જ કેમ ? કદાચ પાછળથી તેના સાથીઓ આવવાના હશે ?

'ઉપરી સા'બ, એ બરાબર લાગમાં છે. બંદૂકને મૂંગી કેમ કરી દીધી ?' રામસ્વરૂપ શ્વાસ રોકી અત્યાર સુધી જોયા કરતો હતો, પણ હવે તેની ધીરજ રહી નહીં. હજૂરીની લાશ જોવાની તાલાવેલી કૂદકા મારવા લાગી હતી.

'એ બેવકૂફની કારતૂસો ખૂટી જશે, પછી તાબે કરીશું.' પોલીસ-ઉપરી હજૂરીને જીવતો હાથ કરવા માગતા હતા. પણ રામસ્વરૂપનો ઇરાદો જુદો હતો. એ લાખનની આંખે ચડવા માગતો નહોતો. હજૂરી જીવતો રહે તો પોતાના પર આફત વધી પડે. અત્યાર સુધી રામસ્વરૂપે મૂંગી રાખેલી પોતાની બંદૂક ઉઠાવી.

હજૂરીની એક ગોળી એમના તરફ આવી અને રામસ્વરૂપ ધીમેધીમે સરકવા લાગ્યો. તેણે હજૂરીની ત્રાસમાં એક સારી આડશ મેળવી લીધી. હજૂરી એ બાબતમાં બેખબર હતો. બંદૂક સરખી ગોઠવાઈ ગઈ, નિશાન લેવાયું અને ઘોડો દબાવી દીધો રામસ્વરૂપે !

એક ચીસ સંભળાઈ. આડશ પાછળથી હજૂરી ગડથોલિયું ખાઈને ઊંડી પડ્યો. તેની બંદૂક પણ દૂર ફેંકાઈ ગઈ. રામસ્વરૂપ પામી ગયો કે નિશાન મરણતોલ નીવડ્યું છે અને તે ત્યાંથી સરકી ગયો.

ગામ-આખું જ્યારે હજૂરીની લાશ જોવા એકઠું મળ્યું હતું ત્યારે રામસ્વરૂપ ત્યાં નહોતો. પોતાની હાજરી લાખનના બાતમીદારની નજરમાં એ નોંધાવવા માગતો નહોતો.

બધા જ હજૂરીની લાશને જોવા આવી ગયા, પણ લખમી ઘરની બહાર ન નીકળી. કોઈનું ધ્યાન ન જાય એ રીતે તેણે આંસુ પાલવથી લૂછી નાખ્યાં હતાં. કોને ખબર એને રડવું આવ્યું - હજૂરીના કારમા મોતના દુઃખ પર કે કપાળમાં ચમકતા સૌભાગ્યના ચાંદલાની સલામતીના સુખ પર ?



## દસ

માનસિંહ સાથે પોલીસના છેલ્લા ધિંગાણામાં જખમી થયેલા રૂપાના પગનો ઘાવ તો થોડા દિવસમાં જ રૂઝાઈ ગયો, પણ બાપ જેવા 'દાઉ' અને ભાઈ જેવા સૂબેદાર પોલીસની ગોળીએ ઠાર થયા ત્યારે એમની લાશનો રૂપો કબજો લઈ શક્યો એનો જખમ રૂઝાવાને બદલે દિવસે-દિવસે વકરતો ગયો.

માનસિંહના મોત પછી ટોળીએ એને સરદાર નીમ્યા છતાં રૂપો તો માનસિંહના મોટા ભાઈ નવાબસિંહને જ 'ગુરુ' માનતો રહ્યો.

મા જેવી માનસિંહની પત્ની રુક્મિણી વિધવા બન્યા બાદ કેટલાય વખત લગી રૂપો એને મોં દેખાડવા જઈ શક્યો નહોતો. નવાબસિંહને એ કહેતો : 'તાઉ ! ખેડા-રાઠોરની ગઢીમાં જવા માટે પગ ઊપડતા નથી. રુક્મિણીમાએ ભલે મને માફ કરી દીધો હોય, પણ પોલીસના હાથે દાઉ અને સૂબેદારની લાશની જે હાલત થઈ તેના અપરાધ માટે હું મારી જાતને ક્યારેય માફ નહીં કરું.'

પણ રુક્મિણીનું તાકીદનું કહેણ આવ્યું કે રૂપા, એક વાર મોં દેખાડી નહીં જા તો તને તારા દાઉના સોગંદ છે... ત્યારે રૂપો પોલીસની પરવા કર્યા વિના એમની સામે હાજર થઈ ગયો.

રુક્મિણીએ તેને ખેડા-રાઠોડની ગઢીમાં નહીં પણ પોતાના પિયરના ગામે મળવા બોલાવ્યો હતો. વદ તેરશની અંધારી રાતમાં ઊંટ પર બેસીને આકાશના તારા જોતો રૂપો ઉદીતપુરા પહોંચ્યો ત્યારે ગામમાં સોપો પડી ગયો હતો. આછો પવન પણ ફૂંકાતો હતો.

ડેલીની સાંકળ ખખડાવી ત્યારે સામેથી સાદ થયો : 'કોણ છે ?' રુક્મિણીમાનો અવાજ

કેમ ન ઓળખે રૂપો ? એ સાદે રૂપાને ગદ્ગદ કરી દીધો. જવાબ આપવામાં જરા વાર લાગી એટલે ફરી અવાજ સંભળાયો :

'કોણ ખડકી ખખડાવે છે અત્યારે !'

'હું છું, મા, તમારો રૂપો !'

રૂપો ! રુક્મિણીની આંખોમાંથી ઊંઘ વેરાઈ ગઈ. અવાજ રૂપાનો હોવા છતાં રણકો જુદો લાગ્યો. આવા સન્નાટામાં એ નામ લઈને પોતાની હાજરીને છતી શું કામ કરે ? કે પછી બીજું કોઈ રૂપાના નામે આવ્યું હશે ? શું કામ આવે ? કદાચ પોલીસને વહેમ હોય કે રૂપો અહીં આવતો રહે છે અને એની ખાતરી કરવી હોય. હું જલદી બારણું ઉઘાડું એટલે તેમને ખાતરી થઈ જાય કે રૂપો અહીં મળવા આવે છે. પછી કાયમ માટે પોલીસનો જાપતો લાગી જાય. કારણ વગરની કુરકી (જપ્તી) અને પજવણી શરૂ થઈ જાય.

મન આવા વિચારો વાગોળતું હતું, છતાં પગ તો ખડકી તરફ ડગ માંડતા જતા હતા. જાણે રૂપાનું નામ ન સાંભળ્યું હોય તેમ બબડતાં જતાં હતાં : ભાઈ, અત્યારે ખેતરેથી ઘેર કેમ આવવું પડ્યું ?

પણ બારણાં ઉઘાડ્યાં અને અંધારામાં તગતગતી ભૂરી આંખો દેખાણી, જેની કીકીઓ પર ભીનાશ છવાયેલી હતી અને 'રડી પડવાની' ઘડી ટાળી રહી હતી ! રૂપાને જોઈ રુક્મિણીનું હૈયું ભરાઈ આવ્યું, છતાં રૂપો અંદર આવ્યા પછી તેમણે બહાર ડોકિયું કરી ખાતરી કરી લીધી કે કોઈ જોતું-જાગતું નથી ને ? ખડકી વાસી દીધા પછી રૂપા સામે ઠપકાભરી નજરે જોયું : 'તારે નામ કહેવાની શી જરૂર હતી ? કોઈ સાંભળી ગયું હોત તો !'

પણ રૂપો કાંઈ જવાબ ન આપી શક્યો. રુક્મિણીએ ફાનસ ઊંચું કરીને તેની સામે જોયું. રૂપાની આંખોના ખૂણા પર આંસુ ફૂટી આવ્યાં હતાં. રુક્મિણીથી પણ રહેવાયું નહીં. ધણી અને દીકરાના મોત પર અત્યાર લગીમાં એ ઘણુંઘણું રડી હતી, છતાં રૂપાને જોયા બાદ પહેલી જ વાર રડતી હોય એટલું બધું દિલ વલોવાઈ ગયું. રૂપો પગે લાગવા નીચો નમ્યો કે રુક્મિણીએ ફાનસ નીચે મૂકી તેને છાતીસરસો ચાંપી દીધો.

કેટલીય વાર સુધી બંનેનાં આંસુ અને હીંબકાં અટક્યાં નહીં. રૂપાના વાંકડિયા વાળવાળા માથા પર હાથ ફેરવતાં રુક્મિણીએ જ બોલવાની પહેલ કરી : 'બેટા, બધી લેણદેણની વાત છે. તારા દાઉ અને સૂબા સાથેની આ જનમારાની લેણદેણ પૂરી થઈ.'

રૂપાને થયું : દિલાસો મારે દેવો જોઈએ એને બદલે તેઓ મને આમ કહી રહ્યાં છે !

'મને ઠપકો આપવાને બદલે દિલાસો શું કામ દ્યો છો, મા !' રૂપો માંડ આટલું બોલી શક્યો.

ત્યારે રુક્મિણીએ આંસુ લૂછી નાખ્યાં, 'તને મેં ઠપકો આપવા બોલાવ્યો હતો એમ તું માને છે ?' પોતે આમ ઠપકાની ઢબે બોલી ગયાં તેનો ખ્યાલ આવતાં તેમણે તરત જ રૂપાના

મુખ પર સાડલાનો છેડો ફેરવીને એનાં આંસુ લૂછવા માંડ્યાં : 'અરે, ગાંડા ! પોલીસની સામે બહાદુરીભેર ઝઝૂમતા તારા દાઉને તેં જોયા હતા... એમની એ છબી હું તારી આંખોમાં જોવા અધીરી થઈ'તી, એટલે તને તેડાવ્યો.'

રૂપો ફરી વિહ્વળ બનવા લાગ્યો ત્યારે રુક્મિણી બાવડું પકડી તેને ઘરમાં ખેંચી ગયાં : 'ફળિયામાં ઊભાંઊભાં જ મળીને હાલ્યા જાવું છે તારે ?'

અંદર જઈને રૂપાએ હાથ-મોં ધોયાં એટલી વારમાં તો રુક્મિણી દૂધ-રોટલાનું ભાણું લઈ આવ્યાં. રૂપો આનાકાની ન કરે એટલે પહેલેથી જ કહી દીધું : 'તને મારા હાથનું જમાડીશ તો મારું પેટ ઠરશે, બેટા ! કેટલા દી રાહ જોવડાવી... કોને ખબર ફરી પાછો ક્યારે અહીં લગી આવી શકીશ !'

'તમે બોલાવો એટલે રોટલા ખાવા આવું છું કે નહીં એની ખાતરી કરી જોજો !' રૂપો હવે હળવા મનથી બોલતો હતો.

'પહેલાં અત્યારે તો રોટલો ખાઈ લે !' રુક્મિણીએ થાળી તેની નજદીક સરકાવીને કહ્યું : 'હું તને ફેરફેર બોલાવવાની નથી. આજે તો એક વાત કહેવા બોલાવ્યો'તો.'

'કઈ વાત, મા !' રોટલાનું બટકું ચાવતાં રૂપાએ ઉત્કંઠાભેર પૂછ્યું.

'એ તને પછી કહીશ, પહેલાં મને તારી વાત કહી સંભળાવ...જેઠજી કેમ છે ?'

'હવે એમનું શરીર કથળતું જાય છે.' એટલું બોલી રૂપો અટકી ગયો. આવું કહીને તેણે આ લોકોને ફિકર ન કરાવવી જોઈએ એવો ખ્યાલ આવ્યો એટલે વાળી લીધું : 'દાઉ અને સૂબાના મોતનો આઘાત બહુ વસમો એમને પડ્યો... હવે ધીમેધીમે ઠીક થતા જાય છે.'

'બેટા, તું એમનું ધ્યાન રાખે છે એટલે અમારે ફિકર શાની ?' રુક્મિણી પણ વાતને વાળી લેતાં હતાં : 'એમને કહેજે કે ઘરની ફિકર ન કરે. ઉપરવાળો બધાંનું ધ્યાન રાખે છે.' પછી ઠાવકાઈથી ઉમેર્યું : 'જો ને, તહસીલની ફાંસી માફ થઈ ગઈ ને !'

રૂપાએ નિસાસો નાખ્યો. તેને થયું કે ત્યાં અને અહીં બધાં જ એકબીજાની ફિકરમાં ફફડતાં જીવે છે, છતાં કોઈ કોઈને એ કળાવા દેવા માગતું નથી !

'તું શું વિચારમાં પડી ગયો, દીકરા ?' રુક્મિણીએ આમ પૂછી લીધું ત્યારે રૂપાએ ઓડકાર ખાવા જેટલો સમય લઈને કહેવું પડ્યું : 'હું વિચારતો હતો કે તમે મને શું વાત કહેવા બોલાવ્યો હશે !'

રુક્મિણીથી મરકી જવાયું : 'જાણવાની બહુ અધીરાઈ થઈ ગઈ ?'

'અધીરાઈ તો નહીં, મા...' રૂપાએ અમસ્તું જ એમની સામે જોયું : 'મળસકા પહેલાં નીકળી જવું છે એટલે.'

'તો સાંભળ !' રુક્મિણી એકાએક ગંભીર થઈ ગયાં : 'તારે મારી એક વાત માનવી પડશે. હા કહે તો કહું.'

'તમે કહો અને હું ના કહીશ ?' રૂપો ખોટું લાગ્યું હોય તેમ બોલ્યો : 'દાઉ તો મને હુકમ જ કરતા અને હું માથે ચડાવી લેતો.'

'તો માની લે કે હુંય તને હુકમ કરું છું !'

રૂપો રુક્મિણીના ચહેરાની કરચલીઓ પર મીટ માંડીને જોતો રહ્યો : તેઓ શું કહેવા માગતાં હશે ? કહેવામાં આટલી બધીવાર કાં લગાડે છે ?

'રૂપા, તું હવે શાદી કરી લે !'

'હેં !' રૂપો ભડકી ગયો હોય તેમ ટટ્ટાર થઈને પછી ખડખડાટ હસવા લાગ્યો.

'હુકમ કરવાનું કહીને હવે હસી કાઢે છે ને ?' મીઠો ઠપકો સંભળાયો ત્યારે એ ફરી હસવા લાગ્યો. ધીમે ધીમે તેને દેખાયું કે રુક્મિણીના મુખ પર મમતાનું લીંપણ ઘટ્ટ થયા લાગ્યું છે.

'મને તો હતું કે તમે કાંઈક એવો હુકમ કરશો, જેમાં મારી કસોટી થાય. શાદીનો તો મેં સપનેય ખ્યાલ કર્યો નથી.'

'સીધી રીતે ના પાડી દે ને કે તારે મારી વાત માનવી નથી !'

'પણ અમારી જિંદગીનો ભરોસો નથી ત્યાં બીજાને બરબાદ કરવા માટે શાદી શું કામ...'

'રૂપા !' રુક્મિણીએ તેને અધવચ્ચે જ રોકી પાડ્યો. તેમના અવાજમાં થોડી સખતાઈ પણ આવી ગઈ : 'તારા દાઉને પરણીને હું શું બરબાદ થઈ ગઈ ? મારા બેટાઓની વહુઓ વિધવા થઈ એનું દુઃખ મને સમજાતું નહીં હોય ? છતાંય હું તને પરણવાનું કહું છું - શું કામ ?'

'મારા સુખ ખાતર !' રૂપો એમની લાગણી સમજવા છતાં દલીલ કર્યા વિના ન રહી શક્યો : 'બેચાર દિવસની જિંદગીનો ભોગવટો કરી લેવા માટે તમે મને પરણવાનું કહો છો, મા ! તો ભલે, લઈ આવો કોઈ કન્યા અને કરી દ્યો હથેવાળો.'

'તું નારાજ થઈ ગયો, દીકરા !' રુક્મિણીએ તેના ખભા પર હાથ પસાવાર્યો : 'મેં કોઈ કન્યા તૈયાર નથી રાખી. તારી મેળે જ તું કોઈ બ્રાહ્મણની દીકરી ગોતી કાઢજે... મારે તો તું ઘર માંડ એટલે નિરાંત !'

એકાએક કૂતરાં ભસવા માંડ્યાં. રૂપો ઝાટકા સાથે ઊભો થઈ ગયો. ખાટલે ટેકવેલી બંદૂક હાથમાં લીધી. રુક્મિણીના ચહેરા પર પણ ગભરાટ છવાઈ ગયો. રૂપો કૂદીને બહાર ફળિયામાં આવ્યો. ઊંટને ખડકીની બહાર રાખ્યું તે ખોટું કર્યું તેનો હવે ખ્યાલ આવ્યો. ખડકી પાસે જઈને એ થોડી વાર ચૂપચાપ ઊભો રહ્યો. કૂતરાંનું ભસવાનું હજુ ચાલુ જ હતું. વચ્ચેવચ્ચે બેએક કૂતરાં દોડીને આઘાં ખસી જતાં હોય અને ભસતાં અટકી જતાં હોય એવું રૂપાને લાગ્યું. જરૂર કોઈ માણસ તેમને પથરા મારી ભગાડવાની કોશિશ કરે છે.

ખડકી ઉઘાડીને જોવાનું મથ થયું, પણ એમાં જોખમ દેખાયું એટલે માથોડા ઊંચી

વંડી પરથી તેણે બહુ સાવધાની રાખી બહાર નજર કરી. પહેલાં તો કાંઈ આંખે ન ચડ્યું. કૂતરાં જે તરફ મોં રાખી હાઉ-હાઉ કરતાં હતાં ત્યાં નજર ખોડી રાખી ત્યારે ઝાડની ઓથે બે ઓળા દેખાયા.

'બેટા...' રુક્મિણીએ ધીમેથી સાદ પાડ્યો એટલે રૂપો વંડી પાસેથી હઠી ગયો. તેણે હાથ હલાવી રુક્મિણીને ત્યાં જ રહેવા ઇશારત કરી અને ફરી વંડી પાછળ નજર નાખી લીધી. પેલા બંનેની હિલચાલ શંકાભરી લાગી. એકના ખભે બંદૂક દેખાણી અને બીજાએ બીડી સળગાવી ત્યારે રૂપાને ખાતરી થઈ ગઈ કે પોલીસના માણસોએ તેનો પીછો કર્યો છે.

રૂપો દાઝે ભરાયો. નિશાનબાજીમાં એ એટલો પાવરધો હતો કે આંખના પલકારામાં બંનેને ત્યાં ને ત્યાં જ ઠાર કરી શકત. નિશાન લેવાનો તેણે વિચાર પણ કર્યો અને એકાએક ઇરાદો બદલી નાખ્યો. અહીં રુક્મિણીના પિયરમાં અથડામણ ઊભી નથી કરવી. પોતે આ ઘરમાં રાતવાસો કર્યો છે એનો પુરાવો પોલીસને મળવો ન જોઈએ, નહીંતર માજીને એ લોકો પરેશાન કરશે. લાગ સાધીને છટકી જવા સિવાય બીજો કોઈ ઉપાય નહોતો.

પણ ઊંટને તો ડેલી બહાર બાંધી રાખ્યું હતું. હજુ પોતાનો પગ પૂરો સાજો થયો નહોતો. ઝડપથી નાસી છૂટવા માટે એની જરૂર હતી. ખડકી ખોલીને ઊંટ પર બેસવા જાય ત્યાં સુધીમાં કદાચ પોલીસ ગોળીબાર શરૂ કરી દે... કોને ખબર આ બે જ પોલીસ છે કે બીજા આસપાસ તેના બહાર નીકળવાની રાહ જોતા છુપાઈને બેઠા હશે ?

રૂપો ઉલઝનમાં પડી ગયો.

'શું વાત છે, દીકરા ?' રુક્મિણીએ નજીક આવી તેના ચહેરા પરની ફિકર ઉકેલતાં પૂછ્યું : 'બહાર કોણ છે ?'

'પોલીસ-કૂત્તાઓ !'

રુક્મિણીને ધ્રાસકો પડ્યો. પણ રૂપાએ એટલી વારમાં તરકીબ વિચારી લીધી હતી.

'મા, એ બેવકૂફોને અંધારામાં રાખી પલાયન થઈ જઈશ. તમે જરાય મૂંઝાતાં નહીં.' કહેતો રૂપો રુક્મિણીના પગે પડ્યો. લાગણી અને ઉચાટભર્યા અવાજે તેમણે બેટા જેવા રૂપાને માથે હાથ મૂકી આશિષ આપી : 'મા ભવાની તારી રક્ષા કરશે !'

'હું પાછળ વંડી ઠેકીને નીકળી જાઉં છું.' રૂપાએ બંદૂક અને કારતૂસ બરાબર ચકાસી લઈને કહ્યું : 'ઊંટને તમે ખડકી બહાર જ રહેવા દેજો – ભલે એ કુત્તાઓ મારી વાટ જોતા ઊભા રહે.'

અને રુક્મિણી કાંઈ કહે એ પહેલાં રૂપો ચિત્તાની જેમ ઘર પાછળની વંડી ઠેકીને અંધારામાં અદશ્ય થઈ ગયો.

રૂપો ઉદીતપુરામાં દાખલ થયેલો ત્યારે ગામના એક માણસનું ખાસ ધ્યાન ખેંચાયેલું. આ

સાંઢિયાસવારને એ માણસે 'રામરામ' કર્યા, પણ સામેથી સરખો હોંકારો ન મળ્યો તેથી એનું કુતૂહલ વધ્યું હતું. રાતે સફર કરનારા મોટા ભાગે એકલા નીકળતા નથી અને આ ઊંટસવાર બારોબાર જવાને બદલે ગામમાં દાખલ થયો એથી તેનું અચરજ વધ્યું. ગામ-આખાની પંચાત કરનારા એ આદમીથી રહેવાનું નહીં. જિજ્ઞાસાના જોરે તેણે ઊંટસવારના સગડ લીધા. આવનારો રુક્મિણીના પિયરનો મહેમાન છે એ જોયું ત્યારે કોઈ ભેદી કિસ્સો હાથમાં આવ્યો હોય તેમ એ ચાર-છ ઠેકાણે કાનાફૂસી કરી આવ્યો. વાત સાંભળી જનારામાં પોલીસનો એક બાતમીદાર પણ હતો. તેણે અનુમાન કરી લીધું : માનસિંહની વિધવા હમણાં અહીંયાં છે એટલે જરૂર કોઈ ડાકુ જ એને મળવા આવ્યો હોવો જોઈએ... એ કોણ હોઈ શકે ? કદાચ રૂપો જ હોય ! અને મગજમાં આ ઝબકારો થતાં જ બાતમીદાર દોડ્યો... ભીંડના પોલીસથાણે.

પોલીસ-ઉપરીએ પહેલાં તો એની વાત પર ભરોસો કર્યો નહીં. અનુમાનના આધારે મળતી બાતમી પર જો દોડધામ કર્યા કરે તો પોલીસખાતાનો દમ નીકળી જાય. પેલાએ બહુ લમણાઝીંક કરી ત્યારે ઉપરી સાહેબ બે પોલીસને ખાતરી માટે સાથે મોકલવા તૈયાર થયા.

'રૂપો સાંઢિયે ચડીને ગામલોકો જુએ એ રીતે ઉદીતપુરામાં આવે એટલો મૂરખ નથી.' આ એક જ દલીલે તેમના ઉત્સાહને રોકી રાખ્યો હતો : 'છતાં શંકા જેવું દેખાય તો બેમાંથી એક પોલીસને મને જાણ કરવા દોડાવજો.'

બાતમીદારે એક ચાલાકી કરી. રુક્મિણીના ભાઈને ઘેર જતાં પહેલાં તે એના ખેતરે જઈ આવ્યો અને જાણી લીધું કે રુક્મિણીનો ભાઈ અને ભત્રીજો ખેતરમાં જ છે. એનો અર્થ એ થયો કે ઘરમાં ઓરતો અને બાળકો સિવાય બીજું કોઈ નથી અને બહારનો આદમી મહેમાન ઘેર આવે છતાં ભાઈ-ભત્રીજો ખેતરે જ રહે એ કેમ બને ? આનો અર્થ એવો થયો કે આવનાર આદમી મહેમાન નહીં પણ ડાકુ છે અને રુક્મિણીને જ મળવા આવ્યા છે ! એ ડાકુ રૂપા સિવાય બીજો કોણ હોય ?

આ શંકાના જોરે બાતમીદારે એક પોલીસને ફરી ભીંડ રવાના કર્યો : 'સાહેબને કહેજે કે શંકાનું સમાધાન કરવા એક આંટો આવી જાઓ - ત્યાં લગી અમે એ ''મહેમાન''નો રસ્તો આંતરીને ઊભા છીએ.'

પોલીસ-ઉપરીને આળસ ખંખેરવી પડી : 'સાલ્લા ઇનામની લાલચમાં બાતમીદારો અમારી ઊંઘ હરામ કરતા હોય છે !' કહેતાં પોલીસટુકડી સાથે તેઓ ઉદીતપુરા પહોંચ્યા.

જઈને સીધા ઘરનાં બારણાં ઉઘડાવવાને બદલે ઉપરી સાહેબે એ શકમંદ વ્યક્તિના નાસી જવાનાં નાકાં દબાવી દેવા માટે પોલીસ ગોઠવી દીધી. તેઓ જાણતા હતા કે અંદર ગયેલો આદમી ખરેખર ડાકુ હોય તો સામે થવાને બદલે નાસી છૂટવાની કોશિશ કરશે. ડેલી બહાર ઊભેલું ઊંટ તેમને આશા આપી ગયું કે આવંનારો હજુ ઘરમાં જ છે.

રાતના ત્રણ ડંકા પડ્યા પછી થોડી વારે ઉપરીએ રુક્મિણીના ભાઈના ઘરનું બારણું

ખટખટાવ્યું. તેમણે માનેલું કે બે-ત્રણ વાર ખખડાવ્યા પછી જ અંદરથી જવાબ મળશે તેને બદલે પહેલા પ્રયાસમાં જ પડઘો પડ્યો :

'કોણ ?'

અવાજ કરવાને બદલે ઉપરીએ ફરી બારણાંની સાંકળ ખખડાવી અને રુક્મિણીએ ડેલી ઉઘાડી.

પોલીસ આવવાની છે એ જાણતાં હોવા છતાંય રુક્મિણીએ મોં પર અચરજ અને અણગમો ઉપસાવ્યાં : 'શું છે અત્યારે ?'

'ઘરની તલાશી લેવી છે.' પોલીસ-ઉપરીએ ઉંબરો ઓળંગી અંદર જવા માટે પગ ઉપાડ્યા.

'અત્યારે ઘરમાં કોઈ આદમી માણસ નથી. પહેલાં મારા ભાઈને ખેતરેથી બોલાવી લાવો.' રુક્મિણી હંમેશાં પોલીસ સાથે આવી ઢબે જ વાત કરવા ટેવાઈ ગયાં હતાં. ખાખી કપડાં જોઈને એમને માનસિંહનું શબ યાદ આવી જતું, જેને અનેક કાલાવાલા છતાં પોતાને સોંપવાનો પોલીસે ઇન્કાર કરી દીધો હતો.

'અમે એક આદમીને ઘરમાં ઘૂસતો જોયો હતો.' રુક્મિણીની આનાકાનીથી વધુ વહેમાયેલા ઉપરીએ પાછળ ઊભેલા પોલીસને અંદર આવવા ઇશારત કરી અને ઉમેર્યું : 'તમારી ખડકી બહાર ઊંટ ઊભું છે એ ચાડી ખાઈ ગયું !'

'ઊંટ !' જાણે ભડકી ગયાં હોય તેમ રુક્મિણી ખડકીએ બહાર ડોકિયું કરી જોયું : 'અહીં વળી કોણ ઊંટ બાંધી ગયું !'

ઉપરી પણ જાણી-કરીને ઉતાવળ દેખાડવા માગતા નહોતા. તેઓ વાત કરતા હતા રુક્મિણી સાથે, પણ એમનું ધ્યાન ઘરમાં કોઈ હિલચાલ થાય છે કે નહીં એની ચકાસણી કરવામાં હતું. તેઓ પેલાને નાસી છૂટવાનો મોકો આપવા માગતા હતા, જેથી બહાર ગોઠવેલી પોલીસની ગોળીથી તે વીંધાઈ જાય !

'મને લાગે છે કોઈ ચોર અંદર ઘૂસ્યો હશે.' અંદર જવા માટે પગ ઉપાડતાં પોલીસ-ઉપરીએ મજાકના ઢંગમાં કહ્યું અને રુક્મિણીનો પિત્તો ઉછળ્યો : 'જેનાથી પોલીસ થરથરતી હતી એના સાસરાના ઘરમાં ઘૂસવાની ચોરની હિંમત કેવી !'

પણ ઉપરી સાહેબ ત્યાં સુધીમાં ઓસરીમાં જઈ ચૂક્યા હતા. ઘરની તલાશી તો પંદર મિનિટમાં પૂરી થઈ. 'મહેમાન' મળ્યો નહીં એટલે ખાતરી થઈ ગઈ કે ડાકુ જ હતો અને છટકીને પાછળથી ભાગી નીકળ્યો છે... પણ તો પછી પોતે ગોઠવેલા પોલીસે તેને આંતર્યો કેમ નહીં ? બંદૂકના ધડાકા સંભળાતા કેમ નથી ?

ઉપરી ટૉર્ચની ચાંપ દબાવી પાછળની વંડી તરફ રોશની ફેંકી, દૂર સુધી કોઈ નાસતું દેખાયું નહિ, પણ દીવાલ પાસે કોઈનાં તાજાં પગલાં કળાયાં ખરાં.

'એ અહીંથી નાસી ગયો...' રુક્મિણી સામે કતરાતી આંખો જોતાં તેણે પૂછ્યું : 'કોણ હતો - રૂપો ?'

'રૂપો !' રુક્મિણી થોડો ગુસ્સો અને થોડી બેપરવાઈ દેખાડતાં બોલી ઊઠ્યાં : 'એ વળી તમને કોણે કહ્યું ?'

કદાચ રુક્મિણીએ બાતમીદારનું નામ જાણી જોવા માટે આમ પૂછ્યું હશે એમ માની ઉપરી સાવધ બની ગયા : 'મેં એને સાંઢિયા પર આ ઘર તરફ આવતા જોયેલો. રૂપો જ હતો એ !'

રુક્મિણી જાણે ઊલટતપાસ લેતાં હોય તેમ પૂછી બેઠાં : 'તો પછી તમે એને ત્યારે જ કેમ પકડી ન લીધો ? પોલીસસાહેબ, હું જાણું છું, કોઈ પણ બહાને તમે અમને હેરાન કરવા માગો છો.'

'તો શું ડેલી બહાર ઊંટ છે તે પણ અમે જ ત્યાં બાંધી ગયા હઈશું ?'

'એ તમે જાણો અને તમારા મળતિયા જાણે.' વાત આગળ ન વધારવાના ઇરાદે રુક્મિણી ઘરમાં ચાલ્યાં ગયાં. પોલીસ-ઉપરીને પણ હવે ત્યાં રોકવાની જરૂર ન લાગી. બંદૂકનો એક પણ ધડાકો ન થયો એથી તેઓ ઊંચાનીચા થવા માંડ્યા અને બહાર ઊભેલી પોલીસવાનમાંથી ટ્રાન્સમિટર પર સંદેશો મોકલ્યો : 'રૂપો આ તરફથી નીકળ્યો હોવાની બાતમી મળી છે. તેને આંતરી લેવા માટે કોતર-રસ્તાનાં બધાં જ નાકાં દાબી દો...'

જીપમાં બેસીને ભીંડ પાછા ફરતાં પહેલાં ઉપરી સાહેબે પેલા બાતમીદારને સંભળાવ્યું : 'આ ઊંટને પોલીસચોકીએ પહોંચતું કરી દેજે. એને કારણે આખી રાતનો ઉજાગરો માથે પડ્યો !'

*

સૂરજ ઊગતાં સુધીમાં તો રૂપો ઘણો આઘો નીકળી ગયો. પોલીસને હાથતાળી આપીને નાસી છૂટવાનો મનમાં પોરસ થતો હતો, તેમ રુક્મિણીમા સાથે નિરાંતે વાતો ન થઈ શકી એનો અફસોસ પણ ખટક્યા કર્યો. એમણે પરણવાની વાત કરવા જ મને બોલાવ્યો હશે ? શું કોઈ કન્યા શોધી રાખી હશે કે પછી માની જગ્યાએ છે એટલે મારા સુખનો વિચાર એમને સતાવ્યા કરતો હશે ?

વાંકીચૂકી કોતરો જેવા વિચારોની ભુલભુલામણીમાં દુખતા પગનો થાક ભૂલી જઈને આગળ વધતો રૂપો એકાએક અટકી ગયો. કોતરના એક ટીલા પરથી તેણે જોયું તો દૂરદૂર પોલીસની જીપ ધૂળ ઉડાડતી જતી હતી. ઝડપથી કોતરોની આડાશ પકડી લઈને તે બારીક નજરે જીપની હિલચાલ નિહાળવા લાગ્યો. બેએક ફર્લાંગ જઈને જીપ અટકતી, ખાખી કપડાંવાળો આદમી નીચે ઊતરતો, આંખે દૂરબીન માંડી કોતરો પર નજર ઘુમાવતો અને જીપ આગળ વધતી...

રૂપો સમજી ગયો કે એનો પીછો કરવામાં આવ્યો છે. એ જ રસ્તે જો આગળ વધશે તો સપાટ મેદાનમાં પોલીસનો ભેટો થયા વિના નહીં રહે. પાછળ જવામાંય જોખમ હતું, એટલે

આડભીડની કેડી પકડવાનું નક્કી કર્યું. રૂપો એવું માનનારો હતો કે પોલીસ આપણી શોધ કરતી હોય ત્યારે દોડધામ કરવાને બદલે કોઈ સલામત જગ્યાએ આરામથી દિવસ કાઢી નાખવો, પછી ભલે ને પોતે જે ગામમાં ભરાયો હોય તેની આસપાસ જ પોલીસટુકડી ચક્કર લગાવ્યા કરે !

કેડીએ એકાદ ગાઉનો પંથ વટાવ્યા પછી રૂપાને યાદ આવ્યું કે દૂર દેખાતું ગામ તો જાણીતું લાગે છે. વધતા જતા તડકાથી માથું ઢાંકવાના બહાને કમ્મરે વીંટેલું કપડું તેણે માથા પર બાંધી દીધું, જેથી અર્ધું મોં દેખાય નહીં. એક ઝાડ નીચે ઢોર ચારતા ભરવાડને 'રામ રામ' કરીને પૂછી લીધું : 'સામે કળાય છે તે સોનકાપુરા ગામ, ખરું ને ?'

'હા, બાપલા ! કોને ઘેર જાવું છે તારે, જુવાન ?' પેલા બૂઢા ભરવાડે પૂછ્યું ત્યારે રૂપાએ જીભે આવ્યું તે ભળતું જ નામ આપી ગામ તરફ ચાલતી પકડી. તેને ગામમાં નહીં પણ ગામબહારના ખેમાના ખેતરમાં જવું હતું. ખેમો માનસિંહના વખતથી ટોળીનો વિશ્વાસુ બાતમીદાર રહ્યો હતો. બે-ચાર વાર એના ઘરનો રિંગણાંનો ઓળો ચાખીને રૂપાએ એક વાર તારીફ કરેલી : 'અલ્યા ખેમા, તારા બૈરાને રસોઈ પકાવતાં ભારે આવડે છે હોં...' ત્યારે ખેમાએ જરા શરમાઈને કહેલું : 'ના, રૂપા મહારાજ, આ તો મારી એકની એક બેનના હાથની કરામત છે !'

રૂપાને ત્યારે ખેમાની એ બહેનને જોવાની ઇચ્છા જાગી ઊઠી હતી, પણ દાઉની હાજરીની ધાકે એણે માંડી વાળ્યું. કમ સે કમ એનું નામ પૂછી લેવાનું નક્કી કર્યું હતું તે પણ આખરે માંડી વાળ્યું. માનસિંહદાઉનો એક કડક નિયમ હતો - જેને ત્યાં આશરો લઈએ એમનાં બૈરાંમાં ક્યારેય દિલચસ્પી લેવી નહીં.

કોણ જાણે કેમ, ખેમાનું ખેતર નજદીક આવતું ગયું તેમ એ જૂની વાત રૂપાને વધુ ને વધુ સાંભરતી ગઈ. એકાએક ઓળાનું શાક ખાવાની ભૂખ ઊઘડી આવી !

ભસતાં કૂતરાંની પરવા કર્યા વિના ખેતરમાં રૂપો દાખલ થઈને ઝૂંપડી લગી આવી પહોંચ્યો : 'અલ્યા, કોણ ઘૂસ્યું છે ઝૂંપડામાં ?' એવો સાદ સંભળાયો છતાં રૂપાએ જવાબ ન આપ્યો. સાદ પાડનારનો અવાજ રૂપાને મીઠો લાગ્યો.

અંદર જઈને જોયું તો રોટલા ટીપતી ચૂલા સામે બેઠેલી ઓરત તેનાં પગલાં સાંભળી ડોક મરડીને પાછળ જોવા લાગી.

'કોનું કામ છે ?' તેણે જરા કરડાકીથી પૂછ્યું.

'ખેમાનું.' રૂપાએ હસીને જવાબ વાળ્યો.

'એ ઘેર નથી.' કહીને ઘડી રાખેલો રોટલો તાવડીમાં નાખ્યો : 'સાંજે આવશે.'

'કાંઈ વાંધો નહીં !' કહેતાં રૂપો સામે ઢાળેલા ખાટલામાં બેસી ગયો : 'હું સાંજ સુધી રોકાઈ જાઈશ.'

પેલી થોડી વાર એનો રોટલો ઉતારવામાં રોકાઈ રહી. ત્યાં સુધીમાં રૂપાએ ખાટલામાં લંબાવી દીધું. કળતા ડિલને થોડી રાહત થઈ હોય તેમ તેનાથી હા...શ એમ બોલાઈ ગયું.

અને પેલી ઝાટકા સાથે ઊભી થઈ.

'અરે, એ બંદૂકિયા ! બાપનું ઘર હોય તેમ ખાટલામાં આડા પડી ગયા ! પણ નામ-ઠામ કે શું કામ છે એની તો કોઈ વાત જ કરી નહીં !'

રૂપો ટગરટગર તેની સામે જોઈ રહ્યો. એની માંજરી કીકીઓમાં આ ઓરતની જુવાનીએ બેચાર ચમકારા ઝળકાવી દીધા. પણ પછી સજાગ થઈ ગયો. કોણ જાણે, કદાચ એ ખેમાની બૈરી હશે ?

'મારું નામ રૂપરામ.' આટલું કહ્યા છતાં પેલી ઉપર કોઈ ખાસ અસર થતી દેખાઈ નહીં, એટલે રૂપાને ગમ્મત કરવાનું મન થયું : 'અહીંથી નીકળવાનું થયું એટલે જરા ખબરઅંતર પૂછવા આવી ચડ્યો, બાકી ખાસ કામ નથી.'

પેલી હોઠ ભીડી આંખોની ભમર ચડાવી થોડી વાર તેની સામે જોઈ રહી, પછી ચૂપચાપ અંદર જઈ પાણીનો લોટો ભરીને પાછી આવી : 'લ્યો, પીઓ.'

રૂપાએ માન્યું કે ચાલો, મહેમાનગતિની શરૂઆત થઈ !

પણ તેણે પાણીનો લોટો ખાલી કરીને પાછો આપ્યો કે પેલીએ કહ્યું : 'હવે ખબરઅંતર સાંભળી લો. અહીં બધાં મજામાં છે, ખાધેપીધે સુખી છે અને તમારે બીજું કાંઈ કામ ન હોય તો હવે તમે જ્યાં જતા હતા ત્યાં સિધાવો !'

રૂપો તાજુબી સાથે એને જોઈ રહ્યો, પછી મલક્યો : 'વાહ રે તારો રુઆબ ! ખેમાને મારે કહેવું પડશે કે બૈરી બહુ માથાભારે ઉપાડી લાવ્યા છો !'

'એલા એય ! જીભ સંભાળ ! ખેમાનો ઓળખીતો થઈને એટલુંય ભાન નથી કે હું એની બેન મેના છું...' પછી ગુસ્સો ગળી જઈને ઉમેર્યું : 'ભાભી પરલોક સિધાવ્યાને કેટલાંય વરસ થઈ ગયા.'

રુઆબદાર ઓરત ખેમાની બૈરી નહીં પણ બહેન છે એ જાણ્યા બાદ રૂપાની કીકીઓમાં અજબ જેવો ચમકારો ઊપસી આવ્યો. મરકમરક થતો એ તેને નીરખવા લાગ્યો ત્યારે મેના ખભા ઉલાળતી ફરી રોટલા ઘડવા બેસી ગઈ. રૂપો તેના હલનચલન પર વારી ગયો હોય તેમ મેનાની દરેક હિલચાલને કીકીઓમાં સમાવતો વિચારે ચડી ગયો. રોટલા ઘડતી મેનાના પ્રત્યેક અંગમાં કોઈ ગજબનાક સ્ફૂર્તિ ઊભરાતી દેખાતી હતી.

'એલી એય !' રૂપાની જીભ સળવળી : 'રોટલાની હારે ઓળાનો પણ બંદોબસ્ત કરજે હોં કે !'

અને મેનાએ ભારે ઝાટકા સાથે ગરદન ફેરવી આંખોમાંથી તણખા ઝરાવ્યા : 'ભારે બેશરમ આદમી છે તું...' પછી રોટલો તાવડીમાં પછાડતી છણકી ઊઠી : 'મારો ધણી પણ મને આમ હુકમ નથી કરતો.'

'ધણી !' રૂપાએ જાણે ચોટ લાગી : 'અલી તું કોઈની ઘરવાળી છો ?'

'કેમ, એમાં તારા પેટમાં બળતરા શેની થઈ ?'

રૂપાએ એની આ તોછડાઈ અને તુંકારો ગમતાં હોવા છતાં જાણે ગુસ્સે થઈ ગયો હોય તેમ બંદૂક તાણીને એ સામે ધસી ગયો : 'બોલતો નથી ત્યાં લગી મનમાં આવે તેમ ભસ્યા કરે છે... જાણે છે હું કોણ છું ?'

મેના બંદૂકની નાળ સામે જોઈને બેફિકરું હસી : 'બૈરા સામે બંદૂક તાણનારો બહુ બહાદુર નથી હોતો એટલું હું તો જાણું છું !'

રૂપો ચકરી ખાઈ ગયો : કલામ છે આ ઓરત ! ઘરમાં એકલી છે છતાં મને આવતો જોઈને ભડકી નહીં, બંદૂક દેખાડી તોપણ જરાય અસર થઈ નહીં અને કોઈના બાપની પરવા ન હોય તેમ મોંફાટ બોલવામાં પાછું વાળીને જોતી નથી ! વિચારમાં ને વિચારમાં ચહેરા પરનો ગુસ્સો ક્યારે ગાયબ થઈ ગયો અને બંદૂક ખભા પર કેવી રીતે ગોઠવાઈ ગઈ તેનો પણ ખ્યાલ ન રહ્યો રૂપાને... ચાર આંખો ટકરાઈ અને ચારે હોઠ મરક્યા પછી એકાએક શરમાઈ ગયાં હોય તેમ બંનેએ પીઠ ફેરવી લીધી.

રૂપાએ રુક્મિણીના બોલ યાદ આવવા માંડ્યા : 'બેટા, હવે શાદી કરી લે !'

મેનાને ધણીની ધમકી યાદ આવી ગઈ : ઘર છોડીને જાય છે, પણ યાદ રાખજે, બીજું કોઈ તારા જેવી માથાભારે ઓરતને એક દી પણ ઘરમાં સંઘરશે નહીં... આ વિચારમાં મેનાને ખ્યાલ રહ્યો નહીં કે તે તાવડી પર રોટલો બળવા લાગ્યો છે. ધણીની ધમકીના જવાબમાં તેનાથી બબડી જવાયું : સાલ્લો બાયલો...

અને રૂપો ફરી ચોંક્યો : 'બાયલો ! અલી, કોને બાયલો કહે છે ? તારી સામેથી બંદૂક હઠાવી લીધી એટલે ?'

અને બળી જતા રોટલાને તાવડી પરથી ઉતારતી મેના ખડખડાટ હસી... ખૂબ મજા પડી ગઈ હોય તેમ પેટ પકડીને તે હસી.

રૂપાને થયું કે આનું ચસકી ગયું લાગે છે : 'અલી, તારો ભાઈ ક્યાં છે – ક્યારે આવશે ?'

એકાએક હસવું રોકાઈ ગયું મેનાનું... પછી તેની સામે ધારીધારીને જોવા લાગી. જાણે વિચારતી હોય કે એના સવાલનો જવાબ આપવો કે નહીં ?

'ખેમાભાઈ પુલીસવાળા હારે ગયા છે !'

અને રૂપાની આંખો પહોળી થઈ :

'પુલીસવાળા હારે ?'

'હા, કહેતા હતા કે પેલો રૂપો આ તરફથી નીકળ્યો છે એની તલાશમાં જવું છે.'

'હેં !' ફરી રૂપાને આંચકો લાગ્યો : 'તે ખેમો પોલીસ સાથે રૂપાની તલાશમાં શું કરવા ગયો ?'

'કારણ કે પોલીસ કોતરના અટપટા રસ્તાથી અજાણી છે !'

રૂપાએ ધરપત અનુભવી. ડાકુના બાતમીદારે પોલીસ સાથે આવો ઘરોબો રાખવો પડે છે એટલે ખેમો ગયો હશે. એક રીતે સારું થયું. એ પોલીસને કદી સાચા ઠેકાણે દોરી નહીં જાય. પણ પોતે હવે અહીં વધારે રોકાવું ન જોઈએ. પોલીસ ગમે ત્યારે ખેમાને લઈને પાછી ફરે. બનવાજોગ છે કે ખાણું લેવા અહીં પણ આવે.

'લાવ, જે હોય તે ભાણામાં પીરસી દે.'

રૂપાએ આમ કહ્યું ત્યારે મેના આંખો પટપટાવતી તેની સામે જોઈ રહી : 'કેમ, ઓળો શેકું ત્યાં લગી ખમવું નથી !'

'ના !' રૂપાએ બંદૂક ખાટલા પર મૂકતાં કહ્યું : 'ભૂખ બહુ લાગી છે અને ઓળો શેકવાની તારી દાનત દેખાતી નથી !'

ફરી મેના ખડખડાટ હસી પડી :

'એમ કહી દે ને કે પુલીસનું નામ પડ્યું એટલે ઓળાની ભૂખ રહી નહીં !'

'પુલીસ !' રૂપાનો મિજાજ છટક્યો : 'એ કુત્તાઓથી કોણ ડરે છે ?'

'તો પછી ઓળો શેકું ત્યાં લગી ખોટી થાવ.' શીકામાંથી મોટાં રિંગણાં ઉતારતી એ સહજપણે બોલી ગઈ : 'ખેમાભાઈને ખબર પડશે કે એમના માનીતા મહેમાન મનભાવતી ચીજ ખાધા વિના હાલ્યા ગયા છે તો મારા પર ખિજાશે.'

'માનીતા મહેમાન ?' રૂપો તેની ભેદભરી બોલીથી થોડો ગૂંચવાયો. અને થોડો હરખાયો : 'મેના, તું તો પહેલાં મને અહીંથી જલદી કાઢવા માગતી હતી અને હવે ઓળખાણ-પિછાણ વિના માનીતો મહેમાન બનાવી દીધો ? અને તેં કેમ માની લીધું કે ઓળો મારી મનભાવતી ચીજ છે ?'

મેના રિંગણને દેવતા પર મૂકી આડું જોતી બોલી : 'તમે એક વાર મારા હાથનો ઓળો ચાખી ગયા છો એ જ છો ને ?'

મેનાના વર્તાવમાં રૂપાને અણધાર્યો ફેરફાર જણાવા લાગ્યો. અચાનક તેના મગજમાં બત્તી થઈ. પોતે દાઉ સાથે આવેલો અને અહીં સામેની ઝૂંપડીમાં ઓળો-રોટલા ખાધેલા અને તારીફ પણ કરી હતી, તો શું મેના એને ઓળખી ગઈ...

'મેના... તું જાણી ગઈ કે હું... હું...'

રૂપાની જીભ થોથવાતી જોઈને મેના મલકી : 'હા, પગલાં પરથી જ તમે પરખાઈ ગયા હતા, પણ ખાતરી કરવામાં થોડો વખત લાગ્યો. વાંકડિયા વાળ, ગોરું મુખ, માંજરી આંખો અને ભામણ હોવા છતાં રાજપૂતનો રુઆબ !'

રૂપો તો હેબતાઈ જ ગયો. આખા શરીરમાં ઝણઝણાટી ફેલાઈ ગઈ. એક રૂપાળી ઓરતને પહેલી જ વાર આવી રૂપાળી રીતે પોતાનું વર્ણન કરતી સાંભળવાનો આવેશ માંડમાંડ કાબૂમાં રાખી શક્યો રૂપો !

'તો-તો હવે ઓળો ખાઈને જ જવાનો.' એમ રૂપાએ કહ્યું ત્યારે મેનાનો હરખ ઊભરાઈ આવ્યો. એને પણ ઝણઝણાટી જાગી ચૂકી હતી. એકાદ ગજ વચ્ચેનું અંતર મિટાવી દઈને આ મરદને બાઝી પડવાની અધીરાઈ થઈ આવી, પણ મનને મનાવી લીધું :

'તો ઓળો શેકાય ત્યાં લગી સામે ઝૂંપડીમાં આરામ કરી લ્યો.' ઘેરા લાગણીભર્યા અવાજે તે કહેતી હતી : 'પછી પુલીસવાળા આવે તોપણ વાંધો નહીં !'

રૂપાને છેલ્લું વાક્ય જરાક ખટક્યું. શું આ ઓરત તેને ફોસલાવી રહી છે કે એનું પાણી માપવા આમ કહે છે ? ગમે તે હોય પણ હવે અહીંથી જવું તો નથી જ... આવી ઓરતની નજરમાં ડરપોક ઠરવા કરતાં જાનનું જોખમ ખેડી લેવાનું તેણે વધુ મુનાસિબ માન્યું.

અને હસતી નજરે મેનાને જોતાં રૂપાએ સામેની ઝૂંપડી તરફ પગ ઉપાડ્યા.



# અગિયાર

ખેમાને ખોરડે ગુજારેલી એ બપોર, સાંજ અને મધરાત રૂપો ક્યારેય ભૂલી શક્યો નહીં. મેનાની માયાળુ મહેમાનગતિએ કઠોર રૂપાના કાળજામાં સુંવાળો સળવળાટ પેદા કરી દીધો. મેનાએ તેને ખેતરના છેડે આવેલી ઝૂંપડીમાં આરામ કરવા મોકલી દીધો ત્યારે હજુ રૂપાના મનમાં થોડી ગડમથલ હતી. બાઈ ચાલાક છે, જીભની તીખી અને મિજાજની મારકણી છે. પ્યારનો દેખાવ કરીને ધારે તો ખુવાર પણ કરી શકે એવી પહોંચેલી પદમણી છે ! કદાચ એ જાણતી હશે કે એનો ભાઈ પોલીસને લઈને પાછો આવવાનો છે અને એક ઇશારામાં મને ફસાવી દેવાની ચાલ વિચારીને તેણે મને રોકી પાડ્યો હોય. પાંચ હજારનું ઇનામ એ મામૂલી લાલચ ન ગણાય ! પાછી પરણેલી છે. મરદની ગરીબી હઠાવવા ઓરત ઘણી વાર ન ધારેલું કરી બેસે છે.

ઝૂંપડીમાં જઈને પુરાઈ રહેવું રૂપાને કઠ્યું. મેનાને મન ભરીને જોવા માટે કે પછી એના ઇરાદાનો ક્યાસ કાઢવા રૂપો ઝૂંપડીનું બારણું એકાદ વેંત જેટલું અધખુલ્લું રાખી ત્યાં જ આડો પડ્યો. નજર બરાબર સામેની ઝૂંપડી પર મંડાઈ રહે એ રીતે ગોઠવાઈને સૂવામાં રૂપાને થોડીક અગવડ પડી છતાં તેણે એ વેઠી લીધી. ચૂલા પર ઓળો શેકતી મેનાની આંગળી દાઝી હોય તેમ તેણે હાથને ઝાટકો આપી ખેંચી લઈ બે આંગળી મોંમાં મૂકી દીધી. એ જોઈને રૂપો મલકી ગયો. એ કોઈ વિચારમાં ખોવાયેલી છે. શેના વિચારમાં હશે - મારા કે ઇનામના ?

પણ ખેમાની બહેન મારી સાથે ગદ્દારી શું કામ કરે ? તેણે મનને મનાવવા માંડ્યું. દાઉ પણ અહીં ઘણી વાર રાતવાસો કરી ગયા છે. ડાકુની મહેમાનગતિથી એ ટેવાયેલી છે. એમની સાથે ગદ્દારી કરવાથી આખા ખાનદાનનું નખ્ખોદ નીકળી જાય તે પણ એ જાણે છે. ના ! ના !

મેનાનો ઇરાદો એવો નથી... તો પછી ? મારી માંજરી આંખો, મારા વાંકડિયા વાળ, બ્રાહ્મણ હોવા છતાં રાજપૂત જેવો મારો દેખાવ... આ બધું એ કડકડાટ કેવું બોલી ગઈ હતી ! અગાઉ એક વાર એની મહેમાનગતિ માણી ગયો છું અને ઓળો મને ભહુ ભાવે છે એ જૂની વાત પણ તેણે યાદ રાખી એનો અર્થ શું ?

પણ સાલી એ તો પરણેલી છે, પરાઈ થઈ ચૂકેલી છે. મારામાં મોહી પડવાથી શું વળવાનું ?

કદાચ આ માથાભારે બૈરીને એનો ધણી સાચવી શક્યો નહીં હોય. કાં તો મેના પોતે જ એને પડતો મેલીને પિયર ભાગી આવી હશે ?

એ જ વખતે રૂપાની કીકીઓમાં એક દૃશ્ય ગોઠવાયું.

ઓળો શેકી લઈને મેના હાથપગ ધોવા માંડી. ઘેરદાર ઘાઘરો ગોઠણ સુધી ઊંચો થયો અને માખણના પિંડા જેવી ગોરી પિંડી દેખાણી. પિંડી પર હાથ તો મેનાનો જ ફરતો હતો, પણ રૂપાની આંગળીઓમાં ઝણઝણાટી થવા લાગી. જમીન પર ઝૂકી ગયેલા કલમી આંબાની જેમ વાંકી વળેલી મેનાનું જોબન લચી રહ્યું હતું. પછેડો આઘો ખસી ગયો હતો અને હાથના હલનચલન સાથે જોબન એવી રીતે ઝૂલી રહ્યું હતું, જાણે વૈશાખના વાયરાથી આંબાની ડાળ ઝૂમી રહી હોય !

રૂપાને વહેમ ગયો કે પોતે તેને જોઈ રહ્યો છે એની ખાતરી કરવા મેના ત્રાંસી નજરે પોતાને જોઈ લેતી હતી ! એ વિચારથી તેની માંજરી આંખોમાં કામણનું આંજણ અંજાઈ ગયું. રૂપાને થયું કે બસ, મેના આ જ રીતે પગ ધોયા જ કરે અને હું ધરાઈધરાઈને તેને જોયા જ કરું...

પણ તેની તરસ પિછાણી ગઈ હોય તેમ ચાલાક મેનાએ પછેડાથી જોબન ઢાંકી દીધું... રૂપાને એ ખટક્યું છતાં પણ ગમ્યું. નજરની ચોરી પકડાઈ જાય એવું તે ઇચ્છતો હતો. પોતાની ઝંખના પામી ગયા પછી મેના કેવોક વરતાવ રાખે છે તેના પરથી આગળ વધવાનો અંદાજ આવી જશે.

અને મેના હાથમાં રોટલા-ઓળાનું ભાણું લઈને આગળ વધતી દેખાઈ. તેની ચાલનો લટકો હંમેશનો હતો કે પોતાના માટે જ થઈ રહ્યો હશે તેની અટકળ કરતો રૂપો એકીટશે નજદીક આવતી મેનાને જોતો રહ્યો. ધૂળમાં પડતાં એનાં પગલાં પર ધ્યાન અને ધીમેધીમે રણકતી ઝાંઝરની ઘૂઘરીઓ પર કાન માંડીને રૂપો ધડકતી છાતીએ પડ્યો રહ્યો.

બેત્રણ ગજનું છેટું રહ્યું હશે ત્યાં મેના એકાએક અટકી ગઈ. બારણા પાસે બંદૂક ટેકવીને સૂતેલા રૂપા પર જાણે પહેલી જ વાર નજર પડી હોય તેવા ડોળ સાથે છણકો કર્યો :

'તમે આરામ કરો છો કે ચોકી ?'

સાચું કહી દેવાનું રૂપાને મન થયું : ચોકી નહિ, ચોરી કરું છું... પણ તેને બદલે ઝાટકા

સાથે બેઠો થઈ ગયો અને નજર ફેરવી લેતાં જવાબ આપ્યો : 'ભૂખ્યા પેટે આરામ કેવો ?' પછી બંદૂક એક તરફ મૂકી અધખુલ્લું બારણું પૂરું ઉઘાડીને ઉમેર્યું : 'ભાણાની રાહ જોતો હતો.'

'સાચું કહી દ્યો કે મારા પર ચોકી કરતા'તા !' નજીક આવીને બેધડક નજરે મેનાએ રૂપાને બાણ માર્યું : 'હું તમને પકડાવી દઈશ એવો શક પડ્યો'તો, ખરું ને ?

કમાલ છે આ ઓરત ! રૂપા મુગ્ધભાવે જોતો રહ્યો. પછી ખ્યાલ આવ્યો કે હાથ ધોવડાવવા માટે પેલી પાણીનો લોટો લઈને રાહ જોતી ઊભી છે એટલે પહેરણની બાંયો ઊંચી ચડાવતો ઊઠ્યો : 'ભલભલા મરદો મને પકડી-પકડાવી શકતા નથી ત્યાં ઓરતની એવી બીક શેની ?'

'મેં તો એવું સાભળ્યું છે કે ડાકુઓને પોલીસો ઓરત મારફ્ત જ ફસાવતા હોય છે.' એ હસતીહસતી બોલી, પણ રૂપાને ઝાટકો લાગ્યો હોય તેમ હાથ ધોતાં તેણે ગરદન ઊંચી કરી. પહેલાં તેના પર ખફા થયો અને પછી ભીના હાથથી મેનાના રતૂમડા મુખ પર પાણીના છાંટા ઉડાડીને હેત ઉછાળ્યું : 'કોઈક તારા જેવી હોય તો મારા જેવો જાનના જોખમેય મોહપાશમાં પડી જાય !'

અને મેના પહેલી વાર લજાઈ ગઈ. લોટામાં પાણી ખૂટી ગયું હોવા છતાં એને ત્રાંસો પકડીને તે મરકમરક હસતી ઊભી જ રહી. રૂપા એની જુવાની પર મીટ માંડતો પહેરણની છાળથી હાથ લૂછવા લાગ્યો : 'ભારે ભૂખ લાગી છે.'

'ભર્યું ભાણું તો સામે જ ધર્યું છે – પેટ ભરીને જમો ને !' બોલતાં તો બોલાઈ ગયું, પણ પછી મેનાને સમજાયું કે ભર્યા ભાણાનો ભળતો જ અર્થ કરીને રૂપો તેની કાયા પર ભૂખાળવી નજરનો ભરડો મારી રહ્યો છે એટલે ભાંગી છૂટવા માગતી હોય તેમ મેનાએ દોટ મૂકી અને દોડતાંદોડતાં બૂમ મારી : 'બીજું કાંઈ જોઈએ તો હાંક મારજો, હું છાશ વલોવવા જાઉં છું.'

એને જતી જોઈને કાળજું વલોવાઈ ગયું રૂપાનું.

છાશ લઈને આવ્યા પછી તેણે મેનાને પૂછતાછ કરવા માંડી : શાદી કયે ગામ થઈ છે, ઘરવાળો શું કામ કરે છે, પિયરમાં કેટલા વખતથી આવી છે... અને જ્યારે એમ પૂછ્યું કે છોકરાછૈયામાં શું છે, ત્યારે એ છેડાઈ પડી : 'છોકરું હોત તો તમારી નજરે પડ્યા વિના રહેત ? શું હું એને બાપ પાસે મેલીને પિયર આવું ? મારો ઘરવાળો જ દૂધ પીતા બચ્ચા જેવો નમાલો છે !'

રૂપો સમજી ગયો કે સાત ભાયડા ભાંગીને ભગવાને ઘડેલી આ નાર કાચાપોચા માણસનું ઘર ચલાવે એવી નથી !

'તે તું કાયમને માટે આવી ગઈ છો ?'

આ સવાલનો જવાબ સાંભળવા રૂપો બેચેની સાથે તેની સામે ટીકી રહ્યો. પણ મેના ક્યાં

કાચીપોચી હતી ? રૂપો આ બધું શું કામ પૂછે છે તે એ પારખી ગયેલી અને એટલે જ અધ્ધર જવાબ આપ્યો :

'કહીને તો આવી છું કે તું તારે બીજી ગોતી લેજે - તારા જેવા નામાલાનું ઘર સંભાળે એવી જો કોઈ મળતી હોય તો...'

'અને તું કાયમ ભાઈને ઘેર જ રહેવાની ?'

ચૂપ થઈ ગઈ મેના... જવાબ તો આપવો હતો કે તારા મનમાં હોય એ કહી નાખ, એટલે કાયમને માટે તારી થઈ જાઉં ? પણ જીભ ન ઊપડી. તેની ખામોશીનો અર્થ રૂપાએ એવો કર્યો કે બિચારી કહેતાં શરમાય છે.

'બીજું ઘર માંડવા માટે દાગીના કરાવવા પૈસા જોઈએ તો અપાવી દઈશ.'

સાંભળીને મેના વેધક નજરે રૂપા સામે જોઈ રહી. જાણે કહેતી હોય કે બોલીબોલીને પૈસાનો જ હિસાબ માંડ્યો ! હું તો બાઈમાણસ છું - કહેતાં જીભ ન ઊપડી, પણ એલા ડાકુ જેવો મરદ થઈને તુંય હિંમત નથી કરી શકતો ? નજરથી તો મને અનેક વાર લપેટી લીધી છે.

'કેમ કાંઈ બોલી નહીં ?' રૂપાએ હેતના રણકાથી ફરી કહ્યું : 'મને પોલીસને સોંપી દે તો પાંચ હજારમાં બીજું ઘર મંડાઈ જાય.'

અને સિંહણ વીફરે તેમ તે ગુસ્સાથી લાલચોળ થતી ઊભી થતી ગઈ. રૂપાનું કહેવું તેને હાડોહાડ લાગ્યું હોય એમ રૂંધાયેલા કંઠ પરથી છતું થઈ ગયું : 'મહેમાન માનીને જેમને માથે બેસાડ્યા એમને પકડાવી દેવાનું કામ રાજપૂતાણી ન કરે એ પણ મારે તમને સમજાવવું પડશે ?'

પછી ભાણું અને છાશની દોણી ઊંચકી પાછળ જોયા વિના જ એ ત્યાંથી સડસડાટ ચાલી ગઈ.

'મેના ! મેના !' કહીને રૂપાએ સાદ પાડ્યા, પણ તેને સાંભળવાની પરવા ન કરી ત્યારે રૂપાથી નિસાસો નંખાઈ ગયો : મારે એને આવાં વેણ નહોતાં કહેવાં... હવે એને મનાવવામાં સાંજ પડી જશે અને એ પહેલાં ખેમો આવી ગયો તો વાત પડતી મેલવી પડશે.

મેનાના ખ્યાલને પંપાળતો અને તેને મનાવી લેવાની તરકીબ વિચારતો રૂપો ખાટલા પર આડે પડખે થયો. એક તો આગલી રાતનો ઉજાગરો હતો તેમાં પગપાળા નાસી છૂટવું પડ્યું એનો થાક ઉમેરાયો અને હવે ઓળા-રોટલાનું ઘેન પણ ચડવા લાગ્યું. વિચારમાં ને વિચારમાં રૂપાની આંખો ઘેરાવા માંડી. ઝૂંપડીનું બારણું વાસી દેવાનું કે બંદૂક પડખામાં લેવાનું પણ ભાન ન રહ્યું.

*

જોરજોરથી કૂતરાં ભસતાં સંભળાયાં અને રૂપો ઝબકીને જાગી ગયો. આંખો ચોળીને જોયું તો રાત પડી ચૂકી હતી. ખાટલા પરથી કૂદીને બંદૂક ઊંચકી લીધી. અચાનક ખ્યાલ

આવ્યો કે ઝૂંપડીના બારણ' પાસે ફાનસ પડ્યું છે ! કોણ મૂકી ગયું હશે – મેના ? કે પછી ખેમો પાછો આવી ગયો ?

ભસતાં કૂતરાંએ રૂપાને પોલીસની યાદ તાજી કરાવી. બહાર ડોકિયું કરીને જોયું તો સામેના ઝૂંપડામાં કોઈ હિલચાલ કળાઈ નહીં. છતાં અસાવધ રહેવાનું પાલવે નહીં એમ વિચારી તેણે કારતૂસનો પટ્ટો ખભા પર ઠીકઠાક કરી લીધો. પહેલાં ફાનસ લઈને જવાનો વિચાર કર્યો, પણ ઠીક નહીં લાગ્યું એટલે અંધારામાં જ આગળ વધ્યો.

બેચાર ડગલાંમાં જ રૂપાને ખ્યાલ આવી ગયો કે અધૂરી ઊંઘથી શરીર ભારે થઈ ગયું છે. પગમાં કળતર પણ ઊપડી હતી. કૂતરાં ખેતરને બીજે છેડે હતાં છતાં રૂપો સાવધપણે ઝૂંપડા તરફ આગળ વધ્યો. આમ તો ભય કરતાં કુતૂહલ વધારે હતું. મેના શું કરતી હશે ? હજીય રીસ ઊતરી નહીં હોય ? ખેમો આવ્યો હોત તો અત્યાર સુધી દેખાયા વિના ન રહે. છેલ્લાં દસ ડગલાં રૂપો ઝડપથી વટાવીને ઝૂંપડાના દરવાજામાં ઊભો રહી ગયો. સમજાયું નહીં કે આટલું ચાલવાથી શ્વાસ કેમ ચડી ગયો. સૂના ખેતરમાં એકલી જુવાન ઓરત અને પોતે માથાભારે જુવાન આદમી, અંધારી રાત અને બે તરસ્યાં દિલ... કાંઈક બની જવાની ઉત્તેજનાથી રૂપાના કપાળે પરસેવો બાઝી ગયો.

'કોણ...?' દરવાજે ઊભેલો ઓળો જોઈને ગારની ભોંય પર આડે પડખે થયેલી મેના બેઠી થઈ : 'ભાઈ, આવી ગયા કે ?'

રૂપો ચૂપચાપ ઊભો રહ્યો એટલે મેના સમજી ગઈ કે ભાઈ નહીં, પણ મહેમાન છે. તેણે ઝટપટ પછેડો સરખો કરી લીધો. પછી ચાર-છ ડગલાં નજીક આવીને ઊભી રહી ગઈ. રૂપાએ તેની તગતગતી આંખોમાં જોયું પછી ખામોશી તોડવી પડી : 'હું પણ એ જ પૂછવા આવ્યો'તો કે ખેમો હજુ કેમ ન આવ્યો ?' સામેથી મેનાએ જવાબ ન આપ્યો એટલે તેણે બોલવું જ રહ્યું : 'મને ઊંઘ આવી ગઈ... રાત પડી ગઈ તેનોય ખ્યાલ ન રહ્યો.'

મેનાએ મનમાં હસી લીધું : આગ જેવો આદમી કેવો પાણી પાણી થઈ ગયો... પણ પોતે એમ જલદી પીગળી જવા માગતી નહોતી. ડાકુ હોય તો એના ઘરનો !

'તું હજુય નારાજ છો મારા પર ?' રૂપાએ વિનવણીના ભાવથી કહ્યું : 'હુ તો બે ઘડી ગમ્મત કરતો હતો.'

મેના કાંઈ બોલ્યા વિના જ રૂપાની બાજુમાંથી સરકીને બહાર નીકળી ગઈ. જાણે રાંધવાનું યાદ આવ્યું હોય તેમ ચૂલામાં બળતણ મૂકવા લાગી.

'ખેમાને મળ્યા વિના જ હું હાલી નીકળું છું.' એમ રૂપાએ કહ્યું અને મેનાને ઝાટકો લાગ્યો. તગતગતી નજરે તેણે રૂપા સામે જોયું. એક હળવું સ્મિત ફેંકવાનો ઇરાદો થયો અને દાબી દીધો. પછી પરાણે બોલતી હોય તેમ કહ્યું : 'હું તો તમારા માટે ચૂલો પેટાવતી હતી. ભાઈ પણ ગમે ત્યારે ભૂખ્યાડાંસ આવી ચડશે. હાલી નીકળવાની અધીરાઈ ન હોય તો ભાણે બેસીને જ જજો.'

આ આગ્રહ હતો કે ખાલી વિવેક ? રૂપો ઉલઝનમાં પડી ગયો. હા-ના કહેવાને બદલે ચૂલાની સામે ઢાળેલા ખાટલા પર બેસી ગયો : 'પગમાં કળતર થાય છે. મને હતું કે ખેમો આવી જાય તો ઊંટનો બંદોબસ્ત કરી આપશે, એટલે બેહડ લગી પહોંચવા માટે ટાંટિયા તોડવા ન પડે.'

મેના સમજી ગઈ કે રોકાઈ જવું છે, પણ મારા કહેવાની વાટ જુએ છે. તેને જરાક ચીડવવા માટે આડું જોઈને એ બોલી ગઈ : 'ખેમાભાઈ આવશે તો કોને ખબર એકલા હશે કે પોલીસવાળાને લેતા આવશે.'

'એટલે !' રૂપો મનમાં જ બબડ્યો : એ તેને ચેતવવા કહી રહી છે કે મજાકમાં બોલે છે ? ગમે તેમ હોય આ ઓરત પાસે એમ નમતું નથી જોખવું.

'પોલીસવાળા સાથે આવશે તો બેચાર કારતૂસો ઓછી કરવી પડશે, બીજું શું ?'

સાંભળીને હેબતાઈ ગઈ હોય તેમ મેનાએ ચૂલો પેટાવવા સળગાવેલી દીવાસળી હાથમાં જ ઠરી રહી. તેણે જોયું તો રૂપો હવે નિરાંતજીવે ખાટલામાં આડો પડ્યો હતો. હવે એ રોકાઈ જવાનો એવું અનુમાન કરીને ઝટપટ રસોઈમાં મન પરોવવા માટે મેનાએ ફરી દીવાસળી પેટાવીને ઘાસલેટવાળા છાણા પર ચાંપી. ભડકો થયો એટલે સળગતું છાણું ચૂલામાં મૂકી તેના પર એક-બે લાકડાં ગોઠવે છે ત્યાં આઘેથી હાંક સંભળાઈ :

'એલા ખે...મા !'

રૂપો ખાટલામાં બેઠો થઈ ગયો અને મેના ચૂલો ફૂંકતી અટકી ગઈ. એ અવાજ ઓળખીતો હતો છતાં જાણે સાંભળ્યું ન હોય તેમ જવાબ ન આપ્યો.

'એલા એ ખેમલા !' વધુ જોરથી બૂમ પાડીને પેલો ખેતરના શેઢેથી કહેતો હતો : 'તારા કૂતરાને જરા આઘો કર તો હું અંદર આવું.'

'કોણ છે ?' એ ભાવ સાથે રૂપાએ મેના સામે જોયું. પણ મેનાના ચહેરા પર અણધાર્યો પલટો દેખાયો ત્યારે તેણે બંદૂક ઉઠાવી લીધી. મેના હમણાં કાંઈક કહેશે એમ માનીને રૂપો તેની સામે જ જોતો રહ્યો, પણ પેલી તો છત પરનું ફાનસ લઈ આવનારને લેવા માટે શેઢા તરફ ચાલવા લાગી.

'પહેલાં કહે તો ખરી કોણ આવ્યું છે...' રૂપાએ બંદૂકની નાળ એ દિશામાં તાકી રાખીને કહ્યું ત્યારે બેચાર પળ માટે મેના મલકી, પછી નીચલો હોઠ દાંત વચ્ચે દવાનીને બોલતી ગઈ : 'તમારે કારતૂસ બગાડવી નહીં પડે... એ મારા નમાલા ધણીનો સાદ છે.'

'ધણી !' રૂપો બબડ્યો : 'બેવકૂફને અત્યારે જ આવવાનું સૂઝ્યું !' મેના ત્યારે છેટી નીકળી ગઈ હોવા છતાંય રૂપો વિચારતો રહ્યો : 'શું તેને લેવા આવ્યો હશે ? કે તેની સાથે રાતવાસો કરવા...?'

વિનાકારણ રૂપાને ગુસ્સો ચડવા લાગ્યો. કોણ જાણે તેને શું સૂઝ્યું કે ખાટલો વચ્ચેથી ઢસરડી લઈને એક ખૂણામાં અંધારામાં રાખી દીધો અને પોતે પણ દેખાય નહીં એવી રીતે તેના પર ગોઠવાઈ ગયો.

ફાનસ લઈને પાછી ફરતી મેના તરફ નજર રાખી એ સાંભળતો હતો : 'અલી, તારો ભાઈ તને આમ રાતવરતના એકલી રાખીને બહાર જાય છે ?'

આ સાંભળીને મેનાએ ગરદન મરડી. પાછળ આવતા ધણી સામે ગુસ્સાભેર જોયું અને પેલા મરદનો અવાજ નરમ પડી ગયો :

'હું... તો કહેતો'તો કે તારું એ બરાબર ધ્યાન રાખે છે કે નહીં ?'

'તું મારી ફિકર શું કામ કરછ ?' મેનાએ ધણીને તુંકારા સાથે તીખાશથી કહ્યું : 'મારે ને તારે શી લેવા-દેવા ?'

પેલો મૂંગો થઈને પાળેલા જનાવરની જેમ પાછળપાછળ ચાલ્યો આવ્યો. મેનાને જ્યારે ખ્યાલ આવ્યો કે ખાટલો હઠી ગયો છે અને મહેમાન દેખાતા નથી ત્યારે એ આજુબાજુ જોવા લાગી. રૂપાની હાજરીમાં છોડી દીધેલા ધણીનું આવવું એક રીતે ગમ્યું, તો બીજી રીતે કઠ્યું. માથાભારે ડાકુ કાંઈ ધમાલ કરી ન બેસે તો સારું એવો પહેલાં ભય લાગેલો, પણ જ્યારે રૂપાને સિફતથી એક બાજુ છુપાઈ ગયેલો જોયો ત્યારે તે એની ઠાવકાઈ પર ખુશ થઈ.

વગર કહ્યે ધણી ખાટલા પર બેસી ગયો, છતાં મેનાએ પાણીનો લોટો ધરવાનો પણ વિવેક ન દેખાડ્યો એ જોઈને રૂપાને નવાઈની સાથે આનંદ પણ થયો. આ ઓરતનું પેલા પરથી મન ઊઠી ગયું છે એની જાણ રોમાંચકારી લાગી.

ફાનસ ફરી છત પર ટિંગાડીને મેના ચૂલા પાસે જઈ બેઠી એટલે તેના ધણીએ મૂછે વળ દેતાં કહ્યું : 'હું બરાબર ટાણાસર આવ્યો. ઘણા વખતે તારા હાથની રસોઈ ખાવા મળશે.'

'મેં તારા માટે ચૂલો નથી પેટાવ્યો.' મેના રોટલાનો લોટ મસળતી એટલું જ બોલી.

'તંયે કોના સારુ ?' પેલો પણ એટલું જ પૂછી શક્યો.

'મહેમાન આવ્યા છે એમના સારુ.'

'એમ ત્યારે.' પોતાનો કાંકરો કાઢી નાખ્યો હોવા છતાંય પેલા નમાલા આદમીએ પોરસ કર્યો : 'ખેમો મહેમાન હારે ક્યાંક બહાર ગયા છે, એમ ને ?'

'ના, ભાઈ તો એકલા જ ગયા છે.' બિલાડી ઉંદરને સતાવે તેમ મેના ધીમેધીમે એને રિબાવવા માગતી હતી : 'મહેમાન તો ઘરમાં જ છે.'

'ઘરમાં !' એ ચોંકી ગયો, પણ ગુસ્સો દેખાડવાની હિંમત ન ચાલી એટલે અવાજને નરમ કરીને વહાલથી પૂછ્યું : 'તો-તો કોઈ બાઈ મહેમાન હશે ?'

'ના, આદમી છે.' મેનાએ જરાય ખચકાટ રાખ્યા વિના કહ્યું અને બહુ ભાર દઈને ઉમેર્યું : 'જુવાન માણસ છે !'

'જુવાન માણસ ! કોણ... ક્યાં ?' એમ ધૂંઆપૂંઆ થતો એ ઊભો થયો. આજુબાજુ જોવાને બદલે ઝૂંપડામાં ધસી ગયો, પણ ત્યાં કોઈ દેખાયું નહીં એટલે બબડતો પાછો આવ્યો : 'શું કામ મારી ઠેકડી કરે છે ? તારો ટીખળી મિજાજ હું જાણું ને... મને બનાવવા માટે જ એમ કહેતી હતી ને, મેના ?'

એમ કહીને તે જેવો ખાટલા પાસે આવ્યો કે નીચે પડેલાં પગરખાં પર નજર ગઈ અને તે ભડક્યો. ભાગ્યે જ ગરમ થતું લોહી ઊકળવા લાગ્યું :

'કોનાં ખાસડાં પડ્યાં છે આંહીં ?'

મેના ઊભી થઈને નજીક આવી. પગરખાં પર નજર માંડ્યા વિના જ કહી દીધું : 'મહેમાનના છે !' પછી લાપરવાહીથી ઉમેર્યું : 'એમાં તારી આંખો ફાટી શેની ગઈ ?'

પણ ધણી હવે જોશમાં આવી ગયો હતો : 'ક્યાં છે તારો એ મહેમાન ? હમણાં જ ખબર પાડી દઉં એને...'

હવે રૂપાથી રહેવાયું નહીં. ખોંખારો ખાઈને તેણે એનું ધ્યાન ખેંચ્યું.

ચમકીને પેલાએ પાછળ જોયું. નમાલો હતો તોય પોતાની પરણેતરની સામે ઊભો હતો એટલે ગુસ્સો દેખાડ્યા વિના કેમ ચાલે :

'એલા અંધારામાં કાં ઊભો ?' કહીને તેણે બાંય ચડાવવા માંડી : 'આંહીં સામે આવ... ઘરમાં ઓરત એકલી જોઈને મહેમાનગતિ માણવા આવ્યો છો, તો તને હું મહેમાનગતિ ચખાડું !'

મેના ધણીને રોકવા આડી પડવા ગઈ, પણ તેણે એને હડસેલો માર્યો : 'તું આઘી ખસ, છિનાળ !'

અને અત્યાર સુધી ખામોશી ધરીને બેઠેલો રૂપો ઊછળી પડ્યો. ચિત્તાની જેમ તરાપ મારી એ પેલાની પાસે જઈ પહોંચ્યો અને ડાબા હાથની એક અડબોથ લગાવી દીધી :

'સાલ્લા ! ઓરત પર હાથ ઉપાડે છે !'

પેલાના દાંત હચમચી ગયા એવી જોરદાર લપડાક હતી એ... છતાં ગાલ ચોળતો એ બબડ્યો :

'મારી ઓરત છે, હાથ ઉપાડું કે ગમે તે કરું, તું સાલ્લા, શું કામ...'

પણ એ પૂરું બોલી રહે તે પહેલાં 'સાલ્લા' શબ્દ પર રૂપાનો પિત્તો ગયો અને તેના ખભા પર બંદૂકનો કુંદો ફટકારી દીધો. બીજો ઘા પડવાની બીકે પેલો વળ ખાઈને નીચે બેસી ગયો.

વાત વધી પડશે એવી બીકે મેનાએ રૂપાને વારી લીધો : 'તમે ઠાલા ગરમ થાવ છો... એ બિચારો તમને ઓળખતો નથી.' તેણે ધણીને બિચારો કહ્યો ત્યારે રૂપો થોડો ટાઢો પડ્યો, પણ પેલો ઉભડક બેઠોબેઠો રડમસ અવાજે બોલી ઊઠ્યો :

'બંદૂક હાથમાં છે એટલે રુઆબ દેખાડે છે, પણ મારે ઘરેય બંદૂક છે ! ગામમાં આવ એટલે ખબર પાડી દઉં !'

રૂપાએ દાંત ભીંસીને એનો કાંઠલો પકડ્યો :

'બાયલા ! તારી સામે ઊભો છે રૂપરામ મહારાજ... જરા ઊભો થઈને મોં તો જો – ખબર પડે !'

પણ 'રૂપરામ' મહારાજ એટલું નામ સાંભળતાં જ પેલાના છક્કા છૂટી ગયા. પગનાં તળિયાં પાણીપાણી થઈ ગયાં. સાક્ષાત્ મોત સામે ઊભું હોય અને માણસ હેબતાઈ જાય તેમ એ ચાર પગે સરકી ગયો અને પછી ઊભા થઈને દોટ મૂકી :

'સાલ્લી છિનાળ ! ડાકુને ઘરમાં બેસાડ્યો !' છેક ખેતર બહાર નીકળી ગયા બાદ તેણે રાડ નાખી : 'હમણાં જ ગામમાં જઈને પોલીસને ખબર આપું છું !'

રૂપો થોડુંક પાછળ દોડી અંધારામાં તેના પર બંદૂકનું નિશાન લેવા ગયો, પણ મેનાએ તેનો હાથ પકડી લીધો : 'રહેવા દ્યો, એ મરેલાને મારવાથી શું ફાયદો ?'

એના એ પહેલા જ સ્પર્શે રૂપાના શરીરમાં ધ્રુજારી પ્રસરાવી દીધી. અંધારામાં બે ઓળા થોડી વાર માટે એકબીજાની સાવ લગોલગ આવી ગયા.

'તમે હવે નીકળી જાઓ... હું ભાઈને બધી વાત કહીશ.'

ઘેરી લાગણીના રણકા સાથે બોલાયેલા એ શબ્દોએ રૂપાને ઝણઝણાવી મૂક્યો અને બીજી જ પળે મેનાને બાહુપાશમાં ભીડી દીધી.



# બાર

રૂપો અડ્ડા પર પહોંચ્યો ત્યારે ઉચાટ સાથે એની વાટ જોવાતી હતી. માનસિંહના મોટા ભાઈ નવાબસિંહે તેને મીઠો ઠપકો આપ્યો : 'તેં તો અમને ફિકરમાં નાખી દીધા... ઉદીતપુરાથી બાતમી આવી કે પોલીસે તારો પીછો કર્યો છે અને ત્યાંથી નીકળ્યા પછી તું ચોવીસ કલાક લગી દેખાયો નહીં !'

'તાઉ, કુત્તાઓને થાપ આપવા માટે હું ખેમાના ખોરડામાં ભરાઈ ગયો હતો. સાલ્લાઓ કોતરો ખૂંદી વળ્યા, પણ રૂપરામને આંતરવો એ કાંઈ ખાવાના ખેલ છે ?'

'મને તો તારા દુખતા પગનો ઉચાટ થતો હતો.' વૃદ્ધ નવાબસિંહ રૂપાને બાજુમાં બેસાડી તેની પીઠ પર હાથ ફેરવવા લાગ્યા. માનસિંહના મોત પછી રૂપો નવાબની દેખભાળ દીકરા કરતાં પણ વધુ વહાલથી કરતો હતો. કોઈ પણ કામ એમની મંજૂરી વિના થતું નહીં. રૂપો કહેતો : 'તાઉ, તમે જ અમારા સાચા સરદાર. તમારે અમારા પર ધાક રાખવી. ભૂલ થાય તો દાઉની જેમ જ અમને ઠપકો આપવાનો...' પોતાની આવી ઇજ્જત કરનાર રૂપા માટે એટલે જ નવાબસિંહને હેત ઊભરાતું.

'કહે જોઈએ, ઉદીતપુરાથી શું ખબર લાવ્યો ? રુક્મિણી સાજાં-સારાં તો છે ને ? ખેડા-રાઠોરમાં બધાં ખેમકુશળ છે ને ?'

'હા, તાઉ, કોઈની કંઈ ફિકર કરવા જેવું નથી.' એટલું કહીને રૂપો થોડું અટક્યો. પછી બૂઢા નવાબસિંહના કરચલીવાળા ચહેરા સામે થોડી વાર જોઈને ઉમેર્યું : 'માજી તમારી ચિંતા કરતાં હતાં. કહેતાં'તાં એમનું તું બરાબર ધ્યાન રાખે છે ને ? કોતરોની રઝળપાટ જેઠજીને વસમી લાગતી હશે. સવારના ઊઠીને એમને હુક્કો પીવા જોઈએ, તેનો બંદોબસ્ત બરાબર થાય છે કે નહીં ?'

સાંભળીને નવાબસિંહથી નાના ભાઈની વિધવા માટે એક નિસાસો નંખાઈ ગયો : 'એના પોતાના જખમ ભૂલીને મારી આટલી બધી ફિકર રાખે છે ! રૂપા, રાજપૂતાણી તો મારી માય હતી અને મારા બેટાની માય રાજપૂતાણી છે, પણ રુક્મિણી તો સાક્ષાત્ ભવાની મા જેવી છે. મારા માટે એમને ફિકર થાય એવું તેં કહ્યું તો નથી ને, રૂપા !'

'ના રે, તાઉ, હું એમનો સ્વભાવ જાણું ને !' રૂપો આગળ કહેવા જતો હતો : એ તો ત્યાં બેઠાંબેઠાં મારીય ફિકર કરે છે. મને પરણાવવા ઝંખે છે એવું કહેતાં શરમ આવી હશે કે પછી એ વાતની સાથે મેના યાદ આવી ગઈ એટલે રૂપો ફંટાયો : 'તાઉ મને એક વિચાર આવે છે.'

'શું ?' નવાબસિંહે ખાટલામાં આડા પડવું પડ્યું. હવે તેઓ એકધારું બેસી શકતા નહીં. કમ્મરમાં કળતર ઊપડતી.

રૂપાએ વિચાર રજૂ કરતાં પહેલાં પોતાના માનીતા સાથી લુક્કાને હાંક મારી : 'લોકમાન, તને તાઉ યાદ કરે છે.'

નવાબસિંહ સમજી ગયા કે રૂપાને કોઈ પરાક્રમ સૂઝ્યું લાગે છે. લુક્કાની રાય લીધા વિના કોઈ પણ નવી યોજના રૂપો ઘડતો નહીં.

'બોલો, તાઉ, હુક્કો ભરી આપું ?' લોકમાનને ખબર નહીં કે પોતાને ખાસ મસલત માટે બોલાવવામાં આવ્યો છે. નવાબસિંહને હુક્કો ભરી આપવાની કાળજી પોતે ઉઠાવતો હોવાથી તાઉ યાદ કરે ત્યારે એ વગર કહ્યે માની લેતો કે હુક્કા માટે બોલાવ્યો છે. રૂપા કરતાં લુક્કો થોડો બાંઠકો અને વધુ બોલકો હતો.

'મારો હુક્કો નથી ભરવાનો. રૂપાને તારું કાંઈક કામ પડ્યું છે.' કહીને નવાબસિંહે તેને ખાટલા પર બેસવાની જગ્યા કરી આપી. પણ લુક્કો નીચે જ બેઠો : 'તાઉ, આ ખાટલો ત્રણ જણાનો ભાર ખમી નહીં શકે; તૂટી જશે તો તમારી ઊંઘ બગડશે.'

થોડી વાર ખામોશી છવાઈ ગઈ. રૂપો વિચારમાં ખોવાયો હતો એટલે તેને ખલેલ ન પહોંચાડવા બીજા બંનેને ચૂપ રહેવું પડ્યું. રૂપાના ચહેરા પરથી લુક્કાને થયું કે કોઈ બહુ કામની વાત એ વાગોળી રહ્યો છે.

'આપણે આગ્રાની જેલ તોડવી છે !' રૂપાનો મક્કમ અવાજ સાંભળીને લુક્કો અને નવાબસિંહ બંને ભડકી ગયા, છતાં કોઈએ દેખાવા દીધું નહીં. આજ સુધીમાં બેચાર વાર આ વિચાર છેડાઈ ચૂક્યો હતો. માનસિંહની હયાતીમાં પણ તહસીલને જેલમાંથી ભગાડવાનું કાવતરું ઘડાયું હતું. એ વખતે એના પર ભારે જાપતો રાખવામાં આવતો. જેલમાંથી અદાલતમાં લઈ જતી વખતે પોલીસની આખી ટુકડી તહસીલને ઘેરી રાખતી. પોલીસખાતાને સૌથી વધુ ભય ત્યારે જ હતો. માનસિંહ તેના બેટાને પોલીસના કબજામાંથી છોડાવી ન શકે તો એની ઇજ્જત જાય. પોલીસ એ પણ જાણતી હતી કે તહસીલને ફાંસીની સજા નક્કી થવાની અને માનસિંહ જેવો બહારવટિયો પોતાના બેટાને ફાંસીને માંચડે કોઈ પણ ભોગે નહીં ચડવા દે. એટલે જ તહસીલ પર ચોકી રાખવાનું કામ બહુ જ વિશ્વાસુ અને જવાબદાર અધિકારીને સોંપાયું હતું. જેલની આસપાસનાં

ઊંચાં ઝાડોની ડાળીઓ કાપી નાખવામાં આવેલી, જેથી ડાકુઓ તેના પર ચડીને જેલની દીવાલ કૂદી અંદર ઘૂસી ન શકે. આમ માનસિંહના હાથ હેઠા પડ્યા અને દીકરાને ફાંસીની સજા ફટકારવામાં આવી જે છેવટે જનમટીપમાં બદલાઈ ગઈ.

માનસિંહના મોત પછી રૂપાના મગજમાં એ ધૂન ઘૂમરી લેતી હતી કે ક્યારે હું તહસીલને જેલમાંથી ભગાડી લાવું અને જીવતા રહેલા એમના એકના એક બેટા સાથે રુક્મિણીમાનો મેળાપ કરાવું ! હવે ટોળી ધીમે ધીમે પગભર થવા લાગી હતી. માનસિંહ સામે પોલીસના છેલ્લા ધિંગાણા વખતે થયેલો રૂપાના પગનો જખમ પણ હવે રૂઝાવા લાગ્યો હતો, તહસીલ ઉપરનો જેલનો જાપતો ય કદાચ ઓછો થયો હશે. પણ ધીમેધીમે બધા સંજોગો અનુકૂળ બનવા લાગ્યા હતા તો પછી રાજા માનસિંહના બેટા તહસીલને જેલમાં શું કામ સબડ્યા કરવું પડે ? જે કામ માનસિંહની હયાતીમાં થઈ શક્યું નહીં તે પોતે કરી બતાવે તો પોલીસ-કુત્તાઓને પણ ખબર પડે કે રૂપરામ શર્મા બ્રાહ્મણ હોવા છતાં તેના માથા પર માનસિંહ જેવા લડાયક રાજપૂતે હાથ મૂક્યો છે.

'તહસીલને છોડાવવા માટે હું જાનની બાજી ખેલી જવા તૈયાર છું.' લુક્કાના જુસ્સાએ ખામોશીને ખળભળાવી દીધી : 'એ તો મારો લંગોટિયો દોસ્ત ! એની મહેરબાનીથી તો હું ડાકુ બની શક્યો છું. મારી બેઇજ્જતીનો બદલો લેવામાં તહસીલે જ મને સાથ આપ્યો હતો. રૂપા ! તારી યોજના શું છે - કહે જલદી.'

'અથરો થા મા, લુક્કા !' રૂપાએ માનસિંહના મોટા ભાઈ તરફ નજર ફેરવી : 'તાઉ, તમે શું વિચારમાં પડી ગયા ? આ વખતે વાતને ટાઢી પાડવી નથી. જોખમના મુદ્દાને બહુ પંપાળવો નથી. એક-બે ભલે ઓછા થઈએ, પણ તહસીલને જેલમાં ગોંધાઈ રહેવા દેવો નથી.'

'તહસીલને છોડાવવાનો એક રસ્તો મને સૂઝે છે.' નવાબસિંહે રૂપા અને લુક્કાને ચોંકાવ્યા.

'તો પછી મૂંગા કેમ છો ? કહો, જોખમની પરવા રાખ્યા વિના કહી દો.' રૂપાએ અધીરાઈ દેખાડી ત્યારે નવાબસિંહથી મલકી જવાયું.

'રૂપા-લુક્કા ! તહસીલનો હું તાઉ હવે બૂઢો થયો છું. ટોળીને બોજારૂપ બન્યો છું. જિંદગી ખુદ મને ભારરૂપ લાગવા માંડી છે.' નવાબસિંહના અવાજમાં ગહેરાઈ આવતી જતી હતી : 'અત્યારે તહસીલની જુવાની જેલમાં વેડફાઈ રહી છે તેની સામે મારો બુઢાપો કુરબાન કરવામાં શું હરકત છે ?'

'આ શું કહો છો, તાઉ !' રૂપાનો ઉત્સાહ ટાઢો પડી ગયો. તેણે આવું સાંભળવાની ધારણા રાખી નહોતી. દિલ દુભાયું હોય તેમ હોઠ કરડીને એ બોલ્યો : 'તમે અમને બોજારૂપ લાગો છો એવું કહીને શું કામ અમારી લાગણી દુભાવો છો, તાઉ ! તહસીલને છોડાવવાની વાતમાં તમારો બુઢાપો વચ્ચે શું કામ લાવો છો ?'

'તું છેડાઈ ન પડ, રૂપા !' નવાબસિંહે બેઠા થઈને તેના ખભા પર હાથ દાબ્યો : 'તહસીલને છોડાવવા માટે જાનના જોખમની તેં વાત કરી એટલે મારે કહેવું પડ્યું. જાન આપવાનો હોય

તો એમાં તને કે લુક્કાને હું આગળ નહીં થવા દઉં. તારા થકી માનસિંહની ટોળી આજે જીવતી છે. તહસીલને લાવવા જતાં તું પોલીસના હાથમાં ઝડપાઈ જાય તો મારા બુઢાપામાં ધૂળ પડે.'

રૂપાને ચૂપ થઈ જવું પડ્યું. નવાબસિંહ પોતાના માટે લાગણી રાખે છે એનો આનંદ થયો, તો બીજી બાજુ તેઓ પોતાના ઉત્સાહ પર લગામ રાખે છે એ કારણે તહસીલ જેલમાં ગોંધાઈ રહ્યો છે એવો અફસોસ પણ જાગ્યો. છતાં કોઈક રસ્તો કાઢવો જ રહ્યો.

'આપણે એમ કરીએ !' આમ કહ્યા પછી રૂપો ફરી મૂંગો થયો. શું કરવું છે એ જાણે તેને પોતાનેય સૂઝતું નહોતું. દિમાગમાં આગ્રા જેલનો મોટો ગેટ ઘૂમરાતો હતો. પથ્થરની દીવાલો મનમાં ઊંચી થતી જતી હતી. એક કોટડીમાં પુરાયેલો તહસીલ આંખો સામે ચકરાવા મારતો હતો.

'શું કરવાનું કહેતો હતો તું, રૂપા !' લુક્કાએ તેને સજાગ કર્યો.

'આગ્રા જેલ અંગે આપણે બને તેટલી બાતમી એકઠી કરીએ, તેમાં કામ કરતા કોઈ ચોકીદારને ફોડીએ. તહસીલને ક્યાં રાખ્યો છે, એની હિલચાલ પર કેવો જાપતો છે, જેલવાળા એની પાસે કઈ જાતનું કામ કરાવે છે અને તેના સુધી આપણા સંદેશાની આપ-લે કઈ રીતે થઈ શકે એ બધાથી વાકેફ કરે એવા જેલના કોઈ માણસને આપણે સાધવો જોઈએ.'

'ત્યાર પછી...' નવાબસિંહથી પુછાઈ ગયું. પણ રૂપા પાસે આગળની કોઈ યોજના તૈયાર નહોતી. કદાચ હોત તોપણ એ તાઉને કહેવા તૈયાર નહોતો. ફરી પાછો મામલો ટાઢો પડી જવાની તેને દહેશત લાગતી હતી.

'ત્યાર પછી આપણે સાથે બેસીને રસ્તો વિચારશું.' રૂપાએ ઠાવકાઈથી કહ્યું અને લોકમાનને પૂછ્યું : 'કહે, લુક્કા, આ કામ માટે તારા ધ્યાનમાં કોઈ માણસ છે ?'

'હા, છે !' લુક્કાએ એટલો ઝડપી જવાબ આપ્યો કે રૂપાને 'વાતમાં માલ' ન લાગ્યો. છતાં પૂછ્યું : 'કોણ છે ?'

'આપણો હરિયો !'

'હરિયો !' રૂપાને એ નામ બહુ વજનદાર ન લાગ્યું. આવા કામ માટે લુક્કાએ હરિયાને યાદ કર્યો ! ખરી રીતે તો હરિયાને આવી કોઈ યોજના કહેવાય જ નહીં. એ ચરસનો બંધાણી હતો અને ચરસની એક ગાંગડીમાં પીગળી જાય એવો 'ફાલતુ' હતો : 'લુક્કા, હરિયાનું નામ આપીને તું મજાક ઉડાવી રહ્યો છે ?'

'નહીં, રૂપા ! આજ સુધી સાલું મને એ યાદ કેમ નહીં આવ્યું ! એનો એક સગો આગ્રા જેલમાં ચોકીદાર છે.'

'એનો સગો ચોકીદાર છે !' રૂપાની આંખો અંધારામાં ઉત્તેજનાથી ચમકવા માંડી : 'તો-તો બોલાવ હરિયાને... હમણાં જ ખબર !'

નવાબસિંહ સાથે મસલતમાં બેઠેલા રૂપા અને લુક્કા પાસે જવાનું તેડું આવ્યું એટલે ટોળીનો મામૂલી હરિયો પોરસાયો. જોકે પહેલાં તો એમ થયું કે રૂપા પાસે પોતાની સામે કોઈ ફરિયાદ

ગઈ હશે. ચરસની ધૂનમાં પોતાથી કાંઈ એલફેલ થઈ ગઈ હશે એનો ઠપકો સાંભળવાનો આવશે... પણ લુક્કાએ તેને હરિશંકર કહીને બોલાવ્યો ત્યારે એને એકાએક પોતાનું મહત્ત્વ વધી જતું દેખાયું. થોડા દિવસ પહેલાં જ એક જોશી મહારાજે ટીપણું ખોલીને ગ્રહોનો તાલ મેળવીને કહેલું કે તારો ગુરુ હવે જોરમાં આવતો જાય છે. બઢતી થવાના સંજોગો ઊજળા બનતા જાય છે. હરિયાને ખાતરી થઈ ગઈ કે જોશી મારો બેટો જાણકાર નીકળ્યો ! દક્ષિણામાં પાવલી આપી તે વસૂલ થવાની.

'બેસ, હરિયા !' રૂપાએ પણ કાંઈક માનથી તેને આવકાર્યો એટલે હરિયો વધુ પોરસાયો. મરકમરક થતો એ વારાફરતી ત્રણેની સામે જોવા લાગ્યો અને પછી હરખ સમાતો ન હોય તેમ નીચું જોઈ ગયો.

'હરિયા, કયા ગામની જેલમાં તારો ઓળખીતો છે ?'

રૂપાએ આગ્રા જેલનું નામ જાણી-કરીને ઉચ્ચાર્યું નહીં. હરિયાને આ સવાલ આમ તો મામૂલી લાગ્યો, પણ જેલની વાત આવી એટલે કાંઈક ભેદ હોવો જોઈએ એવો ખ્યાલ આવી ગયો તેને.

'હા, રૂપા મહારાજ, મારા સાળાની ફોઈનો એક જેઠ...'

'મારે સગપણ નથી સાંભળવું.' રૂપો અધીરાઈમાં થોડો ગિન્નાયો : 'એનું નામ અને કઈ જેલમાં શું કામ કરે છે એ કહે.'

હરિયાને લાંબી વાત કરવાની ટેવ હતી અને રૂપાને એની જબરી ચીડ હતી. થોડો ઓઝપાઈ ગયેલો હરિયો જીભ કચરીને બોલ્યો : 'એનું નામ ગૌરીશંકર. આગ્રા જેલમાં ચોકીદાર છે. પહેલાં નાની જેલમાં હતો, આ વરસે એને બઢતી મળી !'

'એ માણસ કેવો ?'

'ભારે વફાદાર. નિમકહરામી કરે નહીં એવો.' હરિયાએ પોતાના સગાની તારીફ કરવાના જુસ્સામાં કહ્યું અને રૂપાની આંખો અણગમા સાથે પહોળી થઈ :

'જેલવાળાને વફાદાર કે પોતાના સગાને ?'

'હું સમજ્યો નહીં, મહારાજ ?'

'બેવકૂફ ! એ આપણું કામ કરે એવો છે ?'

'કેવું કામ, મહારાજ ?'

રૂપાને હરિયાની ઓછી અક્કલ પર ગુસ્સો ઊભરાયો પણ કળાવા ન દીધો : 'જો, હરિયા, આપણો તહસીલ આગ્રા જેલમાં છે. એને અવારનવાર કોઈ ચીજવસ્તુ પહોંચાડવાની હોય તો તારો સગો એટલું કામ કરી અપે ?'

'ચીજવસ્તુ પહોંચાડવાનું ?' હરિયો મૂંઝાણો. રૂપાને કોઈ વાતની 'ના' સાંભળવી ગમતી નહીં. વધુપડતી પૂછપરછ પણ થઈ શકતી નહીં. એટલે તેણે ગોળગોળ જવાબ આપ્યો : 'એ મારો સગો મૂઓ છે તે આવું કામ કરવાની ના તો નહીં જ પાડે. દાણો દાબી જોઉં.'

'તારે દાણો નથી દાબવો.' રૂપાએ ફેંસલો જણાવી દીધો : 'તું મને એક વાર એનો મેળાપ કરાવી દે એટલે હું જ ફોડી લઈશ.'

'તમારી સાથે મેળાપ ?' હરિયો હવે ધ્રૂજી ગયો.

'કેમ, અલ્યા ! એમાં ભડકે છે કેમ ?'

'ના... ના ! પણ...'

'પણ-બણ કાંઈ નહીં. બે દિવસ પછી મારી સાથે આગ્રા આવજે. હું ચીંધું ત્યાં એને લઈ આવજે. માની જશે તો આપણે એને ન્યાલ કરી દેશું.' પછી હળવેકથી ઉમેર્યું : 'તને પણ બઢતી આપશું – રાઈફલ પકડવાનો મોકો આપીશ.'

અને માથું ખંજવાળતો હરિયો વધુ કાંઈ બોલે તે પહેલાં રૂપાએ તેને ત્યાંથી જવાની આજ્ઞા કરી દીધી.

*

લુક્કાને એ રાતે ઊંઘ ન આવી. વારેવારે તેની સામે તહસીલનો ચહેરો ઊપસી આવતો હતો. તહસીલને જો જેલમાંથી ભગાડીને લાવી શકાય તો ઔર મજા આવે. તહસીલને હિસાબે તો પોતે ડાકુ બન્યો હતો, ટોળીમાં જોડાયો હતો અને એ જ હવે તેનાથી અલગ પડી ગયો હતો. જો પાછો આવે તો ફરી બંનેની જોડી જામી જાય, ટોળીમાંય પોતાનાં માન-પાન વધી જાય અને રૂપાની જેમ લુક્કાનું નામ પણ ઘેરઘેર ગાજતું થઈ જાય !

માનસિંહના લાડકા દીકરા તહસીલ સાથે ગુજારેલા બચપણના દિવસો લુક્કાને સાંભરી આવ્યા. લોકમાન ગરીબ બ્રાહ્મણ પૂજારીનો દીકરો અને તહસીલ માથાભારે રાજપૂત, માનસિંહનો બેટો હોવા છતાં બંને વચ્ચે જિગરી દોસ્તી જામી ગયેલી. નિશાળમાં એક જ પાટલી પર બંને પડખેપડખે બેસતા. લોકમાન તહસીલને ઘેર લેસન કરવા જતો. તહસીલને કારણે લુક્કાને ઠાકુરના બીજા છોકરાઓ વતાવી શકતા નહીં. નિશાળના માસ્તરો પણ લુક્કાને ઠપકો આપતા નહીં.

ભણી લીધા પછીય બંને વચ્ચેની દોસ્તી ચાલુ રહી. પણ માનસિંહ જેલમાંથી છૂટ્યો અને તલ્ફીરામ સામેની જૂની અદાવતનો બદલો લઈ બહારવટે ચડ્યો ત્યારે બંને જુવાન બેટા સૂબેદાર અને તહસીલદાર પણ બાપ ભેગા ચંબલને રસ્તે ચડી ગયા. દોસ્ત ડાકુ થઈ ગયો અને લુક્કો એકલો પડી ગયો.

માનસિંહની ધાક જામતી ગઈ. લૂંટફાટ અને ધાડ-મારના કિસ્સાઓ છાપે ચડતા ગયા. તહસીલનું નામ પણ તેમાં ક્યારેક ચમકી જતું. લુક્કો આ બધું વાંચતો-સાંભળતો અને પોતાના દોસ્તના પરાક્રમ પર પોરસાતો. 'ડાકુ માનસિંહનો ડાકુ બેટો તહસીલ મારો દોસ્ત છે !' એવા રુઆબ પર મુસ્તાક રહેતા લુક્કાને ગામના બીજા ઠાકુરોના છોકરાઓ સાથે ક્યારેક ચકમક ઝરી જતી. બ્રાહ્મણનો છોકરો રાજપૂતોના દીકરાઓ સામે આંખ કાઢી શકે એ વાત ગરમ લોહીના ઠાકુરો કેમ સાંખી શકે ? લુક્કો એમની નજરમાં ખટકવા લાગ્યો. પોલીસની કાન-ભંભેરણી થવા

લાગી. લુક્કાના પૂજારી બાપને ચેતવણી મળવા માંડી : 'દીકરાને સરખો રાખ, નહીંતર વગર મફતનો કુટાઈ જશે.'

બાપે લોકમાનને શાદીના જોતરામાં જોડી દીધો. એ બહાને છોકરા પર જવાબદારી આવશે એટલે ફરિયાદ આપોઆપ ઓછી થઈ જશે.

દુશ્મનોએ પણ લુક્કાની બેઇજ્જતી માટે કેવો દિવસ પસંદ કર્યો ! અઢાર વરસના એ જુવાનની ઓરત હજુ બે દિવસ થયા જ ઘરમાં આવી હતી, તેના હાથની મહેંદી તાજી હતી, શરમનો ઘૂંઘટ હજુ પૂરો હઠ્યો નહોતો, વરઘોડિયાં હજુ કુળદેવીને પગે લાગ્યાં નહોતાં, છેડાછેડી હજુ છૂટી નહોતી અને પહેલી રાત પણ ઊજવાઈ નહોતી ત્યાં જ...

લુક્કો રોજ સાંજે ગામની ટેકરીએ આવેલા જગન્નાથના મંદિરે દર્શન કરવા જતો. તે દિવસે મંદિરનાં પંગથિયાં ચડતો હતો ત્યારે ઠાકુરના છોકરાઓએ તેની ટીખળ કરી : 'અલ્યા તારો દોસ્ત તહસીલ તારા લગનમાં કાં ન દેખાણો ? કહેતો'તો ને કે એ મારો જિગરી દોસ્ત છે, પણ મોં દેખાડવા આવ્યો નહીં. પોલીસથી ડરી ગયો હશે – બાયલો !'

તહસીલ માટે ઉચ્ચારાયેલાં આ વરવાં વેણ લુક્કાને ખટક્યાં, પણ પોતે દેવમંદિરનાં પગથિયાં ચડી ચૂક્યો હતો. ગમે તેમ તોય પૂજારીનો બેટો. ભગવાનના ધામમાં વઢવાડ ક્યાં કરવી એમ માની ચૂપચાપ અંદર દાખલ થઈ ગયો.

ઘંટ વગાડી જગન્નાથની મૂર્તિ સામે પ્રણામ કરવા લુક્કો ગોઠવણભેર બેઠો. બાપે શીખવેલા સંસ્કૃત શ્લોક બોલીને ભક્તિમાં એ તન્મય થતો જતો હતો ત્યાં પીઠ પર ફટકો પડ્યો. દર્દભર્યા ઝાટકા સાથે લુક્કો બેઠો થઈને જુએ છે તો માથા પર ગામનો પોલીસ લાઠી લઈને ઊભો હતો. 'કાં, ભાઈ, એવો તે મેં શું ગુનો કર્યો છે કે અહીં મંદિરમાં દંડો ફટકારવા તું આવ્યો ?' આ ભાવ સાથે લુક્કો ઊભો થવા જતો હતો ત્યાં હવાલદારે એક-બે-ત્રણ એમ ઉપરા-ઉપરી ફટકા ઝીંકવા માંડ્યા.

લુક્કો ચીસો પાડવા લાગ્યો, જોરજોરથી ચિલ્લાયો, પણ કોઈ મદદે ન આવ્યું. ઊલટાના ઠાકુરના પેલા છોકરાઓ તેની બેઇજ્જતી પર ખિલખિલાટ હસતા સંભળાયા.

હવે હવાલદાર ગંદી ગાળો દેતો લાતો ફટકારતો હતો : 'સાલ્લા ભામટા ! તું માનસિંહનો બાતમીદાર છે ! એમની સાથે ભળેલો છે !'

પોલીસની ખાખી વરદી અને લાઠી સામે લુક્કો દબાઈ ગયો, ગાળો અને ગડદા-પાટુ ખાઈ લીધાં. કાંઠલો પકડીને મંદિરની બહાર ઢસડી જવામાં આવ્યો છતાં ય એ સામો ન થયો. મારીમારીને પોલીસ પણ થાકી ગયો. લોકોનું ટોળું તમાશો જોવા એકઠું થયું. લુક્કાનો બાપ તે દિવસે બાજુને ગામ કથા વાંચવા ગયો હતો એટલે કોઈ વચ્ચે પડવાવાળું પણ ન હતું. લુક્કાએ આ બેસુમાર માર અને બેઇજ્જતી હીબકાં અને આંસુ સાથે સહી લીધાં. સાંજ પડી ગઈ અને અંધારું થયું, અને લોકો વીખરાઈ ગયા, છતાં બે ગોઠણ વચ્ચે માથું છુપાવી લુક્કો ત્યાં જ બેસી રહ્યો.

ઘર યાદ આવ્યું ત્યારે એ ઊઠ્યો. બેચાર ડગલાં ઘરના રસ્તા તરફ આગળ વધ્યો, પણ મન પાછું પડવા લાગ્યું. હવે ઘેર શું મોં લઈને જવાનો ? ગામ-આખામાં તારી બેઆબરૂનો ધજાગરો ફરકી ગયો. મૂંગામૂંગા માર ખાઈ લીધા પછી બૈરી સામે મરદ તરીકે કઈ રીતે ઊભો રહી શકીશ ? તહસીલની દોસ્તી માટે બડાઈ મારનારો બાયલો નીકળ્યો એવાં લોકો મહેણાં મારશે તેનો શું જવાબ આપીશ ?

'ના, હવે ઘેર નથી જવું.' નવોઢા માટે ઘર યાદ આવ્યું, એ જ ઓરતને ખાતર ઘેર ન જવાનું નક્કી કર્યું. તેને એમ ન લાગવું જોઈએ કે મારો વર પાણી વગરનો છે... લુક્કાનાં પગલાં ચંબલની કોતરો તરફ વળ્યાં. જાણે દૂરદૂરથી એ તેને સાદ પાડીને બોલાવી રહી હતી : આવી જા, જુવાન ! અત્યાચાર અને અન્યાય સામે અવાજ ઉઠાવવો હોય તો મારી ગોદમાં ભરાઈ જા. અહીં આવ્યા બાદ લોકો તારા નામથી ધ્રૂજવા માંડશે. કોઈ તારી સામે હરફ નહીં કાઢી શકે. તારી મરદાનગીથી લોકોને સાચો પરચો બતાવવો હોય તો દોડી આવ...

લુક્કાને તહસીલ યાદ આવી ગયો. તેની પાસે જઈ આપવીતી સંભળાવવી હતી. દિલ ઠાલવવાનું નક્કી કરીને તેણે પગ ઉપાડ્યા. મારથી કળતા શરીરનો વિચાર ન કર્યો, માથે જામતી મેઘલી રાતનો ખ્યાલ ન કર્યો કે ભૂખ-તરસની પરવા ન કરી. બસ, એ ચાલતો જ રહ્યો, આગળ વધતો જ ગયો...

'હવે રડવાનું બંધ કરીને ઊભો થા.' તહસીલે લુક્કાનો હાથ પકડ્યો : 'ચાલ મારી સાથે.'

'ક્યાં ?'

'બદલો લેવા !' તહસીલની આંખોમાં અંગારા પેટાવા લાગ્યા : 'તારી બેઇજ્જતીનો બદલો લીધા વિના હવે મને જંપ નહીં વળે.'

અને તહસીલે લુક્કાના હાથમાં બંદૂક પકડાવી દીધી.

દસબાર સાથીઓને લઈ તહસીલ અને લુક્કો પેલા પોલીસના ઘરે પહોંચી ગયા. હવાલદાર હજુ ભાણા પર બેઠો હતો ત્યાં લુક્કો તેની સામે જોઈને ઊભો રહ્યો : 'ચલ, બહાર નીકળ !'

હવાલદારની વહુ વચ્ચે પડવા ગઈ ત્યારે તહેસીલ અંદર ધસી આવ્યો. લુક્કો એકલો નહોતો આવ્યો એ જાણ થઈ ત્યારે હવાલદારની ડોક પરથી પસીનો દડવા માંડ્યો

તહસીલ કાંઠલો પકડી હવાલદારને ફળિયામાં ઘસડી લાવ્યો અને લુક્કાને ઉદ્દેશીને રાડ પાડી : 'ચાલ, હિસાબ ચૂકતે કરી લે !'

બેચાર પળ માટે લુક્કાનો બંદૂકવાળો હાથ ધ્રૂજી ગયો. પણ સામે જમીન પર ધ્રૂજતા હવાલદારને જોયા બાદ એના દિમાગમાં ખુન્નસ ભરાવા માંડ્યું. જડબાં ભીંસીને તેણે હવાલદારની છાતી પર બંદૂકની નાળ ઠોકી અને બીજી જ ઘડીએ ઘોડો દબાવ્યો. ધડાકો થયો, હવાલદારની ચીસ સંભળાઈ, છાતીમાંથી લોહીનો ફુવારો ઊડ્યો અને એક-બે તરફડિયાં ખાઈને તેણે ડોક ઢાળી દીધી.

'ચાલો, હવે ભાગી છૂટીએ !'

તહસીલની રાડ સંભળાણી ત્યારે લુક્કાને ભાન થયું કે પોતાના હાથે એક હત્યા થઈ ચૂકી છે. લોકમાન શર્મા મટીને પોતે લુક્કા ડાકુ બની ગયો છે !

ગામ છોડતાં પહેલાં ઠાકુરના જે છોકરાઓએ લુક્કાની ટીખળ કરી હતી તેમાંથી એકનું ઘર યાદ આવી ગયું હતું. રાહ જોતી નવોઢાને મળી લેવાનું મન થયું હતું, પણ પોલીસ આવતી દેખાઈ અને એને તહસીલની ટોળી સાથે ચંબલની કોતરો 'પકડવા' નાસી જવું પડ્યું.

એ વખતે ક્યાં ખબર હતી કે જે તહસીલે તેને ડાકુ બનાવ્યો એનો સાથ પણ છૂટી જવાનો હતો ?

શું તહસીલને જેલમાંથી છટકાવવાની રૂપાની યોજના પાર પડશે ?

આ સવાલને પંપાળતો લુક્કો પડખું ફેરવીને સૂઈ ગયો.

*

નક્કી કર્યા મુજબ બે દિવસ બાદ રૂપો હરિયાને સાથે લઈ આગ્રા જવા ઊપડ્યો.

મધ્યપ્રદેશના કોઈ ગામનો જાગીરદાર હોય એવો તેણે વેશપલટો કર્યો અને હરિયાને પોતાનો હજૂરિયો બનાવી દીધો. જતાંજતાં તાઉને ખાતરી આપતો ગયો : 'તમે કોઈ વાતે ઉચાટ કરશો નહીં. પરમ દિવસે તો પાછો આવી જઈશ.' લુક્કાને પણ તાકીદ કરી : 'ભીંડથી પેલો બાતમીદાર આવવાનો છે. એની પાસેથી બધું જાણી લઈ ધાડ પાડવાની તૈયારી કરી રાખજે. હમણાં નાણાંની તાણ વરતાવા લાગી છે.'

આગ્રાની એક નામચીન હોટલમાં રૂપાએ ઉતારો લીધા પછી તેણે હરિયાને જેલના ચોકીદારને મળવા રવાના કર્યો : 'તારા એ સગાને અહીંનું ઠેકાણું આપીને કહેજે કે સાંજ પડ્યા કેડે કોઈની નજરે ન ચડે તેમ મળવા આવે. તું બીજી કોઈ પંચાતમાં પડતો નહીં. એટલું જ કહેજે કે મારું આ તેડું ટાળ્યું છે તો મધરાત સુધીમાં જમરાજનું તેડું તેનો જીવ લેવા આવી પહોંચશે !'

'ભલે, મહારાજ !' કહીને હરિયો તેની બનાવટી દાઢી પંપાળતો પોતાના સગાના ઘર ભણી ઊપડ્યો.

જતાંજતાં તેના મનમાં અનેક વિચારો ઘૂમરી લેતા હતા. એ બધામાં સૌથી વધુ સતાવતો વિચાર એ હતો કે પોતે ગદ્દારી કરવા ધારે તો આગ્રાની પોલીસ આસાનીથી રૂપાને જીવતો ગિરફતાર કરી શકે. તેના માથા પરનું દશ હજારનું ઇનામ પણ પોતાને મળી જાય અને તો પછી બાકીની જિંદગી ચરસનો નશો કરતાં ચેનથી જીવી શકાય...

આવા ખ્વાબમાં ખોવાયેલા હરિયાને એ જ વખતે ઠેશ વાગી અને એ સજાગ થઈ ગયો. ગૌરીશંકરનું ઘર હવે એક ફર્લાંગ જ છેટે હતું. ત્યાં સુધીમાં ગદ્દારી કરવાના વિચારને મનમાંથી ખંખેરી નાખવાની તેણે કોશિશ કરવા માંડી.

□

# તેર

'ગૌરીચાચા ઘરમાં છે કે ? હરિયો ગૌરીશંકર જેલ ચોકીદારના ઘરમાં દાખલ થયો ત્યારે ભૂલી ગયો કે પોતે વેશપલટો કરીને આવ્યો છે.

'કોણ ?' અંદરથી ચાચીનો અવાજ સંભળાયો.

'એ તો હું છું.' એમ કહીને હરિયો ઓસરીમાં પગરખાં ઉતારવા લાગ્યો.

કોણ આવ્યું છે એ જોવા ગૌરીશંકરનો બાર વરસનો દીકરો શંભુ શેરડી ચૂસતો ઓસરીમાં આવ્યો. અજાણ્યા 'મહેમાન'ની સામે થોડી વાર ટગરટગર જોઈને પાછો અંદર ચાલ્યો ગયો, 'મા, કો'ક આવ્યું છે !'

ગૌરીશંકરની પ્રૌઢા વહુ સાડલાનો છેડો ઠીકઠાક કરતી બહાર આવી. એ પણ પહેલાં તો હરિયાને પિછાણી શકી નહીં. 'ક્યાંથી આવો છો ?' એમ પૂછ્યું ત્યારે હરિયાને ખાતરી થઈ કે પોતે આબાદ વેશપલટો કરીને આવ્યો છે.

'ચાચી એ તો હું...' આટલું કહી તેણે આસપાસ નજર ફેરવી લીધી. પછી સાવધાનીથી ઉમેર્યું : 'હરિશંકર...' છતાં ચાચીને ઓળખાણ પડી નહીં ત્યારે કહેવું પડ્યું : 'હું હરિયો હોકો.'

'અરે !' ચાચી અચંબામાં પડી ગયાં. એમના ગોળમટોળ ગોરા ચહેરા પર ચિંતા ફરકી ગઈ. બેસવાનું કહેતાં પહેલાં તેઓ ઝટપટ ડેલી બંધ કરી આવ્યાં. ખાટલો ઢાળી દઈ અંદર જતાં કહેતાં ગયાં : 'ગોર સંધ્યા કરવા બેઠા છે. થોડી વાર બેસો.'

'કોણ આવ્યું છે, મા ?' એમ છોકરાએ પૂછ્યું ત્યારેય ગોરાણીના અવાજમાં થોડી કર્કશતા આવી ગઈ : 'શું કામ છે તારે ? મૂંગોમૂંગો લેસન કરજે.'

ડાકુ બનેલો હરિયો ઘેર મળવા આવ્યો તે ગોરાણીને ગમ્યું તો નહોતું જ, છતાં અણગમો દેખાડ્યા વગર પાણીનો લોટો ધરવો જ પડ્યો. દૂરનો સગો હતો એ કરતાંય રૂપાની ટોળીનો ડાકુ હતો એની ધાક મનમાં બેસી ગઈ. ભલું પૂછવું ! આડું પડ્યું તો નખ્ખોદ કાઢી નાખે ! કોણ જાણે શું કામ આવ્યો હશે ! ધણી સરકારી નોકરીમાં હોય અને ડાકુ મહેમાન બને એ કેમ પાલવે ? કારણ વગરની ઉપાધિ આવી પડી એવો કચવાટ ગોરાણીએ અનુભવ્યો. કદાચ સાંજનું વાળુ પણ કરાવવું પડશે. પડોશનું કોઈ આવીને 'કોણ મહેમાન છે ?' એવી પૂછપરછ કરશે તો શો જવાબ આપવો એના વિચારે ચડી ગયાં ચાચી !

સંધ્યા પૂરી કરીને ગૌરીશંકર ઓસરીમાં આવ્યા. બૈરીએ તેમને કાનમાં કહી દીધેલું : 'હરિયો હોકો આવ્યો છે. જલદી વળાવી દેજો. વાળુની બહુ તાણ નહીં કરતા પાછા.'

'અરે, હરિશંકર !' ખભા પરની ભીની જનોઈને એક હાથની મુઠ્ઠીમાં ઘસીને લૂછતા તેઓ હરિયાની બાજુમાં બેઠા : 'કાંઈ અચાનક આવવાનું થયું ?'

ગૌરીશંકર આમ તો ક્યારેય હરિશંકરને 'હરિયો હોકો' કહ્યા વિના બોલાવતા નહીં. પાછોતરી બુદ્ધિનો હોવાથી બચપણથી જ તેને સૌ હોકો કહેતા. પણ ડાકુ થયા પછી માનથી બોલાવે નહીં તે કેમ ચાલે ? આજ સુધી તેમણે જેલ-અધિકારીઓને જાણ થવા દીધી નહોતી કે હરિયો ડાકુ એમનો દૂરનો સગો થાય છે. સરકારી નોકરી અને ડાકુનું સગપણ એ બેયનો મેળ ક્યાંથી બેસે ?

'ચાચી તો પહેલાં મને ઓળખી જ શક્યાં નહીં.' બનાવટી દાઢી પર હાથ ફેરવીને હરિયાએ પોરસ કર્યો : 'કેમ, વેશપલટો કેવો લાગે છે ?'

'આબાદ છે !' ગૌરીશંકરે વિવેક ખાતર કહ્યું, પછી મૂળ મુદ્દો પૂછી લીધો : 'કેમ આવવું થયું ?'

'ખાસ કામે આવ્યો છું.' હરિયો લુચ્ચાઈભર્યું હસ્યો, પછી કાનમાં કહેતો હોય એમ ધીમેથી બોલ્યો : 'રૂપા મહારાજ પણ આવ્યા છે !'

'હેં !' ગોર ભડક્યા : 'ક્યાં !'

'આગ્રામાં !'

ગૌરીશંકરે અકળામણ અનુભવી. રૂપા સાથે હરિયો ખાસ કામે આવ્યો છે, પણ એમાં મારે ઘેર શું છે ? બેવકૂફ મને નકામો શૂળીએ ચડાવી દેશે !

'તમને તો ખ્યાલ હશે, ચાચા !' હરિયાએ નજીકના મંદિરમાં થતી સંધ્યાની આરતીનો શંખનાદ સાંભળી કહેવા માંડ્યું : 'માનસિંહનો તહસીલ તમારી જ જેલમાં છે.'

'હા... હા !' ગૌરીશંકર વધુ મૂંઝાણા : 'પણ એમાં મારું શું કામ પડ્યું ?'

'એ તો રૂપા મહારાજ જાણે !' હરિયાએ ચાલાકી વાપરી : 'મને ખાસ આગ્રા એટલા માટે જ લઈ આવ્યા છે કે રૂપા સાથે હું તમારો ભેટો કરાવી આપું !'

'મારો ભેટો !' ગોરના ઉઘાડા ડિલે પસીનો વળવા લાગ્યો : 'તું તો જાણે છે, હરિયા !

મને થોડા વખત પછી પેન્શન મળવાનું છે. હું આમાં ક્યાંક ફસાઈ ગયો તો બુઢાપાનો એ આધાર છીનવાઈ જશે.'

'એવું કોણે કહ્યું ?' હરિયાએ લાલચ આપવા માંડી : 'રૂપા મહારાજ તમને ન્યાલ કરી દેશે.'

'પણ મારે તો રાતે જેલમાં ચોકી માટે જવાનું છે !'

'એ તો કોઈ પણ બહાનું કાઢીને ટાળી દેવાય. પણ મહારાજને મળવા ન ગયા તો-તો તેઓ જાતે અહીં આવી ચડશે.'

ત્યારે ગૌરીશંકર ઢીલા પડી ગયા. રૂપાનો ખોફ વહોરી લેવાની હિંમત નહોતી અને તેને મળવા જવા માટે પગ ઉપાડવાના નહોતા. શું કરવું ?

'હરિશંકર, આ ધરમસંકટમાંથી કાંઈક રસ્તો કાઢ ને, બાપલા !' ગૌરીશંકર ગળગળા થઈ ગયા : 'મારું જે કામ હોય તે તું કહી દે - થાશે તો જરૂર કરી આપીશ. બદલામાં મારે કાંઈ જોતું-કારવતું નથી.'

'એટલે તમારે મને ઠપકો ખવડાવવો છે ?' પહેલી વાર હરિયો ઊંચા અવાજે બોલ્યો : 'મહારાજનો મિજાજ તમે ક્યાં નથી જાણતા ? તમને લીધા વિના જાઉં તો તો મારું આવી જ બને ને ?'

ગોરાણી ઓરડાના દરવાજે ઊભાંઊભાં બંનેની વાત સાંભળે છે એની ગૌરીશંકરને જાણ થઈ એટલે તેઓ તેમના પર ખિજાયા : 'તું અંદર બેસી રહે ને... અમારી વાતમાં શું બળ્યું છે !'

મોં મચકોડીને તેઓ અંદર જતાં રહ્યાં એટલે ગોરે કહ્યું : 'હરિશંકર, હું પહેલાં જેલમાં જઈ આવું, મારી બદલીમાં કોઈકને પહેરો ભરવાનું સોંપીને પાછો આવું અને તું કહે ત્યાં મળું.'

'વાહ રે ચાચા !' હરિયો ખંધું હસ્યો : 'તમે જાઓ અને પાછા ન આવો તો ? અથવા કોઈકને વાત કરી દો, તો રૂપા ભેગો હુંય સપડાઈ જાઉં ને પોલીસના હાથમાં ?'

'ધીમે બોલ !' ગૌરીશંકરે કહ્યું. હરિયાના શબ્દોએ તેમના મગજમાં ઝબકારો કર્યો. રૂપો આગ્રા આવ્યો છે એની જો પોલીસને જાણ કરી શકાય તો એક કાંકરે બે પંખી પડે. ડાકુઓથી દબાઈને ખોટું કામ કરવું ન પડે અને એ પકડાઈ જાય તો ઇનામના હક્કદાર પણ થઈ જવાય !

'આપણે ક્યાં જવાનું છે ?' તેમણે અચકાતાં-અચકાતાં પૂછ્યું.

'એ મારાથી ન કહેવાય !' ડોકું હલાવીને હરિયાએ અદાથી કહ્યું : 'આપણે ટાંગો કરીને નીકળી જશું. કોઈ તમને જોઈ નહીં શકે.'

'પણ, ભાઈ હરિશંકર !' મારી પાસે એ શું કામ કરાવવા માગે છે એટલું તો મને કહે !' ગૌરીશંકર હવે હરિયાને પણ પલાળવાની કોશિશ કરવા લાગ્યા : 'જતાં પહેલાં જાણી લીધું હોય તો જવાબ આપવાનો વિચાર કરી રાખું ને ?'

એટલી વારમાં ગોરાણી દૂધનો પ્યાલો લઈને આવ્યાં. એ ચાલાક બાઈ સમજી ગઈ હતી કે

પોતાના ધણી પર ધરમસંકટ આવી પડ્યું છે એટલે હરિયાની મહેમાનગતિ કરવી જરૂરી છે. દૂધનો પ્યાલો આપીને ધણી સામે જોતી ઊભી રહી, પણ ગૌરીશંકરે આંખના ડોળા દેખાડીને તેને અંદર મોકલી દીધી. જે વિચારને પોતે વાગોળતા હતા તેમાં બૈરીની હાજરી ખલેલ પાડતી હતી.

દૂધ પીતાંપીતાં હરિયો પણ કાંઈ ગડમથલમાં પડેલો. ગૌરીશંકર જો સાથ આપે તો રૂપાને પોલીસને હવાલે કરવાનું કામ આસાન બની જાય. દસ હજાર રૂપિયાના ખ્યાલમાં દૂધનો પ્યાલો ખલાસ થઈ ગયો છતાંય તેણે હોઠેથી હઠાવ્યો નહીં.

'ગોરચાચા !' મૂછે લાગેલું દૂધ લૂછીને તેણે કહ્યું : 'તમને પેન્શન કેટલાનું મળવાનું ?'

'મળશે મહિને પચીસ-ત્રીસ જેટલું.'

'વરસે કેટલા થયા ?'

આ હિસાબ-કિતાબ પૂછવાનું કારણ ગૌરીશંકરને સમજાયું નહીં એટલે સ્વાભાવિક રીતે કહ્યું : 'વરસે ત્રણસોક થાય.'

'દસ વરસે કેટલા થાય ?'

'ત્રણ હજાર જેટલા !'

'એને બદલે પાંચ હજાર રોકડા હાથમાં આવી જાય તો કેમ ?'

'એટલે ?' ગૌરીશંકર શંકાશીલ નજરે હરિયા સામે તાકી રહ્યા : મને કાંઈ સમજાયું નહીં.'

'રૂપાના માથા પર દસ હજારનું ઇનામ છે.' એટલું કહીને હરિયો અટક્યો, પછી આંખો ઝીણી કરીને હળવેકથી ઉમેર્યું : 'આપણે બંને વહેંચી લઈએ.'

હત્તારીની ! ગૌરીશંકરને ઝાટકો લાગ્યો. મારો બેટો ગદ્દારી કરવા માગે છે અને એમાં મને ભાગીદાર બનાવવો છે ! પણ એ પીઢ માણસ હરિયા હોકાની વાતમાં ફસાય તેવા નહોતા.

'ના રે ભાઈ ! આપણે એવી ખટપટમાં નથી પડવું.' પછી હરિયાને ચકાસી લેવા પૂછ્યું : 'તું આમ કહીને મારી ચકાસણી તે નથી કરતો ને ?'

હરિયાની હિંમત પણ ત્યાં જ ફસકી ગઈ. બનાવટી દાઢી પંપાળતાં તેણે બનાવટી હાસ્ય ફેંક્યું : 'હું તો મજાક કરતો'તો... બાકી રૂપાનો વિશ્વાસુ સાથી એવી વાત કરે ખરો ?'

'તો-તો ઠીક !' ગૌરીશંકરે સામી બનાવટ કરી : 'આપણે હરામના પાંચ હજાર લઈને જિંદગીભર ડાકુની બીકમાં જીવવું નથી. એકને પકડ્યો તો બીજા ડાકુ ક્યાં મરી ગયા છે તે તેમારો પીછો છોડે ?'

'તો પછી તમે ઊભા થાઓ... રૂપો આપણી રાહ જોતો હશે.'

'પણ જોજે, મારા પર કોઈ આફત ન આવે !' ગૌરીશંકર ગભરાવાનો દેખાવ કરીને ઓરડામાં જવા ઊઠ્યા : 'હું કપડાં પહેરીને બહાર નીકળું છું. એટલી વારમાં તું નાકા પર ટાંગો ભાડે કરી લે.'

એમને ગભરાતા જોઈને હરિયાને હસવું આવ્યું, છતાં પોતે ઊઠ્યો નહીં : 'આપણે બેય હારે જ બહાર નીકળશું. નહીંતર મારા પર કોઈને વહેમ પડશે.'

'ભલે !' ગૌરીશંકરને પરાણે સંમત થવું પડ્યું.

કપડાં બદલવાના બહાને અંદર જઈને તેમણે બાર વરસના શંભુને ખૂણામાં બેસાડ્યો. ઝટપટ કાગળ પર કાંઈક લખી નાખ્યું અને ચિઠ્ઠી તેના ગજવામાં મૂકી દીધી : 'જા, વાડાના દરવાજેથી જેલ જઈને સાહેબને આ ચિઠ્ઠી પહોંચાડી દે. રસ્તામાં ક્યાંય ઊભો નહીં રહેતો.'

આપત્તિમાં આવી પડેલા બાપને કાંઈક મદદરૂપ થઈ પડ્યો એવા હરખ સાથે શંભુ વાડા તરફ સરકી ગયો. 'બૈરી છોકરાને કાંઈ પૂછપરછ ન કરે એટલા માટે ગૌરીશંકરે હાંક મારી : 'અરે, ગોરાણી ! મારી જાકીટ ક્યાં મૂકી છે ? જરા પેટીમાંથી આપ તો.'

સંદેશો લઈને ગયેલા છોકરાને થોડો વધુ વખત મળે એટલા ખાતર ગૌરીશંકરે તૈયાર થવામાં વાર લગાડી.

'ચાચા, જલદી કરો !' હરિયાએ એક-બે વાર તાકીદ કરી ત્યારે તેઓ ધોતિયાનો છેડો ખોસતાં બહાર નીકળ્યા, મોં પરનો પસીનો લૂછીને બબડ્યા : 'મને તો ભાઈ ગભરામણ થાય છે !' પછી જોડા પહેરતાં પહેલાં આંખો મીંચીને શંકરને યાદ કર્યા : 'હે ભોળાનાથ, લાજ રાખજે, બાપલા !'

ગોરચાચાની અકળામણ જોઈને હરિયો મનમાં મલકાતો હતો, પણ એને ખબર નહોતી કે બાજી પલટાઈ રહી છે !

*

'હરિયો હજી કેમ પાછો ન ફર્યો ?'

એકાદ કલાક રાહ જોયા પછી રૂપાને થોડી ફિકર થવા લાગી. તરત જ તેણે મગજને કામે લગાડી દીધું. હરિયો ગદ્દારી કરવાની હિંમત તો ન જ કરે, છતાં એ બેવકૂફ અસાવધ રહીને ફસાવી મારે એવો તો છે જ... કદાચ ગૌરીશંકર નહીં મળ્યા હોય. પણ મેં એને તાકીદ કરેલી કે પાછા ફરવામાં ઢીલ ન કરતો. ભલું પૂછવું, મારા બેટાને ચરસનો ચસકો છે. દાઢમાં ચળ ઊપડી હોય તો કોઈક ગંજેરી સાથે ફૂંકવા બેસી જાય ! કેફની હાલતમાં કાંઈક બકી પણ મારે.

ખતરાની ગંધ આવી કે તરત જ રૂપો હોટલની બહાર નીકળી ગયો. મૅનેજરને કહેતો ગયો : 'હું હમણાં આવું છું. કોઈ મળવા આવે તો બેસાડજો.'

એની ઇચ્છા તો આગ્રાની કોઈ ગાનારીને ત્યાં જઈ સાંજ ગુજારી નાખવાની હતી. હરિયો સમયસર આવી ગયો હોત અને ગૌરીશંકર સાથે બધું ગોઠવાઈ ગયું હોત તો જરા રંગત કરીને જ આગ્રા છોડવાનો ઇરાદો રાખેલો, પણ એ મનસૂબો મનમાં જ રહ્યો. ખતરાનો વહેમ પડે ત્યારે રૂપાની બધી ઇન્દ્રિયો સતેજ બની જતી.

હોટલવાળા મહોલ્લાને ચક્કર લગાવી તેણે જાણી લીધું કે પોતે જ્યાં ઊતર્યો હતો તેની સામેના ભાગમાં રસ્તાના છેવાડે બીજી એક ફાલતુ લૉજ હતી. પાટિયું વાંચીને તે ઉપર ચડી ગયો. પાંચ રૂપિયાના ભાડાથી એક રાત માટે તેણે કમરો રાખી લીધો. પછી રસ્તા પર પડતી કમરાની બારી ઉઘાડીને હોટલ પાસે થતી હિલચાલ પર નજર રાખીને બેઠો.

થોડી વારમાં આવી ચોકી કરવાનો પણ કંટાળો આવ્યો. ન તો હરિયો હોટલ તરફ ફરતો હતો, ન બીજું કંઈ શંકાસ્પદ બનતું હતું. રૂપાને અંદરખાને ખાતરી હતી કે કંઈક તો બનવું જોઈએ.

રસ્તા પર રોશની થઈ, મકાનમાં દીવબત્તી થયાં, છતાં રૂપો અંધારામાં જ નજર તાણીને જોતો બેસી રહ્યો.

અને એની ધારણા સાચી પડતી લાગી.

બે માણસો હોટલના મૅનેજરને કાંઈ પૂછપરછ કરતા હતા. એ આસામીઓ સાદાં કપડાંમાં હતા, ખાસ ઠાઠ-ઠસ્સો નહોતો, છતાં મૅનેજર એમની સાથે અદબથી વાત કરતો દેખાયો એટલે રૂપો સચેત બન્યો. બેમાંથી એક માણસ અંદર જઈને પાછો આવ્યો ત્યારે તેણે બીજા સાથીદારને હાથની ઇશારતથી સમજાવ્યું કે ત્યાં તો કોઈ નથી !

શું એ પોલીસ કુત્તાના બાતમીદાર હતા - જાસૂસ હતા ? તો શું હરિયો ફૂટી ગયો - પકડાઈ ગયો ?

રૂપાના કપાળની નસો ઊપસવા લાગી. પોતે ચેતીને હોટલની બહાર નીકળ્યો ન હોત તો અત્યારે બેચાર લાશો ઢાળી દેવી પડી હોત - નાસી છૂટવા માટે સરખો મોકો મળત કે નહીં, કોને ખબર ?

એક જીપ આવીને હોટલ પાસે ઊભી રહી ત્યારે તો રૂપો અર્ધો ઊભો થઈ ગયો. પોલીસ અફસર સીધો અંદર ધસી ગયો. તેની પાછળ બેત્રણ ખાખી વરદીવાળા પોલીસ પણ હોટલમાં દાખલ થતા દેખાયા. એ સમજી ગયો : હોટલની તલાશી લેવાઈ રહી છે. હવે છટકી જવું જોઈએ.

પણ આ શું ? સાદા પોશાકમાં ફરતો પોલીસનો એક બાતમીદાર પોતાની બારી નીચેથી લૉજમાં દાખલ થયો. શું એ પોતાને જોઈ ગયો હશે ? રૂપાને હવે ત્યાં રોકાવામાં જોખમ લાગ્યું. નીકળવા માટે તે ઊભો જ થતો હતો ત્યાં બારણે ટકોરા પડ્યા. રૂપો ચોંક્યો. નીકળવામાં મોડું કરવા માટે જાતને ઠપકો આપી સામનો કરવા સાબદો બન્યો. કદાચ લૉજનો જ કોઈ માણસ પૂછતાછ કરવા આવ્યો હોય એમ પણ બને.

છતાં બારણું ઉઘાડતી વખતે એ સાવધ રહ્યો.

બારણાંની કડી ખોલીને તે ભીંતસરસો ઊભો રહ્યો. આવનારે દરવાજાને ધક્કો માર્યો એટલે ધડાક કરતાં બારણાં ઊઘડી ગયાં અને પેલો અંદર ધસી આવ્યો. પીઠ પરથી જ ચકોર રૂપો પોલીસના બાતમીદારને પિછાણી ગયો. પેલાની આંખો કમરાના અંધારાથી ટેવાય અને તે પાછળ ફરીને જુએ તે પહેલાં તો રૂપાએ એની ડોક પર બંદૂકનો કુંદો ફટકાર્યો.

હ...ફ ! પેલાના મોંમાંથી એટલો જ અવાજ નીકળ્યો અને તમ્મર ખાઈને એ નીચે ઝીંકલાઈ પડ્યો. રૂપો થોડી વાર સ્થિર થઈને ત્યાં જ ઊભો રહ્યો. પાછળ બીજું કોઈ આવતું નથી એની ખાતરી કર્યા બાદ ઊંધા પડેલા પેલા બાતમીદારનો કાંઠલો પકડ્યો, જડબા પર પાટુ મારીને તેને સીધો કર્યો, પેલાએ આંખો ઉઘાડી ત્યારે રૂપાએ છાતી પર બંદૂકની નાળ ભીંસી : 'બોલ, કોની તલાશમાં અહીં આવ્યો હતો ?'

પેલાની આંખના ડોળા ચકળવકળ થવા લાગ્યા. મોં ખોલ્યું. પણ જીભ હલી નહીં ત્યારે રૂપાએ જોરથી તેનું માથું ભોંય સાથે અફાળ્યું : 'કહી દે, રૂપાની તલાશમાં અહીં આવ્યો'તો ?'

'ઓહ... હા...!' કહીને પેલાએ હકારમાં માંડમાંડ ડોક હલાવી.

રૂપાએ તેના જડબા પર જોરદાર મુક્કો મારી ફરી પૂછ્યું : 'બોલ, કોણે બાતમી આપી ?'

પેલાના હોઠના ખૂણામાંથી લોહી ઝરવા માંડ્યું. રૂપાએ બીજો મુક્કો ઉગામ્યો ત્યારે હાથ આડો ધરી મોં ફાડીને માંડમાંડ બોલી શક્યો : 'ગૌ...રી...'

'ગૌરીશંકર ?' તેણે ખાતરી કરવા પૂછ્યું અને પેલાએ ડોકું હલાવીને હા ભણી કે તરત જ તેના માથા પર બંદૂકનો ફટકો મારીને રૂપો કમરાની બહાર કૂદી ગયો. સીડી ઊતરતાં પહેલાં કમરો બહારથી વાસી દઈને રૂપો અંધારાની ઓથે લૉજની બહાર નીકળી ગયો. કોઈને વહેમ ન પડે એટલા માટે થોડે સુધી ટટ્ટાર રહી ઠસ્સાભેર ચાલી તેણે એક ટાંગો કરી લીધો : 'ચાલ, જવા દે સ્ટેશન તરફ !'

*

'એય ! ટાંગો રોકો !'

પોલીસ-ઉપરીએ ટાંગાવાળાને હાંક મારી ત્યારે પુરજોશમાં દોડી જતા ઘોડાને ઊભો રાખવામાં ટાંગાવાળાને તકલીફ પડી. અંદર બેઠેલી સવારીને ધક્કો લાગ્યો, હરિયાથી બહાર જોવાઈ ગયું : 'અરે બાપ રે !' ખાખી કપડાંવાળા સાહેબને જોઈને એની બનાવટી દાઢી ધ્રૂજવા માંડી : 'ગોરચાચા, ભારે થઈ !'

ગૌરીશંકરે ગભરાવાનો દેખાવ કર્યો : 'હવે શું થશે ? તારા ભેગો હુંય કુટાઈ મરીશ !'

'પણ અત્યારે તો તમે જ મને બચાવી શકશો.' હરિયો થરથર કાંપતાં પસીનો લૂછવા મંડ્યો : 'ચાચા, તમે કહેજો કે એ મારા મહેમાન છે.'

'તમારી તલાશી લેવાની છે. ઊતરો નીચે !' ઉપરીએ સત્તાવાહી અવાજ ઉછાળ્યો.

'સા'બ, અમારી પાસે કોઈ સામાન નથી.' ગૌરીશંકરે દેખાવ ખાતર બચાવ કર્યો : 'હું તો આ મહેમાનને તાજમહાલ દેખાડવા લઈ જતો હતો.'

'પહેલાં નીચે ઊતરો !' ઉપરીએ દમદાટી દેખાડી. હરિયાની નજર એમના કમરપટ્ટામાં ભરાવેલી પિસ્તોલ પર ચોંટેલી હતી. પોતે હથિયાર વિના આવ્યો એનો પસ્તાવો થયો.

ગૌરીશંકરની પાછળ ટાંગામાંથી નીચે ઊતરતી વખતે થોડા સ્વસ્થ થઈને હરિયાએ પોરસ કર્યો : 'સાહેબ, તમને શેનો વહેમ પડ્યો છે તે તલાશ લેવા માગો છો ?'

'ગાંજાની હેરફેર થઈ રહી છે એવા ખબર મળ્યા !'

'ઓહ ! એમ વાત છે ?' હરિયાને ધરપત થઈ : 'તો-તો આપ બેલાશક અમારી તલાશી લો. સામાનમાં તો કંઈ છે નહીં. પહેરણનાં ખિસ્સાં જોઈ લો.'

અને પહેરણનાં ખિસ્સા જોવા ઉપરાંત ઉપરી સાહેબે તેની કમ્મરે પણ હાથ ફેરવી ખાતરી કરી લીધી કે એની પાસે કોઈ હથિયાર તો નથી ને ?

'બસ ને, સાહેબ, હવે અમે તાજમહાલ જોવા જઈએ ને ?' એમ કહેતો હરિયો ટાંગામાં બેસવા ધસી ગયો. ગૌરીશંકરને થયું કે સાહેબ હમણાં હરિયાનું કાંડુ ઝાલી ગિરફ્તાર કરી લેશે, પણ તેને બદલે ઉપરી પોતે જ ટાંગામાં બેસી ગયા : 'ચાલો, મને પોલીસથાણે ઉતારી દેજો.'

'જરૂર-જરૂર !' હરિયો હરખપદુડો થયો : 'આપ ચાહો તો તાજમહાલ સુધી સાથે આવી શકો છો, સા'બ !'

જોકે મનમાં તો એ ભગવાનને પ્રાર્થના કરતો હતો કે જલદી લપ ટળે તો સારું !

પોલીસચોકી આવી એટલે ટાંગો ઊભો રહ્યો. ઉપરી સાહેબ ઊતરે એ પહેલાં હરિયો વિવેક ખાતર ટાંગામાંથી નીચે ઊતરી કહેવા લાગ્યો : 'પધારો, સાહેબ, આપની ચોકી આવી ગઈ !'

પોલીસ-ઉપરી નીચે ઊતર્યા કે પોલીસોએ એમને જોરદાર સલામ આપી. હરિયો અધીરો થઈને ટાંગામાં બેસવા ગયો : 'રામરામ, સા'બ !'

પણ ત્યાં તો પાછળથી એનો કાંઠલો પકડાયો : 'ક્યાં જાય છે, બદમાશ ?'

ઝાટકા સાથે ઉપરીએ હરિયાને ખેંચ્યો અને સામે ઊભેલા પોલીસ તરફ ધક્કો મારીને હડસેલ્યો : 'લઈ જાઓ એને અંદર !'

હરિયો હેબતાઈ ગયો, છતાં હિંમત રાખીને ઉપરી સાહેબ સાથે દલીલ કરવા ગયો, પણ તેના જવાબમાં જડબા પર એક જોરદાર થપાટ પડી અને હરિયાના દાંત કળવા માંડ્યા. હસતાંહસતાં ગૌરીશંકર ટાંગામાંથી ઊતર્યા ત્યારે એને સમજાઈ ગયું કે પોતે ફસાઈ ચૂક્યો છે !

અંદર લઈ જઈને હરિયાની બનાવટી દાઢી ખેંચી લેવામાં આવી, 'બોલ, ક્યાં છે રૂપો ?'

હરિયો ઘડીક પોલીસ-ઉપરી સામે તો ઘડીક ગોરીશંકર સામે જોવા લાગ્યો. તેણે હોઠ કરડ્યા, આંખમાં આવતાં આંસુને મહામહેનતે રોક્યા. ગોરચાચાને એક ગાળ ચોપડી દેવાનું મન થયું.

'હરિયા, મારી સામે ગિન્નાવાની જરૂર નથી !' ગૌરીશંકરે તેને ટાઢો પાડ્યો : 'તેં જ કહ્યું હતું, આપણે બંને દસ હજારનું ઇનામ વહેંચી લેશું. હવે ડરવાની કોઈ જરૂર નથી. સાહેબને બધું સાફસાફ કહી દે !'

હરિયાને ફેંસલો કરવામાં વધુ વાર લાગત, પણ ઉપરીનાં એક-બે ગડદા-પાટુ પડ્યાં ત્યારે એ ઝીંક ઝીલી શક્યો નહીં.

ગૌરીશંકર દેખાવ ખાતર વચ્ચે પડ્યા : 'સાહેબ, આ તે કેવી રીત છે ! એ તમને મદદ કરવા આવ્યો અને તમે એને મેથીપાક આપો છો !' પછી હરિયાને ફોસલાવ્યો : 'જો, હોકા, આવો મોકો ફરી નહીં મળે. સાહેબ સાથે મેં વાત કરી લીધી છે. તારા પર કોઈ કાગળિયાં નહીં થાય, કામ નહીં ચાલે, આબરૂભેર છૂટી જઈશ અને ઇનામની રકમ મળશે તેમાંથી હું તને ઘર મંડાવી આપીશ.'

અને થોડી જ વારમાં પોલીસ-ઉપરી પાસે આગ્રાની એ હોટલનાં નામ-ઠામ મળી ગયાં, જ્યાં રૂપો તેની રાહ જોવાનો હતો. 'પણ સાહેબ, એને જરા જેટલો શક પડશે તો તમારા હાથમાં નહીં આવે. અને જીવતો છટકી ગયો તો આ હરિશંકર કે ગૌરીશંકરને તમે જીવતા નહીં જુઓ !'

બન્યું પણ એમ જ. લૉજમાં રૂપાના મારથી બેહોશ થયેલો બાતમીદાર બે કલાકે ભાનમાં આવ્યો ત્યારે ઉપરી સાહેબને ખરખરાના ખબર મળ્યા : 'એ હાથતાળી આપીને છટકી ગયો !'

રાત્રે હરિયાને ખબર પડી ત્યારે પોલીસચોકીની દીવાલ સાથે એ માથાં અફાળવા માંડ્યો : 'હું મરી ગયો ! રૂપો હવે મને ચેનથી જીવવા નહીં દે !'

એને ધ્રુસ્કેધ્રુસકે રડતો જોઈને ગૌરીશંકરનું કાળજું પણ ફફડી ગયું : 'ધરમસંકટમાંથી છટકવા જતાં મેં કયાં ડાકુની દુશ્મની વહોરી લીધી ? હવે મારું શું થાશે ?'

*

રૂપાનો ખુન્નસભર્યો ચહેરો જોઈને જ નવાબસિંહ અને લુક્કો સમજી ગયા કે એ છંછેડાઈને આવ્યો છે. હરિયો સાથે દેખાયો નહીં એટલે વહેમ પાકો થયો, છતાં બેમાંથી કોઈ કાંઈ બોલ્યું નહીં.

'આપણે હવે અહીંથી જલદી નીકળી જવું પડશે.' તેની માંજરી આંખોમાં અંગારા પેટાયા : 'હરિયો પોલીસ-કુત્તાના હાથમાં સપડાઈ ગયો છે !'

'હેં !' બંને એકીસાથે ચોંક્યા.

'શું એણે ગદ્દારી કરી !' લુક્કાનો ચહેરો લાલચોળ થવા લાગ્યો.

'ગદ્દારી તો એના સગા ગૌરીશંકરે કરી છે !' રૂપાનો ક્રોધ ભભૂકી ઊઠ્યો, 'હું એ સુવ્વરની ખાલ ઉખેડી નાખીશ !'

નવાબસિંહનો કરચલીવાળો ચહેરો ફિક્કો પડી ગયો. નિસાસો નાખીને તેમણે કહ્યું : 'તહસીલને છોડાવવાની હરેક કોશિશ અવળી જ પડે છે.'

એ નિસાસો રૂપાને કાળજે સુયાની જેમ ભોંકાયો.

'પણ રૂપા, એ બધું બન્યું કેમ ? માંડીને વાત તો કર !' લુક્કાને જાણવાની અધીરાઈ હતી, પણ રૂપાને ત્યાંથી નીકળી જવાની અધીરાઈ હતી.

'એ બધું રસ્તામાં હું કહીશ. પહેલાં અહીંથી ઊપડી જઈએ. બેવકૂફ હરિયો ઇનામની લાલચે પોલીસની મારપીટને વશ થઈ જશે અને કુત્તાઓ પહેલાવહેલા અહીંયાં જ આવશે.'

રૂપાની વાત સાચી ઠરી. પોલીસ આદુ ખાઈને એની પાછળ પડી ગઈ.

એક મહિના સુધી રૂપાને શ્વાસ ખાવાનોય પોરો ન મળ્યો. દરરોજ ઠેકાણાં બદલવાં પડે. ધાડ પાડવાનો મોકો ન મળે. એના બાતમીદારો પણ ગભરાયા હતા. હરિયા પાસેથી પોલીસે બધું જ ઓકાવી લીધું હતું : રૂપાને કોણ આશરો આપે છે, એના બાતમીદારો કયા અને કોણ છે, હથિયારો ક્યાંથી મળે છે, વગેરે.

હરિયો જ્યાં આંગળી ચીંધતો ત્યાં પોલીસ પહોંચી જતી ! રૂપાના બાતમીદારોને પોલીસચોકીનાં ચક્કર કાપવા પડ્યાં. આશ્રિતોને માર ખાવો પડ્યો, ધાકધમકી સાંભળવી પડી. રૂપો એ તરફ આવે તો તાબડતોબ ખબર આપવાની ખાતરી પણ લેવામાં આવી.

અને રૂપો ઉત્તરપ્રદેશ છોડીને મધ્યપ્રદેશ ભાગ્યો. ત્યાંથી રાજસ્થાનમાં સરકી ગયો. માનસિંહના બુઝુર્ગ ભાઈ નવાબસિંહને આ રઝળપાટ આકરી પડી. દિવસ-રાતની એ દોડધામે એમના શરીરને કથળાવી દીધું. રૂપા અને લુક્કાએ ઘણી વાર એમને ખભે ઊંચકીને લઈ જવા પડ્યા. ટોળી પર પોતે બોજ બની ગયા છે એના વસવસાથી નવાબસિંહ ભાંગી પડ્યા : 'મને પડતો મૂકી દો, રૂપા-લુક્કા !' એમણે ઘણી વાર બંનેને સમજાવી જોયા : 'થોડો વખત હું જંગલમાં છુપાઈને રહીશ. પોલીસવાળા એટલી વારમાં હાંફી જશે. હું ત્યાં સુધીમાં સાજો થઈ જઈશ. આવી પરેશાનીમાં મારો ભાર શું કામ વેંઢારો છો તમે ?'

પણ રૂપાને એ મંજૂર નહોતું. દાઉની ગેરહાજરીમાં નવાબસિંહને ભાર સમજીને પરવશ કેમ મૂકી શકે ? પોલીસને જાણ થઈ જાય અને એ ઝડપાઈ ગયા તો ? જિંદગીભરનો ડંખ રહી જાય.

'તાઉ, તમે અમને બોજારૂપ છો એવું ફરી ક્યારેય બોલ્યા છો તો તમને મારા સોગંદ છે !' રૂપાએ ગળગળા અવાજે કહ્યું ત્યારે નવાબસિંહની આંખો ભીની થઈ ગઈ.

પોલીસ તરફથી પરેશાની વધતી ગઈ તેમ રૂપાનું ખુન્નસ ભભૂકવા લાગ્યું. હવે જ્યાં જતો ત્યાં એ કાળો કેર વરતાવતો. ખાખી કપડાંવાળો માણસ દેખાય એટલે ફૂંકી મારતો. હરિયો અને ગૌરીશંકર યાદ આવતા ત્યારે આંખો લાલ થઈ જતી. ગદ્દાર હરિયા સામે બદલો વાળવા માટે ઘાતકીમાં ઘાતકી રીત વિચારતો, ગૌરીશંકરને કાચેકાચો ખાઈ જવાની ઇચ્છા થઈ આવતી.

'લુક્કા, કોઈ પણ ભોગે આપણે હરિયાને હાથ કરવો જોઈએ !'

'પણ એ સુવ્વર પોલીસના પડખામાંથી બહાર નીકળતો નથી.' લુક્કાએ બેચાર ગાળો ભાંડીને ઉમેર્યું : 'એ પહેલાં આપણે પેલા ગૌરીશંકરના બચ્ચાને પકડીએ !'

'ગૌરીશંકરના બચ્ચાને !' રૂપો બબડ્યો અને એ સાથે જ તેના દિમાગમાં ઝબકારો થયો. ગૌરીશંકરને એકનો એક દીકરો છે એવી બાતમી મળેલી તે યાદ આવી : 'લુક્કા, ગૌરીશંકરને

બદલે આપણે એના બેટાને ઉઠાવી લાવીએ. એની પાછળ ગૌરી આવશે અને પછી હરિયો... સાલ્લાઓને છઠ્ઠીનું દૂધ યાદ કરાવી દઈએ !'

'છોકરાને હું ઉઠાવી લાવીશ.' લુક્કાએ બીડું ઝડપી લીધું : 'તહસીલને છોડાવવામાં મદદ કરવાને બદલે એ બેવકૂફ બાપ આપણી વચ્ચે આવ્યો એનું વેર મને વાળવા દે, રૂપા !'

રૂપો થોડી વાર વિચારમાં અટવાયો. એને કાંઈક સૂઝી રહ્યું હતું. લુક્કાએ તહસીલને છોડાવવા વાત ઉચ્ચારી અને એ ખટકો લાગ્યો. છોકરાને ઉઠાવી લાવીને એના બદલામાં ગૌરીશંકર પાસે આ કામ શું કામ ન કરાવવું ? દીકરાનો પ્યાર બાપને ગમે તેવું જોખમી કામ કરવાની ફરજ પાડશે.

'લુક્કા ! છોકરાને આપણે ઉઠાવી લાવ્યા છીએ તેની હોહા ન થવી જોઈએ.' રૂપાએ પોતાની ચાલ સમજાવી : 'ગોર અને ગોરાણીને સાફ ધમકી આપવાની : તમારો બેટો ડાકુઓના કબજામાં છે એની ત્રીજા કોઈને જાણ ન થવી જોઈએ. છોકરો પાછો જોતો હોય તો રૂબરૂ મળી જા અને હવે બદમાશી કરી છે તો છોકરાની લાશ તારા આંગણામાં નાખી જશું.'

'બાપની પાસેથી બાનમાં કાંઈ રકમ માગવી નથી ?'

'ના, લુક્કા ! બદલામાં આપણે તહસીલને છોડાવવા માટે એની મદદ માગવી છે !'

'હજુ તને એના ઉપર ભરોસો છે, રૂપા ?' લુક્કાએ બોદા અવાજે પૂછ્યું : 'તહસીલ માટે આપણે બીજો રસ્તો વિચારીએ તો ? એ બેવકૂફ સાથે સોદાબાજી કરવાનો શું અર્થ ?'

રૂપો ખંધું હસ્યો : 'તું સમજ્યો નહીં. આપણે એની પાસેથી પહેલાં કામ કઢાવી લઈએ. ત્યાં સુધી છોકરો તો આપણા કબજામાં જ રહેશે... જેવું કામ પતી જાય કે બાપ-બેટાનો ખાતમો કરી નાખશું !'

કોણ જાણે કેમ, લુક્કાને આ વાત બહુ જચી નહીં, છતાં તહસીલને છોડાવવા માટેની રૂપાની ધગશ પર એ ટાઢું પાણી રેડવા માગતો નહોતો. તેણે એની વાત મંજૂર રાખી લીધી : 'ભલે, હું એને બરાબર ધમકી આપતો આવીશ.'

'મળવા માટે બે દિવસ પછીનું કહી રાખજે... કહેજે કે પેલા ખેમાને ત્યાં મળવા આવે. છોકરો જોઈતો હોય તો વાયદો પાળે, નહીંતર એના નામનું નાહી નાખે !'

અને લુક્કો રાજારામને લઈ આગ્રા તરફ ઊપડી ગયો.



# ચૌદ

આગ્રા જેલમાં રાતની ચોકી કરીને મળસકે ગૌરીશંકર ઘેર પાછા આવી ડેલી ખખડાવે છે પણ અંદરથી જલદી જવાબ મળતો નથી એટલે અકળાઈને સાદ પાડે છે : 'ગોરાણી, બારણાં કાં ખોલતાં નથી ?' થોડી વાર પછી વધુ મોટેથી હાંક મારે છે : 'અરે, શંભુડાની મા, આજ તારી ઊંઘ ઊડતી કેમ નથી ?'

આખરે ખડકી ઊઘડે છે, પણ ગોર ઉંબરામાં દાખલ થઈને ધણિયાણીનું મોં જોતાં જ ડઘાઈ જાય છે : 'અરે, તને તાવ-બાવ આવ્યો છે કે શું ?' પણ ગોરાણી ફાટી આંખે પાગલની જેમ ધણી સામે મૂંગાંમૂંગાં જોતાં રહે છે. જાણે એક રાતમાં બૈરી બૂઢી થઈ ગઈ હોય તેમ એની કમ્મર વળી ગઈ છે, હાથ ધ્રૂજે છે, પગ પણ ગોઠણથી વાંકા વળી ગયા છે અને ચહેરાના હાવભાવમાં વરસોની બીમારીનો બોજ દેખાય છે.

'તને શું થઈ ગયું ?' ગૌરીશંકરને બીક લાગી, કદાચ ગોરાણી નીચે ફસડાઈ પડશે, એટલે ઝટપટ તેનું કાંડું પકડી ઓસરી તરફ દોરી જઈને ખાટલા પર બેસાડ્યાં : 'તું આમ હેબતાઈ ગયા જેવી કેમ લાગે છે ?'

ગોરાણીના હોઠ ધ્રૂજવા લાગ્યા. તેઓ કાંઈક કહેવા માગતાં હતાં, પણ બોલી શકતાં નહોતાં. ગોરને હવે ફાળ પડી : નક્કી કાંઈક અજુગતું બની ગયું છે...

ગોરાણીના બંને ખભા હચમચાવીને આવેશમાં તેમણે પૂછ્યું : 'જલદી કહે ને, શું બાબત છે ?'

'શં...ભુ !' ગોરાણી માંડ એટલું બોલી શક્યાં, પછી ચોધાર આંસુએ રડતાં બન્ને હાથે

મોંને ઢાંકી દીધું. 'શું થયું શંભુને ?' ગૌરીશંકરને એકના એક દીકરા માટે ફડકો પડ્યો હોય તેમ ઊઠીને અંદર દોડી ગયા. થોડી વારે હાંફળા-ફાંફળા થતા પાછા ઓસરીમાં ધસી આવ્યા : 'ગોરાણી, શંભુ તો અંદર નથી ! ક્યાં ગયો મારો દીકરો ? શું થયું એને ?'

જાત-જાતની અમંગળ શંકા-કુશંકા મગજમાં ઘૂમરાવા લાગી ત્યારે ગૌરીશંકર ગોરાણીની ખામોશી સહી શક્યા નહીં. ધીરજ ખૂટી ગઈ હોય તેમ રડતાં ગોરાણીનો ચોટલો પકડ્યો-ખેંચ્યો અને ત્રાડ નાખી : 'શું કરી નાખ્યું તેં મારા બેટાને ? બોલ, નહીંતર...'

અને ક્રોધના આવેશમાં બૈરીના બરડા પર તેમણે એક ઢીકો મારી લીધો. હવે ગોરાણીને ખ્યાલ આવ્યો કે જે વાત ધણીને કહેવા માટે પોતે આખી રાત થરથર ધ્રૂજતી જાગતી રહી હતી, તે હજુ સુધી કહી શકી નહોતી. એકાએક એમની આંખોમાં આંસુ સુકાઈ ગયાં. રૂંધાયેલા કંઠે માંડમાંડ તેણે કહી દીધું, 'શંભુને રૂપાના સાથી ઉઠાવી ગયા !'

'હેં !' કહેતાંક ને ગૌરીશંકરનું મોં ફાટી રહ્યું. હૈયું ભીંસાઈ રહ્યું હોય તેમ બંને હાથ છાતી પર દાબીને તેઓ ખાટલા પર ફસડાઈ પડ્યા. પછી મોટેથી પોક મૂકીને રડવા જતા હતા ત્યાં બૈરીએ તેના મોં પર હાથ દાબી દીધો : 'નહીં, કોઈને જાણ થવા દેશો નહીં !' ગોરાણીએ વધુ જોરથી મોં પર હાથ દાબીને ઉમેર્યું : 'નહીંતર આપણો એકનો એક દીકરો જાનથી જાશે !'

ગળા સુધી આવેલા રુદનને ભીતરમાં પાછું ઠેલતાં બહુ કષ્ટ પડ્યું ગોરને... હવે એમને ખ્યાલ આવ્યો કે ગોરાણીને કેટલું વસમું લાગ્યું હશે, છતાં આખી રાત મૂંગા મોંએ એને ઘરમાં જ બેસી રહેવું પડ્યું હશે. કોઈને કહેવાય નહીં અને સહેવાય નહીં એવી હાલત થઈ ગઈ.

ઘણી વાર સુધી ધણી-ધણિયાણી એકબીજા સામે વેદનાભરી નજરે જોતાં બેસી રહ્યાં. શંભુને કોણ કઈ રીતે ઉપાડી ગયું એ બધું જાણી લેવાની ગૌરીશંકરને અધીરાઈ હતી, ગોરાણી પણ મનનો ઊભરો ઠાલવવા બેબાકળાં બન્યાં હતાં, છતાં બેમાંથી કોઈની જીભ ઊપડતી નહોતી. બંને સૂનમૂન બની ગયાં હતાં.

'ક્યા...રે બન્યું ?' ઘણી વારે ગોરે પૂછ્યું.

'તમે ગયા પછી થોડી વારે.'

'કેટલાક જણા આવ્યા'તા ?'

'બે જણા.'

'શંભુ ઘરમાં હતો ?'

'હા, એણે જ ખડકી ઉઘાડી.' ગોરાણી હાંફતી છાતીએ બોલતાં ગયાં : 'પેલા બેય જણા અંદર આવી ગયા પછી એકે અમારી સામે બંદૂક તાકી, બીજાએ ખડકી વાસી દીધી...'

'પછી ?'

'શંભુ ચીસ પાડવા ગયો, પણ એક જણાએ તેને કાંઠલેથી પકડી થપાટ મારીને મૂંગો

કરી દીધો : ખબરદાર ! જરાય અવાજ કરશો તો બંને જણાં જીવથી જાશો - એમ કહીને એકે શંભુની પીઠ પર બંદૂકની નાળ દબાવી. મારો જીવ અધ્ધર થઈ ગયો : તમારે જે જોઈતું હોય તે લઈ જાઓ, પણ છોકરાને છોડી દ્યો - એવી આજીજી કરી ત્યારે એણે કહ્યું : અમે એને લઈ જવા આવ્યા છીએ. રૂપાએ કહેવડાવ્યું છે કે છોકરો જીવતો પાછો જોઈતો હોય તો બે દિવસ પછી એના બાપે આ ઠેકાણે આવીને લઈ જવો.'

'કયા ઠેકાણે ?' ગોરનો શ્વાસ રૂંધાતો જતો હતો.

ગોરાણીએ સાડલાના છેડે બાંધેલી કાગળની એક ચબરખી ધણીના હાથમાં રાખી દીધી : 'આમાં ઠેકાણું લખ્યું છે.'

ધ્રૂજતા હાથે કાગળ પકડીને આંસુભરી આંખે ગોરે ઠેકાણું ઉકેલ્યું : 'ગામનું નામ જાણીતું હતું. ખેમા રાજપૂતના ખેતરમાં મળવાનું હતું !

'પણ બેટાના બદલામાં શું માગણી કરી એમણે ?' ગોરે અકળાવનારો સવાલ પૂછી નાખ્યો : 'કેટલા રૂપિયા બાનમાં માગ્યા છે ?'

'એ તમને રૂબરૂ કહેશે !' ગોરાણીથી ડૂસકું નંખાઈ ગયું : 'મને તો ધમકી આપતા ગયા કે આ વાત તમે બે જણાં સિવાય ત્રીજાને કાને પડવી ન જોઈએ... નહીંતર છોકરાની લાશ જોશો !'

ગોરે નિસાસો નાખ્યો : 'હરામખોર હરિયાના પગલે આ બધી ઉપાધિ થઈ...'

'એમાં તમારો વાંક પણ ઓછો નથી !' શંભુની માએ પહેલી વાર ધણી સામે ફૂંફાડો માર્યો : 'શંભુડાને જેલચોકીએ દોડાવીને ડાકુના ખબર શું કરવા આપ્યા ? દીકરા કરતાંય તમને ઇનામ વહાલું લાગ્યું ! જાઓ, હવે લઈ આવો મારા શંભુડાને પાછો !'

ફરી સન્નાટો છવાઈ ગયો. મગજ બહેર મારી જાય એવી આફત ત્રાટકી પડી હતી. રૂપાએ દીકરાના બદલામાં કોઈ રકમ માગી નહોતી, તો પછી એ શું સોદો કરવા માગતો હશે ? તહસીલને છોડાવવા માટે મારો સાથ ?

મંદિરનો ઘંટ સંભળાયો ત્યારે ધણી-ધણીયારી સળવળી ઊઠ્યાં : સવાર પડી ગઈ ! શું કરવું એ બેમાંથી કોઈને સૂઝતું નહોતું. પાડોશીઓને શંભુની ગેરહાજરીની જાણ થઈ જશે અને પૂછપરછ શરૂ થશે તો શું જવાબ આપશું ? ગૌરીશંકર વારેવારે કાગળની પેલી ચબરખીમાં લખેલું ઠેકાણું વાંચી લેતા અને નિસાસો નાખીને ફરી વિચારે ચડી જતા.

'હવે ક્યાં સુધી આમ હાથ જોડીને બેસી રહેશો ?' ગોરાણીએ ધણીને હિંમત આપવાના રણકા સાથે કહ્યું : 'હમણાં જ ઊપડી જાઓ... છોકરાના બદલામાં જે માગે તે આપવાનું કબૂલ કરીને પાછો લઈ આવો એને !'

'ગોરાણી, રૂપો માનસિંહના બેટા તહસીલને જેલમાંથી છોડાવવા માગે છે. હરિયાને એણે એટલા માટે જ મારી પાસે મોકલ્યો હતો.'

ગોરાણી સમજી ગયાં કે ધણીને નોકરી જવાની ફિકર સતાવે છે : 'એ કહે તેમ કરવાની હા પાડો. તમારાથી થાય એટલો સાથ આપો.'

'તું આમ કહે છે ?'

'હા, શંભુની મા આમ કહે છે !' ગોરાણી હવે દોર પોતાના હાથમાં રાખવા માગતાં હતાં : 'નોકરી જાશે તો ગમે તેમ રોટલો રળી લેશું. બ્રાહ્મણ છીએ - લોટ માગીને ગુજારો કરી લેશું, પણ દીકરો ગુમાવ્યો તો બીજો નહીં મળે !'

'ભલે !' ગોરને બૈરીની વાત ગળે ઊતરી ગઈ : 'આજ સાંજે જ હું નીકળી જાઈશ. જેલમાં રજા લખાવીને નીકળીશ.'

'તમારે હજી સાંજનું મૂરત જોવું છે !' ગોરાણી છંછેડાયાં : 'અત્યારે ને અત્યારે જ બહાર નીકળી જાઓ... કોઈ પૂછશે તો કહીશ કે મારા ભાઈને ત્યાં ગયા છે. શંભુને પણ સાથે લઈ ગયા છે.'

અને એક વધુ નિસાસો નાખીને ગોર ઊભા થઈ ગયા. મનમાં તો ઊંડેઊંડે થતું હતું કે આ વાતની પોલીસને જાણ કરતો જાઉં, પણ બૈરીની બીકે એ ઇરાદાને જીભ પર લાવી ન શક્યા - બિચારા !

*

રૂપો જાણતો કે ખેમાના ખેતરે ગૌરીશંકરને બોલાવવામાં થોડુંક જોખમ છે, પણ મેનાના મેળાપ માટે તલસતા મનને તે વારી શક્યો નહીં. હમણાંહમણાં રાતે નીંદર આવતી નહીં. વારેવારે મેનાનું મુખ આંખોમાં સમાઈ જતું. એની તીખી જીભ, મારકણી આંખો, ઊછળતું જોબન અને મસ્તીખોર મિજાજ યાદ કરીને રૂપો બેચેન બની જતો. ઓરતની કાયા માટેની આવી તરસ તેણે પહેલાં ક્યારેય અનુભવી નહોતી. ધણીને છોડીને ભાઈને ઘેર રહેવા આવેલી મેના પણ પોતાના ઉપર વારી ગઈ છે - જોબન લૂંટાવી દેવા તૈયાર થઈ છે, પછી શા માટે આ વસમો વિરહ વેઠવો ?

એટલે જ ગૌરીશંકરના છોકરાને લઈ રૂપો ખેમાને ખેતરે જવા તૈયાર થયો હતો. લુક્કા અને રાજારામે સાથે આવવા કહ્યું ત્યારે તેણે મક્કમપણે ઇન્કાર કરી દીધો હતો : 'આ કામમાં ઝાઝાની જરૂર નથી, તમે તાઉનું ધ્યાન રાખજો, હું એકલો જ જાઉં છું.'

ગૌરીશંકરના શંભુડાએ પહેલા દિવસે તો બહુ ઉધામા કર્યા, દયા આવી જાય એટલી હદે એણે રોકકળ કરી, માથાં પછાડ્યાં, 'મારા બાપુ પાસે લઈ જાવ - મા પાસે લઈ જાવ - મને જવા દ્યો...' એવી લાખ આજીજીઓ કરી, ન ખાવાની હઠ લીધી, પાણી પીવાની સુધ્ધાં ના પાડી દીધી, છતાં રૂપાને એની કોઈ અસર થઈ નહીં : 'ભૂખ કોઈની મા થતી નથી, તરસ કોઈની માસી થતી નથી. એક રાત વીતશે એટલે ઠેકાણે આવી જશે.'

બીજા દિવસે નમતા પહોરે રૂપો બાર વરસના એ છોકરાને પોતાની આગળ ઊંટ પર

બેસાડી મેનાને ગામ જવા ઊપડ્યો, એ પહેલાં માનસિંહના મોટા ભાઈ નવાબસિંહે તેને ચેતવ્યો હતો, 'રૂપા, છોકરાનો બાપ કોઈ દગો ન કરે એ જોજે... તહસીલને છોડાવવા માટે તું મરણિયો થયો છે. સંભાળજે.'

'તમે ફિકર ન કરતા.' રૂપાએ રોજની માફક ધરપત આપીને ઉમેર્યું: 'દગો કરવાનું ગૌરીશંકરનું હવે ગજું રહ્યું નથી. એકના એક દીકરાને ખાતર એ આપણો ગુલામ બની જશે !'

ચંબલની કોતરો વટાવ્યા પછી રૂપાએ શંભુને તાકીદ કરી : 'છોકરા, તારા બાપ પાસે પહોંચવું હોય તો રસ્તામાં જરા ચૂં કે ચાં કરતો નહીં.' એનો જવાબ આપવાની પણ બાર વરસના છોકરાએ હિંમત કરી નહીં, કારણ કે રૂપાના પોલાદી હાથની થપાટ એ ખાઈ ચૂક્યો હતો.

સૂરજ આથમ્યા બાદ રૂપો ખેમાને ખેતરે પહોંચ્યો. તેની સાથે છોકરાને જોઈને ખેમો અને એની બહેન મેના બંને સમજી ગયાં કે રૂપો કોઈનું છોકરું બાનમાં ઉઠાવી લાવ્યો છે. રૂપાને જોઈને મેનાના અંગે-અંગમાં રોમાંચક ધ્રુજારી પ્રસરી ગઈ, પણ તેના ભાઈ ખેમાને રૂપાનું આગમન ખટક્યું. ગયા વખતે મેનાના ધણીએ હોહા કરી મૂકેલી તેથી પોલીસચોકીમાં પોતાને જવું પડ્યું હતું. રૂપો એના ઘરમાં આખો દિવસ પડ્યો રહ્યો છતાં પોલીસને એની બહેને બાતમી કેમ ન પહોંચાડી એવા સવાલ-જવાબ થયા હતા. 'અંદરખાનેથી તું ડાકુ સાથે ભળેલો છે' એવો આક્ષેપ પણ સાંભળવો પડ્યો હતો. 'ફરી વાર આવું થશે તો સળિયા પાછળ ધકેલી દેશું' એવી ધમકીય ફોજદારસાહેબે સંભળાવી હતી. અને એથી પણ વધુ વસમી લાગે એવી વાત તેના કાને એ પડી કે રૂપાને તારી બુહેન સાથે નાતો બંધાયો છે. ખેમો ત્યારે સમસમી ગયેલો.

તેણે મેનાને ઘણું સમજાવી : ડાહી થઈને તારે સાસરે જા. તારો ધણી અકરમી છે એથી શું થઈ ગયું ? મારે ત્યાં ક્યાં સુધી પડી રહીશ... પણ મેનાએ ભાઈનું મોં તોડી લીધું : ચાહે તો તું મારું ગળું દાબી દે, પણ હું પાણી વગરના આદમીને ઘેર પાછી ફરવાની નથી. અહીં રહીને હું ક્યાં તને ભારે પડું છું ? ખેતરમાં કામ કરું છું, તારા રોટલા ઘડી દઉં છું અને બૈરી વગરનું તારું ઘર સંભાળું છું - ભાઈ, હું તને ભારે નહીં પડું.

ખેમો બહેનનો હઠીલો સ્વભાવ જાણતો હતો અને તેને બળજબરીથી સાસરે મોકલવા મન માનતું નહોતું, છતાં તેણે ગામમાં ચાલતી વાત મેનાને કાને નાખી.

'બીજું તો કાંઈ નહીં, મારે વાર-તહેવારે બહાર જવું પડે. ખેતરમાં તું એકલી હો અને મારે ત્યાં અનેક મરદોનો આવરો-જાવરો થયા કરે.'

'ખેમાભાઈ, તું ગોળગોળ બોલવું રહેવા દે.' મેનાએ વાતનો મતલબ પકડી લીધો : 'તું તારી બહેનને ઓળખે છે, કોઈ મરદ મારા પર બળજબરી નહીં કરી શકે એ તું જાણે છે, છતાં આવું ઢીલુ-પોચું કેમ બોલે છે ? ગામના લોકો ભલે ફાવે તેમ બોલે !'

ત્યારે ખેમાને ખટકતી વાત આપોઆપ જબાન પર આવી ગયેલી : 'મેના, તે દિવસે રૂપાની તેં બહુ સરભરા કરી, પણ પોલીસની આંખે ચડવું આપણને પોસાય નહીં. ડાકુથી ઓરતોએ થોડાં આઘાં રહેવું સારું.'

'તે હું ક્યાં તારા રૂપાને બોલાવવા ગઈ'તી !' મેનાએ મેણું માર્યું : 'આજ દી લગી તો તું માનસિંહનાં વખાણ કરતાં થાકતો નહોતો, ડાકુ સાથે દોસ્તી રાખવાના ફાયદા કહી સંભળાવતો હતો અને હવે એકાએક તને એ આઘા રાખવા જેવા કેમ લાગવા માંડ્યા, ભાઈ !'

'હું તો તારી વાત કરતો હતો.' ખેમો બોદા અવાજે બોલીને ચૂપ થઈ ગયો. તેને વાત વધારવામાં સાર ન દેખાયો. મેનાના ધણી સાથે છેડો ફાડીને તેને માટે બીજું ઘર ગોતવા સિવાય બીજો કોઈ ઇલાજ નથી એમ માની તેણે એ દિશામાં પ્રયાસો પણ શરૂ કરી દીધા અને ત્યાં રૂપો ટપકી પડ્યો.

દૂરથી ખેતરમાં દાખલ થતા રૂપાને જોઈને મેનાએ દાઢમાંથી કહ્યું : 'ભાઈ, એને કહી દ્યો, આપણે ત્યાં રાતવાસો ન કરે. વળી મારે એની સરભરા કરવી પડશે, રોટલા ટીપવા પડશે.'

પણ રૂપાને જોતાં જ ખેમાનું ખમીર ટાઢું પડી ગયું : 'આવો-આવો, મહારાજ !' કહીને હસતા મોંએ તેને આવકાર આપી ખાટલે બેસાડ્યો. સાથે આવેલા છોકરા તરફ નજર નાખીને ઉમળકો દેખાડવો પડ્યો : 'આજ ઘણા વખતે ભૂલા પડ્યા !'

'શું ખબર છે કુત્તાઓના ?' રૂપાએ આગતાસ્વાગતા તરફ ધ્યાન આપવાને બદલે પોલીસના ખબર પૂછ્યા : 'હમણાં આ તરફ આપણા માટે પૂછપરછ કરવા આવેલા કે ?'

ખેમાને બહાનું મળી ગયું : 'હમણાંહમણાં પરેશાની વધી ગઈ છે.' પછી પેલા છોકરા તરફ જોઈને મૂંગો થઈ ગયો. રૂપો સમજી ગયો એટલે તેણે પેલાને કહ્યું : 'શંભુડા, જા, અંદર જઈને વાળુ કરી લે.'

એ ગયો એટલે ખેમાએ વાત આગળ વધારી : 'હરિયો પકડાઈ ગયો ત્યારથી પૂછપરછ કરીને પોલીસ તંગ કરી રહી છે. હમણાં સાવધ રહેવું સારું.' પછી હળવેકથી પૂછી લીધું : 'આ છોકરો કોનો છે, મહારાજ ?'

રૂપાની માંજરી આંખોમાં અણગમો ઊછળી આવ્યો, પણ ખેમા પર ખફા થવાનું અજુગતું લાગ્યું. એની બહેન સાથે મેળાપ ચાલુ રાખવો હોય તો ખેમાને પણ રાજી રાખવો પડે. છોકરા અંગેનો જવાબ ગળી જઈને રૂપાએ થેલામાંથી એક બાટલો કાઢ્યો : 'લે, વાળુ પહેલાં જરા ''ટેસ'' કરી લઈએ.'

બાટલી જોઈને ખેમાના લોહીમાં ઝણઝણાટી થવા લાગી. હોઠ પર જીભ ફેરવતાં તેણે તારીફ ઉછાળી :

'બાટલી પર છાપ તો નવી જાતની દેખાય છે. વાહ, મહારાજ ! આજે મહેફિલ જામી જવાની.'

પણ રૂપાનું ધ્યાન રાંધણિયામાં ચૂલો સળગાવતી મેના પર હતું. અગાઉથી બધું વિચારીને જ આવ્યો હતો. ખેમાને સારી પેઠે 'છાંટોપાણી' કરાવીશ એટલે મેના સાથે રાત-આખી માણવા

મળશે. ખેમાની પાછળ સામેવાળી ઝૂંપડીમાં જતાં પહેલાં તેણે મેનાને ટકોર કરી : 'પેલા છોકરા પર નજર રાખજે અને રોટલા પીરસવા આવ એ પહેલાં એને ઊંઘાડી દઈ બારણું વાસવાનું ભૂલતી નહીં.' ખેમો આગળ નીકળી ગયો છે એની ખાતરી કરીને તેણે મેના સામે એક માદક સ્મિત ફેંક્યું : 'તારા માટે ઊંચી જાતનું અત્તર લેતો આવ્યો છું.'

અત્તરની ખુશબોથી જાણે તબિયત તર થઈ હોય તેમ મેના મીઠું હસી અને હસતાં-હસતાં તેની આંખ એવી રીતે મીંચાઈ ગઈ કે જાણે પ્યારનો સંકેત પાઠવી દીધો.

*

મેનાના ભાઈ ખેમાને જાણી-કરીને વધુપડતું પિવડાવી દીધું હતું. અર્ધું ખાધું-ન-ખાધું ત્યાં એનો બકવાસ શરૂ થઈ ગયો. એની હાજરીમાં જ રૂપો મેના સાથે આંખમીંચોલી ખેલતો રહ્યો. ખેમાને શરાબનું ઘેન ચડતું હતું ત્યારે રૂપા અને મેનાની આંખોમાં વાસનાનાં વાદળ ઘેરાવા લાગ્યાં. બંને ઇચ્છતાં હતાં કે ખેમો જલદી ખાટલા-ભેગો થઈ જાય તો જોઈતું એકાન્ત સાંપડી જાય.

એમને બહુ વાટ જોવી ન પડી. એકી કરવા ઝૂંપડીની બહાર ગયેલો ખેમો ખુલ્લામાં પાથરેલા ખાટલા પર જ ઘોંટાઈ ગયો અને રૂપાએ ઝૂંપડીનું બારણું અંદરથી વાસી દીધું. બે તરસ્યા જીવ એકમેકના આલિંગનમાં પ્યાસ બુઝાવવામાં લીન થઈ ગયા. પવન બહાર સુસવાટા મારતો હતો. ઝાડની ડાળીઓ એકબીજા સાથે ઘસાતી ત્યારે પાંદડાંનો હળવો ચિત્કાર વાતાવરણ ખળભળાવીને શમી જતો. કૂતરાં નિયમ મુજબ ભસીને ફરી શાંત થઈ જતાં. આઠમનો અર્ધો ચંદ્રમા ખુલ્લામાં ખાટલા પર સૂતેલા ખેમા પર હસતો હોય તેમ મલકતો હતો.

મગજ પરથી શરાબનું ઘેન ઓસરી ગયું ત્યારે અચાનક ખેમાની આંખો ઊઘડી ગઈ. ભસતાં કૂતરાંને ગાળો દઈ એ પડખું ફરીને ઊંઘી જવા ગયો ત્યાં ઝૂંપડીમાંથી ખિલખિલાટ હાસ્યનો રણકો તેના કાને અફળાયો. નશાની અસર તો નથી તેની ખાતરી કરવા બેઠા થઈને તેણે બેચાર વાર માથું હલાવી જોયું. વાસ્તવિકતાએ તેના કાળજે ચીંટિયો ભરી લીધો. સ્ત્રી અને પુરુષના અવાજ એકબીજા સાથે વીંટળાઈ ગયા હોય તેનો ખ્યાલ આવતાં જ મગજમાં આગ ભભૂકી ઊઠી. ઊંઘ ધુમાડાની જેમ ઊડી ગઈ.

છલાંગ મારીને એ ઝૂંપડી પાસે પહોંચ્યો. મુઠ્ઠી વાળીને બારણાં પર કાન ધર્યા. પોતાની બહેનનાં અંગો પર રૂપાની આંગળીઓ ગલગલિયાં કરતી હોય અને પેલી ખિલખિલાટ હસતી ઊછળકૂદ કરતી હોય એવો આભાસ થયો. ખેમાને બારણાં પર પાટુ ફટકારવાની ઇચ્છા થઈ એવી જ દબાઈ ગઈ.

તો શું કરવું ?

રૂપાનો સીધો સામનો કરવાનું તેનું ગજું નહોતું : જેનો મહેમાન બન્યો એની જ બહેન પર દાનત બગાડી, નીચ !

હોઠ કરડતો એ ફરી ખાટલા પર જઈ બેઠો. આ વાતનો આંચકો પચાવી જવા માટે થોડો સમય લીધો. પછી સ્વસ્થ થઈને તેણે બદલો લેવાના પેંતરા વિચારવા માંડ્યા.

ચાંદનીના અજવાળામાં ફરતી નજર દૂર ખોરડા પર પડી. ત્યાં સૂતેલો બ્રાહ્મણનો છોકરો યાદ આવ્યો. રૂપો એનો બદલો લેવા માટે ઉઠાવી લાવ્યો હતો. હું એને અહીંથી ભગાડી મૂકું તો કેમ ?

એ ઊઠ્યો. ખોરડા તરફ આગળ વધ્યો અને અર્ધે પહોંચીને ફરી અટકી ગયો : 'એમાં મને શું ફાયદો ? એથી બદલો કઈ રીતે લીધો ગણાય ?'

તો પછી ?

પોતે કાંઈ જાણતો જ નથી એમ સવાર પડવા દેવી. એ છોકરાનો બાપ અહીં આવશે ત્યાં લગી રૂપાને રોકાવું જ પડશે. પોલીસને જાણ કરીને એને ઝડપાવી દઉં તો ?

એ વિચાર બંધબેસતો લાગ્યો. સવારે કાંઈક બહાનું કાઢીને ગામમાં જાઉં. અત્યારે જઈશ તો રૂપાને મારા પર કદાચ વહેમ આવશે. તેને બદલે છોકરાનો બાપ આવ્યા પછી પોલીસ આવી ચડે એવું કાંઈક ગોઠવું તો ?

ખેમાને પોતાની અક્કલ પર અભિમાન થયું, છતાં એક ફડકો તો રહેતો જ હતો : રૂપો પકડાઈ જાય પછી પણ તેના સાથીઓને જાણ થવી ન જોઈએ કે આમાં મારો હાથ છે !

અને બધું બરાબર ગોઠવી લેવા માટે તે ખાટલામાં આડો પડ્યો. આકાશમાં હસતા ચંદ્રમા સામે મલકીને તે વિચારે ચડી ગયો.

*

સવારે મેના તેના ભાઈ સાથે નજર મિલાવી શકી નહીં. શિરામણ વખતે ખેમાએ વાત ઉચ્ચારી :

'રૂપા મહારાજ, આ છોકરાનો બાપ આજે નક્કી આવવાનો ?'

'હોવે !' રૂપો રાતે માણેલી મજાના કેફમાં બોલતો હતો : 'હમણાં જ આવ્યો સમજો ને.'

'પણ આમ ખુલ્લી રીતે એને અહીં બોલાવવામાં હું પોલીસની આંખે નહીં થાઉં ?'

'આપણા ત્રણ સિવાય કોને આની ખબર પડવાની ?'

'કેમ, છોકરાને લઈને એનો બાપ પાછો ફરશે ત્યારે એ ચાડી નહીં ખાઈ જાય !'

રૂપો લૂખું હસ્યો. થોડી વાર ખામોશ રહીને તેણે કહ્યું : 'તારે હવે પોલીસ-કુત્તાઓથી ડરવાની જરૂર નથી.'

'કે...મ !'

'કારણ કે થોડા દિવસમાં તારેય ચંબલ પકડવાની છે !' રૂપાને ખેમાના ચહેરા પર ઘૂંટાતું આશ્ચર્ય જોવાની મજા પડતી હોય તેમ એ મરક્યો : 'તું હવે મારો સાળો થવાનો, ખેમા !'

ખેમાને જાળ તો લાગી, પણ એ દેખાવા દીધું નહીં : સાલ્લો, મારો બનેવી બનવાની વાત એવી ઢબે કરે છે, જાણે હું પૂંછડી પટપટાવતો એનો પાળેલો કૂતરો હોઉં !

'શું વિચારમાં પડી ગયો, ખેમા !' રૂપાએ બનેવીપણું બજાવ્યું : 'આ ખુશખબર સાંભળીને તારે તો ખુશ થવું જોઈએ !'

'એ તો બરાબર...' ખેમો અપમાન ગળી જઈને બોલ્યો : 'તો નુકસાન જ વેઠવું પડે !'

'તારી જમીન-જાયદાદ ?' રૂપો વ્યંગમાં બોલ્યો : 'કેટલી કિંમત ઊપજવાની એની ? વધુમાં વધુ સાત-આઠ હજાર ને ?'

'ગયા વરસે જ એની નવ હજારમાં માગણી થઈ હતી, પણ જમીન વેચવાનો વિચાર જ ક્યાં હતો ?' ખેમો પોરસ કરવા ગયો અને રૂપાએ તેને ઝડપી લીધો.

'તો જા, આઠ-નવ જે મળે તેમાં સોદો કરી નાખ !'

ખેમો ડોળા ફાડીને રૂપા સામે જોઈ રહ્યો : આ ડાકુ એના મનમાં સમજે છે શું ? બહેન સાથે છિનાળું કર્યું અને હવે જમીન પણ વેચાવી દેવા માગે છે ! બહુ સફાઈ કરે છે, પણ હું જ એનો સોદો કરી નાખું છું કે નહીં એય એ જુએ !

'કેમ ઊઠ્યો ?' ખેમો ઊભો થયો એટલે રૂપાએ પૂછ્યું.

'જોઉં તો ખરો !' ખેમાને હવે બહાનું મળી ગયું : 'પેલાને જમીન ખરીદવાની અત્યારે ગરજ છે કે નહીં ? દાણો દાબતો આવું.'

રૂપાને આ વર્તન વિચિત્ર તો લાગ્યું, પણ મેનાનો ભાઈ માની ગયો એની ખુશાલીમાં બીજો કોઈ વહેમ જાગ્યો નહીં.

મેના બપોરના રોટલા ઘડતી હતી ત્યાં કૂતરાં ભસવાનો અવાજ સાંભળીને એ ઊઠી. જોયું તો ખરેખર શેઢે એક અજાણ્યો માણસ ઊભેલો દેખાયો. જઈને તેણે રૂપાને વાત કરી : 'છોકરાનો બાપ લાગે છે !'

રૂપો આળસ મરડતો ખાટલા પર બેઠો થયો : 'તું એના છોકરાને ઘરમાં પૂરી રાખજે. હું બાપને સામી ઝૂંપડીમાં લઈ જાઉં છું.' પછી ઊભા થઈને તેણે મેનાને સાવધ કરી : 'નજર ચકોર રાખજે. એ ભામટાની પાછળ પોલીસવાળા હોય તો મને ચેતવી દેજે.'

અને મેના અંદર ચાલી ગઈ.

'જે હોય તે આવી જાઓ !' રૂપાએ હાંક મારી. ગૌરીશંકરને એણે ક્યારેય જોયો ન હતો, છતાં દીકરાને લેવા આવેલા બાપની સૂરત પરથી એ તેને પારખી ગયો. લંગડાતી ચાલે નજીક આવીને તેણે હાથ જોડ્યા : 'હું... ગૌરીશંકર !' પછી આજુબાજુ જોઈને રોતલ અવાજે ઉમેર્યું : 'મારો શંભુ ક્યાં ?'

રૂપાએ માંજરી આંખો દ્વારા તેના પર ગુસ્સો ઉછાળી સામેની ઝૂંપડી તરફ આંગળી ચીંધી ત્યારે એ બિચારો સાચું માની રઘવાયાની જેમ દીકરાને મળવા દોડી ગયો. રૂપો પાછળ આવતો હતો તેનો પણ એને ખ્યાલ ન રહ્યો !

ઝૂંપડીમાં કોઈ ન દેખાયું ત્યારે હતાશ ચહેરે તે બહાર નીકળવા ગયો, પણ સામે રૂપાને કતરાતો ઊભેલો જોઈને એ ધ્રૂજી ઊઠ્યો. કાંઈ પૂછે-કરે એ પહેલાં તો એના જડબા પર રૂપાની જોરદાર થપાટ વીંઝાણી અને ગૌરીશંકર ગાલ પંપાળતો નીચે બેસી ગયો.

'સુવ્વર ! આગ્રામાં હરિયા મારફત મળવા બોલાવ્યો ત્યારે પોલીસને ચાડી ખાઈ આવ્યો !' કહેતાં રૂપાએ તેના પડખામાં પાટુ મારી અને ગૌરીશંકર ગલોટિયું ખાઈ ગયો. રૂપાએ બીજી લાત મારવા પગ ઉપાડ્યો ત્યારે પેલાએ તેના બંને પગ પકડી લીધા, 'મારો કાંઈ વાંકગનો નથી, ભાઈસા'બ !' પોક મૂકીને તે રડવા લાગ્યો : 'આ બધાં હરિયાનાં કામ છે. એ જ તમને પકડાવવા માટે પોલીસ હારે ભળી ગયો.'

રૂપાએ વાળ પકડીને તેને ઊંચો કર્યો : 'સુવ્વર ! મારી સાથે બનાવટ કરે છે ?' અને ફરી તેને ભોંય પર પછાડ્યો.

'હું સાવ સાચું કહું છું, મારા બાપ !' ગૌરીશંકરે ચોધાર આંસુએ રડતાં પહેરણ નીચેથી જનોઈ બહાર કાઢી : 'આ જનોઈના સોગન ખાઈને કહું છું !'

ત્યારે રૂપાએ વધુ મેથીપાક ચખાડવાનો ઇરાદો માંડી વાળ્યો. તેના દાંત ભીંસાયા : શું હરિયાએ ગદ્દારી કરી ?

થોડી વાર સુધી ગૌરીશંકર રોતો-કકળતો બેસી રહ્યો ત્યારે રૂપાએ મૂળ વાત શરૂ કરી : 'તારે છોકરો જોઈએ છે ?'

'હા, બાપલા !'

'જીવતો ?'

'હા, બાપલા !'

'તો મારું કહ્યું કરીશ ?'

'જે કહેશો તે કરીશ, બાપલા !'

પાળેલા પોપટની જેમ ગૌરીશંકર જવાબ આપતો હતો.

'આગ્રા જેલમાંથી તહસીલને છોડાવવા માટે મદદ કરીશ ?'

'મેં તો હરિયાને ત્યારે પણ હા પાડી હતી !'

હવે રૂપાનો ગુસ્સો ઓસરવા લાગ્યો. તેને થયું કે એક વાર આ બાપને તેના દીકરાનું મોં દેખાડી દઉં, પછી પાકું કરી નાખીશ. ઝૂંપડીનું બારણું બહારથી વાસી દેતાં તેણે કહ્યું : 'તું અહીં બેસ, હું તારા છોકરાને લઈને આવું છું.'

ગૌરીશંકરના ઝંખવાયેલા ચહેરા પર ઝગમગાટ થઈ ગયો. આટલી સહેલાઈથી કામ પતી જશે એવું તેણે માન્યું ન હતું. મનમાં ફરી કપટ જાગ્યું : 'છોકરો મળી ગયા પછી જોયું જાશે !'

પણ રૂપો જરાક આગળ વધે છે ત્યાં મેના દોડતી આવી. તેના ચહેરા પર ગભરાટ હતો : 'મને વહેમ પડે છે.'

'શેનો ?'

'પોલીસનો એક બાતમીદાર હમણાં જ સાઇકલ પર આ બાજુ નીકળ્યો હતો. ખેતરની હિલચાલ નિહાળતો હોય તેમ ત્રાંસી નજરે જોતો હતો.'

અને રૂપાનું ખુન્નસ સળગી ઊઠ્યું. તત્કાલ ફેંસલો કરી લીધો હોય તેમ તેણે મેનાને કહ્યું : 'તું છોકરાને અહીંયાં લઈ આવ. મારે હમણાં જ ભાગી છૂટવું જોઈએ.'

અને ગૌરીશંકર પર રોષે ભરાતો એ ઝૂંપડી તરફ પાછો ફરી ગયો.



# પંદર

પોલીસટુકડીએ ખેમાના ખેતરને ઘેરી લીધા પછી ઉપરી સાહેબ અને ચાર હથિયારધારી પોલીસો ઝાડની આડશ લેતા હળવેહળવે સરકતા અંદર આવ્યા. મેના કંઈ જ જાણતી ન હોય તેમ ઝૂંપડીમાં આડી પડી હતી. ખખડાટ સંભળાયો એટલે તેણે સૂતાંસૂતાં જ હાંક મારી : 'કોણ, ખેમાભાઈ આવી ગયો ?'

છતાં જવાબ ન મળ્યો એટલે આળસ મરડતી બહાર આવી. પોલીસ-ઉપરીને જોઈને હેબતાઈ ગઈ હોય તેમ ઝટપટ કપડાં ઠીકઠાક કરવા લાગી : 'ભાઈ તો ઘેર નથી.'

ઉપરી સાહેબે ચહેરા પર કરડાકી લાવી નાકે આંગળી મૂકી : 'ચૂપ !' પછી પિસ્તોલની અણી સામેની ઝૂંપડી તરફ તાકી રાખીને મેના પાસે સરકી આવ્યા : 'પેલો ક્યાં છે ?'

'કોણ પેલો ?' મેનાએ બેપરવાહીથી પૂછ્યું.

'બધી ખબર છે છતાં અજાણી થાય છે ?' પોલીસ-ઉપરીના અવાજમાં સખતાઈ વધી : 'ક્યાં છે રૂપો ?'

'રૂપો ડાકુ ?' એમ પૂછતી વખતે મેનાએ આંખોમાં સહેજ ભય ઉપસાવ્યો. પછી મોં પર હાથ દાબીને હસવું રોકવા મથતી હોય તેમ ઉપરીની સામે જોવા લાગી.

પોલીસ-ઉપરી તેના હાવભાવ પરથી સમજી ગયો કે મેના પોતાને બનાવવાના ચાળા કરે છે. રૂપાને છટકી જવા માટેનો મોકો મળે એટલા ખાતર વખત વેડફી રહી છે.

'જા, તું અંદર જઈને ચૂપચાપ બેસી રહે !' ઉપરીએ તેના એક સાથીદારને એનો હવાલો

સોંપ્યો : 'એ અવાજ કે રાડારાડ કરે તો ઓરત જાણીને દયા નહીં દાખવતો. હાથ ઉગામવો પડે તોય વાંધો નહીં.'

મેનાને ઉપરીનો રુઆબ ખટક્યો છતાં ટાઢે કોઠે મલકતી ઝૂંપડીમાં ચાલી ગઈ.

'રૂપા ! હથિયાર ફેંકીને બહાર આવ !' ઉપરીના અવાજમાં પડકારની સાથે આછો ડર પણ હતો. આ સાંભળીને મેના અંદર બેઠીબેઠી હસતી હતી. પોલીસ-ઉપરી સામેની ઝૂંપડીમાંથી ગોળીબાર થશે એવી દહેશતે ઝાડ પાછળ ઊભાઊભા રુઆબ ઉછાળતા હતા : 'તું ઘેરાઈ ગયો છે ! જીવતા રહેવું હોય તો હથિયાર હેઠાં મૂકી દે !'

રૂપાનો જવાબ સાંભળવાને બદલે ખેતરનાં કૂતરાં જ ભસી ઊઠ્યાં. મેનાને ઉપરીની હાલત પર વધુ ને વધુ હસવું આવતું હતું : ડાકુને પકડવા આવ્યા છે છતાં બાયલાની જેમ આઘેથી જ શૂરાતન દેખાડે છે ! રૂપા માટે તેને પોરસ ચડ્યો. પોતાનું પડખું સેવનારા આ મરદથી બધા કેટલા ફફડે છે !

અર્ધા કલાક લગી ઉપરી સાહેબ બંધ ઝૂંપડી ઊઘડવાની કે એ તરફથી ગોળીબાર થવાની રાહ જોતા ચટપટતા રહ્યા, પણ કાંઈ જ પરિણામ ન આવ્યું ત્યારે તેમને પોતાની જાત પર ક્રોધ ચડ્યો, ખેમાને મનમાં ગાળ દીધી, મેના માટે બેચાર અપશબ્દ વાગોળી ગયા. હવે તેમને સમજાયું કે પોતે મૂરખમાં ખપી ગયો. કદાચ રૂપો અંદર નહીં જ હોય તો ? પોતાના આવતાં પહેલાં જ છટકી ગયો હશે તો ?

છતાં સામી છાતીએ ત્યાં સુધી પહોંચવાની હિંમત નહોતી, જીવ વધુ વહાલો હતો. રૂપાનું ભલું પૂછવું, સાલ્લો એ તો મરવા માટે જ જીવે છે ! નજીક જાઉં અને ફૂંકી મારે ! પાંચ-પંદરને ઢાળી દીધા પછી મરી જવામાં આ ડાકુઓ માને છે...

તો શું કરવું ?

એક ઉપાય સૂઝ્યો :

'ઝૂંપડીને સળગાવી દો !' તેમણે રાડ નાખી : 'અલી ખેમાની બેન ! ઘાસલેટ ક્યાં છે ?'

'નહીં, સાહેબ, તમારો ભરમ ભાંગવા માટે અમારા ગરીબ માણસની ઝૂંપડી નહીં સળગાવવા દઉં.'

'હવે જા-જા, ઝૂંપડીવાળી !' કહીને ઉપરીએ મેનાને આઘી હડસેલી દીધી. ધક્કો જરા જોશમાં વાગી ગયો અથવા તો મેનાએ આવી કોઈ ગણતરી રાખી ન હોય એટલે એ નીચે ઝીંકલાઈ પડી. ધક્કો મારવાને બહાને ઉપરીએ અટકચાળો પણ કરી લીધો હતો એ તેના ધ્યાન બહાર ગયું નહીં.

પહેલી વાર મેનાએ પોલીસ-ઉપરી સામે આંખ તાણી. તેના જેવી મિજાજી ઓરત કોઈનું અપમાન કેમ સાંખી શકે ? હોઠ કરડીને કપડાં ખંખેરતાં તેણે સાંભળાવ્યું : 'બહુ જોરાવર છો તો અહીં ઊભોઊભો હાકલા શાનો કરે છે ? તારી હિંમત ન હાલતી હોય તો ચાલ હું સાથે આવું છું !'

બીજા પોલીસોની હાજરીમાં આ ઓરતે તુંકારો કાઢ્યો એ ઉપરીથી સહેવાયું નહીં, પણ ગમ ખાઈ ગયા. મેનાને સામેની ઝૂંપડી તરફ નિર્ભયપણે આગળ વધતી જોઈને એમને નાનપ લાગવા માંડી :

'ઊભી રહે, હું પણ તારી સાથે આવું છું !' કહીને તેમણે હિંમત એકઠી કરી પગ ઉપાડ્યા : 'તારાથી એકલાં ત્યાં ન જવાય !'

પોલીસ-ઉપરી સામે ત્રાંસી નજરે જોઈ લઈને મેના મલકી : 'મને ખાતરી છે કે ત્યાં કોઈ નથી.' પછી ઝડપથી સુધારી લીધું : 'અહીંયાં ડાકુ-બાકુ કોઈ આવ્યું જ નથી !'

મેનાની ચાલાકી પર ઉપરી સાહેબને દાઝ ચડી, છતાં ઝૂંપડી સુધી તેઓ તેની પાછળ જ રહ્યા. હજુ ય તેમના મનમાંથી ડર ગયો નહોતો. મેનાને આડશ રાખીને જ તેઓ ચાલતા હતા ! મેનાએ ઝૂંપડીનું બારણું ખોલ્યું ત્યારે તેમણે ધ્રુજારી પણ અનુભવી :

'લ્યો જોઈ લ્યો... અંદર છે કોઈ ?'

મેના બેચાર ડગલાં અંદર ગઈ, તોપણ ઉપરીના પગ ઊપડતા નહોતા. હવે મેનાએ અપમાનનો બદલો વાળ્યો : 'હજુય તમને બીક લાગે છે ?' કહીને એ ખડખડાટ હસી પડી. ઉપરી સમજી ગયા કે પોતાની કાયરતાની આ ઓરત ઠેકડી ઉડાવી રહી છે.

'ચૂપ કર હવે !' ધૂંઆપૂંઆ થતાં ઉપરી સાહેબે ગુસ્સો ઉછાળ્યો, 'ફરી વાર એ અહીં આવ્યો છે તો એની સાથે તું પણ ફૂંકાઈ જવાની, યાદ રાખજે !'

મેનાને ફરી ખડખડાટ હસવાનું મન થયું, પણ એ જ વખતે ખેમો ખેતરમાં દાખલ થતો દેખાયો. પોલીસની હાજરી જોઈને એ ડઘાઈ ગયા જેવો દેખાતો હતો : 'સાહેબ, શું છે આ બધું ?'

'અમને બાતમી મળેલી કે તારા ખેતરમાં રૂપા ભરાયો છે !'

'મારા ખેતરમાં ?' ખેમાએ ગભરાટ વ્યક્ત કર્યો : 'ક્યારે આવ્યો'તો ?'

'કાલ સાંજનો !'

'કાલ સાંજનો !' ખેમાના ચહેરા પર તાજુબી વધવા લાગી : 'એ કેમ બને, સાહેબ ! હું અને મેના ખેતરમાં હોઈએ અને અમને ખબર ન પડે ?'

'સાહેબને કોઈએ બરાબરના બનાવ્યા !' મેનાની જીભ સળવળી : 'નકામા એક કલાકથી બિચારા પોલીસો બંદૂકો પકડીને ઊભા છે !'

ઉપરી સાહેબ તેની સામે કતરાયા : 'ખેમા, તારી આ ચિબાવલી બહેનને થોડા મેથીપાકની જરૂર છે. ફરી વાર આવું બેહૂદું વર્તન કરશે તો...' કહીને સાહેબ અટકી ગયા. મેનાને ચટપટી થઈ કે પૂછી લઉં : 'તો શું કરી લેશો તમે ?' પણ ખેમાએ જ વાત વાળી લીધી : 'સાહેબ, એ જરા માથે ચડાવેલી છે. આપ એના બોલવા સામે નહીં જોતા. એને ભાન નથી કે તમારા જેવા થકી તો અમે અહીં નિરાંતે જીવી શકીએ છીએ.' પછી મેના સામે આંખ મારીને તેને

ધમકાવી : 'ચાડિયાની જેમ ઊભી છો શું ? જા, ખાટલો બિછાવીને સાહેબની સરભરા માટે ઝટપટ કાંઈક બનાવી નાખ...'

પગ પછાડીને મેના ત્યાંથી ચાલતી થઈ. રૂપાને પકડવા આવેલા સાહેબની સરભરા કરતાં પહેલાં મનમાં તો એને દેવાય એટલી ગાળો ચોપડાવી દીધી. છતાં એ બેહદ ખુશ હતી. રૂપો હેમખેમ છટકી ગયો એનો હરખ હૈયામાં સમાતો નહોતો !

'ખબર નથી પડતી, આટલી વારમાં એ કેમ છટકી ગયો ?' ઉપરીએ ખેમા સાથે ગુસપુસ શરૂ કરી.

'સાહેબ, તમારા કરતાંય એનો અફસોસ મને વધારે છે.' ખેમો થડકાભર્યા અવાજે બોલતો હતો : 'એને ખબર પડી ગઈ કે મેં તમને બાતમી આપી હતી તો મને જીવતો નહીં રહેવા દે !'

'એ માટે તું બેફિકર રહેજે.' સાહેબે ખેમાને ધરપત આપી : 'તારું નામ વચ્ચે નહીં આવે.'

'સાહેબ, મેનાને પણ એની ગંધ ન આવવી જોઈએ.' ખેમો શરમાઈને નીચું જોઈ ગયો : 'એ બેવકૂફ રૂપાને રવાડે ચડી ગઈ લાગે છે. મારે એને બરાબર ઠમઠોરવી પડશે.'

અત્યાર સુધી પોલીસ-ઉપરી એમ માનતા હતા કે ખેમો ઇનામની લાલચે બાતમી આપવા આવ્યો હતો... પણ આ રહસ્ય જાણ્યા પછી એમની આંખો ચમકી ઊઠી :

'નહીં, ખેમા, તું મેનાને હમણાં વતાવીશ નહીં. તારી બહેન સાથે છિનાળું કરવાનો બદલો લેવો હોય તો કાંઈ જાણતો નથી એવો દેખાવ કરજે... મેનાને કારણે રૂપો જરૂર ફરી અહીં આવશે અને તારા ખેતરમાં જ એની લાશ પડશે !'

ખેમો નિસાસો નાખીને ખામોશ રહ્યો. એની મતિ હવે મૂંઝાઈ ગઈ. રૂપાને બદલે અત્યારે તો પોતે જ પોલીસના સકંજામાં ફસાઈ ગયો હતો !

*

'સાલ્લા બદમાશ !' જડબા પર એક થપાટ પડી : 'પોલીસને બાતમી આપવા ગયો !' પેટમાં એક પાટુ મારી : 'મારી સામે ચાલાકી !' રૂપાનો ક્રોધ એના શરીરનાં હાડકાં ભાંગતો જતો હતો.

પેલો ઘણું કરગરતો, રડતો, આજીજી કરતો રહ્યો : 'જનોઈના સોગન ખાઈને કહું છું, મારા બેટાના માથા પર હાથ રાખીને કહું છું, ભાઈસા'બ, રૂપા ! મને માર નહીં, મેં પોલીસને બાતમી આપી નથી...'

પણ રૂપો તેની વાત માનવા તૈયાર નહોતો. તેને ગૌરીશંકર ધાર્યા કરતાં વધુ ચાલાક લાગ્યો. દીકરાના જીવના જોખમે પણ એ પોલીસને સાથે લેતો આવ્યો અને પોતાને ખેમાના ખેતરેથી ઊભાઊભા ભાગી છૂટવું પડ્યું. જરાક મોડો પડ્યો હોત તો સપડાઈ જાત.

'તું તારી પાછળપાછળ પોલીસને લેતો આવ્યો !' રૂપાના હાથપગ ગોરની વૃદ્ધ કાયા પર પિટાતા હતા : 'જનોઈના સોગન ખાવામાં તને કોઈ પાપ નડતું નથી. તારો અને તારા દીકરાનો

હું જાન લઈશ, પણ એ પહેલાં તને છઠ્ઠીનું ધાવણ યાદ કરાવીશ... રૂપો કોઈની ગદ્દારી ખમી લેતો નથી.'

બાપને ઢોરમાર પડતો હતો અને બાર વરસનો છોકરો પોકેપોકે રડતો હતો, પણ રૂપાના દિમાગ પર રાક્ષસ સવાર થઈ ગયા પછી દયાનું ઝરણું સુકાઈ જતું. ક્રોધમાં તે આંધળો-બહેરો થઈ જતો. કોઈ દલીલ તેના કાને પડતી નહીં, ગમે તેટલાં આંસુ તેની નજરે ચડતાં નહીં. પોતાના હાથ-પગ દુખવા આવી જાય ત્યાં સુધી ઢીબ્યા જ કરતો.

મેનાએ તેને ચેતવી દીધો ત્યારે ગૌરીશંકર અને એના દીકરાને ઉપાડીને તે ખેમાના ખેતરમાંથી આબાદ છટકી શક્યો. મેનાને કહીને નીકળ્યો હતો : પોલીસને થોડો વખત અહીં રોકી રાખજે, ફાંફાં મારવા દેજે. ચંબલની કોતરોમાં ઘૂસી ગયા પછી કુત્તાઓ જખ મારે !

બૂઢા બાપ અને કિશોર બેટાને સાથે ઘસડી જવામાં રૂપાને નાસવામાં અડચણ પડી. એકાદ વાર તો વિચાર આવ્યો કે બેયને રસ્તામાં પડતા મૂકીને નાસી જવું, પણ રૂપાને વેર વાળ્યા વગર ચેન પડતું નહીં. જેના કારણે પોતાને પોલીસથી આમ ભાગી છૂટવું પડ્યું એમને જીવતા કેમ જવા દેવાય ? મારી નાખવામાંય મુશ્કેલી હતી. બંદૂકના ધડાકા સાંભળીને પોલીસનું ધ્યાન ખેંચાય અને કુત્તાઓ પોતાની પાછળ પડે...

કોતરોમાં ઘૂસી ગયા પછી રૂપાએ ધરપત અનુભવી, થોડો થાક ખાધો, બાપ-બેટાને પાણી પીવા દીધું. ગૌરીશંકરને તેના માસૂમ દીકરાની દયા આવતી હતી. બિચારો શંભુડો આ ડાકુની સાથે ક્યાં સુધી દોડી શકશે ? એક-બે ગાઉ તો છોકરાને ખભે બેસાડીને વટાવ્યા, પણ એમાં તો તેઓ પોતે જ થાકીને લોથ થઈ ગયા.

'રૂપા મહારાજ ! હવે અમારાથી એક ડગલું પણ આગળ વધાતું નથી ! ટાંટિયા તૂટે છે.' ગૌરીશંકરે પગમાં પડીને આજીજી કરી : 'આમ અમને ક્યાં સુધી લઈ જવા છે ? તમારી શરત તો મેં માની લીધી ! હવે અમને છોડી દ્યો. તહસીલને છોડાવવા માટે હું મારાથી બનતું બધું જ કરીશ. આ છોકરાની તો દયા ખાવ, મારા બાપ !'

અને રૂપાએ તેના મોં પર લાત મારીને શરૂઆત કરી : 'બદમાશ બૂઢા ! મારી સાથે બનાવટ કરે છે ? હું તારી પૂજા કરવા તને અને તારા આ એકના એક દીકરાને સાથે લઈ જાઉં છું એમ માને છે ?' પછી ગડદાપાટુ મારીને પૂછપરછ કરવા માંડી : 'દીકરો પાછો જોતો હતો તો પોલીસને શું કામ જાણ કરી ?'

સવાલ પૂછીને જવાબ સાંભળવાની પરવા કર્યા વિના જ રૂપાએ તેની પીટ્યો. છેવટે થાકીને તેણે ફેંસલો કરી નાખ્યો : 'હવે તમને બંનેને આ કોતરોમાં જ ઠાર કરી દઉં છું. ભલે તમારી લાશોને કૂતરા ચૂંથે અને કાગડા ઠોલે !'

વચ્ચે દસ-બાર ઘરનું એક ગામડું આવ્યું ત્યાં રૂપાએ એક દોરડું માગી લીધું. ગામના માણસો રૂપાનું રૌદ્ર સ્વરૂપ જોઈને સમજી ગયા કે બ્રાહ્મણ અને એના દીકરાનું મોત એ જગ્યાએ નિર્માણ થઈ ચૂક્યું છે.

થોડે છેટે લઈ જઈને રૂપાએ પહેલાં ગૌરીશંકરને ઝાડના થડ સાથે બાંધ્યો. માણસને મારવામાં રૂપો આવી કોઈ ખટપટ કરતો નહીં, પણ આ બાપ-બેટાના કિસ્સામાં એને કોઈ નવી રીત અજમાવવાનું ઝનૂન ચડ્યું. છોકરાને બીજા ઝાડના થડે બાંધી વારાફરતી બંનેને ફૂંકી મારવાની ઇચ્છા થઈ. પણ એ જચ્યું નહીં. ત્યાં એક નવો વિચાર આવ્યો. તેણે છોકરાને ધમકાવ્યો :

'એય ! તારા બાપના ખભે ચડી જા.'

છોકરો તો હેબતાયેલો જ હતો. રૂપાના ક્રોધે તેને હતબુદ્ધ કરી દીધેલો એટલે કહેતાંની સાથે જ ઝાડ સાથે બંધાયેલા બાપના ખભે ચડીને બેસી ગયો.

'જે છોકરાને ખભે બેસાડીને તેં આજ સુધી રમાડ્યો હતો એને હું એ જ દશામાં મોત બક્ષિસ !'

રૂપાએ બંદૂક તાકી.

'હજુ ય મારું સાંભળો, રૂપા મહારાજ !' ગૌરીશંકરે કાળ જેવા રૂપાને સમજાવવાની કોશિશ કરી : 'છોકરાને છોડી દ્યો, જે સજા કરવી હોય તે મને કરો. ગોરાણી આ બેવડો આઘાત જીરવી નહીં શકે. એના બેય આધાર છીનવી ના લ્યો... બ્રાહ્મણીના નિસાસા લાગશે !'

અને એ છેલ્લા શબ્દોએ બંદૂકના ઘોડા પર ટેકવાયેલી રૂપાની આંગળીને જોરદાર ધક્કો આપ્યો. ઘોડો દબાઈ ગયો અને સનન કરતી ગોળી બાપના ખભે બેઠેલા છોકરાના કપાળ પર છૂટી. ધડાકો થયો, ચીસ પડી અને બાર વરસના છોકરાની ખોપરીનાં કાચલાં ઊડી ગયાં. એકના એક દીકરાના લોહીની ધાર ગૌરીશંકરના માથા પર થવા લાગી. છોકરાનું શબ બાપના ખભા પર લટકી ગયું.

બંદૂકના ભડાકાના પડઘા શમી ગયા, ફફડીને ઊડી ગયેલાં પંખીઓ આકાશમાં ચકરાવો લઈને ફરી પાછાં ઠેકાણે બેસી ગયાં અને રૂપાએ ઘાતકી અટ્ટહાસ્ય કર્યું : 'અહા... હા... હા ! કુત્તાઓને બાતમી આપનારાઓને હું કુત્તાના મોતે મારું છું, સમજ પડીને, બૂઢા !'

પણ સામેથી કોઈ જવાબ ન મળ્યો, કોઈ હિલચાલ ન થઈ. રૂપો ચોંક્યો. ગૌરીશંકરના માથા પરથી હજુય છોકરાના લોહીના રેલા દડી રહ્યા હતા. રૂપો આગળ વધ્યો. જઈને તેણે ગોરના લોહી વડે ખરડાયેલા ચહેરા પર થપાટ ઝીંકી : 'મૂંગો કેમ થઈ ગયો, બૂઢા ?'

છતાં કોઈ જવાબ ન મળ્યો ત્યારે રૂપાએ એના લોહીભીના માથાના વાળ મુઠ્ઠીમાં પકડીને જોરથી હલબલાવ્યો : 'ઊંઘ આવી ગઈ કે ?'

અને ગૌરીશંકરની ડોક ખભા પર ઢળી ગઈ.

આંચકો લાગ્યો હોય તેમ રૂપો બે ડગલાં પાછળ હઠી ગયો. જાણે એના માનવામાં આવતું નહોતું. દીકરાના મોતના આઘાતથી જ બાપ મરી ગયો ! કાળજામાં આછી એવી થરથરાટી થઈ અને તરત જ શમી ગઈ. એના મોંમાંથી ભૂંડી ગાળ ખરી પડી : 'મારતાં પહેલાં જ મરી ગયો સાલ્લો !' પછી દિલાસો લીધો : 'કાંઈ નહીં, એક કારતૂસ બચી !'

પણ રૂપાના હિંસક મિજાજથી ગૌરીશંકરનું એ રીતે મરી જવાનું સહેવાયું નહીં. ઝાડ સામે બંધાયેલી બાપ-બેટાની લાશો પર બંદૂક તાકી આંખો મીંચીને તેણે ગોળીઓ છોડવા માંડી ધડ... ધડ... ધડ !

એ ધડાકાના પડઘાથી રૂપાના દિલને તસલ્લી થઈ, પણ એને ક્યાં ખબર હતી કે જે કારણસર તેણે બાપ-બેટાને ફૂંકી માર્યા એ અપરાધ તો તેની માશૂક મેનાના ભાઈ ખેમાનો હતો ! પ્યારની તલપ અને વેરની તરસે પોતાને ભુલાવામાં નાખ્યો હતો. અને ભૂલ જ તેના મોતનું નિમિત્ત બનવાની હતી !

*

બધાના ચહેરા પર ઉદાસી હતી.

રૂપાનાં લોહીથી ખરડાયેલાં કપડાં જોઈને રાજારામ અને લુક્કો પહેલાં તો સહેજ ભડકેલા, પણ રૂપો હસતોહસતો જુસ્સાભેર આવતો હતો એટલે જખમી થવાનો વહેમ રહ્યો નહીં.

'કેમ આજે તમારી સૌની જીભ સિવાઈ ગઈ છે ?' રૂપાએ બંદૂકને એક બાજુ મૂકીને પૂછ્યું : 'કોઈ માંદુ-સાજું થયું છે કે શું ?'

સવાલ પૂછતાં જ રૂપાને માનસિંહના મોટા ભાઈ નવાબસિંહ યાદ આવી ગયા. તેણે ચારે તરફ નજર કરી, પણ તેઓ દેખાયા નહીં. હવે એના મુખ પર પણ ફિકર ફરવા લાગી. પોતાની ગેરહાજરીમાં તાઉને કાંઈક થઈ ગયું હશે ? અમંગળ વિચારે તેને હચમચાવી દીધો.

'તાઉ ક્યાં છે ? કેમ દેખાતા નથી ?'

દરેક ચહેરા પર ગમગીની વધતી દેખાઈ ત્યારે રૂપાને પોતાની શંકા સાચી પડતી લાગી. હાથની મુઠ્ઠીઓ વાળીને તે બરાડી ઊઠ્યો : 'કોઈક મોંમાંથી ફાટો તો ખરા - તાઉને શું થયું ?'

લુક્કો ઊભો થયો. એ રૂપાનો મિજાજ જાણતો હતો. સારા-ખરાબ કોઈ પણ ખબર સાંભળવા કે કહેવામાં રૂપો ઢીલ ખમી શકતો નહીં. છતાં તરત જ કહી દેવાની તેની હિંમત ચાલી નહીં :

'રૂપા, તું જરા બેસ, પોરો ખા !'

'તમે લોકો મને બાળક સમજો છો ?' હવે રૂપાના અવાજમાં ભીનાશ ભળવા લાગી : 'કહી દ્યો ને કે તાઉ બે દિવસની મારી ગેરહાજરીમાં પરલોક...' એ વધુ બોલી શક્યો નહીં. તેની આંખોમાં આંસુ ઊભરાઈ આવ્યાં.

'નહીં ! નહીં ! રૂપા ?' રાજારામ બોલી ઊઠ્યો : 'તાઉને ભગવાન સો વરસના કરે... તેઓ સાજા-સારા જ છે !'

રૂપાનાં આંસુ વરાળ બની ગયાં. ચહેરો ખીલી ઊઠ્યો : 'તો પછી મૂંગા રહીને મને ગભરાવી શું કામ માર્યો ?' રૂપો પહેરણની બાંયથી ગાલ લૂછતો ખંડિયેર જેવા ઘરમાં દાખલ થવા ધસી ગયો. લુક્કાએ એને રોક્યો નહીં. એ જાણતો હતો કે રૂપો તાઉનો ખાટલો ખાલી જોઈને તરત જ પાછો ફરી જશે.

અને એમ જ બન્યું. પાછો ફર્યો ત્યારે એની ધીરજ ખૂટી ગઈ હોય તેમ તે ધૂંઆપૂંઆ દેખાતો હતો. લુક્કો પણ સબૂરી રાખી શક્યો નહીં.

'તાઉ તો ચાલ્યા ગયા !'

જ્વાળામુખી ફાટતાં પહેલાં ખળભળી ઊઠે તેમ રૂપો પગથી માથા સુધી હચમચી ગયો : 'ચાલ્યા ગયા ! ક્યાં ? ક્યારે ? શું કામ ?'

એનું એ રૌદ્ર સ્વરૂપ જોઈને કાયમ સાથે રહેનારા ડાકુઓ પણ ડઘાઈ ગયા. જાણે હમણાં જ એ કાંઈક કરી બેસશે, લુક્કા પર હાથ ઉગામી લેશે કે કોતરોની ભેખડ સાથે માથું પછાડવા માંડશે...

પણ લુક્કો રૂપાના તેજ મિજાજથી વાકેફ હતો. તાઉ માટેનો એનો લગાવ એ જાણતો અને આવા સંજોગોમાં રૂપાને ટાઢો કેમ પાડવો એની ઉકલત પણ લુક્કા પાસે હતી. આગની જેમ ભભૂકતા રૂપાની નજદીક જઈને માથું ઝુકાવી તે ઊભો રહ્યો :

'તારા બધા જ સવાલનો એક જ જવાબ છે, રૂપા !' આંખો ચૂવા માંડી : 'અમને ઊંઘતા મૂકીને તેઓ ચાલ્યા ગયા. સવારે ઊઠીને જોયું તો એમનો ખાટલો ખાલી હતો.'

'અને તમે તપાસ ન કરી ?' રૂપાનો ઉશ્કેરાટ શમ્યો નહીં : 'હાથ જોડીને બેસી રહ્યા ?'

'એમ કેમ બને, રૂપા !' રાજારામ લુક્કાની વહારે ગયો : 'મળસકે ઊઠીને જોયું કે તાઉ નથી. પહેલાં માન્યું કે હાજતે ગયા હશે. થોડી રાહ જોઈ. બહુ વાર થઈ એટલે એક સાથીને તલાશ કરવા મોકલ્યો. તે વીલા મોંએ પાછો ફર્યો એટલે અમે બધા જુદીજુદી દિશાએ ઊપડ્યા. તારા આવતાં પહેલાં એમનો પત્તો મેળવી લેવા દોડધામ કરવામાં અમે કાંઈ બાકી રાખ્યું નહીં... પણ અફસોસ !'

રૂપો વિચારમાં પડી ગયો : આમ બને જ કેમ ? તાઉ ટોળી છોડીને શું કામ ચાલ્યા જાય ? ક્યાં જાય ? પોલીસનો ભય એમના માથે સદા તોળાઈ રહ્યો છે. ઘરવાળાને મળવા જવું હોય તો આ રીતે છાનામાના એકલા ન જ જાય.

'તો શું તેઓ પોલીસના હાથમાં ઝડપાઈ ગયા હશે ?'

પણ એ વાત છાની ન રહે... શું કોઈ જંગલી જનાવરનો શિકાર બની ગયા હશે ?

પણ તો-તો એનાં એંધાણ મળ્યા વિના રહે નહીં. જંગલી જનાવરનાં પગલાં કળાયા વિના રહે નહીં.

અને રૂપાના મગજમાં ઝબકારો થયો : 'લુક્કા, તમે તાઉનાં પગલાં ક્યાંય ન જોયાં ?'

'જોયાં ને ?' લુક્કાએ જમીન પર ઝાડની ડાળખીથી લીટા કરીને કહેવા માંડ્યું : 'અહીંથી નીકળીને પગલાં અહીં સુધી પહોંચ્યા. વચ્ચે ખડકો આવે છે ત્યાં પગલાં પડ્યાં નહીં હોય. આગળ ફરી પગલાં દેખાયાં. અમે એ રસ્તો લીધો. ઘણે દૂર ગયા પછી ગાડારસ્તો આવ્યો ત્યાં ગાડાં ને પૈડાંનાં ચીલામાં પગલાં ભૂંસાઈ ગયાં હતાં !'

'ત્યારે તો તાઉ ગાડાંમાં બેસી ગયા હશે.' રૂપો બબડ્યો. હજુ પણ તેને આ બધું રહસ્યમય લાગતું હતું. માનવામાં આવતું નહોતું. તાઉની ફિકર કાળજું કોરી ખાતી. માનસિંહના મોટા ભાઈને આમ રઝળતા મૂકી દીધા એવું મહેણું કોઈક સંભળાવશે. રુક્મિણીમાને શું મોં બતાવીશ ? ક્યાં સુધી તેઓ પોલીસની નજરથી છુપાતા ફરી શકશે ? વૃદ્ધાવસ્થા અને બીમારીમાં કોણ તેમની દેખભાળ કરશે ?

બેચેનીથી બાવરો બનેલો રૂપો ઢીલા પગે ચક્કર મારતો હતો. તેને કાંઈક સૂઝ્યું અને એકાએક અટકી ગયો : 'લુક્કા ! મારી ગેરહાજરીમાં તાઉ કાંઈ બોલતા હતા ? એમની વાતચીતમાંથી તમને કાંઈ અણસાર નહીં આવ્યો ?'

'બોલવાનું તો એમનું રોજના જેવું લાગ્યું.' રાજારામે માહિતી આપી : 'હું તમને બધાને બોજારૂપ છું... રૂપો મારે ખાતર હેરાન-પરેશાન થાય છે... મારાથી આ બધું ખમાતું નથી... ભગવાન મોત પણ આપતો નથી... ક્યારેક મારે ખાતર તમે બધા જ પોલીસના સકંજામાં ઝડપાઈ જશો એવો ફડકો રહ્યા કરે છે...'

'અરે, તાઉ !' રૂપાએ નિસાસો નાખ્યો : 'એટલા માટે તમે અમને છોડીને ચાલ્યા ગયા ? મા-બાપ ઘરડાં થાય એટલે શું દીકરાઓને બોજારૂપ લાગતાં હોય છે ? તમે આ શું કર્યું, તાઉ ?'

રૂપો આખી રાત વસવસો કરતો રહ્યો, ત્રીજી વાર જિંદગીમાં તે આટલું બધું રડ્યો હતો. પોતાના ચાચાને પોલીસે ખતમ કર્યા ત્યારે પહેલી વાર તે પોક મૂકીને રડેલો અને એ આંસુએ તેને 'ચંબલ પકડી લેવા' પડકાર્યો હતો. બીજી વાર માનસિંહના મોતે ધ્રુસકેધ્રુસકે રડ્યો હતો અને આજે લાપતા થયેલા નવાબસિંહે તેને ચોધાર આંસુએ રડાવી મૂક્યો.

સવારે ઊઠીને એણે સાથીઓને એકઠા કર્યા :

'તાઉ આપણને છોડી ગયા છે એ વાત કોઈની જબાન પર આવવી ન જોઈએ. પોલીસ-કુત્તાઓને કોઈ પણ હિસાબે તેની જાણ થવી ન જોઈએ. થોડા વખતમાં તાઉને આપણે પાછા મેળવી લેશું. એમને ખાતર ચંબલની કોતરોના ખૂણેખૂણા ખૂંદી વળીશું.'

સૌએ રૂપાની વાત માથે ચડાવી. એ વખતે તો લાગતું હતું કે રૂપાની મહેનત જરૂર લેખે લાગશે. પણ નવાબસિંહના નસીબમાં કાંઈક જુદું જ લખાયું હતું.

*

તાઉ - નવાબસિંહનો પત્તો મેળવવામાં રૂપો નાસીપાસ થયો ત્યારે એના મનમાં ઊંડેઊંડે એક અમંગળ શંકાનું શૂળ ભોંકાવા માંડ્યું. કદાચ તાઉએ રઝળપાટવાળી આ જિંદગી અને બીમાર બુઢાપાથી કંટાળીને આપઘાત તો નહીં કર્યો હોય ને ? જો તેઓ ઘેર ગયા હોય તો ઘરવાળાં નક્કી ખબર મોકલે. કોઈ બાતમીદારને ત્યાં આશરો લીધો હોય તોપણ જાણ થયા વિના ન રહે. આપઘાતની શંકા દૃઢ થાય એવા સંજોગો હતા. અને ધીમેધીમે એ વાત ભીતરમાં જ દાટી દઈને રૂપાએ તાઉની તલાશ પડતી મૂકી.

‘હવે આપણે ગદ્દાર હરિયાને ઠેકાણે પાડવો છે. લુક્કા, તું એનાં સગાંવહાલાંમાંથી કોઈકને હાથ કર. એના મારફત હરિયો જલદી આપણા હવાલે થઈ જશે.’ રૂપાએ બદામ ચાવતાંચાવતાં વાત ચાલુ રાખી : ‘રાજારામ, તું પોલીસવાળાઓનું પગેરું રાખ. હરિયાને એ લોકો ક્યાં રાખે છે, ક્યારે બહાર લઈ જાય છે અને કેટલા કુત્તાઓ તેની રખેવાળીમાં રહે છે આ બધું જાણી લે.’

લુક્કા અને રાજારામે એકબીજા સામે જોઈને સંતલસ કરી લીધી કે વાત છેડવાનો મોકો છે.

‘હરિયાની વાત તો જાણે સમજ્યા,’ લુક્કાએ જ શરૂઆત કરી : ‘પણ આપણે હવે બે મોરચા સંભાળવાના થયા છે.’

‘હં !’ રૂપાએ બદામનો કૂચો ગળો ઉતારી ચાર-છ બદામ મોંમાં ઠાંસીને ફરી ચાવવાનું શરૂ કર્યું : ‘પોલીસ-કુત્તાઓ ઉપરાંત લાખન તરફથી પણ પરેશાની વધવા લાગી છે. આપણા વળનાં ગામોમાં જઈને બ્રાહ્મણોને દબડાવે છે, તાઉની ગેરહાજરી વિષે ભળતી-સળતી વાતો ફેલાવે છે.’

‘શું !’ કહીને રૂપાએ બદામને કૂચો થૂંકી નાખ્યો : ‘સાલી એક બદામ કડવી નીકળે છે ત્યારે બધી મજા બગડી જાય છે ! બેવકૂફ બદામવાળાને ફૂંકી મારવાનું મન થાય છે !’

‘ગ્વાલિયરના એક ઠાકુર પર ઘણા વખતથી મારી નજર પડી છે.’ લુક્કાએ એક બદામ હવામાં ઉછાળીને ઉઘાડા મોંમાં ઝીલી લેતાં કહ્યું : ‘નામ જોરાવરસિંહ. હજારો એકર જમીન છે. હળને બદલે હવે ટ્રેક્ટરો ચલાવે છે. દાણા વાવે છે પણ મોતી જેવો પાક ઊતરે છે. તિજોરીઓ છલકાતી રહે છે. દર મહિને નાચનારીઓ બદલે છે. દિલ્હી-કલકત્તાથી વિમાનમાં નાચનારીને બોલાવે છે અને મજા લૂંટી લીધા પછી સોને મઢીને પછી મોકલે છે !’

‘ઠાકુર ભારે શોખીન લાગે છે !’ રૂપાને અદેખાઈ જાગી : ‘ત્યારે તો આપણે એને જ આખેઆખો ઉઠાવી લાવીએ - બાનમાં. લાખ-બેલાખ રૂપિયા મળી જશે.’

પણ ઉઠાવી લાવવાનો પ્રસ્તાવ લુક્કાને પસંદ પડ્યો નથી એ તેની ખામોશી પરથી રૂપા સમજી ગયો. ધાડ પાડવાની સાથીઓની ચળ ભાંગવા માટે રૂપાએ પહેલો જ પ્રસ્તાવ માન્ય રાખી લીધો : ‘કાંઈ નહીં, લુક્કા ! તારા કહેવા મુજબ આપણે એની તિજોરીનો માલ જ ઉઠાવી લાવીએ, બસ !’

અને લુક્કા-રાજારામના ચહેરા ઝગમગી ઊઠ્યા. છતાં લુક્કાને એક વાત કહેવાની રહી ગયેલી તે જબાન પર આવી ગઈ : ‘રૂપા, એ ઠાકોરને લાખન સાથે બહુ મેળ છે. લાખન અવારનવાર એનો મહેમાન બને છે. તેના તરફથી લાખનની ટોળીને નાણાંભીડમાં સારી એવી મદદ પણ મળતી રહે છે. ઠાકોરને ત્યાં આપણે ધાડ પાડશું એટલે લાખન ભુરાયો થવાનો !’

સાંભળી રૂપાની માંજરી આંખોમાં ચમકારો થયો : ‘તો-તો આપણું બેવડું કામ થશે. લાખનને પણ ખ્યાલ આવશે કે રૂપાને છંછેડવાથી સહન કરવું પડશે.’

અને લાખન-રૂપાની ટોળી વચ્ચે દુશ્મનીનાં બીજ રોપાઈ ગયાં.

*

'હરિશંકર, મને તારી દયા ઊપજે છે !' શિવપુરીના પૂજારી ભવાનીશંકર ભીના અવાજે કહેતા હતા : 'તું કેટલો વખત આમ પોલીસના પહેરા નીચે રૂપાથી ડરીડરીને જીવ્યા કરીશ ?'

'ભવાનીમામા ! એ સિવાય બીજો કોઈ ઇલાજ નથી !' હરિયાની આંખોમાંથી લાચારી ટપકતી હતી : 'મારાં નસીબ જ વાંકાં છે. મેં ધાર્યું હતું જુદું અને પડ્યું અવળું ! રૂપો એમ માનતો હશે કે મેં ગદ્દારી કરી, પણ ગૌરીચાચાએ જ મને ફસાવી દીધો. એક વાર પોલીસપંજામાં ફસાયા પછી, મામા, તમે તો જાણો છો કે મારી-મારીને ચામડાં ઊતરડી નાખે, પણ કબૂલાત કરાવ્યા વિના છોડે નહીં. મારે રૂપાની બધી બાતમી આપી દેવી પડી. રૂપો ઠાર થયો હોત કે પકડાઈ ગયો હોત તો મારો છુટકારો થાત !'

'અને દસ હજારનું ઇનામ પણ મળત ને ?' ભવાનીશંકરે ટોણો માર્યો.

પોતાના પેટનું પાપ છતું પડી ગયું એ જાણીને ભોંઠપ અનુભવતો હરિયો માથું ખંજવાળવા લાગ્યો : 'ઇનામ-બિનામ તો સમજ્યા, પણ પોલીસ મને માફ કરીને છોડી દે એ લાલચ ખરી.'

'હવે પોલીસ શું કહે છે ?'

'કહે છે કે રૂપો આજ પકડાશે, કાલ પકડાશે. પણ હવે લાગે છે કે રૂપાની આવરદા લાંબી છે !'

'અને તારી આવરદાનું શું ?'

હરિયો રડુંરડું થઈ ગયો : 'હવે પસ્તાવો થાય છે. આના કરતાં પોલીસવાળાઓ પાસે નમતું ન જોખ્યું હોત તો બે-પાંચ વરસની સજા થાત એ જ કે બીજું કાંઈ ? હવે તો રૂપો પકડાય નહીં ત્યાં સુધી છુટ્ટા હોવા છતાં પોલીસપહેરામાં જીવવાનું !'

'અને અમારા જેવા તને મળવા આવે તોય પોલીસવાળા જડતી લે, જાણે કેમ રૂપાનો કોઈ સાથી તારો જાન લેવા આવ્યો હોય !'

જાન લેવાની વાત પર હરિયો ધ્રૂજી ઊઠ્યો. તેની પાંપણો ભીંજાઈ ગઈ : 'ભવાનીમામા, એવી અમંગળ વાણી ન ઉચ્ચારો. હું તો રાતેય ઊંઘમાં ઝબકી જાઉં છું. ઘાતકી રૂપાના ખ્યાલથી જીવ ચૂંથાયા કરે છે. ભાણા પરથી ભૂખ્યા પેટે ઊઠી જાવું પડે છે. રાતે નીંદર આવતી નથી અને પોલીસવાળા ચરસ પીવા દેતા નથી !'

'રૂપો ખતમ થાય ત્યાં સુધી રાહ જોવા રહેશે તો તારું ચસકી જશે.'

થોડી વાર બેય ખામોશ બેસી રહ્યા. ભવાનીશંકર શિવપુરીના શીતળામંદિરના વૃદ્ધ પૂજારી હતા. શિવપુરી હરિયાનું મોસાળ એટલે તેમને મામા કહેતો. નાનપણમાં હરિયો શીતળાના મંદિરમાં બેસી રહેતો, વધારે પ્રસાદ મળે એ માટે ભવાનીશંકરનું નાનું-મોટું કામ કરતો, પગ દબાવી આપતો અને પૂજારી ધ્યાનચૂક થાય તો નાની-મોટી ચીજ ચોરી પણ જતો. હરિયાના મોસાળવાળા પર

રૂપાનું દબાણ વધતું જતું હતું. તેને એક ઓરમાન મામા જ હતા, જેમની સાથે હરિયાને અણબનાવ રહ્યા કરતો. રૂપાના સાથી આ ઓરમાન મામાને વારંવાર કહ્યા કરતા : 'વહેલી તકે હરિયો અમારા હાથમાં સોંપી દે, નહીંતર તારા ત્રણે છોકરાઓ ઠાર થઈ જશે !'

ભવાનીશંકર આમાંથી કોઈ રસ્તો કાઢવા જ હરિયાને મળવા આવ્યા હતા. બહુ વિચાર કર્યા પછી એણે ઉપાય બતાવ્યો : 'હરિયા, આમાંથી છટકવાનો એક ઉપાય મને સૂઝે છે. સાંભળ, તને અહીંથી દૂર રવાના કરી દેવાનું અમે વિચાર્યું છે - એટલે દૂર કે જ્યાં રૂપાના હાથ ન પહોંચે... છેક મુંબઈ !'

'મુંબઈ !'

'હા, ત્યાં મારો ભત્રીજો ભૂલેશ્વરમાં રહે છે. ઘેરઘેર ફૂલની પડી પહોંચાડવાનું કામ કરે છે. પાંચ પૈસા કમાયો અને હવે તેને એકાદ માણસની પણ જરૂર વરતાય છે. શિવપુરીથી ગ્વાલિયરની બસ પકડીને તું રાતની ગાડીમાં બેસી જા, તો બીજા દિવસે સાંજે મુંબઈ-ભેગો થઈ જઈશ. કોઈને ખબરે ય નહીં પડે અને એવડા મોટ મુંબઈમાં ગોતવા જાય તોપણ માણસનો પત્તો ન લાગે !'

હરિયાના મોં પર પહેલી વાર ઝગમગાટ થયો.

'ભવાનીમામા ! હું તૈયાર છું !' તેના અવાજમાં આનંદ રણકી ઊઠ્યો : તમે બાકીનો બંદોબસ્ત કરી નાખો એટલે શિવપુરી આવી પહોચું.'

'ટિકિટનો ખરચ તારા મુરલીમામા આપવા તૈયાર છે.' ભવાનીશંકરે કહ્યું અને હરિયો ચોંક્યો : 'એ ઓરમાન મામાને મારા પર એકાએક હેત શાથી ઊભરાઈ આવ્યું ?'

'એમાં હેત ઊભરાવાની વાત નથી, હરિયા !' ભવાનીશંકરે સાચું જ કહી દીધું : 'રૂપાનો તું દુશ્મન થયો એટલે રૂપો તારા સગાનેય નિરાંતે જીવવા નહીં દે... તો હવે હું ઊઠું.' ભવાનીશંકરે ઊભા થતાં કહ્યું : 'તું વહેલી તકે શિવપુરી પહોંચવાનો પ્રબંધ કરજે. પોલીસવાળાને ગળે ઊતરે એવું સજ્જડ બહાનું કાઢજે અને એકલો જ આવજે. પાછો પોલીસવાળાને સાથે લઈ આવીશ તો ગામવાળાની નજરે ચડી જઈશ અને રૂપાનો કોઈક બાતમીદાર ચાડી ખાઈ જશે.' પછી ભવાનીશંકરે તેના ખભા પર હાથ મૂકીને હૂંફાળી ધરપત આપી : 'તું અહીંથી નીકળીને ત્યાં પહોંચવાની પેરવી કર, બાકી શીતળામાતાની કૃપાથી બધું બરાબર થઈ રહેશે.'

*

મળસકાના અંધારામાં હરિયો શિવપુરી પહોંચ્યો. પહેલાં ભવાનીશંકરને મળવા શીતળા માતાના મંદિરે ગયો. બપોરે ઓરમાન મામાને ત્યાં જમ્યો અને વેશ બદલીને નમતા પહોરની ગ્વાલિયર જતી બસ પકડી લીધી. ગ્વાલિયર નજીક આવતું જતું હતું તેમ હરિયાના ભીતરમાં ઉત્તેજનાની કૂદાકૂદ વધતી જતી હતી...

એકાએક ઝાટકા સાથે બસ ઊભી, 'ક્યા હુઆ ?' કહેતા ઉતારુઓ બારી બહાર જોવા

લાગ્યા. એક અવાજ સંભળાયો : 'અરે બાપ રે ! ડાકુ લાગે છે !' અને હરિયો બેઠકમાંથી અર્ધો ઊભો થઈ ગયો.

બસના ઉતારુઓનાં મોં પર મોતના ઓછાયા પથરાયા. હરિયો આંખો મીંચીને શીતળામાતાનું સ્મરણ કરવા લાગ્યો. થોડી વાર પછી તેના ખભા પર પડછંદ પંજો પડ્યો : 'ઊભો થા !'

અને હરિયાના કાળજે ચિરાડ પડી. ડોક ઊંચી કરીને સામે ઊભેલા માણસનો ચહેરો જોયો. એ તો આ જ બસમાં મુસાફરી કરતો હતો !

'હું....હું ?' ફફડતા હોઠે હરિયો પૂછવા ગયો અને તેના જડબા પર એક થપાટ વીંઝાણી : 'હા, તું - હરિયા હોકા !'

કાંઠલો પકડીને હરિયાને બેઠકની બહાર ખેંચી કાઢ્યો. બસની પાસે રસ્તા પર ચાર-છ બંદૂકધારીઓ મોં પર બુકાની બાંધીને ઊભા હતા. તેમાંથી એકે કહ્યું : 'અમારે એ એક જ ઉતારુનું કામ છે. કોઈ વચ્ચે પડશે તો બધાની આવરદા પૂરી કરી નાખીશ !'

હરિયાએ એ અવાજ સાંભળ્યો. રૂપાના એ અવાજમાં તેને મોતનો સાદ સંભળાયો. બહાર ન નીકળવા માટે તેણે વારાફરતી બેચાર ઉતારુઓના પગ પકડ્યા, કાલાવાલા કર્યા, 'બચાવો - મને એ મારી નાખશે ! કોઈક તો બચાવો !' પણ બચાવવાની વાત તો બાજુએ રહી, હરિયો વહેલી તકે બસની બહાર નીકળી જાય એ હેતુથી કેટલાકે તેને બહાર ધકેલવામાં સાથ સુધ્ધાં આપ્યો !

અને હરિયાને પડતો મૂકીને બસ સડસડાટ ત્યાંથી ઊપડી ગઈ. તેના ઓરમાન મામા મારફત રૂપાએ અજમાવેલી ચાલ પાર પડી !

બહુ બૂરી રીતે રિબાવીરિબાવીને રૂપાએ હરિયા પર વેર વાળ્યું ત્યારે એના કોઠે ટાઢક વળી, પણ વધુ વખત એ ટાઢક ટકી નહીં.

ચાર દિવસ બાદ ખબર આવ્યા કે ભરતપુરના જંગલમાંથી માનસિંહના મોટા ભાઈ નવાબસિંહ સાધુવેશમાં પોલીસના હાથે ઝડપાઈ ગયા છે !

સાંભળીને રૂપાના દિલ પર જબરી ચોટ લાગી.



# સોળ

જ્યોતિષના જાણકાર રૂપાના ગ્રહોએ ચાલ બદલવા માંડી હોય એવા સંજોગો ઊભા થવા માંડ્યા. માનસિંહના મોટા ભાઈ નવાબસિંહ ટોળી છોડીને ચાલ્યા ગયા ત્યારથી એના પર પનોતી બેઠી હશે કે પછી પોતાને કોઈ કહેવવાળું રહ્યું નહીં એટલે રૂપો બેફામ બની બેપરવા બન્યો એ કારણે એની પડતી થઈ, ગમે તેમ હોય, પણ રૂપો હવે પહેલાં જેવો સજાગ, સાવધ અને સચેત નહોતો. રાજપૂત માનસિંહનો ચેલો હવે બ્રાહ્મણોને ખાતર ઠાકુરોને સતાવવા લાગ્યો. એથી ટોળીમાંથી એક પછી એક રાજપૂતો ઓછા થતા ગયા. ઠાકુરોના ટેકેદાર લાખન સાથે દુશ્મની વધારીને તે આડકતરી રીતે પોલીસના હાથ મજબૂત કરતો હતો, હથિયારો અને સાથીઓની વિનાકારણ ખુવારી વહોરી લેતો હતો. કોઈ ગામના બ્રાહ્મણ ટેકેદારો રૂપા મહારાજ પાસે ફરિયાદ કરે કે ઠાકુરો અમને રંજાડે છે; તમારા હોવા છતાં અમારા પર આ જુલ્મ થાય તે કેમ સહેવાય ? બસ, રૂપો બ્રાહ્મણોનો રક્ષણહાર બનીને બદલો લેવા નીકળી પડતો, એકીસાથે આઠ-દસ હત્યા કરી આવતો અને પડકાર કરતો : રૂપો હયાત છે ત્યાં સુધી જોઉં છું કે કઈ માનો પુત્ર બ્રાહ્મણનો વાળ વાંકો કરે છે ?

રૂપાની આ ધમકી લાખનના કાને અફળાતી અને એ હુંકાર કરી ઊઠતો : રૂપાના દિવસ હવે ભરાઈ ગયા છે. એ પોલીસની ગોળી નહીં, પણ મારી બંદૂકે ફૂંકાઈ મરશે...

ચંબલના આ બે ખતરનાક ડાકુઓની ટોળી વચ્ચે એક વાર તો સીધી અથડામણ પણ થઈ જાત. કોતરોમાં દૂરથી બંને ટોળીએ એકબીજીને જોઈ. બંને ટોળીના માણસોએ 'ખાખી' કપડાં પહેર્યાં હતાં, એટલે રૂપાને લાગ્યું કે પોલીસ-કુત્તાઓ નીકળ્યા છે અને લાખને પણ એવું

જ માની રસ્તો બદલી નાખ્યો. નહીંતર પોલીસવાળા માટે એક અજબ ચમત્કાર સર્જાઈ જાત ! બેમાંથી એક પક્ષે ગોળીબાર શરૂ થાત તો દુશ્મનીનો અને એ બંને ડાકુ સરદારોનો ત્યારે જ અંત આવી ગયો હોત. પોલીસવાળાને ટાઢા પાણીએ ખસ જવા જેવું થઈ જાત !

પણ રૂપાની કુંડળીમાં કંઈક જુદું જ લાખાયું હતું.

'લખી નાખ કે એની બહેનને લઈને ગળથાજી મહાદેવના મેળામાં આવે. ત્યાંથી હું મેનાને સંભાળી લઈશ.'

રૂપાનો સાથી રાજારામ એને રસ્તો સુઝાડતો હતો. મેના સાથે એક રાતના સહવાસ પછી રૂપાની અનેક રાતો બેચેનીમાં ગુજરવા લાગી. ગમે તેવા માથાભારે મરદને પણ ખુશાલી કે આફતમાં ઓરત યાદ આવ્યા વિના રહેતી નથી. રાજારામે રૂપાને મેનાનું રટણ ભુલાવવા બીજા ઉપાયો અજમાવી જોયા. રાજસ્થાનની મશહૂર ગાવાવાળીના જલસા ગોઠવાયા, ઘણાં ઠેકાણાં દેખાડ્યાં, પણ રૂપો તો દરેક સ્ત્રીમાં મેનાને નિહાળતો. મેનાની ઝંખના ઘટવાને બદલે ઓર ઘૂંટાતી. તેમાં વળી પોલીસ આદુ ખાઈને પાછળ પડી હતી. સાથીઓ ખરી પડવા લાગ્યા. નાણાભીડ વધતી ગઈ. મેના માટે રૂપા વધુ ને વધુ બાવરો બનતો ગયો. પોલીસથી બચવા તેને મોટા ભાગે મધ્યપ્રદેશની બહાર રહેવું પડતું અને મેનાનો મેળાપ મુશ્કેલ બની ગયો.

રાજારામની વાત તેને સાચી લાગી. એક વાર મેના મધ્યપ્રદેશની હદ વટાવી દે પછી પોતે એને સંભાળી લેશે. જુદાઈ કાયમને માટે ટળી જશે. પૂતલી સુલ્તાના સાથે કોતરોમાં રહેતી તેમ મેના પણ પોતાને સાથ આપશે. આ સહવાસના પરિણામે પોતે બાપ બની શકશે. મેના પણ મા બનવા કેવી તલપાપડ થઈ રહી હતી ! એ રાતે પ્યારના નશામાં એ બોલી ગયેલી : 'રૂપા ! તારા જેવી માંજરી આંખો, વાંકડિયા વાળ, ગોરું મોં અને અણીદાર નાકવાળું છોકરું મારી કૂખે અવતરે એવા ઓરતા જાગ્યા છે મને !'

'મેના, તારા એ ઓરતા હું પૂરા કરીશ...' રૂપો બબડ્યો ત્યારે રાજારામ હસ્યો : 'રૂપા, શેખચલ્લી થવું રહેવા દે. પહેલાં તારી એ માશૂકાને સંદેશો પહોંચાડ. એના ભાઈને તાકીદ કર કે બહેનને લઈ મેળામાં આવી જાય. મેળા આડે હવે દસ દહાડા જ રહ્યા છે. ગળથાજી મહાદેવની માનતા માનવા ક્યાંક્યાંથી લોક આવે છે. એટલે એ બહાને ખેમો બહેનને લઈને ઘેરથી નીકળશે તો પોલીસ-કુત્તાઓને વહેમ નહીં પડે, સિવાય કે...' રાજારામ અચાનક અટકી ગયો.

'સિવાય કે શું ?' રૂપાની આંખો પહોળી થઈ. તેણે માન્યું કે રાજારામ મેનાના પ્યાર પર શક કરે છે. કદાચ એ ઘર છોડીને મારી સાથે ચાલી નીકળવા તૈયાર જ નહીં થાય એવું માનતો હશે. 'રાજારામ, તું જાણતો નથી. મેના મારા ખાતર ગમે તે કરવા તૈયાર થઈ જાય એવી લગન લગાડી છે મેં !'

'હું મેનાનો નહીં, એના ભાઈનો વિચાર કરું છું.' રાજારામે ખુલાસો કર્યો : 'ધાર કે એ એની બહેનનો તારી સાથે મેળાપ થવા દેવા માગતો ન હોય તો ?'

'ખેમો !' રૂપો તુચ્છકારભર્યું હસ્યો : 'એ તો મારો અર્ધો ગુલામ થઈ ચૂક્યો છે. બહેનની જોડે એ પણ ચંબલ પકડવા તૈયાર થઈ જશે.'

'તો પછી કરો કંકુના !' રાજારામનો ઉત્સાહ ઉછળ્યો : 'મેના અહીં આવી જાય પછી ધામધૂમથી તમારાં લગન લેશું !'

અને રૂપો પોતાના લગનની કંકોતરી લખતો હોય એવા ઉમળકાભેર મેનાના ભાઈ ખેમા પર ચિઠ્ઠી લખવા બેઠો. પણ ગ્રહોમાં માનનારા રૂપાએ ત્યારે ચોઘડિયું જોયું હોત તો ખ્યાલ આવત કે એ કાળ ચોઘડિયું હતું !

*

'રૂપાએ તેડું મોકલ્યું !' મેનાનો હરખ માતો નહોતો. સાસરિયેથી દિયર તેડવા આવ્યો હોય એટલા હેતથી એણે રૂપાના બાતમીદારની પરોણાગત કરી. ખેમાએ ફેરવીફેરવીને પેન્સિલથી લખાયેલો રૂપાનો કાગળ ઉકેલ્યો. પહેલાં તો આ તેડાએ એને ગૂંચવણમાં નાખ્યો. રૂપાને ના પાડવાની હિંમત ચાલતી નહોતી અને બહેનને સોંપી દેવાની ઇચ્છા થતી નહોતી. પહેલી વાર રૂપા સામે ચાલ ખેલવામાં પોતે પાછો પડ્યો ત્યારે ફફડી ઊઠ્યો હતો. રૂપાને જો વહેમ ગયો કે પોતે પોલીસને બાતમી આપી આવ્યો હતો તો-તો એ અર્ધી રાતે આવીને તેનો ખાતમો કરી જશે. થોડી રાતો એણે નીંદર વિના વિતાવેલી. પણ ધીમેધીમે ધરપત થવા માંડી. રૂપો ધ્યાન ચૂક્યો છે. ગૌરીશંકર ગોર જ પોલીસને લઈને આવ્યો હતો એની ભ્રમણામાં તેને પોતાના પર વહેમ ગયો નથી એની ખાતરી થયા પછી ખેમો ફરી બીજો દાવ ખેલવાની રાહ જોતો હતો. રૂપાના માથા પરનું ઇનામ એને જીતવું હતું, બહેનને એ ડાકુના લફરામાંથી બાકાત રાખવાના ફેંસલાને વળગી રહેવું હતું. અને રૂપાએ ફરી એ મોકો આપી દીધો.

'ના, બહેન, ગળથાજીના મેળામાં આપણાથી ન જવાય.' ખેમાએ મેનાને મનાવવા માંડી : 'પોલીસવાળાની નજર બહુ ચકોર હોય છે. આપણા સગડ લઈને રસ્તામાં જ આંતરી લે. તને ને મનેય જેલભેગાં કરી દે !'

'પણ પોલીસવાળાની નજર ચૂકવીને જતાં રહેશું.' મેના રૂપાને મળવા તલપાપડ બની હતી. રોજ રાતે એના શરીરમાં કળતર થઈ આવતી. રૂપો આવ્યો એવા ભણકારા સાંભળીને અંગોમાં આગ લાગતી. વાસના ભરડો લઈને શરીરને ભીંસ્યા કરતી. મા બનવાની ઘેલછા મનને ચીંટિયા ભર્યા કરતી. અને હવે મેળાપની ઘડી આવી ત્યારે બીકણ ભાઈ દૂધમાંથી પોરા કાઢવા બેઠો !

ભાઈ-બહેન વચ્ચે આ વાતચીત ચાલતી હતી ત્યારે રૂપાનો પેલો બાતમીદાર બહાર રાખેલા ખાટલામાં મેનાએ ભરી આપેલો હુક્કો ગગડાવતો હતો.

'બહેન મારી !' ખેમાએ બનાવટી હેત ઢોળીને કહ્યું : 'રૂપો જાતે જ અહીં આવીને શું કામ તને લઈ નથી જતો ?'

અને મેનાની આંખો પહોળી થઈ ગઈ. એને ભાઈ પર ખીજ ચડી : 'આપણા કરતાં પોલીસવાળા એના પર વધુ નજર રાખે છે એ કેમ સમજતા નથી તમે ?'

'એથી શું થયું ? આપણા કરતાં રૂપો બહાદુરેય ઘણો છે ને ?' ખેમાએ દલીલ ઉપજાવી કાઢી : 'થોડા વખત પહેલાં ગ્વાલિયરના ઠાકુરને ત્યાં ધાડ પાડવા તો આવ્યો'તો અને પોલીસ આંખ ચોળતી રહી ગઈ ! તો શું અહીં તને લેવા નહીં આવે ?'

મેના ભોળી તો નહોતી, છતાં ભાઈના પેટનું કપટ એ પામી ન શકી. એણે એમ જ માન્યું કે ભાઈમાં હિંમત ઓછી છે ! એવો વિચારેય ન આવ્યો કે ભાઈની દાનત ખોરી છે ! રૂપો આવીને પોતાનું અપહરણ કરી જાય એ ખ્યાલ તેને મીઠી ધ્રુજારી આપી ગયો. પોતે સામે ચાલીને ન જાય તોપણ રૂપો એને લેવા જરૂર આવવાનો. આખા ઇલાકામાં હોહા થઈ જશ : મેનાને રૂપો ઉઠાવી ગયો. એના પ્યારને ખાતર પોલીસની પણ પરવા ન કરી !

માંડવે વરઘોડો આવતો હોય ત્યારે બૅન્ડવાજાં કે શરણાઈના સૂર સાંભળીને કન્યાના દિલમાં આહ્‌લાદક ઝણઝણાટી જાગે એવી ધ્રુજારી મેનાને થઈ આવી.

'ભલે, ખેમાભાઈ, આ બાતમીદારને સમજાવીને ''એમને'' કહેવડાવી દ્યો કે મહાદેવના મેળા પહેલાં જ અહીં આવીને મને લઈ જાય. વરસાદમાં જુદાઈ બહુ વસમી લાગે છે !'

'હઠ ભૂંડી !' ખેમાના હોઠ પર શબ્દો આવી ગયા : 'સગા મોટા ભાઈ સામે આવી વાત કરતાં શરમાતીય નથી !' પણ પોતાનું ધાર્યું થઈ રહ્યું હોવાની ખુશાલીમાં ખેમો બહેનની બેશરમી ચાવી ગયો.

'મેના, તમારી બેની વાતમાં તું મને વચ્ચે નહીં નાખ.' ખેમો ખંધું હસ્યો : 'એણે તને મેળામાં તેડાવી અને બાતમીદારને હું ના કહું તો રૂપો એમ જ માને કે ખેમો આડો પડે છે; એને બદલે કાગળનો જવાબ તું બોલતા કાગળથી જ આપ ને ! તને બે અક્ષર પાડતાં તો આવડે છે. હમણાં તું પેલી વરસાદમાં જુદાઈની વાત બોલી ગઈ ને, એવું કાંઈક લખી નાખ...'

'એ...મ !' મેનાને ચાનક ચડી. ભણેલાંઓ પરણ્યા પહેલાં પ્રેમપત્ર લખે છે એવું શહેરવાળી એક બહેનપણીને બોલતી સાંભળેલી. મેનાનેય આવો 'નખરો' કરવાની ચટપટી જાગી અને પેન્સિલની અણીને જીભે અડાડી અક્ષરો ઘૂંટીઘૂંટીને રૂપા પર બોલતો કાગળ લખી નાખ્યો.

*

રૂપા જેવો ડાકુ એક ઓરતના હસ્તાક્ષરની ચાર-છ લીટીઓમાં લટ્ટુ બની ગયો.

'વહાલા, વરસાદમાં જુદાઈ બહુ વસમી લાગે છે. વાજતેગાજતે નહીં તો છાનાછપના આવીને મારું હરણ કરી જાઓ. પછી બંદૂકના ધડાકા વચ્ચે હું તમારી થઈ જઈશ. મોડું ના કરશો !

**– તમારી રાતરાણી મેના !'**

*

'રાતરાણી' શબ્દ રૂપાના હૈયાસોંસરવો ઊતરી ગયો. 'જાલિમની જબાન્ તો ધારદાર છે જ, પણ લખાણમાંય ઓછી કાતિલ નથી !'

ઘૂંટાયેલા એ અક્ષરોથી રૂપાના દિલમાં ઘેન ઘૂંટાવા લાગ્યું : 'રાજારામ, માશૂકાનો બુલાવો

આવ્યો અને રૂપો ન જાય એ કેમ બને ?' અને પછી રંગમાં આવીને રાગમાં લલકારવા લાગ્યો : 'પિયા બિન નાહીં આવત ચૈન !'

બેચેન રૂપાએ ફેંસલો કરી નાખ્યો : 'રાજારામ, હવે તો સોનકાપુરા જઈને મેનાને ઉઠાવી લાવવી છે. એના કહેવા પ્રમાણે વાજતે-ગાજતે નહીં તો બંદૂકના ધડાકે વહુ લઈ આવવી છે... કરો તૈયારી !'

પણ લુક્કો આડો પડ્યો. એનું મન માનતું નહોતું. એક તો રૂપો ટોળીમાં ઓરતનું લફરું લઈ આવે એ તેને પસંદ નહોતું. સુલ્તાના-પૂતલીના કિસ્સામાં બન્યું હતું તેમ સાથીઓમાં અદેખાઈ, વહેમ અને વેરઝેર ઊભાં થાય. રૂપો બૈરીમાં રચ્યોપચ્યો રહે, રઝળપાટમાં પણ બૈરી બોજ બની જાય અને લુક્કાને સૌથી મોટો વાંધો તો મધ્યપ્રદેશમાં જવા સામે હતો. ત્યાંની પોલીસ રૂપાને ફસાવવા માટે ટાંપીને બેઠી છે. આજકાલ હમણાં થોડો પોરો ખાય છે, પણ કોને ખબર એમાંય રૂપાને ફસાવવાની ચાલ નહીં હોય ?

પણ લુક્કો રૂપાને સાથ આપવાનો સાફ ઇન્કાર ન કરી શક્યો. તેણે વાત જુદી રીતે રજૂ કરવી પડી : 'થોડો વખત થોભી જા, રૂપા, શ્રાવણ-ભાદરવો જવા દે, આસોમાં આપણે એને ઉપાડી લાવીશું.'

લુક્કા અને રૂપા વચ્ચે જિગરી દોસ્તી હતી, નહીંતર એના આ પ્રસ્તાવને રૂપો ઝાટકા સાથે મોં પર સામો ફટકારી દેત. 'વાહ રે યાર !' તેણે મજાકનાં ઢંગમાં કહ્યું : 'મહિને-બે-મહિને ભાભીને મળવા ઊપડી જાય છે ત્યારે અમે તારો હાથ પકડી રાખતા નથી અને અમને આસો મહિના લગી રાહ જોવાનું કહે છે ? એક વાર એ મેનાને જો, પછી કહેજે કે એના વગર બે મહિના શું, બે રાતની જુદાઈ પણ ખમી શકાય એમ નથી !'

લુક્કાને રૂપાની જીદ કઠી. બીજી દલીલો કરીને તેને ઇરાદો આઘો ઠેલવા સમજાવ્યું ત્યારે રૂપો માંડ આસો મહિના લગી ખમવા તૈયાર થયો અને મેનાને જાણ કરી કે બે મહિના ખેંચી કાઢ પછી જુદાઈનો પૂરો બદલો વાળી આપીશ !

અને પોણાબે મહિના પછી અઢાર સાગરીતોની ટોળી સાથે રૂપો રાજસ્થાનની હદ છોડી ઉત્તરપ્રદેશ થઈને મધ્યપ્રદેશમાં ભીંડ તરફ જવા રવાના થઈ ગયો ત્યારે એના હોઠ પર પેલું ગીત વારંવાર ગુંજી ઊઠ્યું હતું :

'પિયા બિન નાહીં આવત ચૈન !'

*

ઍન્ટિ-ડેકોઈટી ઑપરેશનના ઝોનલ ઓફિસર ક્વીનસાહેબે હુકમ કરી દીધો હતો કે હમણાં બે મહિના રૂપાને કોઈ વતાવશો નહીં. એને એમ લાગવા દો કે આપણે હમણાં ઠંડા પડી ગયા છીએ, લાખનની પાછળ લાગ્યા છીએ.

રૂપાને રાજસ્થાનની સરહદ ઓળંગવામાં કોઈ વિઘ્ન ન નડ્યું, ત્યાંથી આગ્રા-ઉત્તરપ્રદેશમાંય

આસાનીથી આવી ગયો. બાતમીદારોની વાત તેને સાચી લાગી : 'બધા જ પોલીસ-કુત્તાઓ એકીસાથે રજા પર ઊતરી ગયા લાગે છે !'

અને આ ધરપતમાં રૂપાને શું સૂઝ્યું કે આગ્રાનો એક બૈજનાથ ગુર્જર હડફેટમાં આવ્યો તેનેય બાન તરીકે ઉપાડી લીધો : 'તારા સગાને કહેવડાવી દે કે પચીસ હજાર અમુક જગ્યાએ પહોંચાડી જાય, પછી જ તારો છૂટકારો થશે.'

બિચારો બૈજનાથ ! બાનની રકમનો બંદોબસ્ત કરી શક્યો નહીં એટલે એને રૂપાની ટોળી સાથે ચંબલની કોતરોમાં ભટકવાનું આવ્યું.

આગ્રાથી ચંબલ ઓળંગીને મધ્યપ્રદેશમાં ભીંડવિસ્તારમાં ટોળીએ રાતવાસો કરવા પડાવ નાખ્યો. ત્યાંથી એક બાતમીદારને પીપરાઈની કોતરો સુધી જાંચ કરવા દોડાવ્યો : 'જા, જઈને જોઈ આવ કે ખાખી કુત્તાઓની હિલચાલ કેવીક છે.'

સવાર સુધીમાં તો ખબર આવી ગયા કે રસ્તો સાફ છે. પોલીસનું એક ચકલુંય ફરકતું નથી.

અને બપોર સુધીમાં ટોળી પીપરાઈની કોતરોમાં પહોંચી ગઈ. નક્કી થયું કે બાકીના સાગરીતોએ ત્યાં પોરો ખાવો અને રૂપો રાજારામ સાથે સોનકાપુરા જઈને મેનાને ઉપાડી લાવે.

*

કમાન્ડર ક્વીન સોનકાપુરા ગામે બપોરનો વિસામો લેવા રોકાયા હતા. આસો મહિનાના વીસ દિવસ વીતી ચૂક્યા છતાં રૂપો આ તરફ ફરક્યો નહીં એટલે ખેમા તરફથી મળેલી બાતમી પરથી એમનો ભરોસો ફટકવા લાગ્યો હતો. છતાં રોજ દરેક હેડક્વાર્ટર પર એક આંટો મારવાનું તેઓ ચૂકતા નહીં. નાગરા અને ભીંડ વચ્ચે સવાર-સાંજ એમની જીપ ફર્યા કરતી : 'કાંઈ એંધાણ ?' એટલું પૂછીને સૌને તેઓ સાબદા રાખતા.

સોનકાપુરા ગામે વિસામો લેતાંલેતાં હજુ તો એમની આંખો મીંચાણી નહોતી ત્યાં ફોજદાર જાનકીનાથ હાંફળાફાંફળા દોડી આવ્યા : 'સાહેબ, જી-વન પીપરાઈની કોતરો તરફ જતી દેખાય છે. હમણાં બાતમી મળી.'

ક્વીનસાહેબ સફાળા બેઠા થઈ ગયા. ચહેરા પરની રેખાઓ ઉત્તેજનાથી તંગ થવા લાગી. જી-વન ! ગૅન્ગ નંબર એક... રૂપાની ટોળી !

ફોજદાર જાનકીનાથ લાલચુ હાસ્ય ફરકાવતો સામે ઊભો હતો. ક્વીનસાહેબ સમજી ગયા : રૂપાનું વીસ હજારનું ઇનામ ફોજદારના મગજમાં ઘૂમરી ખાઈ રહ્યું છે. ઇનામ માટે હક્ક કરવા હજુ તો ઘણા હાજર થશે. ખેમો પણ એ જ લાલચ પંપાળતો બેઠો હશે... પણ હજુ રૂપો જીવતો-જાગતો, સાજો-સારો છે. કોને ખબર આ વખતે પણ હાથતાળી નહીં આપી જાય ?

છતાં ક્વીનસાહેબ ઝપાટાભેર જીપમાં બેસી ગયા. વાયરલેસ ચાલુ કર્યો. દરેક સેક્ટર પર સૂચનાઓ ગર્જી ઊઠી : 'તમે બટૅલિયન લઈ ને આ તરફ જાઓ, તમે પેલી બાજુનું નાકું દબાવી

રાખો... જમાદાર બાલમસિંહ, તમે પીપરાઈની કોતરોનું પછવાડું સંભાળો. કંપની કમાન્ડર કરતારસિંઘ, એમ્બુશપાર્ટી તૈયાર રાખો. ત્રણ પલટનને ત્રણ બાજુથી ધસારો કરવા કહો. સૂરજ આથમે એ પહેલાં એન્કાઉન્ટર (ધિંગાણું) પતી જવું જોઈએ...'

કરોળિયાના જાળાની જેમ પોલીસ સોનકાપુરા, પીપરાઈથી છેક ભીંડ અને ઝહરપુરા ફરતે ઘેરો ઘાલવા મંડી. એક ટોળીનો સામનો કરવા માટે સેંકડો ટુકડીઓ રાઈફલો, ટોમીગન, દૂરબીનો અને વાયરલેસ સેટ સાથે સજ્જ થઈને નીકળી પડી. કમાન્ડર ક્વીનની જીપ ધૂળ ઉડાડતી દોડતી રહી. વાયરલેસથી સમાચાર મળતા રહ્યા : ક્યાંક્યાં જાપ્તો ગોઠવાયો છે ? ક્યાં-ક્યાં નાકાં દબાવ્યાં છે ? ડાકુને નાસી છૂટવા માટેનો કોઈ ખૂણો ખુલ્લો રહી ગયો નથી ને ?

જીપના વ્હીલની જેમ એમની કાંડાઘડિયાળનો કાંટો ઝડપભેર ફરતો જતો હતો. કમાન્ડર ક્વીનને અધીરાઈ હતી, ચટપટી જાગી હતી, છતાં બંદોબસ્તમાં કોઈક કચાશ રહી જવા ન પામે એની પૂરી ચોક્સાઈ કરી લેવા માગતા હતા. અગાઉ અનેક વાર આવી અધીરાઈ છક્કડ ખવડાવી ગઈ છે.

ઝડપભેર નમતા સૂરજ તરફ જોઈને ક્વીનસાહેબે વાયરલેસ પર પોલીસ-ઉપરી રૂસ્તમજીને આખરી હુકમ આપી દીધો : 'એટૅક !' રૂસ્તમજીએ કરતારસિંગને હુકમ ટ્રાન્સફર કર્યો : 'ચાર્જ !' કરતારસિંગે બાલમસિંહને સાવધ કરી દીધો : 'અમે ત્રણ બાજુએથી ધસી જઈએ છીએ. ચોથી બાજુએ તમે અડીખમ ઊભા રહેજો - લાઈક એ રૉક !'

'ઓકે, સર !'

વાયરલેસ સેટ મૂંગા થઈ ગયા અને રૂપાની ટોળી ઘેરાવા લાગી.

*

કોતર અને સડક વચ્ચેના સો ગજના ફાંસલામાંથી રૂપો અને રાજારામ હજુ તો અર્ધે જ પહોંચ્યા હતા ત્યાં લુક્કાની રાડ સંભળાણી : 'પોલીસ-કુત્તાઓ !'

પગમાં સાપ વીંટળાઈ ગયો હોય તેમ રૂપા ને રાજારામે કૂદીને પાછળ જોયું. લુક્કો અને સાથીઓ કોતરોની આડશ લેવાની દોડધામમાં પડી ગયેલા દેખાયા.

'પાછા ભાગો !' રૂપાએ રાજારામનો હાથ પકડી કોતરો તરફ દોટ મૂકી. પચીસ ગજ છેટે જઈને અચાનક રૂપાને ભાન થયું કે ખુલ્લા મેદાનમાં આમ દોડવામાં મૂર્ખાઈ થઈ રહી છે. રાજારામને ઝાટકો મારી એ ગોઠણભેર બેસી ગયો : 'કદાચ પાછળથી ગોળી ધસી આવશે !'

જમીન પર રેંગતા બંનેએ બાકીનું અંતર વટાવ્યું અને કોતરો શરૂ થઈ, એટલે બંદૂકો તાણીને ભેખડની આડશે ગોઠવાઈ ગયા. હજુય રૂપાને તોળાઈ રહેલા ભયનો ખરો ખ્યાલ આવ્યો નહોતો : 'લુક્કા, કોણે આપણને બિવડાવ્યા ?' તેના અવાજમાં મેનાને મળવામાં થયેલા વિલંબનો રોષ હતો : 'કુત્તાઓ ક્યાં દેખાયા ?'

લુક્કાએ ઉત્તર દિશામાંથી નજર અને બંદૂકની નાળ ઉઠાવ્યા વિના જ રૂપા તરફ દૂરબીન

ફેંક્યું : 'આ તરફ જો... કુત્તાને આપણી ગંધ આવી ગઈ લાગે છે. ધીમેધીમે કોતરોની આડશે આગળ વધી રહ્યા છે.'

કતરાતી આંખો પર રૂપાએ દૂરબીન માંડી. ઉત્તરમાં જોયું. લુક્કાની વાત સાચી હતી. બસો-ત્રણસો ગજ છેટે બેત્રણ ટુકડીઓમાં પોલીસ સાવધપણે આગળ વધીને નજદીક આવતી જતી હતી.. રૂપાના હોઠ ભિડાયા. દાંત કચકચાવીને તેણે સાથીઓને સાબદા કર્યા : 'દક્ષિણ તરફ સરકવા માંડો.' અને પોતે સૌની મોખરે થઈ ગયો.

પણ વીસ-પચીસ ગજ કાપ્યા ત્યાં એના પગ થંભી ગયા. પહેલી વાર એના કાળજે થરથરાટી અનુભવી : 'સાલ્લાઓ આ તરફથી પણ ધસી આવે છે !'

દૂરબીન માંડીને તેણે દક્ષિણની હિલચાલ નિહાળી. શીખ ઉપરીની પાઘડી નજરે ચડી ગઈ. રૂપાએ ફરી દાંત કચકચાવ્યા. દૂરબીન હઠાવીને ટેલિસ્કોપ રાઈફલ પર નજર માંડી. રાઈફલના દૂરબીનમાંથી નિશાન બરાબર કળાતું હતું. ઘોડા પર આંગળી દબાવતાં જ એ સરદારજીની ખોપરી ફાટી પડવાની... પણ રૂપાએ આંગળી પાછી ખેંચી લીધી : નહીં હજુ એમને ખાતરી નથી કે અમે ક્યાં છીએ. નહીંતર પોલીસ-ઉપરી માથું ઊંચું રાખીને ન ચાલે. ધડાકો કરી એમનું ધ્યાન ખેંચવું નથી. હજુ પૂર્વનો રસ્તો ચકાસી જોવો છે. ચાર માઈલ છેટે જ ચંબલ વહે છે. ઝડપ કરીને નીકળી જઈએ તો કુત્તાઓ એકબીજા સાથે જ ટકરાશે...

હાથની ઇશારત કરીને રૂપાએ અઢારે સાથીઓને પૂર્વ તરફ વાળી લીધા. પેલો બૈજનાથ બિચારો ડાકુઓની સાથે ઘસડાતો હતો. નાક પર આંગળી મૂકીને રૂપાએ સૌને સાબદા કર્યા : 'જરાય બેખબર ન રહેતા !' બાન તરીકે સાથે લીધેલા બૈજનાથને પણ ધમકાવ્યો : 'સાલ્લા, જરાય અવાજ કરીશ તો ફૂંકી મારીશ !'

રૂપાની ઇશારતે સૌના શ્વાસ અધ્ધર કરી દીધા. નક્કી જોખમ મોટું છે ! રૂપાના ચહેરા પર ભયનો આવો ઓછાયો પહેલાં ક્યારેય જોવા મળ્યો નહોતો.

દસ, પંદર, પચીસ, ચાલીસ મિનિટ સાવધપણે ડાકુઓ પાછળ તરફ સરકતા રહ્યા. પોલીસને એમની હિલચાલની ગંધ આવી હોય એમ જણાતું નહોતું. રૂપાની સ્ફૂર્તિ વધતી જતી હતી : નક્કી હવે છટકી જવાના... ફરી એક વાર એ કુત્તાઓને હાથતાળી આપી જવાના...

અને ઉત્તર તરફથી બંદૂક ગર્જી ઊઠી.

રૂપો અને સાથીઓ સમસમી ગયા. શ્વાસ રોકીને થોડી વાર અઢારે ડાકુઓ ચૂપચાપ બેસી ગયા. રૂપાનું તેજ દિમાગ મામલાનો કયાસ કાઢવામાં રોકાયું હતું. પોલીસે ગોળીબાર શા માટે કર્યો ? એમને નાસી જતા રોકવા માટે કે સામો ગોળીબાર થાય તો ડાકુઓ ક્યાં છે એનાં એંધાણ મેળવવા માટે ?

રૂપો એટલો ભોળો નહોતો. ઉશ્કેરાઈ જઈને તે બંદૂકથી જવાબ આપવા માગતો નહોતો. એને તો કોતરોની ભુલભુલામણીમાં પોલીસને અટવાવીને પૂર્વ દિશામાં ચંબલ નદી સુધી પહોંચી જવું હતું, સૂરજ આથમી જાય અને અંધારાં ઊતરવા લાગે ત્યાં સુધીનો સમય સાચવી લેવો હતો.

રૂપાએ પશ્ચિમ તરફ નજર નાખી અને એ તરફથી ધડાકો થયો. હવે રૂપાને ફડકો પડ્યો. તેના સાથીઓય ગભરાટ અનુભવવા લાગ્યા. પોલીસ ઉત્તર-દક્ષિણ ઉપરાંત પશ્ચિમમાં પણ છે અને ત્રણપાંખિયો ધસારો કરતી આગળ વધે છે એ ખ્યાલ દરેકને ખટકી ગયો. શું ચોથી દિશામાં પોલીસપાર્ટી નહીં હોય ?

ચંબલ હવે સવા-દોઢ માઈલ દૂર હતી. છેલ્લો ફાંસલો વટાવવા માટે બહુ ઝડપ કરે તો જ ત્રણપાંખિયા ધસારામાંથી છટકી શકાય. રૂપાએ ફેંસલો કરીને હાંક મારી : 'જેમ ફાવે તેમ છટકી જાઓ !' અને પોતે પૂર્વ દિશા તરફ દોટ મૂકી. રાજારામ તેની લગોલગ રહ્યો. લુક્કાએ બૈજનાથને પેટમાં પાટુ મારી દૂર ધકેલી દીધો : 'સાલ્લા ! અહીં જ સબડ્યા કરજે !'

પણ રૂપો પંદર ગજ કાપે છે ત્યાં ત્રણ બાજુએથી ધોધમાર ગોળીઓ વરસવા લાગી. પોલીસપાર્ટીએ નાસતા ડાકુઓને રોકવા મથતી હોય એવો દેખાવ થયો. હવે ડાકુઓ પણ બંદૂકોને મૂંગી રાખી ન શક્યા. વળતો જવાબ આપવા માટે તેમને આડશ લઈને ગોઠવાઈ જવું પડ્યું. થોડાક ધડાકા કરી ફરી આગળ વધી જવાની રમતથી એ પોલીસને ત્યાં ને ત્યાં જ રોકી રાખવાની ચાલ ખેલતા હતા. ગમે તેમ કરીને અંધારું થઈ જવા સુધી બંને વચ્ચેનું અંતર ટકી રહેવું જોઈએ.

ચંબલની કોતરોમાં ધડાકાના પડઘા વધુ બિહામણા લાગતા હતા. બિચારો બૈજનાથ પહેલાં તો ડાકુના સકંજામાંથી છૂટવા માટે ખુશ થયો, પણ તેના પરથી ગોળીઓ પસાર થવા લાગી ત્યારે ટૂંટિયું વાળીને ભગવાનનું નામ લેતો જિંદગીની ઘડીઓ ગણવા લાગ્યો. કુદરત એને બચાવવા માગતી હતી કે પોલીસની જ ગોળીનો શિકાર બનાવીને ખતમ કરવા ઇચ્છતી હતી ?

છેલ્લો એક માઈલ બાકી રહ્યો. રૂપાને ખળખળ વહેતી ચંબલના પ્રવાહનો આછો અવાજ પણ સંભળાવા લાગ્યો, બહુ મીઠો લાગ્યો. જાણે નાનું બાળક આફત વખતે માના ખોળામાં આશરો લેવા દોડી જાય અને માનો સાદ સાંભળીને ભયમુક્ત બનીને જુસ્સાભેર ભાગે તેમ રૂપાએ ચંબલ તરફ દોટ મૂકી - જિંદગી માટે એની એ દોટ હતી !

પણ સાક્ષાત્ કાળ જેવો બાલમસિંહ ખડકની જેમ રસ્તો રોકીને ઊભો હતો. રૂપો અને રાજારામ પાછળના ભયના વિચારમાં ભાગતા હતા ત્યાં સન...ન...ન કરતી ગોળીઓ વરસવા લાગી. બાલમસિંહની ટોમગને રાજારામના લમણાનું આબાદ નિશાન લીધું. એક ચિત્કાર થયો અને બંદૂકના ધડાકાઓમાં કચડાઈ ગયો.

લુક્કો આ ચિત્કાર સાંભળીને છંછેડાયો. તેણે આગળ વધવાનું માંડી વાળી સાથીઓને આડશ પકડી લેવા પડકાર કર્યો : 'મારો સાલ્લા કુત્તાઓને !'

એકીસાથે અનેક બંદૂકો ગર્જી ઊઠી. ચંબલની કોતરો ધ્રૂજી ઊઠી. આંધળો ગોળીબાર ચાલતો રહ્યો. ધાણીની જેમ ગોળીઓ ફૂટતી રહી. અંધારામાં એ ઘમસાણ વધુ ભયાનક લાગતું હતું. કારતૂસોનો બેફામ ખુરદો બોલતો હતો. કોઈને નિશાન સાધવાની પરવા નહોતી. બસ, લડાય ત્યાં સુધી લડી લેવાના ઝનૂનમાં બધા હતા.

અંધારાં વધતાં ગયાં. બે કલાક, ત્રણ કલાક ગોળીઓનો મારો ચાલતો રહ્યો. ઘડીક તો લાગ્યું કે સવાર સુધી આ ધિંગાણું અટકશે નહીં.

પણ અચાનક સોપો પડી ગયો. પોલીસવાળાને ઘણી વારે ખબર પડી કે હવે એ લોકો જ આપસ-આપસમાં અંધારામાં ગોળીબાર કરી રહ્યા છે. ડાકુઓ તરફથી કોઈ જવાબ મળતા નથી. તો શું એ બધા જ ખતમ થઈ ગયા ? પણ એવી ધારણા મૂર્ખાઈભરી હતી. કોતરોની આડશમાં અંધારાના અંચળામાં કોઈ કોઈને દેખાતું જ ક્યાં હતું ? ગોળીનું સીધું નિશાન કોઈને લાગવાનું જ નહોતું, પછી ખતમ થવાનો સવાલ ક્યાં હતો ? તો શું તેઓ છટકી ગયા ?

અને સવાર સુધી દરેક ટુકડીને પોતપોતાની પોઝિશન પર જાપતો રાખવાની સૂચના અપાઈ ગઈ. ચંબલની કોતરો સૂમસામ થઈ ગઈ. ક્વીનસાહેબ આસો વદના અંધારામાં તાકતા ઘણી વાર સુધી બેસી રહ્યા : કોને ખબર આ અંધકારમાં શું છુપાયું હશે ? રૂપા અને તેના સાથીઓમાંથી કોની લાશ આ અંધારામાં ઓઢીને કોતરોમાં પડી હશે ?

*

મળસકું થયું ત્યાં કમાન્ડર ક્વીન અને રૂસ્તમજી પોલીસપાર્ટી સાથે ધિંગાણાની જગ્યા તરફ ઊપડી ગયા. એમના પગમાં કળતર હતી, કાળજે થડકો હતો અને મનમાં રહસ્યમય ઉચાટ હતો.

કારતૂસના ફૂટી ગયેલા ટોટા પગ નીચે કચડાતા હતા. ધૂળમાં નાસભાગનાં પગલાં કળાતાં હતાં. થોડુંક આગળ વધ્યા ત્યાં રૂસ્તમજીએ ક્વીનસાહેબનો હાથ પકડી લીધો : 'લોહીના ડાઘ !' એમના અવાજમાં આનંદની ઉત્તેજના હતી. ક્વીનસાહેબની આંખો ચમકી ઊઠી. આશા બળવત્તર થઈ. કોનું લોહી હશે એ ? ઉત્કંઠા તીવ્ર બનવા લાગી.

બીજા દસ ગજ વટાવ્યા ત્યાં એક લાશ દેખાણી. પાંચ ફૂટ છેટે બંને સાહેબો થંભી ગયા. સામસામે નજર કરી લીધી. લાશ ઊંધી પડી હતી. એક હાથમાં બંદૂક હતી. બીજો હાથ છાતી પર દબાયેલો હતો. એક પગ વળેલો હતો, બીજો સીધો.

છેલ્લાં દસ ડગલાં ક્વીનસાહેબ પોતાનો મોભો ભૂલીને પણ દોડી ગયા અને ઝાટકા સાથે લાશનો કાંઠલો પકડી તેને ચત્તી કરી દીધી. ચહેરો જોતાં જ મોંમાંથી સિસકારો નીકળી ગયો : 'ઓહ, આ તો રાજારામ !'

'ચાલો, રૂપો નહીં તો એનો માનીતો સાથી તો ઢળી ગયો.' રૂસ્તમજીએ દિલાસો લીધો : 'જોઈએ, હજુ આગળ શું મળે છે ?'

'ઉધર દેખો !' થોડે દૂર ઊભેલા કરતારસિંગે એક ખડક પાછળ આંગળી ચીંધી : 'કોઈક છુપાયેલું દેખાય છે.'

ત્રણે ઉપરીઓના હાથ પોતપોતાના હથિયાર પર ગયા : 'કોણ છે ત્યાં ?' ક્વીનસાહેબે હાંક મારી. પેલી વ્યક્તિ સહેજ ધ્રૂજતી દેખાણી. 'હથિયાર ફગાવીને શરણે થઈ જા !' રૂસ્તમજીએ ધમકી આપી : 'નહીંતર ઠાર થઈશ !'

પણ એ ધ્રૂજતો આદમી જ્યારે ઊભો થયો ત્યારે ત્રણેની આંખો પહોળી થઈ ગઈ : ‘અરે, આ ડાકુ નથી લાગતો !’

‘ના, ભાઈસા’બ ! હું ડાકુ નથી.’ બૈજનાથ દોડતો આવીને ક્વીનસાહેબને પગે પડી ગયો : ‘રૂપાના સાથીઓ મને બાન તરીકે આગ્રાથી ઉઠાવી લાવ્યા’તા.’

એટલી વારમાં તો એ ચોધાર આંસુએ રડવા માંડ્યો.

‘ચાલ, ઊભો થા અને બતાવ, રૂપો કઈ તરફ ભાગ્યો હતો.’

બૈજનાથે આખી રાત ફફડાકામાં વિતાવી હતી. આગળ ચાલવા માટે પગમાં તાકાત રહી નહોતી, હિંમત પણ નહોતી, છતાં સાહેબના હુકમને તાબે થયો, પણ તે એમની પાછળ-પાછળ જ ચાલીને !

એક ફર્લાંગ સુધીમાં ક્વીનસાહેબનો શ્વાસ અધ્ધર ચડી ગયો. દરેક પગલે આશા કચડાતી જતી હતી, હતાશા ડંખ મારતી જતી હતી : છટકી ગયો ! આખરે રૂપો હાથતાળી દઈ ગયો...!

‘જુઓ, ત્યાં કાંઈક છે !’ રૂસ્તમજીના અવાજે આંચકો આપ્યો. એક ખાડામાં કાંઈક છુપાયેલું દેખાયું. ત્રણે જણા બંદૂક-પિસ્તોલ તાકીને ખાડા તરફ ધસી ગયા. બૈજનાથ ગભરાટનો માર્યો ત્યાં જ ખોડાઈ રહ્યો.

મોટા ખાડામાં એક કપડામાં કાંઈક વીંટીને રાખ્યું હતું. ક્વીનસાહેબે ઝાટકા સાથે એ કપડું ખેંચ્યું અને ત્રણે પર વીજળી પડી : રૂપો !

અર્ધી મીંચાયેલી આંખો, ઉઘાડા હોઠ વચ્ચે દેખાતા ઉપર-નીચેના ત્રણત્રણ દાંત, અણીદાર મૂછો, પોપટિયું નાખ, મોટું કપાળ, લાંબા વાળ અને એકાદ દિવસની વધી ગયેલી આછી દાઢી.

આ જ રૂપો ! ચંબલનો રૂપાળો, ઘાતકી, ચાલબાજ અને ચપળ ડાકુ ! બસો-બસો હત્યાઓ કરી માનસિંહની ટોળીનાં નામ અને ધાક કાયમ રાખી વરસો લગી ઝઝૂમનાર એક બ્રાહ્મણ જુવાન ! ફક્ત એક જ ગોળીમાં ઢળી પડ્યો !

પણ એની લાશને કપડામાં વીંટીને અહીં કેમ રાખવામાં આવી ? લોહીનાં નિશાન અને ધૂળમાં પડેલા પહોળા ચીલા પરથી અનુમાન થયું કે રૂપાના સાથીઓ તેની લાશને લઈ જવા માટે બહુ ઝઝૂમ્યા હશે ! કદાચ બેત્રણ કલાક સુધી એટલે ગોળીબાર ચાલુ રહ્યો હશે. રૂપાનું શબ પોલીસના હાથમાં ન જાય, એ મરી ગયો છે તેની કોઈને જાણ ન થાય અને એના નામે ટોળી ચાલ્યા કરે !

રૂપાની લાશનો કબજો લીધા પછી તેના ખિસ્સામાંથી બીજી ચીજો સાથે એક ચબરખી પણ ક્વીનસાહેબના હાથમાં આવી. એમાં લખ્યું હતું : ‘વરસાદમાં જુદાઈ બહુ વસમી લાગે છે. જલદી આવીને મને ઉઠાવી જાઓ...’

ચબરખી વાંચીને ક્વીનસાહેબથી પણ ઊંડો નિસાસો નંખાઈ ગયો.



# સાતાર

૨૬ ઑક્ટોબર, ૧૯૫૯ની એ રાત રૂપા માટે કાળ ચોઘડિયું લઈ આવી અને ૨૭મીની સવારે કમાન્ડર ક્વીન માટે સોનાનો સૂરજ ઊગ્યો. પોલીસ-ઉપરી રૂસ્તમજીએ તૈયાર કરેલી ડાકુઓની નામાવલિમાંથી મોખરાનું એક નામ છેકાઈ ગયું. રૂપનારાયણ શર્માના નામ પર લાલ ચોકડી લાગી ગઈ.

અખબારોનાં મથાળાં ચમકી ગયાં. રૂપા અને રાજારામની લાશના ફોટા છપાયા ન હોત તો કદાચ લોકો આ સમાચાર સાચા માનત નહીં !

અમદાવાદની એક મિલમાં સાળ ચલાવતા લક્ષ્મીનારાયણને બાજુવાળા કારીગરે હાંક મારી : 'લક્ષ્મી, તેં છાપામાં વાંચ્યું કે નહીં ? તમારા તરફનો પેલો ખતરનાક ડાકુ રૂપા મરાયો !'

'હેં !' લક્ષ્મીનારાયણનો હાથ ઝાટકા સાથે સંચા પરથી ખેંચાયો : 'રૂપો મરાયો !' એના મોંમાંથી નીકળેલો નિસાસો ફટાફટ ચાલતાં સંચાના કોલાહલમાં કચડાઈ ગયો. સગા ભાઈના મોત પર પોક મૂકીને રડી લેવાનું તેને મન થયું, પણ તે એમ ન કરી શક્યો. આજ લગી કોઈને તેણે જણાવા દીધું નહોતું કે ચંબલનો ખતરનાક ડાકુ રૂપો એનો માજણ્યો ભાઈ થાય છે ! ચાચાના મોતનો બદલો લેવા માટે રૂપાએ ચંબલ પકડી હતી એ જ દિવસે લક્ષ્મીનારાયણે અમદાવાદની ટિકિટ કપાવેલી. ત્યાર પછી ફરી ક્યારેય રૂપાનું મોં જોવા મળ્યું નહોતું. કદી તેણે પોતાના ગામમાં પગ મૂક્યો નહોતો. હંમેશ ડર રહ્યા કરતો કે ગામ જઈશ તો પોલીસ કનડગત કરશે. મિલમાં સાથે કામ કરનારા કે ચાલમાં આજુબાજુ રહેનારાઓને રૂપા સાથેનો પોતાનો નાતો તેણે કદી કળાવા દીધો નહોતો. ડાકુના ભાઈને કોઈ પડોશમાં રહેવા ન દે, મિલની નોકરીથી પણ હાથ ધોઈ નાખવા પડે.

આટલાં વરસે લક્ષ્મીનારાયણે પહેલા વાર મિલના મૅનેજર પાસે વતન જવા માટે રજાની અરજી મૂકી. મંજૂરી મળી ગઈ અને આગ્રાની ટિકિટ કપાવીને આખી રાત તે છાનોમાનો રડતો રહ્યો.

રાજસ્થાનમાં નાવ ચાલાવીને ગુજારો કરતા રૂપાના બીજા ભાઈ દુલ્લાને ખરખરાના ખબર મળતાં જ તેણે વાંકડિયા વાળવાળા અને માંજરી આંખોવાળા લાડકા ભાઈનો નિર્જીવ ચહેરો જોવા માટે ખેડા-રાઠોરનો રસ્તો પકડી લીધો.

લાખનનો નાનો ભાઈ ફિરંગી રૂપાના મોતના ખબરવાળું છાપું લઈને આવ્યો ત્યારે ટોળીના બધા જ સાથીઓ ખુશ થયા હતા, પણ જેણે સૌથી વધારે ખુશ થવું જોઈએ તે લાખનની આંખોમાં ઘેરી ઉદાસી છવાઈ ગયેલી. પોલીસની ડાયરીમાં પોતાની ટોળીનો નંબર બીજો મટીને પહેલો થયો એ બઢતી પણ લાખનને ખુશ ન કરી શકી. પોતાના વળના રાજપૂતોને પરેશાન કરનાર રૂપો મરાયો તેથી તેનું વર્ચસ્વ વધ્યું હોવા છતાં પણ લાખને તો અફસોસ જ કર્યો : રૂપા ! તેં અમારી સાથે દુશ્મની વધારીને શું ફાયદો મેળવ્યો ? તારા મોત પર હું આજે હસી શક્યો નથી કે રડી પણ શકું તેમ નથી... આપણી જાત જુદી હતી છતાં તુંય મારી જેમ ચંબલમાનો જ બેટો હતો ને !

માનસિંહની વિધવા રુક્મિણી પણ એ દિવસે સગા બેટાના મોત કરતાંય વધુ રડી હતી : રૂપા ! તું પણ ચાલ્યો ગયો ! તારા દાઉને મેં જનમજનમના પતિ માન્યા છે, તેમ તું પણ ભવોભવ મારી કૂખે જનમ લે એવી ભગવાનને અરજ ગુજારું છું. તને પરણાવવાના મારા ઓરતા હવે આવતા ભવે જ પૂરા કરીશ, બેટા...

આખી રાત ઊચક જીવે ઉજાગરો કરતી રહેલી મેનાએ વહેલી સવારે તેના ભાઈ ખેમાને ઉઠાડ્યો હતો : ‘જાઓ, જઈને જોઈ તો આવો કે બંદૂકના ધડાકા શેના થયેલા ? પોલીસવાળા કોની સાથે ધિંગાણું ખેલતા હતા ? કદાચ એ તો...’ અને અમંગળ શંકાને મેનાએ ત્યાં જ અટકાવી દીધી. બહેન સામે ખંધું હસતો ખેમો ખેતરની બહાર નીકળ્યો ત્યારે મેનાને સ્વપ્નેય ખ્યાલ નહોતો કે તેની અમંગળ શંકા સાચી પડી ચૂકી છે !

ઊગતા સૂરજની સાથે લથડતી ચાલે ખેમો પાછો આવ્યો ત્યારે ફફડતા જીવે મેના સામે દોડી ગયેલી : ‘કોની હારે પોલીસવાળાને ધિંગાણું થયેલું, ભાઈ ?’

‘હા... હા.... હા...!’ ખેમા ડોલતોડોલતો બહેન સામે અટ્ટહાસ્ય કરતો ઊભો રહ્યો : ‘બહુ અધીરાઈ આવી ગઈ...?’ વચ્ચે એક બે હેડકી ખાઈ લઈને તેણે કહ્યું : ‘જરા ઘર સુધી તો પહોંચવા દેવો’તો... પછી તને નિરાંતે બધા ખબર આપત...’

‘તમે અત્યારના પહોરમાં નશો કરી આવ્યા !’ મેનાંએ ભાઈ પર અણગમો ઉછાળ્યો : ‘આજકાલ તમારાં લખણ બગડતાં જાય છે.’

‘મા...રાં લખણ !’ હવામાં હાથ ઉછાળી, મોઢું મરડીને ખેમો લડખડાતો આગળ વધ્યો : ‘તનેય નશો કરવાનું મન થાય એવા ખબર લઈ આવ્યો છું...’

ભાઈના બકવાસે મેનાને ઉલઝનમાં નાખી દીધી. કદાચ રૂપાનું કોઈ પરાક્રમ સાંભળવા મળશે એવી આશામાં તે ખેમાની પાછળ ઝૂંપડી તરફ ગઈ.

'હૈયું સાબૂત રાખીને સાંભળજે !' ખાટલામાં પડતું મૂકીને ખેમાએ લવારો શરૂ કર્યો : 'રૂપો તને લેવા આવવાનો હતો ને ?'

'હા... હા !' રૂપાની વાત સાંભળવા આતુર બનેલી મેના ભાઈની અણગમતી રીતભાત ભૂલીને હસી ઊઠી : 'આસો મહિનામાં લઈ જવાનો વાયદો કર્યો હતો એમણે !'

'રૂપાએ વાયદો બરાબર પાળ્યો !' ખેમાએ હેડકી ખાતાં કહેવા માંડ્યું : 'તને લેવા માટે આખી ટોળીને લઈ આવેલો બેવકૂફ !'

'બેવકૂફ !' મેનાનો પિત્તો ઉછળ્યો : 'ખેમા, નશામાંય એને ગાળ દીધી છે તો મારા જેવી બૂરી કોઈ નથી !'

'હા... હા...!' ખેમો ખાટલામાં બેઠો થઈને પાગલની જેમ બેહૂદી રીતે હસવા લાગ્યો : 'તારા જેવી બૂરી તો કોઈ નથી, મેના ! તારી બૂરાઈમાં દારૂ કરતાં ય વધુ દુર્ગંધ આવતી હતી મને...!'

'પણ મેળમાથા વગરનો બકવાસ કરવાને બદલે મૂળ વાત કહી દ્યો ને !' મેનાએ ફરી આજીજી કરી : 'ધિંગાણું કોની હારે થયું ?'

'રૂપાની હારે !' ખેમાએ આંખો ફાડીને બહેનને આંચકો આપ્યો : 'પછી શું થયું એ સાંભળવું છે ?'

મેનાનો જીવ ફફડવા લાગ્યો છતાં તેણે હિંમત રાખી : 'આમ ટટળાવી-ફફડાવીને કહેવાને બદલે એકસાથે ભસી મર ને ?'

'લે આ ભસ્યો !' ખંધું હસીને ખેમો ખડખડાટ હસી પડ્યો. મેના છંછેડાઈ ઊઠી : 'શું છે એનું ?'

'એ તને લેવા આવ્યો'તો.'

'હં...'

'પણ હવે નહીં આવે.'

'નહીં આવે ?'

'ક્યારેય નહીં આવે !'

અને ખેમો ખડખડાટ હસી પડ્યો. એનું અટ્ટહાસ્ય મેનાનું કાળજું વીંધી ગયું : 'ખેમા !' એણે ત્રાડ નાખી : 'એકીશ્વાસે જે કહેવું હોય તે કહી દે, નહીંતર...'

'નહીંતર શું કરી લેવાની ?' ખેમાએ થૂંકવા જતાં લાળ ઉડાડી : 'મને ધમકી આપે છે ? પેલા ડાકુના જોરે ભાઈ પર દાદાગીરી અજમાવે છે. જા... જા... ડૂબી મર, હરામજાદી ?'

અને મેનાનો ક્રોધ ભભૂકી ઊઠ્યો. એક ખૂણામાં પડેલું ધારિયું લેવાનો એ વિચાર કરતી હતી, પણ ખેમાના ચાર શબ્દોએ તેની બધી જ તાકાત ઓગાળી મૂકી.

'રૂપો ખતમ થઈ ગયો !'

મેનાનું શરીર અકડાઈ ગયું. ખેમાના એ ચાર શબ્દો કાળજે ભરડો લેવા માંડ્યા.

'હું બકવાસ નથી કરતો...' ખેમાએ ઊભા થવાની કોશિશ કરી, પણ એ ફરી ખાટલામાં ફસડાઈ પડ્યો : 'તને લેવા માટે જ આ તરફ આવતો હતો. બહુ નજીક આવી ગયો હતો.'

છતાં મેના ચૂપ રહી. તેના શ્વાસ ઘૂંટાતા જતા હતા. ખેમો બકતો જતો હતો : 'સાલ્લો, મને સાળો બનાવીને તને ઘરમાં બેસાડવા માગતો હતો...'

મેનાની છાતી હાંફવા લાગી.

'પણ એ બેવકૂફને ખબર નહોતી કે આ ખેમો જ તારું કાસળ કાઢી નાખશે !' એ બોલતો રહ્યો, જડવત્ બની ગયેલી મેના સાંભળતી રહી.

'પોલીસવાળાને મેં જ બાતમી આપી હતી. હું જ એની હારે ભળી ગયો હતો. મારી બહેનની હારે મહોબ્બત કરનારને હું જીવતો રહેવા દઉં...?' પણ મેના ચૂપચાપ ઊભી છે. એ ખેમાથી ખમાયું નહીં. 'તું સાંભળે છે ? આજે હું કેટલો ખુશ છું ! હજુય નશો કરવો છે, બેહદ નશો કરવાનો છું. રૂપાના માથા પર ઇનામ હતું. એમાં મારોય ભાગ છે. રૂપાની લાશ હમણાં જ પોલીસવાળા લઈ ગયા. હવે એક ચિતા જલશે અને મારી આંતરડી ઠરશે...'

અને મેના વીફરી. ખૂણામાં પડેલું ધારિયું ઊંચકીને ભાઈ સામે ઉગામ્યું. એના અંગેઅંગમાં આગ લાગી ચૂકી હતી. મગજમાં ખુન્નસ ભભૂકી ઊઠ્યું : 'કહી દે કે આ બધું ખોટું છે ! એમને કાંઈ જ થયું નથી... એ જીવતો છે - મારો રૂપો સલામત છે - કહી દે !'

બહેનના એ રૌદ્ર સ્વરૂપનો ખરો અંદાજ નશામાં ડૂબેલા ખેમાને ન આવ્યો. એ વધુ બહેક્યો : 'હવે તારાથી હું ડરવાનો નથી. આજ લગી મને રૂપાની બીક હતી. હું તારી હામાં હા પુરાવતો હતો. પણ તું ભૂલી ગઈ કે મારા દિલમાં એ આદમી માટે કેવી નફરત જાગી ચૂકી છે. તને એ પણ ખબર નથી કે એ રાતે તું રૂપાના પડખામાં ભરાઈ હતી એની મને જાણ થઈ ગયેલી... બસ ત્યારથી મેં રૂપાને મારો દુશ્મન માની લીધો.'

'ખે...મા !' ભયાનક ત્રાડ નાખી મેનાએ કહ્યું : 'નીચ ! લાલચુ ! કાયર ! દગાખોર !'

દરેકેદરેક શબ્દે મેનાનું જોર વધતું હતું અને ધારિયા પરની પકડ મજબૂત થતી હતી. ખેમાને ખ્યાલ આવ્યો કે બહેન વીફરી છે, કદાચ ધારિયાનો સાચે જ ઘા કરી બેસશે. નશાને કાબૂમાં લઈને તેણે ઊભા થવાની કોશિશ કરી, પણ તે મોડો પડ્યો. મેનાનો ઉશ્કેરાટ પરાકાષ્ઠાએ પહોંચી ચૂક્યો હતો. ઊભા થવા મથતા ભાઈના માથા પર તેણે ધારિયું વીંઝ્યું. ઘા જરા ત્રાંસો ગયો અને ખેમાની ડોક પર ધારિયાની ધાર ઘોંચાઈ ગઈ.

'તું એમ માને છે કે આજે એકલા રૂપાની જ ચિતા જલશે ?' મેનાએ ફરી ધારિયું ઉગામ્યું.

ખેમાએ ડોકમાંથી થતી લોહીની ધાર પર એક હાથે દાબી બીજા હાથે મેનાને રોકવા પ્રયાસ કર્યો : 'તારા ભાઈ પર હાથ ઉગામ્યો - હથિયાર વીંઝ્યું ?'

'ભા...ઈ ?' મેનાએ દાંત કચકચાવ્યા : 'જેણે મારા સુખ સામે પોતાનો જ સવારથ જોયો, જેણે એક મરદને કમોતે મરાવ્યો, જેણે મારા પ્યારને ગોળીએ ધરબાવ્યો...' બોલતાં-બોલતાં મેના હાંફી ગઈ. વધુ બોલવાથી શક્તિ ખૂટી જશે એવી દહેશત લાગી ત્યારે તેણે બાકી રહેલું કામ પૂરું કરી નાખ્યું. આંખો મીંચીને એક-બે-ત્રણ-ચાર ઘા ફટકારી દીધા. દાતરડાથી ડૂંડાં વાઢતી હોય તેમ સગા ભાઈને દેહને વાઢી નાખ્યો. ખેમો ચીસો પાડતો રહ્યો, લોહીના ધોરિયા ઊડતા રહ્યા, કૂતરાં ભસતાં રહ્યાં અને આસપાસનાં ખેતરોમાંથી લોકો દોડતા આવ્યા, છતાં મેનાના મગજ પરથી ઝનૂન ઊતર્યું નહીં.

એક આદમીએ મેનાનો હાથ પકડી લેવાની કોશિશ કરી ત્યારે એ તાડૂકી : 'ખબરદાર મને હાથ લગાડ્યો છે તો !'

પછી તેણે નિર્લેપ નજરે લોહી-નીંગળતી ભાઈની લાશ સામે જોયું. તિરસ્કારનો આખરી ઊભરો ઠાલવી દેતી હોય તેમ તેના મડદા પર થૂંકી અને કોઈની પરવા કર્યા વિના ધારિયા સહિત ત્યાંથી ચાલતી થઈ ગઈ.

મેનાનું એ ઘાતકી કૃત્ય અને રૌદ્ર સ્વરૂપ જોઈને હેબતાઈ ગયેલા લોકો તેને રોકવાની હિંમત કરી શક્યા નહીં. મેના પણ પાછું ફરીને જોયા વિના ટટ્ટાર માથું રાખીને સડસડાટ ખેતરની બહાર નીકળી ગઈ. તેણે હાથમાં પકડેલા ધારિયામાંથી હજુય લોહીનાં ટીપાં જમીન પર ટપકી રહ્યાં હતાં...

જોનારાએ અનુમાન કર્યું કે ભાઈનું કાસળ કાઢીને બહેન પોલીસને શરણે થવા જઈ રહી છે. પણ કાંઈક જુદું જ બની ગયું. ગામનો રસ્તો ચાતરીને મેના ચંબલની કોતરોમાં અદશ્ય થઈ ગઈ. ત્યારે ગઈ તે ગઈ, ફરી પાછી ક્યારેય કોઈનેય મેના જોવા મળી નહીં. એના જીવનનો અંત ક્યારે અને કેમ આવ્યો તે પણ જાણવા મળ્યું નહીં !

*

શું આનો ક્યારેય અંત નહીં આવે ? નૈની જેલના સેલના સળિયા પકડીને ઊભેલો તહસીલ વારંવાર બબડતો હતો : 'રૂપો પણ ગયો. હવે લુક્કો રહ્યો. એક દિવસ એય વીંધાઈ જશે કે મારી જેમ ગિરફતાર થશે. પછી શું ? રાજા માનસિંહની ટોળી ધીમેધીમે ખતમ થઈ જશે. મારી માની જેમ અનેક વિધવા ઓરતો ઘરનો ખૂણો પાળશે. બાપ વિનાના છોકરાઓ નિરાધાર હાલતમાં ઊછરશે. મહેણાં-ટોણા અને ગાળો ખાશે. કદાચ મોટા થઈને બાપને રસ્તે ચડી ડાકુ થઈ જશે... આમ ચક્કર ચાલ્યા જ કરશે...'

'શેના ચક્કરમાં પડી ગયો, તહસીલ !' બાજુની સેલમાંથી વૃદ્ધ નવાબસિંહનો અવાજ સંભળાયો. તહસીલની જેમ માનસિંહના મોટા ભાઈને પણ જનમટીપની સજા થયેલી અને

તાઉ-ભત્રીજાને બાજુબાજુની જ ખોલી મળી હતી : 'આ બુઢાપામાં પણ રૂપાના મોતનો ગમ હું ગળી ગયો અને તું બે દિવસ થયા છતાં શોકનો બોજ લઈને ફર્યા કરે છે ?'

તહસીલના પગની બેડી ખણખણતી હતી. સેલના ચોકમાં એ લટાર મારતો કાંઈક વિચારતો હતો. વરસોથી એક વિચાર તેને પજવ્યા કરતો હતો. જેલની જિંદગીમાં એને વિચાર કરવાની ફરજ પડતી હતી. ચંબલની કોતરોમાં જે ક્યારેય સૂઝતું નહોતું, એ બધું મનની કોતરોમાં હવે ભટક્યા કરતું. ડાકુઓની જિંદગી, એમનાં મોત અને કદી અંત ન આવે તેવી આપસની દુશ્મની... આ બધાનો શો અર્થ છે ? તહલીસને ધીમેધીમે આ બધામાં અનર્થ જ દેખાવા લાગ્યો હતો. જેલની એકલતાએ તેને જિંદગીનો એક જુદો જ દૃષ્ટિકોણ દેખાડ્યો : કોઈકે આ અનર્થને અટકાવવો જોઈએ. ડાકુઓને ચંબલમાંથી પાછા વાળવા જોઈએ. એમને સાચો રાહ ચીંધાડવો જોઈએ. એમનાં દિલમાંથી વેરને દેશવટો દેવડાવવો જોઈએ. એમનો હૃદયપલટો કરાવવો જોઈએ...

હૃદયપલટો !

એ શબ્દ પર તહસીલ અટકી ગયો. તેના મનમાં એક તસવીર આકાર લેવા માંડી. જેલ સુપરિન્ટેડન્ટની ઑફિસમાં એ તસવીર તેને જોવા મળતી. મહાત્મા ગાંધીજી હૃદયપલટાની વાત કરતા, દુશ્મનોનાં હૃદય જીતી લેવાનું કહેતા... પણ તેઓ હવે રહ્યા નહીં. હૃદયપલટાની વાત બીજા કોઈને ગળે ઊતરે નહીં - અરે, બીજું કોઈ આવો વિચાર પણ નહીં કરે. પોતે કહેશે તોય એના પ્રસ્તાવને હસી કાઢશે. ના-ના, આ ઉલઝનનો કોઈ ઉકેલ નથી. કોઈને એના ઉકેલની પડી નથી !

અને આ હતાશાના અવધોળાટમાં અચાનક એક નામ તહસીલના હૈયે સ્ફુરી આવ્યું : વિનોબા !

એ એક એવી વ્યક્તિ છે જે ગરીબનાં દુઃખ સમજે છે, અપરાધીને માફ કરવાની ઉદારતા ધરાવે છે. સરકારને તેઓ કહે તો સરકારે એમનું સાંભળવું પડે એમ છે.

કોઈ ખજાનો હાથ લાગ્યો હોય એટલો બધો આનંદ અનુભવ્યો તહસીલે... પણ પોતાના વિચારોને કાગળ પર ઉતારવામાં ફાવટ આવતી નહોતી. વિનોબાજી પર પત્રની ધારી અસર ન ઊપજે તો બધું ફોગટ જવાનું એ ઉચાટમાં તેણે થોડા દિવસ બેચેનીમાં કાઢ્યા. છેવટે તેણે પોતાની મૂંઝવણ જેલ-સુપર સામે રજૂ કરવાનું નક્કી કર્યું. જવાબમાં એકાદ મજાકભર્યું હાસ્ય કે મહેણા-ટોણાની જ આશા રાખી હોવા છતાં બની શકે એટલી સારી રીતે મનની વાત પેશ કરી.

'વિચાર તો બહુ સારો છે, તહસીલ !' જેલ-સુપર માનસિંહના બેટા સામે અચંબાથી જોતા અટક્યા ત્યારે આગળના વાક્યમાં નિરાશાનો જ બોલ સાંભળવા મળશે એવી અટકળ કરી લીધી.

'પણ તને જે રીતે ફાવે અને આવડે એ જ રીતે તારી જ ભાષામાં તું પત્ર લખી નાખ. હું તને કવર ઉપર વિનોબાજીનું સરનામું લખી આપીશ.' પછી ટેબલ પરથી કલમ અને કાગળ લઈને તેની સામે ધર્યાં : 'લે, હમણાં જ લખી નાખ - સારા કામમાં ચોઘડિયાં જોવાનાં ન હોય.'

છેલ્લા એક વાક્યે તહસીલનો જુસ્સો વધારી દીધો. સુપરસાહેબની કલમ પકડી ત્યારે

એનો હાથ જરા વાર ધ્રૂજ્યો, પણ એ ધ્રુજારી રોમાંચક હતી. ચંબલના અજંપાના ઉકેલની એક આશા ધ્રુજારીમાં ધબકતી હતી. દિલની સચ્ચાઈની શાહીમાં કલમ ઝબોળીને લખતો હોય તેમ તહસીલનો દરેકેદરેક શબ્દ કાગળ પર ઘૂંટાતો જતો હતો. છેલ્લે લિખિતંગમાં તહસીલદારસિંહ માનસિંહના પાયલાગણ એમ લખીને સાચે જ તેણે બે હાથ જોડી થોડી વાર માટે આંખો મીંચી રાખી હતી.

સામે બેઠેલા જેલ-સુપરને ત્યારે તહસીલ ફાંસીમાંથી માફી મેળવવા માટે રાષ્ટ્રપતિ પર રહેમની અરજી લખનારા કોઈ કેદી જેવો લાગ્યો હતો.

*

ઘણા દિવસ થઈ ગયા છતાં પત્રનો કોઈ જવાબ ન આવ્યો ત્યારે તહસીલની આશા દિલમાંથી નિચોવાતી ગઈ. શું એની વાત વિનોબાજીએ પણ હસી કાઢી હશે ? શું પત્ર પહોંચ્યો જ નહીં હોય ? સુપરસાહેબે પત્ર ટપાલપેટીમાં નખાવ્યો તો હશે ને ? કે પછી સરકારને આ બારામાં પૂછપરછ કરી હશે અને ઉપરથી મનાઈ અવી હશે ?

સુપરસાહેબ રાઉન્ડ પર નીકળતા ત્યારે શરૂશરૂમાં અધીરાઈથી પૂછી લેતો : 'સાહેબ, મારી કોઈ ટપાલ નથી ને ?' સુપરસાહેબ માથું ધુણાવીને લુખ્ખું હસતા. તહસીલને તેમના એ હાસ્યમાં ખંધાઈ વરતાતી, કપટ વંચાતું... ધીમેધીમે તેણે એ પૂછવાનું બંધ કરી દીધું. તેને બદલે સુપરસાહેબ સામે આંખો મિલાવ્યા વિના એ નીચું જોઈને જ ઊભો રહેતો.

'સિંહ, તમને મળવા માટે કોઈ આવ્યું છે !' ચોકીદારે ખબર આપ્યા ત્યારે તહસીલે જેલના સળિયા બહાર નજર દોડાવી, પણ કોઈ દેખાયું નહીં.

'અહીં નહીં, સાહેબની ઑફિસમાં બેઠા છે !' ચોકીદારે દરવાજો ઉઘાડતાં કહ્યું. તહસીલને આછી ઝણઝણાટી થઈ આવી : 'સાહેબની ઑફિસમાં છે ? કોણ છે ? ખુદ વિનોબાજી તો નથી આવ્યા ને ?'

ચોકીદારને અનાયાસ હસવું આવી ગયું. જેલમાં હવે સૌ જાણી ગયા હતા કે તહસીલે વિનોબા ભાવે પર ડાકુઓને બચાવી લેવાનો પત્ર લખ્યો છે. કેટલાક કેદીઓ તો મજાકમાં તેને વિનોબાજીનો ભક્ત કહીને પીઠ પાછળ મહેણાંય મારી લેતા હતા.

'વિનોબાજી હોય તો-તો હું ઓળખ્યા વિના રહું કે !' ચોકીદારે તહસીલને ખોટું ન લાગે એ માટે પહેલાંનો વર્તાવ વાળી લીધો. જેલમાં હોવા છતાં માનસિંહના બેટાની થોડીઘણી તો ધાક વરતાતી. આ રાજપૂતને તુંકારે બોલાવીને છંછેડવાની ચોકીદારેય હિંમત ન કરતા.

'એ મહેમાન કોના જેવા દેખાય છે ?'

'સુપરસાહેબની ઑફિસ તરફ ચોકીદારની પાછળપાછળ જતાં સાહેબ-સાહેબ કહીને નરમાશથી વાતો કરતા હતા. મને તો મિલિટરીના કોઈ મોટા સાહેબ જેવા દેખાયા !'

'મિલિટરીના !' તહસીલના હાથ-પગની બેડીઓ રણઝણી ઊઠી. તેનાથી એક નિસાસો

પણ નંખાઈ ગયો : વિનોબાજીને ખત લખ્યો અને મુસીબત વહોરી લીધી... મિલિટરીવાળાને તેમાં કોઈ કાવતરાની ગંધ આવી હશે. હવે પૂછપરછ કરશે, વિનાકારણ પરેશાન કરશે...

છતાં જેલસુપરની ઑફિસમાં દાખલ થતી વખતે તહસીલે એવી ફિકરને મનમાંથી ફંગોળી દીધી અને રોજની રાજપૂતી ઢબે સાહેબને 'રામરામ' કરી હસતોહસતો ઊભો રહ્યો. તેની આંખો પેલા અફસર પર મંડાઈ, જેઓ ગાંધીજીની તસવીરની બરાબર નીચેની ખુરસીમાં જ બેઠા હતા. ચળકતાં ખાખી કપડાં, કોટ પર લગાવેલા ત્રણ-ચાર બિલ્લા, ભરાવદાર શરીર, લંબગોળ ચહેરો અને પાણીદાર આંખો...

'તહસીલ, આ સાહેબ મેજર જનરલ યદુનાથજી છે !' સુપરે ઓળખાણ આપી ત્યારે તહસીલે થોડી અકળામણ અનુભવી. તેણે હાથ જોડ્યા અને મેજરે જવાબમાં સ્મિત ફરકાવ્યું.

'તેં વિનોબાજીને પત્ર લખ્યો હતો ને...' સુપરસાહેબનો અવાજ સંભળાયો : 'એમના તરફથી તેઓ તને મળવા આવ્યા છે.'

તહસીલની આંખો પહોળી થઈ. ચહેરા પર ઉલઝનની રેખા ઊપસી આવી : વિનોબાજી જેવા સાધુ વળી મિલિટરીના માણસો પણ રાખે છે ! તેના માનવામાં ન આવ્યું. જરૂર પોલીસવાળાની આ કંઈક ચાલ છે. આ અફસર મીઠું હસીને તેને ફોસલાવી લેવા માગે છે !

થોડી વાર કોઈ કંઈ બોલ્યું નહીં. અચાનક સુપરસાહેબ ખુરસીમાંથી ઊભા થયા : 'મેજરસાહેબ, આપ એની સાથે નિરાંતે એકાંતમાં વાત કરી શકો છો... હું જરા જેલનો રાઉન્ડ લઈ આવું.' કહીને તેઓ ઑફિસમાંથી બહાર નીકળી ગયા, સાથે ચોકીદારોને પણ લેતા ગયા.

તહસીલને હવે ખાતરી થઈ ગઈ કે સરકારે તેનો સાથ લઈને બીજા ડાકુઓને પકડાવી દેવાની ચાલબાજી રચી છે. તેની આંખોમાં લાલ દોરા ઊપસી આવ્યા. મિલિટરીવાળા સાહેબને જરૂર પડે તો બેચાર ગાળો ચોપડાવી દેવાની તેની જીભે ચળ ઊપડી આવી.

પણ અર્ધા કલાક પછી તહસીલ સેલમાં પાછો ફરતો હતો ત્યારે એની આંખોમાં ભીનાશ તરવરતી હતી. પોતાના પ્રસ્તાવના એ પહેલા પડઘાએ એની લાગણીને ઉભરાવી મૂકી હતી. એ મિલિટરીવાળા સાહેબ તેને સાધુ જેવા લાગ્યા. તેની વાત બહુ શાંતિથી સાંભળી. પોતે વિનોબાજી સાથે કાશ્મીરમાં કોમી એખલાસ માટે પદયાત્રા કરી રહ્યા છે અને વિનોબાજીને ડાકુના હૃદયપલટાની વાત જચી ગઈ છે એ જાણ્યા પછી તહસીલે દિલ ખોલીને બધું જ કહી દીધું હતું. ડાકુઓ પણ માણસ છે એમનેય ક્યારેક ધાડ-માર અને લૂંટફાટનો કંટાળો આવે છે. ઘર યાદ આવી જાય ત્યારે એમના જીવ પણ અકળાઈ ઊઠે છે. ચંબલ પકડી લેવા માટે ક્યારેક એમને અફસોસ પણ થતો હોય છે. પાછા ફરવાના રસ્તા બંધ જોઈને તે વધુ વીફરે છે. પોલીસવાળા તેને પકડવા માટે સાચાં-ખોટાં કરે છે ત્યારે એનાં વેર-ઝેર ઘૂંટાય છે અને સહન કરવું પડે છે બિચારી પ્રજાને...

યદુનાથજીને તહસીલના બોલમાં સચ્ચાઈનો રણકો સંભળાયો, છતાં તેઓ એને ભ્રમમાં રાખવા નહોતા માગતા : 'હૃદયપલટાનો અર્થ એવો તો નથી કે અપરાધીઓને સજા ન કરવી. "જાવ, તમને માફ કરી દીધા" એવું સાંભળવા નહીં મળે...'

'તો ?' તહસીલ જરા ગૂંચવાયો.

'એમણે વિનોબાજીને શરણે થઈ જવું પડશે. ભગવાન પર ભરોસો રાખીને હથિયાર હેઠાં મૂકી દેવાં પડશે !'

'અને પછી ?'

'પછી કાયદેસર જે થતું હશે તે કરશે.'

'કોણ ?'

'સરકાર !'

સાંભળીને તહસીલે હોઠ કરડ્યા : 'પાછી સરકાર વચ્ચે આવશે ? તો-તો એમની સામે વેરભાવે કામ લેવાશે. કાયદાની કલમો ટાંકીને વધુમાં વધુ સજાની જોગવાઈ હશે. ફાંસીએ ચડવા માટે કયો ડાકુ શરણે થાય ?'

તહસીલની વાત પણ ખરી હતી, છતાં કાયદાની હાંસી થાય એવો કાયદો વિનોબાજી પણ ક્યાંથી આપી શકે ? મેજર જનરલે એ સિદ્ધાંત તેને સમજાવ્યો : 'અપરાધ કરનારો સજાની પરવા રાખ્યા વિના શરણે થાય તો જ ખરો હૃદયપલટો થયો કહેવાય... એમાં જ ખરી બહાદુરી ગણાય. નહીંતર તો માણસ મનફાવે એટલા ગુના કરે અને પછી શરણે થઈને કહી દે કે મને માફ કરી દો, હું ફરી વાર આવું નહીં કરું... તેના પર કોણ ભરોસો કરવાનું ? ફરી વાર તે અપરાધને રસ્તે નહીં જાય તેવો વિશ્વાસ કોણ કરવાના ? સરકાર રહેમનજર રાખે એવું કહી શકાય, બાકી શરણે થનારે કોઈ શરત કરવાની ન હોય.'

તહસીલદાર વિચારમાં પડી ગયેલો. પોતે ધાર્યું હતું એટલું આસાન કામ નહોતું. ફાંસીએ ચડવા માટે કોઈ ડાકુ બાબાને શરણે ન થાય અને હૃદપલટાનો અખતરો તમાશો બની જાય. કોઈક આશ્વાસન તો હોવું જોઈએ ને...

'સાહેબ, કમસે કમ હથિયાર હેઠે મૂકનાર ડાકુઓને ફાંસીમાંથી તો બચાવી લેવા જોઈએ.'

'બાબાજી એવી કોઈ ખાતરી નહીં આપે.' યદુનાથજી એટલું કહીને અટક્યા. હૃદયપલટાનો પ્રસ્તાવ પડી ન ભાંગે એવું તેઓ પણ પ્રબળપણે ઇચ્છતા હતા. એટલે તેમણે એક આશ્વાસન દેખાડ્યું : 'તહસીલ, જે ડાકુઓને પોલીસે ગિરફતાર કર્યા છે એમાંથી પણ કેટલાને ફાંસી અપાઈ છે ? તારો જ દાખલો લે. તું પોલીસના હાથે ઝડપાઈ ગયો, તને ફાંસીની સજા થઈ, છતાં રાષ્ટ્રપતિએ રહેમ દેખાડી કે નહીં ? ત્યારે આ તો સામે ચાલીને શરણે થનારા ડાકુઓ હશે. એમના પર રાષ્ટ્રપતિ કેમ રહેમ ન દેખાડે ?'

આ દલીલ તેને ગળે ઊતરી ગઈ. ત્યાર પછી બંને વચ્ચેની વાત અટકી. યદુનાથજી જવા માટે ઊઠ્યા, તહસીલે હાથ જોડી બાબા વિનોબાને પ્રણામ કહેવડાવ્યા અને ત્યારે મેજર જનરલના મનમાં રમ્યા કરતી એક મહત્ત્વની વાત હોઠે આવી ચડી : 'તહસીલ, તને શું લાગે છે ? કેટલા ડાકુઓ હથિયાર હેઠાં મૂકીને બાબાના શરણે આવશે ?'

એનો જવાબ આપવામાં તહસીલ ગૂંચવાઈ ગયો. પોતે અહીં જેલમાં હતો, કોઈને મળીને મસલત કરી શકે તેમ નહોતો. ડાકુઓના તેજ મિજાજીથી એ વાકેફ હતો. લાખન જેવો માથાભારે ડાકુ આવા હૃદયપલટાની હાંસી ઉડાવશે... અને અચાનક તેના દિમાગમાં ઝબકારો થયો. જનરલસાહેબ માનસિંહ-રૂપાની બાકી રહેલી ટોળી વિષે તો ઇશારો નહીં કરતા હોય ને ? મેં જ આ પ્રસ્તાવ મૂક્યો અને બાપુની ટોળીના કોઈ આગળ ન આવે તો પછી એનો અર્થ શો ?

'સાહેબ, બીજાનું તો હું અહીં બેઠાં કેમ કહી શકું !' તહસીલે ગંભીરપણે જવાબ આપ્યો : 'બાકી અમારી લુક્કાની ટોળીને મારા તરફથી સંદેશો પહોંચાડીશ ખરો !'

આટલા જવાબમાં જનરલ ઘણુંબધું સમજી ગયા. તેમણે તહસીલના ખભા પર હેતથી હાથ મૂક્યા : 'તારા આ પ્રયાસે કદાચ ઘણાં ઘરો બરબાદ થતાં અટકી જશે, ચંબલનો શાપ કદાચ કાયમને માટે ભૂંસાઈ જશે.'

એ શબ્દો સાંભળીને તહસીલનું માથું ઝૂકી ગયું : 'આપની વાણી ભગવાન સાચી પાડે !' અને ભીની આંખે તે સેલ તરફ જવા જનરલ સાહેબથી છૂટો પડ્યો હતો.

*

એક નવો સંદેશ ચંબલની કોતરોમાં ગુંજી ઊઠ્યો : 'વિનોબાજી આવે છે ! ડાકુઓના હૃદયપલટા માટે પદયાત્રા કરવાના છે. અવળે રસ્તે ચડી ગયેલા અપરાધીઓને શાંતિ-સંદેશ સંભળાવવા તેઓ આવી રહ્યા છે.'

વાતાવરણમાં અજબ ચેતના વ્યાપી ગઈ. પ્રધાનો, પોલીસ-અધિકારીઓ, નેતાઓ, લોકસેવકો, ડાકુઓ અને ચંબલની પ્રજામાં ઉત્તેજના પ્રસરી ગઈ. શ્રદ્ધા અને શંકા વ્યક્ત થવા લાગી. રાષ્ટ્રપતિની હાર્દિક શુભેચ્છા સાથે પધારતા બાબા વિનોબા જરૂર ચમત્કાર કરશે એવી શ્રદ્ધા જાગી... ઘણાને એમ પણ લાગ્યું કે હૃદયહીન ઘાતકી ડાકુઓનો હૃદયપલટો કેવો ? પોલીસવાળા મૂછમાં હસતા હતા : જોઈએ તો ખરા, વિનોબાજી કેવોક ચમત્કાર કરી શકે છે ! કેટલાક અધિકારીઓને વિનોબાજીની આ ચળવળમાં દખલગીરી લાગી. કેટલાકે આશ્વાસન લીધું : એ બહાને બે-પાંચ ડાકુઓ શરણે થાય તોપણ આપણી એટલી મહેનત બચી ! અખબારવાળાઓને સનસનાટીભર્યા સમાચારનો મસાલો સાંપડવાની આશા જાગી. નેતાઓને એ બહાને લોકોની સેવા કરવાના દેખાડાનો મોકો મળી ગયો. ગામડાંની ભોળી પ્રજાને ગામમાં મોટા માણસનાં પગલાં થશે એનો હરખ જાગ્યો. ઘણાને તમાશો જોવાની ઉત્સુકતા હતી, તો ઘણાને દુઃખ રડવાની અધીરાઈ હતી.

ઉત્તરપ્રદેશનાં ગામડાંઓમાં એક અઠવાડિયું પદયાત્રા કરીને વિનોબાજીના સંઘે ૧૯૬૦ની ૧૩મી મેએ નાવમાં ચંબલ નદી ઓળંગી. શંખનાદ અને 'વિનોબાજી કી જય'ના પોકાર સાથે મધ્યપ્રદેશની સરહદમાં તેમણે પ્રવેશ કર્યો ત્યાં સુધીમાં માત્ર રામ અવતાર નામનો એક જ ડાકુ વિનોબાજીના શરણે આવ્યો હતો. રામ અવતાર એટલો નામચીન નહોતો એટલે તેની શરણાગતિએ કોઈ હલચલ મચાવી નહીં, છતાં 'શુભ શરૂઆત થઈ' એટલું આશ્વાસન તો મળ્યું.

ખરી કસોટી મધ્યપ્રદેશમાં થવાની. જ્યાં ડાકુઓની રંજાડ વરતાતી એ ભીંડ, મોરેના, શિવપુરીના ઇલાકાનાં ગામોની પદયાત્રામાં શો ચમત્કાર થાય છે તે જોવાનું હતું... દરેક ગામે રાતવાસો કરી સવારે બીજે ગામ જવા માટે કાફલો ઊપડી જતો. સાંજે ગામના લોકો વિનોબાજીનાં દર્શને આવતા. એમની વાણી સાંભળવા દિવસ દરમિયાન આગેવાનો, સેવકો, પોલીસ-અધિકારીઓ બાબાને મળવા આવતા. જનરલ યદુનાથજી ડાકુઓનાં સગાંવહાલાંને મળવા જતા. વિનોબાજીનો સંદેશો ડાકુઓ સુધી પહોંચે એની તાલાવેલીમાં એ સેનાપતિ સાઇકલ પર ચંબલપ્રદેશનાં ધૂળિયાં ગામોમાં રઝળપાટ કરતા રહેતા. હૃદયપલટાની આ પ્રવૃત્તિમાં તેમને અસીમ શ્રદ્ધા હતી. એ જ પ્રદેશના પોતે વતની હતા અને ડાકુઓના ત્રાસમાંથી પોતાના પ્રદેશને મુક્ત કરવાની ધગશ સાથે ત્રેપન વરસના એ સેનાપતિ સાચા સેવકની જેમ ગામેગામ ભટકતા હતા. કોઈને કલ્પના પણ ન આવે કે ખાખી બુશકોટ, પૅન્ટ અને હૅટ પહેરીને સાઇકલ પર સવારી કરનારો આ આદમી આપણા લશ્કરનો એક ઉમદા સેનાપતિ છે ! કાશ્મીરની લડાઈમાં રાજૌરીઓ-નૌશેરોના મોરચે દુશ્મનોને હંફાવનાર યશસ્વી સેનાપતિ મેજર જનરલ યદુનાથસિંહજી વિનોબાના એક અદના સેવક બનીને શાંતિસંદેશો લઈને ચંબલની કોતરો ખૂંદતા હતા. એમનાં સાદાઈ, સૌજન્ય અને સેવાભાવનાને કારણે લોકોમાં તેઓ સાધુ-જનરલ તરીકે ઓળખાવા લાગ્યા હતા ! વિનોબાજીનું આ 'મિશન' એમને મન એક અહિંસક યુદ્ધ હતું અને એમાં વિજય મેળવવા માટે પ્રેમ ને વિશ્વાસનાં હથિયાર સાથે તેઓ બહાર પડ્યા હતા.

લાખનના નાગરા ગામની નિશાળમાં પડાવ નંખાયો ત્યારે વાતાવરણમાં ઝણઝણાટી વરતાવા લાગી. પડાવની સામે જ રઘુવીરની હવેલીમાં પોલીસનો પડાવ હતો. લાખન જેના કારણે ડાકુ બન્યો એ રઘુવીર હજુ જીવતો હતો. લાખનની લાશ પર થૂંકવાનું તેનું અરમાન હજુ જીવતું હતું. અગિયાર સગાઓ લાખનની ગોળીઓથી ધરબાઈ ગયા હતા એની યાદથી તે ફફડતો હતો. દરેક દશેરા 'લાખન આવશે - લાખન આવ્યો'ના ભણકારા સાથે ઊચક જીવે એ ઊજવતો અને અગિયારસના દિવસે પોતે જીવતો છે એની ધરપત અનુભવતો, લાખન હજુ મર્યો નથી એનો અફસોસ પણ તે કરતો.

શું લાખન વિનોબાના શરણે થશે ?

આ સવાલ નાગરા ગામમાં દિવસોથી ચર્ચાવા લાગ્યો હતો. બહુ ઓછાને એવી આશા હતી. છતાં કાંઈક બનવું જોઈએ એવો અંદાજ બાંધીને બધા વિનોબાની રાહ જોતા હતા. પોલીસપાર્ટી પણ લાખનની રાહ જોતી હતી. એ માથાભારે શરણે થાય એવી કોઈ વકી નહોતી. છતાં વિનોબાજીની હાજરીમાં કાંઈક કરી બેસે... પોતે આવા હૃદયપલટામાં માનતો નથી એવું દેખાડવા ધાડ પાડે, ખૂન કરે તો નવાઈ નહીં – એ બીકે પોલીસવાળા સાવધ રહ્યા હતા.

વિનોબાજીની છાવણીમાં એક ફરિયાદ સંભળાઈ : ડાકુઓ આપનાં દર્શને આવવા માગે છે, આપની સાથે બે વાત કરવા ઇચ્છે છે, પણ પોલીસની હાજરી આડે આવે છે, એટલે અહીં સુધી પહોંચી શકતા નથી.

'જેમને શરણે થવું છે એમને કોઈનો ભય ન હોવો જોઈએ.' વિનોબાજી પ્રાર્થનાસભામાં એનો જવાબ આપતા : 'પોલીસવાળાની ફરજ પ્રજાનું રક્ષણ કરવાની છે. એમને હું અહીંથી ચાલ્યા જવાનું કહી શકું નહીં. આખરે ડાકુઓને મારે એમને જ હવાલે કરી દેવાના છે... મને મળવા આવનારે ભગવાનમાં ભરોસો રાખીને આવવું પડશે. જેમને પોલીસનો કે સજાનો ભય છે તેમને હું એટલું જ કહેવા માગું છું કે આ દુનિયાની અદાલતમાંથી તમે બચી જશો તોપણ ઉપરવાળાની અદાલત તમને સજા કર્યા વિના નહીં રહે.'

વિનોબાજીને કોઈએ કહ્યું કે તમે તેમને ડાકુ કહો છો તેની સામે એમને સખત વાંધો છે. એ લોકો પોતાને બાગી કહેવડાવે છે. એક સભામાં તેમણે એનો ખુલાસો કર્યો : 'ડાકુઓ પોતાને બાગી કહેવડાવે છે, તેમ હું પણ એક બાગી છું, છતાં અમારી બગાવતમાં ઘણો તફાવત છે. એમનાં અને મારાં હથિયારો જુદાં છે. એ લોકો બળજબરી અને ધાકધમકીથી લૂંટે છે, હું જમીનદારો પાસેથી પ્રેમના જોરે જમીન લઈને ભૂમિહીનોને દાન કરાવું છું.'

નાગરાના પડાવમાં લાખન તો શરણે ન થયો, પણ ત્રણ નાના બાગીઓએ વિનોબાનાં ચરણે હથિયાર ધરી દીધાં. એ ત્રણમાંથી બે તો સાવ જુવાનિયા જેવા હતા. હજુ હમણાં જ ચંબલ પકડી હતી. બહુ થોડા વખતમાં જ ડાકુની જિન્દગીથી તેઓ કંટાળી ગયા હશે અથવા તો લાંબું ખેંચવાની ત્રેવડ નહીં હોય, એટલે એમની શરણાગતિમાં કોઈ ચમત્કાર વરતાયો નહીં.

સાધુ-જનરલ યદુનાથજીએ પોતાની રઝળપાટ ચાલુ જ રાખી હતી. સાઇકલ કે જીપમાં તેઓ ક્યાંક ઊપડી જતા. કોઈને એમની હિલચાલની જાણ ન કરતા. પોલીસ પણ એમની પાછળ ન જતી. આખો દિવસ કોતરોનાં ગામોમાં ફરીને તેઓ વિનોબાજી સમક્ષ અહેવાલ રજૂ કરતા. એમના શાંતિસંદેશના પડઘા શા પડ્યા એની સમીક્ષા કરતા. કયા ડાકુને મળ્યા અને એમના કેવા પ્રત્યઘાત પડ્યા એ કહી સાંભળાવતા. માનસિંહ-રૂપાની ટોળીનો હજુ એમને ભેટો થતો નહોતો. એના પર જ તેમણે મોટો મદાર બાંધ્યો હતો. એવી એકાદ ટોળી શરણે થઈ જાય તો આ પ્રવૃત્તિને વેગ મળે. એની પાછળપાછળ બીજાઓય શરણે થવાની હિંમત કરે.

ભીંડ જિલ્લાના કન્હેરા ગામમાં એક અજબ ચમત્કાર થયો. એક અણધારી ઘટના બની ગઈ. યદુનાથજી સાંજે સફરમાંથી પડાવ પર પાછા આવ્યા ત્યારે કોઈએ કહ્યું : 'લચ્છી પંડિત શરણે થયો. બાબાજીના તંબુમાં એ સહકુટુંબ હાજર થયો છે !'

લચ્છી પંડિત... બહુ મોટું નામ ન લાગ્યું એમને... છતાં એક વધુ ડાકુ પર અસર થઈ છે એવા આશ્વાસન સાથે તેઓ અંદર ગયા. જઈને જોયું તો આધેડ વયનો લચ્છી ડાકુ બાબાજીને પોતાનાં ઘરવાળાંની પિછાણ કરાવતો હતો : 'આ પંડિતાણી મારી ઘરવાળી, આ મારી મા, આ મારો બેટો.' યદુનાથજી વિનોબાજીની બાજુમાં બેઠા એટલે લચ્છી ડાકુએ 'રામરામ' કરીને વાત આગળ વધારી : 'હું મુંબઈથી શરણે થવા દોડી આવ્યો.'

અને યદુનાથજી ચમક્યા. વિનોબાજી હસ્યા : 'ચંબલનો બાગી છેક મુંબઈમાં ક્યાંથી ?'

'બાબાજી ! આપણી એવી રીત કે ધાડ પાડી પૈસા લઈને મુંબઈ-કલકત્તા ચાલ્યા જવું, કોઈ સારી હોટલમાં એશ-આરામથી જીવવું અને પૈસા ખૂટી જવા આવે એટલે અહીં દોડી આવવું. ધાડ પાડું, ઘરવાળાંને ખાનગીમાં મળું અને ફરી ગાયબ થઈ જાઉં.' લચ્છી ડાકુ હસતોહસતો નિખાલસપણે કહી ગયો.

'તમને મારી પદયાત્રાની જાણ કોણે કરી ?'

'કેમ ! છાપાંમાં વાંચ્યું ?' લચ્છી ફરી મલક્યો : 'પંડિત તરીકે ઓળખાઉ છું એટલે વાંચતાં-લખતાં તો આવડે ને !'

'અહીં આવતાં પોલીસનો ડર ન લાગ્યો ?'

'ડર તો નહીં પણ સાવચેતી રાખેલી !' લચ્છી સાવધપણે આજુબાજુ જોઈને કહેતો હતો : 'પહેલાં તો આપને તાર કરવાનું મન થયું હતું. પણ પછી વિચાર આવ્યો કે પોલીસ જાણી જશે તો મને આપ સુધી પહોંચવા જ નહીં દે... એમની રીત-રસમ આપ જાણતા નહીં હો. મને રસ્તામાં પકડી લીધો હોત તો જશ લેવા માટે જાહેર કરત કે લચ્છી ધિંગાણામાં પકડાઈ ગયો. મારા માથા પર પાંચ હજારનું ઇનામ છે એટલે એનો લાભ પણ ખાટી જાત !'

પાંચ હજારના ઇનામવાળો ડાકુ છાપું વાંચીને ઠેઠ મુંબઈથી શરણે થવા દોડ્યો આવ્યો એ ઘટનાએ વિનોબાજીની છાવણીમાં ઉત્સાહનો વંટોળ જગાવ્યો. હૃદયપલટામાં શ્રદ્ધા રાખનારાઓને બળ સાંપડ્યું.

સાંજે વિનોબાજીએ સભામાં લચ્છી પંડિતને શાબાશી આપી. એનો દાખલો લઈ બીજા બાગીઓ પણ સમર્પણ કરવા દોડ્યા આવે. જિંદગીનો રાહ બદલવા માટે એક વાર મન મક્કમ કરવું પડે છે. ભગવાનને ભરોસે ઝંપલાવવું પડે છે એમ કહી, બાગીઓ સુધી આ સંદેશો પહોંચાડવાની લાગણીભરી હાકલ કરી, ત્યારે વાતાવરણમાં નવું જોમ ઉમેરાયું.

કન્હેરા ગામનો પડાવ બીજી રીતે પણ શુકનિયાળ નીવડ્યો. એ જ સાંજે સાધુ-જનરલને ખબર મળ્યા કે માનસિંહ-રૂપાની ટોળીએ નજીકમાં પડાવ નાખ્યો છે !

યદુનાથજીએ વિનોબાના કાનમાં એક ફૂંક મારી અને બીજા કોઈને ગંધ ન આવે એ રીતે જીપમાં બેસીને આથમતા સૂરજના આછા અંધારામાં અદૃશ્ય થઈ ગયા.

માનસિંહ-રૂપાની ટોળીનો સરદાર લુક્કો તેની વાત સાંભળશે ? માનસિંહના બેટા તહસીલનો સંદેશો તેને મળી ગયો હશે ? વિનાશરતે શરણે થવા માટે તૈયાર થશે ?

અનેક સવાલો સાધુ-જનરલના મનમાં આંટાફેરા કરતા હતા અને જીપ ઝડપભેર ચંબલના રસ્તા પરથી ધૂળ ઉડાડતી ભાગતી હતી.



# અઢાર

'બસ, યહાં રોક દો !' જીપમાં સાધુ-જનરલ યદુનાથજીની બાજુમાં બેઠેલા એક આદમીએ ડ્રાઇવરના ખભા પર હાથ મૂકીને બ્રેક મારવા કહ્યું. જીપ અટકી, એન્જિનની ઘરેરાટી શમી ગઈ, હેડલાઈટ્સ બંધ થઈ અને યદુનાથજી અંધકારમાં તાકતા બહાર ઊતર્યા. થથરાવી મૂકે એવો સન્નાટો હતો. ચંબલની કોતરમાં ફૂંકાતો પવન અવારનવાર ચીસ પાડી ઊઠતો ત્યારે અંધકાર વધુ બિહામણો લાગતો હતો. પેલા જાણકાર આદમીએ પગ ઉપાડ્યા : 'અહીંથી થોડું ચાલવું પડશે. ખાડા-ટેકરાવાળો રસ્તો છે. જનરલસાહેબ, જરા સંભાળજો.'

યદુનાથજી ચૂપચાપ તેની પાછળ ચાલવા લાગ્યા. કાશ્મીરની પહાડીઓમાં દુશ્મનો સામે લડતાંલડતાં આવા તો કૈંક ખાડાટેકરા વચ્ચે રસ્તા કાપ્યા હતા. એની એમને ફિકર કે પરવા નહોતી. ચિંતા તો હતી લોકમાન શર્માના ફેંસલાની... માનસિંહનો ચેલો અને રૂપાનો એ શાગિર્દ વિનોબાજીના સંદેશાની હાંસી ઉડાવશે તો ? પોતાને ખાલી હાથે પાછા ફરવું પડશે તો ? ડાકુઓના હૃદયપલટાની વાતને ઘણાબધાએ હસી કાઢી હતી. આટલા દિવસમાં ચાર મામૂલી ડાકુઓ જ શરણે થયા હતા. બધો જ મદાર હવે માનસિંહ-રૂપાની ટોળી પર હતો – લુક્કાના જવાબ પર તોળાતો હતો.

આગળ ચાલતો આદમી અચાનક અટકી ગયો ત્યારે યદુનાથજીના વિચારો પણ થંભી ગયા. પેલાએ આંગળી ચીંધી : 'સામે લાલટેન (ફાનસ) બળે છે ને...' એટલું કહીને તેણે ફરી પગ ઉપાડ્યા. યદુનાથજી સમજી ગયા કે ડાકુઓનો ભેટો ત્યાં જ થવાનો હતો. એમની પાછળ ચાલતા જુવાન ભૂદાન-કાર્યકરના વધી ગયેલા શ્વાસોશ્વાસનો અવાજ તેમને સ્પષ્ટ સંભળાતો હતો.

ભલભલાને થથરાવી મૂકે એવો પ્રસંગ હતો. ભલે ડાકુઓ એમને કંઈ કરવાના નહોતા, જાનનું કોઈ જોખમ નહોતું, છતાંય તેઓ એક વસમી કામગીરી બજાવવા જતા હતા. વાતચીતમાં અવળું પડ્યું તો એ આખાબોલા ફાંટાબાજ ડાકુઓનું ભલું પૂછવું. ગમે તેવું બોલી નાખે. વિનોબાજીની શરમ ન રાખે કે સાધુ-જનરલનું અપમાન પણ કરી નાખે !

નાના એવા એક ઝૂંપડા પાસે આવીને ત્રણે જણા ઊભા રહી ગયા. બહાર ઊભેલા એક ડાકુની બંદૂકે તેમને ત્યાં જ ઊભા રહી જવાની ફરજ પાડી. આગળ ચાલતા આદમીએ પોતાનું નામ કહ્યું એટલે તણાયેલી બંદૂક સીધી થઈ ગઈ. એ જ વખતે તેની પાછળના દરવાજામાંથી બીજો ડાકુ ડોકાયો : 'આવો, બેધડક અંદર ચાલ્યા આવો !'

એ લુક્કાનો અવાજ હતો. તેણે આવકાર તો આપ્યો, પણ અંદર ઊભા રહીને, બહાર આવ્યા વિના જ... કદાચ પોતાના વધુપડતા ઉમળકાનો અનર્થ ન કરી બેસે એવી સાવચેતી તેણે રાખી હશે. અથવા તો સાધુ-જનરલની પાછળ - એમની જાણ વિના પોલીસ પીછો કરતી આવી હોય એવો વહેમ પણ રાખ્યો હશે.

ઝૂંપડીના બારણે ઊભેલો ડાકુ એક તરફ ખસી ગયો. સાધુ-જનરલે માથા પરથી એમની મિલિટરી હૅટ હાથમાં લઈ લીધી અને બેધડક અંદર દાખલ થઈ ગયા. ફાનસના અજવાળામાં જોયું તો ચારપાંચ ડાકુઓ બંદૂક પકડીને અંદર બેઠા હતા. કોઈએ યદુનાથજીના માનમાં ઊભા થવાનો વિવેક ન દેખાડ્યો.

બેચાર મિનિટ ખામોશી છવાઈ રહી. ડાકુઓ યદુનાથજીને વેધક નજરે નાણતા હતા, જ્યારે સાધુ-જનરલ લુક્કા સિવાય બીજા ડાકુ કોણ છે એની પિછાણ કરી લેવા દરેકનું નિરીક્ષણ કરતા હતા.

'બેસો !' લુક્કાએ યદુનાથજીને ખૂણામાં પડેલી એક ખાટલી પર બેસવાનો વિવેક દાખવ્યો : 'પછી મારા સાથીઓની તમને ઓળખાણ કરાવું.'

યદુનાથજી રૂમાલથી કપાળ પરનો પસીનો લૂછતા ખાટલીએ બેઠા. મિલિટરી હૅટ તેમને ગોઠણ પર ગોઠવવી પડી. હૅટના આગલા ભાગમાં ચમકતા ધાતુના બિલ્લા પર ડાકુઓની નજર ચોંટી રહી. લુક્કાએ સામે બેઠક લીધી : 'આ છે કન્હાઈ... રૂપા મહારાજનો ભાઈ !'

યદુનાથ એને ધારીધારીને જોવા લાગ્યા. ના, રૂપા જેવો એ ખૂબસુરત નથી, છતાં વધારેલી દાઢીને કારણે ચહેરો ભરાવદાર લાગતો હતો. ઓળખાણના જવાબરૂપે સાધુ જનરલ કન્હાઈ સામે મલક્યા, પણ પેલાએ ચહેરા પરની તંગ રેખાઓને ઢીલી પડવા દીધી નહીં. સામું હસ્યો પણ નહીં.

'અને આ છે ભૂપસિંહ મટરે...' લુક્કાએ બીજા ડાકુ તરફ સંકેત કરીને કહ્યું : 'એની હિંમત તમારી મિલિટરીના કોઈ પણ અફસરથી ઓછી ઊતરે નહીં.'

ભૂપસિંહના હોઠ જરા મરક્યા, પણ એ તો પોતાની તારીફના પોરસનો પ્રત્યાઘાત હતો.

'અને આ વિદ્યારામ...' લુક્કાએ ત્રીજી વ્યક્તિની પિછાણ કરાવી : 'તમે એની આંખે પાટા બાંધી દો તોપણ ચંબલની કોતરોમાં એ ભૂલો ન પડે.'

યદુનાથજીને એ પ્રશંસા વધુપડતી લાગી, પણ લુક્કો તેના સાથીઓને આ રીતે બિરદાવે છે એ રીત તેમને ગમી ખરી. સરદાર કે સેનાપતિના પોરસ પર દરેક લડવૈયો મુસ્તાક થઈને જાનની બાજી ખેલતો હોય છે, પછી એ ડાકુની ટોળીમાં હોય કે લશ્કરી ટુકડીમાં !

'આ છે તેજાસિંહ, અમારો અચ્છો નિશાનબાજ !'

લુક્કાએ આમ કહ્યું ત્યારે તેજાસિંહની નજર યદુનાથજીના કપાળ પર જ તકાયેલી હતી !

ચારે ડાકુઓની ઓળખાણ થઈ ગયા પછી યદુનાથજીએ લુક્કા સામે નિરાંતની નજર માંડી. આછા અજવાળામાં પણ એના ચહેરા પરની રતાશ છાની રહી નહોતી. દેખાવમાં દૂબળો-પાતળો આ ડાકુ સરદાર તેમને ભારે ચાલાક લાગ્યો. તેના ઉઘાડા માથા પર આગળના ભાગમાં થોડી ટાલ હતી. પાતળી મૂછો તેના પાતળા હોઠ પર બહુ શોભતી હતી. આંખોમાં કરડાકી ન હોવા છતાં પણ મક્કમતા દેખાતી જ હતી.

'બીજા સાથીઓ ક્યાં ?' વાત ચાલુ કરવા માટે બોલવું જોઈએ તેટલા ખાતર જે સૂઝ્યું તે પૂછી નાખ્યું, પણ લુક્કાને અને સાથીઓને આ પૂછપરછ ખટકી, છતાં લુક્કાએ એમનું માન રાખ્યું : 'આ ઝૂંપડી બધાને માટે સાંકડી પડે એવી છે.'

જવાબ ઉડાડી દેવાની લુક્કાની આ ચાતુરી પર સાધુ-જનરલ મલકાયા. તેઓ સમજી ગયા કે સાથીઓ આસપાસમાં ક્યાંક બેઠા હશે. કદાચ અણધાર્યું કાંઈ બની જાય એવી સાવચેતી ખાતર લુક્કાએ તેમને જાપતા માટે છુપાવીને બેસાડ્યા હશે.

થોડી વાર માટે ફરી ખામોશી છવાઈ ગઈ. બહાર પવન ફૂંકાતો હોવા છતાં અંદર ઉકળાટ વરતાતો હતો. ડાકુઓના શ્વાસ ઘૂંટાતા હતા. સાધુ-જનરલ વિચારો ગોઠવતા હતા. ડાકુઓના ચહેરા પર તણાવ હતો, જ્યારે યદુનાથજી સૌમ્ય દેખાતા હતા. મનની ગડમથલને મુખ પર કળાવા દીધા વિના તેમણે શાંતિથી વાત હજુ કરવાની હતી.

'લોકમાન !' મીઠાશથી તેમણે લુક્કાને સંબોધ્યો : 'હું શું કામ આવ્યો છું એ કહેવા પાછળ વખત નહીં બગાડું. તમે લોકોએ આ મુલાકાત માટે ગોઠવણ કરી એ માટે હું અહેસાન માનવાનો દંભ પણ નહીં કરું. તહસીલને હું તેની જેલમાં મળવા ગયો અને તેના દિલમાંથી એક અજબ અખતરાનો પડઘો ઊઠ્યો. મને તેનો પ્રસ્તાવ જચી ગયો. બાબાજી પાસે મેં એ રજૂ કર્યો અને તેમણે બાગીઓના હૃદયપલટાની વાત ઉપાડી લીધી...'

સાધુ-જનરલ શ્વાસ ખાવા થોડું રોકાયા. આટલું કહેવાથી શી અસર થઈ તે પણ જોઈ લીધું. પોતે હજુ સુધી કાંઈ નવું કહ્યું નહોતું તેનો પણ ખ્યાલ આવ્યો એટલે ફરી આગળ વધ્યા.

'બીજા બાગીઓની વાત અત્યારે હું નહીં કરું. આ પદયાત્રા શરૂ થઈ ત્યારે મારા મનમાં તો એટલું તો હતું જ કે માનસિંહ-રૂપા મહારાજની ટોળી જરૂર બાબાજીનું શરણ સ્વીકારશે.'

ઝાટકો લાગ્યો હોય તેમ કન્હાઈ ટટ્ટાર થયો. બીજાઓના ચહેરા ઉપર ચોંકી જવાના ભાવ ઊપસી આવ્યા. એકમાત્ર લુક્કો સ્વસ્થ રહ્યો. તેણે મનના ભાવ કળાવા દીધા નહીં. યદુનાથજી સમજી ગયા. તેમની સાથે વાતચીત કરવાનું કામ લુક્કાએ પોતાના પર જ રાખ્યું છે અને એ માણસ ભારે ચાલાક છે, જલદી ઉશ્કેરાઈ જતો નથી. ઠાવકાઈ રાખીને બધું સાંભળ્યા કરે છે.

'તમને લોકોને તહસીલદારનો સંદેશો તો મળ્યો જ હશે.' સાધુ-જનરલે બધાની સામે નજર ફેરવી લઈને કહ્યું : 'અને હું બાબાજીનો સંદેશો આપવા અહીં આવ્યો છું.'

'શું ?' લુક્કાએ એક જ શબ્દ ઉચ્ચારી પાછા હોઠ ભીડી લીધા.

યદુનાથજીના હોઠ મરક્યા : 'હું જાણું છું કે એ સંદેશો તમે અખબારોમાં વાંચ્યો હશે. તમારા જેવા બાગી રજેરજની બાતમી જાણતા હોય છે. તમે આપસમાં એની ચર્ચાય કરી ચૂક્યા હશો. હું અહીં આવું ત્યારે મારી સાથે કેવો વર્તાવ કરવો તે પણ તમે નક્કી કરી રાખ્યું હશે. બાબાજી તમને ચંબલમાં પાછા વાળવા માગે છે.'

'ક્યાં - ફાંસીના માંચડા તરફ ?' કન્હાઈ આવેશમાં પૂછી બેઠો ત્યારે લુક્કાએ તેની સામે નજર ફેંકી. જાણે કહેતો હોય : આ સવાલ તારે પૂછવો નહોતો.

પણ આ સવાલ માટે સાધુ-જનરલ તૈયાર જ હતા : 'કન્હાઈ, તેં ઠીક સવાલ પૂછી લીધો. આ પ્રશ્નનો જવાબ બાબાજી એટલો જ આપે છે કે ભગવાન પર ભરોસો રાખીને ચાલ્યા આવો. મારી પાસેથી તમને પ્રેમ મળશે, બીજી કોઈ ખાતરી આપવાની મારી પાસે સત્તા નથી.'

'એ અમે પણ જાણીએ છીએ.' લુક્કાએ વાતનો દોર હવે હાથમાં લઈ લીધો, 'જનરલસા'બ, પોલીસવાળાને અમે વધારે પિછાણીએ છીએ. અમને બાગીઓને ઘાતકી કહેનારા એ પોલીસો ઓછા ઘાતકી નથી. ઇન્સાફના નામે એ લોકો અમારા પર બદલો લેવામાં પાછું વાળીને નહીં જુએ !'

લુક્કાનો ઉશ્કેરાટ વધતો જતો હતો. યદુનાથજી પણ જાણતા હતા કે ડાકુઓને સરકાર કરતાં પોલીસવાળા સામે વધુ નફરત છે. ઘણી જગ્યાએથી તેમને સાચી-ખોટી ફરિયાદો સાંભળવા મળી હતી. વિનોબાજીની પદયાત્રા શરૂ થયા પછી પોલીસખાતામાં થોડો ગણગણાટ પણ થવા લાગ્યો હતો. એમની હાજરીને કારણે વાતાવરણ કલુષિત રહેતું એમ પણ ઘણા કાર્યકરો કહેતા હતા. ડાકુઓ શરણે આવે તેમાં પોલીસખાતાએ રાજી થવું જોઈએ તેને બદલે હૃદયપલટાની વાતની હાંસી ઉડાવવામાં આવતી હતી. પોલીસવાળાઓ ડાકુઓને માફ કરવાની મનોવૃત્તિ ધરાવતા ન હોય તેમાં કાંઈ નવાઈ નહોતી. ઘણા પોલીસોએ ડાકુઓને ગિરફતાર કરવામાં જાન આપ્યા હતા. ડાકુઓની રંજાડથી એમની ઊંઘ હરામ થતી રહેતી, એમના ખાતાની બેઇજ્જતી થયા કરતી... સેંકડોના જાન લેનાર, અનેકોને લૂંટનાર અપરાધીઓને માફ શું કામ કરવા જોઈએ ? - એ એમની દલીલ નાખી દેવા જેવી નહોતી. છતાં ડાકુઓ શરણે આવે તેમાં એમણે નારાજ શું કામ થવું જોઈએ ? જેમને પકડવા માટે એમને વરસો લાગ્યાં, જેમની પાછળ લાખો રૂપિયાનો

ધુમાડો થતો હતો તેવા આ અપરાધીઓ વિનોબાજીનો સંદેશો સાંભળીને હથિયાર હેઠાં મૂકી દેતા હોય તો કોઈનું કાંઈ બગડવાનું તો નથી જ...

સાધુ-જનરલ પોલીસના વિચારમાં બહુ ઊંડા ઊતરી ગયા એમ લાગ્યું ત્યારે લુક્કાએ તેમને સજાગ કર્યા : 'સાહેબ, આપ એટલી ખાતરી આપી શકો છો કે જે બાગીઓ અત્યાર સુધીમાં શરણે થયા છે તેમની સામે ખોટા આરોપો મૂકીને, જે ગુનાઓ એમણે કર્યા નથી તેમાં એમને સંડોવીને ગેરઇન્સાફ નહીં કરવામાં આવે ?'

સાધુ-જનરલ વિમાસમાં પડી ગયા. આરોપ સાચા કે ખોટા છે એ કોણ નક્કી કરી શકવાનું હતું ? છતાં ગેરઇન્સાફ ન થવાની ખાતરી તેમણે આપી દીધી : 'હું એટલું તો જરૂર કહીશ કે વેરભાવે તમારી સામે ખોટા આરોપ નહીં મુકાય.'

'અમારી સામે ?' લુક્કો ચોંક્યો : હજુ એમણે તો શરણે થવાની વાત જ ક્યાં સ્વીકારી છે ? સાધુ-જનરલે એમ કેમ માની લીધું કે અમે શરણે થઈ જશું ? તેણે તરત જ ખુલાસો કર્યો : 'હું તો પ્રાસ્તાવિક વાત કરતો હતો. અમારી બાબતમાં તો આપણે કોઈ વાત જ ક્યાં થઈ છે ?'

યદુનાથજીએ સૌમ્ય સ્મિત ફરકાવ્યું. બધા જ ડાકુઓ તરફ ફરી એક વાર પ્રેમાળ દૃષ્ટિ ફેંકી અને પછી ખૂબ જ મીઠાશથી પૂછ્યું : 'તમને નિર્ણય કરવામાં શું અડચણ આવે છે ?'

'સાહેબ, ઘણુંબધું નડે છે.' લુક્કાએ દલીલ કરી : 'મોતને મુઠ્ઠીમાં રાખીને ચંબલ પકડી છે, આટલાં વરસથી બંદૂક લઈને રઝળપાટો કરી છે અને એકાએક હથિયાર સોંપી દેવાનું મન કોને થાય ? શું કામ થાય ?'

'શું કામ થાય ?' યદુનાથ બબડ્યા. બહુ લાંબી વાત કરવાનો વખત નહોતો. સાચેસાચું કહી દેવા સિવાય બાબાજીના સંદેશાનો પડઘો નહોતો પડવાનો : 'જુઓ, લોકમાન, હું કોઈ સોદો કરવા તો નથી આવ્યો. તમને મનમાં એમ લાગતું હોય કે જે કારણસર તમે બાગી બન્યા તે જો પૂરું થયું હોય તો પાછા ફરી જવામાં શી હરકત છે ?'

આમ તો નાના બાળકને સમજાવતા હોય એવી આ વાત થઈ, છતાં એમાં તથ્ય હતું. લુક્કો બહારવટે શું કામ ચડ્યો ? વાત એટલી બધી ગંભીર નહોતી. ઠાકુરના કોઈ છોકરાએ તેને મંદિરમાં માર્યો, એની બેઇજ્જતી થઈ અને બાળપણના દોસ્ત માનસિંહના બેટા તહસીલે તેને વેર વાળવામાં સાથ આપ્યો, બસ, એમાંથી એ બાગી બની ગયો. વેર તો લેવાઈ ગયું, પણ પાછા ફરવાનો રસ્તો બંધ થઈ ગયો હતો. ઘણાખરા ડાકુઓની બાબતમાં આમ જ બનતું. એક વ્યક્તિ સામે વેર વાળવા જતાં આખા સમાજના દુશ્મન બની જવું પડતું.

'સાહેબ, બાગી બનવાનાં કારણ તો હવે જૂનાં થયાં. ત્યારબાદ ઘણાં નવાં વેરઝેર બંધાયાં. દાઉનો બદલો, રૂપા મારા'જના મોતનો બદલો હજુ વાળવાનો બાકી છે.'

લુક્કાની આંખોમાં રાતા દોરા ઊપસી આવ્યા, છતાં યદુનાથજી સ્વસ્થ જ રહ્યા : 'લોકમાન, એ બદલો કેવી રીતે વળશે ?

'કેવી રીતે ?' કન્હાઈ ચૂપ ન રહી શક્યો : 'પોલીસોની લાશ ઢાળી દઈને !'

'કેટલા પોલીસોની લાશ ઢાળી દીધા પછી બદલો પૂરો થયો ગણાશે ? 'જનરલે સવાલ ફંગોળ્યો અને ડાકુઓ ડઘાઈને જોતા રહ્યા, યદુનાથજીનો ઇશારો બહુ જલદી સમજી ગયા.

ના, એ રીતે તો ક્યારેય બદલો ચૂકવી શકાય તેમ નહોતો. પોલીસો તો હજારોની સંખ્યામાં છે. પાંચ-પંદર - અરે, સો-બસોને મારવાથી થોડો આરો આવવાનો છે ? પોલીસખાતામાં તો રોજ નવા નવા ભરતી થતા રહેવાના...

'એટલે જ કહું છું, લુક્કા-કન્હાઈ !' જનરલે હવે પંપાળીને વાત કહેવા માંડી : 'આ સત્ય કડવું છતાં એના તરફ આંખ મીંચી દેવાથી એ ભૂંસાઈ જવાનું નથી. આવા બદલાનો ક્યારેય અંત આવવાનો નથી. વેર વધતાં રહેવાનાં, બાગીઓ પણ મરતા રહેવાના અને નવાં વેર બંધાતાં જવાનાં.'

વાત કાંઈક એ લોકોની સમજમાં આવતી લાગી એટલે સાધુ-જનરલનો ઉત્સાહ વધ્યો : 'જિંદગી એક કોયડો છે. ભલભલા વિદ્વાનો પણ તેમાં ગૂંચવાઈ જાય છે ત્યારે આપણું શું ગજું ? માનસિંહ કે રૂપાનો બદલો લેવાની જ વાત કરતા હો તો શું દાઉના બેટા તહસીલનું લોહી જેલમાં રહીને એટલું બધું ટાઢું કેમ પડી ગયું કે તમને હથિયાર હેઠાં મુકાવી દેવા માગે છે ? અરે, તમને એકલાને નહીં, ચંબલના સમસ્ત બાગીઓને એ આ રસ્તેથી પાછા વાળવા માગે છે. શું કામ ? એને સત્ય સમજાયું હશે. આ ખુવારીએ તેના આત્માને કકળાવી મૂક્યો હશે. જેલની એકાન્ત જિંદગીમાં એને ચિંતન કરવાનો અવકાશ મળ્યો. વટ અને વેર શબ્દોની પોકળતા એને સમજાણી હશે. એક જ ઘડીના આવેશમાં કેટલી બધી જિંદગીઓ ખુવાર થઈ જાય છે એ તેને સૂઝ્યું હશે અને કેટકેટલા મંથન પછી બાગીઓને પાછા વાળવાનો પ્રસ્તાવ તેણે મૂક્યો હશે !'

ડાકુઓના ચહેરા પરની કરડાકી ઓસરતી જતી હતી. સાધુ-જનરલની વાતના પ્રવાહમાં એ બધા સાદા-સીધા માનવી જેવા થઈને તણાતા જતા હતા.

'કન્હાઈએ ફાંસીના માંચડાની વાત કરી... ફાંસીની સજા તો તહસીલનેય થઈ હતી, તેને પોલીસોએ પકડ્યો હતો, એ શરણે થયો નહોતો, અને છતાં એની ફાંસી માફ થઈ. શું કામ ?'

સવાલ પૂછીને તેઓ થોડું અટક્યા. પછી જવાબ તેમણે જ આપ્યો : 'કાયદાનો ઇન્સાફ અદાલતમાં થાય છે. અપરાધની સજા ત્યાં ફટકારવામાં આવે છે. છતાં પણ માનવતાની એક અદાલત તેના પર બેઠી છે. એ છે સરકાર ! સરકારના સર્વોપરી આપણા રાષ્ટ્રપતિ ! જેમની પાસે રહેમ માટે અપરાધી જાય છે એની અરજી પર વિચારણા થાય છે અને માનવતાની દષ્ટિએ માફી અપાય પણ ખરી.'

'પણ તો અમને ફાંસીમાંથી માફી આપવાનું વચન આપવામાં સરકારને શો વાંધો આવે છે ?'

કન્હાઈએ દલીલ કરી અને યદુનાથજીના હોઠ મલક્યા : 'એ કાનૂની મુદ્દો છે. સરકાર અને અદાલત બે જુદાં છે. ગુનેગારને પકડે છે પોલીસ, પણ તેને સજા કરવાનો હક્ક તો અદાલતનો છે અને ત્યાર પછી માફ કરવાની સત્તા સરકારને છે... જે સરકાર હથિયાર સહિત પકડાયેલા તહસીલને માફ કરી શકે છે એ સરકાર હથિયાર હેઠાં મૂકીને બાબાજીને શરણે આવનારને શું કામ ફાંસીએ ચડાવે ?' અને યદુનાથજીએ એમનું કથન ત્યાં જ પૂરું કર્યું : 'બસ, આથી વધારે ખાતરી અપાવવાનો મને અધિકાર નથી !'

ફરી ઝૂંપડીમાં ખામોશી છવાઈ ગઈ, પણ એ ગૂંગળાવનારી નહોતી, જાણે એ ખામોશીમાં સાધુ-જનરલના શબ્દો ડાકુઓના કાન પર પડઘા પાડતા હતા.

લુક્કાના દિમાગમાં વિચારો ઘૂમતા હતા : ના, મોતનો એમને ડર નહોતો, પણ તે મોત ફાંસીએ ચડીને આવવાનું હોય તો એમને મંજૂર નહોતું. શરણે થઈને જો મરવાનું હોય તો લડતાંલડતાં શું કામ હિંમતભેર મોતને ન ભેટવું ? સવાલ રહેતો હતો તહસીલદારનો... દાઉ માનસિંહના બેટાનું વેણ રાખવાનો... એનું કહેણ માથે ચડાવવાનો... રુક્મિણીજીએ પણ તહસીલના કહેણને ટેકો આપ્યો હતો... હું બધું ગુમાવીનેબેઠી છું. તમારી ઓરતોના કપાળનો કંકુ-ચાંલ્લો ભગવાન કાયમ ઝળહળતો રાખે...

'સાહેબ તમે થોડી વાર બેસો !' લોકમાન ઊભો થયો, 'થોડી વારમાં જ તમને અમારો ફેંસલો જાણવા મળશે.'

કહીને લુક્કો તેના સાથીઓ જોડે બહાર નીકળી ગયો. સાધુ-જનરલ તેમને જતા જોઈ રહ્યા. થોડે દૂર ગયા બાદ અંધારામાં એ લોકો અલોપ થઈ ગયા ત્યારે તેમણે માની લીધું કે હવે તેઓ પાછા નહીં ફરે. આઘેરા નીકળી જવા માટે જ ડાકુઓ તેમને અહીં બેસવાનું કહી ગયા હતા. થોડી વારે કોઈ જીપની ઘરેરાટી સંભળાણી. યદુનાથજીના કાન ચમક્યા. શું બાગીઓ જીપમાં આવ્યા હતા ? અને જીપમાં બેસીને નાસી ગયા ?

ઘણી વાર થઈ ગઈ. સાધુ-જનરલનું અનુમાન ખાતરીમાં પલટાઈ ગયું. હવે તેમને પાછા ફરી જવા સિવાય કાંઈ જ કરવાનું રહેતું નહોતું. તેમનાથી એક ઊંડો નિસાસો નંખાઈ ગયો.

અને ત્યાં ફરી જીપનો અવાજ સંભળાયો. અંધારાને ચીરતી હેડલાઈટ્સની રોશની દેખાણી. દૂર રસ્તા પર પોતાની જીપની બાજુમાં બીજી જીપ ઊભી રહી. તેની લાઈટ્સ બુઝાઈ ગઈ. તેમાંથી એક માણસ નીચે ઊતર્યો. એના હાથમાં બંદૂકનો આકાર દેખાયો. પોલીસની જીપ આવતી હતી ? ભાગ્યે જ ગુસ્સે થનાર યદુનાથજીના કપાળમાં કરચલીઓ વળી... પોલીસને અત્યારે અહીં આવવાની શી જરૂર હતી ? પૂછશે તો પાછા એમ કહેશે કે સાહેબ, અમને આપની ફિકર થઈ એટલે આવવું પડ્યું !

પેલી આકૃતિ નજીક આવતી જાય છે. યદુનાથજી શ્વાસ રોકીને ઊભા છે. અચાનક ઘૂંટાયેલો શ્વાસ ફૂંફાડા મારીને બહાર નીકળે છે : 'કોણ છે ?' એમના અવાજમાં આછેરો થડકો છે.

'હું છું, સાહેબ !'

અને સાધુ-જનરલ ધ્રુજારી અનુભવે છે. ના, એમના કાન દગો નથી દેતા. અવાજને તેઓ બરાબર પારખી ગયા છે. છતાં આંખો એને જુએ નહીં ત્યાં સુધી એ માની લેવું નહીં...

પેલો માણસ બે ગજ છેટે ઊભો રહ્યો ત્યારે સાધુ-જનરલને ધ્રુજારીનો બીજો આંચકો લાગ્યો : 'કોણ લુક્કા - લોકમાન શર્મા ?'

'હા, સાહેબ ! ચાલો, અમે તૈયાર છીએ !'

સાગરમાં અચાનક જુવાળ આવે, ઉનાળે નદીમાં પૂર આવી ચડે, અંધારા આકાશમાં એકાએક ચંદ્રમા ચમકી ઊઠે અને કોરાધાકોર આકાશમાંથી મુશળધાર વરસાદ ત્રાટકી પડે... એવું કાંઈક ન માનવા જેવું બની ગયું હોય તેમ સાધુ-જનરલને લાગ્યું. આનંદના અતિરેકનો ધક્કો લાગ્યો હોય તેમ દોડીને તેઓ લુક્કાને ભેટી પડ્યા. ઘેરથી નાસી ગયેલો દીકરો પાછો આવે અને બાપ તેને છાતીએ લગાડે તેવા હેતથી તેમણે લુક્કાને બાથમાં લીધો. ઘણી વાર સુધી બેમાંથી કોઈ કાંઈ બોલી શક્યું નહીં.

મૂંગા-મૂંગા જ બંને જીપ તરફ ચાલતા હતા. જીપ ક્યાંથી લાવ્યા ? અંદર કેટલા જણ બેઠા છે ? કોણ આવ્યા - કોણ બાકી રહ્યા ?... ઘણા સવાલો ગળા સુધી આવીને થંભી ગયા.

બીજી જીપ બાગીઓથી ખીચોખીચ ભરી હતી. યદુનાથજીએ માથાં ગણ્યાં. અગિયાર પર આવીને અટકી ગયા. બારમો લુક્કા... તો શું બારે જણા બાબાજીને શરણે થવા કબૂલ થઈ ગયા ?

'સાહેબ, આ જીપ અને જીપ ચલાવનારો મેવારામ સલામત પાછો જઈ શકશે ને ?' લુક્કાએ સાહેબ સાથે બેસતાં પહેલાં પૂછી લીધું.

'જીપ તો સમજ્યો, પણ જીપ ચલાવનારો ?'

'એ મેવારામ છે.' લુક્કો જરા ખચકાયો : 'તે અમને સાથ આપી શકે તેમ નથી. એના ભાઈ રામનાથના ખૂનનો બદલો લીધા વિના પાછા નહીં ફરવાના એણે સોગંદ લીધા છે. એ સોગંદ તોડવા માગતો નથી. અમે પણ જબરજસ્તી કરતા નથી.'

સાધુ-જનરલે મેવારામ પર એક નજર નાખી. એક જણ કિનારે આવીને પાછો જાય તે એમને ખૂંચ્યું, પણ જીદ કરવાનુંય ન જચ્યું એટલે મૂંગામૂંગા જીપમાં બેસી ગયા. લુક્કાને પોતાની બાજુમાં બેસાડ્યો અને બંને જીપ સડસડાટ કન્હેરા ગામ તરફ દોડવા લાગી.

*

વિનોબાજીની છાવણીથી આઠ-દસ ગજ દૂર જીપો ઊભી રહી. લુક્કાએ જ છાવણી સુધી જીપ લઈ જવાની ના કહેલી : 'મેવારામને અહીંથી જ વિદાય આપી દઈએ.'

બધા જીપમાંથી ઊતર્યા. એક પછી એક બાગી મેવારામને ભેટ્યા. આટલાં વરસ સાથે રહ્યા પછી મેવારામ એકલો પડી જવાનો હતો, રસ્તા ફંટાઈ જતા હતા. બીજા બધા જેલમાં જવાના હતા અને તે એકલો જ ચંબલ પાછો ફરવાનો હતો. અગિયાર સાથીઓને ભેટતો જતો મેવારામ ગળગળો થઈ ગયો. ફરી ક્યારેય મેળાપ થવાનો નહોતો, પોતે સાથીઓની જેમ હથિયાર હેઠાં મૂકી શકે તેમ નહોતો.

'સંભાળજે !' લુક્કો માંડમાંડ મેવારામથી અલગ થઈ શક્યો : 'તારી જીપ દેખાતી બંધ થઈ જાય પછી જ અમે છાવણી તરફ જશું.' તેણે સાથી માટેની કાળજી દેખાડી. મેવારામ ભીની આંખે જીપમાં બેઠો, વ્હીલ પર ધ્રૂજતા હાથ મૂક્યા, પગનો દાબ આપી એન્જિન સ્ટાર્ટ કર્યું, જીપ વળી, બધા જોતા રહ્યા અને મેવારામે સડસડાટ જીપને દોડાવી મૂકી. એ દેખાતી બંધ થઈ, તેનો અવાજ સંભળાતો અટકી ગયો ત્યારે લુક્કાએ નિસાસો નાખ્યો. તેની વેદના જોઈને સાધુ-જનરલનું હૈયું પણ ઊભરાઈ આવ્યું.

'ચાલો !' યદુનાથજીએ કહ્યું અને સૌએ કારતૂસ-હથિયારો ઊંચક્યાં.

એકીસાથે બધાના પગ છાવણી તરફ ઊપડ્યા. અગિયાર ડાકુઓનાં પગલાંમાં એકસરખો થડકો સંભળાતો હતો. નવી દિશા તરફના પ્રયાણનો તેમાં પડઘો પણ પડતો હતો. તેઓ જિંદગીનો એક નવો વળાંક પકડી રહ્યા હતા – એ મોડ તેમની જિંદગી ઉજાળશે કે જેલની બંધિયાર કોટડીમાં જ પૂરી કરવી પડશે ?

વિનોબાજીની રાવટીમાં ફાનસ બળતું હતું એટલે યાદુનાથજીએ માન્યું કે બાબાજી જાગી ગયા છે. કદાચ એમની રાહ જોતા જાગતા રહ્યા હશે. અંદર જઈને ખબર આપ્યા : 'લોકમાન શર્મા અને તેના સાથીઓને લઈ આવ્યો છું.' વિનોબાજીના ચહેરા પર પ્રસન્નતાની આભા પ્રગટી ઊઠી. બધાને અંદર બોલાવ્યા. બાગીઓએ બાબાજીને પ્રણામ કર્યા. મુઠ્ઠી હાડકાંવાળા એ માનવીની માનવતા સમક્ષ ખડતલ ડાકુઓની હિંસકતા ઝૂકી ગઈ.

પ્રેમભર્યાં બેચાર વાક્યો જ તેમણે કહ્યાં, છતાંય ડાકુઓનાં દિલમાં ટાઢક વળી : 'હવે બધા આરામ કરો. સવારે વહેલા નીકળવાનું છે.'

બધા ઊઠતા હતા ત્યારે યદુનાથજીએ લુક્કાને કહ્યું : 'હથિયારો અહીં રાવટીમાં જ મૂકી રાખો. અહીં એને કોઈ અડકશે નહીં.'

પળવાર લુક્કાના ચહેરા પર આનાકાનીની રેખાઓ ઊપસી આવી, પણ તરત જ સમજાઈ ગયું કે વિનોબાની છત્રછાયામાં હથિયાર સાથે રાખવાની જરૂર નહોતી, અને કારતૂસ-બંદૂકોનો ઢગલો ખટકાઈ ગયો.

*

અચાનક યદુનાથજીથી આંખો ઊઘડી ગઈ. હજુ સવાર પડી નહોતી, રાતનો અંધકાર ઓગળ્યો નહોતો. થોડે દૂર એક આકૃતિ ઊભેલી દેખાઈ : 'કોણ હશે ?' એવા વિચાર સાથ

તેમણે નજીકમાં જોયું તો લુક્કો તેની જગ્યાએ સૂતેલો દેખાયો નહીં. હળવાં પગલે ઝાડ પાસે ગયા, જ્યાં લુક્કા વિચારમાં મગ્ન થઈને ઊભો હતો.

'ઊંઘ નથી આવતી, લુક્કા ?' યદુનાથજીએ તેના ખભે હળવો હાથ મૂક્યો : 'ખાટલા પર સૂવાની આદત તો નથી ને તને ?'

'સાહેબ, એ શું બોલ્યા ?' લુક્કાનો અવાજ ધીરગંભીર હતો : 'ધૂળનું બિછાનું અને પથરાનું ઓશીકું એ જ અમને ફાવે. ખાટલાની આદત પાલવે નહીં.' એ થોડું અટક્યો. જમણા હાથની મુઠ્ઠી તેણે એક-બે વાર ઝાડના થડ પર અફળાવી : 'પણ બીજી એક આદત ઊંઘવા નથી દેતી.'

'કઈ આદત ?' યદુનાથજીએ માન્યું કે કદાચ એને પીવાની ટેવ હશે. પણ લોકમાન શર્મા શરાબ પીતો નથી એવું સાંભળેલું એટલે સુધાર્યું : 'તને તો આડીઅવળી કોઈ આદત નથી.'

'જે આદતની હું વાત કરું છું એ તો દરેક ડાકુને હોવાની જ.' ફરી તેણે હાથની મુઠ્ઠી થડ પર અફાળી : 'સાહેબ, અડવા હાથે ઊંઘ નથી આવતી. પાસે બંદૂક ન હોય તો નીંદર આઘી જ રહે છે !'

યદુનાથજી દર્દભર્યું હસ્યા : 'હવે તો એના વગર ઊંઘવાની આદત પાડવી પડશે, લુક્કા !'

'હા, સાહેબ !' લુક્કાએ નિસાસો નાખ્યો : 'પંદરપંદર વરસની આદત છોડતાં આકરું તો લાગવાનું... આ વરસો દમિયાન એક ઘડી પણ બંદૂકને અળગી થવા નથી દીધી. રાતે મુઠ્ઠીમાં બંદૂક પકડી ન હોય તો આંખ મીંચાય નહીં.'

'ચાલ, આપણે સૂતાંસૂતાં વાતો કરીએ.' યદુનાથજી હાથ પકડીને લુક્કાને લઈ ગયા. બંને આડા પડ્યા. ખુલ્લા આકાશમાં ટમટમતા તારલા પર નજર રાખીને યદુનાથજીએ પૂછ્યું :

'લુક્કા, ઘર યાદ આવે છે ને ?'

'અત્યારે તો, સાહેબ, બંદૂક જ યાદ આવે છે.' લુક્કાએ નાના બાળકની જેમ એનું એ જ રટણ કર્યું. પછી તેનાથી અચાનક હસી જવાયું. યદુનાથજીએ ડોક ફેરવીને તેની સામે જોયું. લુક્કો હવે કાંઈક યાદ કરતો હતો : 'સાહેબ, અવારનવાર ઘર યાદ આવી જતું ત્યારે છાનોછપનો બૈરીને મળી આવતો. બેએક રાત સાથે ગાળી આવતો. તમે કહ્યું એટલે મને એ યાદ આવી ગયું. પડખે સૂતેલી બ્રાહ્મણીએ કહેલું : તમારી બંદૂકને થોડી વાર તો આઘેરી રાખો... ત્યારે મારાથી તેને કહેવાઈ ગયું હતું...'

'શું ?' અટકી ગયેલા લુક્કાને સાધુ-જનરલે પૂછ્યું : 'લુક્કા, તેં શું કહ્યું હતું ?'

'સાંભળીને તમને હસવું આવશે, પણ દિલ ખોલ્યું છે તો કહી જ દઉં.' લુક્કો જાણે શબ્દો યાદ કરતો હોય તેમ ફરી થોડું અટક્યો, પછી બોલી ગયો : 'ગોરાણી ! તારા કપાળનો ચાંદલો અને મારી મુઠ્ઠીની બંદૂક એ બંનેને એકબીજા સાથે લેણદેણ છે. બંદૂક નહીં હોય ત્યારે ચાંદલો પણ નહીં રહે !... બસ, સાહેબ, ત્યાર પછી બંદૂકને સાથે રાખીને સૂવામાં એણે ક્યારેય શિકાયત કરી નહોતી !'

યદુનાથજીને આંચકો લાગવા જેવું થયું - લુક્કાથી બંદૂક અળગી કરાવીને પોતે બ્રાહ્મણીનો ચાંદલો તો સલામત રખાવી શકશે ને ?

આટલી વાતચીત પછી લુક્કાની આંખો તો મળી ગઈ, પણ યદુનાથજી ઊંઘી શક્યા નહિ.

*

કન્હેરાથી વિનોબાજીની પદયાત્રાનો સવારે પ્રારંભ થયો ત્યા સુધીમાં તો ઠેરઠેર વાત ફેલાઈ ગઈ કે લુક્કો તથા તેના સાથીઓ બાબાજીને શરણે થયા છે અને એમની સાથે કડોરા તરફ જઈ રહ્યા છે.

લુક્કા અને તેના સાથીઓને જોવા ગામનાં ગામ ઊમટવા લાગ્યાં. શાંતિદૂત વિનોબાજીની સાથેસાથે મોતના દૂત જેવા હથિયારધારી ડાકુઓને જોઈને લોકોને ઉમળકાભર્યું અચરજ થતું હતું. જે ડાકુઓનું નામ સાંભળીને બૈરાં-છોકરાંઓ થથરી જતાં એમને આમ હસતાંહસતાં જઈ રહેલા જોવા માટે ઓરતો ચૂલા સળગતા મેલી, કેડે છોકરાં તેડીને દોડી આવી હતી, એમની રાહ જોવામાં ચૂલા પરની દાળ દાઝી ગઈ હશે એની પણ પરવા કર્યા વિના રસ્તા પર ટોળે મળી હતી. લડાઈ જીતીને ઘેર પાછા ફરી રહેલા સૈનિકોને પોકારો પાડીને પ્રજા બિરદાવે તેમ બાબાજીની જય બોલાવતાં હતાં, બાગીઓના સમર્પણને વધાવતાં હતાં.

લુક્કા અને કન્હાઈની છાતી આવા આવકારથી ફૂલેલી હતી, માથાં વધુ ટટ્ટાર થતાં હતાં. યદુનાથજી પણ કૃતાર્થતા અનુભવતા હરખાતા હતા. વાતાવરણમાં એક નવી ચેતના લહેરાતી હતી, લોકોનાં દિલમાં અનોખી ખુશાલી ઊભરાતી હતી. જાણે ચંબલનો શાપ કાયમને માટે ઊતરી જવાનો હોય એવી આશાનો ફણગો ફૂટી રહ્યો હતો.

અને નમતી બપોરે કડોરા ગામના પાદરમાં વિનોબાજી દાખલ થયા. મોટા પોલીસ-અધિકારીઓ તેમનું સ્વાગત કરવા ત્યાં ઊભા હતા. કમાન્ડર ક્વીન, પોલીસ-ઉપરી રૂસ્તમજી અને બીજા ઘણા ખાખી વરદી તથા ચળકતા બિલ્લાવાળા પોલીસ સાહેબો અગિયાર ડાકુઓની આમને-સામને થવા આવ્યા હતા. ધિંગાણા વગર ડાકુટોળીને નજીકથી મળવાનો આ પહેલો અવસર તેમને સાંપડ્યો હતો.

વિનોબાજીને નમસ્કાર કરીને કમાન્ડર ક્વીને ખેલદિલી દેખાડવા લુક્કા સામે હાથ લંબાવ્યો : 'અબ હમ દુશ્મન નહીં રહે...' એવું કંઈક બોલવા માટે હસવા જતા હતા, પણ આ શું ?

લુક્કાના ચહેરા પર એકાએક કરડાકી કેમ ઊપસી આવી ? એના દાંત ભીંસાતા કેમ દેખાય છે ? એનાં કાંડાંની નસો ફૂલવા કેમ લાગી છે ? ક્વીનસાહેબે લંબાવેલા હાથમાં પોતાનો હાથ આપવાને બદલે ખભે લટકતી બંદૂક તરફ હાથ કેમ વળ્યો ? બધા જ ડાકુઓનું ખુન્નસ કેમ ઊભરાઈ આવ્યું ?

બધાની આંખો પહોળી થઈ ગઈ. શ્વાસ ઊંચા ચડી ગયા... હમણાં કોઈ ભયાનક દુર્ઘટના બની જશે એવા ફફડાટ સાથે કાળજાં થથરી ગયાં. ક્વીનસાહેબની ખેલદિલી ભોંઠી

પડી ગઈ. યદુનાથજી સજાગ થઈ ગયા. વચ્ચે ઊભેલા માણસોને ખસેડીને તેઓ લુક્કા પાસે પહોંચી ગયા. બંદૂકવાળા ખભા પર હાથ મૂકીને ધીમેથી દબાવ્યો : 'લુક્કા !' એટલું જ કહ્યું અને એ સ્પર્શની જાદુઈ અસર થઈ હોય તેમ લુક્કાની તંગ રેખાઓ ધીમેધીમે ઢીલી પડવા માંડી, છતાં એનું ખુન્નસ સાવ ઓસર્યું તો નહીં. ક્વીનસાહેબ તરફની નફરત આંખોમાંથી ઓગળી નહીં. રૂપા મહારાજનું મોત જેના હાથે થયું તેની સાથે હું હાથ મિલાવું ? અણગમા સાથે તેણે મોં ફેરવી લીધું.

કાંઈક અજુગતું બની ન જાય એ માટે ક્વીનસાહેબને ત્યાંથી હઠાવીને બેચાર જણા બાજુએ લઈ ગયા. ખળભળાટ મચી ગયો. વાતાવરણમાં એક પ્રકારનું નાટયતત્ત્વ ઉમેરાયું. કદાચ કાંઈક બની જશે એવી હવા ફેલાણી. પોલીસવાળાને બહાનું મળી ગયું. તેમની ટીકાને સમર્થન સાંપડ્યું : 'શું આનું નામ હૃદયપલટો ? ઉપરી સાહેબ ઉદારતાથી હાથ લંબાવે અને લુક્કો સામો ફૂંફાડો મારે ! બંદૂકની બીક બતાવે ? એમનો હાથ તરછોડી નાખે ? ડાકુઓને આમ ચડાવવાનો અર્થ શો ? હથિયારો સાથે એ બદમાશો આમ ખુલ્લેઆમ ફરે તેમાં પ્રજાની સલામતી ક્યાં ?

પહેલાં તો ઇરાદો એ હતો કે ભીંડમાં જ લુક્કાની ટોળી ત્યાંના કલેક્ટરને હથિયાર સોંપી દે, પણ વાતાવરણની ગરમીએ કાર્યક્રમ પલટાવી નાખ્યો. બાબાજીના કહેવાથી સાધુ-જનરલ યદુનાથજીએ લુક્કાને મહામહેનતે સમજાવી લીધો : આવતી કાલે હથિયાર સોંપવાં કે આજે એમાં ફેર શો પડવાનો ?

અને સાંજે એક શમિયાણામાં હથિયારની સોંપણી થઈ. તંબુ ખીચોખીચ ભરેલો હતો. બહાર પણ લોકોની ઠઠ જામી હતી. એક નાની પાટ પર વિનોબાજી બેઠા હતા, ભીંડના કલેક્ટર અને બીજા મહાજનો તેમની બાજુમાં નીચે બેઠા હતા. સાધુ-જનરલ યદુનાથજી પાછળ ઊભા હતા. એમના સૌમ્ય ચહેરા પર કૃતાર્થતા તરવરતી હતી. ચંબલના શાપમાંથી એક ટોળીને બચાવી શકવાનો સંતોષ વિલસતો હતો.

સૌપ્રથમ લુક્કો વિનોબાજી સામે હાજર થયો. કારતૂસોનો ઢગ એમના પગ પાસે ખડકી દીધો. ત્યારબાદ પોતાની વહાલી ટેલિસ્કોપવાળી કીમતી બંદૂક બે હાથે ધરીને એ નીચે નમ્યો, વિનોબા સમક્ષ માથું સહેજ ઝુકાવ્યું. બેચાર ઘડી આંખો મીંચી રાખી. એ કોનું સ્મરણ કરતો હતો - દાઉ માનસિંહ કે રૂપાનું કે ભગવાનનું ? કે પછી બદલાતી જિંદગીના વિચારમાં એ ખોવાઈ ગયો હતો ?

'લુક્કા ! આજ તુમને બહુત બડા કામ કિયા હૈ !'

બાબાજીના અવાજે તેને સજાગ કર્યો. હાથ જોડી વંદન કરી તે બાજુમાં હઠી ગયો. પાછળ ઊભેલા ભૂપસિંહને હથિયાર સોંપવાનો ઇશારો કર્યો. ત્યાર પછી રૂપાનો ભાઈ કન્હાઈ તેની વધી ગયેલી દાઢી સાથે આવ્યો અને વિનોબાજીનાં ચરણોમાં બંદૂક ધરી દીધી.

બધા જ શ્વાસ રોકીને એ દૃશ્ય નિહાળી રહ્યા હતા. કારતૂસ-બંદૂકોનો ઢગલો ધીમેધીમે

ઊંચો જતો હતો. ટીકીટીકીને લોકો ડાકુઓને નિહાળતા હતા. એમના ચહેરા પર કરડાકી શોધતા હતા. લુક્કો સૌની સામે ધીમું-મીઠું હસતો હતો, છતાં પેલા બિચારા નજર મિલાવવાની હિંમત કરતા નહોતા. હજુ યે એમનાં મન પરથી હથિયાર વિનાના ડાકુઓની ધાક ઓછી થતી નહોતી !

હથિયાર સોંપાયા બાદ પોલીસને ડાકુઓની સોંપણી કરી દેવાની હતી. એ માટે ભીંડની પસંદગી કરવામાં આવી. ડાકુઓનાં સગાંવહાલાંને જાણ કરીને ભીંડ બોલાવવામાં આવ્યાં.

ફરી ભીંડમાં લોકોનાં ટોળા ઊમટ્યાં. ડાકુઓને સેવિકા બહેનોએ રાખડી બાંધી. કેટલાકે હાર પહેરાવ્યા. સગાંવહાલાંઓમાંથી કેટલાંક રડતાં હતાં. કોઈ ધણી, ભાઈ કે બાપને ભેટતાં હતાં. પોલીસની કાળી વાન સામે જ પડી હતી. થોડી વાર પછી તેમાં ડાકુઓને બેસાડી ગ્વાલિયર ભણી ઊપડી જવાનું હતું – જેલમાં પુરાઈ જવા માટે !

વિજેતાઓના માનથી હજારો લોકોએ ડાકુઓને વળાવ્યા. જતાં પહેલાં લુક્કાએ વિનોબાજીને પ્રણામ કર્યા. પોતાની એક ઇચ્છા વ્યક્ત કરી : 'બની શકે તો પંડિત નેહરુજી સાથે એક વાર મેળાપ કરાવી આપજો.' ત્યારે વિનોબાજીએ બનતી કોશિશ કરવાનું વચન આપ્યું.

સાધુ-જનરલે લુક્કાના ખભા પર હાથ મૂક્યો, દાબ્યો અને દર્દભર્યું હસ્યા. એમનાથી કાંઈ કહી શકાયું નહીં. હેતાળ સ્પર્શ વડે જ એક દિલની લાગણી બીજા દિલમાં ઠલવાઈ ગઈ અને લુક્કો પોલીસવાનમાં બેસી ગયો.

બીજા સંખ્યાબંધ માણસોની જેમ સાધુ-જનરલ પણ વાનને ક્યાંય સુધી જોતા રહ્યા. લુક્કાને વળાવતાંની સાથે જ એમના મનમાં લાખન ઝબકી ગયો. શું આની અસર તેના પર પડશે ? તે ભારાડી ડાકુ બાબાજીના શરણે આવશે ?



# ઓગણીસ

વિનોબાજીની પદયાત્રા હવે પૂર્ણતા પર પહોંચી હતી. લુક્કાની ટોળી અને બીજા મળીને સોળ-સત્તર ડાકુએ હથિયાર હેઠાં મૂકી દીધાં હતાં. હવે વધુ કોઈ આવશે ખરા ?

આ સવાલ પુછાઈ રહ્યો હતો. સાધુ-જનરલ યદુનાથસિંહે આશા છોડી નહોતી. પંઢરીમાં પડાવ નંખાયો ત્યારે ગામ-આખું બાબાજીનાં દર્શન કરવા અને વાણી સાંભળવા આવી પહોંચ્યું હતું, પણ એક વ્યક્તિ ઘરમાં જ બેસી રહેલી. સાધુ-જનરલ ઉત્કંઠાથી જેની રાહ જોઈ રહેલા તે જ આવી નહોતી.

એ હતી સોનચિરૈયા – લાખનસિંહની વહાલી બહેન.

યદુનાથજીની આંખો એના ઘરના રસ્તા પર ક્યાંય સુધી મંડાઈ રહી હતી. એ જરૂર આવશે. તેણે એક વાર તો આવવું જોઈએ. બાબાજીની વાણી તેના અંતરને સ્પર્શી જશે. એ સંદેશો તે એના ભાઈ લાખન સુધી પહોંચાડશે. આજે નહીં તો કાલે, કાલે નહીં તો ફરી કોઈ વાર, પણ બાબાજી ચંબલની પદયાત્રાએ પધારશે ત્યારે લાખન આ વાત પર વિચાર કરશે અને માનવામાં ન આવે તેવો ચમત્કાર સર્જાઈ જશે...

પણ સોનચિરૈયા ન જ આવી.

લોકોની મેદની વીખરાઈ ગઈ. વિનોબાજી તેમની છાવણીમાં વિશ્રામ લેવા ચાલ્યા ગયા અને સાધુ-જનરલ વિચારતા જ ત્યાં બેસી રહ્યા. આથમતા સૂરજના ગુલાબી અજવાળામાં તેમની નજર બાવળના ઝાડ પર મંડાયેલી હતી. કાંટાવાળા બાવળિયાની ડાળી પર ક્યાંક-ક્યાંક કૂંપળો ફૂટેલી હતી. બાવળનાં ફૂલોમાં સાધુ-જનરલને પોતાની આશા ખીલતી દેખાણી.

તેઓ ઊભા થયા. તેમના પગ આપોઆપ જ સોનચિરૈયાના ઘર તરફ ઊપડ્યા. પહેલાં ધીમે ધીમે, પછી ઉતાવળી ગતિએ યદુનાથજી લાખનની બહેનને ઘેર જઈને ઊભા રહી ગયા.

'સોન !' પડોશની એક ડોશીએ હાંક મારી : 'તારે ઘેર કોઈ સાહેબ-મહેમાન આવ્યા છે.'

ચૂલો પેટાવવા બેઠેલી સોનચિરૈયા બહાર દોડી આવી, પણ દરવાજે આવતાં જ તેના પગ થંભી ગયા, આંખો પહોળી થઈ અને મોં ઉઘાડું રહી ગયું.

મિલિટરી પોશાકમાં ઊભેલા પ્રતિભાશાળી અફસરને જોઈને ડરી ગઈ હતી ? છળી ગઈ હતી ? ગિન્નાઈ હતી ? યદુનાથજીએ સ્મિત ફરકાવ્યું : 'અંદર આવું કે ?'

સોને ફક્ત આંખો પટપટાવી. હા કહેવાનું ગમ્યું નહીં, ના કહેવાનું ફાવ્યું નહીં. લાખનની બહેનને ઘેર મહેમાન આવે અને આવકાર વિના પાછો ફરે તો-તો ઠાકુરનું પાણી લજાય. એને જાકારો કેમ અપાય ?

અને સાધુ-જનરલ અંદર આવીને ખાટલે બેઠા. ઘરમાં નજર ફેરવી. ઘરનું બીજું કોઈ માણસ હાજર હતું નહીં. બેચાર જણા કુતૂહલથી ઉંબરે ઊભીને જોતા હતા, પણ સોનચિરૈયાએ તેમની સામે આંખો કાઢી ત્યારે તેઓ પણ જતા રહ્યા. આ બાઈનું ભલું પૂછવું, ફટ કરતીક બેચાર કડવાં વેણ બોલી નાખે તો ?

'સોનચિરૈયા, તું બાબાજીની પ્રાર્થનામાં આવી નહીં !'

એ પ્રશ્ન નહોતો પણ વિસ્મય હતું. સોનચિરૈયાને બદલે બીજી કોઈ ઓરત હોય તો જવાબ આપતાં વિમાસણમાં પડી જાત, થોડો વિચાર કરવો પડત, પણ સોન તો એના ભાઈ જેવી ધારદાર જીભ અને તેજ બુદ્ધિ ધરાવતી હતી :

'સાહેબ, હું આવીને ત્યાં બીજું શું કરવાની હતી ?' પછી તરત જ ઉમેર્યું : 'બાબાજીનાં દર્શન તો સવારે તેઓ ગામમાં પધાર્યા ત્યારે જ કરી લીધેલાં.'

'છતાં એમને એક વાર સાંભળ્યા હોત તો...'

યદુનાથજી જાણી-કરીને અટકી ગયા છે તે સોન જેવી ચાલાક સ્ત્રીને સમજતાં વાર લાગે ?

'જનરલસા'બ, હું જાણું છું, આપ શું કહેવા માગો છો. મને એ પણ ખબર છે કે બાબાજીની છાવણીમાં આપ મારી રાહ જોતા હશો.'

'કદાચ તું એ ય જાણતી હઈશ કે મારે આંહીં આવવું પડશે ?'

'નહીં, સા'બ, એવું મેં ધાર્યું નહોતું.' આટલું કહીને યાદ આવ્યું હોય તેમ સોન પાણીનો પ્યાલો ભરવા અંદર ગઈ. યદુનાથજીને વાત આગળ વધારવાનો થોડો અવકાશ સાંપડી ગયો. પાણીનો પ્યાલો હાથમાં લેતાં પૂછી લીધું :

'સોનચિરૈયા, સાંભળ્યું છે કે તું તારા ભાઈ પર બહુ હેત રાખે છે.' વચ્ચે પાણીનો એક

ઘૂંટડો પી લીધો : 'તને ક્યારેય એમ નથી થતું કે બીજા બાગીઓની જેમ એ પણ આ વેરઝેરના રસ્તેથી પાછો ફરી જાય... બાબાજીનો સંદેશો તેના કાને પહોંચાડવામાં વાંધો શું છે ?'

'શું સંદેશો ?' અજાણ થઈને લાખનની બહેને પૂછ્યું.

'શરણે થઈ જવાનો.'

'એટલે કે ફાંસીએ ચડી જવાનો !' હવે સોનચિરૈયાનું રૌદ્ર સ્વરૂપ ઘેરાવા લાગ્યું : 'કોઈ બહેન તેના ભાઈને સંદેશો આપે ખરી કે ભાઈ, જા, જઈને તું ફાંસીએ ચડી જા !'

યદુનાથજી તેની સામે જોતા જ રહ્યા.

'હું મારા ભાઈને સારી રીતે ઓળખું છું. એના કાંડે આજ સુધી હું રક્ષા બાંધતી રહી છું. અરે, ઉપરથી સાક્ષાત્ ભગવાન ઊતરીને આવે તોપણ ભાઈ તેનું માનવા તૈયાર ન થાય.'

સાધુ-જનરલ પાસે હવે કોઈ દલીલ રહી નહોતી. કોઈ બહેન પોતાના ભાઈને કદાચ આવી વાત સમજાવી ન શકે. એ માટે તો પોતે જ લાખનને મળવું જોઈએ, તેને સમજાવવો જોઈએ. લુક્કાએ પણ પહેલાં તો એની વાત ઉડાડી દીધી હતી ને ! આખરે એનેય સત્ય સમજાયું.

'તો ભલે, હું જઉં.' યદુનાથજી ઊભા થયા. તેઓ ઉંબરા સુધી પહોંચ્યા નહીં હોય ત્યાં સોનચિરૈયાનો અવાજ પાછળ આવ્યો :

'એક મિનિટ, સા'બ !' ચોંકીને સાધુ-જનરલે પીઠ ફેરવી.. તેમણે માન્યું કે સોન ભાઈને સમજાવવાની કોશિશ કરવાનો વાયદો આપવા માગે છે. પણ ના, તેને તો કાંઈ બીજું જ કહેવાનું હતું.

'જે વાત મારા કાને આવી છે તે પણ સાંભળતા જાઓ.'

'શેની વાત, સોન ?'

'લાખનભાઈને કોઈએ બાબાજીની વાત કરેલી.'

'હેં !' યદુનાથજી ચમક્યા : 'લાખનસિંહે તેનો શું જવાબ આપ્યો ?'

'આપ સાંભળી શકશો ?' એમ પૂછીને એ થોડું અટકી. એટલી વારમાં તેનો ચહેરો ધગી ગયો હોય તેમ રાતોચોળ થતો દેખાયો : 'પહેલાં તો લાખનભાઈએ બાબાજીના શરણે જવાની વાત હસી કાઢી.'

'પછી ?' જાણે બાવળને ફૂલ ફૂટતાં હોય તેવી આશાથી સાધુ-જનરલે પૂછ્યું : 'સોન, પછી શું કહ્યું લાખનસિંહે ?'

'કહ્યું કે હું હથિયાર હેઠાં મૂકી દેવા તૈયાર છું, પણ એક શરતે.'

'કઈ શરત ?'

'નાગરાના રઘુવીરસિંહને પહેલાં મને સોંપી દો. હું ભરબજારે તેની કતલ કરી નાખું, પછી તમારે જે કરવું હોય તે કરજો.'

જાણે સામે સાક્ષાત્ લાખન જ ઊભો હોય તેવા વિકરાળ સ્વરૂપે સોનચિરૈયાએ આમ કહ્યું ત્યારે યદુનાથજીના શરીરમાં આછી કંપારી પ્રસરી ગઈ. કેવી ભયાનક શરત ! કેવી કટ્ટર દુશ્મનાવટ ! એક દીર્ઘ નિસાસો નાખીને તેઓ ત્યાંથી ચાલતા થયા.

લાખનની શરણાગતિ વિના જ પદયાત્રા પૂરી થઈ, છતાં પણ સાધુ-જનરલ હતાશ થયા નહોતા. ફરી એક વાર બાબાજી સાથે અહીં આવીશ. બાગીઓને હથિયાર હેઠાં મૂકી દેવાની ટહેલ નાખીશ, બીજી વાર નહીં ફાવું તો ત્રીજી વાર આવીશ, પણ છેવટ લગી આ કાર્યમાં મચ્યો રહીશ...

પણ કુદરતનો ઇરાદો કાંઈક જુદો હતો. ફરી વખત ચંબલની ધૂળ ખૂંદવા માટે સાધુ-જનરલ યદુનાથસિંહજી જીવતા ન રહ્યા... અને જીવતા રહ્યા હોત તોપણ તેમને ફરી વાર સોનચિરૈયાના ઘરનાં પગથિયાં ચડવાં ન પડ્યાં હોત, કારણ કે વિધિના ચોપડે લાખનનો અંજામ લખાઈ ચૂક્યો હતો.

*

છ મહિના પછીની જ વાત.

'ઑપરેશન લાખન' હવે જોર પકડતું જતું હતું. ચારચાર બટેલિયનો તેને હંફાવી રહી હતી. લાખન મધ્યપ્રદેશ અને ઉત્તરપ્રદેશ વચ્ચે નાસભાગ કરતો રહેતો. તે હવે ઘાતકી અને બેફામ બનવા માંડ્યો હતો. ઘણી હત્યાઓ કરી, ઘણી લૂંટફાટો કરી, પણ જેને ખાતર તે બહારવટે ચડ્યો, જેની દુશ્મનીએ તેને ડાકુ બનાવ્યો એ રઘુવીરસિંહ પોલીસ-જાપતા હેઠળ જીવી ગયો હતો. મરતાં પહેલાં તેને ઠાર કરવાનો હતો, છતાં સમય સડસડાટ સરકી રહ્યો હતો. એક પછી એક દશેરા રઘુવીરના લોહીથી હાથ રંગ્યા વિના વહી જતા હતા.

અને રઘુવીર ? એ પણ રાહ જોઈને બેઠો હતો : ક્યારેક તો લાખન પોલીસની હડફેટમાં આવી જશે. અચાનક ખબર આવશે કે લાખન મરાયો એટલે પોતે દોડીને ત્યાં પહોંચી જશે, તેની લાશ પર થૂંકશે અને પછી કાયમને માટે પોલીસ-જાપતાની બંધિયાર જિંદગીમાંથી છુટકારો સાંપડશે. તેનાં ખેતરો ફરી ખેડાશે, નવી ફસલ થશે અને વેરાન જિંદગી ફરી હરિયાળી બની જશે. એ જ આશા પર તે જીવી રહ્યો હતો. કોને ખબર, ભગવાન બેમાંથી કોને પહેલો ખેંચી લેવા માગે છે !

૩૦ ડિસેમ્બર(૧૯૬૦)ની સવારના કૂણા તડકાનાં કિરણો ધીમેધીમે કરડાકી ધારણ કરી રહ્યાં હતાં, માગશર-પોષની ટાઢનું ઝાકળ હળવેહળવે વીખરાઈ રહ્યું હતું. ભીંડ સેક્ટરનો રેડિયો ઑપરેટર નરેન્દ્રસિંહ સવારનું છાપું વાંચતો ચા પીવા બેઠો હતો ત્યાં આધેડ વયનો એક ગામડિયા જેવો આદમી આવી ચડ્યો. તે હાંફળોહાંફળો અને બેબાકળો દેખાતો હતો. નરેન્દ્રસિંહ તેને પૂછે કે કેમ છે, શું ખબર છે એ પહેલાં પેલા માણસે હાંફતાં-હાંફતાં તેના કાનમાં ફૂંક મારી.

રેડિયો ઑપરેટરનો ચાના કપવાળો હાથ ધ્રૂજી ઊઠ્યો, જાણે કાનમાં કહેવાયેલી વાત માનવામાં આવતી ન હોય તેમ ચકળવકળ ડોળે પેલાની સામે જોવા લાગ્યો.

'આપ, જલદી બાતમી મોકલી દ્યો !' પેલાની અધીરાઈ હાથમાં રહેતી નહોતી : 'તમે વિચારમાં પડી ગયા ? ખબર આપવા હું પાંચ ગાઉનો પંથ કાપીને આવ્યો. બીજા કોઈને કાને વાત નાખી નથી. મોકો ગુમાવવાનું પાલવે તેમ નથી.'

'પ...ણ...' નરેન્દ્રસિંહ ઉલઝનમાં હતો : 'મારું કામ તો ઉપરથી સંદેશા આવે તેને બીજે પહોંચતા કરવાનું છે. કોઈની પાસેથી સાંભળેલી વાત રીલે કરવાની મને સત્તા નથી.'

પેલાના ચહેરા પર અણગમાની રેખા ઊપસી આવી : 'સાહેબ, તમે અત્યારે કાયદાની વાત ક્યાં કરો છો ? મેં મારી સગી આંખે લાખનને ત્યાં પડાવ નાખતો જોયો. મને અહીં આવતો કોઈ જોઈ જશે તો લાખન મને જીવતો નહીં રહેવા દે એ જાણવા છતાં મેં મારી ફરજ બજાવી, ત્યારે તમે નોકરીના નિયમને પંપાળો છો ?'

ઑપરેટર વિચારમાં પડી ગયો : શું કરવું ? એક જ વ્યક્તિની બાતમી પર ભરોસો કરીને પોતે વાયરલેસ રેડિયોથી ખબર વહેતા કરી દે અને પછી બાતમી ખોટી ઠરે તો ? કેટલા બધા સાહેબો-પોલીસો દોડધામ કરવા માંડશે ! લાખનનું નામ પડતાં જ બધી બટેલિયનો માઈલો દૂરથી દોડી જશે, ગામને ઘેરી લેશે, ડાકુટોળીની રાહ જોશે અને પછી 'વાઘ આવ્યો'વાળી વાતની જેમ ત્યાં લાખન ગયો જ ન હોય તો ? ખોટી બાતમી અને તે પણ અધિકારની ઉપરવટ જઈને રીલે કરવા માટે ઠપકો સાંભળવો પડે - અરે, બરતરફી પણ વહોરી લેવી પડે.

અને પોતે સંદેશો ન મોકલે તો ? પાછળથી ખબર પડે કે લાખનની ટોળી ભીંડના દેવરા ગામે વેલસાઈ નદીને કાંઠે પડાવ નાખીને રહી હતી, તેની બાતમી પોલીસના બાતમીદારે રેડિયો ઑપરેટરને પહોંચાડી હતી, પણ તે નિયમને વળગી રહ્યો, હિંમત ન કરી શક્યો અને ચંબલનો વાઘ લાખન છટકી ગયો !

આખરે નિયમ તોડવાનું જોખમ તેણે ખેડી જ નાખ્યું : 'હેલો-હેલો !' વાયરલેસ ગર્જી ઊઠ્યો. કોડભાષામાં તેણે સંદેશો રીલે કરવા માંડ્યો. ઉત્તેજનાથી તેનો અવાજ ફાટી જતો હતો. ઉશ્કેરાટને કારણે કપાળ પર પસીનો વળી ગયો હતો.

'હેલો... ઓવર.'... 'હેલો... ઓવર.' વાયરલેસ રેડિયો પરથી ઑપરેટરનો અવાજ વંટોળિયાની ઝડપે ઠેરઠેર ફરી વળ્યો. જેણે-જેણે એ સાંભળ્યો તેના કાનની બુટ લાલચોળ થતી ગઈ. હુકમો છૂટવા લાગ્યા : હરી અપ - જલદી કરો ! ધિસ ટાઇમ વી ડોન્ટ વૉન્ટ ટુ મિસ હિમ ! કિલ હિમ - ગો ઑન ! ક્વિકલી ઍન્ડ ક્વાએટલી !

આવેગ અને ઉદ્વેગ, આવેશ અને ઉત્તેજના, સાહસ અને જોખમ...

દરેકના દિમાગમાં હથોડાની જેમ એક નામ ઠોકાતું હતું : લાખન ધી ટેરિબલ ! લાખન ધી બ્લડી કિલર !

પોલીસ-સુપર પાહજા, ડેપ્યુટી સુપર માધોસિંહ અને મોદી, સબ-ઇન્સ્પેક્ટર વેદરામ અને પલટન કમાન્ડર રામ અખ્તિયારસિંહ... લાખનને ભીડવવા માટે ટુકડીઓ બહાર પડતી હતી.

ચાલીસ માઈલ દૂરના ગ્વાલિયરથી કેંક કંપની નીકળી ચૂકી હતી. બધાનું લક્ષ એક જ હતું : દેવરા ગામ, વેલસાઈ નદીનો કાંઠો... ઝડપથી પહોંચો અને તે પણ લાખન ચેતી ન જાય એટલી સાવચેતી સાથે પહોંચો !

અગાઉ કેટલીય વાર લાખન પોલીસને હાથતાળી આપી ચૂક્યો હતો. અરે, હમણાં જ ઉત્તરપ્રદેશની હદમાં પોલીસના બેસુમાર ગોળીબાર વચ્ચેથી આબાદ છટકી ગયો હતો. એ પહેલાં એ તરફના જ એક ગામમાં મોટી ધાડ પાડી આવેલો. તેમાં એટલો બધો માલ મળ્યો હતો કે ઊંચકીને લઈ જવાનું જ અશક્ય હતું. છેવટે સોનાનો જ માલ લઈને ટોળી છટકી ગયેલી.

બપોર નમવા લાગી. દેવરાગામ પોલીસટુકડીઓથી ઘેરાઈ રહ્યું હતું. બટૅલિયનો જાણે યુદ્ધ લડવા જતી હોય તેમ કૂચ કરતી આગળ વધતી હતી. તેમને બહુ સાવધ રહેવાનું હતું. પોલીસની હિલચાલથી ગામલોકો વાકેફ થઈ જાય તો ડાકુઓને સીધી બાતમી પહોંચી જતાં વાર ન લાગે. એટલે તો ટુકડીના ઉપરીઓ સિવાય બીજાઓને જાણ કરવામાં આવી નહોતી કે ચોક્કસ કયા સ્થળે જવાનું છે અને કોને માટે જવાનું છે !

સાંજ પડવા આવી. વેલસાઈ નદીના સામા કાંઠે પોલીસ-પલટન સીમની ઝાડીની આડશે છુપાઈને બેઠી હતી. લાખન જો ગામમાં હશે તો આ જ રસ્તે પાછો ફરશે. પાછળ ચંબલની કોતરો છે. ત્યાં જવા માટે આ રસ્તો તેણે લેવો પડે, નદી પાર કરીને જવું પડે...

પણ લાખન ત્યાં હશે તો ને ?

છુપાઈને બેઠેલા પોલીસ-ઉપરીઓને આ અનિશ્ચિતતા આકરી લાગતી હતી. તમે જેની રાહ જોઈને બેઠા હો એ જ ત્યાં ન હોય તો આ દોડધામ, સાવચેતી અને ધીરજ શા કામની ?

અને હવે તો સૂરજ પણ આથમી ગયો. પંખીઓનો કિલકિલાટ શમી ગયો. નદીનાં ખળખળ વહેતાં પાણી સિવાય કોઈ શોર સંભળાતો નહોતો. આંખો તાણીને સામા કાંઠે વારેવારે જોતા પોલીસ-ઉપરીઓને કોઈ જાતની હિલચાલ કળાતી નહોતી.

પલટન-કમાન્ડર રામ અખ્તિયારસિંહની ધીરજ ખૂટતી જતી હતી. ઝાડીમાં બેઠાંબેઠાં મચ્છરો મારીને તે કંટાળ્યો હતો. તેને થયું કે હજુય થોડા આગળ વધવું જોઈએ. ઝાડીની આડશેથી હઠીને રામ ટુકડી સાથે નજીકની એક વાડીમાં ઘૂસ્યો. વાડી બરાબર નદીના કાંઠા પર જ હતી. અહીંથી સામા કાંઠા પર ચાંપતી નજર રાખી શકાતી હતી.

અંધારાં ઘટ્ટ થતાં જતાં હતાં. રામ અખ્તિયારને હવે સામા કાંઠાની હિલચાલ બરાબર કળાતી નહોતી. તેને થયું : શું કામ નદી પાર કરીને સામે કાંઠે જ ન બેસવું ? અંધારામાં પટ પર આડા પડીને રાહ જોશું તો સામેથી આવનારાઓને કોઈ વહેમ નહીં જાય.

રામ અખ્તિયારને આજે આ શું થયું હતું ? એ સાહસ ખેડતો હતો કે જોખમ ? ખુલ્લામાં ડાકુઓને સામનો કરવાનું ભાગ્યે જ પોલીસ પસંદ કરે છે. સફળતા ન સાંપડે તો

સામી છાતીએ લડવાની બહાદુરી મૂર્ખાઈમાં ખપી જાય છે. રામ શું એવી મૂર્ખાઈ કરવા આગળ ધપી રહ્યો હતો ?

નદીમાં પાણી બહુ નહોતાં. આસાનીથી પાર થઈ શકાય તેમ હતું. ગોઠણભર પાણીમાં રામ અખ્તિયાર અને એની ટુકડી વેલસાઈ ઓળંગતાં હતાં. દૂર ઝાડીઓની આડશે સંતાયેલી બટૅલિયનો અચંબામાં પડી ગઈ. સારું થયું કે એમને અગાઉથી જાણ હતી : આ આપણા જ માણસો છે, નહિતર ગોળી ચલાવત અને પોતાના જ માણસો ઠાર થઈ જાત !

એક પોલીસ-સુપરને પલટન-કમાન્ડર રામ અખ્તિયારનું એ પગલું બહુ ખટક્યું : આવી હિલચાલથી તેણે ડાકુઓને ચેતવી દેવાનું ગેરડહાપણ કર્યું હતું. સવારે એની વાત છે ! આ ગલતી માટે તેની પાસેથી ખુલાસો માગવો પડશે !

ટુકડીને મોખરે ચાલતા રામ અખ્તિયારે અર્ધી નદી વટાવી હશે ત્યાં અચાનક તેના પગ થંભી ગયા : સામે આ શું દેખાય છે ? અરે, આ તો માણસોની આકૃતિ છે. કેટલા છે ? વીસ, પચીસ, ત્રીસેક જેટલા છે. કોણ હશે ? ડાકુ જ તો ! રામના શરીરમાં ઝણઝણાટી વ્યાપી ગઈ. અંધારામાં એ ઓળા નદીના પટમાં ત્રાંસમાં જઈ રહ્યા હતા. રામે ખભા પરથી ગન ખેંચી. હજુ એ લોકો બેખબર દેખાતા હતા. એમનું ધ્યાન આ તરફ ખેંચાય તે પહેલાં જ અણધાર્યો હુમલો કરવો જોઈએ. રામે ગનની નાળ આગળ વધારી ઓળા તરફ તાકી.

'ફાયર !' એક ત્રાડ નાખીને તેણે ગનનો ઘોડો દબાવ્યો. સનન...ન કરતી ગોળી અંધારામાં આગળ વધતી પેલી આકૃતિ તરફ ધસી ગઈ. ટુકડીના બીજા બેચાર પોલીસોએ પણ ગોળી ચલાવી.

સામેની આકૃતિઓ થોડી વાર માટે થીજી ગઈ... પણ તેમના તરફથી બંદૂક ગર્જી નહીં ત્યારે રામ વિચારમાં પડી ગયો : આમ કેમ થાય છે ?

'ગોલી મત ચલાવ... હમ ભી પુલીસ કે આદમી હૈ !' સામેથી સાદ સંભળાયો.

રામ અખ્તિયાર ધ્રૂજી ઊઠ્યો : 'કેવી ગલતી થઈ ગઈ ! પોતાના પોલીસવાળા સામે જ ગોળી ચલાવી ! એટલું સારું હતું કે અંધારામાં નિશાન ચૂકી જવાયું, નહીંતર ?'

બીજો પણ એક ધ્રાસકો પડ્યો. બંદૂકના ધડાકા છેક ગામ સુધી સંભળાયા હશે. લાખનની ટોળીએ ખરેખર જો ત્યાં પડાવ નાખ્યો હશે તો હવે સાવધ થઈ જશે. આ તરફ નહીં આવે, એ બાજુ નાસી છૂટશે. ખલાસ ! બધી જ મહેનત પોતાની અધીરાઈને કારણે પાણીમાં તણાઈ જવાની... પોતાની કારકિર્દી પર ધબ્બો લાગી ગયો !

ખળખળ વહેતાં પાણીમાં પગ રાખીને મૂઢની જેમ ઊભેલા રામ અખ્તિયારે ઘડીકમાં કેટલા બધા નિસાસા નાખી લીધા... પછી સામા કાંઠા તરફ પગ ઉપાડ્યા : 'જઈને જોઉં તો ખરો, કઈ પોલીસટુકડી છે ? કઈ બાજુથી આવી છે ? લાખન વિષે કાંઈ બાતમી મળી કે નહીં એ પૂછી તો જોઉં !

પણ આ શું ? પેલી ટુકડી તેજ ગતિએ દૂર કેમ થતી જાય છે ? એમની હિલચાલ શંકાસ્પદ કેમ લાગે છે ? એ લોકો વેરવિખેર કેમ થઈ ગયા છે ?

અને રામના મગજમાં ફરી ચમકારો થયો : 'તો-તો એ લાખન જ હોવો જોઈએ ! ભારે ખંધો છે ! અંધારાનો લાભ લેવા તેણે કહી દીધું હોય : 'હમ ભી પુલીસ કે આદમી હૈ...'

રામ અખ્તિયારનો ડાબો હાથ ખાલી પાટલૂનના ખિસ્સામાં ગયો અને બૅટરી સાથે બહાર આવ્યો. ચાંપ દાબીને તેણે બૅટરી ઝબકાવી. રોશનીનો લિસોટો પેલી આકૃતિ તરફ દોરી ગયો. તેણે જોયું તો ચાર ખાખી કપડાંવાળા એક આદમીને આડશ આપીને ગોઠણભેર સરકતા જતા હતા. વચ્ચેનો આદમી કોણ છે ? અરે, એ તો લાખન જ !

અને રામ અખ્તિયાર કોઈ ફેંસલો કરે ત્યારે પહેલાં તો સામેથી બંદૂક ગર્જી ઊઠી. સન...ન...ન કરતી ગોળી બૅટરીવાળા હાથનું બાવડું વીંધીને બહાર નીકળી ગઈ. હાથમાંથી બૅટરી ઊડી પડી, પાણીમાં ઊભેલો રામ ગડથોલિયું ખાતાં બચી ગયો. તેણે ત્રાડ નાંખી :

'ચા...ર્જ !'

અને ધડાધડ બંદૂક ગર્જી ઊઠી.

ઘવાયેલા અને લોહીલુહાણ થતા જતા રામ અખ્તિયારે દોટ મૂકી. વરસતી ગોળીઓની પરવા કર્યા વિના તે મોતને ભેટવા ધસી ગયો. સામે એક ઊંચા ખાખી કપડાંવાળા આદમી પર તેની નજર ચોંટી હતી. એને નિશાનમાં લેવા માટે તેને થોડા અટકવું પડ્યું. ગનનો ઘોડો દબાવ્યો, પણ પેલા આદમીએ આબાદ નિશાન ચુકાવ્યું અને રામ તરફ સામી ગોળી છોડી.

એ લાખનની ગોળી હતી. રામ અખ્તિયારને રોકવા માટેની એ ગોળી હતી. તેને ઢાળી દેવા માટેનું એ નિશાન હતું, પણ રામના કાન પાસેથી ગોળી પસાર થઈ ગઈ. એ બચી ગયો અને જાણે સામે ઊભેલા ઊંચા આદમીને બાથ ભરી લેવા માગતો હોય તેમ ઝનૂનભેર દોડ્યો.

ધડાધડ બંદૂકો ગર્જતી હતી. બંને બાજુથી આંધળો ગોળીબાર થતો હતો. બધાએ જ ખાખી કપડાં પહેર્યાં હતાં. કોણ ડાકુ અને કોણ પોલીસ એ કળાતું નહોતું. ઝાડીની આડશે બેઠેલી બટૅલિયન વિમાસણમાં પડી ગઈ : ખબર પડતી નથી, આ કોના વચ્ચે ધિંગાણું ખેલાઈ રહ્યું છે ! આમાં આપણા કોણ અને સામેવાળા કોણ ? ગોળી કેમ ચલાવવી ? કોના પર ચલાવવી ?

એકમાત્ર રામ અખ્તિયારને બધું સમજાઈ ગયું હતું. તે બહાદુર પલટન-કમાન્ડર પાગલની જેમ ઊંચા માણસ તરફ ધસી જતો હતો - સામેથી આવતી ગોળીની પરવા કર્યા વગર, મોતને ભેટવા, ડર્યા વગર...

આ તે કેવી હિંમત !

લાખન જેવો ચતુર ડાકુ પણ વિચારમાં પડી ગયો. દૂરથી ગોળી છોડવાને બદલે તે આમ ધસ્યો કેમ આવે છે ? પોતે તેની સામે ગોળી કેમ ચલાવતો નથી ? બંદૂકના ઘોડા પર આંગળી કેમ દબાવતો નથી - એ નજીક... અને નજીક આવતો જાય છે છતાં !

બધું જ અણધારી ઝડપે બની રહ્યું હોવાથી લાખન જેવા ચપળ ડાકુનું દિમાગ પણ થોડી વાર માટે બહેર મારી ગયું. રામ અખ્તિયારસિંહને તે ગોળીથી ધરબી શકે તેમ હતો, છતાં રાહ કેમ જોઈ ? તે લગોલગ આવે ત્યાં સુધી ધીરજ રાખીને પોતે ઊભો કેમ રહ્યો ?

અને લાખન સજાગ બન્યો. તેની આંગળીમાં ચેતના સળવળી, આંખોમાં ક્રોધ ઊછળવા માંડ્યો, દાંત ભીંસાયા... કમબખ્ત ! તારી આ મજાલ ! એવું બબડીને તે રામનું નિશાન લેવા જતો હતો ત્યાં જ પોતાની બાજુમાંથી એક ગોળી પસાર થઈ ગઈ. લાખનનું ધ્યાન ઝાટકા સાથે એ તરફ દોરાયું. બહુ દૂરથી કોઈએ ગોળી છોડી હતી. તેને જવાબ આપવાનીય જરૂર નહોતી, છતાં લાખન ભુલાવામાં પડ્યો. થોડી વાર માટે રામ અખ્તિયારસિંહનો ખ્યાલ મગજમાંથી હઠી ગયો અને જ્યાંથી ગોળી આવી હતી એ દિશામાં બંદૂકની નાળ ફેરવીને ઘોડો દબાવ્યો. સામેથી એક ચિત્કાર સંભળાયો. તેના પડઘાથી લાખને રાહત અનુભવી. રામ અખ્તિયારસિંહ ધસમસતો આવી રહ્યો છે એ વાત જ જાણે વીસરાઈ ગઈ.

પલટન-કમાન્ડર આમ પાગલની જેમ છેક લાખનની લગોલગ આવવાનું જોખમ શું કામ ખેડી રહ્યો છે ? છેટેથી ગોળી શું કામ દાગી નથી દેતો ? લાખન ક્યાં હવે દૂર છે ? ખુદ પોતે જખમી છે, કપડાં લોહીથી લથબથ થઈ ગયાં છે, શરીરમાંથી તાકાત ઓસરવા લાગી છે તોપણ...

કદાચ લાખનને જીવતો પકડી લેવાની મુરાદ હશે ?

'કુત્તા !' ધસી આવતા રામનાં પગલાંએ લાખનને વિફરાવ્યો. તેના તરફ રાઈફલની નળી ફેરવીને ઘોડા પર આંગળી દબાવા જાય છે ત્યાં રામ અખ્તિયારસિંહ શેરની જેમ કૂદ્યો. ઉછળીને સીધો લાખનની ડોકે બાઝી પડ્યો !

ઊંચા-પાતળા લાખનને નીચા-જાડા રામે જકડીને બાથમાં લઈ લીધો. બંનેએ જમણા હાથમાં પોતાનું હથિયાર મજબૂતપણે પકડી રાખ્યું હતું. રામને અલગ કરવા માટે લાખને પોતાના શરીરને જોરદાર ઝાટકો આપ્યો. પણ પલટન-કમાન્ડર તો જળોની જેમ ડાકુને ચીટકી ગયો હતો !

બાથંબાથ લડાઈ ચાલી... હવે બંને સામેવાળાના હાથમાંથી હથિયાર છોડાવવાની પેરવીમાં પડ્યા હતા. અંધારામાં બંનેની આંખો તગતગતી હતી. આસપાસ ગોળીઓ ધણધણી રહી હતી. ચિત્કારો સંભળાતા હતા.

ખૂબ જોર અજમાવવા છતાં રામ અખ્તિયાર અળગો થયો નહીં ત્યારે લાખને લાગ મેળવીને બંદૂકનો ઘોડો દબાવ્યો. બંદૂકની નાળ રામના પડખામાં દબાયેલી હતી. ધડાકો થયો અને રામઅખ્તિયાર લોહીના ફુવારા સાથે બેચાર ગજ છેટે ઊછળી પડ્યો.

'કુત્તા !' કહીને લાખન શ્વાસ લેવા રોકાયો.

પણ આ શું ? રામઅખ્તિયારના હાથમાંથી હજુ ગન છૂટી નહોતી. એ હજુ મર્યો નહોતો. ચત્તાપાટ પડ્યાં પડ્યાં કઈ રીતે નિશાન લીધું, ગનની ટ્રિગર પર ક્યારે આંગળી દબાવી અને ક્યારે ધડાકો થયો એની કાંઈ જ ખબર ન પડી લાખનને !

'આ...હ !' એક ચીસ બહાર પડી.

લાખનનું જડબું ઊતરડાઈ ગયું, લોહીનો ધોધ ઊડ્યો, સાથે લાખનના પગ ડગમગી ગયા. આંખે અંધારાં આવી ગયાં. આજુબાજુ ગરજતી બંદૂકોના અવાજો હવે કાન પર સંભળાતા નહોતા. હાથમાંથી રાઈફલ વછૂટીને નીચે પડી ગઈ, છતાં મનોબળ જાણે ઢગલો થઈને ફસકી પડવા માગતું ન હોય તેમ ડોલતો-ડગમગતો લાખન પગ ટકાવી રાખવા મથ્યો.

બે-ચાર... છ... ડગલાં સુધી લથડતો ધસી ગયો, રામ અખ્તિયારસિંહની લાશ સુધી પહોંચ્યો, લથડિયું ખાધું અને ઊથલી પડ્યો. પહોળા થયેલા તેના હાથ ચત્તાપાટ પડેલા રામ અખ્તિયારની છાતીએ બાઝી પડ્યા.

અને આખરી ઝટકો આવ્યો હોય તેમ લાખનસિંહના હાથની મુઠ્ઠીઓ ભિડાવા લાગી. પોતાના જ લોહીથી ખરડાયેલી હથેળીમાં દુશ્મન જેવા પલટન-કમાન્ડર રામ અખ્તિયારસિંહનું લોહી પણ ભળી ગયું. મોતને શરણે થતાં પહેલાં ચંબલના ભયાનક ડાકુ લાખને છેલ્લો તરફડાટ કરી લીધો. રામ અખ્તિયારની લાશ પર પડેલો તેનો પગ એક વાર થરકીને જડ થઈ ગયો. કેટલાયની કાયામાંથી જીવ ઝૂંટવી લેનાર ઠાકુર લાખનસિંહનું પ્રાણપંખી પાંખો ફફડાવીને ઊડી ગયું.

ધીમેધીમે ધિંગાણાના પડઘા શમી ગયા. ઝાડની આડશે સંતાયેલા લાખનના ભાઈ ફિરંગીએ પગમાં લાગેલી ગોળીના જખમ પર હાથ દાબીને હળવેકથી સાદ દીધો : 'લાખનભૈયાને કોઈએ જોયા ?'

'ના !' થોડે દૂરથી સાથીનો જવાબ સંભળાયો : 'લાગે છે કે ઠાકુર ઘવાયા હશે. આપણા ત્રણ-ચાર સાથીઓ કોઈને ઊંચકીને લઈ જતા દેખાયા હતા.'

'ત્યારે તો લાખનભૈયા જ હશે !' તેનો અવાજ તરડાયો : 'એ બહુ ઘવાયા તો નહીં હોય ને ?'

ફિરંગી જમીન પર ઘસડાતો એક પછી એક સાથીઓને પાછલા રસ્તે સરકી જવા સૂચવતો હતો : 'પોલીસ-કુત્તાઓ એમ માનતા હશે કે આપણે છટકી ગયા છીએ. રોશનીનું સાધન નહીં આવે ત્યાં લગી તેઓ દૂર બેઠા રહેશે... ધીમેધીમે સરકતા જાઓ - જરાય અવાજ ન થવા દેતા !'

અને જખમી ફિરંગી દસ-પંદર સાથીઓને લઈ સલામતપણે સરકી ગયો. પણ એ બિચારાને ક્યાં ખબર હતી કે પ્યારા લાખનભૈયાનો સાથ પોતે કાયમને માટે ખોઈ ચૂક્યો હતો !

*

રોશનીનો ભડકો વેલસાઈ નદીના સામેના પટમાં ફેંકાયો ત્યારે પોલીસટુકડી સળવળી ઊઠી. ફરતોફરતો રોશનીનો ઝગારો એક સ્થળે સ્થિર થઈ ગયો. તેના પ્રકાશમાં બે લાશ દેખાણી... પોલીસ સુપરે રોશનીને થોડી વાર ત્યાં જ જડી રાખી. બંને લાશ કોની હતી તે ત્યાંથી ઓળખાતી નહોતી.

'ધીમેધીમે આગળ વધો.' પોલીસ-સુપરે પગ ઉપાડ્યા : 'સાવધ રહેજો, કોઈ ઘવાયેલો ડાકુ મરતાંમરતાંય આપણામાંથી કોઈકને મારતો ન જાય !'

ફફડતા જીવે અને ઘૂંટાતા શ્વાસે સુપર સાહેબની ટુકડી સામે કાંઠે પહોંચી ત્યારે ફરી રોશની ઝળકી ઊઠી.

'અરે, આ તો રા...મ !' સુપરે પલટન-કમાન્ડરની લાશને ઓળખી કાઢી ત્યારે કંઠ રૂંધાઈ ગયો : 'પણ આ બીજી લાશ કોની છે ?'

ખાખી કપડાંવાળો એ આદમી પોલીસનો માણસ નહીં પણ ડાકુ છે એ જાણ્યા પછી સુપર સાહેબને અચંબો થયો. બે દુશ્મનો એકબીજાને એવી રીતે બાઝી પડ્યા છે, જાણે જિગરી દોસ્ત હોય ! રામ-લાખનની જોડી હોય !

'સાહેબ... જુઓ !' ડેપ્યુટી સુપરે ઉપરી સાહેબનો ખભો દાબ્યો : 'એના જમણા કાંડા પર કાંઈક લખેલું દેખાય છે.'

એક પોલીસે ગોઠણભરી બેસીને લાશનો જમણો હાથ કોણીથી ઊંચો કર્યો અને બધાની આંખો આંચકા સાથે પહોળી થઈ ગઈ :

લાખનસિંહ !

કાંડા પર ત્રોફેલા એ પાંચ અક્ષરોએ સૌના શ્વાસ અધ્ધર કરી દીધા. હાથ ઊંચકનાર પોલીસ એવો તો ભડકી ગયો, જાણે લાખન જીવતો-જાગતો સામે ઊભો હોય ! વીજળીનો શૉક લાગે એવા ઝાટકા સાથે તેણે પોતાનો હાથ પાછો ખેંચી લીધો.

'જલદી ખબર પહોંચાડો !' સુપરસાહેબ રાડ પાડતા બોલી ઊઠ્યા : 'લાખન ધ ટેરિબલ ઈઝ કિલ્ડ !' અને પછી પડી ગયેલા અવાજે ઉમેર્યું : 'બટ વી હૅવ લોસ્ટ અવર બ્રેવ મૅન રામ અખ્તિયારસિંહ !'

'હેલો... હેલો... હેલો !'

વાયરલેસ રેડિયો ઑપરેટર નરેન્દ્રસિંહ સવારથી ઊચક જીવે બેઠો છે. બપોર થઈ, સાંજ ગઈ અને રાત પણ વીતી જશે, છતાં કોઈ સંદેશો કેમ ન આવ્યો ? આજ તેને ક્યાંય ચેન પડતું નહોતું. પોતાની બાતમી પર ડઝનબંધ પોલીસટુકડીઓ દેવરા ગામે દોડી ગઈ અને હવે કાંઈ જ ખબર આવતા નથી. આજનો દિવસ જ વિચિત્ર ઊગ્યો. પેલો બાતમીદાર પોતાને કેવા રવાડે ચડાવી ગયો...

'હેલો... હેલો !' સાંભળીને નરેન્દ્રસિંહ ઝાટકા સાથે હાથ લંબાવ્યો, ઈઅર-ફોન કાન પર ચડાવ્યું, કોડવર્ડમાં પોતાની ઓળખ આપી, પણ સામેવાળો અધીરાઈમાં હતો. કાંઈ સાંભળવા રોકાતો નહોતો, સડસડાટ બોલી ગયો : 'વેરી અર્જન્ટ, લાખન કિલ્ડ...! લાખન કિલ્ડ ! ઈન્ફૉર્મ હેડ ક્વાર્ટર્સ... લા... ખ... ન.. કિ... લ્ડ !'

નરેન્દ્રસિંહ નાચી ઊઠ્યો. ફટાફટ તેના હાથ ચાલવા લાગ્યા. જુસ્સાભેર સંદેશો રીલે કરવા માંડી પડ્યો : લાખન શૉટ ડેડ...'

સનસનાટી ફેલાઈ ગઈ. મધ્યપ્રદેશની રાજધાનીના પોલીસ-હેડક્વાર્ટર્સમાં હલચલ મચી ગઈ. ગૃહપ્રધાન દોડી આવ્યા. પ્રેસ-રિપોર્ટરોને સાબદા કર્યા. કમાન્ડર ક્વીન, પોલીસ-ઉપરી રૂસ્તમખાન, બીજા અધિકારીઓનો ઉત્સાહ ઝાલ્યો રહેતો નહોતો. 'ઍટ લાસ્ટ વી ગૉટ હિમ !' સાથેસાથે એમનો શોક પણ છાનો રહેતો નહોતો : 'બટ વી લોસ્ટ રામ અક્તિયાર ધ બ્રેવ.'

*

સવારનાં બધાં જ અખબારોના મથાળે લાખનનું મોત ચમકી ગયું.

ભીંડ ગામના મોટા મેદાન ફરતે લોકની ભીડ જામી હતી. લાખનની લાશને જોવા માટે બેફામ ધસારો થયો હતો. એ ધસારા વચ્ચેથી રસ્તો કરતો આધેડ વયનો, અકાળે બૂઢો થઈ ચૂકેલો એક આદમી માંડમાંડ અંદર પહોંચ્યો. લાખનની લાશને જોવા માટે તેની આંખો તરસતી હતી, રોમેરોમ તલસતું હતું.

એ હતો નાગરાનો ઠાકુર રઘુવીરસિંહ... લાખનનો કટ્ટર દુશ્મન... લાખનને ડાકુ બનાવવામાં નિમિત્ત બનનાર... લાખનને કારણે લગભગ બધાં જ સગાંવહાલાંને ગુમાવી દેનાર, છતી હવેલીએ ઘર વગરનો, છતી ખેતીએ જમીન વગરનો, એ આ જ ઘડીની રાહ જોતો હતો. લાખન ઠાર થાય ત્યારે હું તેની લાશ પાસે દોડી જઈને નફરત ઉછાળું - તેના પર થૂંકું !

ખાટલાને ટેકે, દોરડાને આધારે ઊભી રાખેલી લાખનની લાશ પર નજર પડી ત્યારે એના પગ દસ ગજ છેટે જ જડાઈ ગયા. ઘણી કોશિશ કરી પગ ઉપાડવાની - આગળ વધવાની, પણ તાકાત જ ઓગળી ગઈ, હિંમત જ ફસકી ગઈ.

ત્યાં ઊભાંઊભાં તેણે દાંત ભીંસ્યા, તો આંખોમાંથી ક્રોધને બદલે આંસુ જ ઊભરાઈ આવ્યાં. એ આંસુ ખુશીનાં હતાં તેમ ગમનાં પણ હશે. પોતાને કેટલો ખુવાર કરી ગયો આ લાખન ! એના મોત પર ખુશ થવા જેટલી ખુશાલી પણ મારા દિલમાં તેણે રહેવા દીધી નથી...

લાખનની ઊતરડાઈ ગયેલા - આકાર વગરના એ ચહેરામાં તેને બીજા જ ચહેરાઓ દેખાવા લાગ્યા : જવરસિંહ, માજુરીસિંહ, તિલકસિંહ અને મોતને ભેટેલા બીજા ચહેરાઓ...

માથું હલાવીને રઘુવીરસિંહે એ બધા વિચારો ખંખેરી નાખ્યા. તેને યાદ આવ્યું : 'અહીં હું શું કામ આવ્યો હતો ? મારે લાખનની લાશ પર થૂંકવું છે. વરસોથી એ નફરતને ઘૂંટતો જીવી રહ્યો છું અને હવે બીજા વિચારે કાં ચડી ગયો ?'

જોર કરીને તેણે પાંચ-સાત ગજનું અંતર વટાવ્યું. હવે લાખનની લાશ બહુ દૂર નથી. અહીં ઊભાંઊભાં પણ જોરથી થૂંકું તોય તેની લાશનું અપમાન થઈ શકશે, બદલો લીધાનો દિલાસો સાંપડી શકશે.

અને તેણે મોંમાં જીભ ફેરવવા માંડી, જડબાં હલાવવા માંડ્યાં, ગળું ખંખેરવા લાગ્યો. પણ આ શું ? અરે, ભગવાન ! ગળું આટલું બધું સુકાઈ કાં ગયું ? જીભ લાકડા જેવી સૂકી કેમ થઈ ગઈ ? મોંમાં થૂંકનું એક ટીપુંય કેમ ઊભરાતું નથી !

કે પછી પોતે ડરી ગયો ? લાખન તો મર્યો, પણ એનો ભાઈ ફિરંગી હજુ હયાત છે, તેની ટોળી સલામત છે. લાખનની લાશની પોતે કરેલી બેઇજ્જતીનો બદલો લેવા એ લોકો બહાર પડશે તો...

ગમે તેમ હોય પણ રઘુવીરસિંહના મોંમાં થૂંક આવ્યું જ નહીં. લાખનની લાશ પર થૂંકવાની ખ્વાહિશ તેને ગળી જવી પડી.

પોલીસવાળા એક માણસને લઈને લાશ પાસે આવતા દેખાયા ત્યારે રઘુવીર પાછાં પગલે ગીરદી તરફ હઠવા લાગ્યો. આ તો લાંખનનો મોટો ભાઈ મલખાનસિંહ લાખનની ઓળખ માટે આવ્યો છે. ના, પોતે અત્યારે તેની નજરે ચડવા નથી માગતો. એ ભલે રાંક છે, પણ અત્યારે લાખનના કોઈ સગાની આંખે ચડવું નથી. કોને ખબર, લાખનનો કોઈ સાથી પણ અહીં આવ્યો હોય - હું અહીં અચૂક આવીશ એવી ગણતરી રાખીને આવ્યો હોય અને લાખનની લાશ સામે જ ઠાર કરીને લાખનનું કામ પૂરું કરી દેવા માગતો હોય... નહીં... હવે અહીં રોકાવું નથી.

અને રઘુવીરસિંહ ભીડમાં ભળી ગયો - ખોવાઈ ગયો.

નાના ભાઈની લાશને ઓળખવા આવેલો મલખાનસિંહ ધ્રુસકેધ્રુસકે રડી પડ્યો. આ લાખન - માજણ્યો ભાઈ લાખન ! બંને એક સાથે માનું દૂધ ધાવ્યા હતા. માને ખોળે બંને સાથે બેસતા. એક થાન પોતે મોંમાં મૂકતો બીજું થાન લાખન ચૂસતો ! એકસાથે જ માના દૂધથી બે જણ ભૂખ ભાંગતા, હસતા, રમતા, ખેલતા અને ઝઘડતા...

મલખાનસિંહ ભાંગી પડ્યો.

એમ તો ઉત્તરપ્રદેશના જાલોન જિલ્લાના અકબરપુરા ગામના એક ઘરમાં બિછાને પડેલી લાખનની બીમાર ઓરત પણ ખાટલાની ઈસ પર કાંડાં અફળાવીને સૌભાગ્યનાં કંગન ભાંગતી વખતે ભાંગી પડી હતી. કપાળનો ચાંદલો ભૂંસતી વખતે ધ્રુસકેધ્રુસકે રડી હતી. લાખનની પત્ની હોવા છતાં ભાગ્યે જ તે ધણીનું પડખું પામી હતી. ક્યારેક જ તેને એનો હૂંફાળો સહવાસ સાંપડ્યો હતો. અને હવે ચાંદલા-ચૂડીના નામનો આધાર પણ ઝૂંટવાઈ ગયો. એની ગોદ કાયમને માટે સૂની રહી ગઈ.

ભાદાપુર ગામના કાચા ઘરની દીવાલ પર એક વૃદ્ધ ઓરત માથાં પછાડીને રડી હતી. પ્યારા બેટા લાખનના મોત પર લાખનની માનાં આંસુ દિવસો સુધી સુકાયાં નહોતાં.

અને પંઢરી ગામમાં પેલી સોનચિરૈયા છાતી કૂટતી ચિલ્લાતી હતી : 'ભૈયા ! મેરે ભૈયા... તુમ ચલે ગયે - ઈતની જલદી ચલે ગયે !'

એનું એ આક્રંદ ગામ-આખાને હચમચાવી ગયું.

ત્યારે ચંબલની કોતરોમાં સાથીઓ વચ્ચે બેઠેલો લાખનનો ભાઈ ફિરંગી હોઠ ભીડીને - દાંત ભીંસીને કહી રહ્યો : 'હમ બદલા લેંગે. ભૈયાકી મોત કા બદલા લેંગે. સાલે કુત્તે કો ખતમ કર દેંગે, ઝિન્દા રહેંગે તબ તક સબકો તંગ કરતે રહેંગે !'

એના જુસ્સાનો પડઘો પાડતી હોય તેમ પાછળ વહેતી ચંબલ અજંપાના ઉછાળા મારતી કોતરો સાથે માથાં પછાડતી ધસી રહી હતી. જાણે કહેતી હોય :

માનસિંહને માર્યો, પૂતલીને ખતમ કરી, ડાકુ સુલ્તાના ગયો, કલ્લાને ઢાળ્યો, રૂપાને સુવડાવ્યો અને લાખનને પોઢાડી દીધો... પણ એથી શું વળવાનું છે ? હું સદાય વહેતી જ રહેવાની છું, નવા ડાકુઓને જન્મ આપતી રહેવાની છું, તમને જંપીને જીવવા નહીં દઉં.

**[ત્રીજો ભાગ સમાપ્ત]**



## હરકિસન મહેતાના બેસ્ટ-સેલર પુસ્તકો

સર્જન-વિસર્જન
અંત આરંભ ૧-૨
લયપ્રલય ૧-૨-૩
મુક્તિબંધન ૧-૨
વંશ વારસ ૧-૨-૩
પીળા રૂમાલની ગાંઠ ૧-૨-૩
ડૉ. રોશનલાલ
જોગ-સંજોગ
ભેદ ભરમ
પ્રવાહ પલટાયો
સંસારી સાધુ
ભાગ્ય સૌભાગ્ય
ચંબલ તારો અજંપો ૧-૨-૩
જડ ચેતન ૧-૨
વેરનાં વળામણાં ૧-૨-૩
તરસ્યો સંગમ ૧-૨
શેષ-વિશેષ ૧-૨
સંભવ-અસંભવ
પાપ પશ્ચાત્તાપ
દેવ-દાનવ
માણસ નામે ગુનેગાર
સાગરને ખોળે ૩૨ દિવસ
સ્વીડન સોનાનું પીંજર
વાદ-સંવાદ
વેદના-સંવેદના
સીયામી જોડીયા



## બેસ્ટ સેલર નવલકથાઓ

ગુજરાતી નવલકથાઓમાં 'પ્લોટ' કે 'સસ્પેન્સ'નો અભાવ હોય છે અને એકી બેઠકે વાંચી નાખવા જેવી પક્કડ ધરાવતી નથી એ મેણું હરકિસન મહેતાએ એમની પ્રથમ નવલકથા 'જગ્ગાડાકુના વેરનાં વળામણાં'થી જ ટાળી નાખ્યું. ૧૬૦૦ પૃષ્ઠોની આ નવલકથાએ ચાર દાયકાથી બેસ્ટ સેલર નવલકથાનું સ્થાન ટકાવી રાખ્યું એટલું જ નહીં, હિંદી, ઉર્દૂ અને મલયાલમ ભાષામાં પણ વંચાઈ અને વખણાઈ રહી છે. આ જ લેખકની બીજી નવલકથા, 'અમીરઅલી ઠગના પીળા રૂમાલની ગાંઠ'ને પણ એવું જ સદ્‌ભાગ્ય સાંપડ્યું અને ત્યાર પછી લખાયેલી સંખ્યાબંધ નવલકથાઓને ગુજરાતી પ્રજાએ એટલી જ હોંશભેર આવકારી છે.

'અમે તો માત્ર અંગ્રેજી કથાઓ વાંચીએ છીએ.' એવું કહેનાર કોઈ પણ ગુજરાતી વાચક હરકિસન મહેતાની એક નવલકથા વાંચવાનું શરૂ કરે પછી ગુજરાતી નવલકથાઓ વિષેનો અભિપ્રાય બદલવાની તેને અચૂક ફરજ પડશે.

ISBN : 978-81-7790-793-3

